वंदे वीरम् ।

શ્રીમન્ મુક્તિ કમલ જૈન મોહનમાળા પુષ્પ ૨૨ મું

પરમોપકારી પરમાત્મા ચરમતીર્થંકર ભગવંત

# શ્રી મહાવીરસ્વામિ ચરિત્ર.

સંપાદક,

વકીલ નંદલાલ લલ્લુભાઈ.

વડોદરા.

પ્રકાશક

શાહ લાલચંદ નંદલાલ.

કાર્યાધિકારી—શ્રીમન્ મુક્તિકમલ જૈન મોહનમાળા.

કોઠીપોળ—વડોદરા.


પ્રથમ આવૃત્તિ ] [ પ્રત. ૧૫૦૦

| સંવત | વીર સંવત | સન |
|---|---|---|
| ૧૯૮૧. | ૨૪૫૧ | ૧૯૨૫ |

કિંમત ૧-૦-૦

ऐन्द्रश्रेणिनताय दोषहुतभुग्नीराय नीरागता-
धीराजद्विभवाय जन्मजलधेस्तीराय धीरात्मने ।
गम्भीरागमभाषिणे मुनिमनोमाकन्दकीरायसन्
नासीराय शिवाध्वनिस्थितिकृते वीराय नित्यं नमः ॥१॥

(न्या. न्या. महामहोपाध्याय श्रीमद् यशोविजयजी.)

## શ્રી મહાવીરસ્વામીના પાંચ કલ્યાણક.

૧ ચ્યવન કલ્યાણક—અષાઢ સુદ ૬.

૨ જન્મ કલ્યાણક—ચૈત્ર સુદ ૧૩.

૩ દિક્ષા કલ્યાણક—માગસર વદી ૧૦.

( ગુજરાતી કારતક વદી ૧૦ )

૪ કેવળજ્ઞાન કલ્યાણક—વૈસાખ સુદ ૧૦.

૫ નિર્વાણ કલ્યાણક—કારતક વદ ૦))

( ગુજરાતી આસો વદ ૦)) ).

यस्यज्ञानमनंतवस्तुविषयं, यः पूज्यते दैवतै
र्नित्यं यस्यवचो न दुर्नयकृतैः कोलाहलैर्लुप्यते
रागद्वेषमुखद्विषां च परिषत्, क्षिप्ताक्षणाद् येन सा
स श्रीवीरविभुर्विधूतकलुषां, बुद्धिं विधत्तां मम ॥१॥

( श्रीमद् मल्लिषेणसूरी. )

Shriman Mukti Kamal Jain Mohanmala Series No. 22

# THE LIFE
# OF
# LORD MAHAVIR.

By

Vakil Nandlal Lallubhai

BARODA.

Published by

Shah Lalchand Nandlal.

Secretary–Shriman Mukti Kamal Jain Mohanmala

Kothi Pole–BARODA.

First Edition ] [ 1500 Copies

| Samvat | Vira Samvat | A. D. |
| --- | --- | --- |
| 1981 | 2451 | 1925 |

## શ્લોકોના ભાષાન્તર.

ઇન્દ્રોના સમૂહથી નમસ્કાર કરાયેલા, દોષરૂપી અગ્નિને બુઝાવવામાં પાણી સમાન, નીરાગતા બુદ્ધિથી શોભતા (વૈભવવાળા), સંસારરૂપી સાગરના તીર સમાન, ધૈર્યશાળી, ગંભીર એવા આગમના કથન કરનારા, મુનિરાજોના મનરૂપી આંબાના વિષે પોપટ સમાન, સજ્જનોને વિષે ઇન્દ્ર સમાન, મોક્ષમાર્ગમાં બીરાજમાન (અથવા મોક્ષમાર્ગમાં સ્થીતિ કરવાને માટે), શ્રી વીરપ્રભુને નિત્ય નમસ્કાર હો. ૧

ભાષાંતર ( શ્રીમદ્ યશોવિજયજી )

વડોદરા—ધી લુહાણામિત્ર સ્ટીમ પ્રિ પ્રેસમા અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે
પ્રકાશકને માટે છાપ્યુ તા ૧૫-૭-૧૯૨૫.

જેમનું જ્ઞાન અનન્તવસ્તુ વિષયક છે, જે હંમેશાં દેવતાઓથી પૂજાય છે, જેમનું વચન અન્ય મતવાદીઓ (દુર્નય કરનારા) ના કોલાહલથી લોપાતું નથી, રાગદ્વેષ પ્રમુખ શત્રુગણને જેને ક્ષણવારમાં પરાસ્ત કરેલ છે, તે વીરપરમાત્મા મારી બુદ્ધિને કલુષ રહીત (નિર્મળ) કરો. ૧

ભાષાંતર ( શ્રી મલ્લિસેણસૂરી )

# વક્તવ્ય !



માળાના ૨૨મા પુષ્પ તરીકે આ ગ્રંથ, ધર્મપ્રેમી શાસનરસીકો સમક્ષ રજુ કરતાં હર્ષ ઉર્મિઓ ઉછળી રહે છે. મારા પૂજ્ય પિતાશ્રીજ ગ્રંથના લેખક અને સંપાદક હોય, ત્યાં હું કાંઇ વિશેષ લખું એ ઉચિત કેવી રીતે હોય !

શ્રી મહાવીરચરિત્રો બહાર પડેલ છે, છતાં આ ગ્રંથને પ્રસિદ્ધ કરવાનું કારણ શું ? એવો અથવા એવા રૂપનો પ્રશ્ન કોઇને ઉપસ્થિત થાય, તો તે વાસ્તવિક છે.

ભગવંત મહાવીરસ્વામિનું ચરિત્ર એવા પ્રકારનું છે, કે જેટલી વ્યક્તિઓ તેને આલેખવા પ્રયત્ન કરે, તે સર્વ તેને સર્વ રીતે સંપૂર્ણ આલેખી શકે નહિ. જે જે દ્રષ્ટિબિંદુથી તેને આલેખવા પ્રવૃત્તિ થાય, તે તે રૂપમાં તેને આલેખી શકાય; અને એમાંજ ભગવંતના જીવનની અને ચરિત્રની વિશેષ મહત્વતા અને રસિકતા છે. દ્રષ્ટિબિંદુની તારતમ્યતાથીજ, આલેખન પદ્ધતિની તારતમ્યતા થાય છે.

ગ્રંથમાં ઝમકતી ભાષા શૈલી નહિ માલમ પડે; અલંકારી લેખીની નહિ દેખાય; કેવળ શબ્દરચનાથી મોહમાં નાખવાની પ્રવૃત્તિ નહિ વ્યકત થાય, પરંતુ તે સર્વ કરતાં ધર્મપ્રેમી, શાસન રસીક સજ્જનોને જેની ખાસ જરૂર છે, તે ધર્મના અંતરંગ પ્રેમ-પ્રવાહના સ્ફુરતાં ઝરણાં દ્રષ્ટિગોચર થશે.

વીસમી સદીના વિચાર સ્વાતંત્ર્યનો પ્રાયે અભાવ જોવામાં આવશે; અને તેના સ્થાને પવિત્ર જિન અને જિનાગમમાં વિશેષ શ્રદ્ધા રાખી, આત્મકલ્યાણ કરવાને ઉદ્યમી થવાને માટે આગ્રહ માલમ પડશે.

ગ્રંથની પ્રૌઢતા તેની ગૌરવતામાં નથી; પરંતુ શાસ્ત્ર મર્યાદામાં

રહી પ્રભુનું જીવન આલેખવાની ભાવનામાં છે; ચરિત્ર સાથે અંતર્ગત જૈન તત્વજ્ઞાન, કર્મસ્વરૂપ વિ. નું થોડું જ્ઞાન વાંચક વર્ગને પુરા પાડવાના વિચારમાં છે, અને તે અપેક્ષાએ આ ગ્રંથ તેના પ્રકારનો પહેલો છે, અને તેજ પ્રસિદ્ધિનું મૂખ્ય કારણ છે.

ઐતિહાસિક દ્રષ્ટિથી પ્રભુનું જીવનચરિત્ર આલેખવાની જરૂરીઆતનો આથી નિષેધ થતો નથી. તે દ્રષ્ટિએ પણ પ્રભુનું જીવનચરિત્ર લખાવવાની જરૂરીઆત સ્વિકારાય છે.

ગ્રંથ સાદ્યંત વાંચી જવાની ભલામણમાંજ વક્તવ્ય પુરૂં થાય છે.

ગ્રંથ પ્રસિદ્ધિ કાર્યમાં મારા બંધુ વાડીલાલની સૂચના અને સલાહ માટે તેમનો આભાર માનું છું.

મુદ્ર સંશોધનમાં દ્રષ્ટિદોષ તથા પ્રેસદોષથી જે ભુલચુક રહી ગઇ હોય, તેને સુધારી વાંચવા વિનંતી કરી, તે માટે ક્ષમા ઇચ્છું છું.

માળાના પુષ્પ તરીકે આ ગ્રંથ પ્રસિદ્ધ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું છે, તે માટે હું અહોભાગ્ય માનું છું.

શાસનદેવતા શાસનાધિપતિના જીવન વાંચન–મનનમાં સર્વને પ્રેરે, અને તેમાં રતિ ઉત્પન્ન કરી તે માર્ગે પ્રવર્તવાને ભાવના પ્રદીપ્ત કરે, અને તે પ્રણાલીકામાં ટકી રહેવા બળ અર્પે, એજ આકાંક્ષા.

શ્રીમુક્તિ કમલ જૈન મોહનજ્ઞાન-મંદિર. કોઠીપોળ. વડોદરા
અષાડ સુદ ૬

મોહનપ્રતાપીનન્દ
ચરણોપાસક
લાલચંદ.

## આચાર્ય શ્રીમદ્ ૧૦૦૮ વિજયમોહનસૂરીશ્વરજી.

જન્મ-સિદ્ધક્ષેત્ર. ૧૯૩૫ વૈશાખ શુ૦ ૧૩.

ગણિ-પન્યાસ-અમદાવાદ. ૧૯૭૩ માઘ શુ૦ ૬.



દીક્ષા-મુંબાઈ. ૧૯૪૭ માઘ વ૦ ૧૦.

આચાર્ય-અમદાવાદ-રાજનગર. ૧૯૮૦ માઘ વ૦ ૧૦.

લુહાણામિત્ર પ્રેસ, વડોદરા

# અર્પણ પત્રિકા.

પરમોપકારિ, પૂજ્યપાદ, શાન્ત્યાદ્યનેક ગુણાલંકૃત—

## આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયમોહનસૂરીશ્વરજી મહારાજ

આપશ્રીએ મારા આત્મ કલ્યાણાર્થે, મને ધર્મનો બોધ આપવાને ખાસ પ્રયત્ન કરી મારા ઉપર ઉપકાર કરેલો છે. શાસ્ત્રોક્ત વિધિપૂર્વક સમ્યક્ત્વ મૂલ બારવ્રતરૂપ શ્રાવકધર્મનું આરોપણ કરી, વ્યવહારથી દેશવિરતિનો અધિકારી બનાવ્યો છે; તેથી આપ મહારા ધર્માચાર્ય છો. આપશ્રી આગમના અભ્યાસી છો. શ્રીમદ્ હરિભદ્રસૂરી મહારાજના તથા ન્યાયશાસ્ત્રવિશારદ ન્યાયાચાર્ય–મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી આદિપૂર્વાચાર્યના તત્વના ગ્રંથોના ઘણા પ્રેમી છો; અને તેનુ વાંચન–મનન વિશેષ કરી શ્રી જિનાગમનું રહસ્ય શું છે, એ જાણી તેનો લાભ વ્યાખ્યાન દ્વારા શ્રી સંઘને આપવા સદા ઉત્સાહી છો. આપની વક્તૃત્વ શક્તિથી આપશ્રીએ ઘણા જનોને ધર્મબોધ પમાડયો છે. ભગવંતની આજ્ઞા અને આગમના ફરમાન ઉપર આપને પૂર્ણ શ્રધ્ધા છે. સમ્યક્જ્ઞાન, ક્રિયા અને ચારિત્ર રૂપ મોક્ષમાર્ગને વિષે આપ પ્રવૃત્તિ કરી રહ્યા છો અને તે માર્ગે પ્રવૃત્તિ કરવા ભવ્ય જીવોને બોધ કરવાને સદા પ્રયત્ન કરી રહ્યા છો, ઇત્યાદિ ગુણોથી આકર્ષાઇ આપશ્રીને આ ચરિત્ર ગ્રંથ અર્પણ કરી, આપશ્રીના મારા ઉપરના ઉપકારના આભારની લાગણી અંશે વ્યક્ત કરૂં છું.

સેવક,

નંદલાલ લલ્લુભાઇની

૧૦૦૮ વાર વંદણા.

## આ ગ્રંથના અંગે મદદ લીધેલા ગ્રન્થોની યાદી.

૧ શ્રી ત્રિષષ્ટિશલાકાપુરૂષ ચરિત્ર.
૨ આચારાંગ સૂત્ર. ( ભાષાંતર )
૩ શ્રી દશવૈકાલિક સૂત્ર. ( ભાષાંતર )
૪ સુખબોધિકા. ( ભાષાંતર )
૫ જૈન તત્વાદર્શ.
૬ પંચપ્રતિક્રમણ સૂત્રાણિ. ( મોટી અર્થવાળી )
૭ ઉપદેશ પ્રાસાદ.
૮ પ્રશ્નોત્તર. ( શ્રીમદ્ આત્મારામજી મહારાજ કૃ
૯ કર્મગ્રન્થ સાર્થ.
૧૦ ધર્મરત્ન પ્રકરણ.
૧૧ ઉપદેશમાળા.
૧૨ અધ્યાત્મસાર.
૧૩ પ્રવચન સારોદ્ધાર.
૧૪ આત્મ પ્રબોધ.
૧૫ અનુત્તરોવાઇ સૂત્ર.
૧૬ અંતગડદસાંગ સૂત્ર.
૧૭ સમ્યક્ત્વકૌમુદી.
૧૮ શ્રી તત્વાર્થ સૂત્ર.
૧૯ શ્રી ધન્યકુમાર ચરિત્ર.
૨૦ શ્રી જ્ઞાતાસૂત્ર.
૨૧ ભરતેશ્વર બાહુબલી વૃત્તિ. ( ભાષાંતર )

---

# નિવેદન.



જીવનને સદ્ગુણી બનાવવા માટે સતશાસ્ત્ર શ્રવણ, વાંચન, મનન, તથા સતપુરૂષોનો સમાગમ, એ શુદ્ધ નિમિત્ત કારણ છે. સ્વયંબુદ્ધ જેઓ પૂર્વભવના શુદ્ધ અભ્યાસ અને ક્ષયોપશમના યોગે, પોતાની મેળે તત્વબોધ પામી જીવનને શુદ્ધ બનાવવાને સમર્થ નીવડે છે, તે શીવાયનાને તો કોઇને કોઇ શુદ્ધ નિમિત્તની જરૂર હોય છે. જિનાગમ એ સતશાસ્ત્ર છે, અને તેનું શ્રવણ, વાંચન, મનન એ શુદ્ધ નિમિત્ત કારણ છે. તેનું આલંબન લઇને અનેક પુણ્યશાળી જીવોએ પોતાનું જીવન શુદ્ધ બનાવી, પોતે ઉંચકોટીમાં આવી આત્મકલ્યાણ કરી ગયા છે.

જિનાગમના ચાર વિભાગો છે.

૧ દ્રવ્યાનુયોગ—જે ષડ્ દ્રવ્યો, કાલને જીવાજીવમાં અન્તર્ભાવ કરવાથી પાંચ અથવા ધર્માસ્તિકાયાદિને અજીવમાં દાખલ કરવાથી જીવ અને અજીવ એ બે દ્રવ્યો, દરેકનું યથાસ્થિત લક્ષણ સ્વરૂપ, સહભાવી ગુણો, ક્રમભાવિપર્યાયો, અનેક પરિણામો, ભિન્ન ભિન્ન કાલે જુદી જુદી પરિવર્તનાઓ, દરેક સમયે ઉત્પાદ–વ્યય–ધ્રૌવ્યનું ઘટવું, ઇત્યાદિક તત્વ નિશ્ચયાત્મક સમ્યકૃત્વ શુદ્ધિ તથા કર્મનિર્જરાના હેતુભૂત વિચાર બતાવનાર છે.

૨ ચરણકરણાનુયોગ—મુક્તિમાર્ગ, સાધુ, શ્રાવક, ધર્મનો આચાર, ક્રિયા, શુભભાવમાં કેવી રીતે વર્તવું, અશુભ ભાવમાંથી કેવી રીતે નિવર્તવું, હેયોપાદેય, કર્તવ્યા કર્તવ્યાદિ વિવેક, પાપ બંધનો ત્યાગ શી રીતે થાય, ઇત્યાદિ સંવરના અને નિર્જરાના વિચારો બતાવે છે.

૩ ગણિતાનુયોગ—જીવાજીવાદિ દ્રવ્યોની સંખ્યા, પરસ્પર અલ્પબહુત્વ, કાયસ્થિતિ, ભવસ્થિતિ, સંવેધાદિ, જ્યોતિશ્ચકના

૨

ચારાદિકનુ ગણિત, દ્વીપ, સમુદ્ર, નરક, વિમાનાદિક્ષેત્રમાન, તથા તેની ગણત્રી વિગેરે વિચારો દર્શાવે છે.

૪ ધર્મકથાનુયોગ—મહા પુરૂષોની જીવન પ્રણાલિકા, તે માંથી ઝળકતી ઉત્તમ નીતિ, સદાચરણ, પૂર્વકાલીન ઇતિહાસ, દીર્ઘ દ્રષ્ટિએ વિચારતાં પૂર્વાપર કાલનો અનુભવ, ઉપાદેયવસ્તુ પ્રત્યેનો આદરભાવ; અસદાચારિના ચારિત્રથી થતી અસદાચાર પ્રત્યેની ગર્હા, સાધુ શ્રાવકોના આચાર પ્રત્યે પડતા ઉત્તમ ચલકાટ વિગેરે વિચારો દર્શાવે છે.

આ ચારેમાંથી સામાન્ય રૂચિવાળા બાળજીવોને તો ધર્મકથાનુયોગ વિશેષ ઉપકારી છે. આગમમાં શ્રી જ્ઞાતાસૂત્ર, ઉપાશક દશાંગ, વિપાકસૂત્ર, ઉત્તરાધ્યયન વિગેરે કથાનુયોગના ગ્રંથો છે.

સંસાર યાત્રામાં પડતા યુવકવર્ગને, તેમજ સંસારના વિષયોમાં લુબ્ધવર્ગને, કથાના તથા ચરિત્રના ગ્રંથો માર્ગદર્શક નીવડે છે. મહાપુરૂષોના ચરિત્રો વિવેકથી વાચી, તેનો પૂર્વાપર સંબંધ વિચારી, તે ઉપરથી સાર ગ્રહણ કરવામાં આવે, તો તેથી વિચાર સુધારણાને, આત્મપ્રણતિ નિર્મળ બનાવવાને વિશેષ મદદ મળે છે. કલિકાળ સર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય મહારાજે શ્રી ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર ગ્રંથ લખી, આપણા ઉપર મહાન્ ઉપકાર કરેલો છે. તેનો આશય એજ પ્રકારનો હોવો જોઇએ, એમ પ્રથમ દર્શનિય અનુમાન જાય છે. એ ગ્રંથની અંદર એવી તો ઉત્તમ ઘટના કરવામાં આવી છે કે, બાકીના ત્રણે અનુયોગનુ જ્ઞાન, વાનગી રૂપે તેમાંથી ઝળકી નીકળે છે.

મને જીવન ચરિત્રો અને [illegible] કથાનુયોગ[illegible] ગ્રંથો વાંચનની રૂચી પ્રથમથી હતી, અને મ્હારી જીવન યાત્રામાં [illegible] ગાર થયા છે. નોવેલ કૃત્રિમ [illegible] ચરિત્રમાં વાસ્તવિક ગુણોનુંજ વર્ણન આ[illegible] પ્રસંગો એ ચરિત્ર નાયકે બતાવેલી ધૈર્યતા, વાપરેલી બુધ્ધિ, અનુકરણીય હોય છે,

શાસનસેવાના અંગે કોઇ ગુણીજનનું ચરિત્ર લખાઇ બહાર પાડવામાં હું નિમિત્ત કારણ થાઉં તો સારૂં, એવા વિચારથી કેટલાંક પ્રશ્નો તૈયાર કરી, તે છપાવી તેવા પ્રકારનું સાહિત્ય ભેગું કરવાની શરૂવાત પણ કરેલી હતી.

સંવત ૧૯૭૬ ના ઉન્હાળાની શરૂવાતમાં, વિશેષે કરી મ્હારા ઉપર ઉપકાર કરવાના ઉદ્દેશથી, પરમોપકારી, પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયમોહનસુરીજી મહેસાણાથી વિહાર કરી વડોદરે પધાર્યા હતા. તેમની સાથે તેમના મૂખ્ય શિષ્ય પન્યાસજી મહારાજ શ્રી પ્રતાપવિજયજી, મુનિ ઉદયવિજયજી, અને નવીન દીક્ષિત મુનિ ધર્મવિજયજી હતા.

વ્યાખ્યાનના વખત શીવાય ખાસ વખત કાઢીને શ્રીમદ્ ઉમાસ્વાતીવાચકકૃત શ્રી તત્વાર્થસૂત્ર; જેના ઉપર શ્રી સિદ્ધસેન સૂરીએ ઘણીજ સારી વિસ્તારવાળી ટીકા સંસ્કૃતભાષામાં કરેલી છે, તે ગ્રંથ સંભળાવવા તથા સમજાવવાને તેઓશ્રીએ કૃપા કરી. તેનો લાભ બીજા કેટલાક જીજ્ઞાસુબંધુઓ પણ લેતા હતા.

ચોમાસા માટે સુરત વિગેરે સ્થળના સંઘ તરફથી વિનંતી છતાં, ખાસ ઉપકારાર્થેજ તેઓશ્રીનું ચાતુર્માસ તે સાલમાં વડોદરામાં થયું. વ્યાખ્યાનમાં શ્રી સ્થાનાંગસૂત્રનું વાંચન ચાલતું હતું. ચાતુર્માસ સંપૂર્ણ થયા પછી તેઓશ્રી અત્રેજ બીરાજતા હતા.

સંવત ૧૯૭૭ના માગસર સુદ ૧. તા. ૧૧-૧૨-૨૦ ની પાછલી રાત્રે જાગૃત થતાં, લોકોત્તર મહાપુરૂષ ભગવંત મહાવીર પ્રભુનું ચરિત્ર ગુજરાતીભાષામાં લખવાના વિચાર ઉદ્ભવ્યા. જેમનું જીવન પરમશુદ્ધ છે, જેમનું બળ, વીર્ય, પરાક્રમ, ચરિત્ર, ઉત્તમોત્તમ અને અનુકરણીય છે, એવા તીર્થંકર પ્રભુનું ચરિત્ર લખવાના વિચારો એ ઘણું જોર કર્યું. તૂર્ત તે વિચારો નોટબુકમાં ટાંકી રાખ્યા. તે વિચારની શરૂવાત કરતાં આ પ્રમાણે ટાંચણ કર્યું છે.

" ભગવંત શ્રી મહાવીરચરિત્ર ગુજરાતીભાષામાં લખવાનો

વિચાર ઉદ્ભવ્યો. ભગવંતના જીવે પ્રથમ સમકિતની પ્રાપ્તિ કરી, ત્યારથી તે નિર્વાણ પામ્યા ત્યાં સુધીનું ચરિત્ર, ક્રમવાર વિવેચન પૂર્વક, જૈનસિદ્ધાંતાનુસાર, બોધકની સાથે જૈનતત્વજ્ઞાનનો વાંચક વર્ગને યત્કિંચિત બોધ થાય, અને આત્મપ્રગતિની તેમનામાં ભાવના જાગૃત થાય, એવી શૈલીથી લખવાને માટે ઉપયોગ રાખવો." ઇત્યાદિ

ઉપરના જે વિચારો રાત્રે ઉદ્ભવ્યા હતા, તે પ્રાતઃકાળે આચાર્ય મહારાજ તથા પન્યાસજી મહારાજને જણાવ્યા. તે મહા પુરૂષોએ એ વિચારો અમલમા મુકવાને પ્રોત્સાહન આપ્યું.

આસન્નઉપકારી પ્રભુના શાસનમાં જીવન ગુજારી આત્મ કલ્યાણની પ્રવૃત્તિઓમાં યથાશક્તિ બળ વીર્ય ફોરવી, જીવનને શુદ્ધ બનાવવાને પ્રયત્ન કરવો, એ જીવનનું મૂખ્ય કર્તવ્ય છે. એ કર્તવ્યના અંગે આ ચરિત્ર લખવામાં જેટલો કાળ જશે, તેટલો એકાંત લાભદાયી છે, એમ મનમાં નિશ્ચય થયો.

ભગવંત મહાવીર પ્રભુનુ ચરિત્ર મોટા ગીતાર્થ મહાશયો યથાર્થ સ્વરૂપમાં આલેખી શકે. તેવા મહાન્ કાર્યનો આરંભ કરવો,એ એક પંગુ માણસ મહાન્ જલધિ તરવાને અભિલાષા કરે,તેના જેવું કઠિન કાર્ય છે. તોપણ મ્હારા પોતાના આત્મહિતની ખાતર અને જ્ઞાનાવરણીયાદિ ઘાતિ કર્મ ખપાવવા, આ કાર્ય એક પ્રકારનું શુધ્ધ નિમિત્ત કારણ છે એવી શ્રધ્ધા થવાથી, મ્હારી આ પ્રવૃત્તિ ગીતાર્થોની દ્રષ્ટિમાં નિર્મોલ્ય જણાય, તોપણ મ્હારે આ કાર્યનો આરંભ કરીને, આ સદ્પ્રવૃત્તિ શરૂ કરવી, એવી ભાવના દિવસે દિવસે પુષ્ટ થતી ચાલી. શ્રીમદ્ પદ્મવિજયજી મહારાજે ભગવંત આદિશ્વરપ્રભુના સ્તવનમાં જણાવ્યું છે કે,

"જિન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ,"

જો કે શ્રીમદે એમાં પોતાના ગુરૂ અને દાદા ગુરૂના નામ વ્યક્ત કરેલાં છે,તોપણ તેમાં રહેલ ઉત્તમ બોધના ઉપર અંતરગ

વિશ્વાસ હોવાથી, મ્હારી શક્તિ ઉપરાંતનું આ મહાન્ કાર્ય મેં મ્હારા પોતાના આત્મહિતાર્થેજ હાથ ધરેલું હતું.

આ ચરિત્ર લખવાના માટે તમામ અંગ અને ઉપાંગનો યથાર્થ અભ્યાસ કરવાની આવશ્યકતા છે, અને તેનો અભ્યાસી ભગવંતનું ચરિત્ર બરોબર આલેખી શકે. પણ તે તો મ્હારા અધિકાર બહાર અને શક્તિ ઉપરાંતનો વિષય હોવાથી, તે પ્રમાણે હું કાંઇ કરી શકું નહી, એ સ્વાભાવિક છે. પણ પન્યાસજી શ્રી પ્રતાપ વિજયજી મહારાજે શ્રી અંતગડદશાંગસૂત્ર તથા અનુત્તરોવાઇ સૂત્ર, તથા શ્રી જ્ઞાતાસૂત્ર, વિગેરે આગમમાંથી શ્રી શ્રેણિકરાજા ના પુત્રો તથા રાણીઓ વિગેરેના અધિકાર વાંચી સંભળાવી નોટ કરાવી; તે તથા બીજા ગ્રંથોની જે યાદી જુદી આપવામાં આવી છે, તે ગ્રંથોની મદદ લેવામાં આવી છે. એ ગ્રંથોના વાંચન અને વિચારણા વખતે જે આનંદ થતો હતો, તે અલૌકિક હતો. આ ચરિત્ર લખવાના વિચાર ઉદ્ભવ્યા, ત્યારથી હું પોતે મને પોતાને તો એકાંત લાભજ માનું છું. આ મ્હારા પ્રયત્નથી આ ગ્રંથના વાંચક બંધુ અને બહેનોને કંઈ અંશે લાભ થશે, તો તેથી હું મને પોતાને વધુ ભાગ્યશાળી માનીશ.

ભગવંતનુ ચરિત્ર વિદ્વાનો જે દ્રષ્ટિથી લખવા ધારે, તે દ્રષ્ટિથી લખી શકે તેમ છે. મેં તો ફક્ત ધાર્મિક શ્રદ્ધા અને જૈન દ્રષ્ટિથીજ લખવાનો યત્ન કરેલો છે. આ ચરિત્ર વિદ્વતા ભરેલી છટાદાર ભાષામાં લખાયેલો નથી એમ મારૂં પોતાનું માનવું છે; અને તેથી વિદ્વાનોની દ્રષ્ટિમાં કદી હાંસીપાત્ર જેવો આ પ્રયાસ લાગશે; તો પણ એટલું તો હું જણાવવાની હિંમત કરૂં છું કે, આ ગ્રંથ વાંચક વર્ગને કદી ઉપકારી નહી નિવડે, તોપણ નુકશાનકર્તા તો નહીજ થાય.

પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રી વિજયમોહનસૂરીજી તથા પન્યાસજી મહારાજ શ્રી પ્રતાપવિજયજીએ વખતોવખત આ ગ્રંથ લખવામાં શાસ્ત્રાધાર કાઢી આપવા પ્રયત્ન કરેલો છે; તેમજ એકં·

દર લખાણ તૈયાર થયા પછી, શાસ્ત્રાજ્ઞા વિરૂદ્ધ કાંઇ લખાણ થએલું ન હોય, તથા તેવું થએલું હોય તો તે રહી ન જાય, તેના માટે કાળજીપૂર્વક આ ચરિત્ર તપાસી જવાની સહાય કરેલી છે, તેથી તેમનો ઘણો ઉપકાર મ્હારા ઉપર થયો છે. શ્રીરામવિજય મહારાજે પણ કેટલોક ભાગ તપાસ્યો છે, તેથી તેમનો પણ ઉપકાર થયો છે. પાદરાનિવાસી મ્હારા મિત્ર વકીલ મોહનલાલ હિમચંદ તથા બુહારીનિવાસી ધર્મરસીક ભાઇ ઝવેરચંદ પન્નાજી પણ આ ગ્રંથનો કેટલોક ભાગ તપાસી ગયા છે, આ બન્ને મિત્રો આ ગ્રંથ લખવાના પ્રસંગે વખતોવખત મને ઉત્સાહ આપતા હતા, તેથી તેમનો આભાર માનું છું. રા. રા. વકીલ છોટાલાલ ઝવેરભાઇ સુતરીયા, બી. એ. એલ, એલ, બી. તથા રા.રા. વામનરાવ આપાજી નિકતે, બી. એ. એલ, એલ, બી.; જેઓ ધંધાના અંગે સહચારી છતાં, મને ધંધામા ઘણી રાહત આપવાને અહોનિશ કાળજીવત છે, તેઓએ પણ કેટલીક ઉપયોગી સૂચનાઓ કરેલી છે; તેમનો પણ આભાર માનું છું.

આ ચરિત્રમાં જે જે ગ્રંથોમાથી જરૂર પુરતા ઉતારા કરવામાં આવ્યા છે, તે તે ગ્રંથોના પ્રકાશક મહાશયોનો પણ આભારી છું.

આ ગ્રંથમાં શાસ્ત્ર તથાજીનાજ્ઞા વિરૂદ્ધ લખાણ ન થાય, તેના માટે બનતી કાળજી રાખી છે. છતાં અલ્પજ્ઞપણાના કારણથી તેવી ભુલ રહી ગઇ હોય, તો તે વાંચક મહાશય જણાવવા કૃપા કરી ઉપકાર કરશે, તો તે ભુલ સુધારવા હું પ્રયત્ન કરીશ.

ચિ. લાલચંદે આ ગ્રંથની ભાષા સુધારવા તથા પ્રુફો તપાસવામાં અને એકંદર ગ્રંથ બહાર પાડવામા ઘણી સહાય કરી છે. તેની શરૂવાતની ઉછરતી જીંદગીમાં ભગવંત મહાવીર ચરિત્ર મનન કરી વાંચવામાં, તેના આત્માને ઉચ્ચ પ્રકારના સંસ્કારો પડશે, તો તેથી તેના ભાવિ જીવનમાં ઉત્તમ લાભ થશે, એ કંઈ ઓછો ફાયદો નથી ભગવંતના ચરિત્રના ઘણા પ્રસંગો એવા છે, કે ગૃહજીવન પણ શાંતિમાં ગુજારવાને, તે એક અમૂલ્ય ઉપદેશકનું કાર્ય કરનાર

છે. તેમનું ભાવિ જીવન શુદ્ધ, સંસ્કારી, અને પવિત્ર નિવડો એજ ભાવના છે.

આ ચરિત્ર લખાઇ તૈયાર થયા પછી જલદી છપાઈ બહાર-પાડવામાં પ્રેસના માલીક રા. રા. વીઠલભાઇ આશારામ, તથા મેનેજર તરીકે કાર્ય કરનાર તેમના તનુજ ભાઈ અંબાલાલે પણ સારી મદદ કરી છે, એ જણાવવાની અત્રે જરૂર છે.

આ ગ્રંથ છપાવીને બહારપાડવાનું કાર્ય શ્રીમન્ મુક્તિ કમળ જૈન મોહનમાળા તરફથી ઉપાડી લેવાને શ્રીમદ્ આચાર્ય મહારાજે પરમ ઉદારતા બતાવી છે, તેથી વિશેષપણે તેઓશ્રીનો મારા ઉપર ઉપકાર થયો છે.

કોઠીપોળ, વડોદરા.
અસાડ સુદ ૧૩, શનીવાર
તા. ૪-૭-૨૫

શાસન સેવક,

વકીલ નંદલાલ લલ્લુભાઇ.

---

## આભાર પ્રદર્શન:—

આ ગ્રંથ છપાવવામાં મદદ આપનાર ગૃહસ્થોની શુભ નામાવલી.

| | | |
|---|---|---|
| ૩૦૦) | શેઠ ઝવેરચંદ પન્નાજી | બુહારી. |
| ૨૦૦) | શેઠ અમરચંદ જગજીવનદાસ. | ભરૂચ |
| ૧૦૦) | બાઈ જડાવ તે શેઠ નાથાભાઈ નરોતમદાસની ધર્મપત્ની | શીનોર |
| ૧૦૦) | શેઠ છગનલાલ શંકરદાસ | શીનોર |
| ૧૦૦) | શેઠ નરોતમદાસ શંકરદાસ | શીનોર |
| ૧૦૦) | શેઠ છોટાલાલ હરગોવીંદદાસ. | શીનોર |
| ૧૦૦) | શેઠ રતનચંદ મગનલાલ | ભરૂચ |
| ૫૫૦) | વકીલ નંદલાલ લલ્લુભાઈ | વડોદરા |
| ૧૦૦) | શેઠ વલ્લવજી જાદવજી | માસરરોડ |
| ૫૧) | શેઠ છોટાલાલ વલ્લવજી માસરરોડવાળા | પાલેજ |
| ૫૦) | સ્વ. અ. સૌ. બાઈ ચંચળ તે શેઠ શંકરદાસ વનમાળીદાસના ધર્મપત્ની | શીનોર |
| ૧૦૦) | શેઠ તારાચંદ દલીચંદ | પાદરા |
| ૨૫) | બાઈ મંછા. પીતાંબર જેતાજીની વિધવા હા દેવચંદ દલીચંદ | લુણાવાડા |
| ૫૦) | શા. હીરાચંદ કાલીદાસ હા ત્રીભોવન ચુનીલાલ (જ્ઞાન ખાતાના) | લુણાવાડા |
| ૨૫) | શેઠ નગીનદાસ બાપુલાલ | છાણી |
| ૫૧) | શેઠ નાનચંદ વલવદાસ | સામરા |
| ૨૫) | શેઠ તારાચંદ રીખવદાસ | વડોદરા |
| ૭૫) | સ્વ. બાઈ કેવળ તે શેઠ મોહનલાલ ઘેલાભાઈની વિધવા | વડોદરા |
| ૫૧) | સ્વ૦ અ. સૌ. બાઈ મંછા તે વકીલ નંદલાલ લલ્લુભાઈની ધર્મપત્ની | વડોદરા |
| ૨૫) | બાઈ પારવતી | અણુસ્તુ |

ઉપર જણાવેલા સદ્‌ગૃહસ્થોએ જે ઉદારતા દર્શાવી છે, તે માટે તેઓનો અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે.

શ્રીમન્ મુક્તિ કમળ જૈન મોહનમાળા–કાર્યાધિકારી.

# અનુક્રમણિકા.



## વધુ મદદ.

૧૦૧) શેઠ કસ્તુરભાઈ અમરચંદ — ખંભાત

૧૦૧) શેઠ હીરાચંદ ઓધવજી — માંગરોળ

૨૫) શા. ચીમનલાલ સાકરચંદની કું. — ખંભાત

૨૫) શા. આશાભાઇ માણેકલાલ ( પાછીયાપુરાવાળા ) વડોદરા

## પ્રકરણ ૨૧ મું

### સાધવી.

પ્રકરણ ૨૫ મું

ગોશાળો.



પ્રકરણ ૨૬ મું

નિર્વાણ



પ્રકરણ ૨૭ મું.

શ્રી ગૌતમ ગણધર.

## ઉપસંહાર

### ઉપદેશરહસ્ય.





# શ્રી ભગવંત મહાવીરની આજ્ઞાઓ.

૧ તત્વજ્ઞાનનો અભ્યાસ કરો અને વિચારોને નિર્મળ બનાવવા માટે પ્રયત્ન કરો.

૨ જીવનક્રમમાં ત્યાગ કરવા લાયક, અંગીકાર કરવા લાયક, અને જાણવા લાયક શું છે ? તેનો નિર્ણય કરો.

૩ પોતાની શક્તિનો વિચાર કરો અને શક્તિ મુજબ ઉન્નતિક્રમમાં આગળ વધો.

૪ આત્મવિશ્વાસ રાખો, કોઇના ઉપર આધાર ન રાખો. તમારો ઉદ્ધાર કરવો, એ કેવળ તમારા પોતાના વિચાર, પુરૂષાર્થ, અને ઉદ્યોગ ઉપર આધાર રાખે છે.

૫ માન અથવા આલોક કે પરલોકના સુખની ઇચ્છા રાખ્યા શીવાય જેટલું સત્કાર્ય થાય તેટલું કરો. અમે શું કરીયે ? એવા નિર્માલ્ય વિચારો કાઢી નાખી પ્રમાદમાં જીવન ન ગુજારો.

૬ જો તમે ગૃહસ્થધર્મ અથવા સાધુધર્મના માર્ગમાં દ્રવ્ય અને ભાવથી શક્તિ મુજબ પ્રયાણ કરશો, તો જરૂર મુક્તિપુરીએ પહોંચ્યા શીવાય રહેશો નહિ.

સંગ્રાહક,

વકીલ નંદલાલ લલ્લુભાઇ.

વડોદરા.



# શ્રીમન્ મુક્તિ કમળ જૈન મોહનમાળા તરફથી પ્રગટ થયેલ પુષ્પો ( ધર્મ પુસ્તકો )

| પુષ્પ | નામ | મૂલ્ય |
|---|---|---|
| * ૧ | અનિત્યાદિ ભાવના સ્વરૂપ | ભેટ |
| ૨ | શ્રી જિનેંદ્ર સ્તવાદિ ગુણ મોહનમાળા | ૦—૬—૦ |
| * ૩ | ગુજરાતનું ગૌરવ યાને વિમલમંત્રીનો વિજય............ | ... |
| * ૪ | શ્રી દેવગુરૂવંદનાદિ વિધિસંગ્રહ | ભેટ |
| * ૫ | શ્રી સુબોધ પાઠ સંગ્રહ | " |
| ૬ | શ્રી પોસહ વિધિ ( આવૃત્તિ બીજી તૈયાર છે ) | ૦—૪—૦ |
| ૭ | શ્રી પ્રતિમાશતક મોટી ટીકા ( સંસ્કૃત ) | ૨—૦—૦ |
| * ૮ | શ્રી કર્મગ્રંથવૃત્તિ–પ્રથમ વિભાગ ( આવૃત્તિ ૨ જી ) | |
| ૯ | શ્રી માર્ગપરિશુદ્ધિ | ૦—૬—૦ |
| * ૧૦ | શ્રી વિપાકસૂત્ર ટીકા તથા મૂળની સંસ્કૃત છાયા સાથે .. ... ... ... ... | ૦—૧૨—૦ |
| * ૧૧ | શ્રી મુક્તિમાર્ગદર્શન યાને ધર્મપ્રાપ્તિના હેતુઓ | ભેટ |
| ૧૨ | શ્રી સુરપ્રિયમુનિ ચરિત્ર ગુ૦ ભાષાંતર | ૦—૨—૦ |
| ૧૩–૧૪–૧૫ | પ્રતિમાસ્થાપનન્યાય–પરમજ્યોતિપંચવિંશતિકા–પરમાત્મપંચવિંશતિકા. .. ... | ૦—૩—૦ |
| * ૧૬ | શ્રી ચૌમાસી તથા દીવાલી દેવવંદન | ...ભેટ |
| ૧૭ | શ્રી જ્ઞાનસાર ( અધ્યાત્મોપનિષદ ) સૂત્ર ક. ઉ, યશોવિ૦ તથા શ્રાવક વિધિ મૂળ ક. કવિ ધનપાળ | ..ભેટ |
| * ૧૮ | શ્રી દેવવંદનમાળા .. ... ... | ૦—૧૨—૦ |
| ૧૯ | ઉપદેશપદ ભાગ ૧ , " , | ૩—૦—૦ |
| ૨૦ | " ભાગ ૨ | છપાય છે. |
| ૨૧ | શ્રી અભિધાનચિન્તામણિ ( નવી રત્નપ્રભા ટીકા સાથે. ) | ૧—૮—૦ |
| ૨૨ | શ્રી મહાવીરસ્વામિચરિત્ર તૈયાર થાય છે. | ૧—૦—૦ |
| ૨૩ | શ્રી વીશસ્થાનકપદ. | |

* આ નીશાનીવાળા ગ્રંથો સીલીકમા નથી.

મળવાનું ઠેકાણું:—૧ શાહ લાલચંદ નંદલાલ;

ઠે. કોઠીપોળ, વડોદરા.

૨ માસ્તર–કુંવરજી દામજી ઠે. બુદ્ધિસિંહજીજૈનશાળા, પાલીતાણા,



"શ્રી સર્વજ્ઞ વીતરાગાય નમઃ"

શાસનપતિ ચરમતીર્થંકર પરમાત્મા

# શ્રી મહાવીરસ્વામિ ચરિત્ર.

ભગવંત શ્રી મહાવીરસ્વામિના

પૂર્વના છવીશ ભવનું સ્વરૂપ.

## मंगलाचरणम

ભૂતકાલમાં થએલા, વર્તમાનમાં વિચરતા, અને ભવિષ્યમાં થનાર જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ અનંતાનંત ગુણો ધારક, દેવાધિદેવ શ્રી તીર્થંકર ભગવાન, ભગવંતથી ત્રિપદી પામીને દ્વાદશાંગીની રચના કરનારા ગણુધર મહારાજ, ચૌદ પૂર્વધર શ્રુતજ્ઞાની, તથા આચાર્ય, ઉપાધ્યાય અને સર્વસાધુ મહારાજને ત્રિવિધ નમસ્કાર કરૂં છું.

# પ્રકરણ ૧ લું

## પહેલો અને બીજો ભવ.

ગ્રામચિંતક નયસાર, મુનિદાન,
સમકિતની પ્રાપ્તિ, અને
બીજો દેવભવ.



જીવોના મુખ્ય બે ભેદ છે. એક મુકતાત્મા અને બીજા સંસારી.

૧ મુકતાત્મા–સર્વથા કર્મથી રહિત થઇ સિદ્ધ થએલા, જેમને કર્માભાવને લીધે જન્મ મરણ કરવું પડતું નથી તે.

૨ બીજા સંસારી–જીવ અનાદિ કાળથી મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગના લીધે કર્મબંધન કરી દેવ, મનુષ્ય, તિર્યંચ, અને નરક એ ચારગતિ રૂપ સંસારમાં ભવભ્રમણ–જન્મ મરણ કરે છે તે

સંસારી જીવ જ્યારે અનાદિમિથ્યાત્વને ઉપશમાવવા પ્રયત્નવાન્ થઇ રાગદ્વેષરૂપ જે ગાંઠ તેને ભેદે છે, ત્યારે આત્મવિશુદ્ધિ રૂપ-સમકિતગુણ પ્રાપ્ત કરે છે, તે પછી તે જીવની પરિણતિમાં ફેરફાર થાય છે; કદાપિ તે સમકિતથી ભ્રષ્ટ થાય છે તોપણ સમકિતની પ્રાપ્તિપૂર્વેની અશુદ્ધતાના જુસ્સામાં કમતીપણું થાય છે. સમકિતની પ્રાપ્તિ પછી તે જીવનો સંસારમા ભમવાનો કાળ મર્યાદિત થાય છે, તે મર્યાદિત કાળમાં તમામ કર્મખપાવી આત્માનું શુદ્ધસ્વરૂપ, કેવળજ્ઞાન, કેવળદર્શનાદિ પ્રગટ કરી મોક્ષ પ્રાપ્ત કરે છે, ત્યારે આત્મા મુક્તાત્માની પહેલી કોટીમાં આવે છે.

ભગવંત મહાવીરના જીવને એવા અમૂલ્યસમકિતની

પ્રાપ્તિ નયસાર નામના ભવમાં થઇ છે. તેને પહેલો ભવ ગણી બીજા સ્થૂલભવોની ગણત્રી કરેલી છે.

આ જંબૂદ્વીપમાં પશ્ચિમવિદેહક્ષેત્રમાં મહાવપ્રા નામની વિજયમાં જયંતી નામની નગરીના શત્રુમર્દન નામના રાજાના તાબામાં પૃથ્વીપ્રતિષ્ઠાન નામના ગામના ઉપરી ( રક્ષણ કરનાર ) નયસાર નામના એક પુરૂષ વિશેષ હતા. તે સરળ સ્વભાવી, વિવેકી, મોટા મનવાલા અને ગુણગ્રાહી હતા.

રાજાને મોટા કાષ્ઠોની જરૂર હોવાથી પોતાના તાબાના જંગલમાંથી સારા લાકડાઓ કપાવી લાવવા નયસારને આજ્ઞા કરી.

નયસાર પોતાના તાબાના માણસો અને કેટલાક ગાડાં લેઇ એક મોટા જંગલમાં ગયા, પોતાના અને તાબાના માણસોના ઉપયોગ માટે સીધું સામાન સાથે રાખ્યું હતું. જંગલની અટવીમાં આવી પહોંચ્યા પછી પસન્દ કરેલા વૃક્ષોને કાપવાનો હુકમ માણસોને આપ્યો, તેથી કેટલાક તે કામે લાગ્યા. ને કેટલાક તેના તાબાના માણસો તેમના માટે યોગ્ય સ્થાને રસોઇ તૈયાર કરવાની તજવીજ કરવા લાગ્યા. મધ્યાન્હ કાળ થયો, સર્વને ક્ષુધા લાગી, જમવાના વખતે તૈયારીની નયસારને ખબર આપી.

નયસાર સમયના જાણકાર હતા, કામબંધ રખાવી ભાતું વાપરવાની સેવક વર્ગને આજ્ઞા કરી અને પોતે પણ પોતાના માટે તૈયાર કરેલ રસોઇના સ્થાને ગયા ક્ષુધા અને તૃષાથી આતુર થયા હતા, તોપણ ઉત્તમની નીતિ રીતિ મુજબ “ કોઇ અતિથિ આવે તો હું તેને ભોજનકરાવીને પછી જમું ” એવા ભાવ તેમના મનમાં ઉત્પન્ન થયા.

પ્રાચીન કાલમાં સાધુઓ વિહાર દરમ્યાન આવા જંગલો આવે ત્યારે સારો સાથ જતો હોય તો તેમનું આલંબન લઇ વિકટ રસ્તે વિહાર કરતા હતા, અને વર્તમાનમાં તે પ્રમાણે કરે છે. તે સમયમાં કેટલાકસાધુઓ વિહારના લીધે સારા સાર્થવાહના સંગાતને

જોઇ; એ જંગલમાંથી જતા હતા. માર્ગે ચાલતાં ભિક્ષાનો વખત થવાથી નજીકના કોઇ ગામમાં સાધુઓ ભિક્ષા લેવા ગયા. તે વખતે સાથેના માણસોએ તેમના આવવાની રાહ નહિ જોતાં સાથ ચાલ્યો ગયો. ગામમાં ભિક્ષા મળી નહિ. મધ્યાન્હના તાપથી તપતા રસ્તાના અજાણ સાધુઓ જંગલમાં માર્ગ શોધવા લાગ્યા. તેઓ ક્ષુધા અને તૃષાથી પીડાતા હતા. તાપના લીધે અંગ તપી ગયાં, અને પસીનાથી વસ્ત્ર ભીજાઇ ગયાં. તેઓ માર્ગની શોધ કરતાં જ્યાં નયસારનો પડાવ હતો તે તરફ આવી ચઢયા.

નયસાર અતિથિને ભિક્ષા આપી પછી જમવાની ભાવનાથી ચારે બાજુ જોતા, હતા તેવામાં ભુલા પડેલા સાધુઓને જોઇ તે ઘણા ખુશી થયા અને તેમના સામે ગયા, તેમને બે હાથ જોડી વંદન કરી વિનયપૂર્વક પુછયું; હે ભગવંત આવી મોટી અટવીમાં આપ કયાથી ? કેમકે શસ્ત્રધારીઓ પણ આ અટવીમાં ફરી શકે તેમ નથી. તેઓએ પોતાનો વૃત્તાત જણાવ્યો વૃત્તાંત સાંભળી સાથેના માણસો અને સાર્થપતિ માટે તેને ખેદ થયો. તે બોલ્યા-એ સાર્થ કેવો નિર્દય વિશ્વાસઘાતી અને પાપથી અભીરૂં !! કેમકે જે પોતાના ઉપર અવલંબનકરી વિશ્વાસરાખી આવેલા સાધુ-મહાત્માઓને જંગલમાં મૂકી ચાલ્યો ગયો. ખેર ! પણ હે ભગવંત આપ મારા પુણ્યથી મહારા અતિથિ રૂપે આ વખતે અત્રે પધાર્યા એ ઘણું સારૂ થયું. એ પ્રમાણે કહી જ્યાં પોતાનું ભોજનનું સ્થાન હતું તે સ્થાને તેમને લેઇ ગયા. પ્રાસુક અન્નપાણીથી ભાવપૂર્વક તેમને પ્રતિલાભિત કર્યા. સાધુઓ પોતાને બેસવાલાયક જગ્યા જોઇ, ત્યાં જઇ વિધિપૂર્વક આહાર કર્યો. નયસારે મુનિઓને પ્રતિલાભ્યા પછી તેની હર્ષપૂર્વક અનુમોદના કરતાં (પોતે પણ) ભોજન કર્યું. ભોજન કર્યા પછી જ્યા મુનિઓ હતા તે સ્થાને તે આવ્યા. અને પ્રણામપૂર્વક તેઓને વિનંતિ કરી કે, હું આપને નગરનો માર્ગ બતાવું. મુનિઓ તેની સાથે ચાલ્યા અને નગરના મુખ્ય

રસ્તે આવ્યા, એટલે એક વૃક્ષની નીચે બેસીને તેઓએ નયસારને ( યોગ્ય જાણીને ) ધર્મ સંભળાવ્યો.

મુનિનો ઉપદેશ સાંભળી નયસાર આનંદિત થઇ પોતાને ધન્ય માનવા લાગ્યા, તે વખતે અંતઃકરણશુદ્ધિના યોગે તેણે સમકિત પ્રાપ્ત કર્યું. પછી સાધુઓ નગર તરફ ચાલ્યા. નયસાર પણ તેમને પુનઃ વંદન કરી પાછા વળ્યા અને પોતાના સ્થાને આવ્યા. કાષ્ઠ ભેગાં કરી માણસો સાથે રાજાને મોકલાવી આપી પોતે પોતાના ગામમાં ગયા.

તે પછી નયસારે ધર્મનો અભ્યાસ કર્યો અને નવતત્ત્વોને ( જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ નિર્જરા અને મોક્ષ.) ચિંતવતા સમકિત પાળતા કાળ નિર્ગમન કરવા લાગ્યા. એ પ્રમાણે કાળ નિર્ગમન કરતા અંતસમયે આરાધના કરી પંચ નમસ્કારમંત્રનું સ્મરણકરી મૃત્યુ પામી સૌધર્મ દેવલોકમાં પલ્યોપમના આયુષ્યવાળા દેવતા થયા.

આ પ્રમાણે અહિં બે ભવ થાય છે.

- નયસારના ઉપરના વૃત્તાંતથી કેટલીક વાતો
શિક્ષણ લેવા જેવી, અને કેટલીક જાણવા
જેવી છે; તેનો વિચાર કરીએ.

નયસાર એક ગામરક્ષક અધિકારી હતા. તેથી નોકરીના અંગે જંગલમાંથી લાકડાં કપાવવા જેવા આરંભ (પાપ) નું કામ કરવા ગયા હતા. છતાં તેમનામાં રહેલા કુદરતી સદ્ગુણો અને ગૃહસ્થના ઉત્તમ આચારના લીધે જંગલમાં પણ જમવાના વખતે તેમને અતિથિને ભોજન કરાવવાની ભાવના થાય છે. મધ્યાન્હનો સમય થયો હતો, તેમને ક્ષુધા લાગી હતી તોપણ પોતાની ભાવના ને પુષ્ટ કરવાને ચારે બાજુ જોતા હતા. " પુણ્યશાળીઓની શુદ્ધ ભાવનાઓ પણ કેટલીક વખત તાત્કાલિક ફળે છે. " તે પ્રદેશમાં પણ અનાયાસે સુપાત્ર મુનિઓનો જોગ મળી આવે છે, અને ભાવ પૂર્વક તેમને ભિક્ષા આપે છે. આ ઠેકાણે જે ચિત્ત, વિત્ત અને

પાત્ર આ ત્રણનો યોગ મળે છે. તે સમ્યક્ત્વાદિ મહાલાભનું કારણ છે, ભોજન કરી રહ્યા પછી નયસારે જ્યાં મુનિમહારાજાઓ હતા, ત્યાં જઇ તેમને માર્ગબતાવવા સાથે જવા વિનંતિ કરી હતી અને માર્ગ બતાવ્યો હતો. અહિંજ નયસારના ઉત્તમ ગુણો અને શુદ્ધ ભાવની કસોટી થાય છે. જો તેમ ન હોત તો ભિક્ષા આપ્યા પછી માર્ગ બતાવવા સાથે જવા વિનંતિ કરવા તેઓની પાસે જાતજ નહિ ! પણ સાધુઓ માર્ગ બતાવવાની મદદ માગવા તેની પાસે આવત ! અથવા માર્ગ બતાવવા પોતે જાતે નહિ જતાં, પોતાના સેવક વર્ગમાંથી કોઈને મોકલ્યો હોત, તો પણ ચાલી શકત; તેમ નહિં કરતા પોતે જાતે મદદ કરવી એને પોતાની ફરજ માની અમલમાં મૂકી. એ તેમના હૃદયમાં રહેલો વિવેક પ્રગટપણે જણાઈ આવે છે. શાસ્ત્રકારોએ બવા સદ્ગુણોમાં વિવેકને અગ્રસ્થાન આપ્યું છે. વિવેકી માણુસ ગમે તે સ્થાને ગમે તેવા કાળમાં અને ગમે તેવા કાર્યમા પણ વિવેકથી વર્તિ પોતાના વિવેકગુણને લીધે લાભ પ્રાપ્ત કરે છે. લોકમાં પણ કહેવત છે કે,—"વિવેકો દશમો નિધિઃ" આવો વિવેક ભવિષ્યમાં નિકટમાં કલ્યાણ થવાનું હોય છે તો તેને પ્રાપ્ત થાય છે નયસાર અને સાધુઓ મુખ્ય ધોરી રસ્તા ઉપર આવે છે. ત્યાં મુનિઓ પૈકી મુખ્ય મુનિરાજ આચારને અનુસરી નયસાર જેવા વિવેકી પુરૂષને બોધ આપવાને એક વૃક્ષ નીચે બેસી ધર્મનું સ્વરૂપ સમજાવે છે. તે સાંભળી પોતાના આત્માને ધન્ય માનવા લાગ્યા, અને તેજ વખતે તેમણે સમકિત પ્રાપ્ત કર્યું. ભોજન સમયથી જ નયસારના આત્માની શુદ્ધિની શરૂવાત થઈ હતી. તે શુદ્ધિ ધર્મનું સ્વરૂપ સાભળી વધી અને તેના ફળ રૂપ મહાદુર્લભ સમકિત ગુણ પ્રાપ્ત કર્યો. જીવને સમકિતની પ્રાપ્તિના સમય પહેલાં અનાદિ કાલથી કોઇ પણ વખત શુદ્ધપરિણામ નહિ આવેલા હોય તેવા પરિણામ અને ભાવ પ્રગટ થાય છે. તે અધ્યવસાયવિશેષને અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ એવું નામ આપવામાં આવેલુ છે. આ આત્મિકશુદ્ધિનુ મહત્વ એવું છે કે, તે સંસારમા

ભમતા જીવના અધ્યવસાયમાં પરિવર્તન કરે છે. એક વખત પણ જો આ ગુણ તેનામાં ઉત્પન્ન થઇ કદી પાછો તેનાથી પતિત થાય છે, તો પણ તેનો પરિણામે લાભ જતો નથી સમકિત પ્રાપ્ત કર્યા પછી તેમાં જીવ ટકી રહે છે તો તે ઉત્તરોત્તર ઉચ્ચ કોટીમાં વધતો જાય છે, અને તે ભવમાં અથવા થોડા ભવમાં મોક્ષ પ્રાપ્ત કરે છે. જો તેમાંથી તે પતિત થાય. અને મલીનતાનું જોર વધારે હોય છે; તો તે ભવભ્રમણ કરી ઉત્કૃષ્ટ પણ અપાર્ધપુદ્ગળપરિવર્તન-કાળમાં તો નિયમા સિદ્ધિ પ્રાપ્ત કરે છે.

## સમકિત-સમ્યક્ત્વ.

સમકિત એ આત્મગુણ છે, તે બહારથી જણાઇ આવે નહિ, અથવા તે પ્રાપ્તકરનારને માલમ પડે નહિ. પણ તે મેળવનાર પ્રાણીના વિચાર તથા આચારમાં સ્વાભાવિકપરિવર્તન થાય છે, તેને સદ્ગુણોની પ્રાપ્તિમાં પ્રેરેછે, અને મદદગાર થાય છે. તેના બાહ્યાચાર તથા વિચારથી જ્ઞાનીઓ તેનામાં સમકિત ગુણ છે એવું અનુમાન કરી શકે છે. તેવું અનુમાન કરવાના ( ૬૭ ) સડસઠ કારણો છે. નયસાર સમકિત પ્રાપ્તિ કર્યા પછી તે ભવમાં તત્વજ્ઞાનનો અભ્યાસ કરી જીવન ધર્મપરાયણ ગુજારે છે. અંત સમયે નમસ્કારમંત્રનું સ્મરણ કરી તે ભવનું આયુષ્ય પૂર્ણ કરી દેવલોકમાં ઉત્પન્ન થાય છે. સમકિત પ્રાપ્ત કર્યા પહેલાં જો આગામી ભવના આયુષ્યનો બંધ પડયો ન હોય અથવા સમકિતથી પતિત થયો ન હોય તે જીવ નિયમા વૈમાનિક દેવગતિનોજ બંધ કરે છે. સમકિત એ મોક્ષ રૂપ ફળ પ્રાપ્ત કરવાનું બીજ છે-મૂળતત્વ છે.

અનંતાનુબંધી કષાયની ચોકડી અને દર્શનમોહનીયકર્મ-ની ત્રણ પ્રકૃતિના ઉપશમથી, ક્ષયોપશમથી, અથવા ક્ષયથવાથી અનુક્રમે ઉપશમ, ક્ષયોપશમ, અને ક્ષાયિક સમકિતની પ્રાપ્તિ થાય છે.

ઉપશમ સમકિત ભવચક્રમાં વધારેમાં વધારે પાંચવાર પ્રાપ્ત થાય છે. તે એકવાર અનાદિમિથ્યાત્વી પામે છે અને ચારવાર ઉપશમ શ્રેણી માંડતાં પ્રાપ્ત થાય છે. ક્ષયોપશમ સમકિત અસંખ્યાતીવાર આવે છે ને જાય છે, ક્ષાયિક સમકિત એકજવાર પ્રાપ્ત થાય છે, તે પ્રાપ્ત થયા પછી જતુંજ નથી.

નયસારે પ્રાપ્ત કરેલું સમકિત ક્ષાયિક નથી, એટલું આપણે અહિં યાદ રાખવાનું છે.

દાન ગુણ પણ આત્માને ઉચ્ચ કોટીમાં લઇ જવાના કારણ ભૂત છે. દાન, શીલ, તપ,અને ભાવ, એ ચાર પ્રકારનો ધર્મ યાને મોક્ષમાર્ગ છે, તેમાં જીનેશ્વરોએ દાનને પ્રથમ પંક્તિએ મુકેલો છે. અભયદાન, સુપાત્રદાન, અનુકંપાદાન, ઉચિતદાન, અને કીર્તિદાન એ પાંચ પ્રકારના દાનમાં અભય અને સુપાત્રદાન એ મોક્ષમાર્ગના નિમિત્ત કારણ છે. સુપાત્રદાનનો યોગ નિકટ ભવિને પ્રાપ્ત થાય છે, અથવા સુપાત્રદાન એ મોક્ષને જલદી પ્રાપ્ત કરાવનાર છે.

ખરેખર દાન એ પણ એક અમૂલ્ય ગુણ છે. આ ચોવીશીના પ્રથમ તીર્થંકર ભગવંત રૂષભદેવ અને અંતિમ તીર્થંકર ભગવંત મહાવીરના જીવને ઉચ્ચ કોટીમાં લાવવામાં અને પરંપરાએ તીર્થંકર પદવી પ્રાપ્ત કરાવનાર પણ દાન છે. ન્યાયોપાર્જીત દ્રવ્ય, દાન ગુણ, અને સત્ પાત્રનો યોગ ખરેખર પુણ્યશાળીઓનેજ પ્રાપ્ત થાય છે. ધન્ય છે તેવા પુરૂષોને કે જેમને એવા સુયોગની પ્રાપ્તિ થાય છે.

---



## પ્રકરણ ૨ જું.

---

### ત્રીજો મરિચિનો ભવ.

### કુલમદથી નીચગોત્રનો બંધ, તથા ઉત્સૂત્ર ભાષણથી સંસારવૃદ્ધિ.



કાળના મુખ્ય બે ભેદ છે;—એક ઉત્સર્પિણી અને બીજો અવસર્પિણી. આ દરેક કાળ દશ કોટાકોટી સાગરોપમના પ્રમાણ વાલો છે. વીશ કોટાકોટી સાગરોપમનું એક કાળચક્ર થાય છે. વર્તમાનમાં અવસર્પિણી કાલનો પાંચમો આરો વર્તે છે. પહેલો ચાર, બીજો ત્રણ, ત્રીજો બે કોટાકોટી સાગરોપમ, અને ચોથો પાંચમો અને છઠ્ઠો એ ત્રણ આરા એક કોટાકોટી સાગરોપમ પ્રમાણવાળા છે. પહેલા તીર્થંકર શ્રી ઋષભદેવ ત્રીજા આરાના છેડે થયા. અને તેનાં નેવ્યાશી ૮૯) પખવાડિયાં બાકી રહ્યાં તે વખતે મોક્ષે પધાર્યા છે. બાકીના તેવીશ તીર્થંકરો ચોથા આરામાં થયા છે.

પહેલા તીર્થંકર શ્રી ઋષભદેવની વિનીતા નામની નગરી હતી. તેમને ભરત નામના પુત્ર જે પહેલા ચક્રવર્તી હતા, તેમને ત્યાં નયસારનો જીવ દેવપણાનું આયુષ્ય પુરૂં થયે ત્યાંથી ચવી પુત્રપણે ઉત્પન્ન થયો, તેમનું મરિચિ એવું નામ પાડયું હતું.

શ્રી ઋષભદેવ ભગવંતને કેવળજ્ઞાન પ્રગટ થયું, ત્યારે દેવોએ પ્રથમ સમોવસરણની રચના કરી, તેમાં બેસી ભગવંત દેશના (ઉપદેશ) દેતા હતા, ત્યાં પિતા અને બીજા ભાઇઓની સાથે મરિચિ પણ તેમના દર્શનાર્થે ગયા હતા. દેવતાઓએ કરેલો પ્રભુનો મહિમા જોઇ અને ધર્મ સાંભળીને તેમને વૈરાગ્ય થયો. તેથી તેમણે પ્રભુની પાસે ચારિત્ર ગ્રહણ કર્યું. યતિધર્મનું જાણપણું કર્યું. વૈરાગ્યભાવના વધતી ચાલી, પોતાના શરીરમાં પણ નિઃસ્પૃહ થયા, ત્રણ ગુપ્તિ તથા પંચ સમિતિ પાળવા સાથે કષાયને વર્જતા યતિધર્મનું પાલન કરતા; તેમજ સ્થવિર સાધુઓની પાસે અગીઆર અંગનો અભ્યાસ કરતા; શ્રી ઋષભપ્રભુની સાથે વિહાર કરવા લાગ્યા. અને એ પ્રમાણે ઘણા કાળ સુધી વિહાર કર્યો.

એક વખત ગ્રીષ્મઋતુ આવી, તે સમયે સૂર્યનાં કિરણો અતિતપવાથી પૃથ્વીની રજ ઘણી તપી હતી, એવી તપેલી પૃથ્વીમાં મુસાફરી કરનારાઓના સર્વાંગ તપીને ગરમ ગરમ થઇ જતાં હતાં. તપેલી પૃથ્વી ઉપર ચાલનારાઓ તેમાં પણ પગરખાં રહિત ને ઉગ્રતા અનુભવાય તે સહજ છે. આ સમયમાં ભગવંતની સાથે વિહાર કરતાં એક વખત મરિચિ મુનિનું શરીર અતિશય તપી ગયું. પરસી-નાથી વસ્ત્રા ભીંજાઇ ગયાં, તૃષા પણ ખુબ લાગી; એ પ્રમાણે તાપ અને તૃષાનો પરિસહ એક સાથે થયો, તે સહન કરવાને તેઓ અશક્ત થયા. ચારિત્રમોહનીય કર્મે ઉછાળો માર્યો, વિચાર મલિન થયા અને સ્વચ્છંદાચરણ આચરવાની વૃત્તિ થઇ, દુઃખે વહન થઇ શકે એવા ચારિત્ર ધર્મના પાલન માટે પોતાને નિર્બળ માનવા લાગ્યા. "મન ભાગ્યું તેનું સૌ ભાગ્યું," એ કહેવત પ્રમાણે તેમનું મન બદલાયું, નિર્બળતાના વિચારોએ જોર કર્યું. તે પોતાના પતિત મન સાથે વિચાર કરવા લાગ્યા કે–મેરૂ પર્વતની જેમ વહન થઇ શકે નહિં તેવા આ સાધુપણાના ગુણોનું પાલન કરવાને હવે હું સમર્થ નથી. કારણકે–હું તો નિર્ગુણી અને શરીરસુખની આકાંક્ષા-વાળો છું. અને આ વ્રતોનો ત્યાગ પણ હવે શી રીતે થાય? તેનો

ત્યાગ કરવાથી લોકોમાં હાંસી થશે, માટે એવો કોઈ ઉપાયની યોજના કરવી જોઈએ કે કાંઈક વ્રત પણ રહે અને આવો શ્રમે જાય કષ્ટ પડે નહિ. કષ્ટથી કાયર થએલા મરિચિમુનિ ભગવંતની આજ્ઞા અને મહાવ્રતોના અંગીકાર કરવા વખતે લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ કરવાને તૈયાર થયા. તેમણે પોતાની બુદ્ધિ કલ્પનાથી નવીન માર્ગ શોધી કાઢયો અને પોતાના મનથી નક્કી કર્યું કે-આ શ્રમણ તો-મન, વચન, અને કાયાના ત્રિદંડથી વિરક્ત છે, અને હું તો દંડથી જીતાયેલો છું, તેથી મારે ત્રિદંડનું લાંછન થાઓ. સાધુઓ કેશના લોચથી મુંડ છે, અને હું તો શસ્ત્રવડે કેશને મુંડાવવાવાળો તેમજ શિખાધારી થાઉં. વળી આ સાધુઓ મહાવ્રતધારી છે અને હું અણુ*વ્રતધારી થાઉં. આ મુનિઓ નિષ્કિંચન છે, અને હું મુદ્રિકાદિક પરિગ્રહધારી થાઉં. મુનિઓ મોહ રહિત છે, હું અનેક મોહવડે આચ્છાદિત હોવાથી છત્રવાળો થાઉં. આ મહર્ષિઓ ઉપાનહ (જોડા) રહિત વિચરે છે, પણ હું તો ચરણની રક્ષાને માટે ઉપાનહ રાખીશ. આ સાધુઓ શીળવડે સુગંધી છે અને હું શીળવડે સુગંધી નથી, તેથી મારે સુગંધને માટે શ્રીખંડ-ચંદનનાં તિલકો થાઓ. આ મહર્ષિઓ કષાય રહિત હોવાથી શ્વેત અને જીર્ણવસ્ત્રધારી છે, તો કષાયધારી એવા મારે કષાય ( રંગેલાં ) વસ્ત્રો હો. આ મુનિઓએ તો ઘણા જીવોની વિરાધનાવાળા સચિત્તજળનો આરંભ તજ્યો છે, પણ મારે મિતજળથી સ્નાનપાન થાઓ. આ પ્રમાણે પોતાની મતિએ નક્કી કરી, લિંગનો નિર્વાહ કરવા નવિન વેષની રચના કરી ત્રિદંડી સંન્યાસ ધારણ કર્યો.

મરિચિનો આવો નવીન વેષ જોઈ લોકો તેમને ધર્મ પૂછતા હતા, ત્યારે તે ભગવંતે કહેલા સાધુધર્મને કહેતા હતા. લોકો તેને પુનઃ પૂછતા કે-તમે તેવા સાધુ ધર્મને કેમ આચરતા નથી ? ત્યારે તે કહેતા હતા-મેરૂના ભાર જેવા સાધુધર્મનું પાલન કરવાને

---

* અહિં, અણું-એ શ્રાવકના વ્રતની અપેક્ષાથી નહિ, પણ મહાવ્રતોની-અપેક્ષાથી અણુવ્રતધારીની તેમણે કલ્પના કરેલી જણાય છે.

હું સમર્થ નથી. તેમના કહેલા ધર્મના વ્યાખ્યાન અને ઉપદેશથી પ્રતિબોધ પામી જે ભવ્યજનો સાધુ થવા ઇચ્છતા, તેમને મરિચિ શ્રીઋષભદેવપ્રભુને સોંપી દેતા હતા. આવા આચારવાળા મરિચિ પ્રભુની સાથે વિહાર કરતા હતા.

પ્રભુ વિહાર કરતા કરતા ફરીથી વિનીતા નગરીસમીપે આવી સમોસર્યા. ત્યાં ભરત ચક્રવર્તી પ્રભુને વંદન કરવા આવ્યા ચક્રિના પુછવાથી પ્રભુએ ભવિષ્યમાં થનારા તીર્થંકરો, ચક્રવર્તિઓ, વાસુદેવો, પ્રતિવાસુદેવો અને બલદેવો કહી બતાવ્યા. પછી ભરતે ફરીવાર પુછયું કે;–હે નાથ! આ સભામાં આપના જેવા આ ભરતક્ષેત્રમાં આ ચોવીશીમાં તીર્થંકર થનાર કોઇ ભવ્યજન છે? તે વખતે મરિચિને બતાવીને જણાવ્યું કે–આ તમારા પુત્ર મરિચિ આ ભરતક્ષેત્રમાં વીર નામે છેલ્લા તીર્થંકર થશે, વળી પોતનપુરમાં ત્રિપૃષ્ઠ નામે પહેલા વાસુદેવ, અને વિદેહક્ષેત્રને વિષે મૂકાપુરીમાં પ્રિયમિત્ર નામે ચક્રવર્તી થશે. તે સાભળી પ્રભુની આજ્ઞા લેઇને ભરત મરિચિ પાસે આવ્યા. અને ત્રણ પ્રદક્ષિણા દઇને તેને વંદના કરી. પછી કહ્યું કે–શ્રી ઋષભપ્રભુના કહેવા પ્રમાણે તમે આ ભરતક્ષેત્રમાં ચરમ તીર્થંકર થશો, પોતનપુરમાં ત્રિપૃષ્ઠ નામે પહેલા વાસુદેવ થશો, અને વિદેહક્ષેત્રની મૂકાપુરીમાં પ્રિયમિત્ર નામે ચક્રવર્તી થશો. તમે ત્રિદંડી સંન્યાસી છો, તેથી મેં તમને વંદન કર્યું નથી, પણ ભાવી તીર્થંકર થનાર છો તેથી મેં તમને વંદના કરી છે. આ પ્રમાણે તેમને કહી વિનયવાન્ ભરતચક્રવર્તી પ્રભુ પાસે ફરી જઇ વંદના કરી હર્ષપૂર્વક પોતાની રાજ્યધાનીમાં આવ્યા.

ચક્રવર્તીએ કરેલી સ્તુતિ અને વંદનથી મરિચિને પોતાના કુલનો મદ થયો. તે હર્ષથી ત્રણવાર ચીપટી વગાડી નાચવા કુદવા લાગ્યા, અને ભૂજાસ્ફોટ કરી વારંવાર કહેવા લાગ્યા કે હું વાસુદેવ, ચક્રવર્તી અને ચરમ તીર્થંકર થઇશ! અહો! મારૂં કુળ કેવું ઉત્તમ છે. હું વાસુદેવમાં પહેલો, મારા પિતા

ચક્રવર્તીમાં પેહલા અને મારા પિતામહ ( દાદા ) તીર્થંકરોમાં પહેલા. એ પ્રમાણે કુલનું અભિમાન કરવાથી તેમણે નીચગોત્ર નામનું કર્મ ઉપાર્જન કર્યું.

ભગવંત ઋષભદેવના નિર્વાણ પછી પણ મરિચિ સાધુઓની સાથે વિહાર કરતા, અને ભવ્ય જનોને બોધ કરી કરીને સાધુઓની પાસે ( દીક્ષા ) માટે મોકલતા હતા. એક વખત મરિચિ વ્યાધિ ગ્રસ્ત થયો, તે વખતે આ સંયમી નથી, એમ જાણી પોતાને તેની સારવાર કરવા અધિકાર નથી એવું ધારી બીજા સાધુઓએ તેની સારવાર કરી નહિ. તેથી ગ્લાની પામી મરિચિ મનમાં ચિંતવવા લાગ્યો કે–અહો ! આ સાધુઓ કે જેઓ દાક્ષિણ્ય વગરના, નિર્દય, સ્વાર્થમાંજ ઉદ્યમી અને લોકવ્યવહારથી વિમુખ છે, તેમને ધિક્કાર છે. હું કે જે તેમનો પરિચિત, સ્નેહવાળો અને એકજ ગુરૂનો દીક્ષિત તેમજ વિનીત છું, તેનું પાલન કરવું તો દૂર રહ્યું; પણ તેઓ સામું પણ જોતા નથી ! એમ તેમના દુષણ જોવા લાગ્યો સામાન્ય રીતે જીવોને પોતાના અવગુણ અને પારકાના ગુણના વિચાર આવતા નથી." તેથી મરિચિ જેવા સ્વચ્છંદ ચગણીને દુઃખના વખતે એવા વિચાર આવે ! તેમાં નવાઇ નથી. વળી તેના મનમાં આવ્યું કે તેમના આચારથી મારો આચાર ભિન્ન છે. હું શુદ્ધાચારનું પાલન કરતો નથી, તેથી મહારા જેવાની પરિચર્યા તેઓ શી રીતે કરે ? માટે આ વ્યાધિમાંથી હું મુક્ત થાઉં ! તો પછી મારી સેવા કરે તેવો એક શિષ્ય કરૂં. આ પ્રમાણે ચિંતવતો ભાગ્યવશાત્ સારો થયો.

એક વખતે તેને કપિલ નામે કોઇ કુલપુત્ર મલ્યો. તે ધર્મનો અર્થી હતો, તેથી તેણે મરિચિને ધર્મનું સ્વરૂપ પૂછયું. તે ઉપરથી મરિચિએ ભગવંતે કહેલો આર્હતધર્મ કહી સંભળાવ્યો ત્યારે કપિલે તેને પુછયું કે તમે પોતે આ ધર્મ કેમ પાળતા નથી ? મરિચિએ કહ્યું કે–હું તે ધર્મ પાળવાને અશકત છું. કપિલે કહ્યું કે ત્યારે શું તમારા માર્ગમાં ધર્મ નથી ? આ પ્રશ્નથી આ

મારા લાયક શિષ્ય છે એમ જાણી મરિચિએ જણાવ્યું કે-તેમનામાં ધર્મ છે, અને મારા માર્ગમાં પણ ધર્મ છે. પછી કપિલ તેનો શિષ્ય થયો. આ ઉત્સૂત્ર પ્રરૂપણાથી મરિચિએ કોટાકોટી સાગરોપમ કાળ પ્રમાણ સંસારઉપાર્જન કર્યો. તે પાપની આલોચના કર્યા વગર પ્રાંતે અનશનવડે મૃત્યુપામીને બ્રહ્મદેવલોકમાં દશ સાગરોપમના આયુષ્યવાળો દેવતા થયો. તથા કપિલ પણ આસુરી વગેરે શિષ્યો કરી, બ્રહ્મલોકમાં દેવ થયો. ત્યા અવધિ-વિભંગજ્ઞાનથી પોતાના પૂર્વજન્મને જાણીને કપિલ મોહથી પૃથ્વીપર આવ્યો, અને આસુરી વિગેરેને પોનાનો સાંખ્ય મત જણાવ્યો. તે વખતથી સાખ્યદર્શન પ્રવર્ત્યું. કેમકે " લોકો પ્રાયઃ સુખસાધ્ય અનુષ્ઠાનમા પ્રવર્તે છે. "

અહી નયસારનો જીવ મરિચિપણે ત્રીજા ભવમાં ઉત્પન્ન થએલો તે ભવ પૂરો થાય છે. આ ભવમાં તેણે નીચગોત્ર નામનું અશુભકર્મોપાર્જન કર્યું. તેમ એક કોટાકોટી સાગરોપમ પ્રમાણ સંસારમાં ભમવાનું કર્મ ઉપાર્જન કર્યું,

## નીચ ગોત્ર બાંધ્યું તે સંબંધી કાંઇ વિચાર કરીએ.

નિર્મળ પરિણામયુક્ત શુદ્ધચારિત્રના સેવનથી જીવ ઉત્તરોત્તર ઉચ્ચ કોટીમાં ચઢે છે. તે સાધનની આ ભવમાં તેને પ્રાપ્તિ થઇ હતી. તે સાધનનો ઉપયોગ કરવામાં તે કંટાળી ગયો. ચારિત્રપાલવાના ખરા પ્રસંગે તે તાપ અને તૃષાના પરિસહથી શિથિલ પ્રેરણાઓ, શરીરસુખની ભાવના તેનામાં ઉત્પન્ન થઇ, અને શુદ્ધચારિત્રપાલન કરવા પોતાની નબલાઇ તેને લાગી. અહિં એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે ! તે એ કે-ભગવંતના શુદ્ધમાર્ગમાં આ વખતે તેને અશ્રદ્ધા થઇ ન હતી ફક્ત પોતે શુદ્ધચારિત્રાચારનુ પાલન કરવાને અશક્ત છે એમ તેના મને જોર કર્યું, અને તેના તાબે થયા, સાધુવેષ છોડી ગૃહસંસારમાં

જવાની તેને લજ્જા આવી એમ ઉભયની વચમાં તેનો આત્મા હિંદોળાવા લાગ્યો, તેણે એક યુક્તિ શોધી કાઢી, નવીન વેષની કલ્પના કરી. એ યુક્તિથી ભાવી થનારા અનર્થનો તેને વિચાર સુઝયો નહિ. પોતાને ઉત્પન્ન થએલા વિચારો તેણે ભગવંતને અથવા સ્થવિર સાધુમહાત્માઓને જણાવ્યા હોત ! તો વખતે તે ભૂલ કરતો અટકત ! પણ સ્વછંદાચરણમાં પ્રવૃત્તિ કરવાની ભાવનાવાળા જીવોના મનમાં એવા વિચાર ઉત્પન્ન થવા મુશ્કેલ છે તેણે પોતાના કલ્પિતઆચારની કરેલી ગોઠવણનો અંગીકાર કર્યો. અને તે પ્રમાણે તે વર્તવા લાગ્યા, પણ ઉપદેશ તો તે શુદ્ધજ આપતા હતા. "એક વખત જીવ ઉચ્ચકોટીએ ચઢતો અટકી નીચે ઉતરવા માંડે છે, એટલે કેટલીક વખત તેને જે જે કંઇ નિમિત્તો પ્રાપ્ત થાય છે ! તેનો તે દુરૂપયોગ કરી નીચે ઉતરતો જાય છે." ભરત ચક્રવર્તી સરળહ્રદયથી ભવિષ્યમાં થનારા તીર્થંકરોની હકીકત ભગવંતને પૂછે છે, અને ભગવંત પોતાના કેવળજ્ઞાનના બળથી કહી બતાવે છે. મરિચિનો જીવ આગામિકાળમાં આ ચોવીશીમાં તીર્થંકર થશે, તેથી તીર્થંકરપદ ઉપરની પોતાની શુદ્ધશ્રદ્ધા ભક્તિના લીધે ભવિષ્યમાં થનાર તીર્થંકરના જીવને વંદન કરવાનો યોગ પ્રાપ્ત થયો છે, તેનો ઉપયોગ કરી લેવાની ભાવના તેનામાં જાગી. તેમના અશુદ્ધવેષથી તે માહિતગાર છતાં ગુણગ્રહણ કરવાની બુદ્ધિવાળા અને જીનેશ્વરની ભક્તિમાં રક્ત ભરત ચક્રવર્તી પ્રભુની આજ્ઞા મેળવી તેને વંદન કરે છે. વંદન કરતી વખતે વંદનનો હેતુ જણાવે છે. છતાં પણ મરિચિને પોતાના કુલનો મદ થાય છે. "ગુણનેજ જોનાર, મદ રહિત, ભણવા ભણાવવામાં નિરંતર રૂચિવાળા, અને શુદ્ધ દેવગુરૂધર્મના આરાધક પ્રકર્ષે કરી ઉચ્ચ ગોત્ર કર્મ બાંધે છે. જ્યારે તેથી વિપરીત સ્વભાવવાળા એટલે પારકી નિંદા કરનાર, અને પોતાના ગુણોની પ્રસંશા કરનાર, ભણવા ભણાવવામાં પ્રમાદી, કુદેવ, કુગુરૂ અને કુધર્મના પાલનાર ઘણા ભવો નીચ ગોત્ર કર્મનો બંધ કરે છે."

અહિં મરિચિને કુલનો ઉત્કૃષ્ટો મદ થવાથી તે નીચગોત્ર કર્મનો બંધ કરે છે. આ ભૂલનું પરિણામ વચમાં ઘણા ભવોમાં તેને ભોગવવું પડે છે. ને તે ભોગવતાં પોતે બાંધેલું નીચગોત્રકર્મ ખપાવે છે. તે ખપાવતાં જે કંઇ કર્મદલ બાકી રહે છે. તેનું પરિણામ તીર્થંકર જેવા ઉત્તમભવની શરૂઆતમાંજ તેને ભોગવવું પડશે! તે આપણે તે તે ભવની વિચારણા વખતે જાણવાને મુલતવી રાખીશું. કર્મ જેવું નિષ્પક્ષપાત જગતમાં કોઇ નથી કે જે કોઇની પણ શરમ રાખતું હોય? સારા અને માઠા કર્મના વિપાક તેના કર્મના અનુસાર આપવાને તે જરા પણ પક્ષપાત કરતું નથી આ વાત હંમેશ ધ્યાન ઉપર રાખી જીવોએ પોતાનું જીવન ગુજારવાનું છે.

મરિચિના ભવમાં બીજી મહત્વની ભૂલ કપિલે પુછેલા ધર્મના પ્રશ્નોના જવાબ દેતી વખતે થાય છે. કેવળજ્ઞાની ભગવંતે ઉત્સૂત્ર પ્રરૂપણાથી બધાતાં માઠાં કર્મને મુખ્ય પ્રધાનપદ આપ્યું છે. આઠ પ્રકારના કર્મબંધનનાં કારણોમાં અશુભ કર્મબંધનાં જે કારણો બતાવેલાં છે તેમાં પણ ઉત્સૂત્ર પ્રરૂપણાથી ગાઢ અશુભ કર્મ બંધાય છે. કારણ, બીજાં કર્મો જીવ પોતે એકલો બાંધે છે, જ્યારે ઉત્સૂત્ર પ્રરૂપણાથી પોતે તો અશુભ કર્મોપાર્જન કરે તે ઉપરાંત એ ઉત્સૂત્ર પ્રરૂપણાનો લાભ જે જીવોને મળે છે; તે જીવો અને એમ તેની પરંપરા એ ઘણા જીવો અશુભકર્મ બાંધી આ ભવ ચક્રમાં જન્મ મરણ કરે છે. તે બધાના મૂળ કારણરૂપ ઉત્સૂત્ર-ની પ્રરૂપણા કરનાર છે. અને તેજ કારણથી મરિચિ પણ એક કોટા કોટી સાગરોપમ પ્રમાણ કાળ સંસારમાં ભ્રમણ કરવાનું નવીન કર્મ ઉપાર્જન કરે છે. **તીવ્ર પરિણામથી ઉત્સૂત્રપ્રરૂપક યાવત્ અનંત સંસાર પણ ઉપાર્જન કરે છે.** અવિરતસમ્યગ્દૃષ્ટિ, દેશ વિરતિ, સરાગસંયમી, બાળતપસ્વી (અજ્ઞાન તપ તપનાર) દુઃખગર્ભ મોહગર્ભ વૈરાગ્ય, અકામપણે—અણઇચ્છાએ—દુઃખ ભોગવતો જીવ કર્મનિર્જરા કરી દેવગતિનું આયુષ્ય બાંધી દેવભવમાં

ઉત્પન્ન થાય છે. તેમ મરિચિના ભવમાં તેણે અજ્ઞાન અને મોહ-ગર્ભવૈરાગ્યે પામેલી અશુદ્ધ સાધુપણાની ક્રિયાથી તે દેવગતિનો બંધ કરી દેવગતિમાં ઉત્પન્ન થાય છે. શુભ અને અશુભ કર્મનું મિશ્રણ જીવને કેવી કેવી રીતે તેના વિપાક દેખાડે છે, અને ઉચ્ચ ગતિ અને નીચગતિમાં ગમનાગમન કરાવી મીઠા અને કટુક ફળો ચખાડે છે, તે હવે પછીના ભવોના વર્ણનથી આપણે જાણવાને શક્તિવાન્ થઇશું. અહિં ત્રીજા ભવમાંથી દેવગતિમાં જાય છે, ત્યાં તેનો ચોથો ભવ થાય છે. એ વાત લક્ષ ઉપર રાખવાની છે.

શાસ્ત્રમાં કુલિંગીઓને અવંદનીક કહ્યા છે. તેઓને ગુરૂ તરીકે વંદન કરવાથી ઉભયને નુકશાન થાય છે. વંદન કરનાર મિથ્યાત્વની પુષ્ટિ કરે છે તેથી, અને વંદન કરાવનારને પોતાના કુલિંગનું અભિમાન થાય છે તેથી તેનું, એમ બન્નેના આત્માને તે વંદન અહિતકર્તા થાય છે. ભરત ચક્રવર્તિએ મરિચિને જે વંદન કર્યું હતું, તે ગુરૂ તરીકે કર્યું ન હતું પણ તે જીવ ભાવિતીર્થંકર થનાર છે, તે તીર્થંકરપણાઉપરના પોતાના ભક્તિભાવથી કર્યું હતું. તેથી એ વંદન તેમના પોતાના હકમાં નુકશાનકર્તા તો ન થયું, પણ મરિચિને તો નુકશાનકર્તા થયું. અલ્પસત્વવાન્ને પૂજન-વંદન તેમને પોતાને કેટલું બધું નુકસાન કરે છે. એ આ ઉપરથી આપણને જણાઇ આવે છે. આત્માર્થિઓએ કુલિંગી તથા ભ્રષ્ટા-ચારીઓનું બહુમાન કરવાના પ્રસંગે વિવેક રાખવાની જરૂર છે. સમકિતની ચાર સદ્દહણામાં કોને વંદન કરવું ? અને કોને ન કરવું ? તે બાબત બીજી અને ત્રીજી સદ્દહણામાં તેનું સ્વરૂપ જણાવેલું છે. સંવેગી અને શુદ્ધમાર્ગનાપ્રરૂપક, ભગવંતની આજ્ઞાના ધારક અને પોતાની શક્તિ મુજબ શુદ્ધાચારનું પાલનકરનાર એવા ગીતાર્થગુરૂઓ વંદનકરવા લાયક અને સેવવા લાયક છે એમ બીજી સદ્દહણામાં જણાવેલું છે, ત્યારે ત્રીજીમાં જણાવેલું છે કે, પાસત્થા કુશીળીયા વેશવિડંબક, મદ કુલિંગીને ગુરૂ તરીકે વંદન બહુમાન કરવું નહિં, તેમજ તેમનો સહવાસ કરવો નહિ. આ ફરમાનમાં રહેલા રહસ્યનો મર્મ સ્હમજીને તે પ્રમાણે વર્તન રાખ-વાથી ઘણા અનર્થોના કારણનો અટકાવ થાય છે.



# પ્રકરણ ૩ જું.

## પાંચમાથી પંદરમા ભવનું બ્યાન, ને સોલમો વિશ્વભૂતિનો ભવ.

### નિયાણું.



અનંતા તીર્થંકરોની પેઠે ભગવંત મહાવીરે તેમના પહેલા ગણધર (શિષ્ય) શ્રી ગૌતમસ્વામી–ઈંદ્રભૂતિને પ્રથમ ઉપદેશ એ આપ્યો કે–આ પંચાસ્તિ કાયમય જગત (લોક) માં દ્રવ્ય માત્ર–ઉત્પત્તિ, સ્થિતિ, અને નાશ પામવાના સ્વભાવવાળા છે. તેમજ જીવદ્રવ્યને પણ એ નિયમ લાગુ છે. એટલે ઉત્પન્ન થાય છે, નાશ પામે છે, અને સ્થિર રહે છે. જેમકે; સોનું એ દ્રવ્ય છે. તે અમુક એક દાગીના રૂપે બને છે એટલે તે દાગીના રૂપે તે ઉત્પન્ન થયું એટલે તે તેજ નામથી ઓળખાશે. તે દાગીનો બદલી બીજો દાગીનો કરાવવાના પ્રસંગે તેને ગાળી નાખવામાં આવે છે તેથી જે દાગીના રૂપે પ્રથમ ઉત્પન્ન થયું હતું તે દાગીનો નાશ પામ્યો, તેનો બીજો દાગીનો બનાવ્યો એટલે તે બીજા દાગીના રૂપે ઉત્પન્ન થયું, પણ એ બન્ને દાગીના પ્રસંગે સોનું મૂલ દ્રવ્ય છે તે સોનારૂપે કાયમ રહે છે. અહિં સોનું એ દ્રવ્ય છે અને દાગીના બનવા એ પર્યાય છે એટલે પૂર્વ પર્યાયનો નાશ થાય છે. નવીન પર્યાય ઉત્પન્ન થાય છે.

અને દ્રવ્યરૂપે કાયમ રહે છે તેથી પદાર્થ કહો કે દ્રવ્ય કહો એનામાં દ્રવ્ય અને પર્યાય એ ઉભય ધર્મ સાથે રહે છે. દ્રવ્ય એ મૂલ વસ્તુ છે અને ગુણ અને પર્યાય એ વસ્તુના ધર્મ છે. દ્રવ્ય નિત્ય છે. અને પર્યાય અનિત્ય છે. ગુણ એ વસ્તુનો સહભાવી ધર્મ છે અને પર્યાય એ ક્રમભાવી ધર્મ છે. જગત, જીવ અને પુદગલ અનાદિઅનત અનંત ભાગે છે. જીવ–દેવ મનુષ્ય તિર્યંચ અને નરક ચાર ગતિ રૂપ સંસારમાં પોતાના કર્માનુસાર જે ગતિમાં ઉત્પન્ન થાય છે, તેનુ આયુષ્ય પુરૂ થાય છે એટલે તે ભવનો નાશ થાય છે, વળી બીજો ભવ ધારણ કરે છે. એમ દેવાદિક ગતિમાં ઉત્પન્ન થવું એ જીવના પર્યાય છે. એ દરેક ગતિમાં આત્મદ્રવ્ય કાયમ હોય છે. તે સ્થિર છે, તેથી જીવો દ્રવ્ય અને પર્યાયરૂપ છે. આ ઉપદેશમાં જે નિયમ સમજાવ્યો છે તે નિયમાનુસાર નયસારનો જીવ જીવ-દ્રવ્ય પણે કાયમ રહી ગતિપર્યાયરૂપ જુદી જુદી ગતિમાં જન્મ ધારણ કરે છે, તેમનુ આયુષ્ય પુરૂ કરી બીજી ગતિમાં ઉત્પન્ન થાય છે.

ચોથાભવમાં તે દેવપણે ઉત્પન્ન થયા પછી અનુક્રમે નીચે પ્રમાણે તે મુખ્ય દેવતા અને મનુષ્યના ભવ કરે છે.

બ્રહ્મદેવલોકમાંથી ચવી, કોલ્લાક નામના ગામમાં એંશીલાખ પૂર્વના આયુષ્ય વાળા કૌશિક નામે બ્રાહ્મણ થયા. તે ભવમાં વિષયાસક્ત દ્રવ્યઉપાર્જન કરવામાં તત્પર અને હિંસાદિકમાં શૂગવગર ઘણો કાલ વ્યતિત કરી, અંતે ત્રિદંડી થઇ મૃત્યુ પામી ઘણા ભવમાં ભમી; છઠ્ઠા ભવમાં સ્થુણ નામના ગામમા પુષ્પમિત્ર નામે બ્રાહ્મણ થયા. ત્યાં પણ ત્રિદંડી પણું અંગીકાર કરી, બહોતેર લાખ પૂર્વનું આયુષ્ય ભોગવી; સાતમા ભવમાં સૌધર્મદેવલોકે મધ્યમ સ્થિતિ વાલા દેવતા થયા. ત્યાં દેવભવનું આયુષ્ય પુરૂં કરી, ત્યાંથી ચવી, આઠમા ભવમા ચૈત્ય નામના ગામમાં ચોસઠ લાખ પુર્વના આયુષ્ય વાળા અગ્નિદ્યોત નામે બ્રાહ્મણ થયા. તે ભવમાં પણ ત્રિદંડી થઇ

આયુષ્ય પુરૂ કરી;નવમા ભવમાં ઇશાન દેવલોકમાં મધ્યમ આયુષ્ય વાળા દેવતા થયા. ત્યાંથી ચવી, દશમા ભવમાં મંદિર નામના સંનિવેશમાં અગ્નિભૂતિ નામે બ્રાહ્મણ થયા. તે ભવમાં પણ ત્રિદંડી થઇ છપ્પન લાખ પૂર્વનુ આયુષ્ય ભોગવી મૃત્યુ પામી, અગી-આરમા ભવમાં સનત્કુમાર દેવલોકમાં મધ્યમાયુ દેવતા થયા. ત્યાંથી ચવી, બારમા ભવમાં શ્વેતંબી-નગરીમાં ભારદ્વાજ નામે વિપ્ર થયા. તે ભવમાં પણ ત્રિદંડી થઇ, ચુંવાલીશ લાખ પૂર્વનું આયુષ્ય ભોગવી મૃત્યુ પામી; તેરમા ભવમા માહેંદ્રકલ્પમાં મધ્યમ સ્થિતિએ દેવતા થયા. ત્યાંથી ચવી ભવભ્રમણ કરી, ચૌદમા ભવમાં રાજગૃહ નગરમાં સ્થાવર નામે બ્રાહ્મણ થયા.તે ભવ મા પણ ત્રિદંડી થઇ ચોવીશ લાખ પૂર્વનું આયુષ્ય ભોગવી આયુ-ષ્ય પૂર્ણ કરી મૃત્યુ પામી પંદરમા ભવમાં બ્રહ્મદેવલોકમાં મધ્યમાયુષ્યવાળા દેવતા થયા. ત્યાંથી ચવીને, પણ ઘણા ભવ ભ્રમણ કર્યા.

એ પ્રમાણે ભવો કરી સોલમા ભવમાં-રાજગૃહ નગરમાં વિશ્વનંદી નામે રાજા હતો. તેને પ્રિયંગુ નામની પત્નીથી વિશા-ખાનંદી નામે એક પુત્ર થયો. તે રાજાને વિશાખભૂતિ નામનો એક નાનો ભાઇ હતો. તેને ધારણી નામે સ્ત્રી હતી. મરિચિનો જીવ પૂર્વભવમાં ઉપાર્જન કરેલા શુભકર્મથી તે વિશાખાભૂતિ ની ધારણી નામે સ્ત્રીથી વિશ્વભૂતિ નામે પુત્રપણે અવતર્યો, તે વિશ્વભૂતિ અનુક્રમે યોવનવયને પ્રાપ્ત થયો. તે નગરના પુષ્પ કરંડક નામના ઉદ્યાનમાં વિશ્વભૂતિ એક વખત અંતઃપુરસહિત ક્રીડા કરવા ગયો. તે ક્રીડા કરતો હતો. તેવામાં તેના કાકાનો કુંવર વિશાખાનંદી પણ ક્રીડા કરવાની ઇચ્છાએ ત્યાં આવ્યો પણ વિશ્વભૂતિ અંદર હોવાથી તે બહાર રહ્યો. તે સમયે રાણી પ્રિયંગુની દાસીઓ પુષ્પ લેવાને ત્યાં આવીઓ. તેમણે તે વિશ્વ-ભૂતિને અંદર અને વિશાખાનંદીને બહાર જોયા, તેથી પુષ્પ લીધા સિવાય પાછી ગઇ. અને રાણીને ઉદ્યાનની ખબર કહી

સંભળાવી. ખબર સાંભળી પોતાની દાસીઓ પુષ્પ લીધા સિવાય પાછી આવી તેથી તેને ક્રોધ ચઢયો, અને કોપભવનમાં જઇને બેઠી. રાજાને ખબર થઇ, તેથી રાણીની ઇચ્છા પૂર્ણ કરવા વિશ્વભૂતિને ઉદ્યાનમાંથી પાછો બોલાવી લાવવાની યુક્તિ શોધી કાઢી. યાત્રાની ભેરી વગડાવી અને કપટવડે રાજ્યસભામાં કહ્યું કે આપણા તાબાનો પુરૂષસિંહ નામનો સામંત ઉદ્ધત થઇ ગયો છે, માટે તેનો વિજય કરવા માટે હું જઇશ. તે ખબર સાંભળી સરળસ્વભાવી વિશ્વભૂતિ વનમાંથી રાજ્યસભામાં આવ્યો. અને ભક્તિવડે રાજાની આજ્ઞા મેળવી લશ્કર સહિત પુરૂષસિંહ પાસે ગયો. ત્યાં તેને આજ્ઞાવંત જોઇ પોતે પાછો વળ્યો. માર્ગમાં પુષ્પકરંડકવન પાસે આવ્યો. દ્વારપાલે જણાવ્યું કે અંદર વિશાખાનંદી કુમાર છે. તે સાંભળી તે ચિંતવવા લાગ્યો કે મને કપટવડે પુષ્પકરંડક વનમાંથી કાઢયો. એવા વિચાર કરતાં તેને ઘણો ક્રોધ ચઢ્યો. ક્રોધાવેશમાં નજીકમાં રહેલા એક કોઠાના વૃક્ષના ઉપર બળપૂર્વક મુષ્ઠિનો પ્રહાર કર્યો. જેથી તેના સર્વ ફળો ગળી પડયા. તે બનાવને બતાવી ક્રોધાવેશથી વિશાખાનંદીના દ્વારપાલને કહ્યું કે જો વડીલ પિતા શ્રી પ્રત્યે મ્હારી ભક્તિ ન હોત તો હું આ કોઠાના ફળોની માફક તમારા સર્વના મસ્તકો ભૂમિપર પાડી નાખત ? પણ તેમના પરની ભક્તિથી હુ એમ કરી શકતો નથી. પરંતુ હવે આવા વંચનાયુક્ત ભોગની મ્હારે જરૂર નથી.

આ બનાવથી વિશ્વભૂતિને હવે આવા રાજ્ય ખટપટવાળા સંસારમાં રહેવું એ તેને ઉચિત લાગ્યું નહિ. તેથી તે પ્રદેશમાં વિચરતા સંભૂતિનામના મુનિની પાસે ગયો, અને ઉત્સાહપૂર્વક ચારિત્ર ગ્રહણ કર્યું. તેને દીક્ષિત થએલો સાંભળી વિશ્વનંદી રાજા પોતાના અનુજ બંધુ સહિત ત્યાં આવ્યો, અને તેને નમીને તથા ખમાવીને રાજ્ય લેવાની પ્રાર્થના કરી. વિશ્વભૂતિમુનિ તેમની તે પ્રાર્થનાથી લોભાયા નહિ. અને ચારિત્રમાં અડગ રહયા. રાજા ફરી

તેમને વંદન કરી, લીધેલા વ્રતનું યથાર્થ પાલન કરવાની વિનંતિ પૂર્વક સૂચના-કરી પોતાની રાજ્યધાનીમાં પાછા ગયા. વિશ્વભૂતિ મુનિએ પણ ગુરૂની સાથે ત્યાંથી વિહાર કર્યો. ગુરૂ પાસે આગમનો અભ્યાસ કર્યો, અને છઠ અઠમાદિ તપ ગુણમાં રક્ત થઇ ઉત્તરોત્તર તપશ્ચર્યામાં વધવા લાગ્યા. તપસ્યાથી તેમનું શરીર અતિકૃષ થઇ ગયું. ગુરૂની આજ્ઞા મેળવી એકલવિહારિપણું અંગીકાર કર્યું. અને એકાકિવિહારિપ્રતિમાને ધારણ કરી વિહાર કરવા લાગ્યા.

વિંશ્વભૂતિ મુનિ વિહાર કરતા કરતા એક વખત મથુરા નગરીમાં આવ્યા. તે સમયમાં ત્યાના રાજાની પુત્રીને પરણવા માટે વિશાખાનંદી રાજપુત્ર પણ જાન સહિત આવેલો હતો. વિશ્વભૂતિ માસખમણને અંતે પારણું કરવા સારૂ ગૌચરિ નિકલી મથુરામાં ફરતા ફરતા જ્યાં વિશાખાનંદીની છાવણી હતી તેની નજીકથી જતા હતા. વિશાખાનંદીના માણસોએ તપસ્યાથી કૃષ થએલા મુનિને જોયા. અને હાંસીપૂર્વક આ વિશ્વભુતિ કુમાર જાય ? કુંમાર જાય ? એમ કહી ચેષ્ટા કરવા લાગ્યા. વિશાખાનંદીએ પણ તેમને ઓળખ્યા. શત્રુની પેઠે મુનિને જોઇ વિશાખાનંદીને કોપ ચઢયો. તેવામા વિશ્વભૂતિ મુનિ ગાયની સાથે અથડાવાથી પૃથ્વીપર પડી ગયા. તે જોઇ મુનિને ઓલંભો આપી હાંસી પૂર્વક કહ્યું કે, કોઠાના ફળોને પાડનારૂં તારૂ બળ કયા ગયું ? "તે સાંભળી મુનિને ક્રોધ ચઢયો. અને પોતાનું બળ બતાવવાની ઇચ્છાથી ક્રોધવડે તે ગાયને શીંગડાં વતી પકડીને આકાશમાં ફેંકી વિશાખાનંદી ઉપરના અંતરગ વૈરના લીધે તે મુનિએ એવું નિયાણું (સંકલ્પ) કર્યું કે " આ ઉગ્ર તપસ્યાના પ્રભાવથી હું ભવાંતરે પણ પરાક્રમવાલો થઇ આ વિશાખાનંદીના મૃત્યુને માટે થાઉં." પછી તે ભવનું કોટી વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી પૂર્વ પાપની આલોચના કર્યા વગર કાલ ધર્મ પામી ને તે વિશ્વભૂતિ મુનિનો જીવ સતરમા ભવમાં શુક્રદેવ લોકમાં ઉત્કૃષ્ટ આયુષ્યવાળા દેવતા થયા. ઉપર સોલમા ભવની શરૂઆતમાં ભગવંત મહાવીરે કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી શ્રી

ગૌતમ ગણધરને પદાર્થના ઉત્પન્ન થવાનો, નાશ થવાનો, અને ધ્રુવપણે કાયમ રહેવાનો જે નિયમ સમજાવ્યો હતો, તે નિયમને તાબે તેમનો પોતાનો જીવ કેવી રીતે થયો હતો તે નયસારનો જીવ જુદા જુદા ભવમાં ઉત્પન્ન થાય છે, નાશ પામે છે, અને જીવ દ્રવ્ય ધ્રુવપણે કાયમ રહેલ છે અને રહેશે તે આપણે જોઇશું તેથી આપણી ખાત્રી થશે. એ નિયમ જગતના તમામ જીવો અને પદાર્થને લાગુ છે. એટલે જગતમાં જીવો ઉત્પન્ન થાય છે, નાશ પામે છે, અને જગત ધ્રુવપણે કાયમ રહે છે એ નિયમ અનાદિ અનંત કાળથી ચાલતો આવેલો છે, અને ભવિષ્યમાં કાયમ રહેવાનો છે. એ કદાપિ કાળે ફેરફાર થવાનો નથી.

**હવે આપણે આ વિશ્વભૂતિના ભવ ઉપરથી શું સમજવા જેવું છે, તેનો વિચાર કરીએ.**

**પૂર્વભવમાં જીવે જે શુભાશુભ આચારોનું સેવન કરી શુભાશુભ કાર્મણ વર્ગણાના દળીયાં આત્મપ્રદેશની સાથે સંલગ્ન કરેલાં હોય છે, તે દળીયાં નિમિત્ત કારણ પામી સુખ દુઃખ રૂપે જીવને કેવી રીતે દોરે છે, તે બન્ને રીતો આ ભવમાંથી મળી આવે છે.**

પૂર્વના મનુષ્યના ભવોમાં ત્રિદંડીપણાથી સંસાર ઉપરથી વૈરાગ્ય ઉત્પન્ન થવાનો જે અભ્યાસ પડેલો હતો તે આ ભવમાં પણ ઉદય આવે છે. ઉદ્યાનમાંથી રાજકુમાર વિશ્વભૂતિને ખસેડવાનો જે પ્રંપંચ થયો તે ઉપરથી તેમને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, અને જૈનમુનિ પાસે દીક્ષા લે છે. તેમની પાસે રહી શાસ્ત્રાભ્યાસ કરી તપસ્યામાં જોડાય છે. આ ભવમાં એમને જૈનધર્મની દીક્ષા પાછી ઉદય આવે છે- મરિચિના ભવમાં ત્રિદંડીપણાની જે અશુદ્ધ ભાવના તેનામાં જાગી હતી. તેના સંસ્કાર ઉતરી તે ચૌદ ભવ સુધી ચાલ્યા હતા; ને તેથીજ વખતોવખત ત્રિદંડીપણાની દીક્ષા અંગીકાર કરતા હતા. મરિચિના ભવમાં ચારિત્રમોહનીય કર્મનાં જે દલીકનો સંચય કરી કર્મનો બંધ કરેલો તે કેટલાક

ભવમાં ઉદયમાં આવી ખપી જવાથી અને ચારિત્ર મોહનીય કર્મના ક્ષયોપશમથી આ ભવમાં ચારિત્ર ઉદય આવે છે-પામે છે.

ચારિત્ર પાલનમાં તપસ્યાને અંગીકાર કરે છે, તે પણ માસક્ષમણની તપસ્યા કરે છે, ને તેથી શરીર કૃષ થઇ જાય છે. એવા ચારિત્ર અને તપ ગુણમાં વધેલા વિશ્વભૂતિ મુનિને કર્મ કેવી રીતે નીચકોટીમાં ઉતારવાનાં કારણો મેળવી આપે છે એ વિચારવા જેવું છે. વિહાર દરમ્યાન માસક્ષમણને પારણે ગૌચરીને માટે તે જાય છે. ભવિતવ્યતાના યોગે તેજ વખતમાં સંસારી અવસ્થાના કાકાના પુત્ર વિશાખાનંદિ તે ગામમાં આવેલા તેમની છાવણી તરફ મુનિ જઇ ચઢે છે તેમને મુનિને જોયા, આવા માસક્ષમણના પારણાવાલા મુનિને વંદન કરી સુપાત્રમાં દાન આપી ઉચ્ચ કોટીમાં જવાનું જે ઉત્તમ નિમિત્ત કારણ તેનો તે દુરૂપયોગ કરે છે, અને તે ઉભયને અનિષ્ટનું કારણ બને છે. " મિથ્યાત્વિ અને અજ્ઞાની જીવો સ્વપર બંનેને અહિત કર્તાજ હોય છે." તપસ્યાથી કાયબલ ઓછું થાય એ સ્વાભાવિક છે. તે પ્રમાણે મહાત્મા વિશ્વભૂતિ મુનિનું શરીરબળ ક્ષીણતા પામેલું હતું ગાયના ધક્કાથી તેઓ પડી જાય છે. એ બનાવથી રાજકુલમાં જન્મેલો પણ હલકાસ્વભાવનો વિશાખાનદી મિથ્યાત્વ અને અજ્ઞાનતાના લીધે તે મુનિના બલ સંબંધે મશકરી કરે છે, તે મુનિ સાંભળે છે. મુનિઓને ચારિત્રપાલનમાં આ એક જાતનો પરિસહ છે. બાવીસ પ્રકારના પરિસહ વખતે આત્માર્થિઓ જો શુદ્ધ ઉપયોગ રાખી પરિસહ સહન કરે તો તે પરિસહ તેમને કર્મક્ષય અને સંવરનું કારણ બની નિકટ ભવી બનાવી એક રીતે સચા મિત્રની ગરજ સારે છે. આ વિશાખાનંદીએ કરેલી મશ્કરી આક્રોશપરિસહ કહેવાય. બાવીશ પરિસહમાં તેનુ સ્થાન બારમું છે. યતિ ને કોઇ અજ્ઞાની પુરૂષ ક્રોધ અને ઇર્ષાને વશથઇ અનિષ્ટ અને તિરસ્કારના વચન કહે તે સાંભળી તે વચન બોલનાર ઉપર દમદંત મુનિની પેઠે કોપ કરે

નહિ, પરંતુ એવું વિચારે જે આ પુરૂષ ખરાને વાસ્તે મને અનિષ્ટ વચન કહે છે. એ મારો ઉપકારી છે કેમકે એણે જે વચન મને કહ્યું તે સત્ય છે. અથવા એ પુરૂષ જે કહે છે તે અસત્ય છે તો પણ મારે તેની ઉપર ક્રોધ કરવો એ યુક્ત નથી,એમ ચિંતવી પોતે તેની ઉપર ક્રોધ કરે નહિં અને સમ્યક્ રીતે આક્રોશ સહન કરે.

તપસ્યાના હેતુઓ સંબંધી શાસ્ત્રમાં નીચે પ્રમાંણે ફરમાન છે

નિર્દોષ, નિયાણાવિનાનું અને નિર્જરાનાજ કારણભૂત એવું શુદ્ધતપ સારી બુદ્ધિવડે મનના ઉત્સાહ પૂર્વક કરવું.

જેનાથી શરીર તપે તે તપ કહેવાયછે. રસ, રૂધિર, માંસ, મેદ; અસ્થિ, મજ્જા અને શુક્ર તેમજ અશુભ કર્મો તેનાથી તાપ પામે છે, તેથી તેને તપ કહે છે તે તપ નિર્દોષ કરવું એટલે આ લોક તથા પરલોકના સુખની ઇચ્છા અને *નિદાન રહિત કરવું. જે માણસ શુદ્ધચારિત્રનું પાલનકરીને ભોગાદિક પ્રાપ્ત કરવાનું નિદાન કરે છે, તે ફલ આપવામાં દક્ષ એવા કલ્પવૃક્ષને વધારીને પછી તેને ભસ્મસાત કરે છે.

એ નિદાન (નીયાણું) નવ પ્રકારનાં છે વળી તે તપ ચિત્તના ઉલ્લાસપૂર્વક કરવું. પણ રાજાની વેઠની પેઠે અણગમાથી કરવું નહિં. તેમજ જેટલી શક્તિ હોય તેટલું કરવું, જે તપ કરવાથી મન દુષ્ટ ( માઠા વિચાર કરનારૂં ) ન થાય, ઇંદ્રિયોની હાની ન થાય અને યોગ પણ ન હણાય તેવું તપ કરવુ. વળી પરાધિન બુદ્ધિથી દીનપણે અન્નાદિકની પ્રાપ્તિના અભાવે આહાર ત્યાગરૂપ અજ્ઞાન તપ કરે તો તે આશ્રવનું કારણ હોવાથી તથા ક્રોધાદિક કષાયના ઉદયનું આશ્રિત હોવાથી તે તપ નથી, પણ પૂર્વે બાંધેલા અંતરાયકર્મના ઉદયથી અસાતાવેદનીયનો માત્ર તે વિપાકજ છે. કેમકે આહારનો ત્યાગ કરવો તે દ્રવ્યતપ છે, અને આત્મસ્વરૂપની એકાગ્રતા કરવી તે ભાવતપ છે. આ ભાવતપ

* કારણ

યથાશક્તિ દ્રવ્યતપ સહિતજ હોવું જોઇએ. સંસારથી વિરક્ત થએલા તેમજ તત્વજ્ઞાનના અર્થિંપુરૂષોને આ દ્રવ્યતપ દુઃસહ- નથી. જેમ ધનાદિકના અર્થિં પુરૂષોને શીતતાપાદિકનું કષ્ટ એ કષ્ટ- રૂપ લાગતું નથી.

રાજા, શ્રેષ્ઠી, સ્ત્રી, પુરૂષ, પરપ્રવિચાર, સ્વપ્રવિચાર અલ્પ વિકાર, દરિદ્ર અને શ્રાવક એ પ્રમાણે નવ નિયાણાં છે તે મોક્ષની ઇચ્છાવાળા મુનીશ્વરોએ ત્યાગ કરવા લાયક છે.

આ નિયાણાંનું સ્વરૂપ વિસ્તારપૂર્વક શાસ્ત્રથી સમજવા જેવું છે. આવા નિયાણાંથી સંસારવૃદ્ધિ થાય છે. જે તપ કર્મક્ષય કરી સંસાર ઘટાડનાર છે, તેજ તપ સંસારવૃદ્ધિનું નિમિત્ત કારણ ન બને તેને માટે મુનિ અને આત્માર્થિઓએ હંમેશ ઉપયોગપૂર્વક જાગ્રતિ રાખવાને શાસ્ત્રકારોની શિખામણ છે તે શિખામણનો અમલ નહિ કરતાં ખરા અણીના પ્રસંગે ઉપયોગ ચૂકી જઇ જીવો ભૂલ કરી દે છે. જોકે તેથી તેની પૌદ્‌ગલીક ઇચ્છા અને પ્રતિજ્ઞા પાર પડે છે, પણ સંસારમાં વધુ વખત ભ્રમણ કરવાનું પોતે ઉભું કરે છે, તે નિયાણું કરતી વખતે તેના લક્ષમાં રહેતું નથી

વિશાખાનંદીએ કરેલી મજાકથી નયસારનો જીવ વિશ્વભૂતિ મુનિ શુદ્ધઉપયોગ ચૂકી જાય છે. અને કોઠાના ઝાડને એક મૂઠ્ઠી મારી તે ઉપરનાં ફળ ગેરવી પાડતી વખતે જે બળ હતું તે બળ કરતા પણ વિશેષ બળ પોતાનામાં છે! એ બતાવવાની ઇચ્છાથી ગાયનાં શીંગડાં પકડી તેને ઉછાળી પોતાનું બળ બતાવે છે. વિશાખા નંદીએ કરેલી મજાકનું વેર લેવાની અશુદ્ધભાવના ઉત્પન્ન થઇ આ ઉગ્ર તપસ્યાના પ્રભાવથી " હુ ભવાંતરમાં ઘણા પરાક્રમવાલો થઇ આ વિશાખાનંદીને મારનાર થાઉ. " આવી અશુદ્ધભાવના પૂર્વક મુનિ નિયાણું કરે છે તે પછી ચારિત્ર પાળી પોતે નિયાણા- રૂપ કરેલા પાપની આલોચના કર્યા વગર મૃત્યુ પામી ચારિત્રના પ્રભાવથી સતરમા ભવમા દેવલોકમા દેવપણે ઉત્પન્ન થાય છે.

ત્યાં દેવલોકનું આયુષ્ય પૂરું કરી પૂર્વભવમાં કરેલા નિયાણાંના યોગે તે અઢારમા ભવમાં વાસુદેવપણે ઉત્પન્ન થાય છે, તે હવે પછી આપણે જોઇશું.

વિશ્વભૂતિ મુનિને ક્રોધનો ઉદય થયો અને નિયાણું કર્યું. અહિં મોહનીય કર્મની સત્તા કયાં સુધી રહે છે તે જાણવાની જરૂર છે. ગુણસ્થાનકના નિયમ મુજબ જૈનસાધુઓ છઠ્ઠા સાતમા ગુણ-ઠાણાના અધિકારી છે. છઠ્ઠું ગુણઠાણું એ પ્રમત્ત સંયત ગુણઠાણું છે. એ ગુણઠાણે વર્તતા ક્ષયોપશમસમક્તિવાળા મુનિને આઠે કર્મની એકસો અડતાલીશે પ્રકૃતિની સત્તા કાયમ હોય છે. જેની અંદર મોહનીયકર્મની અઠાવીશે પ્રકૃતિનો સમાવેશ થઇ જાય છે.

આ કર્મસત્તા કાયમ હોવાના લીધે અશુદ્ધ નિમિત્ત કારણના યોગે ક્રોધાદિક કષાયનો ઉદય થાય એથી આપણે અજાયબ થવાનું નથી. જીવોએ કષાયના ઉદય વખતે આત્મસત્તાના જોરથી તે ઉદ-યને નિષ્ફળ કરવાનો છે. અને આત્મસત્તાનું જોર વધારવાનું છે. જો આત્મસત્તાનું જોર વધારે થાય, તો કષાય નિષ્ફળ થાય. પણ તેમ નહિ કરતા આત્મા કષાયના તાબે થાય તો, પાછો નવિન અશુભ કર્મનો બંધ કરી કર્મોની પરંપરા વધારે છે.

વિશ્વભૂતિમુનિ આત્મસત્તાનું ગૌરવપણું ભુલી જઇ કર્મ સત્તાના તાબે થઇ નિયાણુ કરે છે. એ કર્મસત્તાની પ્રબલતાની નિશાની છે.

વિશાખાનંદિ નિષ્કારણ મુનિની હાંશી કરી ઉપસર્ગ કરે છે. ચારિત્રમોહનીયકર્મની પચ્ચીશ પ્રકૃતીમાં નવ નોકષાય મોહની-યના પેટામાં હાસ્યમોહનીય નામની એક કર્મ પ્રકૃતી છે. જીવો બી-જાની હાંશી-મજાક-મસ્કરી કરી પોતે ખુશી થાય છે પણ તે વખતે હાસ્યમોહનીય નામનું કર્મ બંધાય છે એ તેના જાણવામાં આવતું નથી. એ બાંધેલા અશુભ કર્મના પ્રતાપથી જીવને આગામી ભવમાં કેવા માઠા વિપાક ભોગવવા પડે છે તેને માટે શાસ્ત્રમાં ઘણા દાખ-

લાગ્યો છે, પણ અહિં આપણે વિશાખાનંદીના જીવને, તેનું ફળ કેવી રીતે ભોગવવું પડે છે તે આપણે જોઇએ.

અધિકાર, લક્ષ્મી, અને જુવાનીના મદમા વિશેષે કરી જીવો બીજાની હાંશી મજાક કરતા જોવામા આવે છે. " હસતા બાંધેલું કર્મ રડી રડી ભોગવવુ પડે છે". એવી એક કહેવત છે. વિશ્વભૂતિ મુનિનો જીવ નિયાણાના પ્રતાપથી અઢારમા ભવમાં વાસુદેવ થઇ જે સિંહનો વધ કરે છે તે સિંહ તે આ વિશાખાનદિનોજ જીવ છે. મનુષ્યમાંથી તિર્યંચગતિમાં અને ત્યાથી નરકગતિમાં તે જાય છે. નરકગતિના બાંધેલા આયુષ્યના લીધે નરકમા ઉત્પન્ન થઇ તે ગતિના લાયકની વેદના ભોગવી ત્યાનું આયુષ્ય પુરૂં કરી ઘણો કાલ સંસારમાં તે રજળે છે. ભગવંત મહાવીરના સતાવીશમા ભવમા કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી શ્રી ગૌતમગણધરાદિ સહ વિહાર કરતાં એક ખેડુતને બનાવીને તેની દયા લાવી તેને બોધ આપવા જવા ગૌતમસ્વામીને ભગવંતે આજ્ઞા આપી મોકલ્યા, તેનું વૃતાંત આપણે વિસ્તારથી તે ભવના વિવેચનમાં જોઇશું, પણ, અહિં એટલું યાદ રાખવાનું છે ! કે—તે ખેડુત તે આ વિશાખાનંદીનોજ જીવ છે રાજકુંવર અને જુવાનીના મદમાં સંસારીઅવસ્થાના કાકાના દીકરા મુનિને જોઇને અજ્ઞાનતાના લીધે કરેલી મજાકથી તે જીવ કેટલી અધોગતિને પામ્યો એનોજ આપણે વિચાર કરી પ્રસંગ આવતાં આવા અશુભ કર્મ ન બંધાય તેના માટે જાગૃતિ રાખવાની છે.





# પ્રકરણ ૪ થું.

## અઢારમો ભવ.

## ત્રિપૃષ્ઠ વાસુદેવ



પ્રત્યેક ઉત્સર્પિણી તથા અવસર્પિણી કાલમાં ચોવીસ તીર્થંકર, બાર ચક્રવર્તી, નવ વાસુદેવ, નવ બળદેવ અને નવ પ્રતિવાસુદેવ ઉત્પન્ન થાય છે. એ નિયમ અનાદિકાલથી ચાલતો આવેલો છે. ભવિષ્યમાં પણ એ પ્રમાણે તે તે કાલમાં ઉત્પન્ન થશે, એ ત્રેસઠ સલાકાપુરૂષ કહેવાય છે. એટલે તેઓ ભાવિકાલમાં મોક્ષે જવાવાળા છે.

તીર્થંકરનો જીવ તીર્થંકરપણે ઉત્પન્ન થાય તેના પહેલાં ત્રીજે ભવે વીસસ્થાનકપદનું આરાધન કરી તીર્થંકર નામકર્મ પ્રકૃતિ, જે પુણ્યપ્રકૃતિઓમાં અતિ ઉત્કૃષ્ટ પ્રકૃતિ છે તે પ્રકૃતિનો બંધ કરેછે. તે કર્મપ્રકૃતિનો બંધ કરતાં પહેલાં જો નરકગતિના આયુષ્યનો બંધ કરેલો ન હોય તો ધર્મારાધનકાલમાં દેવગતિનો બંધ કરી વચમાં દેવગતિમાં ઉત્પન્ન થઈ, અથવા નરકગતિનો બંધ કર્યો પછી ધર્મા-રાધન કાલમાં તીર્થંકર નામકર્મપ્રકૃતિનો બંધ પાડે તો વચમાં નરકગતિમાં ઉત્પન્ન થઈ તે તે ગતિનું આયુષ્યપૂર્ણ કરી છેવટના મનુષ્યના ભવમાં અવધિજ્ઞાન સહિત ઉત્પન્ન થાય છે. એ છેલા ભવમાં આ અતિપુણ્યપ્રકૃતિના યોગથી રાજ્યરિદ્ધિ ભોગવી, ભોગ

કર્મક્ષય કરી, દીક્ષા અંગીકાર કરી. ચાર ઘાતિકર્મ ખપાવી, કેવળ જ્ઞાન પ્રાપ્ત કરે છે તે અવસરે તીર્થંકર નામકર્મના ફળરૂપ સુરાસુરને પૂજ્ય એવા તે પ્રભુ સમોવસરણમાં બેસી ધર્મદેશના આપે છે, તથા જૂદા જૂદા દેશોમાં વિહાર કરી ઘણા ભવ્યજીવોને ધર્મ પમાડી તેમનો ઉદ્ધાર કરી તીર્થંકરનામકર્મપ્રકૃતિના દલીયાં ખપાવી, મનુષ્યભવનું આયુષ્ય પૂર્ણ કરી મોક્ષે જાય છે.

ચક્રવર્તી—ચક્રવર્તિપણાની રિદ્ધિ છ ખંડ પૃથ્વીનું આધિપત્ય પ્રાપ્ત કર્યા પછી તે ભવના ઉત્તરકાલમા ચક્રવર્તિપણાના અંગે પ્રાપ્ત થએલી રિદ્ધિ છોડી દીક્ષા ગૃહણ કરી ધર્મારાધન કરે તો સર્વથા કર્મક્ષય કરી તે ભવમા મોક્ષે જાય, અથવા દેવગતિના આયુષ્યનો બંધ કરી દેવગતિમાં ઉત્પન્ન થાય, પણ જો ચક્રવર્તિપણાંની રિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી તેના મોહમાં તે ભવ પૂર્ણ કરે તો, મહાન્ આરંભ (પાપ) અને પરિગ્રહની મમતાના યોગે નરકગતિનો બંધ કરી ચક્રવર્તિપણાના ભવમાં તે ભવનું આયુષ્ય પૂર્ણ કરી નિયમા નરકગતિમા ઉત્પન્ન થાય છે.

વાસુદેવ, વાસુદેવના ભવમાં ત્રણ ખંડ પૃથ્વીનું આધિપત્ય પ્રાપ્ત કરી. વાસુદેવપણાની રિદ્ધિ ભોગવી નિયાણવાળા હોવાથી નિયમા નરકગતિનો બંધ કરી, ભવાતરમાં નરકગતિમાંજ ઉત્પન્ન થાય છે.

બલદેવ, એ વાસુદેવના ઓરમાઇ ભાઈ હોય છે. પણ તે બન્ને વચ્ચે ગાઢ પ્રીતિ હોય છે. એ બન્ને ભાઇઓ છતાં બલદેવ તે ભવમાં દીક્ષા ગૃહણ કરી ધર્મારાધન કરી સર્વથા કર્મ ખપાવી મોક્ષે જાય, અથવા દેવગતિનો બંધ કરી બલદેવના ભવનું આયુષ્ય પૂર્ણ કરી દેવગતિમાં ઉત્પન્ન થાય છે.

પ્રતિવાસુદેવ—પ્રતિવાસુદેવ ત્રણ ખંડ પૃથ્વીનું રાજ્ય મેળવે છે અને તે રાજ્યરિદ્ધિ ભોગવવાનો પ્રસંગ આવે છે, તેવા સમયમાં વાસુદેવથી વિગ્રહ કરવાનો પ્રસંગ ઉત્પન્ન થઇ બન્ને

વચ્ચે તુમુલ વિગ્રહ થાય છે. વાસુદેવના બળથી તેનું બળ ઓછું હોવાના કારણે છેવટ વાસુદેવના હાથે તેમનો વિનાશ થાય છે, અને તેમણે મેળવેલી ત્રણ ખંડ પૃથ્વીની રિદ્ધિ વાસુદેવને પ્રાપ્ત થાય છે. પ્રતિવાસુદેવ વિગ્રહ દરમ્યાન રૌદ્રધ્યાનના યોગે નરક ગતિના આયુષ્યનો બંધ કરી તે ભવનું આયુષ્યપૂર્ણ કરી નરક ગતિમાં ઉત્પન્ન થાય છે.

ઉપર પ્રમાણે ત્રેશઠ શલાકા પુરૂષોના સંબંધે સામાન્ય નિયમ હોય છે.

નયસારનો જીવ ઉચ્ચ કોટીમાં ચઢતાં ચઢતાં સોલમા વિશાખાનંદિ મુનિના ભવમાં ઉગ્રતપસ્યાના ફલપ્રાપ્તિરૂપ કરેલા નિયાણાના યોગે આ અઢારમા ભવમાં આ અવસર્પિણિ કાલના ચોથા આરામાં અગીયારમા તીર્થંકર ભગવંત શ્રી શ્રેયાંસનાથ ભગવતના શાસનમાં પહેલા વાસુદેવપણે ઉત્પન્નં થએલા છે વાસુદેવપણાના અંગે કેટલું બળ અને વૈભવ પ્રાપ્ત થાય છે, એ જાણવા માટે આપેલી હકીકત ઉપયોગી જાણી તે જરા લંબાણથી આપવા પ્રયત્ન કરેલો છે.

દક્ષિણભરતાર્દ્ધમાં પોતનપુર નામના નગરમાં રિપુ પ્રતિશત્રુ પ્રજાપતિ નામનો રાજા હતો. તે રાજાની ભદ્રા નામની પટરાણીથી બલદેવ અચલ નામનો પુત્ર થયો હતો. અને બીજી રાણી મૃગાવતીથી ત્રિપૃષ્ઠ વાસુદેવનો જન્મ થયો હતો.

આ બન્ને પુત્રો માતાના ગર્ભમાં ઉત્પન્ન થયા તે રાત્રે ભદ્રા રાણીએ ચાર મહાસ્વપ્નો, તથા મૃગાવતી પટ્ટરાણીએ વાસુદેવના જન્મને સૂચવનારાં સાત ઉત્તમ સ્વપ્નો જોયાં હતાં.

વિશ્વભૂતિ મુનિનો જીવ મહાશુક્ર દેવલોકથી ચવીને મૃગાવતી પટ્ટરાણીથી વાસુદેવપણે ઉત્પન્ન થયા હતા. અચલકુમાર વયમા મહોટા હતા, અને ત્રિપૃષ્ઠ નહાના હતા. એ બન્ને ભાઈઓ પુરૂષોમાં ગજેંદ્ર સમાન, મહાશૌર્યવાન હતા. તેઓ મોટા

દૈત્યાદિકથી પણ ભય પામે નહિ એવા બલિષ્ઠ હતા. બન્ને વચ્ચે પરસ્પર અત્યંત સ્નેહ હોવાથી અચલકુમાર વિના ત્રિપૃષ્ઠકુમાર અને ત્રિપૃષ્ઠકુમાર વિના અચલકુમાર એકલા રહેતા નહિ. જાણે બે શરીર અને એક આત્મા હોય ! તેમ તેઓ સાથેજ ફરતા હતા.

બલભદ્રઅચલ અને ત્રિપૃષ્ઠવાસુદેવના પિતા પ્રતિ વાસુદેવ અશ્વગ્રીવના તાબાના રાજા હતા. એ પ્રતિવાસુદેવને યુદ્ધની અંદર જીતી, તેણે મેળવેલી ત્રિખંડ પૃથ્વીની રાજ્ય લક્ષ્મી ત્રિપૃષ્ઠવાસુદેવ પ્રાપ્ત કરશે; એ કારણસર એ પ્રતિવાસુદેવનો વૃત્તાંત આ ઠેકાણે જાણવાની આવશ્યકતા છે.

## પ્રતિવાસુદેવ અશ્વગ્રીવનો વૃત્તાંત

અશ્વગ્રીવ રત્નપુર નગરનો રાજા હતો એ મહાભુજનું શરીર એંશી ધનુષ્ય ઉંચું હતું. અને તેનું આયુષ્ય ચોરાશી લાખ પૂર્વનું હતું. એ મહાબાહુ અને પરાક્રમી વીર રણસંગ્રામમાં ઘણો કુતુહલી હતો. રાજા મહારાજાઓ પણ એ પ્રતિવાસુદેવથી ભય પામી તેની ભક્તિ કરતા હતા. યોગી પુરૂષો જેમ પરમાત્માને ભૂલે નહિ, તેમ સર્વ રાજાઓ કોઇ દિવસ પણ તેને પોતાના હૃદયમાંથી ભૂલી જતા ન હતા. તે અશ્વગ્રીવ પ્રતિવાસુદેવે પોતાના પરાક્રમથી આ ભરતક્ષેત્રના ત્રણખંડ સ્વાધીન કરી લીધા હતા. જેની અંદર વૈતાઢ્ય પર્વત પણ આવી જાય છે. તેમજ પોતાના બળ અને પરાક્રમથી વિદ્યાધરની બે શ્રેણીઓ વિદ્યાધરોને યુદ્ધમાં પરાજીત કરી લીધી હતી માગધ, વરદામ અને પ્રભાસતીર્થોના અધિપતિઓ પણ તેમની સેવા કરતા હતા. એકંદર સોળહજાર મુગટબદ્ધ રાજાઓ તેના ઉગ્ર શાસનમાં હતા.

આવી રીતે પ્રતિવાસુદેવ અશ્વગ્રીવ એકછત્રસામ્રાજ્યને પ્રાપ્ત કરી પૃથ્વીમાં ઇંદ્રની જેમ કાળ નિર્ગમન કરતો હતો.

એક વખત એ પ્રતિવાસુદેવના મનમાં અનાયાસે એવી શંકા પેદા થઇ કે-દક્ષિણાર્દ્ધ ભરતક્ષેત્રમાંના રાજાઓ તો મહારા

તાબાના રાજા છે. ને તેઓમાંના કોઇ મને ઉપદ્રવ કરી શકે એવા બળવાળા નથી તથાપિ તે રાજાના પુત્રોમાં કોઇ મને મારનાર ઉત્પન્ન થશે ખરો ? એ જાણવું જો કે અશકય છે તો પણ મારે જાણવું જોઇએ. આવો નિશ્ચય કરી તેણે અશ્વબિંદુ નામનો ઉત્તમ પ્રકારે નિમિત્તશાસ્ત્રનો જાણકાર હતો, તેને પોતાની પાસે બોલાવ્યો. તે નિમિત્તજ્ઞને પ્રતિ વાસુદેવે પોતાના મનની શંકા પૂછી. અતિ આગ્રહપૂર્વક એ હકીકત જાણવાની ખાતર તેનો ઉત્તર આપવાની નિમિત્તજ્ઞને ફરજ પાડવાથી, નિમિત્તિયાએ લગ્નાદિક વિચારીને પ્રતિવાસુદેવના પ્રશ્નનો ઉત્તર આપ્યો કેઃ-હે રાજા તમારા **ચંડવેગ નામના દૂતનો જે પરાભવ કરશે, અને પશ્ચિમ દિશાના અંત ઉપર રહેલા સિંહને જે મારશે તે તમારો વધ કરનાર થશે.** નિમિત્તજ્ઞના ઉત્તરથી પ્રતિવાસુદેવ અશ્વગ્રીવ ગ્લાની પામી ગયો. પણ ઉપરથી તેની અસર જણાવ્યા સિવાય તેનો આદરસત્કાર કરી વિદાય કર્યો.

તેવા સમયમાં એક યુવાન કેશરી-સિંહે પશ્ચિમ દેશને ઉજ્જડ કર્યાના સમાચાર આવ્યા. આ સિંહનો વધ કરનાર કોણ થશે ! એ જાણવાની અપેક્ષાથી તે પ્રદેશમાં શાળીનું વાવેતર કરવાનું, અને તે વાવેતરના રક્ષણ માટે પોતાના તાબાના સોળ હજાર રાજાઓને અનુક્રમે રહેવાની આજ્ઞા કરી. તે રાજાઓ અનુક્રમે શસ્ત્રાદિવડે સન્નદ્ધબદ્ધ થઇ ત્યાં જઇ, પ્રતિવાસુદેવની આજ્ઞા મુજબ ખેડુત જેમ ગાયો વિગેરે પશુઓથી ક્ષેત્રની રક્ષા કરે, તેમ સિંહથી તે શાળીક્ષેત્રની રક્ષા કરવા લાગ્યા.

"શેરને માથે સવાશેર" એ કહેવત મુજબ જગતમાં હમેશાં બળવાન પુરૂષોથી પણ વિશેષ બળવાન પુરૂષો રહેલા હોય છે, અને તેજ કારણથી આ પૃથ્વી 'बहुरत्ना वसुंधरा' કહેવાય છે. પ્રજાપતિ રાજાના બે કુમારો છતાં મહાન્ તેજસ્વી તેઓ સર્વ મનુષ્યવીરોને તૃણ જેવા ગણે છે; એવી ખબર

મંત્રિદ્વારા મળવાથી પ્રતિવાસુદેવે નિમિત્તિયાએ કહેલી વાતની ખાત્રી કરવાના ઇરાદાથી પોતાના ચંડવેગ નામના એક દૂતને કોઇ મતલબ સમજાવી, પ્રજાપતિ રાજા પાસે જઇ તેને મળી આવવા આજ્ઞા કરી. તે દૂત પ્રતિવાસુદેવના પ્રતિનિધિ તરીકે ઘટીત સૈન્ય અને સરંજામ સાથે પોતનપુર નગરે આવી પહોંચ્યો.

પ્રજાપ્રતિ રાજા સર્વ અલંકારોથી વિભૂષિત થઇ રાજસભામાં અચલ તથા ત્રિપૃષ્ઠકુમાર, સામંતરાજાઓ, સેનાપતિઓ, અમાત્યો, અને પુરોહિત પ્રમુખ માન્યપુરૂષો તેમજ પ્રધાનપુરૂષોની સાથે મહર્દ્ધિક દેવની માફક સભા ભરીને બેઠા છે. સભામાં નિઃશંકપણે સંગીત ચાલતું હતું, એ સંગીનમાં વિચિત્ર અંગચેષ્ટા અને અંગહારપૂર્વક સુંદરનૃત્ય થતું હતું, ધ્વનિકરતા મૃદંગના ઘોષથી આકાશ ગાજી રહેતું હતું, ગાયનના સ્પષ્ટ ઉદ્ગારથી મધુર વીણાને જીવન મળતું હતું, ગ્રામ તથા રાગરાગણીને પ્રગટ કરનારી વીણા શ્રુતિઓને વ્યક્ત કરતી હતી, તાલને અનુસરીને ગાયનનો આરંભ થતો હતો. તે વખતે ચંડવેગદૂત પોતાના આગમનની સૂચના અપાવ્યા સિવાય વીજળીના ચમત્કારની પેઠે તત્કાલ સાહિત્યસંગીત કલાવિહીન સંગીતસભામાં દાખલ થયો. પ્રતિવાસુદેવના દૂતને અકસ્માત્ આવેલો જોઇ, સામંતરાજાઓસહિત પ્રજાપ્રતિ રાજા સંભ્રમ પામ્યો અને એ સ્વામીના દૂતને સંભ્રમસહિત માન આપવાને માટે ઉભા થઇ, સત્કાર સાથે તેને આસનપર બેસાડયો પછી રાજાએ તેના સ્વામીના સર્વ સમાચાર પૂછયા. સમય સિવાય સભામાં આવવાથી સંગીતનો ભંગ થયો પોતાના આગમનની ખબર આપ્યા સિવાય સભામાં દાખલ થવાથી, તથા સભાના રંગમાં ભંગ થવાનો, જે બનાવ બન્યો તે ત્રિપૃષ્ઠકુમારથી સહન થયું નહિ. આ અજાણ્યો પુરૂષ કોણ છે? ત્રિપૃષ્ઠકુમારે પોતાની પડખે રહેલા કોઇ પુરૂષને પૂછયું તેણે કુમારને જણાવ્યું કે " એ રાજાધિરાજ હયગ્રીવ મહારાજાનો દૂત છે. આ ત્રિખંડભરતક્ષેત્રમાં જેટલા રાજાઓ છે તે સર્વે તે મહારાજાના કિંકર છે, તેથી તમારા

પિતા તેના દૂતને માન આપવાને સામા ઉઠયા, તેજ કારણુથી ઉચિતને જાણુનાર દ્વારપાલે તેને અટકાવ્યો નહિ. કારણુ કે, એ મહારાજાના શ્વાનનો પણુ પરાભવ કરી શકાય નહિ તો પુરૂષનો તો કેમજ કરી શકાય ? આ દૂત હયગ્રીવ રાજાનો માનીતો છે, અને તેને પ્રસન્ન કરવાથી મહારાજા હયગ્રીવ પ્રસન્ન થાય છે. આ દૂતની અવજ્ઞા કરી તેને ખીજવ્યો હોય તો, તે મહારાજા પણુ ખીજાય છે, કારણુ કે રાજાઓ દૂતની દૃષ્ટિને અનુસારેજ પ્રવર્તે છે. જ્યારે યમરાજાની પેઠે દુઃસહ મહારાજા હયગ્રીવ ખીજાય ત્યારે રાજાઓ જીવવાને પણુ અસમર્થ છે તો પછી રાજ્યની તો વાત જ શી કરવી ? ”

એ પ્રમાણે પડખે બેઠેલા પુરૂષના મુખથી હકીકત સાંભળી, ત્રિપૃષ્ઠકુમારનું લોહી તપી આવ્યું. તત્કાળ તે બોલ્યો. “આ જગત્ માં અમુક સ્વામી, ને અમુક સેવક એવો નિર્ણય હોતો નથી; ” એ સર્વ પોતપોતાની શક્તિને આધીન છે. હું વાણીમાત્રથી હમણાં કંઇ કહેતો નથી, કારણુ કેઃ “આત્મ પ્રશંસા કરવી અને બીજાની નિંદા કરવી એ સત્પુરૂષોને શરમાવનાર છે,” તથાપિ સમય પ્રાપ્ત થયે મારા પિતાનો તિરસ્કાર કરનાર એ હયગ્રીવને પરાક્રમ વડે છિન્નગ્રીવ કરી ભૂમિપર પાડી નાખીશ ! એમ કહી પોતાના સેવકને કહ્યું કે, જ્યારે પિતાજી એને વિદાય કરે ત્યારે તું મને ખબર આપજે.

ચંડવેગ દૂતે સભામાં, જેમ પોતાનો કોઇ અધિકાર પર નિમેલો સેવક હોય તેમ પ્રજાપતિ રાજાને ઉદ્દેશીને કેટલાંએક પ્રયોજન કહી સંભળાવ્યાં. રાજાએ તે સર્વે માનપૂર્વક કબૂલ કર્યાં અને ભેટ વિગેરે આગળ ધરીને તેનું બહુ સન્માન કર્યું.

પ્રજાપતિ રાજાની મેમાનગીરીથી પ્રસન્ન થઇ પરિવાર સહિત ચંડવેગ દૂત પોતનપુર નગરની બહાર નીકળી પોતાની નગરી તરફ

ચાલ્યો. ત્રિપૃષ્ઠકુમારે એ ખબર જાણીને તે મહા બળવાન કુમારે આગલ જઈ રસ્તામાં તેને અટકાવ્યો. અને ઉગ્રાવેશપૂર્વક ચંડવેગ દૂત તરફ દૃષ્ટિ કરી તેને કહ્યું. " રે ધીઠ ! પાપિષ્ઠ ! દુષ્ટ ! પશુ ! તુ દૂત છતા રાજાની સભામાં પશુની પેઠે કેમ વર્ત્તન કર્યું ? હે મુર્ખ ! જેવી રીતે તેં સંગીત-રંગનો ભંગ કર્યો, તેવી રીતે મરવાને ઇચ્છતો બીજો કોણ કરે ? એક સાધારણગૃહસ્થને ઘેર રાજા જાય તો પણ તે પહેલાં ખબર આપીને પછી પ્રવેશ કરે, એવી, ડાહ્યા અને વિદ્વાનોની નીતિ છે; તે છતાં તું જાણે પૃથ્વી ફાડી નીકળ્યો હોય તેમ અકસમાત્ સભામાં કેમ આવ્યો ? જો કે સરળસ્વભાવવાળા મારા પિતાશ્રીએ તારો અવિવેક છતાં સત્કાર કર્યો પણ તે ફોકટ કર્યો છે. હે દુષ્ટ ! જે શકિતથી તુ દુર્વિનીત થએલો હતો તે તારી શકિતનો હવે પ્રકાશ કર; નહિતો એ તારા અન્યાયરૂપ વર્ત્તનનું ફળ હું તને હમણાંજ બતાવું છું. એ પ્રમાણે કહી તેના ઉપર ત્રિપૃષ્ઠકુમારે આવેશપૂર્વક મુષ્ઠી ઉગામી.

સમીપ રહેલા અચલકુમારે ત્રિપૃષ્ઠકુમારને અટકાવીને કહ્યું કે-હે કુમાર ! બસ કરો. એ નરરૂપી કીડાની ઉપર પ્રહાર કરશો નહિં. દૂત કદી અવળુ આચરણ આચરે તો પણ તે વધ કરવાને યોગ્ય નથી.તેથી આ અવિનીત પુરૂષની ઉપરથી ક્રોધનુ સંહરણ કરો. હસ્તિના દંતને ઘાતનું સ્થાન એરંડાનું વૃક્ષ નથી. ઇત્યાદિ વચનો કહી શાન્તિ રાખવાને સમજાવ્યા. ત્રિપૃષ્ઠકુમારે પણ પોતાના વડીલ બંધુના કહેવાને માન આપ્યુ, અને ઉગામેલી મુષ્ઠી વાળી લેઇ પોતાના સુભટોને આજ્ઞા કરી કે, સગીતના રંગનો ભંગ કરનાર આ પાપી દૂતનું જીવિત વિના બીજું સર્વસ્વ હરી લ્યો ત્રિપૃષ્ઠકુમારના બળ અને તેજથી દૂતસાથેનો તેનો પરિવાર હથીયાર મૂકી,દઇને ચાલ્યો ગયો અને સુભટોએ તેની પાસેનું સર્વધન હરી લીધુ. અને બન્ને કુમારો ઘર તરફ ચાલ્યા ગયા.

આ સર્વ વૃત્તાંત. પ્રજાપતિ રાજા લોકોના મુખથી સાંભળી

ખેદ પામ્યા. અને ચિંતવવા લાગ્યા કે કુમારોએ આ યુક્ત કર્યું નથી. આ દૂત ઉપર જે ધસારો કર્યો છે તે તેના ઉપર કર્યો નથી પણ ખરેખર તો તે અશ્વગ્રીવ રાજાના ઉપર કર્યો કહેવાય. કારણ દૂતો હમેશાં સ્વામિના પ્રતિનિધિ થઇનેજ સંચરે છે. તેથી જ્યાં સુધી એ ચંડવેગ તેની પાસે ગયો નથી ત્યાંસુધીમાં તેને પાછો બોલાવી તેને શાન્ત્વન કરીને મોકલવો સારો છે. " જ્યાંથી અગ્નિ ઉઠયો હોય ત્યાંજ તેને બુઝાવી દેવો યુક્ત છે " એ પ્રમાણે વિચાર કરી પોતાના પ્રધાનો દ્વારા તેને પાછો બોલાવ્યો, અને બે કરજોડી કુમારોએ કરેલી કલુષતાને ધોવામાં જલના પ્રવાહરૂપ વિશેષ બરદાસ કરી અને પોતાના કુમારનું માઠું આચરણ અશ્વગ્રીવ રાજાને નિવેદન નહિ કરવા વિનંતિ કરી.

પ્રજાપ્રતિ રાજાની નમ્રતાયુક્ત વાણી અને તેણે કરેલી વિશેષ બરદાસથી દૂતના મન ઉપર સારી અસર થઇ અને તેણે રાજાને જણાવ્યું કે " તમારા કુમાર તે મારે મન કંઇ પારકા નથી. જ્યારે બાલક દુર્નય કરે ત્યારે તેને ઉપાલંભ દેવો એજ દંડ કહેલો છે, તેની ફરીયાદ કાંઇ લઇ જવાની નથી, આવી લૌકિક નીતિ છે. તમારા કુમારનું આ અનુચિત આચરણ હું રાજા પાસે કહીશ નહિ. એ પ્રમાણે કહેવાથી રાજાએ એ દૂતને બંધુની જેમ આલિંગન કરીને વિદાય કર્યો.

ચંડવેગ દૂત અશ્વગ્રીવ રાજા પાસે જઇ પહોંચે તે પહેલાં તો તેને ઉપરના બનાવની ખબર થઇ ગઇ હતી. એટલે ચંડવેગને પોતાના પરાભવની હકીકત નિવેદન કર્યા વગર છૂટકો થયો નહિં. તેણે પ્રજાપતિ રાજાના કુમાર ત્રિપૃષ્ઠે કરેલા પરાભવનો સર્વ વૃત્તાંત જણાવ્યો. તેની સાથે રાજાએ પોતાને આદરસત્કાર પૂર્વક આપેલી ભેટો રજુ કરી. અને રાજાનુ આજ્ઞાંકિતપણું નિવેદન કર્યું અને આજ્ઞા મેળવી તેની પાસેથી વિદાય થયો.

દૂતના ગયા પછી અશ્વગ્રીવ રાજા વિચારવા લાગ્યો કે " નિમિ-

સ્તિયાના કહેવાનો એક દાખલો તો મલ્યો. પણ જો હવે સિંહના વધરૂપ બીજા દાખલાની પ્રતીતિ થાય તો બરાબર શંકાસ્થાન પ્રાપ્ત થયું એમ માની શકાય.' આવો વિચાર કરીને તેણે એક બીજો દૂત મોકલી પ્રજાપતિ રાજાને કહેવરાવ્યું કે "તમે સિંહના ઉપદ્રવથી શાળીના ક્ષેત્રની રક્ષા કરો" અશ્વગ્રીવની આવી આજ્ઞા આવતા રાજાએ અચળ અને ત્રિપૃષ્ઠકુમારને બોલાવી કહ્યું "હે કુમારો! અશ્વગ્રીવ રાજાએ જે આજ્ઞા ફરમાવી છે તે તમારા દુરાચરણનું તાત્કાલિક ફળ છે. જો આ તેની આજ્ઞાનું પાલન નહિ કરીએ તો અશ્વગ્રીવ રાજા યમરૂપ થશે, અને પાલન કરીશુ તો સિંહ યમરૂપ થશે. એ પ્રમાણે બન્ને રીતે આપણી ઉપર અપમૃત્યુ પાસ થયેલ છે; તથાપિ હે વત્સો! હું તેની આજ્ઞાનું પાલન કરવાને જાઉં છું.

પિતાનાં એવાં વચન સાંભળી બન્ને કુમારોએ કહ્યું "પિતાજી! અશ્વગ્રીવ રાજાનું બળ કેટલું છે તે અમારા જાણવામા આવ્યું છે! સિંહ એક પશુ છે, અને તેને ભયંકર જાણનાર તે પણ પશુ છે. તે સિંહનો ઘાત કરવાને અમે જઇશું. આપ નિશ્ચિત રહો. અને અમને આજ્ઞા આપો. આ પ્રમાણે વિનયયુક્ત કહી મહાપ્રયાસે રાજાને સમજાવી તેમની આજ્ઞા મેળવી અલ્પપરિવાર સાથે જયા સિંહ હતો તે પ્રદેશ તરફ તે બન્ને કુમારો આવ્યા ત્યાં સિંહે હણેલા અનેક સુભટોના અસ્થિનો ઢગલો જોઇ ઘણું આશ્ચર્ય પામ્યા.

કુમારોએ તે પ્રદેશમાં વસતા ખેડુતોથી સિંહના ઉપદ્રવની માહિતી મેળવી. અને પોતાના સૈન્યને ત્યાં રાખી બન્ને જણ એકલા જ્યાં સિંહની ગુફા હતી ત્યાં ગયા. તેમના રથનો ઘોષ સાંભળી સિંહ આમ તેમ જોવા લાગ્યો. અને આ કોઇ રથના પરિવારવાળા બે પુરૂષોજ છે એમ જાણી તેમની ઉપેક્ષા કરી સિંહ ફરીવાર સુઇ ગયો

સિંહની એવી સ્થિતિ જોઇ ત્રિપૃષ્ઠકુમારે તેને કહ્યું-શાળિ નાક્ષેત્રનું રક્ષણ કરવા આવનાર અમારા પૂર્વેના રાજાઓએ હસ્તિ વિગેરેનું બળીદાન આપી તને સંતુષ્ટ કરેલો છે, પણ હે સિંહ ! અમારા પાસેથી એવી કાંઇ પણ આશા રાખીશ નહિ. એમ કહી તરતજ નૃસિંહ ત્રિપૃષ્ઠકુમારે મલ્લ જેમ મલ્લને બોલાવે તેમ એ મોટા સિંહને બોલાવ્યો. તેનો અવાજ સાંભળી સિંહ પોતાના મુખ ઉપર કાનની ટીશીયો ચઢાવી આ કોઇ વીર છે, એમ ચિંતવવા લાગ્યો. પછી તરતજ મુખ ફાડી ભયંકર ગર્જના કરતો ગુફા માંથી બહાર નીકળ્યો. અને પોતાના પ્રચંડ પુંછડાને પૃથ્વીઉપર પછાડયું. એ બલિષ્ઠ કેસરી સિંહના પુંછડાના પછાડના નાદ અને ગર્જનથી ચોતરફ પ્રાણીઓ નાશ ભાગ કરવા લાગ્યા.

તે વખતે ત્રિપૃષ્ઠ વાસુદેવે વડીલ બંધુ અચલકુમારને કહ્યું કે-હે આર્ય ! આ સિંહની સાથે હુંજ યુદ્ધ કરીશ આપ મને પરવાનગી આપો. હું પાસે છતાં આપે યુદ્ધ કરવા શ્રમ કરવો એ ઘટીત નથી એમ કહી તેમને વેગળા ઉભા રાખી ત્રિપૃષ્ઠકુમાર એકલા સિંહની સામા જતાં વિચાર કરવા લાગ્યા કે-હું ક્ષત્રિય છું ! ક્ષત્રિયધર્મની નીતિ અને રીતિ પ્રમાણે મારે રથમાં બેસી સિંહ સામા યુદ્ધ કરવા જવું ઘટીત નથી. આ સિંહ ચાલતો છે, અને હું રથ ઉપર બેઠો છું; તો પેદલની સાથે રથઉપર બેસીને યુદ્ધ કરવું એ ક્ષત્રિયધર્મને યોગ્ય નથી. “ એમ વિચારી તેમણે રથને છોડી દીધો. વળી તે વીરપુરૂષે વિચાર કર્યો કે, ‘ આ સિંહ શસ્ત્ર રહિત છે, અને હું શસ્ત્રવાળો છું, તો શસ્ત્રરહિતની સાથે શસ્ત્ર સહિત યુદ્ધ કરવું એ પણ ઉચિત નથી. એમ વિચારી શસ્ત્ર પણ છોડી દીધાં.પછી મહાન્ બલિષ્ઠ ત્રિપૃષ્ઠકુમારે તે કેસરીસિંહને ઉદ્દેશીને કહ્યું કે; હે સિંહ ! અહિં આવ ! તારા યુદ્ધ કરવાના કંડુને મટાડું, એમ કહી તેને બોલાવ્યો. આ રીતનું ત્રિપૃષ્ઠકુમારનું વર્તન જોઇ સિંહ વિચાર કરવા લાગ્યો કે અહો ! આ બાલકનું કેવું સાહસ છે ! તે સૈન્ય વિના આવ્યો છે, અને રથ ઉપરથી

ઉતરી, શસ્ત્રોનો ત્યાગ કરી મને ઉંચે સ્વરે બોલાવે છે. પણ દેડકો જેમ ઉંચા ઠેકડા મારીને ઉલટો સર્પની પાસે આવે તેમ આ દુર્મતિ મારી પાસે આવે છે.તો હું તેને તેની ધૃષ્ટતા નું ફળ ચખાડું. એ પ્રમાણે વિચારી પોતાનું પૂછડું ઉંચું કરી ઉછળીને તેણે એવી તો ફાળ મારી કે આકાશમાંથી કોઇ કેશરીસિંહ કુદી પડતો હોયની શું ?

એવી ફાળ મારીને સિંહ જેવો ત્રિપૃષ્ઠકુમાર ઉપર પડવા જાય છે તેવામાં તે બલવાન કુમારે પોતાની કળાચાતુર્યથી જેમ સાણુસાથી સર્પને પકડે તેમ પોતાના બે હાથથી તેના બે હોઠ જુદા જુદા પકડ્યા. પછી હોઠથી આકર્ષી એક વસ્ત્રના બે કડકા કરે તેમ ચડચડાટ શબ્દ સાથે તેને ચીરી નાખ્યો. તે વખતે વેગળે ઉભેલા પ્રેક્ષકોએ ધન્યવાદ સાથે જય જય શબ્દ કર્યો, આકાશમાં વિદ્યાધરો, દેવતાઓ, અને અસુરોએ કૌતુકથી એકઠા થઇ કુમારની ઉપર પુષ્પની વૃષ્ટિ કરી.

એ સિંહના શરીરના ક્ષણવારમાં બે ભાગ કરી પૃથ્વી ઉપર નાખી દીધા પણ તુરત તેનામાંથી ચૈતન્ય ગએલું ન હોવાથી ક્રોધવડે તે ભાગો તરફડવા લાગ્યા. તે ચિંતવતો હતો કે. “અહો! કવચધારી અને શસ્ત્રધારી એવા સેંકડો ગમે સુભટોથી વીંટાયેલા એવા અનેક રાજાઓ પણ વજ્રની જેમ ઉપરથી પડતાં મને સહન કરી શક્યા નહિ, અને આ મહાકોમળ હાથવાળા અને શસ્ત્ર વિનાના બાળકે મને ફાડી નાખ્યો, એનો મોટો ખેદ થાય છે. આવી ચિંતાથી તરફડતા એ સિંહનો અભિપ્રાય જાણીને ત્રિપૃષ્ઠવાસુદેવના સારથીએ તેને કહ્યું કે “ લીલા માત્રમાં ઉન્મત્ત હાથીને ભેદનારા અને સેંકડો ગમે અનંત સૈન્યથી પણ પરાભવને નહિ પામનારા એવા હે સિંહ! અભિમાને કરી શા માટે આમ ખેદ પામે છે ? આ તને મારનાર સુભટોમા શ્રેષ્ઠ એવા ત્રિપૃષ્ઠકુમાર સર્વ વાસુદેવોમાં પ્રથમ વાસુદેવ છે, તે વયથી બાળક છે પણ તેજ

પરાક્રમથી તે બાલક નથી જેમ સર્વપશુઓમા તું સિંહ છે-વનરાજ છે તેમ સર્વનરોમા તે સિંહ છે, તેથી તેમની સાથેના સંગ્રામમાં હણાવાથી તને લજ્જા આવે તેમ નથી, ઉલટી શ્લાઘા થાય તેમ છે. ” આવા પ્રકારના સારથીના વચનરૂપઅમૃતની વૃષ્ટિથી શાંત થઇ કેશરી સિંહ મૃત્યુ પામ્યો, અને નરકગતિનું આયુષ્ય બાંધવાથી નરકભૂમિમાં નારકીપણે ઉત્પન્ન થયે .

પ્રતિવાસુદેવ અશ્વગ્રીવની આજ્ઞાથી આ વૃત્તાંત જાણવાને આવેલા વિદ્યાધરોને ત્રિપૃષ્ઠે તે સિંહનું ચર્મ આપી કહ્યું કે “ આ પશુથી પણ ચકિત થએલા તમારા સ્વામીને તેનો વધ સુચવનાર આ સિંહનું ચર્મ આપજો, અને સ્વાદિષ્ટ ભોજનમાં લંપટ એવો તું હવે નિશ્ચિંત થઇ શાલિનું ભોજન કરજે. આવો વાસુદેવનો સંદેશો કહેવાનું કબુલ કરી તે વિદ્યાધરોના કુમારો પ્રતિવાસુદેવ અશ્વગ્રીવના તરફ રવાને થયા.

ત્રિપૃષ્ઠકુમાર તથા અચળ બન્ને બંધુઓ તે સ્થળથી પરિવાર સહિત પાછા પોતાના નગરમાં આવ્યા, અને પિતાને મળી પ્રણામ કર્યા. બળભદ્ર અચલકુમારે ત્યાં બનેલો સર્વવૃત્તાંત કહ્યો તે સાંભળી રાજા ઘણો ખુશી થયો.

અશ્વગ્રીવના તાબાના વિદ્યાધરોએ પણ આ સર્વવૃત્તાંત તેને નિવેદન કરી ત્રિપૃષ્ઠકુમારે કહેલો સંદેશો કહી સંભળાવ્યો. જે તેને વજ્રપાત જેવો લાગ્યો.

## સ્વયંપ્રભાની સાથે પાણિગ્રહણ.

ત્રિપૃષ્ઠ વાસુદેવના ભવમાં મુખ્ય બનાવ ત્રિખંડ પથ્વીનું રાજ્ય પ્રતિવાસુદેવ હયગ્રીવે મેલવેલું હતુ, તેની સાથે યુદ્ધ કરી તે રાજ્ય જીતી વાસુદેવપદવી ધારણ કરવાનો છે તે યુદ્ધના નિમિત્ત કારણરૂપ પટરાણી સ્વયંપ્રભાના પાણિગ્રહણનો બનાવ હોવાથી તે સંબંધી સહજ ઇસારા રૂપ ઇતિહાસ આપવો ઉચિત લાગે છે.

વૈતાઢ્યગિરિ ઉપર દક્ષિણ શ્રેણીમાં રથનુપુરચક્રવાલ નામે નગરનો વિદ્યાધરોનો રાજા જ્વલનજટી નામનો હતો. તેને સ્વયંપ્રભા નામની મહારૂપવતી અને ગુણવતી કન્યા હતી અનુક્રમે તે યોવન વયને પામી તેના સર્વઅંગનો સૌભાગ્ય ભંડાર એવો ઉત્તમ હતો કે, દેવતા, અસુર અને વિદ્યાધરોની સ્ત્રીઓમાં તેની બરોબરી કરી શકે એવી કોઇ સ્ત્રી ન હતી. સ્વયંપ્રભાને તેની ઉત્તમ કેલવણીથી સર્વવિદ્યા, સુનીતિ અને કલાનું શિક્ષણ આપવા ઉપરાંત ધાર્મિકવિષયનું શિક્ષણ આપવામાં આવ્યું હતું.

એક વખતે અભિનંદન અને જગન્નંદન નામે બે ચારણમુનિ આકાશમાર્ગે વિહાર કરતા તે નગર નજીક પરિસરે ઉતર્યા. રાજકન્યા સ્વયંપ્રભાને તેની ખબર થવાથી ઋદ્ધિસમેત તે બન્ને મુનિને વંદન કરવા આવી વિધિ પૂર્વક વંદન કરી બેઠા પછી, તે મહાત્માઓએ તેણીને લાયકની ધર્મદેશના આપી પવિત્ર દેશના સાંભળી તેણીએ સમકિતપ્રાપ્ત કર્યું, અને શ્રાવકધર્મ પણ સારી રીતે સાંભળ્યો. મુનિઓ ત્યાંથી વિહાર કરી ગયા. ઉત્તમ જીવો ધર્મનુ સ્વરૂપ જાણ્યા પછી જરા પણ પ્રમાદ કરતા નથી. સ્વયપ્રભા ઉત્તરોતર ધર્મ કરણી અધિક કરવા લાગી. એકદા પર્વણીને દિવસે સ્વયંપ્રભાએ પૌષધવ્રત ધારણ કર્યું. બીજે દિવસે પૌષધપાળી પારણું કરતા પહેલાં ભગવંત જીનેશ્વરની પૂજા કરી, અને સ્નાત્ર જળ લેઇ રાજગૃહમાં આવી તે સ્નાત્રજળ પિતાને અર્પણ કર્યું. હર્ષથી પુષ્ટ થયેલા વિદ્યાધરરાજે સ્નાત્રજળને મસ્તક ઉપર ધારણ કર્યું, તે વખતે ઉત્કૃષ્ટ યૌવનવાળી સ્વયપ્રભાને જોઇને વિદ્યાધરોના રાજા જ્વલનજટી કરજમાં મગ્ન થયેલા પુરૂષની માફક તેના યોગ્ય પતિની ચિંતામાં નિમગ્ન થયો પછી પોતાના મંત્રિઓને બોલાવી તે રાજપુત્રીના લાયક પતિની માહિતી પૂછી તે કાળમાં પ્રતિવાસુદેવ અશ્વગ્રીવ વિદ્યાધરોનો ઇન્દ્ર છે તેથી તેને કન્યા આપવી એવો એક સુશ્રુત મંત્રિએ અભિપ્રાય આપ્યો, ત્યારે બીજા મંત્રિએ જણાવ્યું કે-તે રાજાનું યૌવનવય તો વ્યતીત

થએલું છે, તેથી રાજપુત્રીને યોગ્ય તે વર નથી ! એમ જણાવી બીજા વિદ્યાધર રાજાના પુત્રનું નામ આપ્યું. એમ જુદા જુદા મંત્રિઓએ પોતાના અભિપ્રાય જણાવ્યા પછી એક મંત્રિએ સ્વયંવર કરવા પોતાનો મત જણાવ્યો. એ પ્રમાણે સર્વ મંત્રીઓનો મત લેઇને રાજાએ તે સર્વને વિદાય કર્યા પછી સંભિન્ન નામના નિમિત્ત શાસ્ત્રના ઉત્તમ જાણકાર નિમિત્તજ્ઞને બોલાવી એ બાબતમાં તેનો અભિપ્રાય પૂછયો. નૈમિત્તિકે કહ્યુ કે " પૂર્વે એક મુનિરાજ પાસેથી મેં સાંભળ્યુ છે કે;–એકવાર ભગવત ઋષભદેવે ભરત ચક્રીએ પુછવાથી તેને જણાવ્યું હતુ કે–આ અવસર્પિણિકાલમાં મારા જેવા બીજા ત્રેવીશ તીર્થંકરો, તારા જેવા બીજા અગીયાર ચક્રવર્તિઓ, નવ બલદેવો, અર્ધભરતક્ષેત્રના સ્વામી નવ વાસુદેવો અને પ્રતિપક્ષી અર્ધભરતક્ષેત્રના સ્વામી નવ પ્રતિવાસુદેવો ઉત્પન્ન થશે. તેથી હે રાજા ! તે પ્રભુના કહેવા પ્રમાણે હાલ ત્રિપૃષ્ઠ નામે વાસુદેવ ઉત્પન્ન થયેલ છે. તે અશ્વગ્રીવ પ્રતિવાસુદેવને હણીને વિદ્યાધરોના નગરસહિત ત્રિખંડ ભરત ક્ષેત્રની ભૂમિને ભોગવશે, અને સર્વવિદ્યાધરોનું ઐશ્વર્ય તમને આપશે, તેથી આ કન્યા ત્રિપૃષ્ઠને આપો; કારણ કે તેના જેવો બીજો કોઇ હાલ આ પૃથ્વી ઉપર જણાતો નથી. આ પ્રમાણે તેનાં વચનો સાંભળી બહુ હર્ષ પામ્યો અને યથાયોગ્ય સત્કાર કરી તેને વિદાય કર્યો. તેના કહેવા મુજબ ત્રિપૃષ્ઠ વાસુદેવને પોતાની રાજકન્યા આપવાનો નિશ્ચય કર્યો. પોતાના નિશ્ચય મુજબ મરિચિ નામના દૂતને પ્રજાપતિ રાજા પાસે મોકલી પોતાની ઇચ્છા જણાવી, અને તેનો સ્વીકાર થયો.

વિદ્યાધરરાજા પ્રતિવાસુદેવ અશ્વગ્રીવની શંકાથી તે કન્યાનું પાણિગ્રહણ કરાવવા કન્યાને લઇને પ્રજાપતિરાજાના નગરે આવ્યા પોતાની રાજ્યરિદ્ધિના પ્રમાણમાં પોતાના તાબાના વિદ્યાધરો,સામંતો અને બીજા સામાન્ય બળ વાહનો લેઇને આવેલ હોવાથી નગરની બહાર પડાવ નાખ્યો. પ્રજાપતિ રાજાએ તેનો

સારી રીતે રાજ્યને છાજતો આદરસત્કાર કર્યો. અને નગરમાં લાવી તે વિદ્યાધરરાજાને નિવાસભૂમિ અર્પણ કરી. વિદ્યાધરોએ પણ પોતાની વિદ્યાના પ્રતાપથી નજીકમાં સુંદર નગરની રચના કરી તેમાં દેવતાઇ મંદિરો બનાવી તેને આકર્ષક બનાવ્યું.

બન્ને રાજાઓએ અરસ્પરસ કિમતી ભેટો મોકલી સ્નેહ સબંધની પુષ્ટિ કરી તે પછી બન્ને રાજાઓનિ રાજ્ય ઋદ્ધિને છાજતા આડંબરપૂર્વક શુભદિવસે શુભમુહૂર્તે વિધિપૂર્વક લગ્ન ક્રિયા સહિત સ્વયપ્રભાનુ ત્રિપૃષ્ઠકુમારે પાણિગ્રહણ કર્યું.

આ વૃત્તાંત પ્રતિવાસુદેવ અશ્વગ્રીવના જાણવામાં આવ્યાથી ત્રિપૃષ્ઠકુમાર ઉપર તેને અતિશય ક્રોધ ચઢયો. ચંડવેગ દૂતના અપમાન તથા કેશરીસિંહના કરેલા નાશથી ત્રિપૃષ્ઠઉપર તેને દ્વેષ ઉત્પન્ન થયો હતો અને એ ત્રિપૃષ્ટકુમારનો નાશકરવાના કારણની શોધ કરતો હતો. તેમાં સ્વયંપ્રભાની સાથેના પાણિગ્રહણથી તેને પોતાના બલપરાક્રમના લીધે મદ થયો કે " જવલનજટી વિદ્યાધર મહારા તાબાનો રાજા છતા તેણે પોતાની કન્ય મને નહિ આપતાં ત્રિપૃષ્ઠને કેમ આપી ? માટે મ્હારેજ તે કન્યા પ્રાપ્ત કરવી એમ મનમાં નક્કી કરી પોતાના દૂત મારફત જવલનજટી પાસે તેની માગણી કરી. તે દૂત જવલનજટી રાજા પોતનપુર નગરે હોવાથી ત્યા આવ્યો અને જવલનજટી રાજાને પ્રથમ મળી આ પ્રમાણે કહ્યું–" મહારાજા અશ્વગ્રીવ તમારા સ્વામી છે, તેથી આપની સ્વયંપ્રભા કન્યા તેમનેજ આપવી જોઇએ. કારણ નેત્રો તો મસ્તકેજ શોભે. વળી આજ સુધી આરાધેલા તે મહારાજાને આપની પુત્રી નહિ આપી કોપ પમાડવો એ વાસ્તવિક નથી " ઇત્યાદિ તેના યુક્તિયુક્ત વચનો સાભળી જવલનજટી રાજાએ તે દૂતને જણાવ્યું કે–" જે કન્યાની આપ માગણી કરો છો તે કન્યા તો મે ત્રિપૃષ્ઠકુમારને આપી વિધિપૂર્વક કન્યાદાન પણ થઇ ગયું છે. કન્યાદાન એકજ વાર થઇ શકે વળી બીજી પણ

વસ્તુ કોઈને આપી દીધી હોય તો પછી તેના ઉપર આપનારનો હક રહેતો નથી ! તો આ કુલવાન કન્યાના સબંધમાં તો શેનુંજ સંભવે ? ” આ પ્રમાણેનો ઉત્તર સાંભળી તે દૂત ત્રિપૃષ્ઠકુમાર પાસે આવ્યો. દૂતે કુમારને કહ્યું કે—જગતનો જય કરનાર, આ પૃથ્વીના ઇંદ્ર અશ્વગ્રીવ મહારાજાએ મારી સાથે તમને કહેવરાવ્યું છે કે-મારે યોગ્ય એવી સ્વયંપ્રભા કન્યાને તમે ગ્રહણ કરેલી છે. હું તમારા રાજ્યનો સ્વામી છું. અને મેં તમારૂ ઘણા કાળથી રક્ષણ કરેલું છે. માટે એ કન્યારત્નને છોડી દો સેવકોએ સ્વામીની આજ્ઞા પ્રમાણે કરવી એજ નીતિધર્મ છે

દૂતનાં આવાં મર્યાદારહિત વચન સાંભળી ત્રિપૃષ્ઠકુમારનાં નેત્ર લાલચોળ થઇ ગયાં, ભ્રકુટી વક્ર થઇ ગઇ. અશ્વગ્રીવ રાજાના ઉપર પ્રથમથીજ તેના મનમાં રોષ ચાલ્યો આવતો હતો, અને કોઇપણ રીતે તેની આજ્ઞાને સહન કરતો નહિ. તો પછી આ નિર્લજ બાબતમાં તેને તેના ઉપર ક્રોધ આવે તેમા નવાઈ નથી કુમારે દૂતને જવાબ આપ્યો કે—હે દૂત ! તારો સ્વામી શું જગતમાં આવો ન્યાય પ્રવર્ત્તાવે છે કે ? રાજાઓમા અગ્રેસર ગણાવાનો દાવો રાખનાર તારા સ્વામીની અહા ! કેવી કુલીનતા છે ! આ ઉપરથી મને તો એમ લાગે છે કે, તેને પોતાની સત્તાના લીધે અનેક કુલવાન સ્ત્રીઓને ભ્રષ્ટ કરી હશે ? કેમકે યુવાન બિલાડાની પાસે દૂધનું રક્ષણ કેમ થઇ શકે ? અમારી ઉપર તેનો સ્વામિત્વનો હક છે એમ હું તો માનતોજ નથી; પણ બીજે ઠેકાણે તેનો સ્વામિત્વનો હક હશે તે પણ આવી વર્તણુંકથી ગુમાવી દેશે. જો તે પોતે જીવવાથી તૃપ્ત થયો હોય તો સ્વયં-પ્રભાને લેવાને પોતે જાતે ખુશીથી અહીં આવે. હે દૂત ! હવે તું અહીંથી શીઘ્ર ચાલ્યો જા ! કેમકે દૂતપણાને લીધે તું અવધ્ય છે. વળી અહીં આવેલા તારા રાજા હયગ્રીવનેજ હણવાને અમારી ઇચ્છા છે.

કુમારના ભયંકર ચહેરા અને આવેશ યુક્ત અપમાનકારક

ઉત્તરથી દૂત જેમ ચાબુક મારવાથી અશ્વો ઉતાવળી ગતિ કરે છે ! તેમ તે નગર છોડી ઉતાવલો પોતાના રાજાની પાસે આવી સાદ્યંત હકીકત નિવેદન કરી.

દૂતે કહેલા સર્વવૃત્તાંતથી હયગ્રીવનાં નેત્ર રાતાં થઇ ગયાં, દાઢો અને કેશ સ્ફુરવા લાગ્યા, દાંતો વડે તે હોઠ કરડવા લાગ્યો, શરીર ધ્રુજવા લાગ્યું, અને ભયંકર ભ્રકુટીથી તેનું લલાટ વિકાળ જણાવવા લાગ્યું; એવું ઉગ્ર રૂપ ધારણ કરી કોપ સહિત પોતાના તાબાના વિદ્યાધરોના અધિપતિઓને આજ્ઞા કરી કે–પવન જેમ મેઘને, સિંહ જેમ હરિણને અને કેસરી જેમ હાથીઓને પરાભવ પમાડે તેમ તમે જઇને જ્વલજટી અને પ્રજાપતિ તથા તેના પુત્રોનો પરાજય કરો.

જેમના હાથમાં રણસંગ્રામ કરવાની ચળવળ થયા કરતી હતી એવા વિદ્યાધરો રાજાની આજ્ઞાથી ખુશી થયા અને એકદમ સૈન્ય સહિત પોતનપુર નગરે આવ્યા.

પ્રજાપતિ રાજાને તેમના આવ્યાનો વૃત્તાંત સાંભળી સંભ્રમ થયો. જ્વલનજટીએ તેને કહ્યું અશ્વગ્રીવરાજાની આજ્ઞાથી તેના સુભટો આવે છે તે ભલે આવે તેમના સામો હુંજ જઇશ, મ્હારી પહેલાં તમારે કે ત્રિપૃષ્ઠકુમાર કે અચલ કુમારે યુદ્ધ કરવાની જરૂર નથી આ પ્રમાણે કહી ઉત્સુકતાપૂર્વક પોતાના પરિકર સાથે તે તેમની સામા યુદ્ધ કરવા ગયો અને પોતાની વિદ્યાના બળે અશ્વગ્રીવ રાજાના તરફથી આવેલા વિદ્યાધરોને હરાવી તેમને કહ્યું કે–અરે વિદ્યાધરો ! ચાલ્યા જાઓ, અનાથ અને ગરીબ એવા તમને કોઇ મારશે નહિ; તમે તમારા સ્વામીને રથાવર્તપર્વતપર મોકલો, અમે પણ ત્યા આવી પહોંચીશું.

આ પ્રમાણે બનેલા બનાવથી ત્રિપૃષ્ઠ, અચલ. અને જ્વલન-જટિ સહિત પ્રજાપતિ રાજાનો સંગ્રામમાં સંહાર કરવાની પ્રતિ-

વાસુદેવ અશ્વગ્રીવે પ્રતિજ્ઞા કરી. પોતાના તાબાના સૈન્યને રણ-સંગ્રામ માટે તૈયારી કરવાની આજ્ઞા કરી.

આવી રીતની રાજાની આજ્ઞાથી બુદ્ધિમાન્ મુખ્યપ્રધાન ચકિત થઇ ગયો, તેણે વિનયપૂર્વક રાજાને વિનંતિ કરી કે-આપ મહારાજાએ લીલા માત્રમા આ ત્રિખંડ ભરતક્ષેત્રને પૂર્વે જીતી લીધેલું છે, તે આપની કીર્તિ તથા લક્ષ્મીની વૃદ્ધિને માટે થયેલું છે. તેમજ સર્વપરાક્રમિઓમાં આપ અગ્રેસર થયા છો, તો આ એક માત્ર સામંત રાજાનો વિજય કરવા માટે તમે પોતે તૈયાર થયા છો તો હવે તેથી તમે વિશેષ શી કીર્તિ અને લક્ષ્મી મેળવશો ? પરાક્રમી પુરૂષોનો હીન પુરૂષોના વિજયથી કાંઇ પણ ઉત્કર્ષ થતો નથી, પણ કદી જો દૈવયોગે હીન પુરૂષનો વિજય થયો તો પૂર્વે ઉપાર્જેલા સર્વ યશો એકી સાથે ચાલ્યા જાય છે. કેમકે રણની ગતિ વિચિત્ર છે. વળી નિમિત્તિયાએ કહેલી બન્ને બાબતો સત્ય થએલી હોવાથી મને તો મોટી શંકા થાય છે, માટે આ વખતે તેની ઉપેક્ષા કરવી એ મને તો ઉચિત લાગે છે, હે પૃથ્વીપતિ ! જો કદી આમ બેસી રહેવાનું આપ પસંદ કરતા ન હો તો આપના સૈન્યને જવાની આજ્ઞા આપો; પણ આપે જાતે જવું એ મને આ વખતે લગાર પણ ઉચિત લાગતું નથી.

રાજાએ અભિમાનના આવેશથી મંત્રિની આવી સત્ય અને હિતકારી વિનંતિનો અનાદર કર્યો. ગર્વ રૂપી મદીરાના કેફવાળા પુરૂષોને ચેતના કયાંથી હોય વારૂ ?

પ્રતિવાસુદેવની આજ્ઞા મુજબ સેવકોએ પ્રસ્થાનની દુંદુભિ વગડાવી સર્વ સનિકો સામગ્રી સાથે આવી એકઠા થયા. સંપૂર્ણ સૈન્ય સાથે રાજા રથાવર્તપર્વત નજીક આવી પહોંચ્યો. પર્વતની નીચેની ભૂમિઉપર વિદ્યાધરોના સૈન્યોએ નિવાસ કર્યો.

આ તરફ પોતનપુરમાં વિદ્યાધરોના રાજા જ્વલનજટીએ

બલભદ્ર અચલ તથા વાસુદેવ ત્રિપૃષ્ઠને કહ્યુ કે-તમ રામાં સ્વાભાવિક એવી શકિત છે કે જેની સામે કોઇ પણ ટકી શકે તેમ નથી પણ પ્રેમથી હું તમોને કહુ છું કે વિદ્યાથી દુર્મદ, બલવાન, તીવ્ર અનેક રાજાઓની સહાય વાળો, નિરંતર વિજય કરનારો અને ઉંચી ગ્રીવાવાળા એવા અશ્વગ્રીવ રાજાથી બહુ સાવચેત રહેવાની જરૂર છે, જો કે, એક વિદ્યા સિવાય તમારા બન્નેમાં તેનાથી કાંઇ ન્યુન નથી, વિદ્યા વિનાપણ તમે તેને હણવાને સમર્થ છો તે છતાં, હું તમને પ્રાર્થના કરૂં છુ કે, તમારે વિદ્યાસિદ્ધિને માટે જરા શ્રમ કરવો; જેથી તેનુ વિદ્યાવડે કરેલુ માયાયુદ્ધ વ્યર્થ જાય.

જ્વલનજટીની વિનતિનો સ્વીકાર કરી તેઓ બન્ને શુદ્ધ વસ્ત્ર પહેરી વિદ્યાનું આરાધન કરવાને તૈયાર થયા. જ્વલનજટીએ તેમને વિદ્યા શિખવી. એટલે તે મંત્રબીજના અક્ષરોને મનમાં સ્મરણ કરતા બન્ને ભાઇઓએ એકાગ્ર ચિત્તે સાત રાત્રી નિર્ગમન કરી. સાતમે દિવસે સર્વ વિદ્યાઓ ધ્યાનારૂઢ થએલા તેઓ બન્નેને પ્રાપ્ત થઇ. વિદ્યાસિદ્ધ થવાથી તેઓ ધ્યાન મુકત થયા પુણ્યશાળીઓને પુણ્યના આકર્ષણથી શું શું પ્રાપ્ત થતુ નથી ?

પછી ત્રિપૃષ્ઠ વાસુદેવ પોતાના જ્યેષ્ઠબંધુ બલભદ્ર અચલ જ્વલનજટી અને પ્રજાપતિ રાજા સહિત મોટુ સૈન્ય લેઇ પોતાના દેશના સીમાડા પર રથાવર્તપર્વત પાસે આવી પહોંચ્યો.

બન્નેના સૈન્યો વચ્ચે યુદ્ધનો આરંભ થયો. બન્ને સૈન્યના સૈનિકોના યુદ્ધમા શસ્ત્રાસ્ત્રવડે યુદ્ધ કરનારા અમિતપરાક્રમી અનેક સુભટોનો તે રણભૂમિમાં વિનાશ થયો. થોડીવારમાં ત્રિપૃષ્ઠ વાસુદેવની સેનાએ અશ્વગ્રીવનીસેનાને પરાઙ મુખ કરી.

પોતાના સૈન્યનો ભંગ થતો જોઇ અશ્વગ્રીવના પક્ષના વિદ્યાધરો ઘણા કોપાયમાન થયા. અને માયાવી વિવિધ પ્રકારના બીહામણા ભયંકર રૂપ કરી ત્રિપૃષ્ઠ વાસુદેવના સૈન્યને બીહરાવવા લાગ્યા. વિદ્યાધરોના તેવા ઉપદ્રવથી સૈનીકો પાછા વળ-

વાનો વિચાર કરે છે. એ બનાવ જોઇ જ્વલનજટીએ આવી ત્રિપૃષ્ઠને કહ્યુ આ સર્વ વિદ્યાધરોની કેવળ માયા છે, આમાં કાંઇ પણ સત્ય નથી, હું તે બરાબર જાણું છું કારણ કે સર્પનો ધસારો સર્પજ જાણે બીજો ન જાણે માટે આપ તૈયાર થાઓ! આપ જ્યારે રથારૂઢ થશો ત્યારે પછી કયા પુરૂષનું તેજ વૃદ્ધિ પામશે ? આ પ્રમાણે જ્વલનજટીએ કહ્યુ, એટલે મહારથીઓમાં અગ્રેસર એવો તે ત્રિપૃષ્ઠવાસુદેવ પોતાના સૈન્યને આશ્વાસન આપી મોટ રથ ઉપર આરૂઢ થયો; અને મોટી ભુજાવાળા અચલ બલભદ્ર પણ સંગ્રામના રથ ઉપર બેઠા જ્વલનજટી વિદ્યાધર વગેરે પણ તૈયાર થયા.

તે વખતે વાસુદેવના પુણ્યથી આકર્ષાયલા દેવતાઓએ આવી ત્રિપૃષ્ઠ વાસુદેવને શાર્ઙ્ગ નામે દિવ્ય ધનુષ્ય, કૌમોદકી નામે ગદા, પાંચજન્ય નામે શંખ, કૌસ્તુભ નામનો મણિ, નંદક નામે ખડ્ગ અને વનમાળા નામે એક માળા અર્પણ કરી. તેમજ બલભદ્રને સંવર્ત્તક નામે હળ, સૌનંદ નામે મુશળ અને ચંદ્રિકા નામની ગદા આપી. તેઓને આ પ્રમાણેના દિવ્યશસ્ત્રો મળેલાં જોઇને સર્વ સુભટો ઘણા હર્ષ પામ્યા, અને ઉત્સાહપૂર્વક અધિક અધિક પરાક્રમથી યુદ્ધ કરવા લાગ્યા. તે પછી ત્રિપૃષ્ઠે દિશાઓના મુખને પુરનારો પાંચજન્ય નામનો શંખરત્ન ફુંક્યો.

તે પછી બન્નેના લશ્કર વચ્ચે કલ્પાંતકાલના જેવું ભયંકર યુદ્ધ થયું. ત્રિપૃષ્ઠવાસુદેવ અને અશ્વગ્રીવ બન્નેએ પરસ્પર યુદ્ધ કર્યું. છેવટે અશ્વગ્રીવ રાજાએ પોતાનું ચક્ર પૂર્ણ બળથી ત્રિપૃષ્ટ વાસુદેવના ઉપર મૂક્યું. તે ચક્રના આઘાતથી વાસુદેવને મૂર્છા આવી મૂર્છા વળ્યા પછી તેજ ચક્ર વાસુદેવે અશ્વગ્રીવના ઉપર મૂક્યું. ને ચક્રે તરતજ કદલીના થડની પેઠે અશ્વગ્રીવનું મસ્તક છેદી નાંખ્યું. કારણ કે પ્રતિવાસુદેવ પોતાના ચક્રથીજ હણાય છે.

વાસુદેવનો જય થવાથી ખેચરોએ હર્ષથી ત્રિપૃષ્ટના ઉપર

પુષ્પની વૃષ્ટિ કરી. અને ઉંચે સ્વરે જયનાદ કર્યો. અશ્વગ્રીવ પ્રતિવાસુદેવ મૃત્યુ પામી સાતમી નરકભૂમિમાં તેત્રીશ સાગરોપમના આયુષે નારકી થયો.

આ સમયે આકાશમાં દેવતાઓએ ઉદ્‌ઘોષણા કરી કે-" હે રાજાઓ ! તમે સર્વ પ્રકારે માન છોડી દો, અને ચિરકાલથી આદરેલા અશ્વગ્રીવનો પક્ષપાત મૂકી દો, અને ભક્તિથી ત્રિપૃષ્ઠ-વાસુદેવનું શ્રેષ્ટ શરણુ ગ્રહણુ કરો. કેમકે આ ભરતક્ષેત્રમાં વર્ત-માન અવસર્પિંણીકાળમાં આ પ્રથમ વાસુદેવ ઉત્પન્ન થયેલ છે. એ મહાભુજ રાજા ત્રિખંડ ભરતક્ષેત્રની પૃથ્વીનો ભોકતા થશે." આ પ્રમાણેની અંતરિક્ષમાં થએલી દીવ્યવાણી સાંભળીને અશ્વ ગ્રીવના તાબાના સર્વે રાજાઓ આવીને ત્રિપૃષ્ઠવાસુદેવને નમ્યા, અને અંજલી જોડીને આ પ્રમાણે સ્તુતિ કરી.-હે નાથ ! અમોએ અજ્ઞાનપણાથી અને પરતંત્રતાથી આપના જે કંઇ અપરાધ કરેલાં છે તે ક્ષમા કરો- હવેથી અમે આપના સેવકોની પેઠે આપની આજ્ઞા પાળીશું.

ત્રિપૃષ્ઠે કહ્યું—આમાં તમારો કાઇ પણ અપરાધ નથી. સ્વામીની આજ્ઞાવડે યુદ્ધ કરવું એ ક્ષત્રિયોનો ધર્મજ છે, તમે હવે ભય છોડી દો. હવેથી તમે મારી આજ્ઞામાં રહેજો, તમે પોત-પોતાના રાજ્યમાં નિશંચપણે જાઓ. આ પ્રમાણે આશ્વાસન આપી જાણે બીજો ઇંદ્ર હોય તેવો ત્રિપૃષ્ઠવાસુદેવ પોતાના સર્વ પરિવારને લઇને પોતનપુર આવ્યા. અને તે પછી ચક્ર વગેરે સાત રત્નો સહિત જેષ્ઠબંધુ બલભદ્ર અચલને સાથે લઇ દિગ્વજય કરવા નીકળ્યા.

પૂર્વમાં માગધપતિ, દક્ષિણમાં વરદામદેવ અને પશ્ચિમ ખંડના અધિપતિ પ્રભાશદેવને આજ્ઞા મનાવી વૈતાઢય પર્વતની બન્ને શ્રેણીના વિદ્યાધરોનો તેમણે વિજય કર્યો પછી તે બન્ને શ્રેણીનું રાજ્ય જવલનજટીને અર્પણ કર્યું.

એવી રીતે દક્ષિણ ભરતાર્દ્ધને સાધી ત્રિપૃષ્ઠ વાસુદેવ દિગ્યાત્રાથી નિવૃત્ત થઈ પોતાના નગર તરફ જવાને પાછા વળ્યા. કારણ ચક્રવર્ત્તીની સમૃદ્ધિથી અર્ધ અને ભુજબળમાં પણ અર્દ્ધ બળ વાસુદેવનામાં હોય છે. ચક્રવર્તીની સમૃદ્ધિ છ ખંડની હોય છે. અને વાસુદેવના બળ કરતાં બમણું બળ તેમનામાં હોય છે.

દિગવિજય કરી પાછા પોતનપુર જતાં મગધ દેશમાં આવ્યા. તે પ્રદેશમાં કોટી પુરૂષોથી ઉપાડી સકાય એવી એક મહા શિલા (કોટી શિલા) દીઠી એ શિલાને પોતાની વામ ભુજાવડે ઊપાડીને આકાશમા મસ્તક ઉપર છત્રની જેટલી ઊંચી કરી, અને પાછી યોગ્ય સ્થાનકે મુકી તેમના આવા ભુજાબલને જોઇને તેમની સાથેના રાજાઓ આશ્ચર્યચકિત થઈ વાસુદેવની પ્રસંશા અને સ્તુતિ કરવા લાગ્યા. દક્ષિણ ભરતાર્દ્ધને સાધી સ્વદેશ પધારતા હોવાથી પોતનપુરને પ્રજાપતિ રાજાએ તથા પ્રજાજનોએ એવી રીતે તો શણગાર્યું કે જાણે દેવતાઇ નગરીનો ભાસ થતો હતો. ત્રિપૃષ્ઠ વાસુદેવે પોતે મેળવેલી સમૃદ્ધિમાંથી પોતાની સાથે આણેલ સમૃદ્ધિ સહિત મહાન આડંબર પૂર્વક ગજેંદ્ર ઉપર આરૂઢ થઈ નગરમાં પ્રવેશ કર્યો નગર જનોએ પ્રવેશ મહોત્સવ ઘણા હર્ષથી કર્યો.

પછી રાજાઓ દેવતાઓ અને વિદ્યાધરોએ મળી પ્રથમ વાસુદેવ ત્રિપૃષ્ઠ ને અર્દ્ધચક્રીપણાનો અભિષેક કર્યો.

ઉપર આપણે જોઇ ગયા છીએ કે આ ત્રિપૃષ્ઠ વાસુદેવ અગીયારમા તીર્થંકર ભગવંત શ્રેયાંસ પ્રભુના વખતમાં થએલ છે. ત્રિપૃષ્ઠને વાસુદેવપણાનો અભિષેક થયા પછી તે રાજ્ય ઋદ્ધિને ભોગવે છે શ્રી શ્રેયાંશ પ્રભુએ દીક્ષા લીધા પછી છદ્મસ્થપણે વિહાર કરતા જે શહસ્રઆમ્રવનમા પોતે દીક્ષા લીધી હતી ત્યાં પધાર્યા. ત્યાં અશોક વૃક્ષની નીચે કાયોત્સર્ગે રહેલા પ્રભુ શુક્લધ્યાનારૂઢ થયા. શુક્લ ધ્યાનના બીજા પાયાના અંતમા જેમ તાપમાં મીણ ગળી જાય તેમ પ્રભુના જ્ઞાનાવરણી, દર્શનાવરણી, મોહની અને અંતરાય

એ ચાર ઘાતિકર્મ વિનાશ પામ્યા. મહાવદી અમાશના દિવસે ચંદ્ર યોગે શ્રવણ નક્ષત્રમાં છઠ્ઠા તપમાં વર્તતા પ્રભુને કેવળ જ્ઞાન ઉત્પન્ન થયુ. તે પ્રભુને કેવળ જ્ઞાન ઉત્પન્ન થયું જાણી દેવતાઓએ આવી સમાવેશરણની રચના કરી તેમા બેસી પ્રભુએ દેશના આપી. તેથી પ્રતિબોધ પામી કેટલાકે સર્વવિરતિપણું અંગીકાર કર્યું અને કેટલાએક દેશવિરતિ થયા. પ્રભુને ગોશુભ વગેરે છોતેર ગણધરો થયા.

શ્રેયાંશ પ્રભુ વિહાર કરતા કરતા પોતનપુર નગરના ઉદ્યાનમાં પધાર્યા. ત્યાં દેવતાઓએ સમો શરણની રચના કરી પ્રભુએ સમોશરણમા પૂર્વના દ્વારથી પ્રવેશ કર્યો. ચૈત્ય વૃક્ષને પ્રભુએ ત્રણ પ્રદક્ષિણા કરી, અને “નમસ્તીર્થાય” એમ કહી પૂર્વાભિમુખ સિંહાસનને પ્રભુએ અલંકૃત કર્યું.

રાજપુરૂષોએ ત્રિપૃષ્ઠવાસુદેવને ભગવંત શ્રેયાંશ પ્રભુઉદ્યાનમાં સમોસર્યાની વધામણી આપી. તે સાંભળી તુરતજ સિંહાસનપરથી ઉઠી પાદુકા તજી દેઇ પ્રભુની સન્મુખ દિશામાં ઉભા રહી તેમને વંદના કરી. પછી સિંહાસનપર બેસી પ્રભુના આગમનની વધામણી આપનારને સાડાબાર કોટી સોનૈયા બક્ષીસ આપ્યા પછી ત્રિપૃષ્ઠવાસુદેવ મોટી સમૃદ્ધિ યુક્ત; બલભદ્ર સહિત પ્રભુને વંદન કરવા સમોસરણમાં આવ્યા. વિધિપૂર્વક પ્રભુને વંદન કરી પ્રભુની સ્તુતિ કરી. પછી પ્રભુએ નીચે પ્રમાણે દેશના આપી.

“આ અપાર સંસાર સ્વયભૂ રમણ સમુદ્રના જેવો છે, તેમાં પ્રાણી કર્મરૂપી ઉર્મિઓથી ઉર્ધ્વ અધોને તિર્છોલોકમા ભમ્યા કરે છે. પવનથી જેમ; પ્રસ્વેદ બિંદુ અને ઔષધથી જેમ રસ ઝરી જાય છે, તેમ નિર્જરાવડે આઠ કર્મોના દળીયાં આત્મ પ્રદેશમાંથી ઝરી જાય છે. સંસારના બીજોથી ભરેલાં એવાં કર્મોની નિર્જરણા કરવાથી, તેનું નામ નિર્જરા કહેવાય છે. તેના સકામ અને અકામ, એવાં બે ભેદ છે સમ્યકત્વાદિ ઉતરોત્તર ગુણવાનને

સકામ નિર્જરા થાય છે. સમકિત સિવાયનાને અકામ નિર્જરા થાય છે. કર્મોની પરિપકવતા ફળની પેઠે પ્રયત્નથી અથવા સ્વયમેવ એમ બે પ્રકારે થાય છે. જેમ સુવર્ણ દોષવાળું હોય પણ પ્રદિપ્ત અગ્નિવડે શુદ્ધ થાય છે. તેમ તપ રૂપ અગ્નિવડે સદોષ જીવ પણ શુદ્ધ થાય છે. તે તપ બાહ્ય અને અભ્યંતર એમ બે પ્રકારનો છે. અનશન, ઉનોદરી, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાય કલેશ અને સંલીનતા એ છ ભેદ બાહ્ય તપના છે. પ્રાયશ્ચિત, વૈયાવૃત્ય, સ્વાધ્યાય, વિનય, શુભધ્યાન, અને કાયોત્સર્ગ એ છ ભેદ અભ્યંતર તપના છે આ બાહ્ય અને અભ્યંતર તપના સેવનથી નિયમધારી પુરૂષ પોતાના દુર્જર એવાં કર્મોને પણ જરાવી દે છે.

સંવર તત્વનાં સેવનથી આશ્રવનો રોધ થઇ નવીન કર્મો જીવને લાગતાં નથી. જેમ કોઇ પૂર્ણ જળથી ભરેલા સરોવરને ચારે બાજુથી તેમાં પાણી આવવાનાં દ્વાર બંધ કરવાથી તેમા નવીન જળ પ્રવેશ કરી શકતું નથી તેમ સંવર તત્વના જે ભેદો બતાવેલા છે તે રીતે તેનું સેવન કરવાથી નવીન કર્મો આવતા બંધ થાય છે.

એ પૂર્ણ જળથી ભરેલું સરોવર સૂર્યના પ્રચંડ તાપથી સૂકાઇ જાય છે, તેમ પ્રાણીઓના પૂર્વે બાંધેલ કર્મો પણ તપસ્યાના તાપથી તપી ક્ષય પામી જાય છે. નિર્જરાના બે ભેદમાં બાહ્ય તપ કરતા અભ્યંતર તપ શ્રેષ્ટ છે, અને તેમાં પણ ધ્યાન સર્વોત્કૃષ્ટ છે, કારણ કે ધ્યાન કરનારા યોગીયોના ચિરકાલથી ઉપાર્જન કરેલાં અને ઘણાં પ્રબળ કર્મ પણ તત્કાલ જર્જરીભૂત થઇ જાય છે. જેમ વૃદ્ધિ પામેલો શારીરિક દોષલંઘન કરવાથી શોષાઇ જાય છે, તેવી રીતે તપ કરવાથી પૂર્વ સંચિત કર્મ પણ ક્ષય જાય છે, અથવા મેઘનો સમૂહ પ્રચંડ પવનના આઘાતથી આમ તેમ વિખરાઇ જાય છે, તેમ તપસ્યાથી કર્મનો સમુહ વિનાશ પામે છે.

જ્યારે સંવર અને નિર્જરા પ્રતિક્ષણ સમર્થપણે ઉત્કર્ષ પામે છે, ત્યારે તે જરૂર મોક્ષને ઉત્પન્ન કરે છે બન્ને પ્રકારની

તપસ્યાથી થતી નિર્જરાવડે કર્મોને જરાવનારો શુદ્ધ બુદ્ધિવાળો પુરૂષ સર્વ કર્મોથી મૂકાઈ મોક્ષ પામે છે.

આ પ્રમાણેની પ્રભુની દેશના સાંભળી ઘણા લોકોએ દીક્ષા ગૃહણ કરી; બળભદ્ર અને વાસુદેવે સમક્તિ પ્રાપ્ત કર્યું પ્રથમ પોરષી પૂર્ણ થઇ એટલે પ્રભુએ દેશના સમાપ્ત કરી. પછી ત્રિપૃષ્ઠ વાસુદેવના પુરૂષોએ આઠ શેરના પ્રમાણવાળા ચાર પ્રસ્થ બળી લાવ્યા, તે બળી પ્રભુની પાસે ઉડાડયો. તેમાથી અર્ધભાગ નીચે પડયા અગાઉ દેવતાઓએ લીધો, બાકીના અર્ધમાંથી અર્ધ રાજાએ એ લીધો; બાકીનો ભાગ બીજાઓએ ગ્રહણ કર્યો. પછી ઉત્તર દ્વારથી નીકળી પ્રભુ મધ્ય ભાગમાં રહેલા દેવછંદમાં જઇ બેઠા એટલે મુખ્ય ગોશુભ ગણધરે પ્રભુના પાદપીઠ ઉપર બેસીને ધર્મ દેશના આપી જ્યારે બીજી પોરષી પૂર્ણ થઇ, ત્યારે તેમણે ધર્મ દેશના સમાપ્ત કરી, એ-ટલે ઇંદ્રાદિ દેવો અને વાસુદેવ તથા બળરામ વગેરે પોત પોતાને સ્થાને ગયા પ્રભુ પણ તે સ્થાનથી બીજે સ્થાને વિહાર કરી ગયા.

ત્રિપૃષ્ઠ વાસુદેવને બત્રીશ હજાર અંતઃપુરની સ્ત્રીઓ હતી તેમાં મુખ્ય સ્વયંપ્રભા પટરાણી હતી. તે નિત્ય વિષયમાં આશક્ત રાજ્ય મુર્છામાં પરાયણ, અને ભુજબલનાગર્વથી જગતને તૃણ સમાન ગણતો. તે જીવ હિંસામાં નિઃશંક, મહારંભ પરિગ્રહવાળો અને ક્રુર અધ્ય વસાયવાલો હતો. તેથી પ્રાપ્ત કરેલું સમક્તિ વમી નાખ્યું હતું. તેને સ્વયંપ્રભા રાણીથી શ્રી જય અને વિજય એ નામના બે પુત્રો થયા હતા.

ત્રિપૃષ્ઠનો રાજ્ય વૈભવ, અને તેમાં તેની આશક્તિના લીધે પંચેદ્રિના વિષયોને તૃપ કરવાના સાધનો તેની પાસે આવે તેનો તે યથેચ્છ ઉપયોગ કરતો. તેની કીર્તિ સાંભળી કિનરોને પણ પરા-જય કરે એવા ગવૈયાઓ તેની પાસે આવ્યા. તેઓએ પોતાની ગાયન કળાથી ત્રિપૃષ્ઠનુ હૃદય હરી લીધું તેઓના ગાયનથી ખુશી થઇને પોતાની પાસે રાખ્યા.

એક વખત રાત્રિએ શય્યામાં સુતેલા ત્રિપૃષ્ઠવાસુદેવની પાસે

તેઓ તાર સ્વરે ગાયન કરવા લાગ્યા. વાસુદેવે પોતાના શૈયા-પાલકને આજ્ઞા કરી કે—જ્યારે મને નિદ્રા આવે ત્યારે ગવૈયાઓને ગાયન કરતા બંદ કરીને રજા આપવી.

થોડીવારે વાસુદેવને નિદ્રા આવી. પણ શય્યાપાલે સંગીત સાંભળવાના લોભથી તે ગવૈયાઓને રજા આપી નહિ અને ગાયનની લહેજતમાં જ રાત્રિનો ચોથો પહોર થઇ ગયો વાસુદેવ જાગૃત થયા તે વખતે ગીતના સ્વર તેમના સાંભળવામા આવ્યા શય્યાપાલને પૂછયું કે મારી આજ્ઞા પ્રમાણે આ ગવૈયાઓને કેમ રજા આપવામાં આવી નથી ?

શય્યાપાલકે બે હાથ જોડી દીનતાથી સત્ય હકિકત નિવેદન કરી જણાવ્યું કે—હે પ્રભુ ! તેઓના ગાયનથી મોહિત થઇ ગયો. અને આપની આજ્ઞા વિસ્મરણ થઇ તેથી રજા આપી નહિ.

આ જવાબથી વાસુદેવને કોપ ઉત્પન્ન થયો પણ તે વખતે જણાવ્યો નહિ, પણ ગોપવી રાખ્યો. સવારે રાજસભામાં રાત્રિના શય્યાપાલકનો બનાવ તેમને યાદ આવ્યો. અને ગોપવી રાખેલો કોપ પ્રગટ થયો. શય્યાપાલને બોલાવી પોતાના બીજા સેવકોના સ્વાધીન કરી આજ્ઞા કરી કે " આ ગાયનની પ્રીતિવાળા પુરૂષના કાનમાં તપેલું સીસું અને તાંબુ રેડો, કારણ કે એ કાનનો દોષ છે. " તેઓએ વાસુદેવની આજ્ઞાનો અમલ કર્યો, કેમકે ઉગ્ર-શાસનવાળા રાજાની આજ્ઞા દુર્લંઘ્ય છે. તે વેદનાથી શય્યાપાલ તરતજ મરણ પામ્યો. અને વાસુદેવે મહામાઠા વિપાકવાળું અશાતાવેદનીય નિકાચિત કર્મ બાંધ્યું.

પચીશ હજાર વર્ષ કુમારાવસ્થામાં, માંડલિકપણામાં પચીશ હજાર વર્ષ, દિગ્વિજયમાં એક હજાર વર્ષ, અને ત્રાશીલાખને ઓગણ પચાશ હજાર વર્ષ ત્રિખંડનું રાજ્ય ભોગવવામાં એમ ચોરાશીલાખ વર્ષનું આયુષ્ય ભોગવી પ્રાંતે નારકીનું આયુષ્ય બાંધી વાસુદેવના ભવનું આયુષ્ય પુરૂ કરી સાતમી નરકે અપ્રતિષ્ઠાન

નામના નરકાવાસમાં તેત્રીશ સાગરોપમના આયુએ ઉત્પન્ન થયા. એ તેમનો ઓગણીસમો ભવ છે.

પોતાના અનુજ બંધુના પંચત્વથી અચળ બલદેવને મોટો આઘાત થયો. તેઓ પોતે વિવેકી હતા છતાં ભ્રાતૃસ્નેહની લાગણીથી ઉંચ કરૂણ સ્વરે રૂદન કરવા લાગ્યા. અને વિવિધ રીતે વિલાપ અને શોક કરતા વાસુદેવના મૃતકશરીરને પોતાના ઉત્સંગમા લીધું. પછી જ્યારે વૃદ્ધોએ ઘણી પેઠે સમજાવ્યા ત્યારે ક્ષણવાર ધૈર્યનુ અવલંબન કરી તે શરીરનો ઉત્તર વિધિ કર્યો.

વાસુદેવ ઉપરના અતિ સ્નેહના લીધે તેમને રાજ્ય મહેલમાં અને રાજ્યમા કોઇ પણ ઠેકાણે પ્રીતિ ઉત્પન્ન થઇ નહિં. અને વારંવાર વાસુદેવને સંભારી શોક કરતા. તેવામાં ભગવત શ્રેયાંસ પ્રભુનો ઉપદેશ તેમને યાદ આવ્યો. સંસારની અસારતા ચિંતવી અને વિષયોથી પરાઙ્મુખ થયા. પણ સ્વજનોના આગ્રહથી કેટલા એક દિવસ ઘરવાસમાં રહ્યા.

કેટલોક સમય ગયા પછી ધર્મઘોષ નામના આચાર્ય ત્યા પધાર્યા. બલદેવ તેમને વંદન કરવા ગયા અને તેઓની દેશના સાંભળી તેમને સંસાર ઉપરથી વિશેષ નિર્વેદ થયો, અને આચાર્ય મહારાજ પાસે દીક્ષા ગ્રહણ કરી.

સદ્‌ગુણી બલદેવ મુનિએ મૂલ તથા ઉત્તર ગુણોનુ સમ્યક્ પ્રકારે પાલન કરતા, સર્વત્ર સમતાને ધારણ કરતા, પરીષહોને સહેતાં, પૃથ્વી તળ ઉપર કેટલાક કાળ સુધી વિહાર કર્યો સ્વભાવ થીજ તેમના ચિત્તની વૃત્તિ નિર્મળ હતી. સારી રીતે ચારિત્ર ધર્મનું આરાધન કરી સર્વ કર્મનો ક્ષય કરી, પંચાશી લાખ વર્ષનું આયુષ્ય ભોગવી મોક્ષ પદ પામ્યા.

વાસુદેવના ભવના વર્ણનમાંથી અલ્પ ભાગ અહીં લીધો છે વિસ્તારથી જાણવાની ઇચ્છા વાળાએ ત્રિષષ્ટિશલાકાપુરૂષ ચરિત્ર ભાષાન્તરથી જાણી લેવા ખપ કરવો.

આ અઢારમા વાસુદેવના ભવથી કેટલીક વાતો વિચારમાં લેવા જેવી મળી આવે છે. સોલમા ભવમાં મુનિપણામાં કરેલા નિયાણાના યોગે ઉગ્ર પાપાનુબંધી પુણ્ય ઉપાર્જન કરેલું હતું. તે પુણ્યના પ્રતાપે તેમને ત્રિપૃષ્ઠના ભવમાં વાસુદેવની ઋદ્ધિ પ્રાપ્ત થઈ પણ પરિણામે તે ઋદ્ધિ તેમને નીચી ગતિમા લેઇ જનારી થાય છે. અહિં જીવ ઉન્નતિ અને અવન્નતિ કેવાં કારણોથી પ્રાપ્ત કરે છે એ વિચારવા જેવું છે. સોલમાં ભવમાં તેમના સંબંધમાં આવેલા વિશાખાનંદીના જીવે તેમની કરેલી મજાકનો બદલો તેને કેવા રૂપમા મળે છે એ પણ જાણવા જેવું છે. આ ભવમાં જે કેશરી સિંહનો વધ વાસુદેવે કર્યો તે કેશરી સિંહ વિશાખાનંદીનો જીવ ભવભ્રમણ કરી તિર્યંચની ગતિમાં કેશરીસિંહપણે ઉત્પન્ન થયો હતો. જીવો અજ્ઞાનપણે પાપબંધન કરે છે તેનો બદલો તેને તે ભવમાં નહિ તો ભવાંત્તરમાં પણ ભોગવવો પડે છે એ આખા ચરિત્રમાં પ્રત્યક્ષપણે દષ્ટિગોચર થાય છે.

પ્રતિભાશાળી અને પરાક્રમી પુરૂષના લક્ષણ નહાનપણથીજ જણાઈ આવે છે. તેનામાં સ્વમાનનો ગુણ જન્મથી કુદરતી હોય છે. અભિમાન, મિથ્યાભિમાન અને સ્વમાન એ ત્રણના વચ્ચેનો ભેદ સમજવા જેવો છે. અભિમાન એ દુર્ગુણ છે, મિથ્યાભિમાન એ તેનાથી પણ વધારે ખરાબ દુર્ગુણ છે ત્યારે સ્વમાન એ વ્યવહારિક ગુણ છે, એ ગુણને તેના વાસ્તવિક સ્વરૂપમાં ખીલવવામાં આવે તો તેનાથી તેને અશુભ કર્મ બંધ કરવાના પ્રસંગો કમતી આવે છે.

પ્રજાપતિ રાજાના દરબારમાં પોતાના સ્વામીના બળના લીધે ચંડવેગ દૂતે બતાવેલો અવિવેક ત્રિપૃષ્ઠથી સહન થઇ શક્યો નહિ ચંડવેગ કોનો દૂત છે, પોતાના પિતા માંડલિક રાજા છે. અને ચંડવેગને નશિયત કરવાથી શું પરિણામ આવશે તેનો કંઇ પણ ખ્યાલ મનમાં નહિ લાવતાં ચંડવેગની તેને જે ફજેતી કરી,એજ સ્વમાન અને પરાક્રમની નિશાની છે તે પછી કેશરી

સિંહથી શાળીના પ્રદેશનું રક્ષણ કરવા જવાની આજ્ઞા આવતાં પ્રજાપતિ રાજા ક્ષોભ પામે છે પણ આ પરાક્રમી ત્રિપૃષ્ઠકુમાર તેથી જરા પણ ભય પામતા નથી પિતાની આજ્ઞા મેળવી પિતાના બદલે પોતેજ પોતાના જેષ્ઠબંધુ અચલ સહ કેશરી સિંહના ઉપદ્રવનો નાશ કરવા જાય છે. કેશરી સિંહ એકલો, વાહન વિનાનો શસ્ત્રહીન છે તેથી પોતે પણ એકલા શસ્ત્રહીત પેદલ તેના સામે જવું એજ ક્ષત્રીઓનો ખરો ધર્મ છે, એવા વિચાર મહાન પરાક્રમી ત્રિપૃષ્ટકુમારને આવે છે અને તે પ્રમાણે વર્તે છે. શિકાર કરવો એ ક્ષત્રી ધર્મ છે એમ માની બીજાઓની મદદ અને શસ્ત્રોથી નિર્દોષ પશુ પક્ષીઓના શિકાર કરવાના નિમીતથી વિના કારણ તેમનો નાશ કરનાર ક્ષત્રિધર્મનું મિથ્યાભિમાન ધરાવનાર રાજા અને રાજકુમારોને ત્રિપૃષ્ટકુમારનું આ ઉંચ વર્તન ધ્યાનમાં રાખવા જેવું છે

પ્રતિવાસુદેવ અશ્વગ્રીવ જેણે ત્રણખંડનું રાજ્ય મેળવ્યું હતું. તેને પોતાનો પ્રતિપક્ષી કોઇ ઉભો ન થાય એની ચિંતા થઇ, અને નિમિત શાસ્ત્રના જાણકાર પાસેથી તેને જે બે બાબનો કરનારને પ્રતિપક્ષી જાણવાનું જ્ઞાન થયુ હતું. તેને આ ત્રિપૃષ્ઠ-કુમારનું પરાક્રમ આખમાં પડેલા રજકણની પેઠે દુઃખ રૂપ થઇ પડ્યું અહિં મોહની પરાકાષ્ટા પ્રત્યક્ષ જણાઇ આવે છે. મોહાંધ પુરૂષોને વસ્તુનું યથાર્થ સ્વરૂપ સમજાતું નથી તેના વિવેકરૂપી નેત્રો મિચાઇ જાય છે અને મદાંધનાના લીધે સર્વત્ર અંધકારમય તેને લાગે છે. પોતે અને પોતાની મેળવેલી ત્રણ ખંડની રાજ્ય રિદ્ધિ અખંડ રહે તેની ચિંતામાં ત્રિપૃષ્ઠકુમાર જે પોતાના માડલિક રાજાનો પુત્ર છે, તેનો વધ કરવાની યુક્તિઓ શોધ્યા કરે છે, અને તેનું નઠારૂં પરિણામ તેને પોતાનેજ આખરે ભોગવવું પડે છે

વિદ્યાધરના રાજા જવલનજટીએ પોતાની સ્વયપ્રભા કન્યાનું લગ્ન વિવેકને દીર્ઘ દષ્ટિ વાપરી ત્રિપુષ્ઠકુમાર સાથે કર્યું એ પ્રતિ-

વાસુદેવ અશ્વગ્રીવથી સહન થઇ શક્યું નહિં. "વિનશ કાળે વિપરીત બુદ્ધિ" આ લૌકિક કહેવત પ્રાણીઓના ભાવિનું કંઇ અંશે સૂચન કરવનાર છે. સ્વયંપ્રભાનું લગ્ન ત્રિપૃષ્ઠકુમાર સાથે થયા છતાં તે પરણેલી કન્યા પોતાને આપવા દૂત દ્વારાએ માગણી કરાવે છે. આ તેની અન્યાયી માગણીનો ત્રિપૃષ્ઠકુમારે જે જવાબ આપ્યો છે તે વીર પુરૂષને છાજે તેવો છે.

પ્રતિવાસુદેવ અને ત્રિપૃષ્ઠ વાસુદેવ વચ્ચેના યુદ્ધ ઉપરથી પણ કેટલીક વાતો વિચાર કરવા જેવી છે. લડાઇના પ્રસંગે સામા પક્ષનું બળ કેટલું છે. તેનું સંપૂર્ણ જ્ઞાન મેળવવું જોઇએ.

લડાઇમાં બન્ને પક્ષના અગણિત યોદ્ધાઓનો ક્ષય થાય છે. તે વિશેષ ક્ષય થતો અટકાવવા યુદ્ધ કરનાર મુખ્ય રાજાઓ પોતે જાતે દંદ્ધ યુદ્ધ કરવાને પ્રાચીન કાલમાં રીવાજ હતો. આ ઉપરથી એ બોધ થાય છે કે યુદ્ધની તમામ પ્રકારની કળાઓનું શિક્ષણ ગાદીપતિ રાજાઓ પોતે મેળવતા હતા. તે કળાઓજ તેમની સ્વતંત્રતાનું કારણ બનતી વાસુદેવ ત્રિપૃષ્ઠકુમારે નાની ઉમરમાં યુદ્ધ કળાઓનું જ્ઞાન શી રીતે મેળવ્યું હતું.

બીજાનુ ખરાબ કરી, અથવા તેનો નાશ કરી પોતાનો ઉદય કરવાની અથવા સુખમાં રહેવાની ઇચ્છા કરી તેના માટે પ્રયત્ન કરનાર પોતાના પ્રયત્નમાં ઘણા ભાગે જય મેળવતો નથી. કારણ જેનું ખરાબ કરવાની તે ધારણા રાખે છે તેના પુન્યનો ઉદય હોય તો તે અટકાવવાની તેનામાં સત્તા નથી. ઉલટ ખરાબ વિચાર અને કૃત્યોથી પોતે પાપ બંધ કરે છે અને પરિણામે તેનો પોતાનોજ વિનાશ થાય છે. પ્રતિ વાસુદેવે ત્રિપૃષ્ઠ વાસુદેવનો નાશ કરવાની કરેલી ભાવના ફળિભૂત થઇ નહિ પણ તે અશુદ્ધ ભાવના તેના પોતાનાજ નાશનું કારણ બને છે.

વાસુદેવે જે કેશરિસિંહનો વધ કર્યો તે અને તેને મરણ વખતે નિજામણા કરાવનાર વાસુદેવના સારથી આ બે વ્યક્તિઓને

લક્ષમાં રાખવાની જરૂર છે. કેમકે સતાવીસમા ભગવંત મહાવીરના ભવમાં તેઓ તેમના સબંધમાં આવનાર છે.

અગીઆરમા તીર્થંકર ભગવત શ્રી શ્રેયાંશનાથને વાસુદેવ વંદન કરવા ગયા તે વખતે ભગવંતે કર્મોની નિર્જર, નવીન આવતા કર્મોને રોકવાનો ઉપદેશ દ્વારા જે ઉપાય બતાવ્યો છે, તે ઘણો મનન કરવા અને શક્તિ મુજબ આદરવા લાયક છે. કારણ તેના સેવનવિના જીવ પોતાના કર્મો ને ખપાવી ઉન્નતિની કોટીપર આવી શકવાનો નથી.

ત્રિપૃષ્ઠ વાસુદેવ અને તેમના જેષ્ટ બંધુ અચલ એ બન્નેનો સ્નેહ અરસ્પરશનો પ્રેમ અને ભોગ સામગ્રી અને ભોગ સામગ્રિના સાધનો સરખા છે પણ બન્નેના કર્મો જુદા જુદા છે અને તે ભવમાં તે બન્ને ને જુદા જુદા રૂપમા પરિણામ પામે છે વાસુદેવ સાતમી નરકે જાણુ છે. ત્યારે બલદેવ અચલ સંસારથી વૈરાગ્યપામી દીક્ષા ગૃહણ કરી તેનુ શુદ્ધ પાલન કરી મોક્ષે જાય છે એક ભાઇ નરકે જાય અને એક મોક્ષે જાય એ કેવી વિચિત્રતા !! કર્મ બંધનમા અથવા કર્મથી મુકાવામા બંધુ પણું કઇ કામ આવતું નથી, તેમા તો જીવની પોતાની શુદ્ધા શુદ્ધ પ્રણુતિજ કામ આવે છે

આ ભરત ક્ષેત્રમા આ ચોવીશીમાં બળદેવ તથા વાસુદેવ નીચે પ્રમાણે થાય છે.

નવ વાસુદેવો પૈકી પહેલા શ્રી ત્રિપૃષ્ઠ નામના વાસુદેવ અગીરમા તીર્થંકર શ્રી શ્રેયાસનાથ પ્રભુના સમયમાં થયા છે. એમ ઉપર તેમના ભવના ઉપરના ચરિત્રના પ્રસંગે આપણે જોઇ ગયા છીએ.

૨ બીજા શ્રી દ્વિપૃષ્ટ વાસુદેવ બારમા તીર્થંકર શ્રી વાસુ પૂજ્ય સ્વામીના સમયમાં થયા છે.

૩ ત્રીજા શ્રી સ્વયં પ્રભુ તેરમા તીર્થ-પતિ શ્રી વિમલનાથ ભગવંતના વખતમાં થયા છે.

૪ થા શ્રી પુરૂષોત્તમ નામના વાસુદેવ ચૌદમાં તીર્થંકર શ્રી અનંતનાથ ભગવંતના સમયમાં થયા છે.

૫ મા શ્રી પુરૂષસિંહ પંદરમા તીર્થંકર શ્રી ધર્મના પ્રભુના વખતમાં થયા છે.

૬ ઠા શ્રી પુરૂષ પુંડરિક નામના વાસુદેવ

૭ સાતમા શ્રી દત્ત નામના વાસુદેવ.

આ બે વાસુદેવો અઢારમા તીર્થંકર શ્રી અરનાથ ભગવંત તથા ઓગણીશમા તીર્થંકર શ્રી મલ્લીનાથ ભગવંતના સમયમાં થયા છે,

૮ આઠમા શ્રી લક્ષ્મણ વાસુદેવ, શ્રી મુનિસુવ્રત સ્વામી વીસમા તીર્થંકર તથા એકવીશા શ્રી નેમિનાથ ભગવંતના સમયમાં થયા છે.

૯ શ્રી કૃષ્ણ વાસુદેવ બાવીશમા તીર્થંકર ભગવંત શ્રી નેમનાથ પ્રભુના શાસન માં થયા છે.

આ નવ વાસુદેવોમાં પહેલા સાતમી, બીજા, ત્રીજા, ચોથા, પાંચમા અને છઠ્ઠા એ પ્રમાણે પાંચ વાસુદેવો છઠ્ઠી નરકે ગયા છે. સાતમા પાંચમી, આઠમા ચોથી અને નવમા ત્રીજી નારકીએ ગએલા છે.

નવ બલદેવ એ વાસુદેવના મોટાભાઇ હોય છે તેમના નામ પહેલા શ્રીઅચલ ( શ્રી બલ ? ) બીજાનું નામ વિજય, ત્રીજા શ્રી ભદ્ર, ચોથા શ્રી સુપ્રભ, પાચમા શ્રી સુદર્શન, છઠા શ્રી આનંદ, સાતમા શ્રી નંદન, આઠમા શ્રી પદ્મ ( રામચંદ્ર ) અને નવમા શ્રી રામ ( બલદેવજી ) એ બધા વાસુદેવ જે સમયમાં થયા તેજ સમયમાં થએલા છે.

આ નવ પૈકી નવમા શ્રી રામ પાંચમા દેવલોકમાં, અને બાકીના આઠે બલદેવ મહિર્ષિઓ પરમ શુદ્ધ સંયમનું પાલન કરી કેવળ જ્ઞાન ઉપાર્જન કરી મોક્ષે પધાર્યા છે.

---



# પ્રકરણ ૫ મું.

## તેવીશમો ભવ.

## પ્રિયમિત્ર ચક્રવર્તી.



ભગવતી સૂત્રમાં એક ઠેકાણે ગણધર મહારાજ શ્રી ગૌતમ સ્વામીએ ભગવંત મહાવીર પરમાત્માને પ્રશ્ન પૂછયો કે "હે ભગવંત ! મહા આરંભ (પાપ) કરવાવાળા અને મહા પરિગ્રહવાળા જીવો મરીને કઇ ગતિમા જવાના ? ભગવંતે ઉત્તર આપ્યો કે તેવા જીવો મરીને નરકે જવાના.

નયસારના જીવે અઢારમા વાસુદેવના ભવમાં ત્રણ ખંડની રાજ્યરિદ્ધિ પ્રાપ્ત કરી, રાજ્યભોગ ભોગવવામાં અવિરતપણે મહા આરંભ તથા પરિગ્રહમાં મૂર્છિત થઇ ચોરાશી લાખ વર્ષ નિર્ગમન કર્યાં તેમજ શયાપાલકના કાનમા તપાવેલું સીસું રેડાવ્યુ, ઇત્યાદિ કારણોથી નરકનું આયુષ્ય બાંધ્યું. તેથી વાસુદેવના ભવનું આયુષ્ય પુરૂં કરી ત્યાથી કાલ કરી ઓગણીશમા ભવમાં સાતમી નરકે નારકીપણે ઉત્પન્ન થયા

સાતમી નરકે ઉત્પન્ન થનારા જીવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય તેત્રીશ સાગરોપમનું હોય છે,

નારકીના જીવો દેવગતિ કે નરક ગતિનું આયુષ્ય બાંધી શકતા નથી. મનુષ્ય અને તિર્યંચ ગતિનું આયુષ્ય બાંધે છે. તેમાં

વિશેષ એ છે કે સાતમી નારકીના જીવો મનુષ્યગતિનું આયુષ્ય પણ બાંધી શકતા નથી. એક વખત જીવ અધોગતિ પામ્યા પછી તેને ઉંચે ચઢતાં સ્વભાવિક કેટલી અડચણો અને હરકતો નડે છે તે લક્ષમાં રાખી અધોગતિને લાયકની આપણી પ્રવૃત્તિ ન થાય તેના માટે સાવધગિરિ રાખવાની છે.

નયસારનો જીવ સાતમી નરકે તેત્રીશ સાગરોપમનું આયુષ્ય પુરૂં કરી વીસમા ભવમાં સિંહપણે ઉત્પન્ન થાય છે. સિંહનો ભવ કેવળ જીવહિંસા કરીને પુરો કરવાનો હોય છે.' અનંતાનુબંધિ ક્રોધના ઉદય અને જીવહિંસામાં વર્તતા જીવો અગામી ભવે પુનઃ પ્રાય નરકાયુ બાંધે છે. તે સિંહના ભવનું આયુષ્ય પુરૂ કરી એકવીસમા ભવમાં પાછો ચોથી નરકે નારકીપણે ઉત્પન્ન થાય છે તે પછી તિર્યંચ અને મનુષ્યાદિગતિમાં ઘણા ભવ ભમ્યા પછી બાવીશમા ભવમાં રથપુર નગરમાં પ્રિયમિત્ર નામે, રાજા, અને તેની વિમલા નામે રાણીથી વિમલ નામે પુત્રપણે ઉત્પન્ન થયા. લઘુ વયમાં સર્વ કલાનો અભ્યાસ કર્યો રાજ્યને લાયક થવાથી પિતાએ રાજ્ય ગાદી ઉપર રાજ્યાભિષેક કરી રાજ્ય સ્વાધિન કર્યું.

વિમલરાજા ન્યાયથી રાજ્યનું પાલન કરે છે. ભદ્રિક પરિણામી અને દયાલુ છે. એક વખત તેઓ વનમાં ક્રીડા કરવા ગયા હતા. વનમાં કોઇ શીકારીએ પાસ નાખી હરણોને પાસમા સપડાવ્યાં હતાં. તે દીઠાં. નિર્દોષ હરણોને શિકારી લોક વિના કારણ પાસમાં સપડાવી તેનો શીકાર કરે એ વ્યાજબી નથી એમ દયાલુ એવા વિમલ રાજાના મનમાં આવવાથી તે હરણોને પાસમાંથી છોડાવી અભયદાન આપ્યું. દયા યુક્ત ભદ્રક પરિણામથી અગામી ભવનુ મનુષ્યાયુ બાંધ્યું ઉત્તરકાળમાં દીક્ષા લીધી શ્રુત જ્ઞાનનો અભ્યાસ કરી ગીતાર્થ થયા. ઉગ્ર તપ કરી ચક્રવર્તીની પદવીને લાયક કર્મ ઉપાર્જન કર્યું. અંતે એક માસનું અણસણ કરી આયુષ્ય પૂર્ણ કર્યું.

તેવીશમા ભવમાં અપરવિદેહમાં મુકા નામે નગરીના ધનંજય

નામે રાજા હતા. તેની ધારણી નામે રાણી હતી તે રાણીના ગર્ભમાં ઉત્પન્ન થયા.

- તીર્થંકરનો જીવ જ્યારે માતાના ગર્ભમાં ઉત્પન્ન થાય છે ત્યારે તેમની માતા ચૌદ મહા ઉત્તમ સ્વપ્ન જુએ છે તેમ ચક્રવર્તીની માતા તેજ ચૌદ સ્વપ્ન જુએ છે, પણ એ બેની વચે તારતમ્યતા એટલી છે કે, તીર્થંકરની માતા જે સ્વપ્ન જુએ તે ઘણાં કાંન્તિવાલા દેદિપ્યમાન હોય છે, ત્યારે તેમની અપેક્ષાએ ચક્રવર્તીની માતા કાંઇક તેજ હિન જુએ છે.

ગર્ભમાં ઉત્પન્ન થયા તે રાત્રીએ ધારણી રાણીએ ચક્રવર્તીને લાયકનાં સ્વપ્ન જોયાં આવા સારાં સ્વપ્ન જોવાથી રાણી ઘણી હર્ષ પામી. અને રાજાને તે સ્વપ્નની હકીકત નિવેદન કરી. તે ઉપરથી સ્વપ્નશાસ્ત્ર અનુસાર એવો નિર્ણય કર્યો કે ઉત્તમ પુત્ર રત્ન ઉત્પન્ન થશે. અને તે ચક્રવર્તી થશે.

પૂર્ણ માસે માતાએ પુત્ર રત્નનો જન્મ આપ્યો પિતાએ તેમનો જન્મ મહોત્સવ કર્યો અને પુત્રનું નામ પ્રિયમિત્ર પાડ્યું.

પુત્ર લાયક ઉમરનો થયો. ધનજય રાજા સંસારથી નિર્વેદ પામી. પ્રિયમિત્ર કુમારને રાજ્યારોહણ કરી દીક્ષા લીધી.

પ્રિયમિત્ર રાજા ન્યાય પુર્વક રાજ્ય પાલન કરવા લાગ્યા. પૂર્વ પુણ્યના યોગે ચક્રવર્તીને લાયકના ચક્ર રત્ન વિગેરે ચૌદ મહા રત્નો ઉત્પન્ન થઇ ચક્રવર્તીને પ્રાપ્ત થયા આ ચૌદ મહારત્નો ફક્ત ચક્રવર્તી રાજાનેજ પ્રાપ્ત થાય છે, બીજાઓને પ્રાપ્ત થતા નથી.

ચક્ર રત્ન વિગેરેની સહાયથી પ્રિયમિત્ર રાજાએ છ ખંડના મુખ્ય રાજાઓ અને તેમના તાબાના રાજાઓને જીતી પોતાની આણ મનાવી તે રાજાઓ તરફથી મણી માણેક વગેરે અનંલગલ ઋદ્ધિ ચક્રવર્તીને ભેટ મલી. અને નવનિધી તેમને વશ થયા. છ ખંડનો વિજય કરી પ્રિયમિત્ર ચક્રવર્તી મુકાનગરીએ પરત આવ્યા ત્યાં દેવતા અને રાજાઓએ મળીને બાર વર્ષના

મહોત્સવ પુર્વક ચક્રવર્તીપણાનો રાજ્યાભિષેક કર્યો એ પછી ચક્રવર્તી નીતિથી રાજ્યનું પાલન કરવા લાગ્યા.

પ્રિયમિત્ર ચક્રવર્તી પણાની રાજ્ય ઋદ્ધિ ભોગવતાં હતા. એક વખત મૂકા નગરીના ઉદ્યાનમાં પોટિલ નામના આચાર્ય પોતાના શિષ્યો સહિત સમોસર્યો. તેમને વંદન કરવા ચક્રવર્તી ઉદ્યાનમાં ગયા. ત્યાં આચાર્ય મહારાજને વંદન કરી તેમની પાસેથી ધર્મદેશના સાંભળી. વૈરાગ્ય ઉત્પન્ન થવાથી પુત્રને રાજ્યારોહણ કરીને દીક્ષા લીધી. શુદ્ધ ચારિત્ર પાળ્યું અને કોટી વર્ષ સુધી ઉત્કૃષ્ટ તપ કર્યું. એકંદર ચૌરાશી લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરી ચોવીશમા ભવમાં શુક્ર દેવલોકે સર્વાર્થ નામના વિમાનને વિષે દેવપણે ઉત્પન્ન થયા ચક્રવતીઓની ગતિ આશ્રીને એવો નિયમ છે કે જે પરિગ્રહની અત્યંત આશક્તિથી અંતાવસ્થા સુધી ચક્રવતીપણું છોડતા નથી તે મરણ પામીને અવશ્ય અધોગતિમાં (નર્ક) જાય છે, અને જેઓ ધર્મદેવપણું અંગીકાર કરે છે એટલે કે ચારિત્ર ધર્મને અંગીકાર કરી તેનું યથાર્થ પાલન કરે છે તેઓ અવશ્ય સ્વર્ગ કે મોક્ષ એ બેમાંથી એક ગતિ પામે છે.

આ તેવીશમા ભવના વર્ણનના અંગે કેઇ કેઇ બાબતો ધ્યાનમાં રાખવા જેવી છે તેનો વિચાર કરી જઇએ.

નયસારનો જીવ એકવીશ મોટા અને બીજા ક્ષુલ્લક ભવમાં દેવ, મનુષ્ય તીર્યંચ અને નરક એમ ચારે ગતિમાં કર્મવસાત્ જન્મ મરણ કરે છે. નરક અને તીર્યંચ ગતિમાં જન્મ ધારણ કરી તે ગતિના લાયક મહાન અશુભ વેદનાઓ ભોગવી અશુભ કર્મ ખપાવે છે. એમ કરતાં બાવીશમો મનુષ્યનો ભવ અને તે પણ ક્ષત્રીય કુલમાં રાજા તરીકેનો પ્રાપ્ત કરે છે. અહી અશુભગતિ નરક અને તીર્યંચનો અંત આવે છે હવે પછીના ભવો મનુષ્ય અને દેવ ગતિમાંજ થાય છે. એટલુંજ નહિં મનુષ્યના ભવો પણ ઉચ્ચ પ્રકારની સામગ્રીવાળા ને તેમા તેવીશમો ભવ ચક્રવતીનો એટલે કે

દેવતામાં ઈંદ્ર, મનુષ્યમાં ચક્રવર્તી અને તીર્યંચ ગતિમાં કેશરી સિંહ ઉત્તમ ગણાય છે. મનુષ્યના ભવમાં રાજ્ય ઋદ્ધિ પ્રાપ્ત થવી એજ વિશેષ છે, તે કરતાં તો ચક્રવર્તીની ઋદ્ધિ સર્વોત્તમ ગણાય છે મનુષ્યમાં સર્વના કરતાં ચક્રવર્તીનું બલ અને ઐશ્વર્ય સર્વોત્કૃષ્ટ હોય છે. ને તેથીજ તેમની ગણના નરદેવ તરીકેની કરેલી છે. ચૌદ રત્ન નવનિધાન જેહને હોય તેને નરદેવ કહે છે.

ચક્રવર્તીને તેમના પુન્યના પ્રભાવથી તેમના લાયકનાં ચૌદ રત્નો અને નવનિધાજ પ્રાપ્ત થાય છે.

૧ સેનાપતિ ૨ ગૃહપતિ ૩ પુરોહિત ૪ હાથી ૫ અશ્વ ૬ વદ્ધિંક (મીસ્ત્રી) ૭ સ્ત્રી ૮ ચક્ર ૯ છત્ર ૧૦ ચર્મ ૧૧ મણિ ૧૨ કાકણી ૧૩ ખડ્ગ અને ૧૪ દંડ એ ચૌદ રત્નો છે.

આ ચૌદ રત્નોમાં પ્રથમનાં સાત પંચેન્દ્રિય છે, અને પાછળનાં સાત એકેંદ્રિ જાતિનાં છે,સાત પચેદ્રિ જાતિના રત્નોમાં (૧) સેનાપ્રતિ દેશ સાધવાનું કામ કરે છે. ( ૨ ) ગૃહપતિ ( ગાથાપતિ ) ધાન્ય અને વિવિધ જાતિની રસવતી નિપજાવે છે. ( ૩ ) પુરોહિત ઘાવ સાજા કરે ( ડાક્તરી કામ કરે ) શાન્તિ કર્મ કરે અને વિઘ્ન ટાલે. ( ૪-૫ ) હાથી તથા અશ્વ એ બે ચક્રવર્તીને સ્વારી કરવાના કામમાં આવે. ( ૬ ) વાર્ધિંક આવાશ નિપજાવે ( ઈંજનેરી કામ કરે ) ( ૭ ) અને સ્ત્રી રત્ન ભોગ સાધનના કામમાં આવે. આ સાતે રત્ન પૈકી સેનાપતિ, ગ્રહપતિ, વાર્ધિંક અને પુરોહિત આ ચાર રત્નો ચક્રવર્તીના પોતાના નગરમાં ઉપજે છે સ્ત્રી રત્ન વૈતાઢય પર્વતે વિદ્યાધરના નગરમાં ઉપજે છે, ગજ અને અશ્વ એ બે વૈતાઢય પર્વતના મૂળમાં ઉપજે છે.

બાકીના સાત, ૧ ચક્ર; ૨, ખડ્ગ ૩ છત્ર, ૪ ચર્મ, ૫ દંડ, ૬ મણિ અને ૭ કાંગણી રત્ન એ એકેંદ્રિયજાતીનાં છે તેમાં ચક્રરત્ન છખંડ સાધવા પ્રયાણ કરે. ત્યારે માર્ગ બનાવે છે, ને સૌથી આગલ ચાલે છે. ખડ્ગ રત્ન વેરીનુ મસ્તક છેદે છે. છત્ર રત્ન એક ધનુષ્ય પ્રમાણ

લાંબુ હોય છે પણ ચક્રવર્તીના હાથના સ્પર્શથી બાર જોજન સુધી વિસ્તારવાળું થાય છે, એટલે બાર યોજન સુધી છાંયા આપવાનું કામ કરે છે. ચર્મ રત્ન બે હાથ પ્રમાણવાળું હોય પણ જ્યારે કાર્ય પડે ત્યારે ચક્રવર્તીના હાથના સ્પર્શથી બાર જોજનના વિસ્તારવાળું થાય છે. તેનામાં એવો ચમત્કાર છે કે તેમાં સવારે ધાન્ય વાવે તે સંધ્યાકાલે પાકી તૈયાર થઈ ઉપભોગમાં આવે એવાં ફળ અને ધાન્ય નિપજાવે છે. દંડ રત્ન એક ધનુષ્ય પ્રમાણનું હોય છે, તે વાંકી ભૂમિ સમિ કરે છે. કામ પડે હજાર જોજન ધરતી કાપે (વિદારે) અને તમિસ્રાદિક ગુફાના બાર ઉઘાડવાનું કામ કરે છે મણિ રત્ન ચાર આંગળ લાંબું અને બે આંગળ પહોળું હોય છે. એ રત્નનો એવો પ્રભાવ છે કે, તે હાથે કિંવા માથે બાંધે તો સમસ્ત રોગનો નાશ કરે છે. અને બાર જોજન સુધી ઉદ્યોત ( અજવાળું ) કરે છે. કાંગણિરત્ન સુવર્ણમય ચાર આંગળ લાંબુ હોય છે. તે વૈતાઢય પર્વતની ગુફામાં બન્ને બાજુની ભીતોમાં ઓગણપચાશ માંડલાં કરવાના હોય ત્યારે કામમાં આવે છે.

ચક્ર ખડ્ગ, છત્ર અને દંડ એ ચાર રત્નો ચક્રવર્તીની આયુધશાળામાં ઉત્પન્ન થાય છે. ચર્મ, મણિ, અને કાંગણિ રત્નો ચક્રવર્તીના લક્ષ્મી ભંડારમાં ઉત્પન્ન થાય છે.

ચક્રવર્તીને જે નવનિધાન પ્રાપ્ત થાય છે. તે ગગા નદિના મુખમાંથી પ્રાપ્ત થાય છે.

૧ નૈસર્પ, ૨ પાંડુક, ૩ પિંગલ, ૪ સર્વરત્ન, ૫ મહાપદ્મ ૬ કાળ ૭ મહાકાળ ૮ માણવક અને ૯ શંખ

આ નિધાનના અધિષ્ટાતા દેવો તેજ નામના પલ્યોપમના આયુષ્યવાલા હોય છે.

આ ચોદ મહા રત્નો અને નવનિધાનનો પ્રભાવ અને શક્તિ અલૌકિક હોય છે. ચક્રવર્તીને જ્યારે રાજ્ય પ્રાપ્ત થાય છે ત્યાર પછી દેવતાધિષ્ટિત ચક્ર રત્ન તેમની આયુદ્ધશાળામાં પ્રગટ થાય

છે, તેની ખુશાલીમાં ચક્રવર્તી મહોત્સવ કરે છે પછી તે ચક્ર રત્નના પ્રભાવથી પૃથ્વી ઉપરના છ ખંડ સાધવા તે પ્રયાણ કરે છે. તે સમયમાં બાકીના રત્નો પણ તેમને મદદગાર થાય છે. ચક્રવર્તી છ ખંડમાં દિગ્વિજય કરી પોતાની રાજ્યધાનીમાં પધારે છે. તે વખતે છ ખંડના રાજાઓ અને દેવતાઓ મળી ચક્રવર્તીને ચક્રવર્તીપણાની પદવી મોટા મહોત્સવપૂર્વક આરોહણ કરે છે. આ બધો પ્રભાવ ચક્રવર્તીના જીવે પૂર્વ ભવમાં આરાધન કરેલા ધર્મની લીલાનો વિલાસ છે.

બાવીશમા ભવમાં રાજ્ય લક્ષ્મીનો ત્યાગ કરી યતિપણું અંગીકાર કરી સારી રીતે ધર્મારાધના કરે છે, કે જેને યોગે ચક્રવર્તીની પદ્વીને લાયકનું કર્મ ઉપાર્જન કરે છે. શુદ્ધ ધર્મારાધનના ફળ સંબંધે ધર્મ બિન્દુ પ્રકરણના કર્ત્તા શ્રીમાન્ હરિભદ્રસુરીશ્વર મહારાજ ધર્મ ફળ વિધિ નામના સાતમા અધ્યાયમા જણાવે છે કે ભાવધર્મરૂપ કલ્પવૃક્ષના દેવ સંબંધી સુખમાં અતિશય મોટું દેવસુખ તથા ઉત્કૃષ્ટ મોક્ષસુખ એ બે વિખ્યાત ફળ છે,

ગૃહસ્થ અને યતિધર્મારાધનના અનંતર ફળ એટલે તત્કાળ ફળ અને પરંપરા એટલે આગામીકાલે થનારૂ ફળ એમ બે પ્રકારનાં ફળ કહેલાં છે,

રાગ દ્વેશાદિ દોષનો સર્વ પ્રકારે નાશ થવો, ભાવૈશ્વર્ય એટલે ઉદારતા, દાક્ષિણ્યતા, પાપકર્મની નિંદા વગેરે ગુણોનો લાભ તેની વૃદ્ધિ (ઉત્કર્ષ) સર્વ લોકના ચિત્તને આનંદ ઉપજાવવામાં નિમિત-ભૂત થવું એ અનંતર એટલે તાત્કાળિક ફળ છે.

સારી ગતિ એટલે સૌ ધર્મ દેવલોકાદિ સારા સ્થાનમાં જન્મ થવો તે દેવલોકમાં ઉત્તમ રૂપ, સંપત્તિ, સ્થિતિ, પ્રભાવ, કાંતિ, શુભલેસ્યાનો યોગ થાય છે. અવધિજ્ઞાન; નિર્મળ ઇંદ્રિયો, ઉત્કૃષ્ટ ભોગનાં સાધનો. દિવ્ય વિમાનનો સમુહ, મનોહર ઉદ્યાનો, રમ્ય જળાશયો, સુંદર અપ્સરાઓ, અતિ નિપુણ સેવકો, અતિ રમણિય નાટકવિધિ, ચતુર ઉદાર ભોગ, સદા ચિત્તને વિષે આનંદ અનેક

સુખના કારણો, પરિણામે સુખકાર્યની સંતતિ, મહા કલ્યાણકના દિવસોમાં પૂજા કરવી, તીર્થંકરની સેવા, શુભ ધર્મને સાંભળવામાં પ્રીતિ, નિરંતર સુખીપણું એ સર્વની પ્રાપ્તિ થવી એ પરંપરા ફળ છે.

આ ભરતક્ષેત્રમાં બાર ચક્રવર્તી થયા છે તે કયા કયા તીર્થંકરના સમયમાં કયારે કયારે થયા અને તેમનાં નામ શું છે એ આ પ્રસંગે જાણવાની જરૂર છે.

૧ પહેલા ચક્રવર્તી શ્રી ભરત મહારાજ પહેલા તીર્થંકર શ્રી ઋષભદેવ સ્વામીના સમયમાં થયા છે.

૨ બીજા સગર નામના ચક્રવર્તી બીજા તીર્થંકર શ્રી અજિતનાથ સ્વામીના સમયમાં થયા છે.

૩-૪ ત્રીજા શ્રીમઘવા નામના ચક્રવર્તી અને ચોથા શ્રી સનત્કુમાર ચક્રવર્તી પંદરમા તીર્થંકર શ્રી ધર્મનાથ સ્વામી તથા સોલમા તીર્થંકર શ્રી શાન્તિનાથ મહારાજના આંતર સમયમાં થયા છે.

૫ પાચમા ચક્રવર્તી શ્રી શાન્તિનાથ ભગવંત પોતેજ છે.

૬ છઠ્ઠા ચક્રવર્તી સતરમા તીર્થંકર શ્રી કુંથુનાથ ભગવંત છે.

૭ સાતમા ચક્રવર્તી અઢારમા તીર્થંકર શ્રી અરનાથ પ્રભુ થયા છે.

ટીપઃ-આ ત્રણે તીર્થંકરોને ચક્રવર્તી અને તીર્થંકર એ બે પ્રકારની ઋદ્ધિ હતી.

૮ આઠમા શ્રી સુભુમ ચક્રવર્તી અઢારમા તીર્થંકર શ્રી અરનાથ અને ઓગણીસમા તીર્થંકર શ્રી મલ્લિનાથ ભગવંતના આંતર સમયમાં થયા છે.

૯ નવમા શ્રી પદ્મ ચક્રવર્તી.

૧૦ દશમા શ્રી હરિષેણ ચક્રવર્તી.

આ બે ચક્રવર્તી વીસમા તીર્થંકર શ્રી મુનિ સુવ્રતસ્વામી અને એકવીશમા તીર્થંકર નેમનાથ ભગવંતના આંતર સમયમાં થયા છે.

૧૧ અગીઆરમા શ્રી જય નામના ચક્રવર્તી શ્રી નમિનાથ અને બાવીસમા તીર્થંકર શ્રી નેમનાથ ભગવંતના. આંતર સમયમાં થયા છે.

૧૨ બારમા શ્રી બ્રહ્મદત્ત ચક્રવર્તી શ્રી નેમનાથ ભગવંત અને તેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ પ્રભુના આંતર સમયમાં થયા છે.

આ બાર ચક્રવર્તીઓ પૈકી ત્રીજા શ્રી મઘવા અને ચોથા શ્રી સનત્કુમાર ચક્રવર્તી ષટખંડ સામ્રાજ્યનો ત્યાગ કરી ચારિત્ર અંગીકાર કરી ત્રીજા દેવલોકમા ગયા છે

આઠમા શ્રી શુભુમ ચક્રવર્તી અને બારમા શ્રી બ્રહ્મદત્ત ચક્રવર્તી જીદગી પર્યંત રાજ્યમાં આશક્ત રહી રૌદ્રધ્યાનના પ્રતાપે સાતમી નારકીમાં ઉત્પન્ન થયા છે.

બાકીના આઠ ચક્રવર્તીઓ ચક્રવર્તીની ઋદ્ધિનો ત્યાગ કરી સંયમ ગ્રહણ કરી શુદ્ધ રીતે પાલી કેવળજ્ઞાનાદિ આત્મિક ઋદ્ધિ સામ્રાજ્ય પ્રાપ્ત કરી સિદ્ધિ પદને પામી અજરામર અને અવિચલ સુખના ભોક્તા બન્યા છે.





# પ્રકરણ ૬ ઠું.

## પચીશમો ભવ.

### નંદન રાજા અને નંદન મુનિ.



ચોવીશમા ભવમાં દેવ લોકનાં સુખ, વૈભવ, ભોગવી તે ભવનું સતર સાગરોપમનું આયુષ્ય પુરૂં થએ ત્યાંથી ચવી પચીશમા ભવમાં આ ભરતખંડમાં છત્રા નામની નગરીમાં જિતશત્રુ નામે રાજાની ભદ્રા નામે રાણી છે, તે રાણીના ગર્ભમાં ઉત્પન્ન થયા. ગર્ભકાલ પુરો થએ પુત્ર પણે જન્મ થયો. માતા પિતાએ મહોત્સવ અને વિધિપૂર્વક નંદનકુમાર નામ પાડયું. બાલ્યાવસ્થા પુરી થતાં રાજ્યને લાયકની સર્વ કલાઓનું શિક્ષણ અપાવી રાજ્યને લાયક બનાવ્યા નંદનકુમાર યુવાવસ્થા પામ્યા તેઓને સર્વ રીતે રાજયને લાયક જાણી જિતશત્રુ રાજાએ તેમને રાજ્યાભિષેક કરી રાજ્યભાર સોંપ્યો, અને પોતે સંસારથી નિર્વેદ પામી દીક્ષા લીધી.

નંદનરાજાએ નીતિ અને ન્યાય પૂર્વક પ્રજાને આનંદ અને સુખ થાય એવી રીતે રાજ્યનું પાલન કર્યું. ઈંદ્રના જેવી સમૃદ્ધિથી પૃથ્વી પર રાજ્ય કરતાં નંદન રાજાની ચોવીસ લાખ વર્ષની ઉમર થઇ ત્યારે સંસારથી વિરક્ત ભાવને પામી પોટીલાચાર્ય પાસે દીક્ષા લીધી.

નંદન મુનિએ દીક્ષાની શરૂઆતથી યાવત્ જીવન પર્યંત ઉત્કૃષ્ટ ભાવથી માસોપવાસની તપશ્ચર્યા પૂર્વક સંયમ ધર્મનું પાલન અને વીશસ્થાનકપદનું આરાધન કર્યું. ગુરૂની સાથે, ગ્રામ, નગર, આકર વિગેરેમાં વિહાર કરતા જ્ઞાનારાધન કરી ગીતાર્થ થયા તે મહામુનિ બન્ને પ્રકારના અપધ્યાન[1] ( આર્ત, રૌદ્ર, ) બે પ્રકારના બંધન ( રાગ દ્વેશ ) થી રહિત હતા. ત્રણ પ્રકારના [2]દંડ ( મન, વચન, કાયા, ) ત્રણ પ્રકારના [3]ગારવ ( રસ, ઋદ્ધિ, શાતા. ) અને

---

૧ ધ્યાન=કોઈ પણ વિષયમા મનની એકાગ્રતા=તલ્લીનતા=ધ્યાનના મુખ્ય ચાર પ્રકાર છે. ૧ આર્તધ્યાન ૨ રૌદ્રધ્યાન ૩ ધર્મ ધ્યાન, ૪ શુક્લ ધ્યાન. તેમા પ્રથમના બે ખરાબ ધ્યાન છે. પાછલના બે ઉત્તમ ધ્યાન છે. તે દરેકના ચાર ચાર પેટાભેદ છે. વિશેષ એ છે કે, દાન, શીળ, તપ, પ્રમુખ ધર્મ કરણી કરી તેના ફળની ઇચ્છા કરવી. અથવા હું જે ધર્મકરણી કરૂં છુ તેનું મને આવતા ભવમા અમુક ફળ મળજો એવો સંકલ્પ કરવો, નિયાણુ કરવું. તે પણ આર્ત-અપ-ખરાબ-ધ્યાન છે.

૨ દંડ=જેથી આત્મા દંડાય તે મનથી ખરાબ વિચાર કરવાથી, ખોટા વચન બોલવાથી, અને કાયાથી નઠારા કૃત્ય કરવાથી આત્મા દંડાય છે આત્માના જ્ઞાન દર્શન દર્શન, ચારિત્ર ગુણ હણાય છે.

૩ ગારવ=

૧ ઋદ્ધિ ગારવ પોતે શ્રુતજ્ઞાનનો અભ્યાસ કર્યો તેથી શ્રાવકો, અનુયાયીઓ બહુ માન કરે તે કારણથી પોતે આનંદ માને.

૨ રસ ગારવ-ચારિત્ર અંગીકાર કરી રસમા જીવન પુરૂ કરે

૩ શાતા ગારવ-વિહાર કરવામા પડતી અડચણોના લીધે એક સારા ઠેકાણે રહે. એ પ્રમાણે ત્રણ ગારવ મુનિઓના અંગે છે

ગ્રહસ્થના અંગે ગાવરના ભેદ નિચે પ્રમાણે છે.—

૧ રીધી ગારવ-રીધી તથા કુટંબાદિકમાં બહુ આનંદ માની અભિમાન કરે.

૨ રસ ગારવ-પંચેદ્રિના વિષયમા બહુ આશક્ત રહે

૩ શાતા ગારવ-સંસારિક સુખની અંદર નિમગ્ન રહી પોતાને બહુ સુખ માને, તેમા લલચાઇ ધર્મને ઓળખે નહિ, તેનો વિચાર પણ કરે નહિ.

ત્રણ જાતિના શલ્ય ( માયા, નિદાન, મિથ્યાદર્શન ) થી વર્જિત હતા. ત્રણ ગુપ્તિને હમેશ ધારણ કરતા હતા ચાર કષાયને તેમણે ક્ષીણ કર્યા હતા. ચાર સંજ્ઞા તથા ચાર પ્રકારની વિકથાથી રહિત હતા. ચાર પ્રકારના ધર્મારાધનમાં સદા કટીબંધ હતા ચાર પ્રકારના ઉપસર્ગોને જીતી આત્મ ધર્મ પ્રગટ કરવાનો તેમનો ઉદ્યમ અસ્ખલિત હતો. પંચ મહાવ્રતો ના પાલનમાં સદા ઉદ્યોગી હતા. પંચવિધ કામના સદા દ્વેષી હતા અને પંચ ઈંદ્રિયના વિષયોને તેમણે જીતી લીધા હતા. પ્રતિદિન પાંચ પ્રકારના સ્વધ્યાયમાં આશક્ત હતા. પાંચ પ્રકારની શમિતિ ને ધારણ કરતા હતા. છ કાય જીવના રક્ષણમાં સદા ઉપયોગવંત હતા. સાત પ્રકારના ભયથી મુક્ત અને આઠ પ્રકારના મદથી રહિત હતા. નવવિધ બ્રહ્મચર્યનું શુદ્ધ રીતે પાલન કરતા હતા. દશ પ્રકારના યતિ ધર્મારાધનમાં સદા ઉદ્યોગી હતા. સમ્યક્ પ્રકારે એકાદશ અંગનું અધ્યયન કરતા બાર પ્રકારના તપનું સેવન કરતા. બાર પ્રકારની યતિ પ્રતિમ ને વહન કરવાની રૂચીવાળા હતા. દુઃસ્હ એવા પરિસહોને સહન કરતા અને લગાર પણ કાયરપણું બતાવતા નહિ. તેઓ સદા નિસ્પૃહ રહેતા. કોઇ પણ પ્રકારની સ્પૃહા રાખતા ન હતા

એ પ્રમણે મહા તપસ્વી નંદન મુનિએ એક લાખ વર્ષ શુદ્ધ રીતે ચારિત્ર પાળ્યું, ક્ષમા સહિત ૧૧૮૦૪૯૫ માસોપવાસ કર્યાં, અને શ્રી અર્હંત ભક્તિ વીગેરે વિશ સ્થાનક પદના આરાધનથી સર્વોત્તમ મહા પૂજનિક તીર્થંકર નામકર્મ નિકાચીન ઉપાર્જન કર્યું.

મુનિશ્રી નંદન રૂષિ એ મૂળથીજ નિષ્કલંક ચારિત્ર ધર્મનું આરાધન કરેલું હતું, તો પણ આયુષ્યના અંતે શુદ્ધ ભાવપૂર્વક સરળ હૃદયથી ૧ દુષ્કર્મની ગર્હણા, ૨ પ્રાણીઓની ક્ષામણા, ૩ ભાવ ા,૪ ચતુઃસરણ, ૫ નમસ્કાર, અને ૬ અનશન એ છ પ્રકારથી આ પ્રમાણે આરાધના કરી.

કાલ અને વિનય વિગેરે જે આઠ પ્રકારના જ્ઞાનાચાર કહેલા

છે, તેમાં મને જો કાંઇ અતિચાર લાગ્યો હોય તો તેને મન વચન કાયાથી હું નિંદું છું નિ શકિત વિગેરે જે આઠ પ્રકા ના દર્શનાચાર કહેલા છે, તેમા જો કોઇ પણ અતિચાર લાગ્યો હોય તો તેને હું મન વચન કાયાએ કરી વોસરાવું છું. લોભ કે મોહથી મેં પ્રાણીઓની સુક્ષ્મ કે બાદર જે હિંસા કરી હોય તેને મન વચન કાયાથી વોસરાવું છું. હાસ્ય, ભય, ક્રોધ અને લોભ વિગેરેથી મેં જે મૃષા ભાષણ કર્યું હોય તે મર્વ નિંદું છું અને તેનુ પ્રાયશ્ચિત આચરૂં છું. રાગદ્વેષથી થોડું કે ઘણુ જે કાંઈ મે અદત્ત લીધું હોય તે સર્વને વોસરાવું છું. પુર્વે મેં તિર્યંચ સંબ ધી, મનુષ્ય સંબંધી, કે દેવ સબંધી, મૈથુન મનથી, વચનથી, કે કાયાથી સેવ્યું હોય તે સર્વ ત્રિવિધે ત્રિવિધે વોસરાવું છું. લોભના દોષથી ધન ધાન્ય અને પશુ વિગેરેનો બહુ પ્રકારનો પરિગ્રહ મેં જે કાંઈ પૂર્વે ધારણ કર્યો હોય તેને મનવચન કાયાથી વોસરાવું છું પુત્ર, સ્ત્રી, મિત્ર, બંધુ, ધન, ધાન્ય, ગૃહ અને બીજા જે કોઇ પદાર્થમા મને મમતા રહેલી હોય તે સર્વને હું વોસરાવું છું. ઈંદ્રિઓથી પરાભવ પામીને મેં રાત્રે ચતુર્વિધ આહાર કર્યો હોય, તેને પણ હું મન, વચન, કાયાથી નિંદું છું,ક્રોધ, માન, માયા, લોભ, રાગદ્વેષ, કલહ, પિશુનતા, પરનિંદા, અભ્યાખ્યાન, અને બીજું જે કાંઇ ચારિત્રાચારને વિષે દુષ્ટ આચરણ કર્યું હોય, તેને હું મન વચન, કાયાથી વોસરાવું છું. બાહ્ય કે અભ્યંતર તપસ્યા કરતાં મને મન વચન, કાયાથી જે અતિચાર લાગ્યો હોય તેને હું મન વચન કાયા એ નિંદું છું. ધર્મના અનુષ્ટાનમાં મેં જે કાંઇ વીર્ય ગોપવ્યું હોય, તે વીર્યાચારના અતિચારને પણ હું મન વચન, કાયાએ કરી નિંદુ છું. મેં કોઇને માર્યો હોય, દુષ્ટ વચન કહ્યાં હોય, કોઇનું કંઈ હરી લીધું હોય, અથવા કાંઈ અપકાર કર્યો હોય તો તે સર્વે મારા પર ક્ષમા કરજો. જે કોઇ મારા મિત્ર કે શત્રુ સ્વજન કે પર જન હોય તે સર્વ મને ક્ષમા કરજો, હું હવે સર્વમાં સમાન બુદ્ધિવાળો છું તિર્યંચપણામાં જે તિર્યંચો નારકીપણામાં જે નારકીઓ,

દેવપણામાં જે દેવતાઓ અને મનુષ્યપણામાં જે મનુષ્યને મેં દુઃખી કર્યાં હોય, તેઓ સર્વ મને ક્ષમા કરજો, હું તેમને ખમાવું છું, અને હવે મારે તે સર્વની સાથે મૈત્રી છે, જીવિત, યોવન, લક્ષ્મી રૂપ અને પ્રિય સમાગમ, એ સર્વે વાયુએ નચાવેલા સમુદ્રના તરંગની જેમ ચપલ છે. વ્યાધિ, જન્મ, જરા, અને મૃત્યુથી ગ્રસ્ત થએલા પ્રાણીઓને શ્રી જીનેંદ્ર ભાષિત ધર્મ વિના આ સંસારમાં બીજું કોઇ શરણ નથી. સર્વ જીવો સજન પણ થએલા છે, અને પરજન પણ થએલા છે, તો તેમાં કોણ પ્રાણી કિંચિત્ પણ પ્રતિબંધ કરે. પ્રાણી એકલોજ જન્મે છે, એકલોજ મૃત્યુ પામે છે; એકલોજ સુખને અનુભવે છે, અને એકલોજ દુઃખને અનુભવે છે. પ્રથમ તો આત્માથી આ શરીર અન્ય છે,ધન ધાન્યાદિક પણ અન્ય છે, બંધુઓ પણ અન્ય છે, અને તે દેહ ધન્ય ધાન્ય તથા બંધુઓથી આ જીવ અન્ય (જુદો) છે, છતાં તેમાં મુખંજન વૃથા મોહ રાખે છે. ચરબી, રૂધિર, માંસ, અસ્થિ, ગ્રંથી, વિષ્ટા, અને મૂત્રથી પુરાએલા આ અશુચિના સ્થાન રૂપ શરીરમાં કયો બુદ્ધિમાન-પુરૂષ મોહ રાખે ? આ શરીર ભાડે રાખેલા ઘરની માફક છેવટ અવશ્ય છોડી દેવાનું છે, અર્થાત તેનું ગમે તેટલુ લાલન પાલન કર્યું હોય તો પણ તે નાશવંત છે. ધીર કે કાયર સર્વ પ્રાણી એ અવસ્ય મરવાનું તો છેજ, પરંતુ બુદ્ધિમાન પુરૂષે એવી રીતે મરવું કે જેથી પુનઃ મરવું પડે નહીં. મારે અર્હંત પ્રભુનું શરણ હજો, સિદ્ધભગવંતનું શરણ હજો; સાધુઓનું શરણ હજો, અને કેવળી ભગવંતે કહેલા ધર્મનું શરણ હજો. મારે માતા શ્રી જીન ધર્મ, પિતાગુરૂ, સહોદર સાધુઓ અને સાધર્મિ મારા બંધુઓ છે, તે સિવાય આ જગતમાં સર્વે ઇંદ્ર જાલવત્ છે. શ્રી ઋષભદેવ વિગેરે આ ચોવીશીમાં થઇ ગએલા તીર્થંકરોને અને બીજા ભરત ઐરાવત તથા મહા વિદેહ ક્ષેત્રના અર્હંતોને હું નમું છું. તીર્થંકરોને કરેલો નમસ્કાર પ્રાણીઓને સંસારના છેદન અર્થે અને બોધિના લાભને માટે થાય છે. હું સિદ્ધ ભગવંતોને નમસ્કાર કરૂં છું;

કે જેઓ એ ધ્યાન રૂપ અગ્નિથી હજારો ભવના કર્મ રૂપ કાષ્ટોને બાળી નાખ્યા છે. પંચવિધ આચારના પાળનારા આચાર્યોને હું નમસ્કાર કરૂં છું. જેઓ સદા ભવચ્છેદમાં ઉદ્યત થઇ પ્રવચનને ધારણ કરે છે. જેઓ સર્વ શ્રુતને ધારણ કરે છે અને શિષ્યોને ભણાવે છે, તે મહાત્મા ઉપાધ્યાયને હું નમસ્કાર કરૂં છું. જેઓ લાખો ભવમાં બાંધેલા પાપને ક્ષણવારમાં નાશ કરે છે, એવા *શીલવ્રતધારિ સાધુઓને હું નમસ્કાર કરૂં છું સાવદ્ય યોગ તથા બાહ્ય અને અભ્યંતર ઉપાધિને હું યાવતજીવ મન મન વચન કાયાથી વોસરાવું છું. હું યાવતજીવ ચતુર્વિધિ અહા નો ત્યાગ કરૂં છું. અને ચરમઉચ્છ્વાસ સમયે દેહને પણ વોસરાવું છું,

એ પ્રમાણે આરાધના કરી નંદન મુનિ પોતાના ધર્માચાર્યને, સાધુઓને, અને સાધ્વીઓને ખમાવવા લાગ્યા. એ મહામુનિ સાઠ દિવસ સુધી અનસન વ્રતવાળી પંચવીશ લાખવર્ષનું આયુષ્ય પૂર્ણ કરી પ્રાણાંત નામના દશમા દેવલોકમાં પુષ્પોતર નામના વિસ્તા-રવાળા વિમાનમાં ઉપપાદ શય્યામાં વીશ સાગરોપમના આયુષ્યથી દેવપણે ઉત્પન્ન થયા.



* શીળ એટલે ચારિત્રના અંશ અથવા ચારિત્રના કારણ વિશુદ્ધ પરિણામે ચારિત્ર ધર્મનું આરાધન કરવામા શીળના અઢાર હજાર ભેદ થાય છે. ત્રણ યોગ, ત્રણ કરણ, ચાર સંજ્ઞા, પાચ ઇંદ્રિ, પૃથ્વી કાયાદિ દશ, દશ પ્રકારનો શ્રમણ ધર્મ એના અઢાર હજાર ભેદ થાય છે તેનું વિસ્તારથી સ્વરૂપ પ્રવચન સારોદ્ધારના એકસો તેવીશમા દ્વારમા આપવામા આવેલું છે



# પ્રકરણ ૭ મું.

## વીશ સ્થાનક પદ



ભગવંત મહાવીરના જીવે પચીશમા નંદન ઋષીના ભવમાં વીશ સ્થાનક પદનુ આરાધન કર્યું, તેથી તીર્થંકર નામ કર્મ જેવા મહાન ઉંચ કર્મનો નિકાચિત બંદ કર્યો, એ વીશ સ્થાનક પદનું વિસ્તાર પૂર્વક વર્ણન આપવામા આવે તો તેનો એક સ્વતંત્ર ગ્રંથ થાય, અને આ ચરિત્રના અંગે વિષયાન્તરના દોષનો પ્રસંગ આવે તે કારણથી એ વીશના નામ અને તેની ટુંકી સમજણ આપવાથી સંતોષ પકડવાનું દુરસ્ત ધાર્યું છે.

૧ શ્રી અરિહંત પદ—શ્રી જિના ગમના સારભૂત શ્રી પંચ પરમેષ્ટિ મહા મંત્રમાં આ પદ મુખ્ય છે શ્રી અરિહંત ભગવંત વીચરતા હોય ત્યારે તેમની અને તેમના અભાવે તેમના સ્થાપના નિક્ષેપ જીન પ્રતિમાની શુદ્ધાશયથી દ્રવ્ય અને ભાવથી ભક્તિ કરવાથી તેમજ શ્રી જીનાજ્ઞાનું પાલણ કરવાથી શ્રી જીનેંદ્રના કલ્યાણકના દીવશોએ વિશેષ પ્રકારે ભક્તિ કરવાથી શ્રીજિનબિંબો ભરાવી તેમની અંજન શલાકા કરાવવાથી, શક્તિ પ્રમાણે ન્યાયોપાર્જિત ધનથી શ્રી જિન ચૈત્ય કરાવી તેમાં પ્રતિમા સ્પાન કરી પ્રતિષ્ઠા કરાવવાથી, પ્રાચિન જિન મંદિરોના જીર્ણોદ્ધાર કરાવવાથી શ્રી જિનેશ્વરની સપ્ત પ્રકારની સુદ્ધિપૂર્વક અષ્ટ પ્રકારી, એકવીશ પ્રકારી વિગેરે નિરંતર પૂજા કરવાથી વિવિધ રીતે આ પદનું આરાધન થઇ શકે છે.

૨ શ્રી સિદ્ધપદ—સકલ કર્મ ક્ષય કરી ચૌદમા ગુણુ સ્થાનક ના અંતે સાદિ અનંત ભાગે જેઓ લોકાન્તે સ્થિત રહેલા છે એવા સિદ્ધ પરમાત્માનું ચાર નિક્ષેપાથી સ્વરૂપ આ પ્રમાણે છે.

૧ નામ સિદ્ધ-સિદ્ધ એવું નામ ત્રણે કાલ એક રૂપ પણે શાશ્વ તુ વર્તે છે.

૨ સ્થાપના સિદ્ધ —શ્રી જિન પ્રતિમા અથવા દેહમાન મધ્યે થી ત્રીજો ભાગ ઘટાડી બે ભાગ શરીર પ્રમાણે આત્મ પ્રદેશનો ધન કરી સ્થાપના રૂપ ક્ષેત્ર અવગાહી રહયા છે.

૩ દ્રવ્યસિદ્ધ--તેરમે, ચૌદમે ગુણુઠાણે કેવલી ભગવંત વર્તે છે, તે ભવ્ય શરીર આશ્રયી દ્રવ્યસિદ્ધ, અને જે સિદ્ધિવર્યા તેમના શરીરની ભકિત કરીએ તે જ્ઞ શરીરનું દ્રવ્ય કહેવાય, અને શુદ્ધ નિર્મળ અસંખ્યાત પ્રદેશને વિષે જ્ઞાનાદિ અનંત ગુણુ રૂપ છતા પર્યાય વસ્તુરૂપ પ્રગટયા છે, તે તદ્વ્યતિરિકત શરીર આશ્રયી દ્રવ્ય નિક્ષેપો છે એમ ત્રણુ પ્રકારે સિદ્ધનો દ્રવ્યનિક્ષેપો છે.

૪ ભાવસિદ્ધ—સિદ્ધનો સ્વરૂપ સામર્થ્ય પર્યાયરૂપ પ્રવર્તના અનંતો ધર્મ પ્રગટ થયો છે તેથી સદાકાલ જ્ઞેયની વર્તનારૂપ પર્યાયનો ઉત્પાદ, વ્યય સમય સમય અનંતો થઇ રહ્યો છે તેથી સિદ્ધ ભગવંત અનંત સુખ ભોગવે છે તે ભાવનિક્ષેપો.

એ પ્રમાણે ચાર નિક્ષેપ, સાત નય, નવ તત્વાદિ વિવિધ પ્રકારે સિદ્ધ પરમાત્માનું સ્વરૂપ સમજી તેમના ગુણુ સહિત તેમનું ધ્યાન કરવું, ગુણોની વિચારણા કરવી, તેમના ગુણોમાં રમણુતા કરવી, તેમનો સ્થાપના નિક્ષેપો જે જિનપ્રતિમારૂપ છે તેમની દ્રવ્ય અને ભાવપૂર્વક ભકિત કરવી, સિદ્ધપદ પ્રાપ્તિના સ્થાનરૂપ તીર્થોની યાત્રા કરવી, સિદ્ધ સ્વરૂપનું જ્ઞાન કરી તેમાં અડગ શ્રદ્ધા રાખવી અને સિદ્ધના લાયકના ગુણો પ્રગટ કરવાની તીવ્ર ભાવના પૂર્વક હમેશાં તે પદનું આરાધન કરવું ઇત્યાદિ રીતે એ પદનું આરાધન થઇ શકે છે.

૩ શ્રી પ્રવચનપદ—પ્રવચન શબ્દ જીનાજ્ઞાપાલક ચતુર્વિધ સંઘ, જૈનદર્શન, દ્વાદશાંગી ઇત્યાદિ અર્થને જણાવનાર છે

સમાન ધર્મવાળા સાધર્મિક કહેવાય છે. તેમાં પ્રવચન અને લિંગ એ બન્નેવડે સાધુ, સાધવી તથા કેવળ પ્રવચનવડે શ્રાવક શ્રાવિકા સાધર્મિક કહેવાય છે. તેમાં સાધુ સાધવીએ આચાર્ય, ગ્લાન, પ્રાધુર્ણિક ( પ્રાહુણામુનિ ) તપસ્વી, બાલ વૃદ્ધ, નવદીક્ષિત શિષ્ય વિગેરેનું વિશેષ રીતે વાત્સલ્ય કરવું. તેમજ પુષ્ટાલંબનાદિ અપેક્ષાએ શ્રાવક શ્રાવિકાનું પણ સર્વ શકિતવડે દ્રવ્યભાવ બન્ને પ્રકારનું વાત્સલ્ય તેમના ઉપર ઉપકાર કરી કરવું. ઇત્યાદિ રીતે એ પદનું આરાધન થઇ શકે છે.

૪ શ્રી આચાર્ય પદ—આચાર્યના છત્રીશ ગુણોએ યુક્ત, પંચાચારનું પાલન કરનાર,અને અન્યમુનિઓ પાસે પાલન કરાવનાર શુદ્ધ જિનોક્ત યથામથિ સત્ય ધર્મનો ઉપદેશ કરનાર, નિરંતર અપ્રમત દશામાં વર્તવાના ખપી,ધર્મધ્યાનાદિ શુભ ધ્યાનના ધ્યાતા, ગચ્છના મુનિઓને ચાર પ્રકરાની શિક્ષા આપનાર ઇત્યાદિ ગુણોએ યુક્ત એવા આચાર્ય મહારાજની દ્રવ્ય અને ભાવથી ભક્તિ કરવાથી આ પદનું આરાધન થઇ શકે છે.

૫ શ્રી સ્થવિર પદ—દુર વ્યવસ્થિત જનોને સનમાર્ગમાં સ્થાપે તે સ્થવિર કહેવાય છે.માત પિતાદિ આપ્તવર્ગ લૌકિક સ્થાવિર કહેવાય છે, તેમને દરરોજ નમસ્કાર કરાવાથી તીર્થ યાત્રાનું ફળ થાય છે. પંચ મહાવ્રતના ધરનાર મુનિ મહારાજ લોકોતર સ્થાવિર કહેવાય છે. તેમની ભકિત, બહુમાન, અને પર્યુપાશના કરવાથી આ પદનું આરાધન થઇ શકે છે.

૬ શ્રી ઉપાધ્યાયપદ—નિર્મળ જિનાગમના બોધ સહિત ચારિત્ર પાલવામાં સદાય સાવધાન રહી, કેવળ ઉપકાર દષ્ટિથી સાધુ સમુદાયને સુત્રાર્થનું દાન આપનાર, પથ્થર જેવા જડબુદ્ધિવાળા શિષ્યને પણ શુવિનીત બનાવવાની શકિત ધરાવનાર, તથા

નિરંતર સઝાય ધ્યાનમાં વર્તનાર શ્રી ઉપાધ્યાય મહારાજની ભકિત વિગેરે કરવાથી આ પદનું આરાધન થઈ શકે છે.

૭ શ્રી સાધુપદ—સમ્યક્જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ મોક્ષમાર્ગ તેનું સાધન કરે તે સાધુ કહેવાય છે. મુનિ, રૂષિ, તપસી, અણગાર, સર્વ વીરતી, એ બધા સાધુ શબ્દના પર્યાયવાચક નામ છે મુનિના પંચ મહાવ્રતો તથા છઠ્ઠુ રાત્રી ભોજન ત્યાગ એ મુનિના મહાવ્રતો છે. સાધુના સતાવીશ ગુણો તથા કરણ સીતરી અને ચરણ સીતરીના ગુણો પ્રાપ્ત કરવાને સદા ઉદ્યમવાન છે, ફક્ત ચારિત્રારાધન માટે બેતાલીશ દોશરહિત હાર ગ્રહણ કરનાર છે. એવા જીનાજ્ઞાના પાલક સાધુ મહારાજની ભકિત કરવાથી એ પદનું આરાધન થઈ શકે છે.

૮ શ્રી જ્ઞાનપદ—સર્વજ્ઞ પ્રણીત આગમમાં ભાખેલા તત્વોનો જે શુદ્ધ અવબોધ તે સમ્યક જ્ઞાન કહેવાય છે. એ જ્ઞાનની પ્રાપ્તિના માટે ભવ્ય જનોએ જ્ઞાનાચારના પાલન પૂર્વક નિરતી ચારપણે જ્ઞાન ભણવું, ભણાવવું, સાંભળવું, જ્ઞાન લખાવવુ, જ્ઞાનની પૂજા કરવી, જેથી જ્ઞાનન વરણીય કર્મ નાશ પામે. જ્ઞાન અને જ્ઞાનીની ભક્તિ કરવાથી એ પદનુ આરાધન થઇ શકે છે

૯ શ્રી દર્શન પદ—સર્વજ્ઞ કથીત જીવા જીવાદિ નવતત્વનું, તથા શુદ્ધ દેવ ગુરૂ અને ધર્મ એ ત્રણ તત્વનું શ્રદ્ધાન તે સમ્યકત્વ. અઢાર દુષણથી રહિત વીતરાગ પરમાત્માને દેવ તરીકે, પચ મહાવ્રતોને ધારણ કરનાર, કચન કામનીના ત્યાગી અને શ્રી જિનાજ્ઞાનુસાર સજમ માર્ગમાં યથાશક્તિ વીર્ય ફોરવનારને, ગુરૂ તરીકે, તથા શ્રી વીતરાગ કથીત દયા મયી ધર્મને ધર્મ૦ તરીકે માની, સમકીતના સડસઠ ભેદનું સ્વરૂપ સમજી મિથ્યાત્વનો ત્યાગ કરી સમકિત અંગીકાર કરે તથા તેનું સુદ્ધ રીતે પાલન કરવાથી આ પદનું આરાધન થઇ શકે છે. સમ્યકત્વ સહિતના વ્રત પચ્ચખાણ, ( નિયમ ) તથા અનુષ્ઠાન આત્માને હિતકર્તા થાય છે. મોક્ષપદની પ્રાપ્તિના બીજરૂપ આપદ છે. એટલુજ નહી સમ્યકત્વ

પ્રાપ્ત કરનારનો સંસારભ્રમણકાલ મર્યાદીત થઇ વધારેમાં વધારે અપાર્દ્ધ પુદગલ પરાવર્તન કાલમાં તે નિયમા મોક્ષ પ્રાપ્ત કરે છે.

૧૦ વિનયપદ—સર્વ ગુણોનું મુલ વિનય છે. શ્રી અરિહંતાદિક દસપદનો તથા ગીતાર્થ ગુર્વાદિ, ગુણીજનોનો વિનય આત્માને હીતકર્તો છે. તેના ઉતર ભેદો ઘણા છે. તેનું સ્વરૂપ સમજી વિનયવાન થવાથી ઉતરોતર ઘણો લાભ છે. વિનયથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. તેથી નિર્મળ સમકિત પ્રગટ થાય છે. તેથી ચારિત્ર, ચારિત્રથી કર્મક્ષય અને પરિણામે મોક્ષના લાભનું કારણ વિનય છે.

૧૧ ચારિત્રપદ—આ ચારિત્રપદને આવસ્યકપદ પણ કહે છે, ૧ સામાયિક, ૨ ચઉવીસત્થો ૩ વંદન, ૪ પ્રતિક્રમણ, ૫ કાયોત્સર્ગ અને પચ્ચખાણ એ પ્રમાણ ષટ આવસ્યકના શુદ્ધ સેવનથી આ પદનું આરાધન થઇ શકે છે.

૧૨ બ્રહ્મચર્યપદ—આ પદને શીલપદ પણ કહે છે. આ પદનું આરાધન મુનિ સર્વથી, અને ગૃહસ્થદેશથી કરી શકે. સર્વ વ્રતોના મુકુટ સમાન આ વ્રત છે. મુનિના પંચ મહાવ્રતોમાં ચોથું વ્રત મૈથુન વીરમણ નામનું છે. ત્રીકરણ ચોગે કરવું, કરાવવું અને અનુમોદન કરવાના ત્યાગથી આ વ્રત પાલનાર મુનિ અને પંચની સાક્ષીથી પાણીગ્રહણ કરેલ સ્વદારા સંતોષ વ્રતના પાલનથી ગૃહસ્થ આ વ્રતનું પાલન કરી શકે છે.

૧૩ શૂભધ્યાનપદ—કર્મરૂપ કાષ્ટને બાળવાને શૂભ ધ્યાન અગ્નિ સમાન છે. જ્યારે અશૂભધ્યાન ચાર ગતિરૂપ સંસારમાં પ્રાચે તીર્યંચ અને નરક ગતિના કારણરૂપ છે. આર્ત અને રૂદ્ર ધ્યાન એ અશૂભ ધ્યાન છે. ધર્મ અને શુકલધ્યાન એ શૂભધ્યાન છે. ધર્મધ્યાન તથા શુકલધ્યાન ઉતરોતર મોક્ષના કારણભૂત છે.

૧૪ તપપદ—અનાદિ સિદ્ધ દુષ્ટ કર્મો જે આત્મપ્રદેશની સાથે લાગેલાં છે, તે કર્મ પુદગલોને તપાવી આત્મપ્રદેશથી છુટા પાડવાનું કાર્ય તપ કરે છે. તેને નિર્જરાતત્વ પણ કહે છે.

તપના બાહ્ય અને અભ્યંતર એવા બે ભેદ છે. તે પ્રત્યેકના છ છ પેટા ભેદ છે. ૧ અનશન એટલે ચાર પ્રકારના આહારનો ત્યાગ, ૨ ઉનોદરી, ૩ વૃત્તિસંક્ષેપ ૪ રસ ત્યાગ, ૫ કાય કલેશ; અને ૬ સલીનતા એ છ પ્રકારથી બાહ્ય તપ થાય છે.

૧ પ્રાયશ્ચિત, ૨ વિનય, ૩ વૈયાવૃત્ય, ૪ સ્વાધ્યાય, ૫ ધ્યાન, અને ૬ કાર્યોત્સર્ગ એ છ પ્રકારના અભ્યંતર તપ છે,

જે તપ કરવાથી દુર્ધ્યાન ન થાય, મન, વચન, અને કાય-યોગની હાની ન થાય તથા ઇંદ્રિઓ ક્ષીણ ન થાય એવી રીતે તપ કરવાનો છે. તેમજ આ લોકના સુખ સંપત્તિ અને કીર્તિની ઇચ્છા રહિત, નવ પ્રકારના નિયાણારહિત અને સમતાપૂર્વક કરવાથીજ આત્માને લાભ થાય છે.

૧૬ સુપાત્રદાન પદ—સંસાર સમુદ્ર તરવાને વહાન સમાન ચાર પ્રકારના ધર્મમાં દાનને પ્રથમ ગણેલ છે. તેના મુખ્ય પાંચ ભેદ છે. ૧ અભય, ૨ સુપાત્ર, ૩ અનુકંપા, ૪ ઉચિત અને ૫ કીર્તિદાન એવા તેના નામ છે. તેમાં પહેલા બે પ્રકારના દાન પરંપરા મોક્ષ ફલને આપનાર છે. અનુકંપાદાનથી સુખ પામે, ઉચીત દાનેથી પ્રશંસા પામે, અને કીર્તિદાનથી સર્વત્ર મોટાઇ પામે છે.

૧૭ શ્રી સમાધિ પદ—ચતુર્વિધ શ્રીસંઘ-સાધુ-સાધવી, શ્રાવક અને શ્રાવિકાને દ્રવ્ય અને ભાવ બન્ને રીતે સમાધિ ઉપજાવવાને માટે યથાશક્તિ ઉદ્યમ કરવાથી આ પદનું આરાધન થઇ શકે છે. તેમજ પોતાના આત્માને ગમે તેવા અસમાધિના કારણ મળે તેવાં સંજોગોમાં સમભાવ ધારણ કરી સમાધીમાં રાખવા પ્રયત્ન કરવો એ પણ આત્મહિતકર્તા છે.

૧૮ શ્રી અભિનવ જ્ઞાનપદ—આ પદને અપૂર્વ શ્રુતગ્રાહિ પણ કહે છે. આ પદારાધનનો ઉદ્દેશ એવો છે કે આગમ, અંગ ઉપાંગાદિનો સુત્રાર્થ સહિત હમેશા નવિન નવિન અભ્યાસ કરવો. તેથી તત્વાતત્વનું સુક્ષ્મજ્ઞાન અને બોધ થાય છે. સુક્ષ્મબોધથી તત્ત્વ પ્રતિતી થાય, તેથી સમકિત નિર્મળ થાય છે.

૧૯ શ્રીશ્રુત ભક્તિપદ—શ્રુતજ્ઞાન એ જિનેંદ્રના વચન છે. તે પ્રાણીઓના પાપરૂપી તાપને હરવાને ચંદન સમાન છે. દ્રવ્યશ્રુત અને ભાવશ્રુત એમ બે ભેદ છે. (૧) પુસ્તકં-અક્ષર વિગરે પુસ્તકારૂઢ થએલ આગમો દ્રવ્યશ્રુત કહેવાય છે. અને (૨) શ્રી જિનેંદ્ર કહેલા પદાર્થમાં પોતાની બુદ્ધિ ચલાવી તેનો અભ્યાસ કરવો તથા ઉપયોગ પૂર્વક યથાર્થ અર્થ કરવો તે ભાવ શ્રુત કહેવાય છે. દ્વાદશાંગી રૂપ શ્રુતના ચાર ભેદ છે.

(૧) દ્રવ્યાનુયોગ—નવતત્વ, ષટદ્રવ્ય, નય, નિક્ષેપા, સપ્તભંગી ઇત્યાદિ તત્વજ્ઞાનનું જેમાં વર્ણન હોય છે તે. (૨) ગણીતાનુયોગ—વિશેષે કરીને જેમાં સંખ્યાનું વર્ણન આવે છે. (૩) ચરણકરણાનુયોગ—ચારિત્રાચારનું જેમાં વર્ણન આવે છે. (૪) કથાનુયોગ—જેમાં ચરિત્રો દ્વારે બોધ થવા માટે સાધકો અને વિરાધકોના ચરિત્રોનું વર્ણન હોય છે.

આ ચારે યોગનું પોતાની શક્તિ ગોપવ્યા સિવાય આરાધના કરવાથી આ પદનું આરાધન થઇ શકે છે.

૨૦ શ્રી તીર્થપ્રભાવના પદ—જેનાથી તરાય તે તીર્થ. પ્રવચન જૈનશાસનની પ્રભાવના, ઉન્નતિ થાય, ધર્મમાં સ્થિર થાય, મિથ્યાત્વ તજી બોધી બીજની પ્રાપ્તિ કરે એવી રીતે ધર્મારાધન કરવું, અથવા શાસન સેવા બજાવવી. પ્રવચન પ્રભાવકના આઠ ભેદ કહેલા છે. તેનું સ્વરૂપ સમજી તેમાંથી કોઇપણ એક રીતે તીર્થપ્રભાવના કરી શકાય છે.

આ વીશસ્થાન કપદનું વીસ્તારથી સ્વરૂપ સમજવા જેવું છે. તે વિષયના ગ્રંથથી સમજી લેવાને ખપ કરવો આ પદનું મહત્વ એવા પ્રકારનું છે કે આ વીશમાંથી કોઇપણ એકપદ સ્થાનકના સંપૂર્ણ આરાધનથી તીર્થંકર નામ કર્મ જેવી ઉત્કૃષ્ટ પુન્ય પ્રકૃતિનો બંધ પડે છે. આત્મહીત વાંચ્છકે આ સ્થાનકોમાથી કોઇ પણ એક અથવા એકથી અધિક પદનું આરાધન કરવું. ભગવંત મહાવીરના જીવે પચીશમા ભવમાં વીશેપદ સ્થાનકનું આરાધન કરેલું હતું.

---



# પ્રકરણ ૮ મું.

## છવીશમો દેવતાનો ભવ.



નયસારનો જીવ પચીશમા ભવમાં રાજ્યકુલમાં ઉત્પન્ન થઈ સારી રીતે રાજ્યનું પાલન કરી ઉત્તરાવસ્થામાં ચારિત્ર ધર્મનું આરાધન કરી દેવગતિનું આયુષ્ય બાંધી ત્યાંથી કાળ કરી દેવલોકમાં ઉત્પન્ન થયા.

સામાન્ય નિયમ એવો છે કે મનુષ્યભવમા સમકિતપૂર્વક દેશ ચારિત્ર કે સર્વ ચારિત્ર ધર્મનું આરાધન કરનાર જીવ તે તે ગુણઠાણામાં એટલે ચોથા પાંચમા અથવા છઠ્ઠા ગુણઠાણામાં વર્ત્તતાં પરભવનું આયુષ્ય બાંધે તો અવશ્ય દેવગતિનુંજ બાંધે, મનુષ્યગતિનું બાંધે નહિં. જો કે સંપૂર્ણ કર્મક્ષય કરી મુક્તિ મેળવવાની યોગ્યતા ફક્ત મનુષ્ય ગતિવાળામાંજ હોય છે, તેથી દેવતાનો ભવ પુરો કરી પુનઃ મનુષ્ય ગતિમાં જન્મ ધારણ કરવો પડે છે. જો જીવની ભવસ્થિતિનો પરિપાક થયો હોય છે, અને ચરમ શરીર ધારણ કરે છે તોજ પછી તે ભવમાં આયુષ્ય કર્મનો બંધ નહિ કરતાં મુક્તિને લાયકની સામગ્રિ પામી વિશુદ્ધ ઉતરોતર ગુણસ્થાનકે ચઢી મુક્તિપદ પ્રાપ્ત કરે છે. નયશારના જીવને મનુષ્યગતિમાં પુનઃ જન્મ ધારણ કરવાનો છે તેથીજ પચીશમા ભવમાં દેવગતિના આયુષ્ય કર્મનો બંધ કરી દેવ ગતિમાં ઉત્પન્ન થયા. કેટલાક ભવોમાં જુદા જુદા દેવલોકમાં તેઓ ઉત્પન્ન

થયા હતા તેથી દેવગતિ સબંધી કિંચિત્ માહિતી આ જગ્યાએ આપેલી ઉપયોગી થશે.

અનંતાનંત આકાશ પ્રદેશમાં પંચાસ્તિ કાયના સમુદાય યુક્ત ચૌદરાજ પ્રમાણ લોક છે. તેના ઉર્દ્ધ લોક, અધોલોક, અને તિર્છો ( મધ્યમ પ્રદેશ ) લોક એવા ત્રણ ભાગ છે. અધો લોકમાં સાત પ્રકારની નારકીઓ છે, જ્યાં નરકગતિના આયુષ્યનો બંધ કરનારા જીવો ઉત્પન્ન થઈ પોતપોતાના કર્માનુસાર મહા અશાતા-વેદની કર્મના વિપાકોયાવત્ જીવીતકાળ ભોગવી અશુભ કર્મ ખપાવે છે.

ભુવનપતિ, વ્યંતર જ્યોતિષિ અને વૈમાનિક આ રીતે ચાર જાતિના દેવો છે. ભૂવનપતિ તથા વ્યંતરદેવોનું સ્થાન અધોલોકમાં છે, જ્યોતિષીનું સ્થાન ત્રિચ્છાલોકમાં છે, અને વૈમાનિકનું ઉર્દ્ધલોકમાં છે.

દશ જાતિના ભુવન પતિ કાયના દેવો, અધોલોકની પૃથ્વીમાં વસે છે. આઠ જાતિના વ્યંતરના દેવો, તથા આઠ જાતિના વાણ-વ્યંતર જાતિના દેવો પણઅધોલોકની પૃથ્વીમાં વશે છે. તેમને વસવાના ભુવનો ઘણા સુંદર, સાનુંકુળ વર્ણ, ગંધ, રસ, સ્પર્શે કરીને યુકત છે. આ દેવો જ્યોતિષ અને વૈમાનિક દેવાના મુકાબલે હલકી કોટીમાં આવે છે.

મેરૂપર્વતની સમભૂતલા પૃથ્વીથી નવસે જોજન નિચો, નવસે જોજન ઉંચો, અને એકરાજ લાંબો પહોલો તિર્છો લોક છે. એ તિર્છાલોકમાં અશંખ્યાતાદ્વીપ, અશખ્યાતા સમુદ્રો અને જ્યોતિષ ચક્ર છે. એ જ્યોતિષ ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, અને તારા છે, એ જ્યોતિષિ દેવોના દેદિપ્યમાન પ્રકાશવાળા અને અતિ સુંદર વિમાનો છે. તેમાં અશંખ્યાતા જ્યોતિષી દેવો વસે છે. જ્યોતિષ પ્રકાશવાળા દેવો છે તેથી તે જ્યોતિષી કેવાય છે.

જ્યોતિષીના વિમાનોથી અશંખ્યાત કોહા કોડી જોજને ઉંચા વૈમાનિક દેવોના વિમાનો છે. વિશિષ્ટ પુન્યવાલા જીવો દેવગતિના આયુષ્યનો બંધ કરી ત્યાં ઉત્પન્ન થાય છે તેથી તે વૈમાનિક દેવો

કેવાય છે. તે વૈમાનિક દેવોમાં પણ બે ભેદ છે. એક કલ્પોપ્પન્ન અને બીજા કલ્પાતીત.

જે દેવોમાં સ્થિતિ, જાતિ, ઇંદ્ર, સામાનિકાદિક વ્યવસ્થા અને મર્યાદા છે, તથા તીર્થંકરના કલ્યાણાદિક પ્રસંગોએ મનુષ્ય લોકમાં આવવાનો જેમનો વ્યવહાર છે, તે દેવો કલ્પોત્પન્ન કેહવાય છે. ૧ સૌધર્મ દેવલોક, ૨ ઇશાન દેવલોક, ૩ સનત્કુમાર દેવલોક, ૪ માહેંદ્ર દેવલોક, ૫ બ્રહ્મદેવલોક, ૬ લાંતક દેવલોક, ૭ મહાસુક્ર દેવલોક, ૮ સહસાર દેવલોક, ૯ આણુંત દેવલોક, ૧૦ પ્રાણુંત દેવલોક, ૧૧ આરણ દેવલોક, ૧૨ અને અચ્યુત દેવલોક, એ પ્રમાણે બાર દેવલોકના દેવો કલ્પોપ્પન્ન છે. તે દેવલોકના દેવો તથા ઇંદ્રો તીર્થંકરના કલ્પાદિક પ્રસંગોએ મનુષ્યલોકમાં આવી તેમની ભક્તિ કરે છે. એ દેવલોકમાં સ્વામિ સેવકભાવ છે, એટલે મુખ્ય ઇંદ્ર અને બીજા સામાન્યાદિક દેવો એવી વ્યવસ્થા છે.

જે દેવોમાં સ્થિતિ, જાતિ, સામાનિકાદિકા વ્યવસ્થારૂપ મર્યાદા નથી, એટલે જે દેવલોકના દેવોમાં સ્વામિ સેવક ભાવ નથી બધા-સમાન છે, તથા તીર્થંકરના કલ્યાણાદિક પ્રસંગોએ મનુષ્ય લોકમાં આવવાનો જેમનો વ્યવહાર નથી પણ પોતાના સ્થાને રહયાજ સ્તુતિ ગુણ ચિંતવનરૂપ ભક્તિ કરે છે તે દેવો કલ્પાતિત કેવાય છે. નવગ્રૈવેયક અને પાંચ અનુતર વિમાનના દેવો કલ્પાતિત છે.

ચૌદ રાજલોક રૂપ પુરૂષાકારના ગ્રીવા ( ગળા ) ના સ્થાને જેઓનાં વિમાનો છે. તે ગ્રૈવેયક કેવાય છે. ૧ સુદર્શન, ૨ સુપ્રતિબદ્ધ, ૩ મનોરમ, ૪ સર્વભદ્ર, ૫ વિશાળ, ૬ સુમનસ, ૭ સોમનસ, ૮ પ્રિયંકર અને ૯ આદિત્ય એમ નવ ગૈવેયકના વિમાન છે.

સર્વથી ઉપર વિમાન હોવાથી અનુત્તર વિમાન કહેવાય છે, તે ૧ વિજય, ૨ વિજયંત, ૩ જયંત, ૪ અપરાજિત અને ૫ સર્વાર્થસિદ્ધ એમ પાંચ પ્રકારના અનુતર વિમાન છે.

બાર દેવલોક, નવગ્રૈવેયક, અને પાંચ અનુતર વિમાનના સર્વે મળીને ચોરાસી લાખ સતાણું હજાર ને ત્રેવીશ વિમાનો છે. તે

વિમાનો અત્યંત સુગંધીમય, માખણના જેવો મૃદુ સ્પર્શ, નિત્ય ઊદ્યોતવંત, મનોહર, અને જીન ભુવનો એ સહીત છે, તથા શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ, ઋદ્ધિ, ગતિ, લાવણ્ય, કાન્તિ, સ્થિતિ, એ દશ વાના ઊતરોત્તર મનોજ્ઞ છે એવા સુંદર વિમાનોમાં અસંખ્યાત દેવો રેહે છે.

ભુવનપતિ, વ્યંતર, વહાણુ વ્યંતર જયોતિષિ અને વૈમાનિક દેવોનું સ્થુલ શરીર વૈક્રિય હોય છે. પ્રત્યેક સંસારી જીવને તૈજસ અને કાર્મણ એ બે સુક્ષ્મ શરીર હોય છે, તે ઉપરાંત ગતિ આશ્રી ત્રીજું સ્થુલ શરીર હોય છે. જેમ કે દેવતા અને નારકીની ગતિના જીવોને ભવ પ્રત્યકિ શરીર વૈક્રિય હોય છે, અને મનુષ્ય તથા તિર્યંચ ગતિના જીવોને ભવ પ્રત્યકિ શરીર આહારીક હોય છે.

આખા લોક-જગત-માં સંસારી જીવોની ચોરાસી લાખ, યોનિઓ છે. તે જીવયોનિમાં જુદી જુદી ગતિમાં અનંતા જીવો છે. તે જીવો જુદી જુદી આકૃતિનાં શરીર ધારણ કરે છે. તેના મુખ્ય પાંચ ભેદ છે, એટલે પાંચ જાતિના શરીર છે. ૧ ઔદારિક, ૨ વૈક્રિય, ૩ અહારક, ૪ તૈજશ અને ૫ કાર્મણ.

૧ ઔદારિક-ઉદાર-પ્રધાન-તીર્થંકર ગણધરાદિક પદ્દીની અપેક્ષાએ સર્વ શરીરોમાં ઉત્તમ, સ્થુલ, પુદ્ગલોનું બનેલું, ઉત્પન્ન થયા પછી પ્રતિક્ષણે પુદ્ગલને ઊપચય અપચયે કરીને વધે, ઘટે, અને છેદન ભેદન ગ્રહણાદિક થઇ શકે એવું; ઔદારિક નામકર્મના ઉદયે ઔદારિક શરીર યોગ્ય પુદ્ગલ ગ્રહણ કરી જીવ પોતાના પ્રદેશોની સાથે મેળવી શરીરપણે નિપજાવે તે ઔદારિક શરીર કેવાય છે.

૨ વૈક્રિય—વિવિધ પ્રકારની વિક્રિયા કરે જેમ કે નાનાનું મોટું, મોટાનું નાનું, સુરૂપનું કુરૂપ, કુરૂપનું સુરૂપ, દૃસ્યનું અદૃષ્ય, અદૃસ્યનું દૃસ્ય, એકનું અનેક, અનેકનું એક, અપ્રતિઘાતીનું પ્રતિઘાતી, પ્રતિઘાતીનું અપ્રતિઘાતી, ભૂચરનું ખેચર, ખેચરનું ભૂચર, ઇત્યાદિ ઘણા પ્રકારનું થઇ શકે એવું વૈક્રિય નામકર્મના ઉદયથી

વૈક્રિય શરીર યોગ્ય પુદ્ગલ ગ્રહણુ કરી જીવ પોતાના પ્રદેશની સાથે મેળવી શરીરપણે નિપજાવે તે વૈક્રિય શરીર કેવાય છે

૩ આહારક—ચૌદ પૂર્વધર લબ્ધિવંત સાધુ સંદેહ ટાળવા નિમિતે અથવા તીર્થંકરની ઋદ્ધિ જોવાને અર્થે સ્ફટિક ના જેવું અતિ ઉજવળ, મુઢા હાથ પ્રમાણુ, અંતર મૂહુર્તની સ્થિતિવાળું, આહારક નામકર્મૉદ્રિયે આહારક શરીર યોગ્ય શુભ વિશુદ્ધ પુદ્ગલ ગ્રહણુ કરી જીવપ્રદેશ સાથે મેળવી શરીરપણે નિપજાવે તે આહારક શરીર કેવાય છે.

૪ તેજસ-તેજનો વિકાર,-તેજોમય, તેજપૂર્ણ એવું; કરેલા ભોજનને પચાવનાર અને તેજોલેસ્યા તથા શ્રાપકે અનુગ્રહના પ્રયોજવવાળું, તૈજસ નામકર્મના ઉદયથી તૈજસ શરીર યોગ્ય પુદ્ગલ ગ્રહણુ કરી જીવ પોતાના પ્રદેશની સાથે મેળવી શરીરપણે નિપજાવે તે તૈજસ શરીર કેવાય છે.

૫ કાર્મણુ—કર્મનો વિકાર,-કર્મમય, કર્મસ્વરૂપ સર્વ શરીરોનું બીજ એવું, ખીર નીરની પેઠે જીવ પ્રદેશની સાથે જે કર્મદળીયાં રહ્યાં છે તે કાર્મણુ શરીર કેવાય છે.

દેવગતિમાં ઉત્પન્ન થનારા જીવોને ગર્ભજ મનુષ્ય કે તિર્યંચની પેઠે ગર્ભમાં રહેવાનું હોતું નથી. તેઓને જે ઠેકાણે ઉત્પન્ન થવાનું હોય છે, તે ઠેકાણુના ઉત્પતિ સ્થાન ( દેવસયા ) માં અંતર મૂહુર્તમાં ઉત્પન્ન થાય છે. તે ઉત્પન્ન થયા પછી બે ઘડીમાં નવયોવન શરીરવાળા થાય છે. જન્મથી તેઓ પૈકી જેઓ સમકિતી હોય છે તેમને અવધિજ્ઞાન અને મિથ્યાત્વિને વિભંગ જ્ઞાન હોય છે

દેવલોકમાં દેવીઓની ઉત્પતિ બીજા દેવલોક સુધીજ હોય છે. અને તેમનું ગમના ગમન આઠમા દેવેલોક સુધી છે.

દેવો પણુ બીજી ગતિના જીવોની પેઠે કષાય એટલે ક્રોધ, માન, માયા, લોભ સહિત છે. ચારેગતિમાં નારકીના જીવોને ક્રોધ વધારે, તિર્યંચ જીવોને માયા વધારે, મનુષ્યોને માન વધારે અને દેવતાઓને લોભ વધારે હોય છે.

અહાર, ભય, મૈથુન અને પરિગ્રહ સંજ્ઞા એમ સંજ્ઞાના ચાર ભેદ છે. બીજી ગતિના જીવોની પેઠે દેવતાઓ પણ ચાર સંજ્ઞા વ ળા હોય છે.

ભુવનપતિથી ઇશાન દેવલોક સુધીના દેવોનું શરીર સાત હાથ પ્રમાણ હોય છે, ઉપરના દેવલોકના દેવોના શરીરનું મ ન ઉત્તરોત્તર ઓછું ઓછું હોય છે. છેવટથી અનુત્તર વિમાનના દેવોનું શરીર એક હાથ પ્રમાણવાળું છે.

દેવોમાં વ્યંતર દેવોનું આયુષ્ય એક પલ્યોપમનું હોય છે. ઉત્તરોત્તર આયુષ્ય સ્થિતિનું પ્રમાણ વધારે છે, વૈમાનિક દેવોમાં સુધર્માદેવલોકના દેવોનું આયુષ્ય બે સાગરોપમ પ્રમાણ કાળનું છે. ઉપલા દેવલોકના દેવોમાં અનુક્રમે આયુષ્ય સ્થિતિનું પ્રમાણ વધતાં વધતાં સર્વથી વધુ આયુષ્ય અનુત્તર વિમાનના દેવોનું તેત્રીસ સાગરોપમનું હોય છે.

દેવતાઓ અખંડ યૌવનવાળા, જરારહિત, નિરૂપમ સુખ વાળા તથા સર્વ અલંકારને ધારણ કરવાવાળા હોય છે.

પચીશમી નંદન મુનિના ભવનું આયુષ્ય પુરૂ કરી ઉપર જણાવેલા પુષ્પોતર નામના વિસ્તારવાળા વિમાનમાં ઉપપાદ શૈય્યામાં ઉત્પન્ન થયા પછી એક અંતર્મુહુર્તમાં તે મહર્દ્ધિક દેવ થઇ ગયા. પછી પોતાની ઉપર રહેલા દેવદૂષ્ય વસ્ત્રને દૂર કરી શૈય્યામાં બેસીને જોયું તો અકસ્માત્ પ્રાપ્તથએલ વિમાન, દેવસમૂહ, અને મોટી સમૃદ્ધિ જોઇ તે વિસ્મય પામી ગયા. અને વિચારમાં પડયા કે, આ બધુ કયા તપથી મને પ્રાપ્ત થયું છે ? પછી અવધિજ્ઞાનથી જોતાં તેમને પોતાનો પૂર્વભવ અને વ્રત યાદ આવ્યાં. અને મનમાં ચિંતવ્યું કે, અહો ! જૈનધર્મનો કેવો પ્રભાવ છે ? એ વખતે એ વિમાનમાંના તેમના સેવક દેવતાઓ એકઠા થઇને તેમની પાસે આવ્યા અને અંજલી જોડી હર્ષથી પ્રણામ કરી વિનંતી કરવા લાગ્યા કે, હે સ્વામી ! હે જગતને આનંદકારી ! હે જગતનું ભદ્ર કરનાર ! તમે જય પામો, ચિરકાલ સુખી રહો,

તમે અમારા સ્વામી છો, રક્ષકઅને યશસ્વી છો. આ આપનું વિમાન છે. અમે તમારા આજ્ઞાકારી દેવતાઓ છીએ. આ સુંદર ઊપવનો છે, આ સ્નાન કરવાની વાપિકાઓ છે, આ સિદ્ધાયતન છે, આ સુધર્મા નામે મહાસભા છે, અને આ સ્નાન ગૃહ છે. આપ સ્નાન-ગૃહમાં પધારો, અમે આપને અભિષેક કરીએ. આ પ્રમાણેની દેવતાઓની વિનંતી સ્વિકારી સ્નાનગૃહમાં તે દેવ પધાર્યા અને ત્યા રહેલા ચરણપીઠવાળા સિંહાસનપર બીરાજ્યા દેવોએ દિવ્યજળથી અભિષેક કર્યો ત્યાંથી પછી અલકાર ગૃહમા લેઇ ગયા. ત્યાં તેમણે બે દેવદુષ્ય વસ્ત્રો અગરાગ અને મુગટ વિગેરે દિવ્ય આભુષણો ધારણ કર્યાં. ત્યાંથી વ્યવસાયસભામાં પધાર્યા, ત્યાં પુસ્તક વાંચ્યું. પછી પુષ્પાદિક પૂજાની સામગ્રિ લઇ સિદ્ધાલયમા ગયા. ત્યાં એકસોનેઆઠ અર્હંતપ્રભુની પ્રતિમાઓને સ્નાન કર્યું. પછી અર્ચન, વંદન અને સ્તવના કરી; પછી પોતાની સુધર્મા સભામાં આવી સંગીત કરાવ્યું અને પોતાના વિમાનમાં યથારૂચી ભોગ ભોગવવા લાગ્યા દરમ્યાન અર્હંત ભગવતોના કલ્યાણકના સમયે મહાવિદેહાદિ ભૂમિમાં જઇ ત્યાં જિનેશ્વર ભગવંતને વંદન કરી તેમની ભક્તિ કરતા, એવી રીતે કાળ નિર્ગમન કરતા

તીર્થંકરના જીવ સિવાયના બીજા દેવો દેવભવના આયુષ્યના શેષ છ મહિના બાકી રહે છે ત્યારે મોહ પામી મહાવ્યથા પામે છે દેવતા સબંધી ઋદ્ધિ જતી રહેશે, અને બીજી ગતિમાં આવા વૈભવ મળશે નહિ, તેથી ખેદ અને ગ્લાની પામે છે. તેમના કંઠની ફૂલની માળાઓ કરમાય છે, અને મુખની કાંતિ નિસ્તેજ થતી જાય છે. ત્યારે તીર્થંકર થનાર દેવતાઓની પુણ્ય પ્રકૃતિનો વિશેષ ઉદય થવાનો હોવાથી બીલકુલ મોહ પામતા નથી. તેમની પુષ્પ-માળાઓ કરમાતી નથી, પોતે સમક્તિવાન હોવાથી જીવ અને અજીવ એવા કર્મોનું સ્વરૂપ વિચારી સમભાવમાં વર્તે છે. એવી રીતે છવીસમા ભવનુ વીસ સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કર્યું.

અહિં નયસારના જીવના છવીશ ભવ પુરા થાય છે.

---



## પ્રકરણ ૯ મું.

---

### સત્તાવીશમો ભવ.

### દેવ ગતિમાંથી ચ્યવન અને ગર્ભનું પલટવું.



હરેક તીર્થંકરના પાંચ કલ્યાણ હોય છે. પેહલું ચ્યવન કલ્યાણક, બીજુ જન્મ કલ્યાણક, ત્રીજુ દીક્ષા કલ્યાણક, ચોથુ કેવલજ્ઞાન કલ્યાણક, અને પાંચમુ નિર્વાણ કલ્યાણક. આ પાંચ કલ્યાણકના પ્રસંગે ઇંદ્રાદિક દેવો નંદિશ્વરદ્વિપે જઇ અઠાઇ મહોત્સવ કરે છે.

કાલની ગતિ ઘણી ત્વરીત છે. તેની ગતિને સામાન્ય જીવો જાણી શકતા નથી ભગવંતના જીવે છવીશમા ભવનું વીશ સાગરોપમ જેટલું દીર્ઘ આયુષ્ય સંપૂર્ણ કર્યું. ત્યાંથી ચવી આ ભરત ક્ષેત્રમાં માહણ કુંડ નામે ગામમાં ઋષભદત્ત નામના બ્રાહ્મણની દેવાનંદા નામની ભાર્યાની કુક્ષીમાં અષાડ સુદિ છઠની રાત્રીએ ઉત્પન્ન થયા. દેવાનંદાએ ચૌદ મહાસ્વપ્ન જોયાં, તે પછી તે જાગ્રત થઇ સ્વપ્નની હકીકત પોતાના સ્વામીને કહી, અને તેનું ફળ પુછ્યું. ઋષભદત્તે જણાવ્યું કે, આપણે ઘેર પુત્ર થશે. તે પુત્ર સર્વશાસ્ત્રનો જાણકાર, માનોપેત શરીરવાલો, સુલક્ષણો, યશસ્વી, શૌભાગ્યવંત, અને સર્વગુણોનું ધામ, આપણા કુલને ઉદ્યોત કરનાર થશે. આથી દેવાનંદા ઘણી હર્ષ પામી. પ્રભુ ગર્ભમાં આવ્યા ત્યારથી તે બ્રાહ્મણને મોટી સમૃદ્ધિ પ્રાપ્ત થઇ.

ભગવંત ત્રણ જ્ઞાન સહિત દેવાનંદાના ગર્ભમાં ઉત્પન્ન થયા હતા. દેવલોકથી ચ્યવતા પહેલાં તે જાણેકે હું હવે અહિંથી ચવવાનો છું. પણ ચ્યવન વખતને તે ન જાણે, કેમકે ચવન કાલના વર્તમાનનો એક સમય સુક્ષ્મ છે. ઉત્પન્ન થયા પછી પ્રભુએ જાણ્યું કે હું દેવલોકમાંથી ચવી અહિં દેવાનંદાના ગર્ભમાં ઉત્પન્ન થયો છું

તીર્થંકરો હમેશાં ક્ષત્રીકુલમા ઉત્પન્ન થાય છે. ભગવતના જીવે મરીચિના ભવમા જે કુલનો મદ કર્યો હતો, તે વખતે નિચ ગોત્ર કર્મનો બધ કર્યો હતો, તે કર્મ ભોગવતાં તેનો કંઇ અંશ બાકી રહેલો તેના ઉદયથી આ સતાવીશમા ભવની શરૂઆતમ જ તે બ્રાહ્મણ કુલમાં ઉત્પન્ન થયા હતા.

ભગવંત દેવાનદાના ગર્ભમાં આવી ઉત્પન્ન થયા, ને બ્યાશી દિવસ વ્યતિત થયા ત્યારે આશન ચલાયમાન થયું. તેથી એ વાત સૌધર્મ દેવલોકનાઅધિપતી સૌધર્મેંદ્રે અવધિજ્ઞાને કરીને જાણી તેને હર્ષ ઉત્પન્ન થયો. તે પોતાના સિંહાસનથી હેઠે ઉતરી, પગની રત્ન જડીત પાવડી ઉતારી અખડવસ્ત્રનું એકપટઉત્તરા સંગ કરી, ભગવંતના સામા સાત આઠ પગલા જઇ, પોતાના વીમાનમાજ બેશી ડાબો ઢીંચણ ભૂમિકાથી ચાર આંગલ ઉંચો રાખી જમણો ઢીચણ ભૂમિકાએ થાપીને ત્રણવાર મસ્તક ભૂમિએ લગાડી બે હાથ જોડી દશનખ ભેલા કરી મસ્તકે આવર્ત કરી, પગપુંજી, ભૂમિપુંજી શક્રસ્તવ ( નમુથ્થુણંનો પાઠ ) કહી સ્તુતિ કરી.

સ્તુતિ કરી રહ્યા પછી સૌધર્મેંદ્રે મનમાં વિચાર કર્યો કે, શ્રી અરિહંત ભગવંત, ચક્રવર્તી વાસુદેવ, બલદેવ અને પ્રતિવાસુદેવ એ ત્રેશટ ઉત્તમ પુરૂષ તે અંતકુલને વિષે,પ્રાત કુલને વિષે, તુચ્છ કુલને વિષે, દારિદ્રના કુલ વિષે, કૃપણના કુલ વિષે, ભીખારીના કુલ વિષે, બ્રાહ્મણના કુલ વિષે કદીપણ ઉત્પન્ન થયા નથી, થવાના નથી, અને ભવિષ્યમાં થશે પણ નહિ એ ત્રેશઠ શિલાકા પુરૂષ તો ઉગ્રકુલને વિષે, ભોગિકુલને વિષે, રાજાના કુલને વિષે, ઇક્ષ્વાકુકુલને

વિષે, ક્ષત્રિયના કુલ વિષે, હરિવંશ કુલના વિષે, તેમજ તેવાજ પ્રકારના વિશુદ્ધજાતિના કુલવંશે કરીને સહિત એવા કુલને વિષે આવ્યા છે, આવે છે, અને આવશે. તથાપિ " લોગચ્છે રયભૂઅ " એ પાઠે કરી આ વાત આશ્ચર્યકારક છે. આવા આશ્ચર્યકારક બનાવ કોઇ કાલે એટલે અનંતી ઉત્સર્પિણી અને અવસર્પિણી વ્યતિત થયે બને છે. ભગવંત બ્રાહ્મણના કુલમાં ઊત્પન્ન થયા એ પણ આશ્ચર્યકારક બનાવ છે પણ ભગવંતને અહિં રાખવા એ યુક્ત નથી. મ્હારી ભક્તિ છે, ફરજ છે તે મ્હારે બજાવવી જોઇએ; તે એ કે પ્રભુને ઉત્તમ સ્થાનકે મોટા કુલને વિષે ગર્ભ પલટાવીને મુકાવવાની તજવીજ કરૂં, જેથી નીચ કુલમાં તેમનો જન્મ થાય નહીં. ત્રણે કાલમાં જે જે વખતે જે ઇંદ્ર હોય તેમનો એ આચાર છે, તો હું પણ ભગવંતને દેવાનંદા બ્રાહ્મણીની કૂક્ષીમાથી લેઇને ઉત્તમ-શિરોમણી, શુરવીર ક્ષત્રી કુલના વિષે સ્થાપન કરાવાની તજવીજ કરૂં. હાલમાં તેવા પ્રકારનું કયું કુલ છે ? એમ વિચાર કરી અવધીજ્ઞાનનો ઉપયોગ મુકતાં તેમના જાણવામાં આવ્યું કે, આ ભરતક્ષેત્રમા મહીમંડલના મંડનરૂપ ક્ષત્રીયકુંડ નામે નગર, મારા નગરના જેવું સુંદર છે. જયા વિવિધ જાતીના સુંદર, રમણીય ચૈત્યો છે, ધર્મનું સ્થલ છે, અન્યાયથી રહિત અને પવિત્ર સાધુઓથી વાસીત છે. ત્યાંના રેહેવાશી લોકો મૃગયા વિગેરે સપ્તવ્યસનથી-રહિત છે. તેથી એ નગર તીર્થની જેમ પવિત્ર કરનાર છે એ નગરનો ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થએલો સિદ્ધાર્થ નામે પ્રખ્યાત રાજા છે. જે જીવાજીવ દિ તત્વોનો જાણકાર, નીતિ, ન્યાય, અને ધર્મને પોતાના પ્રાણથી અધિક ગણનાર છે પ્રજાને સન્માર્ગે સ્થાપન કરનાર, પિતાની જેમ પ્રજાનું હિત ચાહનાર છે. દિન અનાથ વિગેરે દુઃખીયા લોકોનો ઉદ્ધાર કરવામાં બંધુરૂપ છે, શરણની ઇચ્છા-વાળાને શરણ કરવા લાયક છે, અને ક્ષત્રિયોમાં શિરોમણી છે. તે રાજાની સતીજનોમાં શ્રેષ્ટ, અને જેના ગુણ તથા આકૃતિ સ્તુતિ કરવા લાયક છે, એવી પુણ્યની ભૂમિરૂપ ત્રિશલા નામે મુખ્ય પટ-

રાણી છે. તે સ્વભાવથીજ નિર્મળ, માયાથી અકલંકિત, સરળ સ્વભાવવાળી છે. તે દેવી હાલ દેવયોગે કન્યાના ગર્ભવાળી છે. તેથી મારે તેના અને દેવાનંદાના ગર્ભને અદલ બદલ કરાવવો ઘટીત છે.

એ પ્રમાણે વિચાર કરી પોતાના પાયદલ કટકનો ઉપરી હરણી ગમેષી નામનો દેવ છે, તેને પોતાની પાસે બોલાવ્યો, અને ભગવંતના સંબધે પોતાનો આચાર શું છે, પોતે શું કરવાની ઇચ્છા રાખે છે, તે જણાવ્યું અને આજ્ઞા કરી કેઃ—

હે દેવોને પ્રીય ! નિશ્ચે જે વાત કોઇ દીવસ બની નથી, બનતી નથી કે બનવાની નથી એવી વાત વર્તમાનમાં બની છે. અનન્તિ ઉત્સર્પિણી, અને અવસર્પિણીઓએ કોઇ કોઇ બનાવ જગતમાં અવનવા એવા બને છે કે પુર્વે કોઇ કાળે બનેલા હોય નહિ શ્રી અરિહંતાદિક શલાકા પુરૂપો અંત પ્રાંતાદિક નીચ કુલમાં કોઇ વખત આવે નહી અને આશ્ચર્યકારક રીતે કદી આવે તો તેમનો જન્મ નિશ્ચે તે કુલમા તો થાયજ નહીં.

ભરતક્ષેત્રમા વર્તમાન ચોવીશીના અંતિમ તીર્થંકર મહાવીર-સ્વામી બ્રાહ્મણકુંડ ગામે રૂપભદત્ત બ્રાહ્મણની સ્ત્રી દેવાનંદાની કુક્ષીએ ઉપન્યા છે.

અતીત, અનાગત, અને વર્તમાન કાલે જે વારે જે ઇંદ્ર હોય તેનો એ આચાર છે કે શ્રી અરિહંતાદિક જો નિચ કુલમાં આવી ઉપજે, તો તેને ઉગ્રાદિક ઉંચ કુલમા લેઇ જઇ સ્થાપન કરવા. માટે તમો જાવ અને ભગવંત શ્રી મહાવીરને ત્યાંથી અપહરી, ક્ષત્રીય કુંડનગરના શ્રી સિદ્ધાર્થ ક્ષત્રી રાજાની ભાર્યા સતી ત્રીશલા રાણીના ગર્ભમાં કન્યા છે તેમને અપહરીને ત્યાં પધરાવો, અને તે કન્યાને દેવાનંદાની કુક્ષીમાં મુકો.

હરણીગમેષી દેવે ઇંદ્રની આજ્ઞા, હર્ષપૂર્વક બે હાથ જોડી વિનય સહિત અંગીકાર કરી, ઇંદ્રમહારાજને પ્રણામ કરી, તેમની રજા લઇ નીકળ્યો.

દેવતાઓને આ મનુષ્ય ભૂમિ ( ત્રીચ્છાલોક ) ઉપર આવવું હોય છે, ત્યારે તેઓ પોતાના મુલ રૂપે ઘણુંભાગે આવતા નથી. કોઇ વખત ભગવંત ભક્તિ વિગેરે હેતુસર મુલરૂપે આવે તો તે બનાવને આશ્ચર્યકારક ( અછેરાભૂત ) માનવામા આવે છે. હરણીગમેષી દેવને આ પ્રદેશ ઉપર આવવાને સારૂ પોતાનું મુલરૂપ બદલી બીજુરૂપ ધારણ કરવું પડે છે. જેને ઉત્તરવૈક્રિય શરીર કહે છે. એ શરીર પરાવૃત કરવાને વૈક્રિય સમુદ્ઘાત નામની ક્રિયા કરવી પડે છે. પોતાના મુલ શરીરમાંથી જીવના પ્રદેશ બહાર કાઢીને આ ઉત્તરવૈક્રિયશરીર બનાવવા સારૂ વિશેષ પ્રકારે પ્રયત્ન કરવો પડે છે. તે માટે સંખ્યાત જોજન પ્રમાણ દંડાકાર શરીર બાહુલ્ય ઉર્ધ્વ અધો વિસ્તાર વાળા જીવ પ્રદેશ કર્મ પુદ્ગલસમૂહને શરીર થકી બહાર કાઢીને તેવડો ઉંચો દંડ કરે છે. આ ઉત્તર વૈક્રિય શરીર ધારણ કરવા માટે ઉત્તમ પ્રકારના રત્નના જેવા સાર સાર પુદ્ગલ લેઇને તેનો ઉપયોગ કરવામાં આવે છે. રત્નો વિશેષ કરીને સોલ જાતનાં હોય છે. તેનાં નામ ૧ કર્કેતન રત્ન. ૨ વજ્ર રત્ન. ૩ વૈડુર્યનીલ રત્ન. ૪ લોહિતાક્ષ રત્ન ૫ મસારગલ્લ રત્ન. ૬ હંશ ગર્ભરત્ન. ૭ પુલકરત્ન. ૮ સૌગંધિકરત્ન. ૯ જ્યોતિઃસાર રત્ન. ૧૦ અંજન રત્ન ૧૧ અંજનપુલક રત્ન ૧૨ જાત રૂપ રત્ન. ૧૩ સુભગ રત્ન. ૧૪ અંક રત્ન. ૧૫ સ્ફટિક રત્ન. અને ૧૬ અરિષ્ટ રત્ન.

આ ઉત્તરવૈક્રિય શરીરને લાયકની તે જાતિની વર્ગણામાંથી સાર સાર પુદ્ગલોજ ગ્રહણ કરવામાં આવે છે દેવો મુલરૂપ દેવલોકમાં રાખીને ઉત્તરવૈક્રિય શરીરથીજ મનુષ્ય લોકમા આવે છે.

દેવલોકમાથી આ મનુષ્ય લોકમાં દેવો કઇ ગતિએ આવે તો કેટલો કાલ લાગે, તેનો ખ્યાલ આવવાને તે ગતિના નાના નામાદિક જાણવાની પણ જરૂર છે

ચાલવાને માટે ચાર પ્રકારની ગતિ બતાવેલી છે.

૧ ચંડાગતિ. ૨ ચપલાગતિ. ૩ જયણાગતિ. અને ૪ વેગાગતિ.

આ ચાર ગતિમાંથી પેહલી ચંડાગતિ. ૨૮૩૫૮૦ બે લાખ ત્રિયાશીહજાર પાંચસેને એશી યોજન અને એક યોજનના સાઠ ભાગ કરીએ તેના છ ભાગ ઉપર એટલા પ્રમાણુવાલા ક્ષેત્રનું એક ડગલું ભરતો ચાલે તેને પેહલી ચંડાગતિ કહે છે.

બીજી ચપલાગતિ ૪૭૨૬૩૩ ચારલાખ બહાંતેર હજાર છસેં ને તેત્રીસ યોજન અને ત્રીશ કલા ઉપર એટલા ક્ષેત્રનું એક ડગલું ભરે તે બીજી ચપલાગતિ કહે છે.

ત્રીજી જયણાગતિ ૬૬૧૬૮૬ છ લાખ એકસઠ હજાર છસેં છયાશી યોજન અને ચોપન કલા ઉપર એટલા ક્ષેત્રનું એક ડગલું ભરતો ચાલે તેને જયણાગતિ કહે છે.

ચોથી વેગાગતિ ૮૫૦૭૪૦ આઠ લાખ પચાસ હજાર સાતસે ચાલીસ યોજન અને અઢાર કલા ઉપર એટલા ક્ષેત્રનુ એક ડગલું ભરતો ચાલે તેને વેગાગતિ કહે છે.

આ ચારગતિના પ્રમાણવાલા ડગલાથી ચાલી જો દેવતા દેવ લોકમ થી મનુષ્યલોકમાં આવવા સતત્ ચાલવા માંડે તો છ માસ સુધીમાં પણ આવી શકે નહી એટલું અંતર છે.

હરણીગમેષી દેવ, મનુષ્ય લોકમા ઉપરની ચારગતિ કરતા પણ દિવ્ય પ્રચંડ પવનથી ધુમાડો જાય એવી શીઘ્ર દેવ યોગ્ય ગતિએ અસંખ્યાતા દ્વીપ સમુદ્રનું ઉલ્લઘન કરીને, બ્રાહ્મણ કુંડ ગામમાં રૂષભદત્ત બ્રાહ્મણને ઘેર જ્યાં દેવાનંદા બ્રાહ્મણી સુતી છે, તિહા આવ્યા. પ્રથમ ભગવંતને પ્રણામ કર્યો પછી દેવાનદા બ્રાહ્મણીના સર્વ પરિવારને અવસ્વાપિની નિદ્રા આપીને, અશુભ પુદ્ગલો ને દૂર કરીને શુભ પુદ્ગલોનો પ્રક્ષેપ કરીને વિનંતી કરીને ભગવંત આજ્ઞા આપો એ પ્રમાણે કહીને, દેવ પ્રભાવે ભગવંતને પીડારહિત હાથમાં કરસ પુટમા લઇને ક્ષત્રિય કુંડ નગરમાં સિદ્ધાર્થ રાજાના મહેલમા જ્યાં ત્રિશલા ક્ષત્રિયાણી છે ત્યાં લાવ્યા.

ત્યાં સર્વ પરિવરને અવસ્વાપિની નિદ્રા આપીને અશુભ પુદ્ગલ બાહેર કાઢીને શુભપુદ્ગલ પ્રક્ષેપીને ભગવાનને પીડા રહિત ત્રિશલા રાંણીના ગર્ભમાં મુકયા અને ત્રિસલાના ગર્ભમાં પુત્રી હતી તેને ત્યાંથી લેઇ દેવાનંદાની કુખમાં ગર્ભપણે મૂકી, અને જે દિશાથી તે આવ્યા હતા તે દીશાએ પાછા જ્યાં સૌધર્મ દેવલોકમાં સાધર્મા વતંસક નામે વિમાન છે તથા સક્ર સિંહાસન છે અને જ્યાં સકેંદ્ર છે ત્યાં આવીને તેમની આજ્ઞાનો અમલ કર્યાની હકીકત નિવેદન કરી.

ગર્ભ પલટનના વખતે પહેલાં ભગવંત પોતાના જ્ઞાનથી જાણુતા હતા કે મને અહિંથી લેઇને ત્રિશલાદેવીના ગર્ભમાં મુકવાના છે. ત્યા મુકયા પછી પણ જાણ્યું કે મને દેવાનંદા માતાના ગર્ભમાંથી લઇને અહિ મુકવામાં આવ્યો છે. લેઇ જતી વખતે દેવ શીઘ્રગતિએ લેઇ જઇ ત્યાં કે એ કાર્ય એટલી બધી ત્વરાથી દેવ કરે છે કે તે વખતે જાણ્યું પણ ન જાણ્યા સરખું છે. આ ગર્ભ પલટનની ક્રિયાથી ભગવંતને કિંચિત્ માત્રપણુ બાધાપિડા થઇ નહતી.

આ દેવગતિમાંથી ચવન અને ગર્ભ પલટન પ્રકરણુંના અંગે કેટલીક વાતો વિચારણીય છે

પ્રથમ તો દેવાનંદાના ગર્ભમાં પ્રભુને ઉત્પન્ન થવું. કદાપી કોઇ પણ કાલે તીર્થંકરાદિ સલાકાપુરૂશો ઉત્તમ કુલ શીવાય ભિક્ષુકાદિ કુલમાં જન્મ લેતા નથી. ભગવંતે ગોત્રમદના કારણથી નિચ ગોત્રનો નિકાચિત મધ કરેલો તે કર્મ ભોગવાઇ જતાં શેષ કાંઇ કર્મ દલીકનો અંશ આત્મ પ્રદેશ સાથે રહેલો તે વિપાકોદયથી ભોગવ્યા સિવાય છુટા પડવાનાં નહી, તે શેષ રહેલાં કર્મોએ ભગવંતના સત્તાવીશમા ભવની શરૂવાતમાંજ પોતાનું પ્રાબલ્ય દેખાડયું. આ ઉપરથી શું દેખાય છે ! તર્થંકરના જીવ જેવા સમર્થ પુરૂષ જેઓએ પચીશમા ભવમાં તપાદિ ચારિત્રારાધન મહા ઉગ્રકોટીનું કર્યું હતું, છતાં પણ મલીન અને ચીકણું કર્મ આત્મ પ્રદેશથી

છુટાં પડતાં પડતાં કંઇ અંશ બાકી રહી ગયો. કર્મની કેટલી ચીકણાશ ? કર્મને કંઇ શરમ નથી. ખરેખર જગતમાં નિષ્પક્ષપાત રીતે પોતાનુ સામ્રાજ્ય ચલાવવામાં કર્મ રાજાની બરાબરી કરી શકે તેવું કોઇ નથી દેવ, દાનવ, ભૂત, પીશાચ, રાક્ષસ, હરિ, હર બ્રહ્મા, પીર, પેગંબર, કે કોઇ પણ સંપ્રદાયના માનિત દેવમાંથી ગમે તેનું ચરિત્ર આપણે વાંચીશું તો જણાઇ આવશે કે, તેમાંથી કોઇની પણ દાક્ષિણ્યતા કર્મે રાખી નથી.

દેવાનંદાના ગર્ભમાંથી પ્રભુને લેઇને ત્રિશલાના ગર્ભમાં લેઇ જવામાં-પણ તેઓના પોતાના કર્મના ફળ પાકનો કાંઇ સંબંધ છે કે કેમ ? એ પણ એક વિચારણીય વાત છે. ભગવંતના કર્મનો બદલો દેવાનંદાને કેમ મળવો જોઇએ ? કેમકે ચૌદ મહાન ઉત્તમ સ્વપ્નોથી સુચિત ઉત્તમ પુત્ર રત્નના ગર્ભની પ્રાપ્તિ તેને થએલી તે ગર્ભને તે ગુમાવે એ કાંઇ જેવી તેવી હાની ન કહેવાય ! ઇંદ્ર મહારાજને ભગવંતને ત્રિશલા રાણીના ગર્ભમાં મુકવાનો વિચાર ક્યાંથી આવ્યો ? આમાં પણ કર્મસત્તાનો ભાસ થાય છે ભગવંતને કેવલજ્ઞાન ઉત્પન્ન થયા પછી તેઓએજ આ બધી બાબતોના પ્રશંગોપાત ખુલાશા કરેલા છે.

સહુ સહુ પોત પોતાના ભાગ્ય ( કર્મ ) પ્રમાણે કરવાની બુદ્ધિ દેવોને ઉત્પન્ન થાય છે. કર્મથી ઉપરાંત કરવાની શક્તિ દેવોમાં પણ નથી. દેવાનંદા અને ત્રિશલારાણીના સબધમાં પણ કર્મ સ્વરૂપ જાણવા લાયક છે પુર્વભવમાં ત્રિશલા રાણીનો જીવ દેરાણી હતો, અને દેવાનંદાનો જીવ જેઠાણી હતો. બન્ને એક ઘરમાં રહેતાં હતાં. માઠી મતીથી અને લોભના ઉદયથી જેઠાણીએ દેરાણીનો રત્નનો કરંડીઓ ચોરી લીધો, દેરાણીએ સંભાળ્યો, સોધ્યો પણ જડયો નહી બન્ને જણને આપશ આપશમાં એ વિષે ઘણી બોલા ચાલી થઇ પણ જેઠાણીએ કરંડીઓ આપ્યો નહી. તે વખતે દેવાનદાના જીવે જે અશુભ કર્મ બાંધ્યુ

હતું તે આ ભવમાં ઉદય આવ્યું. દેવાનંદા ત્રિશલાની દેવાદાર હતી સમકાલે ત્રિશલા પણ ગર્ભવતી હતી. અને કર્મવશાત ઇંદ્ર મહારાજને પણ તેવા પ્રકારનોજ વિચાર આવી ગયો. દેવાનંદા એ પૂર્વ ભવમાં અજ્ઞાન દશામાં રત્ન કરંડીઓ ચોર્યો હતો. તો આ ભવમાં તેનો ઉત્તમ એવો ગર્ભ દેવે લઇને ત્રીશલાને આપ્યો. ખરેખર શુભાશુભ કર્મની ગતિ વિચિત્ર છે, તેના ફલ વિપાક ભોગવ્યા સીવાય કદી પણ છુટકો થવાનો નથી, એવું સમજીને અશુભ કર્મની ગતિ વિચિત્ર છે, તેનો ફલ વિપાક ભોગવ્યા સીવાય કદી પણ છુટકો થવાનો નથી, એવું સમજી ને અશુભ કર્મ કરતાં પ્રાણીઓએ અટકવું જોઇએ; એટલુંજ નહિ પણ તેવા પ્રકારના વિચાર પણ કરવા નહી જોઇએ.

કુદરતના સામાન્ય નિયમથી ઉલટ બનનારા બનાવો એ આશ્ચર્યકારક બનાવ છે. એવા બનાવ ઘણા કાલના અંતરે જગતમાં બને છે. આ વર્તમાન ચોવીશીમાં એવા દશ બનાવો બનેલા છે. જે દશ અચ્છેરાના નામથી શાસ્ત્રમા વર્ણન કરેલા છે તે આ પ્રમાણે.

૧ કોઇ પણ તીર્થંકરને કેવલ જ્ઞાન ઉત્પન્ન થયા પછી ઉપસર્ગ થયા નહીં છતાં ભગવંત મહાવીરને કેવલજ્ઞાન ઉત્પન્ન થયા પછી ગોશાલએ તેજોલેસ્યા મુકી ઉપસર્ગ કર્યો. જેના યોગે ભગવતને છ મહીના સુધી લોહીબંદ ઝાડો થયો.

૨ કોઇ તીર્થંકર સ્રી વેદે થયા નહી છતાં ઓગણીશમા તીર્થંકર મલીનાથ સ્રી વેદે થયા.

૩ આ ગર્ભનું પલટવું.

૪ તીર્થંકર કેવલજ્ઞાન ઉત્પન્ન થયા પછી દેશના ( ઉપદેશ ) આપે તે કોઇ પણ વખતે ખાલી જાય નહી દેશના યોગે કોઇને સમકીતનો લાભ થાય, કોઇ વ્રત નિયમ અંગીકાર કરે. છતાં ભગવંત મહાવીરને કેવલજ્ઞાન ઉત્પન્ન થયા પછી પ્રથમ દેવોએ સમવશરણની રચના કરી. ત્યાં બેશી ભગવંતે દેશના આપી

પરંતુ તે દેશના સાંભળી કોઇ સમકીત પામ્યો નહી કે કોઇએ વ્રત નિયમ લીધા નહી.

૫ જે વાસુદેવ જે દ્વીપનો હોય તે બીજે દ્વીપે જાય નહી છતા શ્રીકૃષ્ણ વાસુદેવ સતી સીરોમણી દ્રૌપદીને લેવાને ઘાતકી ખંડના દક્ષિણાર્દ્ધ ભરતમાં અમરકંકા નામની નગરીએ ગયા હતા.

૬ યુગલીયા મરીને નરકે જાય નહી છતાં હરિ તથા હરિણી નામના યુગલીયાનું જોડલું નરકે ગયું છે.

૭ ભુવનપતિના દેવો સામાન્ય નિયમ પ્રમાણે ઉપલા દેવ લોકમાં જઇ શકે નહિ, છતાં ભુવનપતિ દેવોનો ઇંદ્ર ચમરેંદ્ર અમર્ષ થકી સૌધર્મ દેવલોકના ઇંદ્રિ સૌધર્મનો નાશ કરવા પોતાની મર્યાદા બહાર પોતાના સ્થાનથી સૌધર્મ દેવલોક તરફ ગયો, ત્યાંથી સૌધર્મ ઇંદ્રથી પરાભવ પામી ભગવંત મહાવીર દેવના શરણે આવ્યો તેથી તે બચ્યો.

૮ મધ્યમ અવગાહનાવાલા એક સમયે એકસોને આઠ સાથે મોક્ષે જાય, પણ ઉત્કૃષ્ટી પાંચશે ધનુષ્યની અવગાહનાવાલા એકસોને આઠ એક સમયે સાથે સિદ્ધિપદને પામે નહી. છતાં અષ્ટાપદ પર્વત ઉપર પાંચશેં ધનુષ્ય અવગાહનાવાલા એક શ્રી ઋષભદેવ ભગવંત પોતે ભરત વિના નવાણુ ભરતના પુત્ર અને આઠ ભરતના પુત્ર મલી એકસો આઠ પુરૂષ સિદ્ધિપદને પામ્યા છે.

૯ દેવો પોતાના મુલ વિમાન સહિત તીર્થંકરને વંદન કરવા કોઇવારે આવે નહી છતાં ભગવંત મહાવીર દેવ કૌસંબી નગરીએ સમોસર્યા, ત્યાં ચંદ્ર અને સૂર્ય જેમનાં શાશ્વતાં વિમાન જ્યોતિષ ચક્રમાં તેજ વિમાનમા બેસીને પશ્ચિમ પોરસિયે ભગવંતને વંદન કરવા આવ્યા હતા.

૧૦ પરિગ્રહના ત્યાગી, બ્રહ્મચારી એવા સંયતીની પૂજા પ્રથમ થતી હતી. પાવારંભી, પરિગ્રહવંત, અબ્રહ્મચારી ગૃહસ્થ વેષે રહેવાવાલા અસંયતિનો પૂજા સત્કાર પ્રજામાં થતો નહીં. છતાં

શ્રી સુવિધિનાથ ભગવંતના નિર્વાણ પછી કેટલોક કાલ વિત્યા બાદ કાલદોષના લીધે સાધુઓનો વિચ્છેદ થયો, તેથી જે સ્થવિર શ્રાવકો હતા તેમની પાસે જઇ લોકો ધર્મ પૂછવા લાગ્યા તે પણ જેવું જાણતા હતા તેવું લોકોને કહેવા લાગ્યા. તેની સાથે ગર્વના લીધે મતિ કલ્પનાથી અમેજ સુપાત્ર છીએ એવું કહી લોકોથી પુંજાવા મનાવા મિથ્યા શાસ્ત્રની રચના કરી ઉપદેશ દેવા લાગ્યા. અને લોકો તેમને પૂજવા લાગ્યા. એ અશંચનીય પૂજાની શરૂઆત

ઉપર પ્રમાણે દશ આશ્ચર્યકારક બનાવોનું વિસ્તારથી વર્ણન કલ્પશુત્રાદિ શાસ્ત્ર ગ્રંથોમાં છે. વિશેષ જાણવાની ઇચ્છાવાળાએ ત્યાંથી સમજી લેવા પ્રયત્ન કરવો.

દેવપ્રતિના દેવોની શકિત સામાન્ય મનુષ્યો કરતાં વિશેષ હોય છે. તેથી તેમની કૃતિ આપણા સમજવામાં આવી શકે નહી. હરિણુગમેષિદેવ એક રાત્રીમા આ મનુષ્ય લોકમાં આવીને થોડા સમયમાં ગર્ભ પલટવા જેવું મહાન જોખમકારક કાર્ય કોઇના પણ જાણવામાં આવે નહી એવી રીતે કરીને ગયા એમાં શંકાને સ્થનજ નથી.

સમ્યક્ત્વવાન્ ધર્મિજીવોની, શાસનમા અવનવા બનાવો બનવાના પ્રસંગે ઉચિત વિવેકથી શાસનની સેવા કરવી અને પરંપરાની પવિત્ર મર્યાદાનું રક્ષણ કરવાને પોતાની શકિત અને અધિકારથી થાય તેટલી તજવીજ કરવ એ તેની ફરજ અને કર્તવ્ય છે. આ ગર્ભ પલટવાના સંબંધમા સૌધર્મેંદ્રે ભક્તિના અંગે પોતાના કર્તવ્ય અને આચારનો વિચાર કર્યો, આ બનાવ આપણને સુચવે છે કે એવા પ્રસંગે અધિકાર અને શકિતવાલા મહાનુભાવોએ આંખ મીચામણ કરી ઉપેક્ષા કરી ગમે તેવા બનાવોને જતા કરવાના નથી. એ વાત આપણે ખાસ લક્ષમાં રાખવા જેવી છે. અરિહંતાદિક દશ સ્થાન પ્રત્યે પાંચ પ્રકારનો વિનય કરવો એ સમકિતના ભેદમાં આવે છે તેઓની સ્તુતિ કરવી અને આશાતનાનો નાશ કરવો એ વિનયના ભેદ છે. ઇંદ્ર મહારાજનું આ કૃત્ય ઉચિત

વિવેકનું સુચન કરાવે છે. આ ગર્ભ પલટવાની ક્રિયા ઉપરાંત ભગવંત ગર્ભમાં આવે છે તે વખતે તેમનું આશન કંપવાથી તેઓ અવધિજ્ઞાનથી જાણે છે કે ભગવંત દેવલોકમાંથી ચવી તીર્થંકરપણે ઉત્પન્ન થયા. ભગવંત ગર્ભમાં છતાં ઇંદ્ર પોતાના વિમાનમાંથી તેમને ભાવથી વંદન કરવા આસનથી હેઠે ઉતરી ભગવંતના સનમુખ સાત આઠ ડગલા જઇ એકઆડી ઉતરાસંગ કરી શક્રસ્તવન કહી ભગવંતની સ્તુતિ કરે છે. એ પણ તેમનો તીર્થંકર પ્રત્યેનો ભક્તિરાગ સુચવે છે. ઇંદ્રાદિ દેવો તીર્થંકરની ભક્તિથી પોતાનું કલ્યાણ માને છે. અને દરેક તીર્થંકરના પાંચ કલ્યાણક તથા કેવલજ્ઞાન ઉત્પન્ન થયા પછી તેમનો ઉપદેશ સાંભલવા વખતો વખત આવવાના બનાવોએ પણ તેમની ભક્તિ છે. સંસારી જીવોને અરિહંતાદિક પંચ પરમેષ્ટિની ભક્તિ કરવી એ આત્મ કલ્યાણનો એક ઉત્તમ માર્ગ છે ભક્તિનો પ્રસંગ પ્રમાદમાં ગુમાવવા જેવો નથી.

આ ગર્ભ પલટવાની દેવની ક્રિયાની ગુપ્ત હકીકત શી રીતે જાહેરમા આવી અને આવા બનાવ કેમ બને એવી શંકા જો કોઇને થાય તો તેનો ખુલાશો થવો જરૂરનો છે. ભગવંત પોતે દેવાનંદા ના ગર્ભમાં ત્રણ જ્ઞાન સહિત ઉપ્તન્ન થયા હતા. જગતમાં જે રૂપી દ્રવ્યો રહેલા છે, તથા જે બનાવો બનેલા છે, અને બને છે એ જાણવાની શક્તિ અવધીજ્ઞાનમાં છે અવધિજ્ઞાન એ પણ આત્માની લબ્ધિ છે દેવગતિ આશ્રિત એ જ્ઞાન ભવ પ્રત્યયી છે એટલે જે સમ્યક્ત્વાન જીવ દેવગતિમાં ઉત્પન્ન થાય કે તે ગતિ આશ્રીત તુર્તજ અવધિજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. દેવગતિમાંથી ચવીને બીજી ગતિમાં જવાના પ્રસંગે આ જ્ઞાન તેમની સાથે જતું નથી, પણ અવરાઇ જાય છે મનુષ્ય ગતિ આશ્રિત તીર્થંકરના જીવના સંબંધમાં એક પ્રકારની વિશેષતા છે. તે એકે તીર્થંકરના જીવ દેવ ગતિમાંથી તીર્થંકરપણે મનુષ્યગતિમાં જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે જે દેવલોકમાં પોતે દેવતા હોય તે દેવલોકમાં તે વિમાન

આશ્રિત જે પ્રકારનું અવધિજ્ઞાન તેમને હોય તે અવધીજ્ઞાન સહિત તેઓ મનુષ્ય ભવમાં આવે છે. તે નિયમાનુંસાર ભગવંતને અવધિજ્ઞાન હતું. ગર્ભ પલટવાના બનાવને ભગવંત પોતે જાણતા હતા આ ચમત્કારિક દૈવી બનાવનો ખુલાસો ભગવંતે પોતેજ કરેલો છે.

કેવલ જ્ઞાન ઉત્પન્ન થયા પછી ભવિજનના અનુગ્રહના માટે ગ્રામાનુગામ વિહાર કરતાં એક વખત ભગવંત બ્રાહ્મણકુંડ ગ્રામે આવ્યા. તેની બહાર બહુશાળ નામના ઉદ્યાનમાં દેવતાઓએ ત્રણ ગઢવાળુ સમવસરણ રચ્યું. તેમાં પ્રભુ પુર્વ સિંહાસન ઉપર પૂર્વાભિમુખે બીરાજ્યા અને ગૌતમસ્વામી વિગેરે ગણધર મહારાજ અને દેવતાદિપર્ષદા પોત પોતાને યોગ્ય સ્થાને બેઠા. સર્વજ્ઞને આવેલા સાંભળી ઘણા નગરજનો ત્યાં આવ્યા, તેમાં દેવાનંદા અને ઋષભદત્ત પણ આવ્યા. તેઓ પ્રભુને પ્રદક્ષિણા દેઇ પ્રભુને વંદન કરીને યોગ્ય સ્થાને બેઠા. દેવાનંદાને ખબર નથી કે આ મહારા પુત્ર છે છતાં પ્રભુને જોઇને કુદરતી રીતે તેનામાં માતૃ પ્રેમે ઉછલો માર્યો, તેનું શરીર રોમાંચિત થયું. આનંદ અને પ્રફુલ્લિત મુખવડે એક ચીતથી પ્રભુને નિહાલતાં તેના સ્તનમાંથી દુધ ઝરવા લાગ્યું. આ બનાવ જોઇ ગૌતમ સ્વામીને શંસય થયો અને વિસ્મય પામ્યા. તેથી તેમણે પર્ષદા સમક્ષ ભગવંતને અંજલી જોડીને પુછયું કે, હે પ્રભુ! આપને જોઇને આ બાઇની દ્રષ્ટિ દેવનાની જેમ નિંમેષ કેમ થઈ ગઇ? તે વખતે પ્રભુએ ઉત્તર આપ્યો કે હે ગૌત્તમ! હું એ દેવાનંદાની કુક્ષિમાં ઉત્પન્ન થઈ બ્યાશી દિવસ રહેલો છુ ત્યાથી ગર્ભ પલટન કરીને ત્રિશલા માતાના ગર્ભમા લાવવામાં આવ્યા એ સંબંધીનો તમામ વૃત્તાંત જણાવી કહ્યુ કે આ પરમાર્થને નહી જાણતા છતાં મહારે વિષે વાત્સલ્યભાવ તેનામાં ઉત્પન્ન થયો છે. પુર્વે સાંભળવામાં આવી નહતી કે કોઇ જાણતું નહતું, તેવી ચમત્કારીક વાત સાંભળી દેવાનંદા, ઋષભદત્ત, અને બધી પર્ષદા વિસ્મય પામી ગઈ, આ ત્રણ જગતના સ્વામી પુત્ર કયાં! અને એક સામન્ય ગૃહસ્થધર્મિ એવા આપણે કયાં! એમ વિચારીને

દંપતીએ ઉઠીને ફરીવાર પ્રભુને વંદના કરી. તેઓએ તે પછી પ્રભુની દેશના સાંભળી વૈરાગ્ય પામી પ્રભુના હસ્તથી દીક્ષા અંગીકાર કરી. શુદ્ધ ચારિત્ર પાળી અંતે કેવળજ્ઞાન પામી મોક્ષ પ્રાપ્ત કર્યું, આ અધિકાર શ્રી ત્રિષષ્ટિશલાકા પુરૂષચરિત્રના પર્વ ૧૦ દશમાના સર્ગ આઠમાં કલીકાલ સર્વજ્ઞ શ્રીમદ્દ હેમચંદ્રાચાર્ય મહારાજ લાવેલા છે. તેમજ શ્રી આચારંગ સૂત્રમાં ભગવંત સુધર્માને ગણધરે પણ ગર્ભ પલટવાની બીના જણાવેલી છે. એટલે આ ગર્ભ પલટનના બનાવના અંગે શંકાને સ્થાનજ નથી. શાસ્ત્રમાં ગર્ભ સંહરણના ચાર ભેદ બતાવેલા છે તે જાણવા જેવા છે.

૧ ગર્ભાશયમાંથી ગર્ભ લેઇને ગર્ભમાં મુકવો ૨ ગર્ભાશયમાંથી લેઇ યોનીમાં મુકવો ૩ યોનીથી ગર્ભાશયમાં મુકવો. અને ૪ ચોથો યોનીમાંથી લેઇ યોનીમાં મુકવો. આ ચાર ભાંગામાંથી ત્રીજો ભાંગો કે, જેમાં ગર્ભને યોનિ માર્ગેથી ગ્રહણ કરીને ગર્ભાશયમાં મુકવાનો છે. તે ભાંગાથી ગર્ભ સંહરણ અને સંક્રમણ કરવાની અનુજ્ઞા છે, બાકીના ત્રણ ભાંગાંઓના શ્રી ભગવતીસૂત્રમા નિષેધ કરેલા છે.

અહિં એક વાત લક્ષમાં રાખવાની છે કે ભગવંત દેવાનંદાના ગર્ભમાં બ્યાશી દીવસ રહેલા છે. સામાન્ય રીતે સર્વ તીર્થંકર જ્યારે માતાના ગર્ભમાં આવે, તે ચ્યવન સમયની ખબર પ્રથમ સૌધર્મેંદ્રને તેમનું સિંહાસન ચલાયમાન થવાથી અવધિજ્ઞાનનો ઉપયોગ મુકવાથી થાય. છતા ભગવંત દેવાનંદાના ગર્ભમાં ઉત્પન્ન થયાને બ્યાશી દિવસ વ્યતિત થયા પછી ઇંદ્રને ખબર થઇ, એમ શ્રી ત્રિષષ્ટિશલાકા પુરૂષચરિત્ર પર્વ દસમાના સર્ગ બીજામાં જણાવેલું છે. અશુભ કર્મના વિપાકનો કાલ પુરો થતા સુધી આ હકીકત સૌધર્મેંદ્રના જાણવામાં આવેલી નથી એમ આ ઉપરથી અનુમાન થાય છે, કેમકે તેમના જાણવામાં આવ્યા બાદ તાત્કાલિક તેમણે પોતાનો ઉચિત આચાર સાચવવાની તજવીજ કરેલી જણાય છે. ખરેખર અશુભકર્મ કેવી રીતે પોતાના ફળ વિપાક જીવોને ભોગ-

વાવે છે! ભગવંત મહાવીરના જીવનમાં એ બનાવો આપણી દ્રષ્ટિગોચર થાય છે. તીર્થંકર જેવા સમર્થ અને પવિત્ર વ્યક્તિની તેને શરમ કે દાક્ષિણ્યતા પડતી નથી, તો પછી સામાન્ય જીવોનો શું હિસાબ! માટે શુભાશુભ કર્મોનું સ્વરૂપ યથાર્થ સમજી અશુભ કર્મો કરવાથી બચવું એજ જીવોના પોતાના હિતની વાત છે. મોહને વશ પડી તેના તરફ જેટલી ઉપેક્ષા કરવામાં આવશે તેટલું દરેકને પોતાનેજ શોસવું પડશે. રાજા હો કે મહારાજા હો, અશુભ કર્મના ફળવિપાક ભોગવવામાં ગમે તેવી સત્તા હશે તેનો કંઇજ ઉપયોગ થવાનો નથી





## પ્રકરણ ૧૦ મું.

### કર્મસત્તા-જીવોનું પરાધીનપણું.



ભગવંત મહાવીરના પહેલા ભવથી તે છેવટના ભવમાં કેવલજ્ઞાન પ્રાપ્તિના કાલ સુધી તથા કેવલ જ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ કર્મોની વિચિત્રતાનો અનુભવ થયો છે, તે ઉપરથી સ્વતંત્રતા માનતો જીવ કર્મોના પરાધિનપણે સંસાર પરિભ્રમણ કરે છે, અને તેના શુભાશુભ ફળ વિપાક ભોગવવામાં તે પરતંત્ર છે એમ જણાઇ આવે છે. ભગવંતના દરેક ભવના વર્ણનના પ્રસંગે સહેજ સહેજ વિવેચન કરવાથી કર્મસ્વરૂપનો યથાર્થ બોધ થઇ શકે નહીં; તેમજ કર્મનું સવિસ્તર સ્વરૂપ આ ચરિત્રના અંગે સમજવાને પ્રયત્ન કરીએ તો તેમ બનવું એ અશક્ય છે. કર્મ સ્વરૂપ જેવા તત્વજ્ઞાનના એક સ્વતંત્ર વિષયને આ ચરિત્રના પ્રસંગમાં જોડી દેવાથી ચરિત્રના અસ્ખલીત પ્રવાહને અટકાવી દેવા જેવું છે. કર્મસ્વરૂપના અંગની સુક્ષ્મ વિચારણા નહિ કરતાં સ્થુલ વિચારણા કરવાથી આ ચરિત્રના રસને પોષણ મળવા જેવું લાગવાથી, તે સંબંધી આ પ્રકરણમાં કંઇ અંશે વિચાર કરીશું.

સમસ્ત લોક-વિશ્વમાં બે પ્રકારના જીવો છે. એક મુક્તાત્મા, અને બીજા સંસારી. આ પ્રકરણમા બીજા પ્રકારના સસારી જીવોના સંબંધેજ વિચાર કરવાનો છે, કેમકે સંસારી જીવો કર્માધિન છે. મુક્તાત્મા કર્મોથી સર્વથા મુકાયલા છે જેમને હવે કર્મની સાથે

કંઇ પણ સંબંધ નથી, એવા મુક્તાત્મા પણ પ્રથમ સંસારી હતા. તેઓએ આત્મસત્તાની પિછાન કરી, કર્મોથી રહિત થવાના ઉપાયનો ઉપયોગ કરી સર્વથા કર્મોથી રહિત થઇ શાશ્વતસ્થાન મેળવી શકયા છે. તેઓ હવે પોતાના આત્મસ્વરૂપમાંજ રમણતા કરી અનંત અવ્યાબાધ સુખનો અનુભવ કરે છે; જે સ્થિતિ અનંતા તીર્થંકર અને કેવળ જ્ઞાનીઓએ પ્રાપ્ત કરી છે. ભગવંત મહાવીરના જીવે પણ છેવટના ભવનું આયુષ્ય પૂર્ણ કરી એ સ્થીતિ પ્રાપ્ત કરી છે. આપણે સર્વેને પણ એ પ્રાપ્ત કરવાની ભાવના હોવી જોઇએ. ભગવંત મહાવીરાદિ તીર્થંકર તથા કેવળજ્ઞાનીઓએ કેવી રીતે કર્મોનો પરાભવ વિવિધ રીતે કરેલો છે, તે રીતી આપણે જાણીએ તોજ તે રસ્તે જઇ શકીએ; તેથી કર્મ, કર્મબંધના કારણ અને તેને દુર કરવાના ઉપાય જાણવા જોઇએ.

આપણે બધા બીજા પ્રકારના સંસારી જીવોની કોટીમાં આવી શકીએ.

તમામ જીવોનું મુલ સત્તાએ શુદ્ધ સ્વરૂપ એકજ પ્રકારનું છે છતાં પ્રત્યેક જીવના અંગે જે ભિન્નતા માલમ પડે છે, એ ભિન્નતાના હેતુનેજ કર્મ કહે છે. તે કર્મોનું બંધારણ જુદા જુદા પ્રકારનું છે. એ જુદા જુદા પ્રકારના કર્મોનો જ્ઞાનીઓએ મુખ્ય આઠ અને તેના ઉત્તર એકસોને અઠ્ઠાવન ભેદમાં સમાવેશ કરેલો છે.

મુખ્ય આઠ ભેદ—

૧ જ્ઞાનાવરણીય કર્મ, ૨ દર્શનાવરણીય કર્મ, ૩ વેદની કર્મ, ૪ મોહની કર્મ, ૫ આયુષ્ય કર્મ, ૬ નામ કર્મ. ૭ ગોત્ર કર્મ, અને આઠમું અંતરાય કર્મ. આ આઠ પ્રકારના કર્મના ઉત્તર ભેદ એકસોને અઠ્ઠાવન છે. તે આ પ્રમાણે—

૫ જ્ઞાનાવરણીય કર્મના પાંચ ભેદ ૯ દર્શનાવરણીય કર્મના નવ ભેદ. ૨ વેદનીય કર્મના બે ભેદ ૨૮ મોહનીય કર્મના અઠાવીશ. ભેદ ૪ આયુષ્ય કર્મના ચાર ભેદ ૧૦૩ નામ કર્મના એકસોત્રણ ભેદ ૨ ગોત્ર કર્મના બે ભેદ અને ૫ અંતરાય કર્મના પાંચ ભેદ.

ઉપર પ્રમાણે એકસોને અઠ્ઠાવન ભેદના પેટાભેદ ઘણા છે. તે કર્મ ગ્રંથાદિક શાસ્ત્રોથી સમજવાને ભલામણ કરવામાં આવે છે.

જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય અને અને ઉપયોગ એ લક્ષણ-વાળો જીવ છે. આમાં જ્ઞાન અને દર્શન એ બે મુખ્ય છે. જ્ઞાન, દર્શન વિનાનો જીવ, જડ અવસ્થાને પામે. એ બેમાં પણ જ્ઞાન મૂખ્ય છે. ઉપરના આઠ પ્રકારના કર્મમાં જ્ઞાનાવરણીયકર્મ જીવના જ્ઞાન ગુણને આવરે છે, એટલે ઢાંકી દે છે, આચ્છાદન કરે છે દર્શના-વરણીય કર્મ આત્માના દર્શનોપયોગ ગુણને આચ્છાદન કરે છે. વેદનીય કર્મ જીવને શાતાશાતા યાને સુખ દુઃખ રૂપ ફળ વિપાક દેખાડે છે; મોહનીય કર્મ જીવને મુઝાવે છે. તેના લીધે જીવ પોતાના હિતાહિતનો વિચાર કરી શકતો નથી, અને અશુદ્ધ વિચાર અને આચારનું સેવન કરે છે. આયુષ્ય કર્મ દેવ, મનુષ્ય, તિર્યંચ, અને નરકગતિના લાયકના આયુષ્યનો બંધ કરી, ભવાંતર માં જે ગતિનું આયુષ્ય બાંધ્યું હોય તે ગતિમાં જીવને લઇ જાય છે. નામ કર્મ વિવિધ પ્રકારના સ્વરૂપને ધારણ કરાવી નાટકના પાત્રની પેઠે સંસારમા જીવની પાસે વેશ ભજવવે છે. ગોત્રકર્મ ઉંચનીચ ગોત્રમાં જીવને લેઇ જાય છે. અંતરાય કર્મ દાનાદિ પાંચ પ્રકારની આત્માની અનન્તીલબ્ધિને રોકે છે.

આ આઠ કર્મની એકસોને અઠાવન પ્રકૃતિ પ્રત્યેક સંસારી જીવની સાથે સત્તામાં રહેલી છે. ગુણસ્થાને ચઢતો જીવ જે જે કર્મ પ્રકૃતિનો સત્તામાંથી નાશ કરે, ત્યાર પછી તે તે કર્મ પ્રકૃતિનો બધ કરે નહી. ત્યાં સુધી સમયસમય જીવ સાત-આઠ કર્મનો બંધ કર્યાજ જાય છે. આ આઠ કર્મોમાં ફક્ત આયુષ્ય કર્મનો બંધ દરેક ભવમાં એકજ વખત કરે; બાકીના સાત કર્મનો બંધ સમય સમય કર્યાજ જાય છે ફક્ત ચરમ શરીરિ જીવ તદ્ભવ મુક્તિ પામવાના છે, તેથી તેઓજ ભવાંતરના આયુષ્યનો બંધ કરે નહી.

મિથ્યાત્વ, અવિરતિ, કષાય, યોગ અને પ્રમાદ કર્મબંધના મુખ્ય હેતુઓ છે.

મિથ્યાત્વાદિક હેતુએ કરીને નવા કર્મપુદ્ગલને ગ્રહણ કરીને આત્મપ્રદેશ સાથે બાંધવા તેને બંધ કહે છે આ કર્મપુદ્ગલોનો આત્મપ્રદેશ સાથે ક્ષીરનીરની પેઠે અથવા તપાવેલા લોહ અને અગ્નીની પેઠે અન્યોન્ય અભેદ ભાવે સંબંધ કર્મબંધથી થાય છે.

કર્મબંધના ચાર પ્રકાર છેઃ—

૧ પ્રકૃતિ બંધ—એટલે કર્મનો સ્વભાવ ૨ સ્થિતિબંધ એટલે કાળનું માન. ૩ રસબન્ધ—એટલે કર્મ પુદ્ગલના શુભાશુભ રસનું તીવ્ર મંદપણું તેને અનુભાગબંધ પણ કહે છે. ૪ પ્રદેશ બંધ એટલે પુદ્ગલના દળિયાનું માન.

આ ચાર પ્રકારના બંધના સ્વરૂપનો યથાર્થ ખ્યાલ આવવા સારૂ આગમમાં લાડુ (મોદક) નું દ્રષ્ટાંત આપેલું છે તે આ પ્રમાણેઃ-

૧ પ્રકૃતિબંધ—વાયુને નાશ કરવાની શક્તિવાલા શુંઠાદિ દ્રવ્યે નિષ્પન્ન મોદક હોય તેનો સ્વભાવ (પ્રકૃતિ) વાયુનો નાશ કરે તેમજ પિત્તાપહારી દ્રવ્યે નિષ્પન્ન તે પિત્તનોજ નાશ કરે. તેમ કફા પહારી દ્રવ્યે નિષ્પન્ન તે કફને ટાળે; તેવી રીતે કર્મ પણ કોઇ જ્ઞાનને આવરે, કોઇ દર્શનને આવરે, કોઇ શાતાશાતા આપે, કોઇ મુંઝાવી નાખે ઇત્યાદિ દરેકનો જુદો જુદો સ્વભાવ તે પ્રકૃતિ બંધ કહેવાય છે.

૨ સ્થિતિબંધ—એજ મોદક કોઇ એક દિવસ રહે, કોઇ બે દિવસ રહે, યાવત્ કોઇ માસ લગી રહે, તે પછી તેનો નાશ થાય તેમ કોઇ કર્મની સ્થિતિ વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ, કોઇની ત્રીસકોડાકોડી સાગારોપમ પ્રમાણ, તો કોઇની સીતેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ હોય—એ પ્રમાણે જે કર્મ જેટલો કાલ સત્તામાં રહે તેને સ્થિતિબંધ કહે છે.

૩ રસબંધ —મોદકનો સ્નિગ્ધ, રૂક્ષ, મધુર, કટુકાદિક રસ જેમ કોઇ મોદકમાં એકગુણો હોય, કોઇકમાં દ્વિગુણ, ત્રિગુણ, ચતુર્ગુણ પણ હોય, તેમ કર્મનો કોઇ વખત એક સ્થાનિ રસ બંધાય, કોઇ વખત તીવ્ર તીવ્રતર કષાયને યોગે દ્વિસ્થાનીય, ત્રિસ્થાનીય, ચતુઃસ્થાનીય રસ બંધાય તેને રસબંધ યાને અનુભાગબંધ કહે છે.

૪ પ્રદેશબંધ— તે મોદકના પ્રદેશ તે કણિયા રૂપ. એ કણીયા ( લોટ–ભુકો ) કોઇ એક પસલી પ્રમાણ, કોઇ પાશેર, અધશેર, એક શેર પ્રમાણ હોય, તેમ કર્મના દલીક કોઇ થોડા બાંધે, કોઇ ઘણાં બાંધે, એને પ્રદેશબંધ કહે છે.

આ મોદકના દષ્ટાંતથી કર્મબંધના સબંધે આપણને કાંઇક ખ્યાલ આવશે.

જે નવીન કર્મનો સંબંધ આત્મ પ્રદેશ સાથે થયો હોય છે, તેમાના કેટલાક કર્મ એવા પ્રકારના હોય છે કે કર્મબંધના નિમિત કારણના સેવન પછી જો તે પ્રાણી શુદ્ધ ભાવથી પશ્ચાતાપ કરે, અથવા આત્માની સાખે તે સંબધે નિંદા અને ગુરૂની સાક્ષીએ ગૃહા કરે, અથવા ગીતાર્થ ગુરૂ પાસે જે ભાવ અને આવેશથી તે કર્મ બધના કારણ સેવ્યા હોય તેનુ યથાર્થ સ્વરૂપ નિવેદન કરી તેનુ પ્રાયશ્ચિત્ત લે, ગુરૂ તે કર્મ નિવારણના ઉપાય રૂપ જે દંડ–પ્રાયશ્ચિત તપાદિક કરવાનું ફરમાવે તે અંગીકાર કરી તેનો અમલ કરે તો તે કર્મો પોતાના ફળ વિપાક આપ્યા સીવાય આત્મપ્રદેશથી છુટા પડી જાય છે. મતલબ તે કર્મ ભોગવવા પડતાં નથી તેવા પ્રકારના કર્મને સ્પ્રષ્ટ, બધ, અને નિધત એવા નામ આપવામાં આવેલા છે ચોથું નિકાચિત નામનું છે તેતો અવશ્ય તેના ફળ વિપાક આપ્યા શીવાય આત્મપ્રદેશથી છુટી શકતું નથી. તેના શુભાશુભ વિપાક અવશ્ય જીવને ભોગવવાજ પડે છે. જે અનુભવે કરીને કર્મવેદય યાને ભોગવવું પડે તેને શાસ્ત્રકાર ઉદય કહે છે. જે કર્મ ઉદય આવ્યાં નથી, જેને હજુ અનુક્રમથી ઉદય આવવાને કેટલોક કાલ લાગે તેમ છે, તેમની ઉદીરણા કરી ઉદયમાં આણવા તેને ઉદીરણા કહે છે

સત્તા—કર્મબંધાદિકે બંધ ઉદય, ઉદીરણા, સંક્રમણાદિકે કરીને આત્મા સંઘાતે કર્મ લાધ્યા, ઉપન્યાં, ઉપાર્જ્યાં. એવાં કર્મની જે સ્થિતિ ( અવસ્થાન રહેવું ) તેને સત્તા કહે છે.

આ આઠ કર્મની એકસાનેઅઠાવન ઉત્તર પ્રકૃતિમાથી

સુડતાલીશ પ્રકૃતિ ધ્રુવબંધિ છે એ કર્મપ્રકૃતિઓ એવા સ્વરૂપની છે કે જે જે ગુણઠાણા લગી જેનો બંધ કહ્યો છે, તે ગુણસ્થાનકથી ઉપલા ગુણસ્થાનકે ચઢતા સુધી તે અવશ્ય બંધાયાજ કરે છે. તોંતેર ૭૩ પ્રકૃતિ અધ્રુવબંધિ છે. એનુ સ્વરૂપ એવું છે કે કર્મબંધના હેતુનો સંભવ છે, પણ કર્મ બંધાયે ખરૂ અથવા ન પણ બંધાય જે પ્રમાણે ધ્રુવબંધ અને અધ્રુવબંધ છે, તેજ પ્રમાણે કેટલીક પ્રકૃતિ ધ્રુવોદયી છે અને કેટલીક પ્રકૃતિ ધ્રુવોદયી ( અધ્રુવોદયી ) નથી. એટલે જેનો નિરંતર સદાય ઉદય હોયજ તે ધ્રુવોદયી કહેવાય છે. અને જેનો ઉદય વિચ્છેદ જાય અને તેવા પ્રકારના પુદ્ગલ પામીને ફરી ઉદય થાય તે અધ્રુવોદયી કહેવાય છે. તેમજ એજ કર્મો કેટલાકજીવ આશ્રિત ધ્રુવસત્તાવાળા છે, જેમકે અનાદિમિથ્યાત્વી જીવને કેટલીક કર્મપ્રકૃતિ ધ્રુવસત્તાવાળી છે. કર્મો કોઇવાર સત્તામાં હોય અને કોઇ વાર ન હોય તે અધ્રુવસત્તાવાળા કહેવાય છે. જે જે પ્રકૃતિ પોતપોતાના વિષયને હણે તે સર્વઘાતી અને કાંઇક હણે તે દેશઘાતી કહેવાય છે; તેમજ જે જ્ઞાનાદિક ગુણને કાંઇ ન હણે તે અઘાતી કહેવાય છે. જે કર્મપ્રકૃતિના વિપાક શુભ છે એટલે સુખ આપનાર છે તે પુણ્ય પ્રકૃતિ કહેવાય છે, અને જે કટુક વિપાક એટલે દુઃખ આપનાર છે તે પાપપ્રકૃતિ કહેવાય છે. જે કર્મ પ્રકૃતિ અનેરી બીજી બીજી પ્રકૃતિનો બંધ અથવા ઉદય નિવારીને પોતાનો બંધ તથા ઉદય દેખાડે તે પરાવર્તિની અને જે પરનો ઉદય વાર્યા વિનાજ પોતાનો બંધ ઉદય દેખાડે તે અપરાવર્તિની પ્રકૃતિ કહેવાય છે. આ કર્મ પ્રકૃતિમાંથી કેટલીક પ્રકૃતિ ક્ષેત્રવિપાકી છે, એટલે આગામિભવે જતાં વિચાલે વિગ્રહગતિ વર્તતાં પોતાનો વિપાક દેખાડે છે એટલે ઉદય આવે છે તેથી તેને ક્ષેત્રવિપાકી કહે છે. જેમકે ચાર આનુપૂર્વી કેટલી જીવ વિપાકી છે જે જીવને જ્ઞાન દર્શન ચારિત્રાદિક આત્મગુણને વિષે તથા ઇંદ્રિય ઉચ્છવાસાદિકને વિષે પોતાનો કરેલોઅનુગ્રહ ઉપઘાત દેખાડે છે તે માટે તેને જીવવિપાકી કહે છે. જો કે સર્વ

કર્મપ્રકૃતિ પોતાના વિપાક જીવને દેખાડે જ છે, તો પણ ક્ષેત્રાદિકના પ્રાધાન્યપણાનાકારણથી તેની વિવિક્ષા જુદી જુદી રીતે કરેલી છે. ચાર પ્રકારના આયુષ્યને ભવવિપાકી પ્રકૃતિ 'એવું' નામ આપવામાં આવેલું છે. કેમકે આ ભવમાં પરિણામ વિશેષે ભવાન્તરનું જે ગતિના લાયક આયુષ્ય બાંધ્યુ હોય તે ભવાંતરમાં તે ગતિમાંજ ઉદય આવે તેથી તેને ભવ વિપાક પ્રકૃતિ કહે છે. કેટલીક પ્રકૃતિ શરીરના પુદ્ગલનેજ અનુગ્રહ ઉપઘાત કરે છે, તે મ ટે તેને પુદ્ગલ વિપાકી એવું નામ આપવામાં આ વેલું છે.

આ કર્મ બંધનના અધિકારીઓ સર્વે એક સરખા નથી. તેમાં પણ કંઇક ફરક છે. કોઇક કોઇ કર્મ પ્રકૃતિનો બંધ કરે અને કોઇક ન પણ કરે કોઇ કર્મ તત્કાળ ઉદયમાં આવે અને કોઇ કાલાન્તરે આવે. જેનો જેવો અબાધાકાળ હોય તે કાલ પુરો થતાંજ ઉદયમા આવે છે.

જગતમાં જીવો જે સુખ દુઃખ ભોગવે છે, તે સર્વ પોતપોતાના શુભાશુભ કર્મના ઉદયનુંજ પરિણામ છે. આ કર્મબંધનના નિમિત્ત કારણો જેવા જેવા પ્રકારના હોય છે, તેવા તેવા પ્રકારના કર્મ બંધાય છે. જેમકે નિમિત્ત કારણ ખરાબ યાને અશુભ હોય છે, તો તેથી અશુભ કર્મનો બંધ પડે છે અને તેનો વિપાક પણ અશુભ દુઃખ પણે ઉદય આવી ભોગવવો પડે છે. પાપના કારણો જગતમાં વિવિધ પ્રકારથી ઘણાં છે, તો પણ તે તનામનો સમાવેશ મુખ્યત્વે અઢાર પ્રકારના પાપ સ્થાનકોમાં થાય છે

૧ જીવહિંસા-પ્રાણીવધ ૨ અસત્ય બોલવું ૩ ચોરી કરવી, કોઇ ની પણ મીલકત તેના આપ્યા સીવાય લેવી, ૪ મૈથુન સેવવું. ૫ પરિગ્રહરાખવો. ૬ ક્રોધ કરવો, ૭ માન કરવું ૮ માયા કપટ કરવું, ૯ લોભ કરવો, ૧૦ રાગ કરવો, ૧૧ દ્વેશ કરવો, ૧૨ કલહ કરવો, ૧૩ પરના ઉપર ખોટા કલંક ચઢાવવા, ૧૪ ચાડી ચુગલી કરવી, ૧૫ અનુકૂલ ભોગોપભોગ વૈભવાદિકથી મનમાં રાજી થવું, પ્રતિકુળ સંજોગોમાં દીલગીર થવું ૧૬ પરના અવર્ણવાદ બોલવા,

૧૭ કપટ યુક્ત જુઠું બોલવું, અને ૧૮ મિથ્યાત્વ સેવવું. મુખ્યત્વે આ અઢાર કારણના સેવનથી અશુભ કર્મનો બંધ થાય છે. જેના વિપાક જુદી જુદી રીતે બ્યાશી પ્રકારથી અશુભ રીતે દુઃખરૂપે ભોગવવા પડે છે.

એજ નિયમાનુંસાર પુણ્યબંધના નિમિત્ત કારણોના સેવનથી જીવ શુભ કર્મનો બંધ કરે છે. પુણ્યબંધના કારણો જો કે વિવિધ પ્રકારનાં છે, તોપણ મુખ્યતાએ નવ કારણોએ પુણ્ય બંધાય છે.

પંચમહાવ્રતધારી, કંચનકામિનીના ત્યાગી, ગીતાર્થજ્ઞાની, તપશી ઈત્યાદિ મુનિના આચારનું પાલન કરનાર એવા મુનિઓને ૧ અન્ન આપવાથી, ૨ ફાસુક પાણી આપવાથી, ૩ વસ્ત્ર આપ વાથી, ૪ વસ્તી એટલે ઉતરવાને જગ્યા આપવાથી, ૫ પાટપાટલા પ્રમુખ ચારિત્ર પાલનના આધારભૂત ઉપકરણો આપવાથી, ૬ તેમને બહુ માનપુર્વક વંદન કરવાથી, ૭ તેમની સ્તુતિ કરવાથી એટલે ગુણાનુંવાદ કરવાથી, ૮ વેય્યાવચ્ચ કરવાથી, અને ૯ સારા વિચારો કરવાથી પુણ્ય બંધાય છે.

આ નવ કારણોથી જીવ શુભકર્મ બાંધે છે, જેના ફળવિપાક જુદી જુદી બેંતાલીશ રીતે ઉદયમા આવી જીવને તેના ઉત્તમ ફળ ચખાડે છે, મતલબ સુખ આપનારા થાય છે.

આ કર્મબંધનના કારણોના સેવન વખતે જીવ સ્વતંત્ર છે. ઉપર જણાવી ગયા પ્રમાણે પશ્ચાતાપ, નિંદા, ગૃહા, કે પ્રાયશ્ચિત અને નિર્જરાદિના કારણોથી જે કર્મ નિર્જરી ગયા નથી એટલે આત્મપ્રદેશથી જે કર્મપુદ્ગલો છુટા પડી ગયાં નથી, તેવા પ્રકારના બીજા કર્મ અને નિકાચીત કર્મના ફળ વિપાક તે કર્મ ઉદયમાં આવી જીવને બતાવે છે. કર્મ ભોગવવામાં જીવ પરતંત્ર છે, તે ભોગવ્યા શીવાય તેનો કદી છુટકોજ નથી. તેથી જીવોએ અશુભ કર્મના નિમિત્ત કારણો જે અશુભ છે, તેના સેવન વખતે બહુ સાવધાની રાખવાની છે જો જાણતાં કે અજાણતાં એક વખત કર્મ બંધ પડી ગયો, તો પછી જીવ તેના સપાટામાં પરતંત્ર છે, તેની

પોતાની સત્તા કંઇ કામની નથી. અશુભ કર્મબંધનના અશુભ વિપાક ઉદયમાં આવી જીવને પોતાના કટુક વિપાકના ફળ ચખાડે એટલે તેને દુઃખ આપે તે વખતે સંતાપ કરવાથી કાંઇજ ફાયદો નથી. ઉલટ નવીન કર્મ બંધાઇ જીવ પરતંત્રજ રહયા કરે છે.

સમય સમય જીવ જુના કર્મ ભોગવી ખપાવી દે, અને નવીન કર્મ બંધ કરતો રહે તો જીવની મુક્તિ કોઇ પણ કાલે થાય નહિ; પરંતુ તેમ નથી. કર્મથી મુક્ત થવાના પણ ઉપાય છે. કર્મથી મુક્ત થવાના જે ઉપાય જ્ઞાનીઓએ જોયા છે, અને અમલમાં મુકયા છે, તે જાણવાથી તેનો ખુલાસો આપોઆપ થઇ જાય છે.

જેમ જેમ જીવ અજ્ઞાન અને દુર્ગુણોને છોડી જ્ઞાનાભ્યાસ પૂર્વક સદ્દગુણોમાં આગળ વધતો જાય છે, તેમ તેમ કર્મ બંધનના કારણોને તે અટકાવતો જાય છે જીવ કેવી રીતે ગુણોમાં આગળ વધતો વધતો છેવટ મુક્તિને પ્રાપ્ત કરે છે, તે સબંધે ચૌદ પ્રકારના ગુણુસ્થાન તથા અગીયાર પ્રકારની ગુણશ્રેણી બતાવેલી છે; તેના ઉત્તરોત્તર આદર પૂર્વક સેવનથી કર્મ બધનના કારણોને જીવ અટકાવતો જાય છે, અને આત્માના સ્વભાવિક ગુણોને પ્રગટ કરતો જાય છે.

નવીન કર્મબંધ રોકવાના સંબંધમાં સંવરનામનું તત્વ છે. તેના સત્તાવન ભેદ છે. તેનું સ્વરૂપ સમજી તેનો આદર કરવાથી નવીન કર્માશ્રવનો રોધ થાય છે.

જુના પુરાણા કર્મ ખપાવવાને નિર્જરા નામનું તત્વ છે. તેના મુખ્ય બાર ભેદ છે. તેનું સ્વરૂપ સમજી યથાશક્તિ આસક્તિ રહિત તેનું સેવન કરવાથી જુના કર્મ આત્મ પ્રદેશથી નિર્જરી જાય છે. જેથી તે કર્મના ફળવિપાક ભોગવવાથી જીવ બચી જાય છે.

ઉપર જણાવેલા કર્મો અનાદિકાળથી જીવને લાગેલા છે, જે પ્રવાહરૂપે જીવની સાથે રહે છે, અને જીવના ઉપર પોતાની સત્તા ચલાવે છે. જીવ પણ તેની સત્તાના દાબમા પોતાનું યથાર્થ સ્વરૂપ ભુલી જાય છે, અને અજ્ઞાનવશે નાટકના પાત્રની પેઠે જુદા જુદા વેશ ભજવે છે.

જ્યારે ભવી જીવનો મુક્તિ જવાને અપાર્ધપુદ્ગલપરાવર્તનકાલ બાકી રહે છે, ત્યારે તેને ભેદજ્ઞાન કરાવનાર અમૂલ્ય સમકિત ગુણની પ્રાપ્તિ થાય છે. એ સમકિત પ્રાપ્ત થયા પછી જીવને પોતાના સ્વરૂપનું જ્ઞાન થતું જાય છે, અને વીરતી ગુણમાં વધતો જાય છે, તેમ તેમ તેના ઉપરની કર્મસત્તા ઘટતી જાય છે, અને જીવ સત્તા વધતી જાય છે. તેની જ્ઞાનદશા તીવ્ર થાય છે, અને પોતાના સ્વરૂપને વિશેષ પ્રકારે ઓળખતો જાય છે. જેમ જેમ તે પોતાના સ્વરૂપને ઓળખતો જાય છે તેમ તેમ અંતરંગ કર્મસત્તાનું જે સામ્રાજ્ય ચાલતું હતું તે સત્તાને તોડવાને તે સમ્યક્ રીતે પુરૂષાર્થ ફોરવતો જાય છે; અને પરિણામે ચાર પ્રકારના ઘાતિ કર્મનો નાશ કરી કેવળજ્ઞાનાદિ આત્મલક્ષ્મી પ્રાપ્ત કરે છે. તે પછી તે ચાર ભવોપગ્રાહી કર્મનો નાશ કરી અંતે સર્વથા કર્મથી મુકાઇ અનંત, શાશ્વતા, સુખમયી સિદ્ધસ્થાનને પ્રાપ્ત કરે છે.

આ શુભાશુભકર્મસત્તાનો અનુભવ ભગવંત મહાવીરના જીવે નયસારના પેહલા ભવથી તે છેવટના આ સત્તાવીશમા ભવના અંત સુધી કેવી રીતે કરેલો છે, તે આ ચરિત્રના અભ્યાસથી આપણને જણાઇ આવશે.

આ કર્મના નિયમમાં કોઇ પણ જીવનો પક્ષપાત નથી. સર્વને એક સરખા લાગુ છે. આ કર્મસત્તામાંથી છોડાવવાને કોઇ પણ સમર્થ નથી, પણ જીવ પોતેજ તથાપ્રકારના શુભ ઉદ્યોગ અને સમ્યક્ ચારિત્રના સેવનથીજ પોતાની ઉન્નતિ કરવાને શક્તિવાન બને છે, એમ પણ ભગવંતના ચરિત્ર અને તેમના ઉપદેશથી જણાઇ આવે છે.

ભગવંતના જીવને આ છેવટના ભવમાં શરૂવાતમાંજ કર્મસત્તાએ પોતાનો અમલ બતાવ્યો; દેવાનંદાના ગર્ભમાં પ્રભુને બ્યાશી દિવસ રહેવું પડ્યું; આ ઉપરથી કર્મસત્તાની, જીવ પરાધિન છે એમ ખાત્રી થાય છે.

જીવ કર્મનો કર્તા છે અને તેજ તેનો ભોક્તા છે. કર્મસત્તામાંથી છોડાવવાને કોઇ સમર્થ નથી, તે તો જીવ પોતે જો સમ્યક્ પ્રયત્ન આદરે તોજ નિકાચિત કર્મ શીવાયનાં કર્મની સત્તામાંથી છુટી શકે. કેટલાકની એવી માન્યતા છે કે ઇશ્વર પાપની માફી આપે છે, અને ગુરૂઓ પાપની માફી અપાવે છે, એ માન્યતા જૈનદર્શનકારોને માન્ય નથી. જેઓ સામાન્ય રીતે દેવો તરીકે ગણાય છે, તે પૂજ્ય છે, પણ તેઓ કર્મના સપાટામાંથી છુટી શકયા નથી.

ઐતીહાસીક બનાવો અને શાસ્ત્રોના ફરમાનોનો આપણે વિચાર ન કરીએ તો પણ આ કાલમાં જગતમાં જે બનાવો બનતા રહે છે, તેનો જો આપણે વિચાર કરીશું તો આપણી ખાત્રી થશે કે કર્મ સત્તા આગળ જીવ પરતંત્ર છે. તેના આગળ મોટા રાજા મહારાજાની સત્તાનો કઇ પણ ઉપયોગ થતો નથી.

ઇંગ્લાંડના ગાદિપતિ રાણી વીકટોરીયાની પશ્ચાત્ તેમના પુત્ર ઍડવર્ડ ધી સેવન્થ ગાદિ ઉપર આવ્યા. તેમના રાજ્યારોહણની ક્રીયા ઘણા મોટા દબદબા ભરેલી રીતે કરવાની ગોઠવણ થઇ હતી. તે પ્રસંગે હિંદુસ્થાનમાંથી પણ કેટલાક રાજાઓને ખાસ ત્યાં બોલાવવામાં આવ્યા હતા. તલ રાજધાનીના શહેર લંડનમાંજ એ ક્રિયા થવાની હતી, તેના માટે રાજ્યને લાયકની તથા શહેનશાહતને લાયકની તૈયારીઓ થઇ ગઇ હતી. આ માનુષીતૈયારીની કર્મ રાજાને અદેખાઇ આવી અને જગતમાં રાજ્યસત્તા કરતાં પણ સર્વોપરી સત્તા બીજા કોઇની છે એમ જણાવવાને જાણે જે દિવસે રાજ્યારોહણની ક્રિયા થવાની હતી તેજ દિવસે ખુદ મહારાજા ઍડવર્ડના પેટમા જીવલેણ દરદ ઉત્પન્ન થયું. રાજાની ઇચ્છા નહિ છતાં નિપુણ ડાકતરોનો અભિપ્રાય થયો કે જો આજને આજ ને વળી જેમ બને તેમ જલદી પેટ ઉપર ઓપરેશન કરવામાં ન આવે તો પરિણામ ભયંકર છે. આ અભિપ્રાયને વજન અપાયું. રાજ્યરોહણની ક્રિયાને બદલે ઓપરેશનની ક્રિયા થઇ. આ ખુદ રાજાના અશુભ કર્મનો ઉદય નહિ તો બીજુ શું ?

મહારાણી વીકટોરીયાની મોટી દીકરી જરમનીના પ્રિન્સ સાથે પરણાવેલી હતી, જે પોતાની છેલી અવસ્થામાં જરમન ગાદિપતી થયા હતા. તેઓ છેલ્લા જરમન કૈસરના પિતા થતા હતા. તેઓ રાજ્યગાદિએ આવ્યા પછી, ગળામાં એવું દરદ થયું હતું કે ગળા વાટે ખોરાક કે પાણી ઊતરતું ન હતું. ડાકતરો રૂપાની નળી બનાવી ગળાની બાજુમાં ઓપરેશન કરી જીવન ટકાવી રાખવા પ્રવાહી ખોરાક તે દ્વારાએ મુકતા. આખરે તેજ દરદથી તેમની જીંદગીનો અંત આવ્યો.

જરમનીના છેલ્લા કૈસરની જાહોજલાલી છેવટની જરમન લડાઇ પહેલાં આપણા જાણવામાં છે. કૈસરને પોતાના બળનો મદ થયો અને પોતાના બળથી દેવોને પણ અમે જીતીશું એવા ગર્વિત વચનો તે બોલ્યા હતા. કર્મ રાજાથી તે સહન થઇ શક્યું નહિ. આજે કૈસરની અને તેની રાણીની શું સ્થીતિ છે તેનો આપણને અનુભવ છે.

રૂશીઆના છેલા ગાદિપતિ નીકોલસના દેખતાં તેની રાણી અને પુત્રનો શીરછેદ ત્યાંની તોફાની પ્રજાએ કર્યો, અને છેવટ તેમનો પણ શીરછેદ કરવામાં આવ્યો. બેલજીયમના રાજા રાણી રખડતા અને ઘરબાર વિનાનાં થઇ ગયા. આ બધા બનાવો શું દેખાડે છે ? આ રાજાઓના રાજ્યમાં તેઓના ધર્મના મંદિરોમા હમેશાં પ્રાર્થનાઓ થતી અને રાજ્ય તરફથી હજારો બલકે લાખો રૂપીઆનો ખર્ચ તે નિમિત્તે થતો; છતાં તેમની માન્યતા મુજબ તેઓના ઇશ્વરે તેમનો કંઇ બચાવ કર્યો નહિ. આ શીવાય તો જગતમાં નિરંતર બનેલા અવનવા દુઃખદાયી બનાવોનો જો ઇતિહાસ આપવામાં આવે તો એક બીજો ગ્રન્થજ થાય. વર્તમાનમા થોડા વર્ષમાં ઇડરના રાજા પ્રતાપસિંહ, તથા કોલ્હાપુરના રાજાના હાર્ટ ડીસીઝથી એકાએક થએલા મૃત્યુ શું સૂચવે છે ? મોરબી નરેશ સર વાઘજીને પક્ષાઘાતના (અર્ધાંગવાયુ) થએલા જીવલેણ દરદથી બચાવવાને તેમની રાજ્યસત્તા કંઇ કામ લાગી નહિ. અક્કલકોટના રાજા

મુંબાઈમાં સારા ડાક્તરની દવા કરાવવા આવ્યા; ડાક્તરે શરીર તપાસી દવા લખી આપી, કેંપ જેવી યુરોપીયન દવા વેચનાર કંપનીની દુકાનેથી દવા લીધી, દવા આપનારાએ ભુલ કરીને જે દવા આપવાની હતી તેના બદલામાં ઝેરી દવા નાખી દીધી. જેના લીધે દવા લીધા પછી અમુક મિનિટની અંદર રાજા મૃત્યુવશ થયા. આ દાખલાઓમાં તેમની રાજ્યસત્તા તેમને કંઈ રાહત આપી શકી નહી કર્મસત્તાની પ્રતીતી માટે આથી વધુ દાખલાની શું જરૂર છે? મોટા મીલ માલીકો અને શ્રીમંતો જેમના ઘેર શ્રીમંતાઈનો પાર નહિ તેવાઓ આપઘાત કરીને મરી ગયાના બનાવો બને છે. ખુદ કેટલાક ધર્મના આચાર્યો પણ જીવલેણ દરદ અને દુઃખોથી પોતાનો બચાવ કરી શકયા નથી એટલે કર્મસત્તા આગળ તેઓના ઇશ્વરની મહેરબાની પણ તેમને મદદગાર થઈ શકી નથી

ભગવંત મહાવીર દેવ તો કર્મના અચલ સિદ્ધાંતોને માનનાર છે. તેઓએ પોતાના જીવનમાં કર્મોની સત્તાનો નાશ કરવાને ઘોર પરિસહો સહન કર્યાં હતા જુના કર્મો ખપાવવાની સાથે નવીન કર્મ બંધન ન થાય તે તરફજ જાગૃતિ રાખી, પોતોના આત્માને નિર્મળ બનાવી કેવળજ્ઞાનાદિ આત્મિકલક્ષ્મી પ્રાપ્ત કરી હતી; એટલે કર્મોની સત્તાનો નાશ કરી, જીવની સંપૂર્ણ સ્વસત્તા પ્રગટ કરી હતી.





# પ્રકરણ ૧૧ મું.

## ગર્ભ પાલન અને દીક્ષાનો સંકલ્પ.



આસોવદી તેરશ (ગુજરાતી ભાદરવા વદી) ના રાત્રે ત્રિશલા રાણીના ગર્ભમાં પ્રભુ આવ્યા તે રાત્રીએ તેમણે ચૌદમહા સ્વપ્નો જોયાં હતા.

૧ કેશરીસિંહ, ૨ હસ્તિ, ૩ વૃષભ ૪ લક્ષ્મી દેવી, ૫ બે પુષ્પની માળા. ૬ ચંદ્ર ૭ સુર્ય ૮ ધ્વજા ૯ કલશ. ૧૦ પદ્મ સરોવર, ૧૧ ક્ષીર સમુદ્ર, ૧૨ દેવ વિમાન, ૧૩ રત્નનો ઢગલો, ૧૪ નિર્ધુમ અગ્નિ શિખા. આ સ્વપ્નો જોયાથી તેમને ઘણો હર્ષ થયો, શરીર રોમાચિંત થયું, અને વિચાર કરવા લાગ્યાં કે ખરેખર આ સ્વપ્ન શુભ સૂચન રૂપ છે.

મહાન્ પુણ્યશાલી તીર્થંકરો જે રાત્રિએ માતાના ગર્ભમાં ઉત્પન્ન થાય છે, તે રાત્રિએ તેમની માતાઓ ઉપર જણાવેલાં સ્વપ્ન જુએ છે. ત્રિશલાદેવી સ્વપ્ન જોયા પછી આ શુભ સમાચાર પોતાના પતિને નિવેદન કરવા સારૂ સિદ્ધાર્થરાજાના શયનગૃહમાં ગયાં, અને કોમલ સ્વરે તેમને જગાડી, તેમની આજ્ઞા મેળવી સ્વપ્નની સવિસ્તર હકીકત નિવેદન કરી; અને પુછ્યું કે હે સ્વામી! આજે મહા સ્વપ્નો મે જોયા છે, તેથી મહામંગલકારી એવું શુ ફળ થશે?

રાજાપણ તે સ્વપ્ન વૃતાંત સાંભળી હર્ષિત થયા, સ્વપ્નના

સ્વરૂપનો વિચાર કરી રાણીને જણાવ્યું, કે હે દેવાનું પ્રિયે ! આ ઉદાર, કલ્યાણકારી, નિરૂપદ્રવ સ્વપ્ન જોયાં છે તે ઉપરથી એમ સમજાય છે કે આપણને મણિ, માણિક્ય, સુવર્ણ, ભોગ્ય પદાર્થ, સંતાન, રાજ્ય વિગેરે ઉત્તમ ઉત્તમ વસ્તુઓનો લાભ થશે ગર્ભકાલ પુરો થયાથી યોગ્ય સમયે ઉત્તમ, સ્વરૂપવાન, કુલને દીપક સમાન, મુકટસમાન, લોકને વિષે તિલક સમાન, યશકીર્તિ વાલો, કુલને વિષે દીનકર સમાન, પૃથ્વીની પેઠે કુલને આધાર ભૂત, કુલના યશને વધારનાર પરાક્રમવાન એવા પુત્રનો લાભ થશે.

આ સાંભળી ત્રિશળાદેવી વિશેષ હર્ષવંત થઇ, રાજાની અનુજ્ઞા મેળવી સ્વશૈયા ગૃહમાં ગયાં. ત્યાં બાકીની રાત ખરાબ સ્વપ્નથી સારા સ્વપ્નનું ફળ નાશ ન પામે, તે સારૂ મંગલકારી ધર્મ સંબંધી વિચારણા તથા કથામાં નિર્ગમન કરી

સ્વપ્ન એ ભાવી બનનાર શુભ વા અશુભ લાભનું પ્રાયે સૂચક છે, તેથી કોને ક્યારે કેવા પ્રકારના ઇષ્ટાનિષ્ટના સંયોગ પ્રાપ્ત થશે એ સંબંધે તે વિષયના શાસ્ત્રમાં બારીક બારીક વિવેચન કરવામાં આવેલ છે. એ વિષયના જાણકાર પુર્વકાલમાં વિશેષ હોવા જોઇએ એમ ભગવંતના ચરિત્રને દર્શાવનાર આધારભૂત શ્રી કલ્પસૂત્ર ગ્રંથ અને તેના ઉપર સુખબોધિકા નામની ટીકા ઉપરથી જણાઇ આવે છે. વર્તમાનમાં આવા એક મહત્વના વિષય તરફ ઉપેક્ષા થએલી જણાય છે. કલ્પસૂત્ર અને તેના ઉપર થએલી જુદી જુદી ટીકાઓ માં ત્રિશલાદેવીના ગર્ભમાં પ્રભુ આવ્યા પછી, તેમના માતા પિતાએ કરેલો મહોત્સવ, ગર્ભપાલન, અને તેમની દીન ચર્યાનું જે વર્ણન આપેલું છે, તે ગૃહસંસારપાલનના અંગે જાણવું જરૂરનું છે. વર્તમાન ચરિત્ર લેખકોની શૈલીએ તેને વિશેષ મહત્વ આપવામાં ન આવે તો પણ તેમાંના કેટલોક ભાગ અને બનાવો શિક્ષણીય અને અનુકરણીય હોવાથી તે વિષયના અંગે ઘટતું વિવેચન કરવું એ વાસ્તવિક છે.

પ્રથમ સ્વપ્નના અંગે વિચાર કરીએ સિદ્ધાર્થરાજાએ આ

ચૌદ મહા સ્વપ્નનું ફલ રાણીને જણાવ્યું. તો પણ યથાર્થ નિશ્ચય કરવાના હેતુથી પ્રભાતકાળ પછી પોતાના નગરમાં એ વિષયમાં જે કુશળ વિદ્વાનો હતા, તેમને રાજસભામાં આવવા નિમંત્રણ કર્યું.

સઘળા સ્વપ્નપાઠકોએ રાજમહેલ નજીક ભેગાં થઇ વિચાર કર્યો કે, આપણે આપણામાંથી એક મનુષ્ય નીમી રાજા પાસે જવું. તેમ કરવામાં નહી આવે અને આપણે સઘળા જુદાં જુદા જવાણં દેઇશું તો તેમાં આપણું મહત્વ રહેશે નહી. કારણ જ્યાં સઘળા માણસો ઉપરી થઇને બેસે, તથા જ્યાં સઘળાઓ પોતાને પંડિત માનનારા હોય તથા જ્યાં સઘળાઓ પોતાને મોટાઇ મલવાની ઇચ્છા કરે તે ટોળુ અંતે નાશ પામે છે. આના ઉપર ટીકાકારે એક બોધદાયક દૃષ્ટાંત આપેલું છે.

કોઇ સ્થળે પાંચસો સુભટો રહેતા હતા, તેઓ નોકરી મેળવવાંની ઇચ્છાથી એક રાજ્યમાં ગયા તેઓ સઘળા શુરવીર યોદ્ધાઓ હતા, પણ તેમનામાં સંપ ન હતો. દરેક પોત પોતાને ડાહ્યા માનનારા હતા એક બીજાનું તેજ સહન કરી શકતા નહીં, તેમ કોઇ કોઇના તરફ માનની દૃષ્ટિથી જોતા નહી. તેઓ રાજાને મળ્યા અને નોકરી માટે વિનંતિ કરી. રાજાએ તેમને ઉતરવા માટે મુકામ આપ્યો. નોકરીના માટે તેઓ લાયક છે કે નહી, તેની પરીક્ષા કરવા સારૂ તેમના મુકામ ઉપર તેઓને સુવા સારૂ એક શૈય્યા મોકલી. તેઓ સઘળા અહંકારી હોવાથી આપસ આપસમાં નાના મોટાનો વ્યવહાર રાખતા ન હતા સઘળા સમાન હક ધરાવનાર હોવાથી આવેલી શૈય્યામાં કોણે સુવું તેનો નિર્ણય કરી શકયા નહીં; એ શૈય્યામાં સુવાનો સઘળાનો સમાન હક છે, અને શૈય્યા એક છે તેથી માંહેમાંહે વિવાદ અને કલેશ કરી અંતે એવા નિર્ણય પર આવ્યા કે તે શૈય્યા ઉપર કોઇએ પણ સુવું નહી. શૈય્યાને વચમાં રાખવી અને તેના તરફ દરેકે પોતાના પગ રાખીને સુવું; અને તે પ્રમાણે કર્યું.

રાજાએ પોતાના માણસો દ્વારા તે વૃત્તાત જાણી વીચાર કર્યો

કે, આવા સંપ વિનાના અહંકારી માણસો યુદ્ધાદિક પ્રસંગે કોઈનો હુકમ માને નહિ, કોઇની આજ્ઞાને તાબે થાય નહી, અને સ્વચ્છંદાચરણે ચાલે, માટે એવા માણસો નોકરીના માટે લાયક નથી. તેથી તેઓને ધીક્કારીને કાઢી મુકયા.

ખરેખર આ દૃષ્ટાંત ઘણું બોધદાયી છે, દરેક કુટંબ, ન્યાત, સમુદાય, ગામ, જીલ્લા કે આખા દેશને વિચારણીય છે. કોઇ પણ કાર્ય કરવાના પ્રસંગે તેઓ જો આ પાંચસે સુભટોની પેઠે વર્તે તો તેઓ કદી પણ તે કાર્ય કરી શકે નહી. વર્તમાનમાં પ્રાયે હિંદમા દરેક કુટુંબ, ન્યાત, સંઘ, ગામાદિ દરેકમાં પાંચસે શુભટોના જેવી સ્થીતિ માલમ પડે છે. તેઓએ સ્વપ્નપાઠકોની ચતુરાઇનું અનુકરણ કરવા જેવું છે. સ્વપ્નપાઠકો એક સંપી થઇ સિદ્ધાર્થ રાજાની પાસે પોતાનામાંથી વાત કોણે કરવી તેનો નિર્ણય કરી, તેને અગ્રેસર ઠરાવી રાજસભામાં ગયા. રાજાને બે હાથ જોડી આશીષ આપી. તેમના ગુણોની સ્તુતિ કરી. સિદ્ધાર્થ રાજાએ પણ તેમને માન આપી તેમના માટે નિયત કરેલા આસને બેસવા સંજ્ઞા કરી.

તે વખતે રાજસભામાં પડદાની અંદર ત્રિશલા રાણીને બેસવાને માટે ઘટીત વ્યવસ્થા કરવામાં આવેલી હતી, ત્યાં તેઓ પણ પધારેલાં હતાં.

રાજાએ સ્વપ્ન પાઠકોને સ્વપ્ન વૃતાંત જણાવી તેથી શું ફળ થશે ? તે પુછયું સ્વપ્ન પાઠકોએ અંદર અંદર વિચાર કર્યો, અને તેમણે નિયત કરેલ અગ્રેસરે સ્વપ્નશાસ્ત્રાધારે જણાવ્યું કેઃ—

નવ કારણથી પ્રાણીઓને સ્વપ્ન આવે છે.

૧ અનુભવથી. ૨ સાંભળવાથી. ૩ દેખવાથી. ૪ પ્રકૃતિનાવિકારથી ૫ સ્વાભાવિક રીતે. ૬ ચિંત ની પરંપરાથી. ૭ દેવતાદિકના ઉપદેશથી ૮ ધર્મ કાર્યના પ્રભાવથી અને ૯ પાપના ઉદ્વેગથી.

આ નવ કારણ પૈકી પ્રથમના છ કારણથી શુભ વા અશુભ જે સ્વપ્ન આવ્યું હોય તે નિરર્થક જાય છે, અને છેવટના ત્રણ

પ્રકારોથી દીઠેલ સ્વપ્ન સાર્થક થાય છે. રાત્રિના ચારે પહોરમાં દીઠેલું સ્વપ્ન અનુક્રમે બાર, છ, ત્રણ તથા એક માંસે ફલદાયક થાય છે. રાત્રિની છેલ્લી બે ઘડીએ જોએલ સ્વપ્ન દશ દિવસોમાં ફળ પ્રદ થાય છે. તથા સુર્યોદય વખતે જોએલુ સ્વપ્ન તુરત ફળે છે. આધિ, વ્યાધિ તથા મલ મૂત્રાદિકની પીડાથી ઉત્પન્ન થએલું સ્વપ્ન નિરર્થક જાય છે. ધર્મમાં રક્ત, સમ ધાતુવાલો, સ્થીર ચિત્તવાલો, જિતેંદ્રિય તથા દયાળુ માણસ પ્રાયે કરીને સ્વપ્નના ફળને મેળવે છે

અરિહંતની માતા અથવા ચક્રવર્તિની માતા ચૌદ સ્વપ્ન જુએ છે વાસુદેવની માતા વાસુદેવ ગર્ભમાં આવે ત્યારે તેઓમાંથી સાત સ્વપ્ન જુએ છે. બલદેવની માતા ચાર અને મંડલીકની માતાઓ ચૌદ પૈકી એક સ્વપ્નને જુએ છે. તેથી ત્રિશલાદેવીએ જોએલા ઉત્તમ ચૌદ સ્વપ્ન એ મહા સ્વપ્ન છે, ને તેનું ફલ પણ મહાન છે. હે મહારાજ ! આપના કુલમાં ધ્વજ સમાન, દીપક સમાન, પર્વત સમાન, તિલક સમાન, કીર્તિને કરનાર, ધનને કરનાર, કુલમા સુર્ય સમાન, કુલના આધાર રૂપ, વિગેરે લક્ષણોયુક્ત પુત્ર થશે. તે બાલક જ્યારે યૌવનાવસ્થાને પ્રાપ્ત કરશે, ત્યારે ચક્રવર્તિ થશે અથવા ત્રણ લોકના નાયક એવા ધર્મ ચક્રવર્તિ જિન થશે. જિન-પણાના અંગે તે ચૌદ સ્વપ્નના પૃથક પૃથક ફલ નીચે બતાવ્યા પ્રમાણે છે.

૧ ચાર દાંતોવાલા હાથીને જોવાથી ચાર પ્રકારના ધર્મને કહેનાર થશે.

૨ વૃષભને જોવાથી આ ભરત ક્ષેત્રમાં બોધી બીજ વાવશે.

૩ સિંહને જોવાથી કામદેવાદિક રૂપ ઉન્મત હાથીઓથી ભવ્યજનરૂપ વનનો નાશ થાય છે તેનું રક્ષણ કરશે.

૪ લક્ષ્મીને જોવાથી વાર્ષિક દાન દઇને તીર્થંકરની લક્ષ્મીને ભોગવશે.

૫ માલા જોવાથી ત્રણે ભુવનને મસ્તકમાં ધરવાને લાયક થશે,

૬ ચંદ્રને જોવાથી ભવ્ય જીવ રૂપી ચંદ્રવિકાશિકમલ તેને વિકસ્વરપણું આપશે.

૭ સુર્યને જોવાથી કાંતિથી ભૂષિત થશે.

૮ ધ્વજને જોવાથી ધર્મ રૂપી ધ્વજે કરીને ભૂષિત થશે.

૯ કલશને જોવાથી ધર્મ રૂપી મહેલના શિખર પર ને રહશે.

૧૦ પદ્મ સરોવર જોવાથી દેવોએ સંચાર કરેલાં સુવર્ણ કમલો પર વિહાર કરશે.

૧૧ સમુદ્રને જોવાથી કેવલજ્ઞાન રૂપી રત્નના સ્થાનક સરખા થશે

૧૨ વિમાન જોવાથી વૈમાનિક દેવાના પૂજનિય થશે

૧૩ રત્નનાં રાશિને જોવાથી રત્નના ગઢોએ ભૂષિત થશે

૧૪ ધુંમાડા વિનાના અગ્નિને જોવાથી ભવ્યજન રૂપી સુવર્ણને શુદ્ધ કરનારા થશે. એ ચૌદે સ્વપ્નનાં એકઠા ફલરૂપ ચૌદ રાજ-લોકના અગ્રભાગ પર રહેનાર થશે.

ઇત્યાદિ સ્વપ્ન સંબંધી વર્ણન થઇ રહ્યા બાદ સ્વપ્ન પાઠકોનો યોગ્ય સત્કાર કરી તેમને વિસર્જન કર્યા. અને રાજા તથા રાણી પણ પોત પોતાના વાસ ભૂવનમાં ગયા

ઇંદ્રના આદેશથી તિર્યગ્ લોકોમાં રહેનારા જભક દેવોએ ગામ, નગર, જંગલ, રસ્તાઓ, જલાશયો, આશ્રમો, તીર્થ સ્થાનકો પહાડ, પર્વત, બગીચા વિગેરે જગ્યાઓએ દાટી રખેલાં નિધાન, જેના માલીક નાશ થએલા છે, અને જેના પીત્રાઇ, ગોત્રી વિગેરે કોઇ અસ્તિત્વમાં નથી અને જે નિધાનના માલીક કોઇ પણ નથી, એટલુંજ નહિ પણ એ નિધાનો ભુમિ વિગેરેમા છે એવી કોઇને પણ માહીતી નથી, તેવા મહાનિધાનો તે ઠેકાણેથી કાઢીને તે દેવોએ ભક્તિભાવથી સિદ્ધાર્થ રાજાના ભંડારમાં લાવી લાવીને નાખ્યાં એટલુંજ નહિ પણ જ્યારથી ભગવંતને ત્રિશલા દેવીના ગર્ભમાં આણવામાં આવ્યા છે, ત્યારથી બધી રીતે સિદ્ધાર્થ રાજા વૃદ્ધિ પામવા લાગ્યા તે ઉપરથી રાજા અને રાણીએ એવો નિશ્ચય કર્યો

કે, આ ગર્ભથી જે પુત્રનો જન્મ થશે તેનું ગુણે કરીને નિષ્પન્ન "વર્ધમાન" નામ આપણે રાખવું.

ત્રિશલા દેવી ગર્ભનું પ્રતિપાલન સારી રીતે કરે છે. દરમ્યાન ભગવંતને ગર્ભમાં વિચાર આવ્યો કે મારા હલનચલનથી માતાને કષ્ટ ન થાય તે સારૂ મહારે નિશ્ચલ, નિષ્પંદ અર્થાત કંઇ પણ હાલ્યા ચાલ્યા વિના રેહવું એવું વિચારી ગર્ભમાં સ્થિર રહેવા લાગ્યા.

શુભ ભાવથી કરેલું કૃત્ય પણ કેટલીક વખત અનિષ્ટ ફલને ઉત્પન્ન કરનારૂં થાય છે. એમ ભગવંત મહાવીરના ચરિત્રના અંગે આપણને કેટલાક બનાવોના અંગે જાણવાને મલે છે. તે બનાવોમાંનો આ પણ એક પ્રસંગ છે. ભગવંત માત્ર ભક્તિભાવથી માતાને કંઇ પણ પ્રકારની પીડા પોતાના નિમીત્તથી ન થાય, એવા વિશુદ્ધ ઉદ્દેશથી સ્થીર રહ્યા. ત્યારે મોહના ઉદયથી ત્રિશલા દેવીના મનમાં એવા અશુભ વિચાર ઉત્પન્ન થયા કે મહારો ગર્ભ કોઇ દેવાદિકે હરી લીધો છે અથવા મૃત્યુ પામ્યો છે ? અથવા ગલી ગયો છે ? કે જેથી ગર્ભ પહેલાં કંપાયમાન થતો હતો, અને હવે તો બીલકુલ કંપતો નથી. આવી માન્યતાથી તેઓને ઘણો કલેશ થવા લાગ્યો; અને ખીન્નચિત્તથી દીવસ ગુજારવા લાગ્યા.મહા ઉત્તમ સ્વપ્નના પ્રભાવના લીધે ઉત્તમ પુત્ર રત્નની પ્રાપ્તિ થવાની અભિલાષાના યોગે જે હર્ષમાં તેઓ દિવસ વ્યતિત કરતા હતા, તે પલટાઇ જઇ હર્ષના સ્થાને વિષાદ થવા લાગ્યો. તે પોતાને ભાગ્યહિન માની પોતે પોતાને અશુભ ઓલંભા દેવા લાગ્યા. હાથી, વૃષભ, આદિક સ્વપ્નથી સૂચિત થએલા ઉત્તમ, પવિત્ર, તથા ત્રણ જગતને પૂજનિક, ત્રણ ભુવનમા જેની બરાબરી કોઇનાથી થઈ શકે નહી એવા અમૂલ્ય, પુત્રરૂપી રત્નવિના મહારે શાની જરૂર છે ? આ સંસારને ધિકકાર છે, દુઃખથી પ્રાપ્ત થતા એવા વિષય સુખના કલેશોને પણ ધિક્કાર છે. તેમ મધથી લેપાએલ ખડ્ગની ધારાને ચાટવા સરખા આ સંસારિક ભોગોને પણ ધિક્કાર છે. મહર્ષિઓએ આગમમાં વર્ણન

માતા પિતા હૈયાત છે ત્યાં સુધી મ્હારે દીક્ષા લેવી નહિ, અણગારપણું ધારણ કરવું નહી, એવી રીતનો સંકલ્પ તેઓશ્રીએ કર્યો.

કલ્પસૂત્રની ટીકા કરનાર મહાપુરૂષ આ સંકલ્પમાં સંબંધે વિવેચન કરતાં જણાવે છે કે બીજાઓને પણ માતાને માટે બહુમાન ધરાવવાનો રસ્તો બતલાવવાને આ પ્રમાણે તેમણે કર્યું. કેમકે નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે, પશુઓ જ્યાં સુધી માતા ધવરાવે છે ત્યાં સુધી સ્નેહ રાખે છે, અધમ માણસો જ્યાં સુધી સ્ત્રીના સહવાસમાં નથી આવ્યા ત્યાં સુધી માતા પર સ્નેહ રાખે છે, મધ્યમ માણસો માતા ઘરનું કામકાજ કરે છે ત્યાં સુધી તેમના પર સ્નેહ રાખે છે, ત્યારે ઉત્તમ માણસો તો જ્યાં સુધી માતા જીવે ત્યાં સુધી માતા પિતાને લૌકિકતીર્થ સમાન ગણી તેમનાં પર સ્નેહ રાખે છે.

ટીકાકારે આ કલ્પના લૌકિક નીતિની દૃષ્ટિએ કરેલી જણાય છે. વાસ્તવિકતો એ ઉપરથી ચારિત્ર ધર્મની પુષ્ટી થાય છે ભગવંત ગર્ભમાં છતાં તેમને દિક્ષા લેવાની ભાવના ઉત્પન્ન થએલી છે એમ એ ઉપરથી સૂચન થાય છે. આ ભવમાં દિક્ષા લેવા ચારિત્ર ધર્મ અંગીકાર કરવો એ તો જાણે નિશ્ચિતજ છે એ ચારિત્ર માતા પિતાની મોહ દશા જોઈ તેમની હૈયાતીમાં ન લેવા પુરતોજ વિશેષ સંકલ્પ કરે છે. તેઓ જાણે છે કે કર્મનો નાશ કરવાને ચારિત્ર ધર્મ પુષ્ટ આલંબન છે. અનંતા તીર્થંકરે એજ માર્ગ પસંદ કરી આદર કરેલો છે કોઇ પણ તીર્થંકર ચારિત્ર ધર્મ અંગીકાર કર્યા શીવાય રહેલા નથી અને રહેવાના નથી. મુક્તિ માર્ગ આરાધન માટે સર્વ વિરતીરૂપ ચારિત્ર ધર્મ એજ ઉત્સર્ગ માર્ગ છે, અને મહાન પુરૂષો તેને અંગીકાર કરે છે, આત્મહિત સાધકના માટે એનીજ સાધના ઉત્તમોત્તમ છે, એમ એ ઉપરથી ચોક્સ થાય છે. ભગવંતના આ સંકલ્પ ઉપરથી કેટલીક વખત માતાપિતાની હૈયાતીમાં ભગવંતે પણ દીક્ષા લીધી નથી એમ નવા ચારિત્રધર્મ અંગીકાર કરવાને ઉજમાલ થએલાના ઉત્સાહને મંદ કરવાને દલીલ કરવામાં આવે છે. પણ એ એકાંત પક્ષ છે

વર્તમાન ચોવીશીના બીજા તીર્થંકરોની આચરણાનો પણ તેની સાથે વિચાર કરવા જેવો છે. પહેલા તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવંતની મરૂદેવા માતાને ભગવંતના દીક્ષા લેવાના બનાવથી ઘણો ખેદ થએલો છે, ને તે એટલે સુધી કે તેના પરિણામે આંખોનું તેજ જવાનો પ્રસંગ પણ આવ્યો હતો. તેમના એ મોહ ગર્ભિત પ્રેમની પ્રભુ એ દરકાર કરેલી જણાતી નથી. બાવીશમા તીર્થંકર ભગવંત નેમનાથે પણ માતા પિતા કે સંબંધી વર્ગની પરવાનગીની દરકાર કરેલી જણાતી નથી. ભગવંત પાર્શ્વનાથે માતા પિતાની હૈયાતીમાં બત્રીશ વર્ષની ઉમરે દિક્ષા અંગીકાર કરેલી છે, ને તે વખતે તેમના માતાપિતાને સંસારી રાગના લીધે ઘણો ખેદ થયલો હતો. તેજ માતાપિતાએ પાછળથી તેમની પાસે દીક્ષા અંગીકાર કરેલી જણાય છે આ ઉપરથી એકાંત એમ નથી જણાતું કે સંસારિક મોહના લીધે માતાપિતા દીક્ષા લેવાની પરવાનગી ન આપે, તો તેથી દીક્ષા લેવીજ નહિ.

ત્રિશલા રાણી આહારાદિક સામગ્રીમાં ઘણાં વિવેકથી વર્તતાં; ગર્ભને બહુ પિડા થાય તેવા પ્રકારનો આહાર લેતા નહી કે ચેષ્ટા કરતા નહી; જેથી ગર્ભને સારી રીતે પોષણ મળે, ગર્ભનું હીત થાય તેવો પથ્ય તથા પુષ્ટિકારક ખોરાક લેતાં અને વર્તતાં હતાં.

જ્યારે ઉત્તમ જીવ માતાના ગર્ભમાં આવે છે, ત્યારે તેને ઉત્તમ પ્રકારની અભિલાષા થાય છે, યાને દોહલા ઉપજે છે. તેજ નિયમાનુસાર ઉત્તમોત્તમ એવા ભગવંત માતાના ગર્ભમાં આવવાથી તેમની માતાને એવા દોહલા થવા લાગ્યા કે, હું અમારી પડહ વગડાવું. જેટલા જેટલા હિંસાના, જીવ વધ થવાના વ્યાપારો છે તે બંધ કરાવું. દાન દઉં. જિનેશ્વર પ્રભુની પૂજા રચાવું. ગુરૂ વંદન કરી તેમની પૂજા કરૂં. જ્ઞાનનું પૂજન કરૂં. સઘળા પ્રકારથી સંઘનું વાત્સલ્ય કરૂં. સિંહાસન ઉપર બેસું. ઉત્તમ છત્ર માથે ધારણ કરાવું. ઉત્તમ સફેદ ચામરો મારી આસપાસ વીંઝાવું. સઘળાઓ-

પર આજ્ઞા ચલાવું; તથા સઘળા રાજાઓ આવી મને નમે એવી હું થાઉં.

રાણીને જે જે ઉત્તમ દોહલા ઉત્પન્ન થતા તે સિદ્ધાર્થરાજા પુરા કરતા, ને તેથી રાણી પોતાને કૃતપુણ્ય માની, આનંદમાં રહી ગર્ભનું પાલન કરતાં હતાં.

ગર્ભપાલનના અંગે ત્રિશલાદેવીના વર્તન ઊપરથી ઘણો બોધ લેવા જેવો છે ગર્ભ ધારણ કરનારી માતાએ ગર્ભધારણકાલમાં પોતાનો ગર્ભ નિરોગી, સુદ્રઢ, કાન્તિવાન, બુદ્ધિશાળી, અને પરાક્રમવાન પેદા થાય તેવા પ્રકારની આચરણા આચરવાની છે. વાગ્ભટ નામના વૈદ્યક ગ્રંથમાં આપેલી સુચનાઓ કલ્પસૂત્રની ટીકામાં ટીકાકારે આપી સમાજના ઉપર ઘણોજ ઉપકાર કરેલો છે. કલ્પસૂત્ર દર સાલ પર્યુષણ પર્વમાં સાંભળવાની દરેકની ફરજ છે. તેના વાંચન વખતે સ્ત્રી વર્ગ જો તે લક્ષપુર્વક સાંભલે તો ગર્ભપાલન અંગે તેમના કર્તવ્યનું તેમને જ્ઞાન થાય. આ સ્થળે પણ વાંચકવર્ગને તે સુચનાઓ ઉપયોગી જાણી આપવી દુરસ્ત ધારી છે.

૧ વાયુવાલા પદાર્થો ખાવાથી ગર્ભ કુબડો, આંધલો, જડ તથા વામનરૂપ થાય છે.

૨ પિત્તવાલા પદાર્થો ભક્ષણ કરવાથી નિર્બળ થાય.

૩ કફકારક પદાર્થ ખાવાથી પાંડુ રોગવાલો થાય.

૪ અતિખારૂ ભોજન નેત્રોને નુકશાન કરનાર છે.

ગર્ભ ધારણ કરનારી સ્ત્રીએ અતિ ઉન્હો, અતિ ટાઢો આહાર પણ ન કરવો, અતિ તીખો, અતિ કડવો, અતિ કશાયેલો, અતિ ખાટો, અતિ મીઠો, અતિ લૂખો, અતિ ચોપડયો, અતિ સૂકો એવો આહાર કરવો નહિં; પણ સાધારણ આહાર કરવો.

ગર્ભ ધારણ કાલમાં માતાએ ઘણી શાન્તીમાં આનંદપુર્વક કાલ જાય તેમ કરવું. હમેશાં પવિત્ર જીવન ગુજારવું. ઉત્તમ પુસ્તકો વાંચવાં. ઊત્તમ વિચારો કરવા, અને ઉત્તમ ચારિત્રવાન, ગુણીયલના સહેવાસમાં વખત જાય તેમ કરવું. તેથી ગર્ભના ઊપર સારો ઊત્તમ સંસ્કારો પડશે.

---



# પ્રકરણ ૧૨ મું.

## જ્ઞાનનું સામાન્ય સ્વરૂપ.



હરેક તીર્થંકર છેવટના તીર્થંકરના ભવમાં માતાના ગર્ભમાં ઉત્પન્ન થાય છે ત્યારથીજ તેઓ અવધિજ્ઞાન સહિત હોય છે. ગૃહસ્થાવાસનો ત્યાગ કરી ચારિત્ર અંગીકાર કરે છે, તેજ વખતે તેમને મનઃપર્યંવ જ્ઞાન થાય છે; અને ચાર પ્રકારના ઘાતિ કર્મનો જ્યારે નાશ થાય છે ત્યારે કેવલજ્ઞાન પ્રગટ થાય છે. એજ નિયમાનુસાર ભગવંત મહાવીર જે વખતે દેવાનંદાના ગર્ભમાં ઉત્પન્ન થયા ત્યારે તેમને અવધિજ્ઞાન હતું. જે વખતે તેઓ ચારિત્ર અંગીકાર કરશે ત્યારે તેમને ચોથુ મનઃપર્યંવ જ્ઞાન થશે. તે પછી બાર વર્ષથી કાંઇક અધિક કાલ સુધી ઘોર તપશ્ચર્યા કરી અને પરિસહ સહન કરી ચાર ઘાતિ કર્મનો નાશ કરી કેવલ જ્ઞાન પ્રાપ્ત કરશે, તેથી એ જ્ઞાનનું સ્વરૂપ જાણવું એ જરૂરનું છે.

૧ મતિજ્ઞાન, ૨ શ્રુતજ્ઞાન, ૩ અવધિજ્ઞાન, ૪ મનઃપર્યંવજ્ઞાન અને ૫ કેવલજ્ઞાન. આ પાંચમાં પ્રથમનાં બે–મતિ અને શ્રુત–એ પરોક્ષજ્ઞાન છે. જીવને તે જ્ઞાન બીજાની મદદથી થાય છે. પાછળનાં ત્રણ જ્ઞાન પ્રત્યક્ષ જ્ઞાન છે, એટલે તે જ્ઞાન આત્માને કોઇની પણ સહાય વિના દર્પણમાં પડનાર પ્રતિબિંબની માફક પ્રત્યક્ષ થાય છે. તેથી તે પ્રત્યક્ષ કહેવાય છે તેમાં અવધિ અને મનઃપર્યંવ. દેશ પ્રત્યક્ષ છે. કેવળજ્ઞાન સર્વ પ્રત્યક્ષ છે.

એ પાંચ પૈકી પ્રથમના ત્રણ મિથ્યાત્વી જીવની અપેક્ષાએ અજ્ઞાન તરિકે ગણાય છે, તેથી તેમને ૧ મતિઅજ્ઞાન, ૨ શ્રુત અજ્ઞાન, અને ૩ વિભંગ જ્ઞાન કહે છે. એ ત્રણ ભેદની સાથે જ્ઞાનના એકંદર આઠ ભેદ થાય છે.

જ્ઞાન અને અજ્ઞાન એ બે ભેદ પાડવામાં હેતુ એ જણાય છે કે, જ્ઞાની વસ્તુ-પદાર્થને તેના યથાર્થ સ્વરૂપમાં જાણે છે કેમકે વસ્તુના યથાર્થ સ્વરૂપના બોધનેજ જ્ઞાન કેહેવામાં આવે છે. અજ્ઞાની તેજ પદાર્થના યથાર્થ સ્વરૂપને જાણી શકતો નથી, તેથી તેના તેવા પ્રકારના જ્ઞાનને અજ્ઞાન કહેવામાં આવે છે.

સમ્યક્ત્વવાન જીવનો બોધ જ્ઞાનની, અને સમ્યક્ત્વ રહિત મિથ્યાત્વી જીવનો બોધ અજ્ઞાનની કોટીમાં આવે છે અજ્ઞાની જીવ મોહમાં મુંઝાઇ જાય છે, ત્યારે જ્ઞાની સમભાવમાં રહે છે; જેમકે એક જીવને મહાન વ્યાધિ થયો છે, તેના યોગે તે ઘણો પીડાય છે, દુઃખ ભોગવે છે. તે વખતે અજ્ઞાની જીવ થતી પીડાના લીધે ઘણું આક્રંદ કરે છે, બુમો પાડે છે, આખમાંથી ચોધાર આંસુ પાડે છે, વેદનાના લીધે ઇષ્ટ એવા પદાર્થ તેને અનિષ્ટ લાગે છે, સારવારમાં રહેલા માણસોની ઉપર નજીવી બાબતમાં વારંવાર તપી જઇ તેમને ગાળો પણ આપે છે,ખાવાને માટે વલખા મારે છે, વ્યાધિને વધારનાર અપથ્ય પદાર્થનું સેવન કરી વધારે પીડા ભોગવે છે ઇત્યાદિ આચરણથી દુઃખ અને કર્મની પરંપરાને વધારે છે. ત્યારે જ્ઞાની તેવા પ્રકારના દુઃખના પ્રસગે મનમાં મુઝાતો નથી. તે વિચાર કરે છે કે મને જે વ્યાધિ થયો છે, તેનો હેતુ મહારા જીવે પુર્વે કરેલા પાપ-અશુભકર્મ-નો આ વિપાકોદય યાને ફ્લ છે. મેં કરેલા કર્મનું ફ્લ મહારેજ ભોગવવાનું છે તે ભોગવ્યા શીવાય મહારો છુટકોજ નથી. જો આ દુઃખને હું સમભાવથી નહી ભોગવું અને આક્રંદ કરીશ તો તેથી એ દુઃખને મહારા ઊપર દયા આવવાની નથી, કે તે પોતાનું ફ્ળ ચખાડયા શીવાય જવાનું નથી, તો પછી મહારે તેની પીડા સમભાવથી સહન કરવીજ જોઇએ; આવા વિચાર

લાવી તેના નિવારણ માટે તે સૌમ્ય ઉપચાર કરી દુઃખ સહન કરે છે. પોતાથી બની શકે તેટલી શાન્તિમા તે રહે છે, અને સારવારમાં રહેલા માણસોની સાથે વિવેકથી વર્તે છે.

એક નવયુવાન સૌદર્યવાન સ્ત્રી શૃંગાર સજેલી જોઇને અજ્ઞાની જીવ તેના રૂપ લાવણ્યથી મુંઝાઇ જઇ, તેના શરીરના એક એક અવયવને વખાણી, જગતમાં તેની નાલાયક ચીજોની બરાબર સરખામણી કરી ખુશી થાય છે એટલુંજ નહી પણ તેના સહવાસ વિગેરેની સુખાઇ ભરેલી લાગણીઓ તેને થઇ આવે છે, અને કેટલાક તો તે મેળવવાને માટે જીવનને અને ધનને ખરાબ પણ કરવાને ચુકતા નથી. ત્યારે જ્ઞાનવાન તેજ સ્ત્રીને યથાર્થ નિહાળીને જોવાની દરકાર કરતો નથી. સ્વાભાવિક તેનું સ્વરૂપ જોવામાં આવે છે તો તે વિચાર કરે છે કે, આ સુંદરતા તેની પોતાની નથી પણ ચામડીની છે. જગતની બીજી સ્ત્રીઓની પેઠે તેનું શરીર પણ શુક્રાદિ સપ્ત ધાતુનું બનેલું છે. તે મળમૂત્રથી ભરેલી પુતળી છે. તેનો શ્વાસ પણ દુર્ગંધીવાલો છે. તેણે જે શૃંગાર સજેલા છે તે જડ વસ્તુના બનેલા છે, તેથી તે વિશેષ શોભે છે. આ તેની સુંદરતા પણ ક્ષણીક છે, મોહને વધારનાર છે. તેના સ્વરૂપમાં મુઝાવાનું કારણ નથી. તેણીના સહવાસનું સુખ પણ ક્ષણીક છે. પરસ્ત્રીને તો મા બેન કે પુત્રી સમાન લેખવી જોઇએ. તેના શરીરને નિહાળીને જોવાથી મને શું લાભ છે ? ઉલટ તેથી તો અશુભ ભાવનાના યોગે અશુભ કર્મનો બંધ પડશે, અને તેનાં ફળવિપાક મ્હારે ભોગવવા પડશે. આવા પ્રકારના વૈરાગ્યમય વિચાર કરી સમભાવને ધારણ કરે છે.

જ્ઞાની તપ, ધ્યાન વિગેરે શુભક્રિયાનુષ્ઠાનમાં હોય, તે વખતે તેમને કોઇના તરફથી ઉપસર્ગાદિ થાય, તો તે વખતે તે સમભાવમાં રહી ઉપસર્ગ કરનારને મિત્ર તુલ્ય માની, કર્મનિર્જરા કરતાં આત્મ વિશુદ્ધિ કરે છે. અજ્ઞાની ઉપસર્ગાદિ પીડા કરનાર ઉપર

ક્રોધ કરી વખતે શ્રાપ પણ આપે છે. વખતે ક્રોધાવેશમાં તેને મારે છે, વધ કરે છે, કે મારવાનું નિયાણું કરે છે.

જ્ઞાનવાન કુટુંબ પ્રતિપાલના વ્યવસાયમાં મુઝાઇ ન જતાં, તે પોતાનું સાધ્ય ઠેકાણે રાખે છે. તે વિચારે છે કે આ કુટંબાદિ મ્હારા આત્માથી અન્ય છે. તે આત્મહિતના કાર્યોમાં વિઘ્ન કર્તા છે; એટલુંજ નહિ પણ સંસારમાં તમામ કુટંબ સ્વાર્થનું સગું છે. આવા વિચારથી સંસારીક કાર્ય કરતાં છતા પણ તે તેમાં લેપાતો નથી. સાહિત્યમાં એક ઠેકાણે કહ્યું છે કેઃ—

સમકિત ધારી જીવડા, કરે કુટુંબ પ્રતિપાલ
અંતરગ ન્યારો રહે, જેમ ધાવ ખીલાવત બાલ.

જેની માતા ગુજરી ગઇ છે, અથવા જેને ધાવણ આવતું-નથી અથવા જે માતાઓ પોતાનું સૌંદર્ય ટકવી રાખવા પોતાના બાલકને પોતે સ્તનપાન કરાવતી નથી એવા બાલકોના ઊછેરના માટે રાખવામાં આવેલી ધાવ માતાઓ તે બાળકને બહાર ફેરવવામાં તેના ઊપર ઘણા હાવભાવ કરે છે, તેને લાડ લડાવે છે, તેને સુખમાં રાખવાને વિવિધ પ્રકારની ચેષ્ટા કરે છે. તો પણ તે અંતરંગમાં સમજે છે કે આ બાલક મ્હારો નથી. દેવ દર્શન, પૂજન, દાન, શીલ, તપ, ભાવાદિ ધર્મસેવન, તીર્થયાત્રા, તથા દેશ અને સર્વ વિરતીને લાયકના સમ્યક્ અનુષ્ઠાન આરાધન પ્રસગે જ્ઞાનવાન કેવલ આત્મવિશુદ્ધિ, આત્મહિત, અને કર્મનિર્જરાના હેતુનીજ ભાવના રાખે છે; ત્યારે અજ્ઞાની લૌકિક કે લોકોત્તર પુદ્ગલીક સુખની વાન્છા રાખે છે. કેવલ કર્મનિર્જરાના હેતુથી, કાંઇપણ આશા શીવાય શુભભાવ અને ચઢતા પરિણામથી, કોઇપણ જાતની સમ્યક્ક્રિયાઅનુષ્ઠાનના સેવનથી, આત્મવિશુદ્ધિ રૂપ તાત્કાલીક લાભ થાય છે, એ જ્ઞાનીઓજ સમજી શકે છે.

પોતાના શુભ કૃત્ય અને સદ્ગુણોની પ્રશંસા જ્ઞાનીઓ કદીપણ સ્વમુખે કરતા નથી. બીજાઓની પાસે કરાવવાની ઇચ્છા રાખતા

નથી; એટલુંજ નહી પણ કદી કોઈ તેમના પ્રત્યક્ષ તેમની સ્તુતિ કરતા હોય, ત્યારે તો તેને પરિસહ રૂપ માની તે વખતે સમભાવમાં રહે છે, જ્યારે અજ્ઞાનીઓ પોતાના અલ્પ સુકૃત્યની અતિશયોક્તિ પૂર્વક પોતેજ આત્મ પ્રશંસા કરે છે, બીજાની પાસે કરાવવાની ઈચ્છા રાખે છે, અને પોતાની પ્રશંસા સાંભળી અથવા વાંચી તે મનમાં ઘણો ફુલાઇ જાય છે. તે દિવસે દિવસે અહંકારી બનતો જઇ કુટુંબ અને સમાજમાં વિવિધ પ્રકારના કલહનાં બી રોપે છે.

આ ઉપરથી અજ્ઞાની અને જ્ઞાની એ બેની વચ્ચે રહેલી તારતમ્યતાનો સહજ ખ્યાલ આવશે તેથી એ વિષે વિશેષ લંબાણુ કરવ ની જરૂર જણાતી નથી.

શાસ્ત્રમાં જ્ઞાનનીજ વ્યાખ્યા કરવામાં આવેલી છે, અને તેનાજ અપેક્ષાથી ભેદ પાડવામાં આવેલા છે હવે જ્ઞાનના સંબંધેજ આગમમાં શું જણાવેલું છે તેનોજ વિચાર કરીએ. જ્ઞાનના અંગે વિસ્તાર પૂર્વક વિવેચન નંદિસુત્ર, આવશ્યકાદિક ગ્રંથોમાં છે. સુક્ષ્મ બોધના અપેક્ષી જીજ્ઞાસુએ તે ગ્રંથોથી તે મેળવવા પ્રયત્ન કરવાની ભલામણ છે. અહીં તો પ્રસંગાનુસાર સહજ વિચાર કરવામાં આવ્યો છે.

આત્મા અનન્તજ્ઞાનવાન છે. જ્ઞાન એ આત્માનો ગુણ છે. તેને જ્ઞાનાવરણીય કર્મના આવરણ લાગેલાં છે. સૂર્યના પ્રચંડ તેજના આડા ચોમાસાના કાળમાં ગાઢ વાદળાં આવે છે, તે વખતે તેનો પ્રકાશ અવરાઇ જાય છે. મૂળમાં તો સુર્યનો પ્રકાશ કાયમ હોય છે, છતાં વાદળાંના આવરણના લીધે તેના કીરણો પૃથ્વિ ઉપર પ્રકાશ પાડી શકતાં નથી. તેજ વાદળાં જેમ જેમ કમતી થતાં જાય છે, તેમ તેમ અંધકાર ઓછો થઇ પ્રકાશ વધતો જાય છે જ્યારે સંપૂર્ણ વાદળાં વિખરાઈ જાય છે, ત્યારે અંધકારનો સદંતર નાશ થાય છે અને સંપુર્ણ પ્રકાશ પ્રગટ થાય છે.

એજ નિયમાનુસાર જેમ જેમ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થાય છે, તેમ તેમ જ્ઞાન ગુણ પ્રગટ થતો જાય છે જ્યારે સંપૂર્ણ આવરણનો ક્ષય થાય છે, ત્યારે આત્માનો અનંત જ્ઞાન ગુણ, સંપૂર્ણ પ્રગટ થાય છે, તેનેજ કેવલજ્ઞાન કહે છે. એ કેવલજ્ઞાનમાં કોઇ જાતનો ભેદ નથી. તે એકજ પ્રકારે છે. જ્યારે કેવળજ્ઞાન પ્રગટ થાય છે, ત્યારે તે કેવલજ્ઞાની સર્વદ્રવ્ય, ક્ષેત્ર, કાલ, અને ભાવ સમકાળે સાથે જાણે, દેખે છે, તેમજ સર્વ કેવલજ્ઞાનીઓ ને સરખુ હોય; તેમાં કંઇ પણ સમવિસમપણું કે તારતમ્યતા છેજ નહીં. આ કેવલજ્ઞાન ક્ષાયિક ભાવવાલું હોય છે, જ્યારે બાકીના ચાર જ્ઞાન ક્ષયોપશમભાવવાલા છે. સૂર્યના ઉપરના વાદળના સમવિસમપણાના લીધે પ્રકાશમાં ભેદ પડે છે, તેમ જ્ઞાનાવરણીય કર્મના આવરણની વિસમતાના મતિજ્ઞાનાદિ મુખ્ય ભેદ અને તેના પેટા ભેદ પડેલા છે કેવલજ્ઞાની લોકાલોકમા રહેલા પદાર્થોને હથેલીમાં રહેલી આમલાદિ ગોળ વસ્તુની માફક સંપૂર્ણ જાણી શકે છે.તે કેવલજ્ઞાની શીવાયના બાકીના જ્ઞાનીઓ જાણી શકતા નથી. તેઓ પોત પોતાના ક્ષયોપશમ પ્રમાણે જાણી શકે છે કેવલજ્ઞાનાવરણીયનું આવરણ છતાં પણ મત્યાવરણાદિકના ક્ષયોપશમે કાંઇક પ્રકાશ થાય છે, તેથી તે મત્યાદિકજ્ઞાન કહેવાય છે; અને સર્વ આવારણનો ક્ષય થાય ત્યારે કેવલજ્ઞાન કહેવાય છે. તે વખતે બીજાં જ્ઞાન કહેવાતા નથી. કેવલજ્ઞાની દ્રવ્ય થકી સર્વ રૂપી અરૂપી, સર્વ દ્રવ્ય જાણે દેખે છે ક્ષેત્ર થકી લોક અલોક સર્વ જાણે દેખે છે. કાલ થકી કેવલજ્ઞાની સર્વ અતીત અનાગત અને વર્તમાન, એટલે ભુત ભવિષ્ય અને વર્તમાનકાલ સમકાલે જાણે દેખે છે ભાવ થકી કેવલજ્ઞાની સર્વ જીવ અજીવના સર્વ ભાવ જાણે દેખે છે તેથી તે કેવળ એકજ છે.

મતિજ્ઞાનાદિ ચાર જ્ઞાનમાં પ્રથમ મતિજ્ઞાન છે. મતિજ્ઞાની સન્મુખ રહેલા નિયત પદાર્થને જાણે છે તેથી તેને મતિજ્ઞાન કહે છે. મતિજ્ઞાનને આભિનિબોધિકજ્ઞાન પણ કહે છે, મતિજ્ઞાન ઇંદ્રિય

અને મન એ બે થકી થાય છે. પાંચ ઇંદ્રિયના પ્રત્યેકનાં વિષય જુદા જુદા છે.તે પ્રત્યેક ઇંદ્રિયનો જે જે વિષય હોય તે તે વિષયનો બોધ તે ઇંદ્રિય અને મન એ બેથીજ થાય છે. જેમકે કોઇ પદાર્થ ટાઢો, ઉનો લીસો, ખરશટ, ભારે, હળવો, કઠણ, નરમ છે તેનું જ્ઞાન તેના સ્પર્શથી થાય છે જે વખતે તે પદાર્થનો સ્પર્શ થાય તે વખતે મન બીજા વિષયમાં લાગેલું હોય,તો તે પદાર્થનો સ્પર્શ થયા છતાં જીવને તેનો બોધ થતો નથી, તેથીજ સ્પર્શ ઇંદ્રિય અને મનથી તેનું જ્ઞાન થાય છે કોઇ પદાર્થ મીઠો, કડવો, તીખો, કષાયલો, ખાટો ઇત્યાદિ કયા સ્વાદનો છે, તે જાણવાનો વિષય રસનેંદ્રિય–જીભ–નો છે. પદાર્થનો સ્પર્શ જીભને થાય તે તે વખતે તેના તરફ મન હોય તો તેના સ્વાદનો બોધ થઇ શકે છે. તેજ પ્રમાણે ઘ્રાણેંદ્રિય, શ્રોતેંદ્રિય, અને ચક્ષુઇંદ્રિયના વિષયના સંબંધે પણ સમજવાનું છે. મતિજ્ઞાન ઇંદ્રિય અને મનના ઉપર આધાર રાખતું હોવાથી, તે પરોક્ષ જ્ઞાનમાં આવે છે. પ્રત્યક્ષ જ્ઞાનની કોટીમાં આવતું નથી. એજ મતિજ્ઞાનના શ્રુતનિશ્રિત અને અશ્રુતનિશ્રિત એવા બે ભેદ પણ અપેક્ષાથી ઠરવામાં આવેલા છે. અશ્રુતનિશ્રિતના ચાર ભેદ છે, અને શ્રુતનિશ્રિતના ત્રણશોને છત્રીશ ભેદ છે. એકંદર મતિજ્ઞાન ત્રણશેંને ચાલીશ ભેદવાલું છે.

પ્રાયે વસ્તુના અભ્યાસવિના સહજે વિશિષ્ટક્ષયોપશમનાવશે મતિ ઉપજે તેને અશ્રુતનિશ્રિત મતિજ્ઞાન કહે છે. તેના ચાર ભેદ છે. આ ચાર પ્રકારના જ્ઞાનને ચારપ્રકારની બુદ્ધિ કહેવામાં આવે છે. તે નીચે પ્રમાણે.

૧ ઔત્પાતિકી બુદ્ધિ–સહજે પોતાની મેળેજ ઉપજે તે ઔત્પાતિકી બુદ્ધિ. આ બુદ્ધિ પ્રાયે હાજર જવાબી અને ચમત્કાર ઉપજાવનારી હોય છે.

૨ વૈનયિકી બુદ્ધિ–ગુરૂનો વિનય, સુશ્રુષા, સેવા કરતાં જે જે બુદ્ધિ પ્રાપ્ત થાય, તેને વૈનયિકી બુદ્ધિ કહે છે

૩ કાર્મ્મકી બુદ્ધિ—કર્મ, વ્યાપાર, અભ્યાસ કરતાં ઉપજે તે કાર્મ્મકી બુદ્ધિ.

૪ પારિણામિકી બુદ્ધિ—પરિણામ ને દીર્ઘકાળનું પૂર્વાપર અનુભવ જ્ઞાન, અર્થનું અવલોકન તે પારિણામિકી બુદ્ધિ.

આ ચાર પ્રકારની બુદ્ધિ એ મતિજ્ઞાનનોજ વિષય છે. આ ચાર પ્રકારમાંથી એકે પ્રકાર શાસ્ત્રાભ્યાસ ઉપર આધાર રાખનાર નહીં હોવાથી, તેની ગણના અશ્રુતનિશ્રિતમતિજ્ઞાનમાં કરવામાં આવેલી છે.

શ્રુતનિશ્રિતમતિજ્ઞાન—શ્રુત અભ્યાસ, સ્મરણ, ઇન્દ્રિયાર્થથી જે બોધ થાય. તેને શ્રુતનિશ્રિત મતિજ્ઞાન કહે છે. આ જ્ઞાનના ચાર ભેદ છે.

૧ અવગ્રહ, ૨ ઇહા. ૩ અપાય ( નિશ્ચય ), ૩ ધારણા.

( અવગ્રહના બે ભેદ છે, ૧ વ્યંજનાવગ્રહ. ૨ અર્થાવગ્રહ ).

મન અને ચક્ષુ ઇંદ્રિય શીવાયની બાકીની ચાર ઇંદ્રિયને પોત પોતાના વિષયને લાયકના પુદ્‌ગલોના સ્પર્શ થયા છતાં, તેહના અર્થનું અત્યંત અવ્યક્તપણે જે જ્ઞાન તેને વ્યંજનાવગ્રહ કહે છે. મન અને ચક્ષુઇંદ્રિયને તે તે વિષયના પુદગલોનો સ્પર્શ થતો નથી, તેથી તે બેને વ્યંજનાવગ્રહનાં ભેદ લાગુ પડતા નથી. એ બે ને અપ્રાપ્યકારીની કોટીમાં ગણેલ છે. બાકીની ચાર સ્પર્શ, રસના, ઘ્રાણ, અને શ્રોત્રેંદ્રિયની ગણના પ્રાપ્ય-કારીમાં કરેલી છે, કારણ કે તે ઇંદ્રિયો સ્પર્શ થએલા પુદ્‌ગલના વિષયને જાણે છે, તેથી તેનો વ્યંજનાવગ્રહ થાય છે આ વ્યંજનાવગ્રહનો કાલ જઘન્યથી આવલીકાના અસંખ્યાતમા ભાગ પ્રમાણ અને ઉત્કૃષ્ટો આનપ્રાણ પૃથક્ત્વ એટલે બેથી નવ શ્વાસો શ્વાસ પ્રમાણ છે.

૧ અર્થાવગ્રહ-શબ્દરૂપાદિક વસ્તુનું સામાન્ય માત્ર અવ્યક્તપણે જાણવું તેને અર્થાવગ્રહ કહે છે. પાંચ ઇંદ્રિયનો અને છઠ્ઠા મનનો એમ છ પ્રકારથી અર્થાવગ્રહમતિજ્ઞાન થાય છે.

૨ ઇહા-અવગ્રહીત વસ્તુ નિર્ધારવાના હેતુથી વિચાર કરવો તેને ઇહા કહે છે. તેનાપણ ઉપર પ્રમાણે છ પ્રકાર છે.

૩ અપાય (નિશ્ચય)-ઇહિત વસ્તુનો નિશ્ચય કરવો તેને અપાય કહે છે તેના પણ ઉપર જણાવ્યા મુજબ છ ભેદ છે.

૪ ધારણા-નિર્ધારિત અર્થનું ૧ અવિચ્યુતિ (નિર્ધારિત વસ્તુને કાંઇ પણ ફેરફાર વિના તેજ રૂપે ધારી રાખવું તે) ૨ સ્મૃતિ (નિર્ધારિત વસ્તુને અર્ધ માત્ર ધારી રાખવું તે) ૩ વાસના (સંખ્યાત અસંખ્યાત કાળસુધી ભવાંતરે ધારી રાખે તે વાસના જાતીસ્મરણ જ્ઞાન આ વાસનાનો ભેદ છે) આ ત્રણ પ્રકારથી ધારી રાખવું તેને ધારણા કહે છે, તેમાં પણ છ ભેદ છે.

ઉપર પ્રમાણે ચાર ભેદને છ એ ગુણતાં અઠ્ઠાવીશ ભેદ થાય છે, તેથી મતિજ્ઞાનના મુખ્યતાએ અઠ્ઠાવીશ ભેદ ગણાય છે.

જાતિસ્મરણજ્ઞાન એ મતિજ્ઞાનના ધારણાના ભેદમાં આવે છે તે જાતિસ્મરણ જ્ઞાનવાન્ ભૂતકાલ આશ્રિત સંજ્ઞી પંચેન્દ્રિયના સંખ્ય તાભવ દેખી શકે છે.

મતિજ્ઞાનના આ અઠ્ઠાવીશ ભેદના ૧ બહુ, ૨ અબહુ, ૩ બહુવિધ, ૪ અબહુવિધ, ૫ ક્ષિપ્ર, ૬ અક્ષિપ્ર, ૭ નિશ્રિત, ૮ અનિશ્રિત, ૯ સંદિગ્ધ, ૧૦ અસદિગ્ધ ૧૧ ધ્રુવ, ૧૨ અધ્રુવ, એ બાર ભેદ છે કોઇક અનેક વાજીંત્રના ભેદ સામટાં સાંભળીને ઇહાં આટલી ભેરી, આટલા શંખ વાગે છે, એમ પૃથક પૃથક શબ્દ ગ્રહે તે બહુગ્રાહી, અને કોઇક અવ્યક્તપણે વાજીંત્ર વાગે છે એટલુંજ જાણે છે પણ વિશેષ નજાણે તે અબહુ ગ્રાહી ૨. કોઇક મધુર મંદત્વાદિ બહુ ધર્મોપેત જાણે તે બહુવિધગ્રાહી ૩. તે કોઇક એક બે પર્યાયો પેત જાણે તે અબહુવિધગ્રાહી ૪. કોઇક તરત જાણે તે ક્ષિપ્રગ્રાહી. ૫ ને કોઇકે વિચારી વિચારીને ઘણીવેળાએ જાણે તે અક્ષિપ્રગ્રાહી ૬. કોઇક લિંગ નિશ્રાએ જાણે, જેમ પતાકાએ કરી મંદિર જાણે તે નિશ્રિત ગ્રાહી ૭. નિશ્રાવિના જાણે તે અનિશ્રિતગ્રાહી ૮. કોઇ

સંશય સહિત જાણે તે સંદિગ્ધગ્રાહી ૯. ને કોઇક સંશયરહિત જાણે તે અસંદિગ્ધગ્રાહી ૧૦. કોઇક એકવાર જાણે પછી તે વિસરી જાય નહી તે ધ્રુવ ૧૧. અને કોઇક વિસરી જાય તે અધ્રુવ ૧૨. એ પ્રમાણે અઠાવીશ ભેદ ને બાર ગુણા કરીએ ત્યારે તેના ( ૩૩૬ ) ત્રણસેને છત્રીશ ભેદ થાય છે. આ ત્રણસેને છત્રીશ ભેદ શ્રુતનિશ્રિત મતિજ્ઞાનના છે. તેની અંદર અશ્રુતનિશ્રિતમતિજ્ઞાનની જે ચાર પ્રકારની બુદ્ધિ ઉપર જણાવી ગયા તેને મેળવતાં મતિજ્ઞાનના એકંદર ત્રણશોને ચાલીશ ભેદ થાય છે.

આ મતિજ્ઞાનવાળો સામાન્યે આગમના બલથી સર્વ દ્રવ્ય જાણે, પણ દેખે નહિ. ક્ષેત્ર થકી સર્વ ક્ષેત્ર લોકાલોક જાણે પણ દેખે નહિ. કાળ થકી સર્વકાળ જાણે પણ દેખે નહિ. ભાવ થકી મતિજ્ઞાની સર્વભાવ જાણે પણ દેખે નહિ.

મતિજ્ઞાન પ્રત્યેક જીવને તેના ક્ષયોપશમ પ્રમાણે હોય છે. ઉપર જે ભેદ જણાવવામાં આવેલા છે, તે મતિજ્ઞાનના સામાન્ય ભેદ છે એનુ વિશેષ સ્વરૂપ નંદી-આવશ્યકાદિ સૂત્રમાં બતાવવામા આવેલું છે.

સાંભળવાથી કરી જાણીએ તે શ્રુતજ્ઞાન.

## શ્રુતજ્ઞાન.

મતિજ્ઞાનનું સ્વરૂપ ઉપર જણાવવામાં આવ્યુ છે. તેમ વિજ્ઞાનનો સાથેજ શ્રુતજ્ઞાન સંલગ્નજ છે. તોપણ પ્રથમ મતિજ્ઞાન અને પછી શ્રુતજ્ઞાન છે. મતિજ્ઞાન એ શ્રુતજ્ઞાનનો હેતુ છે. અને શ્રુત મતિનું ફળ છે. મતિજ્ઞાનથી જાણવામાં આવે પણ તેનું સ્વરૂપ તે કહી શકે નહી, અને શ્રુતજ્ઞાન અક્ષર રૂપ છે તેથી બીજાને જણાવી શકે. માટે પ્રથમ મતિ અને પછી શ્રુતજ્ઞાન છે. એ શ્રુતજ્ઞાનના ચૌદ તેમજ વીસ ભેદ છે.

ચૌદ ભેદ આ પ્રમાણે.

૧ અક્ષરશ્રુતઃ અક્ષર શ્રુતના ત્રણ ભેદ છે

( ક ) સંજ્ઞાક્ષર તે જુદી જુદી લીપીના અક્ષર જાણવા શાસ્ત્ર-
માં અઢાર પ્રકારની લીપી જણાવવામાં આવી છે, જેમકે હંસલીપી, ભૂઅલીપી ઇત્યાદિ.

(ખ) વ્યંજનાક્ષર તે અકારાદિ હકાર પર્યંત બાવન અક્ષર મુખે ઉચ્ચરવા રૂપ.

આ બે અજ્ઞાનાત્મક છે, પણ શ્રુતજ્ઞાનના કારણ રૂપ છે, તેથી તેને શ્રુતજ્ઞાન તરીકે ગણવામાં આવેલછે.

( ગ ) લબ્ધ્યાક્ષર–તે અર્થને પ્રત્યયે કરી ગર્ભાક્ષર લાધે. તે અક્ષરે કરીને અભિલાપ્યભાવં કહી શકાય.

લોકમા અનંતા ભાવ અનભિલાપ્ય છે, એટલે જાણી શકાય પણ તેનુ વર્ણન મુખથી કહી શકાય નહિ. એકજ નામના પદાર્થ જુદી જુદી રીતે તૈયાર થએલા હોય, અથવા જુદા જુદા સ્થલે તેની પેદાશ થઇ હોય; તેની મીઠાશમાં તારમ્યતા હોય, તે ચાખવાથી કે ખાઇને જોવાથી જાણી શકાય; ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ એમ તેના ભેદ પાડી શકાય, પણ તેમાં તારતમ્યતા કેવા પ્રકારે રહી છે, તેનું વર્ણન મુખથી કરી શકાય નહિ કે અક્ષરથી લખી શકાય નહિ.

ઉપર જણાવેલા ત્રણ ભેદનો સમાવેશ અક્ષરશ્રુતમાં થાય છે.

૨ અનક્ષરશ્રુતઃ–શિર કંપન, હસ્ત ચલન, આંખના ઇશારાદિ કરીને અભિપ્રાયને જણાવવો, જાણવો તે અનક્ષરશ્રુતજ્ઞાન.

૩ સંજ્ઞાશ્રુતઃ–સંજ્ઞીપંચેન્દ્રિયનું શ્રુત તેને સંજ્ઞાશ્રુત કહે છે આ સંજ્ઞાનાના ત્રણ ભેદ છે.

( क ) દીર્ઘ કાલિકી–અતિત, અનાગત ઘણા કાલનું ચિંતવવું તેને દીર્ઘકાલિકી સંજ્ઞા કહે છે.

( ख ) હેતૂપદેશિકી—જે તાત્કાલિક ઇષ્ટ, અનિષ્ટ વસ્તુ જાણીને પ્રવૃત્તિ નિવૃત્તિ થાય તેને હેતૂપદેશિકી સંજ્ઞા કહે છે.

(ग) દૃષ્ટિવાદોપદેશેકીઃ-ક્ષાયોપશમિકજ્ઞાને કરી સમ્યગ્ દૃષ્ટિપણું હોય તેને દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞા કહે છે.

( ટીપ. આ ત્રીજી સંજ્ઞા ક્ષયોપશમ સમકિતમાં આવી શકે ) આ ત્રણ સંજ્ઞામા વિકલેંદ્રિયઅસંજ્ઞીને હેતુપદેશિકી સંજ્ઞા છે, અને સંજ્ઞીપચેદ્રિયને દીર્ઘકાલિકી સંજ્ઞા છે. તે માટે આગમમાં દીર્ઘકાલિકી સંજ્ઞાએ સંજ્ઞિપણું કહેલ છે તે સંજ્ઞીનું શ્રુત તેને સંજ્ઞીશ્રુત કહે છે.

૪ અસંજ્ઞિ શ્રુત—મનરહિત અસંજ્ઞિનું શ્રુત તેને અસંજ્ઞિ શ્રુત કહે છે.

૫ સમ્યક્ શ્રુત—સમ્યગ્દૃષ્ટિ પ્રણીત તથા મિથ્યાદૃષ્ટિ પ્રણીત પણ સમ્યગ્ દૃષ્ટિ પાસે આવ્યું તેને સમ્યક્ શ્રુત કહે છે. યથાવસ્થિત ભાવના બોધના જાણપણાના લીધે તેને સમ્યક્શ્રુત કહેલ છે

૬ મિથ્યા શ્રુત—ઉપર જણાવેલ સમ્યગ્શ્રુત જો મિથ્યા દૃષ્ટિના હાથમા જાય તો તેને મિથ્યાશ્રુત કહે છે તેમને યથા વસ્થિત બોધનો અભાવ છે. સદસદ્‌ના વિવેક રહીત, સંસારના હેતુભૂત એટલે સંસાર વધારનાર કર્મ બંધ કરાવનાર—સ્વેચ્છાચારી, જ્ઞાનના ફલવિનાનુ એટલે વિરતીના અભાવવાળું હોય છે તેથી મિથ્યાદૃષ્ટિના શ્રુતને અજ્ઞાન કહે છે

૭ દ્રવ્યસાદિ શ્રુત—એક પુરૂષ આશ્રિતશ્રુતને સાદીસપર્યવસિત શ્રુત કહે છે.

૮ દ્રવ્યથી અનાદિ શ્રુત—અનેક પુરૂષ આશ્રિતશ્રુતને અનાદિઅપર્યવસિત શ્રુત કહે છે

૯-૧૦ નિશ્ચયથી સાદિ સપર્યવસિત અને અનાદિ અપર્યવસિત શ્રુત—ક્ષેત્ર થકી ભરત ઐરવત આશ્રયી સાદિ સપર્યવસિત છે; મહાવિદેહ આશ્રયી અનાદિઅપર્યવસિત છે કાળ થકી ઉત્સર્પિણી, અવસર્પિણી આશ્રયી સાદિસપર્યવસિત

છે. નોઉત્સર્પિણી, નોઅવસર્પિણી આશ્રયી અનાદિ અપર્યવસિત છે. ભાવ થકી ભવસિદ્ધિયાઆશ્રયી આદિમપર્યવસિત છે, અને અભવસિદ્ધિયા આશ્રયી ક્ષયોપશમિકભાવે અનાદિ અપર્યવસિત છે.

૧૧ ગમિકશ્રુત—જેમા સરખા પાઠ હોય તેને ગમિકશ્રુત કહે છે.

૧૨ અગમિકશ્રુત—જેમાં અક્ષર, આલાવા સરખા ન હોય તેને અગમિકશ્રુત કહે છે.

૧૩ અંગપ્રવિષ્ટશ્રુત—દ્વાદશાંગી.

૧૪ અંગબાહ્યશ્રુત—શ્રી આવશ્યકાદિ.

આ પ્રમાણે શ્રુતજ્ઞાનના ચૌદ ભેદ કરવામાં આવેલા છે. વળી બીજી અપેક્ષાએ એજ શ્રુતજ્ઞાનના વીશ ભેદ કરવામાં આવેલા છે તે નીચે પ્રમાણે.

૧ પર્યાયશ્રુત—જ્ઞાનનો એક સૂક્ષ્મ અંશ અવિભાગ પલિચ્છેદ,લબ્ધિ અપર્યાપ્તા સૂક્ષ્મ નિગોદીયા જીવનું જે સર્વથી જઘન્ય શ્રુતમાત્ર, તે થકી અન્ય જીવને વિષે એક જ્ઞાનનો અવિભાગ પલિચ્છેદ અંશ વધે તેને પર્યાયશ્રુત કહે છે.

૨ પર્યાયસમાસશ્રુત—જીવને વિષે અનેક પર્યાયનું જ્ઞાન તેને પર્યાયસમાસશ્રુત કહે છે.

૩-૪ અક્ષરશ્રુત અને અક્ષરસમાસશ્રુત—અકારાદિ લબ્ધ્યક્ષર એકનું જાણવું તેને અક્ષરશ્રુત કહે છે, અને બે ત્રણ અક્ષરનું જાણવું તેને અક્ષરસમાસશ્રુત કહે છે.

૫-૬ પદશ્રુત અને પદસમાસશ્રુત—શ્રી આચારાંગાદિ સૂત્રમાંના એક પદનું જ્ઞાન તેને પદશ્રુત કહે છે. તેજ પદના સમુદાય-ઘણા પદનું જ્ઞાન તેને પદસમાસશ્રુત કહે છે.

૭-૮ સંઘાતશ્રુત અને સંઘાતસમાસશ્રુત— गइइंदिए अ काए-ઇત્યાદિ ગાથાએ યુક્ત દ્વારનો એક દેશ જે ગત્યાદિક તેહનો પણ એક દેશ દેવગત્યાદિક તેહની જે માર્ગણાનું જ્ઞાન તેને

સંઘાતશ્રુત કહે છે. તે બે ત્રણ માર્ગણાનું જ્ઞાન તેને સંઘાતસમાસ શ્રુત કહે છે.

**૯–૧૦—પ્રતિપત્તિશ્રુત અને પ્રતિપત્તિ સમાસશ્રુત—** ગત્યાદિક એક દ્વારે જીવની માર્ગણાનું જ્ઞાન તેને પ્રતિપત્તિ શ્રુત કહે છે, અને બેથી માંડીને સર્વ માર્ગણાનું જ્ઞાન તેને પ્રતિપત્તિ સમાસશ્રુત કહે છે.

**૧૧–૧૨ અનુયોગશ્રુત અને અનુયોગસમાસશ્રુત—** સંતપય. ઇત્યાદિ નવતત્વની ગાથામાં નવઅનુયોગ કહ્યા છે, તે માંહેના એકનું જ્ઞાન તેને અનુયોગ કહે છે. તે માહેના એકથી અધિક અનુયોગનું જાણવું તેને અનુયોગસમાસશ્રુત કહે છે.

**૧૩–૧૪ પ્રાભૃતપ્રાભૃતશ્રુત અને પ્રાભૃતપ્રાભૃત સમાસશ્રુત.**—પ્રાભૃતને અંતર્વર્ત્તિ અધિકાર વિશેષ તેને પ્રાભૃત પ્રાભૃતશ્રુત કહે છે. અને તે બે ત્રણનું જ્ઞાન તેને પ્રાભૃતપ્રાભૃત સમાસશ્રુત કહે છે.

**૧૫–૧૬ પ્રાભૃતશ્રુત અને પ્રાભૃતસમાસશ્રુત**- વસ્તુને અંતર્વર્ત્તિ અધિકાર તેને પ્રાભૃતશ્રુત કહે છે. તે બે ત્રણનું જ્ઞાન તેને પ્રાભૃતસમાસશ્રુત કહે છે.

**૧૭–૧૮ વસ્તુશ્રુત અને વસ્તુસમાસશ્રુત—**પૂર્વાંત ર્વર્ત્તિ અધિકાર તેને વસ્તુશ્રુત કહે છે. અને તે બે ત્રણનું જ્ઞાન તેને વસ્તુસમાસશ્રુત કહે છે.

**૧૯–૨૦ પૂર્વશ્રુત અને પૂર્વસમાસશ્રુત—**ઉત્પાદ પૂર્વાદિક ચૌદ પુર્વ માંહેના એક પૂર્વનું જ્ઞાન તેને પૂર્વશ્રુત કહે છે. અને બે ત્રણ યાવત્ ચૌદ પૂર્વનું જ્ઞાન તેને પૂર્વ સમાસશ્રુત કહે છે

ઉપર પ્રમાણે વીશભેદનું સ્વરૂપ સંક્ષિપ્ત રીતે જણાવ્યું છે વિશેષ સ્વરૂપ જાણવાની ઇચ્છાવાલાએ બૃહત્કર્મપ્રકૃતિ ગ્રંથ થકી જાણવાને પ્રયત્ન કરવો.

શ્રુત જ્ઞાની દ્રવ્યથી ઉપયોગવંત થકો સર્વ દ્રવ્ય જાણે દેખે, ક્ષેત્ર થકી ઉપયોગી શ્રુતજ્ઞાની સર્વ ક્ષેત્ર લોકાલોક જાણે દેખે, કાળ થકી ઉપયોગી શ્રુતજ્ઞાની સર્વ કાળ જાણે દેખે, અને ભાવ થકી ઉપયોગવંત શ્રુતજ્ઞાની સર્વ ભાવ જાણે દેખે. તે માટે સંપૂર્ણ શ્રુતજ્ઞાનીને શ્રુતકેવલીની ઉપમા આપવામાં આવે છે. કેવળ-જ્ઞાની કેવળજ્ઞાનથી પદાર્થનું જે સ્વરૂપ જાણે દેખે છે, તેજ પ્રમાણે શ્રુતજ્ઞાની શ્રુતજ્ઞાનના બળથી જાણે દેખે છે. એ શ્રુતજ્ઞાનીઓ શ્રુતકેવલી કેહવાય છે.

શ્રુતજ્ઞાન સ્વપરને પ્રકાશ કરનાર છે, જ્યારે બાકીના ચાર જ્ઞાન ફક્ત તેના જાણનારનેજ બોધદાયક છે. તે બીજાને બોધદાયી નથી. અપેક્ષાથી તે ચારને મુંગાની ઉપમા આપવામાં આવેલી છે.

શ્રી જીનેશ્વર કેવલજ્ઞાન પ્રગટ થયા પછી સમોવસરણમાં અમૃત સમાન બત્રીસ દોષ રહિત દેશના આપે છે, જે દેશના યોજન પ્રમાણ ભૂમિમાં ફેલાવો પામે છે. તે પ્રભુ દેશનામાં જે કથન કરે છે, તેજ શ્રુતજ્ઞાન તે દેશનાને ગણધર મહારાજ સૂત્ર રૂપે રચના કરે છે. તેનેજ દ્વાદશાંગી કહે છે. શ્રુત, સિદ્ધાંત, આ-ગમ, સમય એ બધા શ્રુતના પર્યાયવાચી શબ્દ છે.

૧ દ્રવ્યાનુયોગ ૨ ચરણકરણાનુયોગ ૩ ગણિતાનુયોગ અને ૪ ધર્મકથાનુયોગ એ આગમનાજ ભાગ છે. શ્રુતજ્ઞાનના અભ્યાસથી જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થાય છે, તેથી ઉત્તરો-ત્તર બોધ કહો કે બુદ્ધિ કહો તે વધતી જાય છે.

૧ શુશ્રૂષા ( સાંભળવાની ઇચ્છા ) ૨ શ્રવણ કરવું, ૩ ફરી પૂછવું. ૪ મનમાં અવધારણ કરવું. ૫ ગ્રહણ કરવું. ૬ વિચારવું ૭ નિશ્ચય કરવો અને ૮ ધારણ કરી રાખવું. એ પ્રમાણે બુદ્ધિના આઠ ગુણ છે. આમાં જે ક્રમ બતાવ્યો છે, તે ક્રમથી અભ્યાસ કરવાથી જ્ઞાન પરિપકવ થાય છે

## અવધિજ્ઞાન.

અવધિ-મર્યાદા પ્રમાણે રૂપી દ્રવ્યનું જાણવું તેને અવધિજ્ઞાન કહે છે. અવધિ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થવાથી ઇંદ્રિયોની અપેક્ષા વિના આત્મ પ્રત્યક્ષ રૂપે આ જ્ઞાન પ્રગટ થ ય છે. અવધિ જ્ઞાનના અસંખ્યાત પ્રકાર છે, તોપણ ગુણ પ્રત્યયિક તેના મુખ્ય છ ભેદ શાસ્ત્રમાં જણાવેલા છે.

૧ અનુગામિ અવધિજ્ઞાન—જે સ્થાનકે રહ્યાં અવધિ-જ્ઞાન ઉપજે તે સ્થાનકથી અન્યત્ર જાય તોપણ લોચન ( ચક્ષુ ) ની પેરે સાથે આવે તેને અનુગામિ અવધિજ્ઞાન કહે છે.

૨ અનાનુગામિ અવધિજ્ઞાન—જે સ્થાનકે રહ્યાં અવધિ-જ્ઞાન ઉપજ્યું હોય તે સ્થાનકે આવે ત્યારેજ તે જ્ઞાન હોય, અન્યત્ર જાય ત્યારે તે જ્ઞાન ન હોય. શૃંખલાબદ્ધ દીપકની પેરે સ્થિર રહે તે ક્ષેત્ર પ્રત્યયી ક્ષયોપશમ માટે તેને અનાનુગામી કહે છે.

૩ વર્દ્ધમાન અવધિજ્ઞાન—ઘણાં ઘણાં ઇંધણને પ્રક્ષેપે જેમ અગ્નિ વધે તેમ પ્રશસ્ત અતિ પ્રશસ્તતર અધ્યવસાય થકી સમયે સમયે અવધિજ્ઞાન વધે. પ્રથમના ઉપજતા અંગુલના અસં-ખ્યાતમે ભાગે ક્ષેત્ર જાણે દેખે, પછી વધતું વધતું યાવત્ અલોકના વિષે લોક જેવડાં અસંખ્યાતા ખડુક દેખે તેને વર્દ્ધમાન અવધિ જ્ઞાન કહે છે

( ટીપઃ જો કે અલોકમાં કઇ પદાર્થ નથી, તો પણ સમજવા ખાતર અલોકમાં કંઇ પદાર્થ હોય તો દેખી શકે. અવધિજ્ઞાનની શકિત બતાવે છે )

૪ હીયમાન અવધિજ્ઞાન—પૂર્વે શુભપરિણામ વશે ઘણું ઉપજે અને પછી તથા વિધ સામગ્રીને અભાવે પડતે પરિણામે કરીને ઘટતું જાય તેને હીયમાન અવધિજ્ઞાન કહે છે.

૫ પ્રતિપાતિ અવધિજ્ઞાન—જે સંખ્યાતા અસંખ્યાતા યોજન ઉત્કૃષ્ટપણે યાવત્ સમગ્રલોક દેખીને પણ પડે; આવ્યું જાય તેને પ્રતિપાતી અવધિજ્ઞાન કહે છે.

૬ અપ્રતિપાતી અવધિજ્ઞાન-જે સમગ્ર લોકને દેખીને અલોકનો એક પ્રદેશ દેખે, આવ્યું ન જાય તેને અપ્રતિપાતી અવધિજ્ઞાન કહે છે. આ જ્ઞાન અવશ્ય કેવલજ્ઞાન પેદા કરે છે.

આ પ્રમાણે છ ભેદ અવધિજ્ઞાનના છે. હીયમાન અને પ્રતિપાતીમાં એટલી તારતમ્યતા છે કે હીયમાન અવધિજ્ઞાન હળવે હળવે ઘટતુ જાય છે, ત્યારે પ્રતિપાતી અવધિજ્ઞાન-વિધ્યાત પ્રદીપની પેઠે સમકાળે સામટું જાય છે. એટલુ તેમાં વિશેષ છે.

અવધિજ્ઞાન એ દેશ પ્રત્યક્ષ જ્ઞાન છે. મર્યાદિત છે, તેથી તેને દેશ પ્રત્યક્ષ કહે છે. અવધિજ્ઞાની દ્રવ્યથી જઘન્યપણે સામાન્ય વિશેષોપયોગે અનંતા રૂપી દ્રવ્ય જાણે દેખે, ઉત્કૃષ્ટપણે સર્વરૂપી દ્રવ્ય જાણે દેખે. ક્ષેત્ર થકી અવધિજ્ઞાની જઘન્યથી અંગુલનો અસંખ્યાતમો ભાગ જાણે દેખે, ઉત્કૃષ્ટપણે અલોકને વિષે લોક જેવડાં અસંખ્યાતા ખડુક જાણે દેખે. કાળ થકી અવધિજ્ઞાની જઘન્યથી આવળિકાનો અસંખ્યાતમો ભાગ જાણે દેખે, ઉત્કૃષ્ટપણે અસંખ્યાતી-ઉત્સર્પિણી અવસર્પિણી લગે અતીત ( ભૂત ) અનાગત ( ભવિષ્ય ) કાળ જાણે દેખે. ભાવ થકી અવધિજ્ઞાની જઘન્યથી અસંખ્યાતાભાવ જાણે દેખે, ઉત્કૃષ્ટથી પ્રત્યેક દ્રવ્યમાં અસંખ્યાતા પર્યાયો જાણે. ( જુઓ જ્ઞાન પંચમી દેવ. પૃ. ૨૨૬. )

વિભંગજ્ઞાન મિથ્યાત્વીને હોય છે, તે મલીન હોય છે. તે ભાવથી અવળુ સવળુ જાણે દેખે. અવધિજ્ઞાનીની પેઠે તેનામાં નિર્મળતા હોતી નથી.આ વિભંગજ્ઞાન પણ અવધિજ્ઞાનની જાતિજ છે.

૧ દેવતા અને નારકીને અવધિજ્ઞાન ભવ પ્રત્યયીક છે. એટલે તેઓ તે ભવમાં વર્તતા હોય ત્યાં સુધી નિયમા તેમને તે જ્ઞાન હોયજ.

૨ મનુષ્ય અને તિર્યંચને ગુણ પ્રત્યયીક છે. તે શૂભ પરિણામના વશથીજ પ્રાપ્ત થાય છે. ઉપર જે છ ભેદ બતાવવામાં

આવ્યા છે, તે ગુણ પ્રત્યયીક અવધિજ્ઞાનના આશ્રયી છે. ફક્ત તીર્થંકરોજ આ જ્ઞાન સહિત ગર્ભમાં ઉત્પન્ન થઇને જન્મે છે.

અવધિજ્ઞાનની ઉત્કૃષ્ટી સ્થિતિ કાંઇક અધિક છાસઠસાગરોપમની છે, અને જઘન્યથી કોઇ જીવને આશ્રિત એક સમયની છે.

અવધિજ્ઞાનના ક્ષયોપશમની તરતમ્યતાથી અથવા દ્રવ્યાદિકની વિચિત્રતાના સંબન્ધથીજ તેને સામાન્યપણે અસંખ્યતા ભેદોવાળુ કહેલું છે. કાળની અપેક્ષાએ, અથવા ક્ષેત્રની અપેક્ષાએ, દ્રવ્ય અને પર્યાયની અપેક્ષાએ તેના અસખ્યાતા ભેદો થઇ શકે છે

## મનઃપર્યવજ્ઞાન.

મન ચિંતિત અર્થનું જાણવુ તેને મનઃપર્યવજ્ઞાન કહે છે અઢી દ્વીપમાં સંજ્ઞીપચેંદ્રિય જીવના મનોગત ભાવને જાણે તેને મનઃ પર્યવજ્ઞાન કહેવાના આવે છે. તેના બે ભે, છે.

૧ ઋજુમતી–સામાન્યપણે મનના અધ્યવશાયને જાણે, તેને ઋજુમતી મનઃ પર્યવ જ્ઞાન કહે છે. જેમ એણે ઘડો ચિંતવ્યો છે એટલુંજ સામાન્ય પણે મનના ભાવ જાણે.

૨ વિપુલમતી–વિશેષ પણે જાણે તેને વિપુલમતી કહે છે. એણે જે ઘડો ચિંતવ્યો છે, તે સુવર્ણનો,અમુક દેશમાં પેદા થએલો, અમુક ઘાટનો, માપનો, ઇત્યાદિ વિશેષ પણે મનના અધ્યવશાય વિપુલમતી મનઃપર્યવજ્ઞાની જાણી શકે છે

ઋજુમતી મનઃપર્યવજ્ઞાની દ્રવ્યથી અનંતા અંનત પ્રદેશી સ્કંધ જાણે દેખે, અને વિપુલમતી તેજ સ્કંધને અધિક વિશુદ્ધપણે દેખે. ક્ષેત્ર થકી ઋજુમતી હેઠે રત્ન પ્રભાના ક્ષુલ્લક પ્રતર લગે; ઉંચું જ્યોતિષીના ઉપર તલાલગે, તિર્છું અઢી દ્વીપમાહે એટલે અઢી દ્વીપ બે સમુદ્રમાં આવેલા પન્નર કર્મભૂમિ, ત્રીશ અકર્મભૂમિ, છપન્ન અન્તર દ્વિપને વિષે સંજ્ઞીપંચેંદ્રિય પર્યાપ્તાના મનોગત ભાવજાણે દેખે, અને વિપુલમતી તેહીજ ક્ષેત્ર અઢી અંગુલ

અધિક દેખે અને વળી વિશુદ્ધ દેખે. કાળ થકી ઋજુમતિ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ જઘન્યથી અને ઉત્કૃષ્ટપણે અતીત અનાગતકાળ જાણે દેખે, અને વિપુલમતી તેહીજ અધિક અને વિશુદ્ધતર જાણે દેખે. ભાવ થકી ઋજુમતી અનંતાભાવ જાણે દેખે, સર્વ ભાવનો અનંતમો ભાગ જાણે દેખે, અને વિપુલમતિ તેહીજ અધિક અને વિશુદ્ધતર જાણે અને દેખે

ઋજુમતિ અને વિપુલમતિમાં વિશુદ્ધિ અને અપ્રતિપાતિપણા વડે કરીને ભેદ છે; એટલે વિપુલમતિ વિશેષ શુદ્ધ છે, અને અપ્રતિપાતિ એટલે એક વખત પ્રાપ્ત થયું એટલે પછી જાય નહી એવા પ્રકારનું જ્ઞાન છે. ત્યારે ઋજુમતિ તેના કરતાં ઓછું શુદ્ધ અને પ્રતિપાતિ છે ( તત્વા અ. ૧ સૂ. ૨૫ ).

અવધિજ્ઞાન કરતાં મનઃપર્યવજ્ઞાનની વિશુદ્ધિ વધારે છે. બન્નેની ક્ષેત્ર મર્યાદા જુદી જુદી છે. અવધિજ્ઞાનના અધિકારી ચારે ગતિના જીવો છે, ત્યારે મનઃપર્યવજ્ઞાનના અધિકારી મનુષ્ય અને તેમાં પણ મનુષ્ય સંયતજ તેના અધિકારી છે. અવધિજ્ઞાની રૂપી દ્રવ્યો અને તેના કેટલાક પર્યાયને જાણે, ત્યારે મનઃપર્યવજ્ઞાની અવધિવડે જણાતા રૂપીદ્રવ્યના અનંતમે ભાગે એટલે મનુષ્યક્ષેત્રમાં મનપણે પરિણમેલા મનોદ્રવ્યને જાણે. ( તત્વા. અ. ૧ સૂ. ૨૯ )

આ મનઃપર્યવજ્ઞાન પણ દેશ પ્રત્યક્ષ છે.

## કેવલજ્ઞાન.

કેવલજ્ઞાનનો એકજ પ્રકાર છે. કેવલજ્ઞાની સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ સમકાળે સામટા જાણે દેખે; તેમજ તે સર્વ કેવલજ્ઞાનીને સરખું હોય. સર્વથા જ્ઞાનવરણીયકર્મના ક્ષય થવાથી કેવલજ્ઞાન પ્રગટ થાય છે. તેને સર્વ પ્રત્યક્ષજ્ઞાન કહે છે. સર્વ લોકાલોકને તથા તેમાં રહેલા પદાર્થને પ્રત્યક્ષ પણ જાણે દેખે છે.

કેવલ એટલે શુદ્ધ; તેના આવરણનો નાશ થવાથી અથવા

પ્રથમથીજ તેના સર્વ આવરણો જવાથી પુરેપુરૂ ઉપજે છે તેથી કેવલ એટલે સંપૂર્ણ; અથવા તેના સમાન બીજું નહિ હોવાથી કેવલ એટલે અસાધારણ;અથવા જ્ઞેય અનંતા છે તેથી, તથા અનંતા કાલ રહેનારૂ છે માટે કેવલ એટલે અનંત; અથવા લોકાલોકને વિષે વ્યાપ્ત થવામાં તેને વ્યાઘાતનો અભાવ છે તેથી કેવલ એટલે નિર્વ્યાઘાત; અથવા મત્યાદિચાર જ્ઞાન રહિત છે એટલે તેમાં એ અંતભૂર્ત થએલા છે તેથી કેવલ એટલે ફક્ત એક; આ પ્રમાણે જુદી જુદી અપેક્ષાથી કેવલજ્ઞાનનો એક ભેદ છે.

જેમ સૂર્યાસ્ત થતાં ચંદ્ર, તારા, દીપાદિક પ્રકાશ કરે છે, તેમ કેવલજ્ઞાનાવરણે મત્યાદિકના આવરણના ક્ષયોપશમે જીવાજીવાદિકનો કાઇક પ્રકાશ થાય છે; અને સૂર્ય ઉગે જેમ ચંદ્રાદિકનો પ્રકાશ અંતભૂર્ત થાય છે, તેમ કેવલજ્ઞાનાવરણનો નાશ થવાથી મત્યાદિક ચાર જ્ઞાનનો પ્રકાશ તેમાં અંતર્ભૂત થાય છે.

કેવલજ્ઞાની દ્રવ્યથકી રૂપી અરૂપી સર્વ દ્રવ્ય જાણે દેખે, ક્ષેત્ર થકી કેવલજ્ઞાની લોક અલોક સર્વ ક્ષેત્ર જાણે દેખે, કાળથકી કેવલજ્ઞાની સર્વ અતીત ( ભૂતકાળ ) અનાગત ( ભવિષ્યકાળ ) વર્તમાન કાળ સમકાલે જાણે દેખે, અને ભાવથકી કેવલજ્ઞાની સર્વ જીવ અજીવના સર્વભાવ ગુણપર્યાય જાણે દેખે છે.



*અહીં જ્ઞાનના સબંધે અતિ સંક્ષિપ્ત માહિતી આ ચારિત્રના અંગે આપવામા આવી છે. તેનું વિશેષ સ્વરૂપ ગીતાર્થ ગુરૂ મહારાજ પાસે આગમના અભ્યાસથી જાણવાને ભલામણ કરવામા આવે છે



# પ્રકરણ ૧૩ મું.

## સત્તાવીસમો ભવ. ( ચાલુ. )

### જન્મ અને ગૃહસ્થાવાસ.



એક વર્ષમાં છ અઠ્ઠાઇઓ આવે છે. કાર્તિક ચોમાસું, ફાગણ ચોમાસું, અને અષાઢ ચોમાસું; એ ત્રણ ચોમાસાની ત્રણ અઠ્ઠાઇઓ, તથા એક શ્રી પર્યુષણપર્વની, અને બે શ્રી નવ પદ આરાધનની, ( તેમાં એક આસો માસમાં અને એક ચૈત્ર માસમાં. ) એ પ્રમાણે છ અઠ્ઠાઇઓ છે. એ છમાં પણ નવ પદ આરાધનની બે અઠ્ઠાઇઓ પ્રાયઃ શાશ્વતિ છે. આ અઠ્ઠાઇઓ પૈકી શ્રી પર્યુષણપર્વની અઠ્ઠાઇ શ્રાવણ વદી ૧૨ થી શરૂ થઇ ભાદરવા સુદ ૪ થે પુર્ણ થાય છે. બાકીની પાંચ અઠ્ઠાઇઓ તે તે માસમાં અજવાળીયા પખવાડીયામાં ( શુકલપક્ષ ) આવે છે, જેનો છેલ્લો દિવસ પુર્ણિમાનો હોય છે. આ દિવસો ઉત્તમ દિવસોની કોટીમાં ગણાય છે. તેમાં પણ નવ પદ આરાધનની બે અઠ્ઠાઇઓના દિવસો ધર્મારાધનના અંગે વિશેષ મહત્વતાવાલા છે. આ દિવસોમાં આરંભ એટલે પાપના કાર્યો બંધ રાખવામાં આવે છે. આત્મહિતૈષિઓ નવ પદ આરાધનના અંગે આયબીલ (આચામ્લ) તપ કરે છે, અને વિધિપૂર્વક શ્રી નવ પદનું આરાધન કરે છે. જૈનમંદિરોમાં વિવિધ પ્રકારે ભગવંત ભક્તિ કરવામાં આવે છે. એ પર્વમાં, આ પર્વારાધનથી આત્મકલ્યાણ કરવાની સાથે લૌકિક

સંપદા પામનાર, સતી મયણાસુંદરી અને શ્રીપાલચરિત્રનું પઠનપાઠન થાય છે એ દિવસો જેમ બને તેમ વિશેષ પ્રકારે નિર્દોષ રીતે વ્યતિત થઇ ધર્મસાધનમાં વધુ સહાયકારક બને, તેના માટે ધર્મજીજ્ઞાસુઓ પોતાથી થાય તેવી પ્રવૃત્તિ કરે છે

ચૈત્ર માસમાં અજવાળીયા પખવાડીયામાં શ્રી નવપદ આરાધનના નિમિત્ત કારણરૂપ આયંબીલતપની ઓળીના દીવસો આવે છે. શ્રી જિનેશ્વરના પવિત્ર ધર્માનુરક્ત મહાનુભાવો, શ્રી નવપદ આરાધનમાં લીન થઇ, આત્માનંદમાં દિવસો વ્યતિત કરે છે. નવપદની ઓળીનું આરાધન કરનાર બે વખત આવશ્યક ક્રિયા કરી દેવવંદન કરે છે. શ્રી નવપદનું અને શ્રી જિનેશ્વર પ્રભુનું ઉત્તમ સામગ્રિથી પૂજન અર્ચન કરે છે. શ્રી જિનેશ્વરના મંદિરમાં વિવિધ પ્રકારથી આંગીઓ રચાવવામાં આવે છે. તે નિમિત્તે કર્મ નિર્જરાના નિમિત્ત કારણરૂપ આચામ્લ તપ કરવામાં આવે છે. તે પખવાડીયાની ( ચૈત્ર સુદ ત્રયોદશી ) તેરસના દીવસની મધ્ય રાત્રિ થએલી છે. ચંદ્રની નિર્મલતા ઉજ્જવળતા અને સૌમ્ય કીરણોથી જગતની અંદર શાન્તિ પ્રસરી રહેલી છે. તે સમયે કાક, ઘુવડ, અને દુર્ગાદિક પક્ષિઓ પણ જયકારી શબ્દ કરી સુલટી પ્રદક્ષિણા દેઇ રહ્યા છે. પવન પણ પ્રદક્ષિણાએ પ્રવર્તતો સુગંધ અને શીતળતાથી જગતના જીવોને સુખ આપી રહ્યો છે. વસંત ઋતુના યોગે તમામ જાતની વનસ્પતિ પ્રફુલ્લિત થઇ, દશે દિશાઓ સુગંધમય થઇ રહેલી છે. તે રાત્રે હસ્તોતર નક્ષત્રનો યોગ આવ્યો છે તે વખતે શુભ લગ્ન અને ગ્રહો ઉંચ સ્થાનકે આવેલા છે એવી રાત્રિના સમયે નવ માસ અને સાઢા સાત દિવસ વ્યતિત થતાં, સમાધિ અને પીડારહિત, નિરાબાધપણે, ત્રિશલા રાણી ત્રણ જ્ઞાને કરીને સહિત સિંહ લાંછનવાળા અને સુવર્ણ કાંતિવાળા પુત્રરત્નને જન્મઆપે છે. તીર્થંકરોની પુણ્યાઇના યોગે સામાન્ય મનુષ્યોની પેઠે તીર્થંકર ગર્ભમાં છતાં માતાનું ઉદર વૃદ્ધિ પામતું નથી, તેમજ ગર્ભકાલમાં અને પ્રસવકાલ વખતે તીર્થંકરના જીવને કે તેમની માતાને કોઇપણ જાતની પીડા કે અશાન્તિ થતી નથી

તીર્થંકરના જન્મ વખતે નારકીના જીવોને પણ એક મુહૂર્ત સુધી શાતા રહે છે, તેમજ સ્થાવર જીવોનું છેદન ભેદન થતું નથી; તેથી તેમને પણ સુખ થાય છે તેજ પ્રમાણે ભગવંતના જન્મ વખતે નારકીના જીવોને અને સઘળા સ્થાવર જીવોને શાન્તિ થઈ. તે વખતે છપ્પન દિગ્કુમારીઓ, પોતાનાં આસન ચલાયમાન થતાં, ભગવંતના જન્મને જાણીને આનંદ પામી; અને પ્રભુના જન્મ સ્થાનકે આવી પોત પોતાના આચાર અને મર્યાદા મુજબ સુતિકા કાર્ય કરી, જન્મ મહોત્સવ કરી સ્વસ્થાનકે ગઇ. ચોશઠ ઇંદ્રો તથા અનેક દેવ દેવીઓ મેરૂ પર્વત પર પ્રભુનો જન્મ મહોત્સવ કરવા આવ્યા.

ઇંદ્ર પણ આસનકંપથી પ્રભુનો જન્મ જાણી તત્કાલ પરિવાર સહિત સૂતિકાગૃહ પાસે આવ્યા, અને ભગવંત તથા ભગવંતની માતાને ત્રણ પ્રદક્ષિણા દેઇ, વંદન સ્તુતિ કરી. ભક્તિ વશાત્ જન્મ મહોત્સવ કરવાને ભગવંતને મેરૂ પર્વત ઉપર લેઇ જવાને માટે ભગવંતની માતાને અવસ્વાપિની નિંદ્રા આપી, અને તેમની પડખે ભગવંતનું પ્રતિબિંબ મુકી ઇંદ્રે પોતાના શરીરના પાંચ રૂપ કર્યાં. એક રૂપે તેમણે પ્રભુને ઉપાડી કરસંપુટમાં રાખ્યા. બીજા રૂપે ભગવંત ઉપર છત્ર ધારણ કર્યું અને બે રૂપે બે પાસે ચામર ઢાળવા લાગ્યા, અને એક રૂપે વજ્ર ઉલાળતા આગળ ચાલવા લાગ્યા. એમ પાંચ વૈક્રિય રૂપ કરીને, મેરૂ પર્વતના પાંડુક વનની દક્ષિણ દિશાએ, અતિપાંડુંકબલા નામની શિલા ઉપર શાશ્વતુ સિંહાસન છે તેના ઉપર ભગવંતને ઉત્સંગમાં લઇને ઇંદ્ર મહારાજ પુર્વ સન્મુખ બેઠા.

પ્રભુનો જન્મમહોત્સવ કરવાને બાર દેવ લોકના દસ ઇંદ્ર, ભુવન પતિના વીશ ઇંદ્ર, વ્યંતરના સોલ ઇંદ્ર, વાણ વ્યંતરના સોલ ઇંદ્ર, અને ચંદ્ર તથા સૂર્ય એ બે જ્યોતિષીના બે ઇંદ્ર, મલી ચોસઠ ઇંદ્ર સપરિવાર ત્યાં એકત્ર મળ્યા. એ ચોસઠે ઇંદ્રિ તથા ઇંદ્રાણીઓ અને સર્વ સામાનીક દેવો વિગેરે તમામ દેવોના મળી એકંદર બસે

ને પચાશ અભિષેક પ્રભુને થયા. એક એક અભિષેકમાં ચોસઠહજાર કળશો હોય છે.

આ અવસર્પિણી કાલના ચોવીશ તીર્થંકરોમાં બીજા તીર્થંકરોના શરીરના પ્રમાણુ કરતાં, ભગવંત મહાવીરનું શરીર ન્હાનું હોવાથી ઇંદ્રિ મહારાજના મનમા સંશય ઉત્પન્ન થયો કે ભગવંત નહાના બાળક હોવાથી તેમનું શરીર આટલા બધા જલાભિષેક કેમ સહન કરી શકશે ? એવા સંશયથી ભગવંત ઉપર અભિષેક કરવાનો આદેશ આપતા પહેલાં થોભ્યા. અવધિજ્ઞાનના બળે કરીને ભગવંતે એ વાત જાણી. તીર્થંકરોનું અતુલ બળ જણાવવા નિમિત્તે તે વખતે પ્રભુએ બાલરૂપે છતાં પણ પોતાના ડાબા પગના અંગુઠાથી મેરૂ પર્વતને દબાવ્યો, તેથી મેરૂ કંપાયમાન થયો. પ્રભુના જન્મ મહોત્સવ વખતે આવો ઉપદ્રવ થાય નહીં, છતાં કેમ થયો એમ વિચારી અવધિજ્ઞાનનો ઉપયોગ મુકતાં ઇંદ્રને પ્રભુની ચેષ્ટા જણાઈ, અને પોતાની શંકાનું નિવારણ થયું. પોતે પ્રભુના બલમાં શંકા આણી આશાતના ( અવિવેક ) કરી, તેથી પ્રભુને પગે લાગીને ખમાવ્યા અને સ્તુતિ કરી.

તીર્થંકરોના બળનું વર્ણન કરતાં એક ઠેકાણે જણાવવામાં આવ્યું છે કેઃ—

પુરૂષોમાં બાર યોદ્ધાના જેટલું બળ એક ગોદ્ધા એટલે બળદમાં હોય છે. દશ ગોધાના જેટલું બળ એક ઘોડામાં હોય છે. બાર ઘોડાના જેટલું બળ એક મહિષમાં હોય છે. પંદર મહિષોના જેટલું બળ એક મદોન્મત હાથીમાં હોય છે તેવા પાચશે હાથીઓનું બળ એક કેશરીસીંહમાં હોય છે બે હજાર કેશરીસીંહના જેટલું બળ એક અષ્ટાપદ નામના પક્ષીમાં હોય છે. દશ લાખ અષ્ટાપદ જેટલું બળ એક રામ ( બલદેવ ) માં હોય છે. બે રામ જેટલું બળ એક વાસુદેવમાં હોય છે. બે વાસુદેવ જેટલું બળ એક ચક્રવર્તીમાં હોય છે. એક લાખ ચક્રી જેટલું બળ એક નાગેંદ્રમાં હોય છે. ક્રોડ નાગેંદ્ર જેટલું બળ એક ઇંદ્રમાં હોય છે. એવા

અનંતા ઇંદ્રોના બળ જેટલું બળ જીનેંદ્રની ટચલી અંગુલીમાં હોય છે, તેથીજ તીર્થંકરોને " અતુલ બળના ધણી " એવી ઉપમાથી શાસ્ત્રમાં ઠેકાણે ઠેકાણે વર્ણવવામાં આવ્યા છે.

પ્રભુના ઉપર જળાભિષેક કરી રહ્યા પછી, સુગંધિત વસ્ત્રથી પ્રભુના શરીરને લુંછી, જળ રહિત કરી, બાવના ચંદનથી પ્રભુના શરીરને વીલેપન કર્યું. પછી સુગંધિત પુષ્પોથી પૂજા કરી. ધુપ, દીપ, આરતિથી પૂજા કરી. પ્રભુના આગલ રૂપાના તાંદુલથી અષ્ટમંગલ– ૧ દર્પણ, ૨ વર્દ્ધમાન, ૩ કલશ, ૪ મત્સ્યયુગલ, ૫ શ્રીવત્સ, ૬ સ્વસ્તિક, ૭ નંદાવર્ત અને ૮ ભદ્રાશન–આલેખી ગીત, ગાન, નૃત્ય, વાજિંત્રાદિકના નાદ સહિત અતિ આનંદપૂર્વક નૃત્ય પૂજા કરી. પછી ભાવ પૂજા રૂપ પ્રભુની સ્તુતિ કરીને ઇંદ્ર મહારાજે, ત્રીશલા માતા પાસે ભગવંતને પધરાવીને, પ્રભુનું પ્રતિબિંબ તથા અવસ્વાપિની નિંદ્રાને અપહરિ લીધી. પ્રભુના ઘરમાં બત્રીશ કોડી રત્ન, સુવર્ણ, રૂપાદિકની વૃષ્ટિ કરી, પ્રભુના જમણા હાથના અંગુઠામાં અમૃત સ્થાપી, વંદન નમસ્કાર કરી, પ્રભુને તથા પ્રભુની માતાને કોઇએ ઉપદ્રવ કરવો નહી એવી ઘોષણા કરી, અને બધા ઇંદ્રો પરિવાર સહિત નંદીશ્વર દ્વીપે જઇ અઠ્ઠાઈ મહોત્સવ કરી પોત પોતાના સ્થાનકે ગયા.

પ્રાતઃ કાલે સિદ્ધાર્થ રાજાએ પ્રભુનો જન્મ મહોત્સવ કર્યો. યુવરાજના અભિષેક વખતે, શત્રુના રાજ્યનો નાશ કરતી વખતે, અને પુત્ર જન્મ મહોત્સવ દિવસે કેદીઓને બંધન મુક્ત કરવાના પ્રાચીન રીવાજ મુજબ કેદીઓને છોડી મુકવાનો હુકમ કર્યો. નગરજનોએ પણ પ્રભુના જન્મ નિમિત્તે જન્મમહોત્સવમાં ભાગ લીધો. રાજાએ દશ દિવસ સુધી કુળમર્યાદા મુજબ મહોત્સવ કર્યો. પુત્ર જન્મની ખુશાલીમાં રાજાએ પ્રજાને રૂણ રહિત કરી. રાજ્યનુ લહેણું માફ કર્યું, એટલુંજ નહી પણપ્રજાજનોનું દેવું રાજ્યની તીજોરીમાંથી આપી ઋણી જનોને ઋણ મુક્ત કર્યા. સઘળા પ્રકારના ' કર ' માફ કર્યા. દશદિવસ સુધી પ્રજાજનો આનંદમાં દિવસો નિર્ગમન કરે

તે માટે, વિવિધ જાતની રમતગમત અને આનંદ આપનારી સામગ્રી પુરી પાડી.

પ્રભુના માતાપિતા શ્રી પાર્શ્વનાથ પ્રભુના શાસનના શ્રાવક હતા. ધર્મમાં રક્ત હતા. પુત્ર જન્મની ખુશાલી નિમિત્તે દશ દિવસ સુધી અરિહંત પ્રભુના મંદિરોમાં ઉત્તમ રીતે પૂજા તથા મહોત્સવ કરાવ્યા અને લાખો રૂપીઆનું દાન આપ્યું.

બારમે દિવસે રાજાએ જ્ઞાતિ, કુટુંબ, સગાઓ અને મિત્રોને નોતરી ઉત્તમ પ્રકારના ભોજન, વસ્ત્રાદિકથી તેમનો સત્કાર કરી, તેમના સમક્ષ પ્રભુનુ નામ નિશ્ચિત કરવા માટે રાજાએ જણાવ્યું કે, આ પુત્ર ગર્ભમાં આવીને ઉપન્યા ત્યારથી અમે ધન, ધન્ય, વાહન, પૂજા સત્કારાદિમા અનેક રીતે વૃદ્ધિ પામ્યા છીએ. જે સામંત રાજાઓની સાથે વિગ્રહ હતો, તેઓએ પણ અમારી આજ્ઞા માન્ય કરી, અને વિગ્રહનો વિનાશ થયો છે. તેથી પ્રથમથીજ અમે નિશ્ચય કરેલો છે કે જ્યારે આ પુત્રનો જન્મ થશે ત્યારે તેમનું "વર્દ્ધમાન" એવું ગુણનિષ્પન્ન નામ પાડીશુ. અમારા મનોરથો સર્વ રીતે વૃદ્ધિભાવને પામીને સિદ્ધ થયા છે, તેથી આ કુમારનું " શ્રી વર્દ્ધમાન " એવું નામ રાખીએ છીએ.

પ્રભુ બાળપણથી ધૈર્ય, બળ, પરાક્રમવાન હતા. જ્યારે લગભગ આઠ વર્ષની ઉમરના થયા ત્યારે પોતાની સરખી વયના બીજા રાજકુમારો અને ક્ષત્રીય પુત્રો સાથે રમત કરતા. એક વખતે તેઓ સઘળા નગર બહાર ઉદ્યાનમા રમત ગમત અને ક્રિડા કરે છે. તે સમયે ઇંદ્ર મહારાજ પોતાની સભામાં બેઠા છે. પ્રસંગવશાત ભરતક્ષેત્ર તરફ તેમનો ઉપયોગ ગયો, અને અવધિજ્ઞાનના બળથી પ્રભુને ક્રિડા કરતાં જોયા. તેમણે ભક્તિરાગથી પ્રભુના બળ ઐશ્વર્યનાં સભા આગળ વખાણ કર્યાં. સભાના દેવોમાથી એક મિથ્યાત્વિ દેવને ઇંદ્ર મહારાજના તે વચન ઉપર વિશ્વાસ આવ્યો નહી, અને વિચાર કરવા લાગ્યો કે, મનુષ્ય જાતિમાં કોઇ દેવના જેવો બલવાન

હોઇ શકેજ નહીં. દેવોના બલ આગળ તેમનું બલ કંઇ વિશાતમાં હોતું નથી, છતાં ઇંદ્ર મહારાજ જે વખાણ કરે છે તે અતિશયયોક્તિ ભરેલું છે. હું તેમની પરિક્ષા કરૂં, એવા વિચારથી તે દેવ ઉત્તર વૈક્રિય શરીર ધારણ કરી જ્યાં પ્રભુ સમાન વયના કુમારો સાથે ક્રિડા કરે છે, ત્યાં આવ્યો.

ભગવંત સહ બાળકો આમ્લકી ક્રીડા એટલે ઝાડ ઉપર ચઢવા ઉતરવાની રમત કરતા હતા. ભગવંત એક બીજડીના વૃક્ષ ઉપર ચઢી ક્રીડા કરતા હતા, તે વખતે પેલો દેવ એક ભયંકર સર્પનુરૂપ ધારણ કરી, તે વૃક્ષના થડે વીંટાઇ ગયો, અને ફુંફાડા મારવા લાગ્યો. એકાએક ભયંકર સર્પને જોઇને બીજા બાલકુમારો ભય અને ત્રાસ પામી નાશેવા લાગ્યા. ભગવંત તેનાથી લેશમાત્ર પણ ભય કે ત્રાશ પામ્યા નહીં. નાશતા બાલ કુમારોને આશ્વાસન આપી નાશતા અટકાવ્યા, અને નિર્ભય રીતે ભયંકર સર્પને પકડીને દૂર ફેંકીદીધો, અને પાછા પુર્વવત્ સઘળાઓ રમત રમવા લાગ્યા.

એજ દેવ ફરી પણ બીજા કુમારોના જેવું રૂપ કરી તેમના ભેગા રમવા લાગ્યો. રમતમાં એવી શરત રાખવામાં આવી કે, એ રમતમાં જે જીતે તે બીજાના પૃષ્ઠ ભાગ ઉપર ચઢે. એ રમતમાં ભગવંત જીત્યા, અને બીજા કુમારો હારી ગયા. તેમાં દેવપણ હારી ગયો. શરત મુજબ હરેકની પીઠ ઉપર ભગવંત ચઢીને સરત પુરી કરતા; અનુક્રમે પેલા દેવનો વારો આવ્યો, અને તેના પૃષ્ઠ ભાગ ઉપર ચઢયા. એ દુષ્ટ બુદ્ધિવાળો દેવ, પોતાની ધારણા પાર પાડવાનો સમય આવ્યો જાણીને વૈક્રિય શરીરને વધારવા લાગ્યો. તે સાત તાડ જેટલો ઉંચો થયો, અને ભયંકર રૂપ ધારણ કરી પ્રભુને ભય પમાડવા વિવિધ રીતે કુચેષ્ટા કરવા લાગ્યો. પ્રભુ જરા પણ ભય પામ્યા નહીં. પ્રભુએ અવધિજ્ઞાનનો ઉપયોગ મુકી જોયું તો મિથ્યાત્વિદેવની કુચેષ્ટા તેમના જાણવામાં આવી. પ્રભુએ પૃષ્ઠ ભાગ ઉપર એક મુષ્ટિ મારી, જે દેવનાથી સહન થઇ શકી નહી. તે વામન રૂપ જેવો થઇ ગયો. તે દેવે પોતાનુ રૂપ બદલી દેવ

પણ પ્રત્યક્ષ થઇ, પ્રભુની સ્તુતિ કરી, અને કહેવા લાગ્યો કે, “હે પ્રભુ ! ઇંદ્રસભા મધ્યે ઇંદ્ર મહારાજે આપના જેવાં વખાણ કર્યાં હતાં, તેવાજ આપ ધૈર્યવંત છો. મેં તો ફક્ત પરીક્ષા નિમિત્તે ભય પમાડવા આ કુચેષ્ટા કરી હતી. તેની હું ક્ષમા માગું છું.” એ પ્રમાણે પ્રભુને ખમાવીને તે દેવ પ્રભુને પગે લાગ્યો, અને પ્રભુનું “શ્રીમહાવીર” એવું નામ સ્થાપી તે પોતાના સ્થાનકે ગયો.

આ બે બનાવોના પ્રસંગે પ્રભુએ બતાવેલી ધૈર્યતા, નિર્ભયપણું અને બળ, એજ તેમનામાં રહેલા અદ્‌ભૂત બળ પરાક્રમની વાનગી રૂપ છે. તીર્થંકર થનારા જીવમાં એક કુદરતી આશ્ચર્યતા એ રહેલી છે કે, એ તે ભવની પહેલાંના ભવમાં ગમે તે ગતિ યા જાતીમાં ઉત્પન્ન થએલા હોય, તેમાં પણ એમનો જીવ તેમના સમાન જાતિમાં ઉંચતામાંજ હોય છે. તો પછી આ તીર્થંકર નામ કર્મ જેવી સર્વોત્કૃષ્ટ પુણ્યપ્રકૃતિના બંધ પછી અને છેવટના તીર્થંકરના ભવમાં તેમનામાં ઉત્કૃષ્ટ બળ, વીર્ય, પરાક્રમ હોય તેમાં નવાઇ નથી. તેમના શરીરની રચનાજ સામાન્ય મનુષ્યો કરતાં ઉત્કૃષ્ટ રીતની અદ્‌ભૂત હોય છે. તેમનું સંઘયણ વજ્ર ઋષભ નારાચ અને સંસ્થાન સમચોરસ હતું.

શાસ્ત્રમાં તેનું સ્વરૂપ કેવું બતાવ્યું છે,તે આ પ્રસંગે આપણે જાણવું જોઇએ.

આઠ પ્રકારના કર્મમાં શરીર રચનાના સંબંધે અંગો પાંગાદિ પ્રકૃતિઓ એ નામ કર્મની પ્રકૃતિના એકશોને ત્રણ ભેદોમાં આવે છે. તેમાં સંઘયણ નામ કર્મના છ ભેદ બતાવ્યા છે. તે છ સંઘયણનું સ્વરૂપ કર્મવિપાક નામના પ્રથમ કર્મગ્રંથની આડત્રીશ ઓગણચાલીશમી ગાથા તથા તેની ટીકામાં નીચે પ્રમાણે જણાવ્યું છે.

સંઘયણ—શરીરની અંદર રહેલા હાડ, તેના પુદ્‌ગલો દઢ કરાય, તે અસ્થિનિચય એટલે હાડની રચના વિશેષ તેને સંઘયણ કહે છે. તેના છ ભેદ છે.

૧ હાડની સંધિ, નારાચ એટલે મર્કટબંધ, તે ઉપર ઋષભ એટલે હાડનો પાટો. તે ઉપર તે ત્રણને ભેદે (વિંધે) એવો વજ્ર તે ખીલો; એ ત્રણે યુક્ત હોય તેને વજ્રઋષભનારાચ સંઘયણ કહે છે.

૨ નારાચ તે મર્કટબંધ, તે ઉપર પાટો (ઋષભ હોય, પણ ખીલી ન હોય, તેને ઋષભનારાચસંઘયણ કહે છે.

૩ કેવળ મર્કટબંધજ હોય, પણ પાટો ખીલી ન હોય, તેને નારાચસંઘયણ કહે છે.

૪ એક પાસે મર્કટ બંધ હોય, બીજે છેડે ફક્ત હાડ હોય, તેને અર્દ્ધનારાચસંઘયણ કહે છે.

૫ વચ્ચે ખીલીજ હોય; મર્કટ બંધ પણ ન હોય તેને કીલીકા સંઘયણ કહે છે.

૬ બે પાસે હાડે હાડ અડી રહ્યાં હોય તેને છેવટું સંઘયણ કહે છે

આ છ પ્રકારના સંઘયણના અધિકારી ઔદારિક શરીરવાળા ગર્ભજ તિર્યંચ અને મનુષ્ય છે. દેવતા અને નારકીના જીવો વૈક્રિય શરીરવાળાં હોય છે. તેઓને તેમજ આહારક શરીરવાળાને હાડકાં હોતાં નથી, તેથી તેમને સંઘયણ નથી. વિકલેંદ્રિય એટલે બે ઇંદ્રિય, ત્રીંદ્રિય, ચૌરેંદ્રિય જીવોને છેવટું સંઘયણ જ હોય છે, અને એકેંદ્રિય અસંઘયણિ કહેવાય છે, એટલે તેમનામાં હાડ પણ હોતું નથી. ચરમ શરિરી એટલે મોક્ષે જવાવાળા જીવોને નિયમા પેહલું વજ્રઋષભનારાચ સંઘયણ હોવું જોઇએ, એટલે એ સંઘયણવાળા જીવોજ ક્ષપકશ્રેણી માંડી ચાર પ્રકારના ઘાતિ કર્મ ખપાવી, કેવળજ્ઞાનાદિ આત્મિક લક્ષ્મી પ્રગટ કરી મોક્ષે જવાના અધિકારી છે. વર્તમાન પાચમા આરામા તેનો નિષેધ છે. આ કાલના મનુષ્યોને છેવટુ સંઘયણ હોય છે. ભગવંત મહાવીરના શરીરના હાડની રચના વજ્રઋષભનારાચસંઘયણ વાળી

હતી. એની ગણત્રી બેતાલીશ પ્રકારની પુણ્યપ્રકૃતિમાં અને બાકીનાની પાપ પ્રકૃતિમાં કરવામાં આવેલી છે. શરીરનો આકાર તેને સંસ્થાન કહે છે તેને પણ છ ભેદ છે. છ પ્રકારના સંસ્થાનનું સ્વરૂપ એજ કર્મ ગ્રંથની ચાલીશમી ગાથાના વિવેચનમાં આ પ્રમાણે વર્ણન કરેલું છે.

૧ સમચતુરસ્ત્ર સંસ્થાન–મનુષ્ય પર્યંકાસને બેસે; તેના બે ઢીંચણ વચેનું અંતર ૧, તથા જમણો ખભો અને ડાબા ઢીંચણ વચેનું અંતર ૨, ડાબા ખભા અને જમણા ઢીંચણ વચેનું અંતર ૩, અને પલાંઠીના મધ્ય પ્રદેશથી નિલડ-કપાલનું અંતર ૪, એ ચારે પાસે સરખું હોય, અને સર્વાંગે સુંદર હોય તેને સમચતુરસ્ત્ર સંસ્થાન કહે છે.

૨ ન્યુગ્રોધ પરિમંડળ સંસ્થાન–નાભિ ઉપર સંપૂર્ણ સુંદર અવયવ હોય અને હેઠેના પ્રદેશમાં હીનાધિક હોય તેને ન્યુગ્રોધ પરિમંડળ સંસ્થાન કહે છે.

૩ સાદિ સંસ્થાન–નાભિથી નીચે સંપૂર્ણ અવયવ હોય અને ઉપર હીનાધિક હોય તેને સાદિ સંસ્થાન કહે છે.

૪ કુબ્જ સંસ્થાન–હાથ, પગ, મસ્તક, ગ્રીવા ( ડોક ) સુલક્ષણ હોય અને હૃદય, પેટ, હીન હોય તેને કુબ્જ સંસ્થાન કહે છે

૫ વામન સંસ્થાન– હૃદય તથા પેટ સુલક્ષણ હોય અને હાથ, પગ, શીર, ગ્રીવા કુલક્ષણ હોય તેને વામન સંસ્થાન કહે છે.

૬ હુંડક સંસ્થાન–સર્વ અંગોપાંગ કુલક્ષણ હીનાધિક હોય હોય તેને હુંડક સંસ્થાન કહે છે.

આ છ પ્રકારના સંસ્થાનમાં દેવતાઓને સમચતુરસ્ત્ર સંસ્થાન હોય ગર્ભજ મનુષ્ય એ છ સંસ્થાનના અધિકારી છે તેમ ગર્ભજ તિર્યંચ પણ એ છના અધિકારી છે. બાકીના સર્વ જાતિના જીવો છેલા હુંડક સંસ્થાનના અધિકારી છે. ભગવંત મહાવીરના શરીરની

રચના સમચતુરસ્ર સંસ્થાનની હતી. તેમના શરીરનો વર્ણ સુવર્ણ વર્ણનો હતો અને કાંતિ નિર્મળ હતી.

આયુષ્યના મુખ્યત્વે બે પ્રકાર છે. સોપક્રમ આયુષ્ય, અને બીજું નિરૂપક્રમ આયુષ્ય. જેમાં આયુષ્ય મર્યાદાને સાત પ્રકારના ઉપક્રમમાંથી કોઈપણ એક ઉપક્રમ લાગી આયુષ્ય જલદી ભોગવાઈ જઈ મરણ થાય, જેને વ્યવહારિક ભાષામાં આયુષ્ય તુટી જાય એમ કહેવામાં આવે છે, તેને સોપક્રમ આયુષ્ય કહે છે. જેને સાત પ્રકારના ઉપઘાત લાગવા છતાં અથવા મરણાંત કષ્ટના ઉપસર્ગ થયા છતાં, આયુષ્ય તુટે નહીં તેને નિરૂપક્રમ આયુષ્ય કહે છે. સર્વ તીર્થંકરો, સલાકા પુરૂષો, ચરમ શરીરી એટલે તે ભવે મોક્ષ ગામી નિયમા નિરૂપક્રમ આયુષ્યવાળાજ હોય છે. ભગવંત મહાવીર નિરૂપક્રમ આયુષ્યવાળા હતા.

તીર્થંકરોને જન્મથીજ કેટલાક અતિશયો હોય છે. એટલે સામાન્ય મનુષ્ય કરતાં તેમના શરીરના અંગે કેટલીક વિશેષતા હોય છે. તેમનું શરીર સર્વાંગ સુંદર, નિર્મળ કાન્તિવાળુ હોવા ઉપરાંત, તેમના શરીરમાં જે રૂધીર રહેલું હોય છે તે ગાયના દુધ જેવું શ્વેત હોય છે. શ્વાસોશ્વાસ સુગંધમય હોય છે. તેમના શ્વાસોશ્વાસમાંથી કદી પણ દુર્ગંધ નિકળતીજ નથી. તેઓ આહાર નિહાર કરે તેને ચર્મચક્ષુવાળા જીવો જોઈ શકે નહી. જન્મથીજ નિરોગી હોય છે. એવા તેમના અતિશય હોય છે. તેજ નિયમાનુસાર ભગવંતના શરીરના અંગે પણ તેજ પ્રમાણેના અતિશય હતા.

સામાન્ય મનુષ્યના શરીર કરતાં તેમની ઉંચાઈ પણ બમણી હતી, એટલે પૂર્ણ ખીલવણી પામ્યા પછી ભગવંતના શરીરના દેહનુમાન સાત હાથનું હતું. આવા પ્રકારના ઉત્તમોત્તમ શરીરની રચના, નિર્મળ અને ભવ્ય કાન્તિ, શરીરે નિરોગીપણું એ સર્વ આત્મ પ્રદેશમાં રહેલા પુણ્ય કર્મના વિપાકોદયનોજ પ્રભાવ છે વર્તમાનકાળ આશ્રીત દેશ કાળાનુસાર સુંદર અને ભવ્ય શરીરાકૃતિ, નિરોગીપણાની પ્રાપ્તિ જેમને હોય છે, તે પણ

તેમના જીવે પૂર્વે કરેલા પુણ્ય કર્મના સંચયનોજ વિપાકોદય સમજવાનો છે.

પ્રાચીન કાલમાં પુત્ર ઘણુભાગે સાત વર્ષનો થાય, ત્યારે તેને નિશાળે ભણુવા બેસાડવાનો રીવાજ હતો. એના અંગે જે વિધિ કરવામાં આવતો તેને "નિશાળ ગરણું" કહેવામાં આવતું હતું. પ્રાચે બાળકોના અંગે વાળ ઉતરાવવાની, નિશાળે બેસાડવાની, કન્યાનું લગ્ન કરવાની જે ક્રિયા કરવામાં આવે છે, તે બાળકના એકીના વર્ષોમાં કરવાનો રીવાજ હોય છે. ત્રણ, પાંચ, સાત, નવ, અગીઆર, તેર, એ એકીના વર્ષ ગણાય છે. કન્યાના લગ્ન કાળના વર્ષ ગણુવામાં તો જો એકીના વર્ષમાં મુહૂર્ત ન આવતું હોય, તો તેના ગર્ભના મહીના ગણત્રીમાં લઈને, એકીના વર્ષનો મેળ બેસાડી સંતોષ માની લેવામાં આવે છે.

ભગવંતની ઉમર સાત વર્ષની પુર્ણ થઈ, આઠમાની શરૂવાત થવાની હતી, તેવા સમયમાં ભગવંતને વિદ્યાગુરૂ પાસે નિશાળે ભણુવા બેસાડવાની તેમના માતા પિતાની ઇચ્છા થઇ. તીર્થંકરો ગર્ભમાં ઉત્પન્ન થાય છે ત્યારથીજ મતિ, શ્રુત અને અવધિજ્ઞાન સહિત હોય છે, એટલે તેમને કોઇ વિદ્યાગુરૂની પાસે ભણાવવા મુકવાની જરૂરજ નથી. જગતમાં તેમનો કોઈ ગુરૂજ હોતો નથી. તેઓ સ્વયં બુદ્ધિશાળી હોય છે. ભગવંત મહાવીર પણ ગર્ભમાં ઉત્પન્ન થયા ત્યારથી મતિ, શ્રુત, અને અવધિજ્ઞાન સહિત હતા.

આવા ત્રણ જ્ઞાન સહિત પ્રભુને જગતના સામાન્ય જીવો અને વિદ્વાનો કરતાં તો વિશેષ જ્ઞાન હોય છે; વિદ્યાપાઠકો અથવા ગુરૂઓને અવધિજ્ઞાન જેવું અમૂલ્ય આત્મપ્રત્યક્ષ જ્ઞાન હોતુંજ નથી. ભગવંતને તો એ આત્મપ્રત્યક્ષ જ્ઞાન હતું; એટલે લોકમાં રહેલા તમામ રૂપી પદાર્થોના સ્વરૂપને જાણી અને જોઇ શકતા હતા. તેઓને વ્યવહારની તમામ કળાઓ અને વિજ્ઞાનના અંગે નવીન શીખવાપણુંજ ન હતુ; છતાં માતાપિતાએ તો પોતાની ફરજ વિચારી તેમને નિશાળે ભણુવા મુકવાની "નિશાળ ગરણાની" ક્રિયા કરી શુભ મુહૂર્તે સ્વજન અને રાજ સેવકો, મહારાજા વિગેરે આમંત્રણ

કરવા લાયક જનોને આમંત્રણ કરી, મોટા આડંબર પૂર્વક વરઘોડો ચઢાવી અધ્યાપકશાળાએ ગયા, અને અધ્યાપકની પાસે પ્રભુને બેસાડયા.

ભગવંત નહાના બાળક છતાં મહાન ગંભીર સ્વભાવના હતા. પોતાને ભણવા જેવું કંઇ નથી, અને આં સઘળો ઠઠારો કરવાની કંઇ જરૂર નથી એમ લાગ્યું; છતાં ગર્ભમાંથીજ વિનયવાન આં બુદ્ધિશાળી અને વિનયવાન બાલક, પોતાની છત નહિ જણાવતા માતાપિતાની આજ્ઞા મુજબ નિશાળે ગયા.

તીર્થંકરોના આચારથી વિરૂદ્ધાચારની થતી વિધિના પ્રસંગે ઇંદ્ર મહારાજનું આસન ચલાયમાન થાય છે. આસન ચલાયમાન થતાં ઇંદ્રે તેના કારણનો તપાસ કરવા અવધિજ્ઞાનનો ઉપયોગ મુકયો, અને ભગવંતને ભણવા સારૂ નિશાળે ભણવા મુકવાનો વિધિ થતો જોયો. તેઓ વિચાર કરવા લાગ્યા કે, ભગવંતને શું ભણવાનું છે ? તે તો સ્વયંબુદ્ધિશાળી છે. તેમને ભણવા જેવું કંઇ છેજ નહિ. આંબાને તોરણ બાંધવું, અમૃતની અંદર મીઠાશ નાખવી, અને સરસ્વતિને ભણાવવી, તેના જેવો આ બનાવ છે. ભગવંત તો વિના અભ્યાસે પંડિતજ છે. તો એમને ભણાવવાને નિરર્થક ઉદ્યમ શાનો કરવાનો? આ તો તીર્થંકરનો અવિનય અને આશાતના થાય છે એમ વિચારી ઇંદ્ર મહારાજ, વૈક્રિયલબ્ધિથી એક વૃદ્ધ બ્રાહ્મણનું સ્વરૂપ લઇ,જે અધ્યાપકશાળાએ પ્રભુને ભણવા બેસાડવા લઇ જવામાં આવ્યા હતા, અને જ્યાં મોટો જન સુમહાય મળેલો હતો, તે સ્થળે જઇ બેઠા; અને કેટલાક શાસ્ત્રના પ્રશ્નો પ્રથમ ઉપાધ્યાયને પુછયા. પરંતુ ઉપાધ્યાયથી તેના બરાબર જવાબ અપાયા નહીં. ત્યારે તે વૃદ્ધબ્રાહ્મણે ભગવંતને તેજ પ્રશ્નો પુછયા. તેના તુર્ત ઉત્તર ભગવંતે આપ્યા. વ્યાકરણ ગણિતાદિ વિષયોના ઘણા ગુઢ પ્રશ્નો ભગવંતને પુછવામાં આવ્યા, તેના પણ ઉત્તર ભગવંતે આપ્યા.તે વખતે ઉપાધ્યાય મનમાં વિચાર કરવા લાગ્યા કે મ્હારા મનના જે સંદેહ છે, તે તો હજુ સુધી કોઇ પંડિતે

ભાંગ્યા નથી અને આ બાળક રાજકુમારે ભાગ્યા એતો આશ્ચર્ય જણાય છે વળી તે વૃદ્ધ બ્રાહ્મણે ભગવંતને શબ્દોની ઉત્પતિ સંબંધે, અને ૧ સંજ્ઞાસૂત્ર, ૨ પરિભાષા સૂત્ર, ૩ વિધિસૂત્ર, ૪ નિયમ સૂત્ર, ૫ પ્રતિષેધ સૂત્ર, ૬ અધિકાર સૂત્ર, ૭ અતિદેશ સૂત્ર, ૮ અનુવાદ સૂત્ર, ૯ વિભાષ સૂત્ર, ૧૦ નિપાત સૂત્ર; એ દશ સૂત્રના પૃથક પૃથક અર્થ પુછયા; તેના પ્રભુએ ઉત્તર આપ્યા તે વખતે ત્યાં જિનેંદ્ર વ્યાકરણ પ્રગટ થયું. આ સર્વ જોઇ ઉપાધ્યાય ચમત્કાર પામ્યો. ઇંદ્રમહારાજે ઉપાધ્યાયને જણાવ્યું કે તમે એમને બાળક સમજસો નહીં. એ તો ત્રણે જ્ઞાન સહિત, ત્રણ ભુવનના સ્વામી, સર્વજ્ઞ શ્રીમહાવીર દેવ છે. એ સાંભળી ઉપાધ્યાય શ્રીમહાવીર કુમારને પગે લાગ્યા, અને બે હાથ જોડી વિનય અને નમ્રતાથી પ્રભુને વિનંતી કરી કહ્યું કે, " અરે પ્રભુ ! તમે મોટા શ્રુતજ્ઞાની છો, હું તો અપૂર્ણ કલશના જેવો અધુરો છું. આપ મહારા ગુરૂ છો. " પ્રભુએ પણ તેમને શાંત્વન આપ્યું. વૃદ્ધ બ્રાહ્મણના રૂપે આવેલા ઇંદ્રના સમક્ષ તે અધ્યાપકને ઘણું દાન આપી સંતોષ પમાડયો. સર્વ લોક સમક્ષ જેવી રીતે વાજતે ગાજતે આંડબર પૂર્વક પ્રભુને ત્યાં લાવવામાં આવ્યા હતા, તેવી રીતે તેમને રાજમહેલમાં લઇ જવામાં આવ્યા. વૃદ્ધ બ્રાહ્મણ રૂપે આવેલ ઇંદ્ર મહારાજે પોતાનું સ્વરૂપ પ્રકટ કર્યું. સર્વ લોકને એ પ્રભુ છે, એવું પ્રભુનું પ્રભુત્વ કહીને સ્વસ્થાનકે ગયા. આ ચમત્કારથી માતા પિતાને ઘણોજ હર્ષ અને આનંદ થયો.

બાલકને કેટલા વર્ષની ઉમ્મરે ભણવા સારૂ નિશાળે મુકવો એ એક અતિ મહત્વનો પ્રશ્ન છે. પ્રાચીન કાળમાં છ વર્ષની ઉમર પુરી થયા પછી અને સાતમા વર્ષમાં નિશાળે મુકવાનો નિયમ હોવો જોઇએ, એમ ભગવંતના આ પ્રસંગ ઉપરથી જણાઇ આવે છે; કેમકે તેમના સાતમા વર્ષમાં તેમને નિશાળે ભણવા મુકવાનો વિચાર તેમના માતા પિતાના મનમાં ઉદ્ભવેલો જણાય છે.

તીર્થંકરો જન્મથીજ સંસારમાં આસક્તિ રહીત વર્તે છે.

પંચેંદ્રિયના વિષયોના ભોગોપભોગમાં તેઓ વિરક્ત મનવાળા હોય છે; છતાં ભોગકર્મ ઉદય આવ્યું છે તે ભોગવ્યા શીવાય ક્ષય થવાનું નથી, એમ વિચારી લોલુપતા અને તીવ્ર જીજ્ઞાસા શીવાય તેમાં ઉદાસીન ભાવથી પ્રવૃત્તિ કરે છે. તેઓ ગર્ભમાંથીજ ત્રણ જ્ઞાન સહિત હોવાથી પોતાના પૂર્વભવોમાં દેવગતિમાં દીવ્યભોગ ભોગવેલા તેઓ જાણી શકે છે. દેવલોકના પુદ્ગલીક વૈભવોના મુકાબલે મનુષ્ય લોકના વૈભવો કંઇજ હિસાબમાં નથી. મનુષ્ય-લોકમાં સર્વોત્કૃષ્ટ વૈભવ અને ભોગ સામગ્રી ચક્રવર્તીને ત્યાં હોય છે; તેના કરતાં અસંખ્ય ઘણી રિદ્ધિ દેવલોકના સામાન્ય દેવોને હોય છે, તો પછી મહર્દ્ધિક દેવોની ઋદ્ધિનું તો પુછવુંજ શું ? એવા મહર્દ્ધિક દેવોમાં ઉત્પન્ન થઇ ત્યાં અનંત ઉત્કૃષ્ટ પુદ્ગલીક સુખ ભોગવી, આ મનુષ્ય ભવમાં ઉત્પન્ન થનાર તીર્થંકરના જીવ, જેઓ જ્ઞાનબલે તે સર્વ ભાવ જાણી અને જોઈ શકે છે, તેમને આ લોકના વિષયો તુચ્છ લાગે એમાં નવાઇ નથી. તે કારણથી તે ભોગ ભોગવવામાં તેઓ લોલુપ ભાવને ધારણ કરે નહી એ સહજ છે. બીજું પણ કારણ એ છે કે તીર્થંકરના જીવ સંપૂર્ણ મતિ અને શ્રુતજ્ઞાનવાલા હોય છે. તેમના યોગે વસ્તુ અને પદાર્થના સ્વભાવ યાને ધર્મ જાણે છે. પંચેંદ્રિયના વિષયો એ પુદ્ગલને પોષનારા છે, તેમાં કંઇ આત્મધર્મ રહેલો નથી. આસક્તિથી ભોગ ભોગવવાથી નવીન કર્મ બંધ પડે છે;અને ભોગકર્મ ફળ જાણી આસક્તિ રહિત તેનો ઉપભોગ કરવાથી નવીન બંધ પડતો નથી. વર્તમાન ચોવીશીના ચોવીશ તીર્થંકરોમાંથી ઓગણીશમા તીર્થંકર શ્રી મલ્લીનાથ, અને બાવીશમા શ્રી નેમનાથ પ્રભુને ભોગાવલી કર્મ બાકી નંહી હોવાથી તેઓએ કુમારાવસ્થામાંજ દિક્ષા લીધેલી હતી, અને લગ્ન કરેલ નહોતાં. બાકીના બાવીસ તીર્થંકરોએ ભોગાવલી-કર્મ સત્તામાં હોવાથી લગ્ન કરેલ છે. સોલમા તીર્થંકર શ્રી શાન્તિ-નાથ, સત્તરમા શ્રી કુંથુનાથ, અને અઢારમા શ્રી અરનાથ આ ત્રણ તીર્થંકર તો ચક્રવર્તી પણ હતા. તેથી ચક્રવર્તીને લાયકની તમામ

ભોગ સામગ્રી અને રિદ્ધિ પ્રાપ્ત થએલી હતી; છતાં જેટલો કાલ ગૃહસ્થાવાસમાં રહ્યા તેટલો કાલ ઉદાસીન ભાવથીજ રહેલા હતા. જે વખતે ભોગકર્મ ક્ષીણ થએલું તેમણે જાણ્યું કે તુર્ત સર્વ વૈભવ છોડીને ચારિત્ર અંગીકાર કરેલું હતું.

સાત હાથની ઉંચી કાયાવાલા પ્રભુ અનુક્રમે યોવનવયને પ્રાપ્ત થયા, એટલે વનના હાથીની જેમ નિર્ભય રીતે ગમન કરવા લાગ્યા. ત્રૈલોક્યમાં ઉત્કૃષ્ટ એવું રૂપ, ત્રણ જગતનું પ્રભુત્વ અને નવીન યૌવન પ્રાપ્ત થયા છતા પ્રભુને જરા પણ વિકાર ઉત્પન્ન થયો નહિ.

૧ યુવાવસ્થા, ૨ રાજદરબારમાં માન અથવા રાજસત્તા, ૩ બળ, અને ૪ ઐશ્વર્ય—ઠકુરાઇ, આ પૈકી કોઇ પણ એક મનુષ્યને ગર્વિષ્ટ અને વિવેકાંધ બનાવી અનર્થ અને અનુચિત પ્રવૃત્તિ કરાવે છે, તો આ ચારેની પ્રાપ્તિ જેમને હોય તેઓ તો વિશેષ રીતે ઉન્માદ બને તેમાં નવાઇ નથી.

ભગવંત મહાવીરને તો આ સર્વ સામગ્રી એકી સાથે હતી, અને વિશેષમાં દેવો પણ તેમના સેવક હતા, તો પણ તેમનામાં વિકારનો કે મદનો એક અંશ પણ ન હતો. એજ તે મહાપુરૂષની મહત્તા દર્શાવનાર છે.

આ બાલકુમારનું સર્વાંગ સુંદર રૂપ, ઉત્કૃષ્ટ ગુણો, બલ અને પરાક્રમથી મોહ પામી, સમરવીર રાજાએ યશોદા નામની પોતાની રાજકુમારીકાને, શ્રી વર્દ્ધમાન કુમાર સાથે લગ્ન કરવા સારૂ, પોતાના મંત્રીઓ સાથે ક્ષત્રીયકુંડ નગરે સીદ્ધાર્થ રાજાની તરફ મોકલી. મંત્રીઓએ ત્યાં આવી ભગવંતના પિતાને મળીને પ્રાર્થના કરી કે, “ અમારા સ્વામીએ પોતાની પુત્રી યશોદાને આપના પુત્ર શ્રી વર્દ્ધમાન કુમારને આપવા માટે અમારી સાથે મોકલેલ છે. અમારા સ્વામી પ્રથમથીજ આપના સેવક છે, અને આ સંબંધવડે તે મજબુત થશે. અમારા ઉપર પ્રસન્ન થઇને તેનો અનુગ્રહ કરો. ”

રાજાએ ઉત્તર આપ્યો કે, મને અને રાણીને એ કુમારનો લગ્ન મહોત્સવ જોવાનો ઘણો મનોરથ છે. પણ એ તો જન્મથીજ સંસારથી વિરક્ત છે, તેથી તેમની પાસે વિવાહાદિ પ્રયોજનની વાત પણ કરી શકતા નથી. તો પણ તમારો આગ્રહ છે તો, તેમના મિત્રાદિથી ફરી આ વિષે તેમને કહેવરાવીશું, અને પછી તમોને જવાબ દેઇશું.

રાજાએ ત્રિશલાદેવી સાથે સલાહ કરી, કુમારના મિત્રોને લગ્નની અનુમતિ લેવા તેમની પાસે મોકલ્યા. તેઓ કુમાર પાસે ગયા, અને વિનયપૂર્વક પિતાજીની આજ્ઞા કહી સંભળાવી.

કુમારે જવાબ દીધો કે—" તમોને મારો સહવાસ છે. ગૃહસ્થાવાસ મને રૂચતો નથી. હું તેનાથી પરાઙ્મૂખ છું, એ વાત તમો જાણો છો; છતાં તમે શા માટે આવી વાત મહારી પાસે લાવો છો ? "

મિત્રોએ કહ્યું—" હે કુમાર ! તમને અમે સદા સંસારથી ઉદ્વિગ્ન માનીએ છીએ, પણ તમોને માતાપિતાની આજ્ઞા અલંઘ્ય છે, એમ અમો સારી પેઠે જાણીયે છીએ. વળી અમારા પૈકી કોઇની પણ યાચનાની અવમાનતા કદી આપે કરી નથી, તો આજે એકી સાથે સૌની અવમાનતા આપ કેમ કરવા તૈયાર થયા છો ? "

કુમારે જવાબ દીધો કે, "અરે મોહગ્રસ્ત મિત્રો ! તમે સંસારના બંધનને વધારનાર એવો આગ્રહ કેમ કરો છો ? સ્ત્રી વિગેરેનો પરિગ્રહ તો ભવ ભ્રમણનુંજ કારણ છે. વળી મહારા માત પિતાને મહારા વિયોગનું દુઃખ ન થાઓ, એવા હેતુથીજ હું દીક્ષા લેવાને ઉત્સુક છતાં પણ હાલ દીક્ષા ગ્રહણ કરતો નથી, એ શું તમો નથી જાણતા. ? "

એટલામાં રાજાની આજ્ઞાથી ત્રિશલા દેવી પોતે ત્યાં આવ્યાં.

માતાને જોઇને પ્રભુ ઉભા થયા. અને બહુમાનપૂર્વક ઉંચા રત્નસિંહાસન પર બેસાડી નમ્રતા પૂર્વક માતાને કહ્યું કે, "હે માતા !

આપશ્રી અહીં આવ્યા તે બહુ સારૂં થયું. આપને તકલીફ લેવાનું શું કારણ હતું ? મને બોલાવ્યો હોતતો હું આપની આજ્ઞાથી તુર્તજ આપની પાસે હાજર થાત. ”

દેવીએ કહ્યું, “ અમારા ઘણા ઉદયનું કારણભૂત તમે જે અમારે ઘેર ઉત્પન્ન થયા છો, તે કાંઇ અમારા અલ્પ પુણ્ય નથી તમને અવલોકન કરતાં ત્રણ જગતના જીવોને પણ તૃપ્તિ થતી નથી, તો તમારા દર્શન રૂપ દ્રવ્ય વડે મહાધનીક એવા અમોને કેમ તૃપ્તિ થાય ? હે કુમાર ! અમે જાણીએ છીએ કે, તમે સંસારથી વિરક્ત છો, તે છતા અમારા પર અનુકંપાથી ગૃહવાસમાં રહ્યા છો. હે વિનયના સ્થાનરૂપ ! તમે જોકે તમારી મનોવૃત્તિને કબજે રાખી એ દુષ્કર કાર્ય કરેલું છે, તથાપિ એટલાથી અમને તૃપ્તિ થતી નથી; તમને અમે વધૂ સહિત જોઇ તૃપ્તિ પામીએ, એમ કરવા માટે સામે આવેલી રાજકન્યા યશોદા સાથે લગ્ન કરો. રાજાજી પણ તમારો વિવાહ મહોત્સવ જોવાને ઉત્કંઠીત છે. અમારા બન્નેના આગ્રહથી અનિચ્છાએ પણ અનુમતિ આપો.”

માતાજીનો આવો અતિ આગ્રહ જોઇ પ્રભુ વિચારમાં પડયા કે, “ આજે આ મારે શું આવી પડયું ? એક તરફ માતા પિતાનો આગ્રહ છે, અને એક તરફ સંસાર પરિભ્રમણનો ભય છે. ખરેખર માતપિતાનો મોહ દુર્નિવાર્ય છે. સંસારમાં મોહનું સામ્રાજ્ય અજેય છે. હવે શું કરવું ? માતાને દુઃખ થાય છે એ શંકાથી ગર્ભમાં પણ હું અંગ સંકોચીને રહયો હતો, તો હવે તેમની મનોવૃત્તિ દુભાય તે બરોબર નહી. વળી મહારે ભોગાવળી કર્મ હજુ બાકી છે; તેથી અનિચ્છાએ પણ તેમની આ આજ્ઞા સ્વીકારવી જોઇએ ” આ પ્રમાણે મનમાં નિર્ણય કરી સંજ્ઞાદ્વારાએ અનુમતિ જણાવી

રાણીએ પુત્રે આપેલી અનુમતિ હર્ષપૂર્વક રાજાને જણાવી. શુભ દિવસે રાજાએ મહાવીર કુમાર અને યશોદાનો વિવાહ મહોત્સવ જન્મોત્સવના જેવો કર્યો. વધૂવરને જોઇને માતા પિતા

પોતાના જીવનને ધન્ય માનતા, જાણે અમૃતરસનું પાન કર્યું હોય તેમ હર્ષ પામવા લાગ્યા.

પ્રભુ આસક્તિ રહિત સંસારીભોગ ભોગવતા, કેટલોક કાલ ગયા પછી પ્રભુ થકી યશોદા દેવીને નામ અને રૂપથી પ્રીય એવી પ્રીયદર્શના નામની પુત્રી થઇ. તેણીને મહા કુલવાન્ અને સમૃદ્ધિવાન જમાળી નામે યુવાન રાજપુત્ર સાથે પરણાવી.

અહીં એટલી વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે, પ્રભુ યુવાન થયા અને તેમને ભોગ સમર્થ જાણી તેમના માતા પિતાએ તેમનું લગ્ન કર્યું યુવાવસ્થા પહેલાં લગ્ન કર્યું ન હતું. આ ઉપરથી નહાની ઉમરમા યુવાવસ્થા પ્રાપ્ત થયા વગર અને ભોગ સમર્થ છે કે નહિ તેનો વિચાર કર્યા શીવાય, પુત્રને લગ્ન સંબંધમાં જોડી દેનાર માતા પિતાએ ધડો લેવા જેવું છે. યુવાવસ્થા પ્રાપ્ત થતા પહેલા નહાની વયમાં પોતાની પ્રજાને લગ્ન સંબંધથી જોડી દેનાર માતા પિતા પોતાના અધિકારનો દુરૂપયોગ કરે છે. પોતાની પ્રજા નિરોગી અને સશક્ત નિવડે તેવી તજવીજ રાખવી, અને તેમને લાયકની કેળવણી આપવી એ તેમની પહેલી ફરજ છે. એ મહત્વની ફરજ બજાવવા તરફ ઉપેક્ષા કરી લગ્ન વિધિને અગ્રપદ આપી દેવામાં તેઓ ખરેખર ભુલ કરે છે. એવી ભુલ ન થાય તેના માટે પ્રભુના આ ચરિત્ર ઉપરથી આપણે ધ્યાનમાં રાખવાનું છે

ભગવંતને નંદીવર્દ્ધન નામના વડીલ ભાઇ હતા, અને સુદર્શના નામના બેહુન હતાં. ભગવંત મહાવીરની ઉમર અઠાવીશ વર્ષની થઇ તે સંધિમાં તેમની માતા પિતા કાળ ધર્મ પામીને દેવલોકમાં ગયાં છે.

એક જુના પત્ર ઉપરના લેખનો અનુવાદ શ્રી વીરશાસન માસિકના પુસ્તક ત્રીજાના બારસા અંકના ટાઇટલ પેજ ઉપર એક મુનિએ પ્રસિદ્ધ કર્યો છે, તેમાં ભગવંતના કટુંબી સંબંધીઓના આયુષ્યના અંગે નીચે પ્રમાણે વર્ણન છે.

૧ સિદ્ધાર્થ રાજાનુ આયુષ્ય ૮૭ વર્ષ. ત્રિશલા રાણીનું આયુષ્ય ૮૫ વર્ષ. નદી વર્દ્ધનનું ૯૮. યશોદાનું ૯૦, સુદર્શનાનું ૮૫, પ્રિયદર્શનાનું ૮૫, ઋષભદત્તનું ૧૦૦, દેવાનંદાનું ૧૦૫, સુપાર્શ્વનું ૯૦.

એ પ્રમાણે આયુષ્યના સંબંધે વર્ણન છે. એ ઉપરથી ભગવંતના માતા પિતા કેટલાક વર્ષની ઉમરે કાળ ધર્મ પામ્યા તે સમજી શકાય છે.

પ્રભુ ગર્ભમાં આવ્યા ત્યારે માતાએ ચૌદ સુપન દીઠાં હતાં, તેથી એ પુત્ર ચક્રવર્તી થશે એવી લોકમાં પ્રસિદ્ધિ થઇ હતી, અને તેજ કારણથી શ્રેણિક ચંડપ્રદ્યોતન પ્રમૂખ બીજા પણ ઘણા રાજાઓએ પોતાના કુમારોને રાજકુમાર મહાવીરની સેવામાં મોકલ્યા હતા.

માતાપિતા દેવલોક સિધાવ્યા બાદ પ્રભુએ વિચાર કર્યો કે, તેમની હૈયાતીમાં દિક્ષા નહિ ગ્રહણ કરવાનો મહારો નિયમ હવે પુરો થયો છે. હવે વિના કારણ ગૃહસ્થપણામાં શા માટે રહેવું જોઇએ ? એમ વિચાર કરી પોતાના મહોટાભાઇ નંદીવર્દ્ધનને પ્રભુએ કહ્યું કે " હે રાજન ! મહારો અભિગ્રહ સંપૂર્ણ થયો છે, માટે હું હવે દીક્ષા લેઇશ. " ત્યારે નંદીવર્દ્ધન રાજાએ જણાવ્યું કે " હે બંધુ ! માતા પિતાના વિરહની પીડાંતો ચાલુ છે. તેવામાં તમો દીક્ષા અંગીકાર કરો એ તો મહારાથી ખમી શકાય નહિં, આ વાત કહીને તમો તો પડેલા ઘા પર ખાર મુકવા જેવું કરો છો તમારો વિયોગ હું કેવી રીતે સહન કરૂં ? હું એકલો શી રીતે રહી શકું ? હું તમોને હાલ અનુમતિ આપવા સમર્થ નથી. " પ્રભુએ તેઓને સમજાવ્યા અને કહ્યું કે, " હે ભાઈ ! પિતા, માતા, ભાઇ, બહેન, સ્રી, પુત્રાદિ સંબંધતો આ જીવ અનેકવાર પરસ્પરના સ્નેહથી બાંધી ચુકયો છે. જીવ એકલો આવ્યો છે, અને એકલો જવાનો છે. તત્વથી સંસારમાં કોઇ કોઇનું સગું નથી, તો હવે કોની સાથે પ્રીતિબંધ કરવો ? આપ

મહારાથી મોટા છો, સંસારનું સ્વરૂપ વિચારો, અને મને પ્રતિબંધ નહિ કરતાં આજ્ઞા આપો."

નંદીવર્ધને ફરી જણાવ્યું કે, "હે ભાઇ! તમો કહો છો તે સર્વ સત્ય છે. શું કરૂં? મહારે મોહનીયકર્મનો ઉદય વિશેષ છે, તેથી તમારા ઉપરનો સ્નેહ, રાગ કમતી થતો નથી. તમો તો મને પ્રાણથી પણ અધિક વહાલા છો. તમારો વિરહ મને અત્યંત પિડા ઉપજાવશે. તમોને ગૃહસંસારથી વૈરાગ્ય ઉત્પન્ન થયો છે, તેથી તમો હવે સંસારમાં રહેવાના નથી, અને દિક્ષા ગ્રહણ કરશો એ હું સારી રીતે સમજું છું. તો પણ મહારા આગ્રહથી હજી બે વર્ષ તમો દિક્ષા અંગીકાર કરશો નહિં."

મહોટા ભાઇનો મોહવશ અતિ આગ્રહ જોઇ, તેમની દાક્ષિણ્યતા અને તેમના ઉપરની અનુકંપાથી, બે વર્ષ ગૃહસ્થાવાસમાં રહેવાની તેમની ઇચ્છાને પ્રભુએ માન આપ્યું. પણ તે સાથે તેમણે શરત કરી કે, હવેથી હુ ગૃહસ્થાવાસમાં છતાં પણ પ્રાસુક અને એષણીય અહાર—અન્ન પાણી લેઇશ. સચિત પાણીનો બીલકુલ ઉપયોગ કરીશ નહિ. તે વારપછી પ્રભુએ અચિત પાણીથી પણ સ્નાન કર્યું નથી. ફક્ત દીક્ષોત્સવમાં સચિત પાણીથી સ્નાન કર્યું હતું, કેમકે તેવો કલ્પ—આચાર છે. ત્યારથી જીવિત પર્યંત બ્રહ્મચર્ય વ્રત ભગવંતે પાળ્યું છે.

ગૃહસ્થાવાસમાં વસ્ત્રાલંકારથી ભૂષિત છતાં શુભ ધ્યાનમાંજ કાળ નિર્ગમન કરતા, અને ઘણો કાળ કાયોત્સર્ગમાં રહેતા.

જે રાજકુમારોને તેમના પિતાઓએ બાળકુમાર વર્દ્ધમાનનો સેવા નિમિત્તે મોકલ્યા હતા, તેઓ પ્રભુનું આ પ્રકારનું ઘોર ધાર્મિક અનુષ્ઠાન જોઇને વિચારવા લાગ્યા કે, એતો ચક્રવર્તી નથી પણ સંયમગ્રાહી છે. તેથી હવે આપણે અહિં રહેવાની જરૂર નથી. એમ વિચારી પોત પોતાના દેશમાં ગયા.

બે વર્ષ ગૃહવાસમાં રાખ્યા પછી, મ્હોટા ભાઇ નંદીવર્દ્ધન રાજાએ દિક્ષા લેવાની આજ્ઞા આપી, એ રીતે પ્રભુ ત્રીસ વર્ષની ઉમર સુધી ગૃહવાસમાં રહયા છે.

શ્રીમદ્ આચાર્ય મહારાજ શ્રી આત્મારામજી સ્વકૃત જૈન ધર્મ વિષય પ્રશ્નોતર ગ્રંથના ૨૯ માં પ્રશ્નના ઉત્તરમાં જણાવે છે કે.

શ્રી મહાવીરજીકે ભોગ વિલાસકી સામગ્રી મહિલ બાગાદિ સર્વથી. પરંતુ મહાવીરજી તો જન્મસેંહી સંસારિક ભોગ વિલાસોસે વૈરાગ્યવાન નિસ્પૃહ રહતે થે; ઔર યશોદા પરણી સોભી માતા પિતા કે આગ્રહસેં, ઔર કિંચિત પૂર્વ જન્મોપાર્જિત ભોગ્ય કર્મનિકાચિત ભોગને વાસ્તે. અન્ય થાતો તિનકી ભોગ્ય ભોગનેમેં રતિ નહી થી.

વીક્રમ સવત પેહલાં ૪૭૦ વર્ષ ઉપર પ્રભુ નિર્વાણ પામ્યા એમ શ્રીમદ્ ન્યાયાંભોનિધી વિજયાનંદ સુરિશ્વરજી મહારાજ ધર્મ વિષયક પ્રશ્નોતર ગ્રંથના પ્રશ્ન ૮૪ ના ઉત્તરમાં જણાવે છે. ભગવંતનું આયુષ્ય ૭૨ વર્ષનું હતું, તેથી ભગવંતનો જન્મ વિક્રમ સવત પહેલાં ૫૪૨ વર્ષપર થયાનું એ ઉપરથી સમજાય છે.





## પ્રકરણ ૧૪ મું.

### વરસીદાન અને દીક્ષાકલ્યાણક.



જ્યાંસુધી ચારિત્રમોહની કર્મનો પ્રબળ ઉદય વર્તતો હોય છે, ત્યાં સુધી જીવને સર્વવિરતી ચારિત્ર ઉદય આવતું નથી. આઠ પ્રકારના કર્મમાં મોહનીકર્મ એ ચોથું અને ઘાતિકર્મ છે. મોહની કર્મના મુખ્ય બે ભેદ છે. દર્શન મોહની અને ચારિત્રમોહની. દર્શન મોહની કર્મની ત્રણ પ્રકૃતિ અને ચારિત્ર મોહની કર્મની પચ્ચીસ પ્રકૃતિ છે. દર્શન મોહની કર્મની ત્રણ પ્રકૃતિ મિથ્યાત્વ મોહની, મિશ્ર મોહની, અને સમ્યકૂત્વ મોહની; અને ચારિત્ર મોહની કર્મની પચ્ચીશ પ્રકૃતિ પૈકી અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર મળી સાત પ્રકૃતિનો પ્રબલ ઉદય વર્તતો હોય, ત્યાં સુધી જીવને સમ્યકૂત્વ ઉદય આવતું નથી; એટલે તે સમ્યકૂત્વના રોધક છે. ચારિત્ર મોહની કર્મની અપ્રત્યાખ્યાની કષાયની ચાર પ્રકૃતિ તથા પ્રત્યાખ્યાની કષાયની ચાર પ્રકૃતિ જ્યાં સુધી પ્રબલપણે ઉદયમાં વર્તતી હોય, ત્યાં સુધી જીવને અનુક્રમે દેશવિરતી કે સર્વવિરતી ચારિત્ર ઉદયમાં આવતું નથી. જ્યારે તે બાર કષાય ક્ષયોપશમ ભાવને પામે છે, ત્યારે જીવને ચારિત્ર ઉદય આવે છે.

ચારિત્ર એ મોક્ષ પ્રાપ્તિનું મૂખ્ય કારણ છે. અષ્ટ કર્મનો ક્ષય

કરવાને ચારિત્ર ધર્મનું અંગીકાર કરવું અને તેનું શુદ્ધ રીતે પાલન કરવું એને શાસ્ત્રકારોએ ઉત્તમોત્તમ રાજમાર્ગ કહ્યો છે. મોક્ષાભિલાષી જીવોને માટે તો તે પુષ્ટ આલંબન છે. ગૃહસ્થપણામાં રહીને કેવળજ્ઞાન પ્રાપ્ત કરનાર મુમુક્ષો અલ્પ છે. જ્યારે સર્વ વિરતીપ્રહિ કેવળજ્ઞાન પ્રાપ્ત કરનાર અનંતા છે. ગૃહસ્થપણામાં રહીને કેવળજ્ઞાન પ્રાપ્ત કરનારની પરિણુતી ભાવથી છઠ્ઠા ગુણુ સ્થાનકને લાયકનીજ વર્તતી હોય છે, અને ગૃહસ્થાવાસમાં તેમની પ્રવૃત્તિપણુ ઉદાસીન ભાવની હોય છે.

અનંતા તીર્થંકરો થઇ ગયા. તે સર્વેએ પોતાની અખૂટ રાજ્ય ઋદ્ધિ, અને ચક્રવર્ત્યાદિ ઋદ્ધિનો ત્યાગ કરી દિક્ષા અંગીકાર કરી હતી. વર્તમાનમાં વીચરતા તીર્થંકરોએ દીક્ષા અંગીકાર કરી છે, અને ભવિષ્યમાં જે તીર્થંકરો થશે તે તમામ દીક્ષા અંગીકાર કરશે, એમ જ્ઞાનીઓનું કથન છે. આત્મ કલ્યાણુના માટે, સર્વ સાવદ્ય વ્યાપારના ત્યાગની, અને પંચ મહાવ્રત અગીકાર કરી તેના અવિચ્છિન્ન પાલનની જરૂર છે, અને તેજ ઉત્સર્ગ, ઉત્તમ મૂખ્ય માર્ગ છે. જેઓની શક્તિ હોય તેમણે તો સર્વ વિરતી ચારિત્રધર્મ–અંગીકાર કરવો એવી જીનેશ્વરની આજ્ઞા છે. જેઓને ચારિત્રધર્મ પાલન કરવાની શક્તિ ન હોય તેમણે ગૃહસ્થધર્મ પાલનરૂપ દેશ વિરતી–સમ્યક્ત્વ મૂળ બારવ્રત તે પૈકી જેટલાં પોતાથી પાળી શકાય, તેટલાં વ્રત અંગીકાર કરી તેનું શુદ્ધ રીતે પાલન કરવું. નિદાન ગૃહસ્થધર્મના અંગે મિથ્યાત્વનો ત્યાગ કરી સમ્યક્ત્વ અંગીકાર કરવું એવી પણુ જીનેશ્વરની આજ્ઞા છે.

તીર્થંકરો તે ભવે મોક્ષે જવાવાળા છે એમ તેઓ જાણે છે, તો પણુ ચારિત્ર અંગીકાર કરે છે. જ્ઞાનોપયોગથી દીક્ષાનો કાળ નજીક આવ્યો છે એમ જાણી તેઓ સંસારથી વિશેષ વૈરાગ્યભાવને પામે છે. જ્યારે તેમનો દીક્ષા લેવાનો એક વર્ષ કરતાં કંઇક અધિક કાળ બાકી હોય છે, ત્યારે લોકાંતિક દેવલોકમાં રહેનાર દેવોનો એવો આચાર છે કે તેઓ તીર્થંકરની પાસે જઇ તેમને વંદન કરીને

વિનંતી કરે કે, " જય, જય નંદા, ! જય, જય ભદ્રા, ! જય જય ક્ષત્રિયને વિષે વૃષભ સમાન ! હે નાથં ! આપ બૂઝો, બૂઝો. હે જગત જીવના હિતવાંચ્છક ! આપ સુખકારી, મોક્ષને આપનાર એવું જે ધર્મતીર્થ તેને પ્રવર્તાવો. " એ પ્રમાણે વિનંતી કરે છે એ નિયમાનુસાર ભગવંતના ઓગણત્રીસમા વર્ષમાં તે દેવાએ આવીને ધર્મતીર્થ પ્રવર્તાવવાને વિનંતી કરી ભગવંતે પણ પોતાનો દીક્ષા લેવાનો અવસર જાણી, દીક્ષાના દીવસથી એક વર્ષ પહેલાં વાર્ષિકદાન આપવાની શરૂઆત કરી.

દાન એ પણ આત્મ ધર્મ પ્રગટ કરવાનો ઉપાય છે. અનાદિ કાળથી જીવને ગ્રહણ કરવાનો, લેવાનો સ્વભાવ પડી ગયો છે. એ લોભકષાયની નીશાની છે. આહાર સંજ્ઞા, ભય સંજ્ઞા, મૈથુન સંજ્ઞા, અને પરિગ્રહ સંજ્ઞા, એ ચાર સંજ્ઞા જીવને અનાદિ કાળથી સાથે લાગેલી છે. જીવ તેમાં એક રૂપ થઇ ગયો છે. તે જાણે આત્માના સ્વાભાવિક ગુણ હોય એમ તેમાં પ્રવૃત્તિ કરે છે. એ ચારમાં જે જે પ્રવૃત્તિ કરવી તે બહિરાત્મ ભાવ છે, એમ જીવને પોતને લાગતું નથી. લોભ કષાયના પ્રબલ ઉદયવાલા જીવને તો મરણ કાળ નજીક આવેલો હોય છે ત્યાંસુધી પણ પરિગ્રહ ઉપરથી મમત્વભાવ કમી થતો નથી. તેવા જીવને દાનાન્તરાય કર્મનો એવો તો ઘાટો ઉદય હોય છે કે, એક દમડી પણ કોઇને આપવી તે જીવ આપ્યા બરાબર તેને લાગે છે.

દાન, શીયલ, તપ અને ભાવ એ ચાર પ્રકારનો ધર્મ જીનેશ્વરોએ કહયો છે; અને તેના આરાધનથી આત્મધર્મ પ્રગટ થાય છે. એટલુંજ નહીં પણ એ ચારનું આરાધન પરંપરા મોક્ષ ફળને આપનાર છે. જીવની અનાદિની અશુદ્ધ પ્રવૃત્તિને બદલાવનાર અને શુદ્ધાચાર શીખવનાર એ ચાર પ્રકારનો ધર્મ છે પરિગ્રહ ઉપરથી મૂર્છા કમી થાય ત્યારેજ દાન આપી શકાય છે પરિગ્રહ સંજ્ઞાને જીતવાને દાન એ પણ એક કારણ છે. શીયલ એ મૈથુન સંજ્ઞાનો પ્રતિસ્પર્ધી ગુણ છે; જેમ જેમ જીવ શીયળ-ગુણમાં

વધતો જાય છે, તેમ તેમ તેનામાં રહેલી મૈથુન ભાવના કમી થતી જાય છે અનાદિ કાળની એ અશુદ્ધ વૃત્તિને જીતવાને શીયળ એ પ્રબલ શસ્ત્ર છે બ્રહ્મચર્ય શબ્દનું રહસ્ય એ છે કે, મોક્ષ માર્ગમાં પ્રવૃત્તિ કરવી. શુદ્ધ બ્રહ્મચર્ય પાળનાર મોક્ષ માર્ગ આરાધન કરનારની ગણત્રીમાં આવે છે; તેથી શીયલ એ પણ ધર્મ છે બીજી રીતે શીલ એ ઉત્તમ પ્રકારના આચારનું નામ છે, અને ચારિત્ર ધર્મનું પાલન એજ ઉત્તમ પ્રકારનો આચાર છે. તેથી શીળધર્મથી દેશ વિરતી ચારિત્ર ધર્મનું પાલન એને પણ ધર્મ કહયો છે; અને તે પણ આત્મ ગુણ પ્રગટ કરવાનુ પ્રબલ કારણ છે. આહાર કરવો એ આત્મ સ્વભાવ નથી આહારથી શરીરનું પોષણ થાય છે, આત્માનું થતુ નથી. જીવનો મૂળ સ્વભાવ અનાહારી છે એ અનાહારી ગુણ પ્રગટ કરવાને તપ પ્રવૃત્તિ એજ ઉપાય છે. ૧ અનશન, ૨ ઉનોદરી. ૩ વૃત્તિ સંક્ષેપ, અને, ૪ રસ ત્યાગ એ ચારપ્રકારના તપનો સમાવેસ છ પ્રકારના બાહ્ય તપમાં થાય છે તેનું સેવન એજ આહાર સંજ્ઞા ને જીતવાનો ઉપાય છે. જેમ જેમ એનું સેવન વધતું જશે તેમ તેમ આહાર સંજ્ઞા કમી થશે. "ઇચ્છા રોધન" એ તપનુ મૂળ લક્ષણ છે. જગતના ભોગ પદાર્થો ઉપરની ઇચ્છાને રોકવી એ ઉત્તમોત્તમ તપ છે

ઔપશમિક, ક્ષાયિક, ક્ષાયોપશમિક, ઔદયિક અને પરિણામિક એમ મુખ્ય પાંચ ભેદ ભાવના છે તેના ઉત્તર ભેદ ત્રેપન છે. આત્માનો શુદ્ધ સ્વભાવ ક્ષાયિક ભાવ છે; અને તે જ્યારે ચાર પ્રકારના ઘાતિ કર્મ ક્ષય થાય છે, ત્યારેજ સર્વથા પ્રગટ થાય છે. જેમ જેમ કર્મપ્રકૃતિની સત્તા આત્મામાંથી નાશ થાય છે, તેમ તેમ એ ભાવ પ્રગટ થતો જાય છે બાકીના જે ભાવ છે તે કર્મના ઉપશમ, ક્ષયોપશમાદિથી પ્રગટ થાય છે. એનું સ્વરૂપ ષડ્શીતિ નામા ચતુર્થ કર્મ ગ્રંથમાં ગાથા ચોસઠથી સીતેરમી ગાથા સુધીમાં બતાવવામાં આવ્યું છે. જીજ્ઞાસુએ ત્યાંથી સમજી લેવા પ્રયત્ન કરવો. મૈત્રી આદિ ચાર ભાવના, અને અનિત્યાદિ બાર ભાવના

ભાવવી એપણ ભાવધર્મ છે. તેમજ દાનાદિ ક્રાયમના ત્રણ ધર્મ શુદ્ધ ભાવ પૂર્વક હોય, તોજ આત્મોન્નતિના સાધક બને છે. ભગવંત મહાવીરે દાનાદિ ચારે પ્રકારના ધર્મનું ઉત્કૃષ્ટ રીતે આરાધન કરી, સંપૂર્ણ આત્મસ્વભાવ પ્રગટ કર્યો છે. આ ચારમાંથી પ્રથમ દાનગુણ ને પ્રતિપાદન કરનાર વર્ષિદાનની શરૂઆત પ્રભુએ કરી છે.

દીક્ષાના અવસરથી બરોબર એક વર્ષ પહેલા દરરોજ પ્રભુ છ ઘડી દીવસ ચઢયા પછી, અને પુણુબે પોહર સુધી, એક ક્રોડ અને આઠ લાખ સોનૈયાનું દાન આપતા હતા. એક વર્ષમાં ત્રણસેં અને અઠયાશી ક્રોડ અને એંશીલાખ સોના મહોરનું દાન ભગવંતે આપ્યું હતું. આ સઘળી સોનામહોર ઇંદ્રમહારાજની આજ્ઞાથી વૈશ્રમણ દેવતા નિપજાવીને પુરી પાડતા હતા.

દાન આપવાને માટે ત્રણ દાનશાળાઓ કરાવવામાં આવી હતી. એક દાનશાળામાં મનુષ્યને અન્નપાન આપવામાં આવતું, બીજીમાં વસ્ત્ર આપવામાં આવતાં, અને ત્રીજીમાં આભૂષણ આપવામાં આવતાં હતાં.

તીર્થંકરના હાથના દાનનો મહિમા એવો છે કે, ચોસઠ ઇંદ્રને દાનના પ્રભાવે માંહે માંહે ક્લેશ ઉપજે નહિ; દાનની ચીજ રાજા, ચક્રવર્તી, પ્રમુખ ભંડારમાં મુકે તો બાર વર્ષ સુધી ભંડાર અખુટ રહે; શેઠ સેનાપતિ વિગેરેની, દાનના મહિમાથી બાર વર્ષ સુધી યશકીર્તિ વધે; રોગીઓનો દાનના પ્રભાવથી રોગ જાય, અને નવીન રોગ બાર વર્ષ સુધી થાય નહિ; ઇત્યાદિ દાનનો ઘણોજ મહિમા છે. દાનના છ અતિશયો છે તેના લીધે વર્ષિદાનના અવસરે ઇંદ્રાદિદેવો પ્રભુની પાસે હાજર રહે છે; અને પોતપોતાના આચારનું પાલન કરે છે. તે છ અતિશયોનું સ્વરૂપ આ પ્રમાણે છે.

૧ તીર્થંકર ભગવંત યદ્યપિ અનંત બળના ધણી છે, તો પણ ભક્તિ હોવાને લીધે પ્રભુને શ્રમ ન થાય માટે, દાન આપતી વખતે સૌધર્મેન્દ્ર પ્રભુના હાથમાં દ્રવ્ય આપે છે.

વધતો જાય છે, તેમ તેમ તેનામાં રહેલી મૈથુન ભાવના કમી થતી જાય છે અનાદિ કાળની એ અશુદ્ધ વૃત્તિને જીતવાને શીયળ એ પ્રબલ શસ્ત્ર છે બ્રહ્મચર્ય શબ્દનું રહસ્ય એ છે કે, મોક્ષ માર્ગમાં પ્રવૃત્તિ કરવી. 'શુદ્ધ બ્રહ્મચર્ય' પાળનાર મોક્ષ માર્ગ આરાધન કરનારની ગણત્રીમાં આવે છે; તેથી શીયલ એ પણ ધર્મ છે બીજી રીતે શીલ એ ઉત્તમ પ્રકારના આચારનું નામ છે, અને ચારિત્ર ધર્મનું પાલન એજ ઉત્તમ પ્રકારનો આચાર છે. તેથી શીળધર્મથી દેશ વિરતી ચારિત્ર ધર્મનું પાલન એને પણ ધર્મ કહયો છે; અને તે પણ આત્મ ગુણ પ્રગટ કરવાનું પ્રબલ કારણ છે. આહાર કરવો એ આત્મ સ્વભાવ નથી આહારથી શરીરનું પોષણ થાય છે, આત્માનું થતુ નથી. જીવનો મૂળ સ્વભાવ અનાહારી છે એ અનાહારી ગુણ પ્રગટ કરવાને તપ પ્રવૃત્તિ એજ ઉપાય છે. ૧ અનશન, ૨ ઉનોદરી. ૩ વૃત્તિ સંક્ષેપ, અને ૪ રસ ત્યાગ એ ચારપ્રકારના તપનો સમાવેસ છ પ્રકારના બાહ્ય તપમાં થાય છે તેનું સેવન એજ આહાર સંજ્ઞા ને જીતવાનો ઉપાય છે. જેમ જેમ એનું સેવન વધતું જશે તેમ તેમ આહાર સંજ્ઞા કમી થશે. "ઇચ્છા રોધન" એ તપનુ મૂળ લક્ષણ છે. જગતના ભોગ પદાર્થો ઉપરની ઇચ્છાને રોકવી એ ઉત્તમોત્તમ તપ છે

ઔપશમિક, ક્ષાયિક, ક્ષાયોપશમિક, ઔદયિક અને પરિણામિક એમ મુખ્ય પાંચ ભેદ ભાવના છે. તેના ઉત્તર ભેદ ત્રેપન છે. આત્માનો શુદ્ધ સ્વભાવ ક્ષાયિક ભાવ છે; અને તે જ્યારે ચાર પ્રકારના ઘાતિ કર્મ ક્ષય થાય છે, ત્યારેજ સર્વથા પ્રગટ થાય છે. જેમ જેમ કર્મપ્રકૃતિની સત્તા આત્મામાંથી નાશ થાય છે, તેમ તેમ એ ભાવ પ્રગટ થતો જાય છે બાકીના જે ભાવ છે તે કર્મના ઉપશમ, ક્ષયોપશમાદિથી પ્રગટ થાય છે. એનું સ્વરૂપ ષડ્શીતિ નામા ચતુર્થ કર્મગ્રંથમાં ગાથા ચોસઠથી સીતેરમી ગાથા સુધીમાં બતાવવામાં આવ્યું છે. જીજ્ઞાસુએ ત્યાથી સમજી લેવા પ્રયત્ન કરવો. મૈત્રી આદિ ચાર ભાવના, અને અનિત્યાદિ બાર ભાવના

ભાવવી એપણ ભાવધર્મ છે. તેમજ દાનાદિ કાયમના ત્રણ ધર્મ શુદ્ધ ભાવ પૂર્વક હોય, તોજ આત્મોન્નતિના સાધક બને છે. ભગવંત મહાવીરે દાનાદિ ચારે પ્રકારના ધર્મનું ઉત્કૃષ્ટ રીતે આરાધન કરી, સંપૂર્ણ આત્મસ્વભાવ પ્રગટ કર્યો છે. આ ચારમાંથી પ્રથમ દાનગુણ ને પ્રતિપાદન કરનાર વર્ષિદાનની શરૂઆત પ્રભુએ કરી છે.

દીક્ષાના અવસરથી બરોબર એક વર્ષ પહેલા દરરોજ પ્રભુ ૭ ઘડી દીવસ ચઢયા પછી, અને પુણાબે પોહર સુધી, એક ક્રોડ અને આઠ લાખ સોનૈયાનું દાન આપતા હતા. એક વર્ષમાં ત્રણસેં અને અઠયાશી ક્રોડ અને એંશીલાખ સોના મહોરનું દાન ભગવંતે આપ્યું હતું. આ સઘળી સોનામહોર ઇંદ્રમહારાજની આજ્ઞાથી વૈશ્રમણ દેવતા નિપજાવીને પુરી પાડતા હતા.

દાન આપવાને માટે ત્રણ દાનશાળાઓ કરાવવામાં આવી હતી. એક-દાનશાળામાં મનુષ્યને અન્નપાન આપવામાં આવતું, બીજીમાં વસ્ત્ર આપવામાં આવતાં, અને ત્રીજીમાં આભૂષણ આપવામાં આવતાં હતાં.

તીર્થંકરના હાથના દાનનો મહિમા એવો છે કે, ચોસઠ ઈંદ્રને દાનના પ્રભાવે માંહે માંહે ક્લેશ ઉપજે નહિ; દાનની ચીજ રાજા, ચક્રવર્તી, પ્રમુખ ભંડારમાં મુકે તો બાર વર્ષ સુધી ભંડાર અખુટ રહે; શેઠ સેનાપતિ વિગેરેની, દાનના મહિમાથી બાર વર્ષ સુધી યશકીર્તિ વધે; રોગીઓનો દાનના પ્રભાવથી રોગ જાય, અને નવીન રોગ બાર વર્ષ સુધી થાય નહિ; ઇત્યાદિ દાનનો ઘણોજ મહિમા છે. દાનના ૭ અતિશયો છે. તેના લીધે વર્ષિદાનના અવસરે ઇંદ્રાદિદેવો પ્રભુની પાસે હાજર રહે છે; અને પોતપોતાના આચારનું પાલન કરે છે. તે ૭ અતિશયોનું સ્વરૂપ આ પ્રમાણે છે.

૧ તીર્થંકર ભગવંત યદ્યપિ અનંત બળના ધણી છે, તો પણ ભક્તિ હોવાને લીધે પ્રભુને શ્રમ ન થાય માટે, દાન આપતી વખતે સૌધર્મેન્દ્ર પ્રભુના હાથમાં દ્રવ્ય આપે છે.

૨ ચોસઠ ઇન્દ્રો શીવાય બીજા દેવોને દાન લેતા નિવારવા માટે તથા લેનારના ભાગ્યમાં જેવું હોય તેવુંજ તેના મુખમાંથી બોલાવવા ( પ્રાર્થના કરાવવા ) માટે ઇશાનેન્દ્ર સુવર્ણયષ્ટિ લઇ પ્રભુ પાસે ઉભા રહે છે.

૩ પ્રભુના હાથમાં રહેલા સોનૈયામાં ચમરેન્દ્ર અને બલીન્દ્ર લેનારની ઇચ્છાનુસાર ન્યુનાધિકતા કરે છે; એટલે કે યાચકની ઇચ્છાથી ( ભાગ્યથી ) અધિક હોય તો ન્યુન કરે છે અને ન્યુન હોય તો અધિક કરે છે.

૪ ભરતખંડમાં ઉત્પન્ન થયેલા મનુષ્યોને બીજા ભુવનપતિઓ દાન લેવા માટે દૂર દૂરથી તેડી લાવે છે.

૫ દાન લઈ પાછા વલનાર લોકોને વ્યન્તર દેવો નિર્વિઘ્નપણે સ્વસ્થાને પહોંચાડે છે.

૬ જ્યોતિષ્કદેવો વિદ્યાધરોને દાનનો સમય જણાવે છે.

દીક્ષાના દીવસ નજીક આવ્યા એટલે દીક્ષા મહોત્સવની તૈયારી નંદીવર્ધન રાજાએ કરવા માંડી. કુંડપુર નગરને શણગારી દેવલોક સમાન બનાવ્યું. પ્રભુને દીક્ષાના દિવસે જળાભિષેક કરવા સારૂ, રાજાએ તથા ઇંદ્રે સોનાના, રૂપાના, મણિના, સોનારૂપાના, સોના મણિના, રૂપામણિના, સોના રૂપા મણિના તથા માટીના, એ પ્રમાણે દરેક જાતના એક હજારને આઠ કળસો કરાવ્યા, તથા બીજી પણ સામગ્રી કરાવી.

દીક્ષા મહોત્સવના સમયે અનેક રાજાઓ તથા ચોસઠ ઇંદ્રો અને દેવદેવીઓ ક્ષત્રીકુંડ ગામે આવ્યા હતા.

માગસર વદી દશમી ( ગુજરાતી કારતક વદી ૧૦ ) ના શુભ દિવસે પ્રભુના દીક્ષા કલ્યાણકની ક્રિયા થવાની હતી, તે સારૂ પચાશ ધનુષ્ય લાંબી, પચીસ ધનુષ્ય પહોળી, અને છત્રીશ ધનુષ્ય ઉંચી એવી ચંદ્રપ્રભા નામની દીવ્ય પાલખી તૈયાર કરાવવામાં આવી.

દીક્ષાના દીવસે નંદીવર્દ્ધનરાજાએ, પ્રભુને પૂર્વાભિમુખે બેસાડી, ખીર સમુદ્રના જળથી તથા સર્વ તીર્થની મૃતિકાથી અભિષેક કર્યો. તે વખતે ઇંદ્રાદિક દેવો 'જય જય' શબ્દ કરતા શૃંગાર આરીસા પ્રમુખ લેઇને ત્યાં ઉભા રહયા હતા. સ્નાન કરાવ્યા બાદ શ્વેત ઉત્તમ વસ્ત્ર ધારણ કરાવ્યું. બાવના ચંદનથી પ્રભુના શરીરે લેપ કર્યો. કલ્પવૃક્ષના પુલની માળા પહેરાવી; ગળામાં મોતીના હાર, કંઠ સુત્ર, માથે મુકુટ ઇત્યાદિ આભરણ ધારણ કરાવ્યાં.

ચંદ્રપ્રભા શિબિકામાં પ્રભુને બેસવાને તૈયાર કરેલા સિંહાસનમાં પ્રભુ બેઠા. શિબિકામાં પ્રભુથી જમણી બાજુએ કુલમહત્તરિકા વડેરી હંસ લક્ષણ પટ શાટક લેઇ બેઠી; ડાબી બાજુએ પ્રભુની ધાય માતા દીક્ષાના ઉપકરણ લેઇ બેઠાં; પાછલ એક ભલી સ્રીએ સોલ શણગાર સજી હાથમાં છત્ર લઇ પ્રભુના ઉપર ધર્યું. ઇશાન કોણે એક સ્રી જળે પૂર્ણ કળશ લેઇ બેઠી, અને અગ્નિ કોણે એક સ્રી મણિમય વિચિત્ર વીંજણો લઇ બેઠી. એ સર્વ ભદ્રાસને બેઠાં હતાં. એ પ્રમાણે શિબિકાની અંદર સર્વ બેઠા પછી રાજાની આજ્ઞાથી સહસ્ર પુરૂષોએ શિબિકાને ઉપાડવાની તૈયાર કરી; પણ ઇંદ્ર મહારાજે તેઓને તે ઉપાડવા નહીં દેતાં ભક્તિ રાગથી પોતે તથા બીજા ઇંદ્રાદિક દેવોએ ઉપાડી. શક્રેન્દ્રે શિબિકાની જમણી ઉપલી બાંહય ઉપાડી, ઇશાનેન્દ્રે ઉત્તરની ઉપલી બાંહય ઉપાડી, ચમરેંદ્રે જમણી બાંહય ઉપાડી, બલીંદ્રે ડાબી ઉપાડી. શેષ ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષી અને વૈમાનિકના ઇંદ્ર યથાયોગ્ય તે શિબિકા ઉપાડતા હતા. જ્યારે શક્ર અને ઇશાનેંદ્ર વિના બીજાઓ શિબિકા ધારણ કરતા, ત્યારે શક્ર અને ઇશાનેંદ્ર બે બાજુ ચામર વિંઝતા હતા.

દીક્ષાનો વરઘોડો નગરના મધ્યે થઇને ક્ષત્રીયકુંડ નગરના જ્ઞાતનામા વનખંડ ઉદ્યાનમાં જવા નિકળ્યો. તે વખતે રસ્તામાં દેવો પંચ વર્ણના પુલ ઉછાળતા, દુદુંભી વગાડતા, આકાશમાં રહી નૃત્ય કરતા; અનેક પ્રકારના વાદ્ય વાજિંત્ર વાગતા; રસ્તાઓ નગરલોક સમુદાય અને દેવદેવીઓથી ઉભરાઇ ગયા હતા.

વરઘોડો નિયત સ્થાને આવ્યો, ત્યાં અશોક વૃક્ષના નીચે શિબિકા ઉતારી, અને પ્રભુ તેમાંથી ઉતર્યા.

આ વખતે પ્રભુના દર્શન કરવા માટે જન સમુદાયની એટલી બધી મેદની થઇ હતી કે, રસ્તામાં ઉભા રહેવાને પણ જગ્યા મળતી ન હોતી

દીક્ષા મહોત્સવના વરઘોડામાં પ્રભુના મુખ આગળ પ્રધાન-દેવતા, નંદીવર્દ્ધન રાજા, તથા ઘણા મનુષ્ય પ્રભુની સ્તુતિ કરતા ચાલે છે. વરઘોડાની આગળ હજાર પતાકા વાળો ઇંદ્રધ્વજ ચાલે છે. પૂર્ણ કલશ, ભૃંગાર, ચામર, મહાધ્વજ, છત્ર, સપાદપીઠ સુવર્ણ મણિમય સિંહાસન, આઠ માંગલિકાદિક આગળ ચાલે છે. એકસો આઠ શણગારેલા ઉત્તમ ઘોડા, એકસોને આઠ ઉત્તમ હાથી, તથા ઘંટા, પતાકા અને વાજીંત્ર સહિત શસ્ત્રે ભરેલા એકસોને આઠ રથ, બીજા પણ અનેક ઘોડા, હાથી, રથ અને પાલાના કટકા વરઘોડાની આગળ ચાલતા હતા. માંડલીક રાજાઓ, કોડંબિક, સેનાપતિ, સાર્થવાહ, શેઠ, શાહુકારો, દેવ, દેવીઓ, ઘણા નરનારી પ્રભુનું મુખ જોતાં હર્ષ પામતાં આગળ ચાલતાં એવી રીતના ઘણા આડંબર યુક્ત પ્રભુના દીક્ષા કલ્યાણકના વરઘોડાની શોભા હતી. માગશર વદી દશમના દીવસે દીક્ષાનો સમય દીવસના ત્રીજો પહોર બેસતાં હતો. દિવસ પણ સુવ્રત નામતો હતો.

પ્રભુ જે વખતે પાલખીમાંથી નિચે ઉતર્યા, તે વખતે પ્રભુનું મન દીક્ષા લેવાને માટે અત્યંત ઉલ્લસિત થઇ રહ્યું હતું. પ્રભુએ તે દિવસે છઠનો તપ કરેલો હતો; શુદ્ધ લેષ્યા, શુભ ભાવમા પ્રભુ વર્તતા હતા. ચારે તરફ "જય જય નંદા, જય જય ભદ્રા, એટલે હે આનંદ દેનારા, તથા કલ્યાણ કરનારા, પ્રભુ તમો જય પામો ! તમોને ભદ્ર થાવ " એવા શબ્દોનો ઉચ્ચાર થઇ રહ્યો હતો.

કુટુંબના વડીલો પ્રભુને અભિવંદન દેતા કહેવા લાગ્યા કે,

" હે પ્રભુ ! તમો અજીત એવી ઇંદ્રિઓને અતિચાર રહિત એવા જ્ઞાન દર્શન અને ચારિત્રથી વશ કરો. અંગીકાર કરેલા શ્રમણ ધર્મને શુદ્ધ રીતે પાળો. અનેક પ્રકારના વિઘ્ન અને પરિસહો ઉપર જીત મેળવી, સિદ્ધિ સુખ મેળવો. તમોને વિઘ્નનો અભાવ થાવ. રાગ દ્વેષ રૂપી મોહમલ્લનો આપ નિશ્ચયપૂર્વક નાશ કરો, સંતોષ તથા ધૈર્યને ધારણ કરી બાહ્ય અને અભ્યંતર તપથી આઠ કર્મોરૂપી શત્રુઓનું મર્દન કરો, ઉત્તમ એવા શુક્લ ધ્યાનથી તિમિર રહિત એવું અનુપમ કેવળજ્ઞાન અને કેવળ દર્શનને પ્રાપ્ત કરો, અને મોક્ષરૂપી પરમ પદને પ્રાપ્ત કરો."

તે દિવસે ત્રીજા પહોરે ઉત્તરા ફાલગુની નક્ષત્ર સાથે ચંદ્રનો યોગ આવ્યો, તે પહેલાં પ્રભુએ પોતાના શરીર પરના સર્વ આભૂષણો ઉતાર્યાં. તે સર્વ કુલની મહત્તરાએ હંસ લક્ષણવાળી સાડીમાં લીધાં.

બરોબર મુહૂર્તનો સમય થયો તે વખતે, પ્રભુએ પોતાની મેળેજ પંચ મુષ્ટિલોચ કર્યો; એટલે એક મુષ્ટિથી દાઢી તથા મુછના બાલનો તથા ચાર મુષ્ટિથી મસ્તક પરના કેશનો લોચ કર્યો. તે કેશને ઇંદ્ર મહારાજે લેઇ ક્ષીર સમુદ્રમાં પધરાવ્યા.

લોચ કર્યા પછી પ્રભુએ સ્વમુખે પંચ મહાવ્રતને અંગીકાર કરવાને "કરેમિ સામાઇયં સવ્વં સાવજ્જં જોગં પચ્ચખામિ" એ આલાવાવાળો પાઠ ઉચ્ચારણ કર્યો. તે વખતે પ્રભુને ચોથું મનઃપર્યવ નામા જ્ઞાન ઉપન્યું. ઇંદ્રે દેવ દુષ્ય વસ્ત્ર પ્રભુના ડાબા ખભે પધરાવ્યું. તીર્થંકરો સ્વયં જ્ઞાતા હોય છે, તેમને કોઇના ઉપદેશની કે આજ્ઞાની જરૂર હોતી નથી. તેથી સર્વ સામાયિક અંગીકાર કરતી વખતે 'કરેમિંભંતે' એવો પાઠ ન બોલે પણ 'નમો સિદ્ધાણં' કહી સમાયિકનો ઉચ્ચાર કરે. એવો તીર્થંકરોનો કલ્પ આચાર છે.

શ્રી આચારાંગ સૂત્રના ચોવીસમાં અધ્યનમાં પ્રભુની દીક્ષાના સંબંધે જણાવેલ છે કે,

જિનવર ચારિત્ર લેતાં, ઇંદ્ર વચનથી તતક્ષણે સઘળા
દેવ મનુષ્ય અવાજો, તેમજ વાજિંત્ર બંધ રહ્યા. ૧
જિનવર ચારિત્ર લેતાં, હમેશ સૌ પ્રાણભૂતહિત કર્તા;
હર્ષિત પુલકિત થઇને, સાવધ થઇ દેવતા સુણતા ૨ (૧૦૧૮)

એ રીતે ભગવાને ક્ષાયોપશમિક સામાયિક ચારિત્ર લીધા પછી તેમને મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થયું; તેથી અઢી દ્વીપ તથા બે સમુદ્રના પર્યાપ્ત અને વ્યક્ત મન વાળા સંજ્ઞિ પંચેંદ્રિયોના મનોગત ભાવ જાણવા લાગ્યા. (૧૦૧૦)

પછી પ્રવર્જિત થએલા ભગવાને મિત્ર, જ્ઞાતિ, સગા, તથા સબંધિઓને વિસર્જિત કરી એવો અભિગ્રહ લીધો કે " બાર વર્ષ લગી હું કાયાની સાર સંભાળ નહિ કરતાં, જે કંઇ દેવ મનુષ્ય કે તિર્યંચો તરફથી ઉપસર્ગો થશે, તે બધા રૂડી રીતે સહીશ, ખમીશ, અને અહિયાં રહીશ (૧૦૨૦)

ઋષભદેવ પ્રભુએ ચોસઠ હજાર રાજાઓ સાથે, મલ્લીનાથ અને પાર્શ્વનાથ ભગવંતે ત્રણસો સાથે, વાસુપૂજ્ય સ્વામી એ છસો સાથે, તથા બાકીના જિનેશ્વરોએ એક એક હજાર સાથે દીક્ષા લીધી હતી. વીર ભગવંતની સાથે કોઇ ન હતું. તેઓ તો અદ્વિતીય એટલે એકલા એજ રાગ દ્વેશ રહિત, ચાર કષાય અને પંચેંદ્રિ મળી નવના જય કરવા રૂપી ભાવ લોચ કરી, દશમો દ્રવ્ય લોચ–કેશલોચ–કર્યો હતો. ગૃહસ્થાવાસરૂપ આગારીપણાનો ત્યાગ કરી પ્રભુ હવે અનગાર એટલે મુનિ થયા.

પ્રભુએ દીક્ષા અંગીકાર કર્યા પછી ત્યાંથી વિહાર કર્યો, ઇંદ્રાદિક દેવો પણ પ્રભુને વાંદીને નંદીશ્વર દ્વીપમાં જઇ યાત્રા કરી સ્વસ્થાનકે ગયા.

બંધુ અને કુટુંબી જનોની રજા લેઇ પ્રભુએ વિહાર કર્યો. તે વખતે પ્રભુના વિહાર તરફ તેઓ-સઘળા જોતા રહ્યા. તે જ્યાં સુધી પ્રભુ દૃષ્ટિગોચર થયા ત્યાં સુધી ત્યાં સ્થિર થયા. તે વખતે

તેઓને ઘણું કષ્ટ થયું. તેમની આંખોમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. " હે વીર હવે અમો તમારા વિના શૂન્ય વન સરખા મહેલમાં શી રીતે રહી શકીશું ? " નંદીવર્દ્ધન રાજા કહે છે કે, " હે બંધુ ! તમારા વિના હવે હું કોની સાથે વાતચીત કરી સુખ મેળવીશ. તથા તમારા વિના હવે હું કોની સાથે ભોજન કરીશ ? હે વીર ! તમો તો રાગદ્વેષ રહિત થઇ અનગાર થઇ વિહાર કરી ગયા, ને અમોને કદી તમે યાદ પણ કરશો નહી. પણ અમોને તો તમો ઘડી પણ વીસરવાના નથી " ઇત્યાદિ શબ્દોચ્ચાર કરતા શોક હૃદયથી નગર તરફ પાછા વળ્યા.

અહિંઆં પ્રકરણના અંતે,પ્રભુએ જે પંચ મહાવ્રત અંગીકાર કર્યાં, તેનું સ્વરૂપ જાણવું જરૂરનું છે. જગતની અંદર ઉત્તમ પ્રકારના ચારિત્રના અંગે વિવિધ પ્રકારના ગુણો પ્રાપ્ત કરવાના હોય છે; અને તે માટે કેટલાક વ્રત નિયમ પણ લેવાના કે અંગીકાર કરવાના હોય છે. તે સર્વમાં સર્વોત્કૃષ્ટ વ્રતો નિચે જણાવેલા પાંચ છે. એની અંદર પ્રાયે બધા ગુણોનો સમાવેશ થઇ જાય છે. તે પાંચ મહાવ્રતો નીચે પ્રમાણે છે.

૧ પ્રાણાતિપાત વિરમણ વ્રતઃ—યાવત્ જીવ સર્વ સ્થાવર અને ત્રસ કોઇ પણ જીવને મનથી, વચનથી કે કાયાથી હણવો નહિ; બીજાની પાસે હણાવવો નહી; કે હણેલાની અનુમોદના કરવી નહી. મતલબ કોઇ પણ જીવની કોઇ પણ રીતે હિંસા કરવી નહિ, એટલુંજ નહિ પણ હિંસાના વિચાર પણ મનમાં લાવવા નહિ, કે વચનથી ઉચ્ચાર પણ કરવો નહિ. આ વ્રતની વ્યાખ્યા એટલી બધી વિશાળ કરવામાં આવેલી છે કે, પોતાને પ્રાણાંત કષ્ટ આપનાર કે ઉપસર્ગ કરનારના ઉપર પણ લગીર માત્ર દ્વેષ કરવો નહિ કે તેનું અહિત ચિંતવવું નહિ. તેનું હિત ચિંતવવું કે તેની દયા ચિંતવવી.

૨ મૃષાવાદ વિરમણ વ્રત—યાવત્ જીવ મનથી, વચનથી, કે કાયાથી મૃષા ચિંતવવું નહિ, કે બોલવું નહિ, બીજા પાસે બોલા-

વવું નહિ, કે મૃષા બોલનારને સારો કરી જાણવો નહિ, કે તેની અનુમોદના કરવી નહિ.

૩ અદત્તાદાન વિરમણ વ્રત—પોતાને જરૂર હોય તેવી કોઇ પણ વસ્તુ તેના માલીકના આપ્યા શીવાય મન, વચન, અને કાયાથી લેવી નહિ, લેવરાવવી નહિ, કે લે તેની અનુમોદના કરવી નહિ.

૪ મૈથુન વિરમણવ્રત–દેવતા, મનુષ્ય, વા તિર્યંચની સ્ત્રી સાથે મન, વચન, અને કાયાથી મૈથુન સેવવું નહી, સેવરાવવું નહી, કે સેવે તેને સારૂ કરી જાણવું નહી. તેમજ સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મૈથુન સેવવું નહીં. મતલબ શુદ્ધ રીતે મન, વચન, કાયાથી બ્રહ્મચર્ય પાળવું.

૫ પરિગ્રહ વ્રત—કોઇ પણ જાતનો પરિગ્રહ મન, વચન કે કાયાથી રાખવો નહી, રખાવવો નહી, કે રાખે તેને સારો કરી જાણવો નહી. કારણ પરિગ્રહ એ સર્વ સાવદ્ય–પાપમય પ્રવૃત્તિનું મૂલ છે.

આ પાંચ મહાવ્રત અને છઠ્ઠા રાત્રિ ભોજન વિરમણ વ્રત એ પ્રમાણે દીક્ષા વખતે મૂખ્ય છ વ્રત લેવામાં આવે છે સર્વ સામાન્ય મુનિઓને આ વ્રતોના પાલનના અંગે કરણ સીત્તરી, ચરણ સીત્તરી, પિંડ વિશુદ્ધિ વીગેરે વિવિધ જાતના નિયમોનું પાલન કરવાનું હોય છે. તીર્થંકરોને આ કલ્પ લાગુ થતો નથી; કેમકે તેઓની છદ્મસ્થાવસ્થામાં આત્મિક વિશુદ્ધિ ઉત્તરોત્તર ચઢતા દરજ્જાની હોય છે, તેમજ તેમનું ચારિત્ર ઘણુંજ વિશુદ્ધ હોય છે.

ભગવંત મહાવીરનો દીક્ષા અંગીકાર કરવાનો ગર્ભમાંથી થએલો સંકલ્પ ત્રીશ વર્ષની ઉમરે પુરો થાયછે. ગર્ભમાંથીજ દીક્ષા સંબંધી વિચારો ઉત્પન્ન થવાં એ પૂર્વ ભવોમાં શુદ્ધ રીતે ચારિત્ર ધર્મનું પાલન કરેલુ, તેના જે ઉત્તમ સંસ્કારો જીવને લાગેલા તેનુંજ આ પરિણામ છે આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે, જીવનમાં જેવા પ્રકારના ઉત્તમ, મધ્યમ, વા કનિષ્ઠ સંસ્કારોનું સેવન કરવામાં

આવે છે, તે સંસ્કારો અગામી ભવમાં પણ ઉદય પામે છે. તેથી ભાવિ ઉન્નતિના ઇચ્છકે પોતાના જીવનને શુદ્ધ ઉત્તમ પ્રકારના સંસ્કારથી વાસીત કરવાને પોતાથી બને તેટલો પ્રયત્ન કરવો જોઈએ. આજુબાજુના વિપરીત સંજોગોમાં પણ પોતાનું ચારિત્ર નિષ્કલંક રહે તેના માટે કાલજી રાખવી જોઇએ જગતની અંદર આત્મિક વિશુદ્ધિ-નિર્મળતા-જેવી ઉત્તમ ચીજ બીજી કોઇ પણ નથી. જે કંઈ તાત્વિક સુખ છે તે તેમાંજ છે. તે સુખની આગળ જગતના પુદ્ગલીક-બાહ્ય સુખની કંઇજ કિંમત નથી. આ સુખની પ્રાપ્તિનું જો કોઇ પણ શુદ્ધ નિમિત્ત કારણ હોય તો તે સર્વ વિરતી ચારિત્ર ધર્મારાધનજ છે, અનંતા તીર્થ કરોએ એ માર્ગનો સ્વીકાર કરેલો છે, ને પ્રભુ મહાવીરે પણ તેનોજ આદર કરેલો છે. આ ઉપરથી ગૃહસ્થ ધર્મની અંદર રહી મોક્ષ પ્રાપ્તિ કરી શકાય છે, અને ચારિત્ર ધર્મ અંગીકારની જરૂર નથી, એવી જેમની માન્યતા છે, તે માન્યતા વાસ્તવિક નથી, એમ પ્રભુના આ વ્રત અગીકારના પ્રસંગથી ખાત્રી થાય છે. પ્રભુ જ્યાં સુધી ગૃહસ્થાવાસમાં હતા, ત્યાં સુધી લોકમાં રહેલા રૂપી દ્રવ્યોને જાણી અને જોઇ શકતા હતા કેટલાક ભવ્ય, નિકટભવી અને હલુકર્મી જીવોને સંસારનું અનિત્યાદિ સ્વરૂપ સમજાયાથી, તેમજ પોતાના પૂર્વભવોનો વૃતાંત જાણવાથી વૈરાગ્ય ભાવ થતો, અને તેઓ સર્વ વિરતી ચારિત્ર અંગીકાર કરી તેનું શુદ્ધ પાલન કરી કર્મ ક્ષય કરી સિદ્ધિપદને પામેલા છે. કેટલાક અલ્પ સંસાર કરી દેવ અને મનુષ્યગતિમાં ગએલા છે. જેઓ સર્વ વિરતી ચારીત્ર અંગીકાર કરી પાળી શકવા પોતાને અશકત માનતા તેઓ શ્રાવકના વ્રતો સમ્યક્ત્વમૂલ બાર વ્રત અંગીકાર કરી મોક્ષમાર્ગની સાધનામાં તત્પર થયા હતા.

દીક્ષા અંગીકાર કરવાથી પ્રભુને મનઃપર્યવજ્ઞાન થયું, તેથી હવે અઢી દ્વિપમાં રહેલા સંજ્ઞી તિર્યંચ અને મનુષ્ય પંચેદ્રિના મનોભાવ જાણવાને શકિતમાન થયા.

---



## પ્રકરણ ૧૫ મું.

### લોકોત્તર સ્વરાજ્ય પ્રાપ્તિની સાધના. ( મંત્ર ૨૭ ચાલુ. )



જગતના વ્યવહારમાં પોતાના દેશનો વહીવટ દેશની પ્રજાની અનુમતિથી ચલાવવાને જે હક્ક પ્રાપ્ત થવો તેને સ્વરાજ્ય કહેવામાં આવે છે. એ લૌકિક સ્વરાજ્ય છે. સ્વરાજ્ય પ્રાપ્તિમાં પણ એકાન્ત હિત હોવાનો સંભવ નથી. સ્વરાજ્ય પ્રાપ્તિવાળા દેશમાં પણ રાજ્ય ચલાવવામાં દેશના આગેવાનોના મત ભેદના લીધે પક્ષો પડેલા હોય છે દરેક પક્ષ પોતાની માન્યતા મુજબ રાજ્ય ચલાવવાને પ્રયત્ન આદરે છે, તેથી તે દેશમાં સર્વત્ર શાંતિ હોય છે એમ નથી.

જે દેશમાં રાજ્ય સત્તા એક વ્યક્તિના હાથમાં હોય છે, ત્યાં પ્રજાની સ્વતંત્રતાનો આધાર તેના ઉપર હોય છે. રાજાઓને પ્રાપ્ત થએલું રાજ્ય મર્યાદિત કાલનું હોય છે ભલે મંડલિક રાજા હોય, કે સામ્રાજ્યની સત્તા ભોગવનાર મોટો શહેનશાહ હોય, અથવા છ ખંડની રિદ્ધિ ભોગવનાર ચક્રવર્તી હોય. તે રાજ્યસત્તા મર્યાદિત કાલની અનિત્ય અને અશાશ્વત છે. એવી લૌકીક રાજ્ય સત્તા મેળવવાને, મેળવીને તેનું રક્ષણ કરવાને, દુશ્મનોથી બચાવવાને, અને રાજ્યના લોભના આધીન થઇ તેમાં વધારો કરવાને રાજ્ય ધુસરી ધારણ કરનાર રાજાઓને, તેમના જીવનમાં ઘણા

કડવા અને દુઃખદ પ્રસંગોનો અનુભવ કરવો પડે છે; તેથી એ રાજ્ય પ્રાપ્તિ સર્વથા સુખમય છે એમતો નથીજ. આતો લૌકિક દ્રવ્ય સ્વરાજ્ય છે. એવા સ્વરાજ્યતો ચતુર્ગતિ રૂપ સંસારમાં રઝળાવનાર છે, એટલુંજ નહિ પણ 'રાજ્યના અંતે નરક' એવી એક લૌકિક પણ માન્યતા છે. એ માન્યતામાં તત્વ રહેલું છે. તે સર્વથા મિથ્યા નથી. રાજ્યની મર્યાદા વધારવા, દેશ જીતવા, તેના માટે વિવિધ પ્રકારના વિગ્રહો ઉભા કરવા, એતો રાજાઓનું કર્તવ્ય મનાય છે. વિગ્રહના પ્રસંગે થતી હિંસાના માટે રાજા જવાબદાર નથી, એવા મિથ્યા મતિઓના અભિપ્રાય ઉપર રાજાઓ મુસ્તાક રહે છે; અને વિનાકારણના વિગ્રહો ઉભા કરવામાં તેઓ પોતાનું કર્તવ્ય અને આનંદ માને છે. મૃગયા રમવી, શીકાર કરવો એ તો રાજાઓનો ધર્મ છે, અને તેના શીવાય શૂરાઓનું શૂરાતન ટકી શકે નહિં, એવી નિર્માલ્ય માન્યતા એટલી બધી વૃદ્ધિ પામી છે કે, બીચારા નીર્દોષ પશુ પક્ષિઓના પ્રાણ લેવામાં રાજાઓ, રાજકુમારો અને સેનિકો પોતાની બહાદુરી માને છે. એ ક્રિયામાં તેઓને કંઇ પાપ લાગતું નથી એવી જન્મથીજ તેમની ભૂલ ભરેલી માન્યતા હોય છે. દયા ધર્મ એ દેશને અધોગતિમાં લાવનાર છે, એવા ક્ષુદ્ર વિકલ્પો કરનારના ભૂતકાલના ઇતિહાસના અજ્ઞાનપણા ઉપર હસવું આવ્યા શીવાય રહેતું નથી. ખરેખરા શૂરવીરમાંજ દયા પ્રધાન હોય છે. તેઓ નિરપરાધી જંતુઓને મારવામાં પોતાનું પરાક્રમ-શુરાતન છે એમ માનતા જ નથી. નિરપરાધીઓનું રક્ષણ કરવું એ તો રાજાઓનો ધર્મ છે. પરાક્રમવાનને તો જન્મથીજ એટલું બધું બલ પ્રાપ્ત થએલું હોય છે કે, તેમને તે ટકાવી રાખવાને આવા પ્રકારના મિથ્યા પ્રયોગો કરવાની જરૂર પડતી નથી. ન્યાયની રીતે રાજ્ય ચલાવતાં વિગ્રહનો પ્રસંગ આવી પડે તો, તે વખતે તેઓ પોતાનું વીરત્વ બતાવી વિગ્રહમાં જય મેળવવાને વિજયી નિવડે છે. ભૂતકાળમાં એવા ઘણા બનાવો બનેલા છે; અને તે સર્વ ઇતિહાસ પ્રસિદ્ધ છે.

નિરપરાધી પશુ પક્ષિઓના શીકાર કરવાથી શૂરાતન પ્રાપ્ત થતું હોય અથવા તે ટકી રહેતું હોય, તો હિંદમાં તેવા શીકારીઓ ઘણા છે, છતાં સેંકડો વર્ષથી હિંદ પરદેશીઓની સત્તા નીચે છે તે હોત નહિ.

લૌકિક રાજ્ય સત્તા તો ભગવંતના જીવે પૂર્વભવમાં ભોગવી હતી વાસુદેવ અને ચક્રવર્તી જેવી સર્વોપરિ રાજ્યસત્તા પણ ભોગવેલી હતી; તેથી તેવા પ્રકારના રાજ્ય ઉપર ભગવંતના આત્મ પ્રદેશમાં એક પરમાણું જેટલી પણ ભાવના ન હતી. આ છેલ્લા ભવમાં પ્રભુએ જે સ્વરાજ્ય માટે પ્રયાસ આદરેલો હતો, તે લોકોત્તર ભાવ-સ્વરાજ્ય માટે હતો. આ લોકોત્તર સ્વરાજ્ય લક્ષ્મી પોતાના આત્મામાં રહેલી છે. અનાદિકાળથી મોહરાજાના સુભટો તે દબાવી બેઠા છે એ દબાવી પડાયલી આત્મસત્તાના સ્વરૂપનુ કંઇ અંશે જ્ઞાન ભગવંતને નયસારના ભવમાં પ્રથમ થયું. પાછો મોહ રાજાએ હુમલો કર્યો તેથી આત્મિક સ્વરાજ્ય લક્ષ્મીનો થએલો ભાસ પાછો જતો રહયો છેવટના થોડાભવોથી પાછુ તેમને લાગ્યું કે, “ મને રાજ્ય રિદ્ધિ પ્રાપ્ત થાય છે તે ખરેખર મારી નથી. મારૂં રાજ્ય મારી પોતાની પાસે મારા આત્મામાં છે. ” તેથી છેવટના મનુષ્યના દરેક ભવોમાં ઉત્તર અવસ્થામાં દ્રવ્ય રાજ્ય છોડી ભાવરાજ્ય–સમ્યક્ જ્ઞાન, દર્શન ચારિત્રની પ્રાપ્તિ માટે પ્રયાસ આદરેલો હતો. પચીસમા ભવમાં તો તે પ્રયાસની પરાકાષ્ટા હતી.

આ છેવટના ભવમાં માતાના ગર્ભમાંજ તેમને, તેમણે પૂર્વ ભવોમાં લોકોત્તર સ્વરાજ્ય મેળવવાને જે સાધના કરેલી હતી તેનું સ્મરણ થયું; અને તેની પ્રાપ્તિના માટે પુનઃ સાધન કરવાનો સંકલ્પ કર્યો. માતાપિતાના પશ્ચાત દીક્ષા અંગીકાર કરવાના સંકલ્પમાં તેજ બીજ હતું. માતાના ગર્ભમાં લોકોત્તર સ્વરાજ્ય પ્રાપ્તિ માટે થએલા સંકલ્પનો અમલ માતાપિતાના સ્વર્ગે સીધાવ્યા પછી તુર્તજ થયો. દીક્ષા ગ્રહણ કરી, અને તેજ દિવસથી લોકોત્તર સ્વરાજ્ય મેળવવાને સાધના શરૂ કરી.

કોઇ પણ કાર્ય કરવાનું હોય તો પ્રથમ તે કાર્ય કરવાને

સારૂ તીવ્ર ઇચ્છા થવી જોઇએ. તે થયા શીવાય તે કાર્ય કરવાનો સંકલ્પ થઇ શકતો નથી. તેવા પ્રકારની ઇચ્છાના પછી તેના માટે દ્રઢ સંકલ્પ કરવો જોઇએ. ઇચ્છા ઉદ્ભવ પામ્યા પછી સંકલ્પ કરવામાં આવેતોજ કાર્યનો આરંભ થાય. પછી તે કાર્ય કરવા માટે સમ્યક્ રીતે પુરૂષાર્થ કરવો જોઇએ. આને સાધના કહે છે. તે સાધના કરવામાં ગમે તેવા પ્રકારના વિઘ્ન આવે, તો પણ તે કાર્ય પડતું મુકવામાં આવે નહીં; અને તે પૂર્ણ થતા સુધી અવિશ્રાંત પ્રયત્ન કરવામાં આવે તો તે કાર્ય સંપૂર્ણ થાય છે, અને તેમાંજ સાધકનું મહત્વ છે.

લોકોત્તર સ્વરાજ્ય પ્રાપ્ત કરવા માટેની ભાવના તો પ્રથમના ભવોમાંજ ઉત્પન્ન થઇ ગઇ હતી.-તે ભાવનાને પૂર્ણ કરવા માટેનો સંકલ્પ ભગવંતે ગર્ભમાંજ કર્યો હતો. અને તેની સાધનાની શરૂઆત કરવાના વિચાર માતાપિતા સ્વર્ગે સીધાવ્યા કે તુર્ત બહાર પાડયા.

ભગવંતે દીક્ષાના દીવસથી સાધનાની શરૂઆત કરી. તે સાધનાનું સ્વરૂપ જાણુતા પહેલાં, પરિસહો જે પ્રાણીઓ ને કાર્ય સિદ્ધિ કરવામાં વિઘ્નો કરનાર અને વિવિધ પ્રકારે દુઃખ આપનાર છે તેનું સ્વરૂપ પ્રથમ જાણવું જોઇએ. આ પરિસહો જો સમભાવથી સહન કરાય તો તે કર્મ નિર્જરારૂપ ઉત્તમ ફલને આપનાર છે

નવ તત્વમાં સંવરતત્વ એ નવીન આવતા કર્મને અટકાવવાનું કાર્ય કરે છે. એ સંવરતત્વના, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, બાવીસ પરિસહ, દસ પ્રકારના યતિધર્મ, બાર ભાવના, અને પાંચ પ્રકારના ચારિત્ર મળી એકંદર સત્તાવન ભેદ છે. એ સત્તાવન પૈકી બાવીસ પરિસહનું સ્વરૂપ શાસ્ત્રકારોએ નીચે પ્રમાણે જણાવેલું છે.

૧ ક્ષુધા પરિસહ—ભૂખથી ઉત્પન્ન થનારી વેદના બીજી સમસ્ત વેદનાઓથી અધિક છે, કારણ તે આંતરડાં અને પેટને બાળનારી છે. ગમે તેવી ભુખ લાગે તો પણ સાધુ–અનેષણીય–દોષ-

વાલો-આહાર લે નહી, પોતાની પ્રતિજ્ઞાથી ચલાયમાન થાય નહિ, અને ભુખની વેદનાથી આર્તધ્યાન પણ કરે નહી, પરંતુ શુભ પરિણામથી ક્ષુધાની વેદના સહન કરે. આ પ્રમાણે સમભાવથી ભૂખ સહન કરવી અને શાંતિમાં રહેવું એ અત્યંત કઠીન છે, તેથી સર્વ પરિસહોમાં તેને પહેલા પરિસહ તરીકે ગણવામાં આવેલ છે.

૨ તૃષા પરિસહ—પ્રાસુક-નિર્દોષ જળના અભાવે તૃષાયે વ્યાકુળ છતાં પણ અનેષણીય શીતળ જલાદિકની વાંછા પણ કરવી નહિ, અને તૃષાની પીડા સમભાવથી સહન કરવી તેને તૃષા પરિસહ કહે છે.

૩ શીત પરિસહ—શીતકાળમાં અત્યંત ટહાડ પડે તે વખતે, કલ્પનીય વસ્ત્રના અભાવે ગૃહાદિકે રહિત છતાં પણ, અકલ્પનીય વસ્ત્રની વાંછા કરે નહી, તેમ પોતે અગ્નિ પ્રદીપ્ત કરી તાપે નહિ, તેમજ બીજાએ પ્રદિપ્ત કરેલા અગ્નિથી પણ તાપે નહી, અને અલ્પ જીર્ણ વસ્ત્રથી સમ્યક્ પરિણામે શીત સહન કરે તેને શીત પરિસહ કહે છે.

૪ ઉષ્ણ પરિસહ-ઉષ્ણ કાળને વિષે મધ્યાન્હ સમયે સૂર્ય માથે આવે તે વખતે અતિશય ગરમીથી ભૂમિ તપી જાય છે, તેવા સમયે તપ્ત શીલા ઉપર રહી આતાપના લેતાં, અથવા તપેલી ભૂમિમાં વિહાર કરતાં અત્યંત આતાપના થાય, પણ છત્રની કિંવા લુગડાની છાયાની તથા વિંઝણા પ્રમુખના પવનની ઇચ્છા પણ કરે નહિ. તેમજ શીતળજળાદિકના સ્નાન, વિલેપનાદિકની પણ ઇચ્છા કરે નહિ, અને સમ્યક્ પ્રકારે ચઢતા શુભ પરિણામે આતાપના સહન કરે તેને ઉષ્ણ પરિસહ કહે છે.

૫ દંશ પરિસહ-ડાંસ, મછર, જૂ, માકડ, જૂમેલાદિ ક્ષુદ્ર જીવો જેવી રીતે સંગ્રામમાં શત્રુઓ બાણુનો પ્રહાર કરે, તેવીરીતે તીક્ષ્ણ ડંખ મારે, તો પણ તે ઉપદ્રવથી તે સ્થાનક તજીને અન્ય સ્થાનકે જવાની ઇચ્છા કરે નહી, અથવા તેને નિવારવા સારૂ પંખો

કરવાની ઇચ્છા પણ કરે નહી, તથા તે દંશાદિક જીવો પોતાનું લોહી પીયે, તો પણ તેના ઉપર દ્વેષ કરે નહિં અને સમભાવથી તેની પીડાને સહન કરે, તેને દંશ પરિસહ કહે છે.

૬ અચેલક પરિસહ–મુનિઓને આગમમાં જે વસ્ત્ર રાખવાનું પ્રમાણ કહ્યું છે, તે પ્રમાણે મુર્છા રહિત રાખે; તેમજ તેમની પાસે ફાટેલું અલ્પ મૂલ્યનું અને જુનું વસ્ત્ર છતાં કલ્પનીય વસ્ત્ર મલે નહી, તો પણ મનમાં દીનતા ધરે નહી, કે ગ્લાની આણે નહી; તથા એમ પણ વિચાર કરે નહી કે આજ કાલ કોઈ નવીન વસ્ત્રનો આપનાર પણ મલતો નથી, માટે હવે કેમ કરવું ? અથવા આ વસ્ત્રો તો સડેલાં તથા જુના છે માટે બીજા નવાં પહેરૂં, એવો વિચાર પણ કરે નહીં અને રૂડે પ્રકારે સમાધિમાં રહે તેને અચેલક પરિસહ કહે છે.

૭ અરતિપરિસહ–મુનિને સંયમમાં વિહારાદિક પ્રસંગે અ- રતિ ઉપજવાનાં કારણ મલે તે વારે પણ ધર્મને વિષે રક્ત થાય, ક્ષાંત્યાદિક દશ પ્રકારના યતિધર્મને ધ્યાવે, અને અરતિને દુર કરે.

" ટીપઃ—શ્રી દશવૈકાલીકની પ્રથમ ચૂલામાં અઢાર વસ્તુનું ચિંતવન કરવાથી અરતિ દુર થાય છે એમ જણાવેલું છે.

૮ સ્ત્રીપરિસહ—સ્ત્રીયોને જોઇ, તેનાં અંગ, પ્રત્યંગ, સંસ્થાન, સુરતિ, હસવું, મનોહરપણું, લલિત, વિભ્રમ, વિલાસાદિક ચેષ્ટા- ઓની વિચારણા કરે નહિ. સ્ત્રીઓને મોક્ષમાર્ગમાં વિઘ્નકર્તા જાણી, તેને કામબુદ્ધિયે કરી દષ્ટિ સાથે દષ્ટિ મેળવી જુવે નહી. તે સ્ત્રી પરિસહ.

૯ ચર્યાપરિસહ–મુનિને એક સ્થાને રહેવું નહિ અને શાસ્ત્ર રીતે વિહાર કરવો તેને ચર્યાપરિસહ કહે છે. તેમાં આલસ રહિત ગ્રામ, નગર, કુલાદિકને વિષે વિહાર કરવો તેને દ્રવ્યચર્યા કહે છે; કદી કારણ પરત્વે એક સ્થાનકે માસ કલ્પાદિકે રહેનાં પણ અપ્ર- તિબદ્ધ મમત્વ રહિતપણું અંગીકાર કરે, તેને ભાવચર્યા કહે છે.

૧૦ નૈષેધિકીપરિસહ—જે નિષેધિએ તને નૈષેધિકી કહે છે. તેમા એક પાપકર્મ, અને બીજુ ગમનાગમન એનો ત્યાગ કરવાનો છે. જેમકે.

(ક) મુનિ શૂન્યઘર, સ્મશાનાદિક, સર્પબિલ, સિંહ ગુફાદિકને વિષે કાયોત્સર્ગ રહ્યાથકાં નાના પ્રકારના ઉપસર્ગના સદ્ભાવે પણ અશિષ્ટ ચેષ્ટાનો નિષેધ કરવો, તેને નૈષેધિકીપરિસહ કહે છે.

(ખ) કોઇ સ્થાનમાં મુનિ કાયોત્સર્ગાદિ કારણે રહ્યા હોય, ત્યાં સ્ત્રી, પશુ, પંઢક વર્જિત સ્થાનમાં રહેતાં થકાં, જો અનુકૂળ પ્રતિકૂળ ઉપસર્ગ થાય, તો પણ પોતાના ચિત્તમાં ચલાયમાન ન થાય, પરંતુ તે સર્વ ઉપસર્ગને ઉદ્વેગ રહિતપણે સમ્યક્ રીતે સહન કરે, તેને પણ નૈષેધિકી પરિસહ કહે છે.

૧૧ શય્યાપરિસહ—જેને વિષે શયન કરવામાં આવે તેને શય્યા કહે છે. વસતિ, ઊપાશ્રયે ઉચી નીચી ભૂમિ હોય, અથવા ઘણી ધૂળ, ઘણી ટાઢ, ઘણી ઊષ્ણુતા અને કાંકરાવાલી ખરાબ. જગ્યા હોય, તેમાં સકોમલ અથવા કઠીન આસનના યોગે તેને સારૂ અથવા માઠુ છે એવું મનમાં લાવે નહી; તેજ કારણુથી ઉદ્વેગ પણ કરે નહિં, પરંતુ સમ્યક્ પરિણામે તે દુઃખને સહન કરે તેને શય્યાપરિસહ કરે છે.

૧૨ આક્રોશ પરિસહ—યતિ કોઇ અજ્ઞાની ક્રોધને વશ થઇ અનિષ્ટ તીરસ્કારનાં વચન બોલે, તેને દેખી-તેની ઉપર ક્રોધ કરે નહીં. પરંતુ એવું વિચારે કે, આ પુરૂષ ખરાને વાસ્તે મને અનિષ્ટ વચન કહે છે. એ મહારો ઉપકારી છે; કેમકે એ મને આ પ્રમાણે શિક્ષા આપે છે, તેથી ફરી હું એવું કામ કરીશ નહીં; અથવા એ જે કહે છે એ પ્રમાણે હું કરતો નથી, તોપણ મારે એની ઉપર ક્રોધ-

કરવો તે યુક્ત નથી. એમ ચિંતવી ક્રોધ ન કરે અને સમ્યક્ રીતે આક્રોશ સહન કરે, તેને આક્રોશ પરિસહ કહે છે.

૧૩ વધ પરિસહ—કોઇ દુષ્ટાત્મા સાધુને ઠીંકા, પાટુ, ચાબુક કશાદિકના પ્રહાર કરે, અથવા વધ કરે, તો પણ તેના ઉપર મનમાં લગીર પણ રોષ લાવે નહી. પરંતુ અકલુષિત ચિત્તરાએ અને વિચાર કરે કે આ મ્હારૂં શરીર તો પુદ્ગલરૂપ છે; એ તો અવશ્ય નાશ થવાના સ્વભાવવાળું છે; અને મ્હારો આત્મા તો એ થકી જુદોજ છે, કારણ કે જીવનો તો કોઇ વધ કરી શકેજ નહીં. મ્હારો આત્મા અમર છે. આ શરીરના સંબંધથી મને જે દુઃખ થાય છે; તે તો મ્હારાં કરેલાં અશુભ કર્મ ઉદય આવ્યાં છે, તેનું એ ફલ છે. એવી બુદ્ધિથી પોતે સમભાવમાં રહે, અને ઉપસર્ગ કરનારને મિત્ર તુલ્ય ગણે તેને વધ પરિસહ કહે છે.

૧૪ યાચના પરિસહ—યતિએ સંયમના નિર્વાહને અર્થે વસ્ત્ર પાત્ર, અન્ન, પાન, ઉપાશ્રય, પ્રમુખ કોઇ પણ ચીજ અર્થાત એક સલી કે તૃણખલા જેવી ચીજ પણ માગ્યા શીવાય લેવી નહી. પોતાના શરીર શોભાના માટે તો યાચના કરવાનીજ નથી, પણ પ્રયોજન પડે લજ્જા છાંડીને યાચના કરે. યાચના કરતી વખતે એવી વિચારણાં કરે નહીં કે, રાંધેલા ધાન્યને અર્થે અથવા નજીવી ચીજને માટે, કોઇ માણસને ઘેર જઇ યાચના કરવી, તે કરતાં તો ગૃહસ્થાવાસમાં રહેવુંજ સારૂ; કે જ્યાં આપણા પરાક્રમથી કમાણી કરી, અન્નાદિકનું દીનહીનાદિકને દાન કરી પછી જમીએ; એવી વિચારણા કરી ગૃહસ્થપણાને ઇચ્છે નહિં. યાચના કરતાં કોઇ નહી આપે તો ? અથવા ગૃહસ્થને ઘેર જઇ યાચના કરી મ્હારૂં વજન ગુમાવી હું શી રીતે યાચના કરૂં ? ઇત્યાદિક ચિંતવન નહિં કરતાં યાચના કરવી, ભિક્ષા માગવી, તેને યાચના પરિસહ કહે છે.

૧૫ અલાભ પરિસહ—યતિને કોઇ વસ્તુની ઇચ્છા છે, અને ગૃહસ્થના ઘરમાં તે વસ્તુ ઘણી છેઃ સાધુ માગવા ગયા

છતાં ગૃહસ્થ તે વસ્તુ આપે નહી, તે વારે તેઓ મનમાં વિષાદ કે ઉદ્વેગ કરે નહી, દુષ્ટવચન બોલે નહી, અને મનમાં સમતા ધારણ કરી ચિંતવે, કે મને જે ન મલ્યું તેમાં મ્હારા લાભાંતરાય કર્મનો ઉદય છે. આ ગૃહસ્થનો કંઇ દોષ નથી. આથી તો મ્હારૂં કર્મ ખપશે, વળી વસ્તુ તો આજે નહી મલી તો કાલે મળી જશે. જે વારે મલશે ત્યારે લેઇશું. એના વિના જો નભી શકે તેમ હશે તો નભાવી લેઇશું એવા વિચાર કરી સમભાવમાં રહે, તેને અલાભપરિસહ કહે છે.

૧૬ રોગપરિસહ—સાધુને જ્યારે શ્વાસ, જ્વર, અતિસારાદિકરોગ લાગુ પડે ત્યારે જે ગચ્છ બહાર જિન કલ્પી સાધુ હોય તે તો ચિકિત્સા કરાવવાની ઇચ્છા પણ કરે નહી, અને તેવા પ્રસંગે પોતાના કર્મનો વિપાક ચિંતવી વેદનાને સહન કરી સમભાવ ધારણ કરે. પણ જે સ્થવિર કલ્પી ગચ્છવાસી સાધુ હોય તે આગમોક્ત વિધિયે નિર્વદ્ય ચિકિત્સા કરાવે; મનમાં કર્મવિપાક ચિંતવતા રહે; પણ હાયવોય કરે નહિ. કદી અત્યંત વેદના થતી હોય તો પણ આર્તધ્યાન કે ખરાબધ્યાન કરે નહીં, પણ શુભ પરિણામ રાખી શમ્યક્ રીતે વેદના સહન કરે; તેને રોગ પરિસહ કહે છે.

૧૭ તૃણસ્પર્શપરિસહ—ગચ્છ નિર્ગત્ સાધુને તો તૃણનોજ સંથારો કહ્યો છે; અને ગચ્છવાશી સાધુને તો સાપેક્ષ સંયમ છે, માટે વસ્ત્રાદિક પણ લે છે. પરંતુ જ્યારે ભૂમિકા ભીની હોય અથવા વસ્ત્ર પુરાણું થયું હોય, કિંવા ચોરે ચોરી લીધું હોય ઈત્યાદિ કારણે કેવળ ડાભનો અઢી હાથ પ્રમાણ સંથારો હોવાથી, તે ડાભના અગ્રભાગ તીક્ષ્ણ હોય તે શરીરને લાગે, તેથી પીડા ઉત્પન્ન થાય, તો પણ દુઃખ ચીંતવે નહિં, કે સમાધિનો ત્યાગ કરે નહિં; તેને તૃણસ્પર્શ પરિસહ કહે છે.

૧૮ મલ પરિસહ—પરસેવાના પાણીથી સાધુના શરીરે

રજનો કઠીન મેલ બંધાઇ જાય, તે ઘણો મેલ ઉષ્ણકાળના તાપના સંયોગે પરસેવાથી ભીજાઇને દુર્ગંધે ગંધાય તો પણ તે દુર્ગંધને દૂર કરવા સારૂ સ્નાનાદિકની ઇચ્છા કરે નહિ. વળી એ થકી કયારે હું મુક્ત થઇશ ? એવું ચિંતવન પણ કરે નહિ; તેને મલ પરિસહ કહે છે.

૧૯ સત્કાર પરિસહ—સાધુને કોઇ સ્તવન, નમન, ચરણ સ્પર્શ કરે, સન્મુખ જાય, તેમને દેખી ઉભા થાય, આસન આપે, અશનાદિક દાન દે, અથવા મ્હોટા કોઈ રાજા નિમંત્રણાદિ કરે; ઇત્યાદિ રીતે તેમનો સત્કાર થાય તો પણ મનમાં ઉત્કર્ષ લાવે નહિં કે અભિમાન કરે નહિ; અથવા સત્કાર ન થવાથી મનમાં વિષાદ પણ કરે નહિ. તેને સત્કાર પરિસહ કહે છે.

૨૦ પ્રજ્ઞા પરિસહ–પુર્વોક્ત સત્કારના કારણથી કે બુદ્ધિની બાહુલ્યતાના લીધે; ગર્વ કરે નહિ તેના અભાવે ખેદપણ ન કરે આને પ્રજ્ઞા પરિસહ કહે છે. કોઇ પ્રજ્ઞાવંત સાધુ, ઘણા શ્રુતતો જાણ હોય, તે એવા વિચાર કરે કે " મે ભવાંત્તરમાં રૂડી રીતે જ્ઞાના રાધન કર્યું છે, માટે સમસ્ત મનુષ્યોમા જ્ઞાનવાન છું, અને સર્વના પ્રશ્નોના ઉતર હું આપી શકું છું, " પરંતુ ગર્વ ન કરે, પ્રજ્ઞાના અભાવે મનમાં ઉદ્વેગ પણ ન કરે, હું મુર્ખ છું, હું કાંઇ પણ જાણતો નથી, સર્વના પરાભવનું સ્થાનક છું, અરે હું જીવાદિક પદાર્થના નામ પણ જાણતો નથી, એવી દીનતા મનમાં નહી કરે, પણ પૂર્વ કૃત કર્મનું સ્વરૂપ ચિંતવી જ્ઞાનાભ્યાસ કરવામાં ઉદ્યમ કરે તો તેમને આપરિસહ પીડા આપે નહિ.

૨૧ અજ્ઞાન પરિસહ–વસ્તુ તત્વનું સ્વરૂપ શ્રુતજ્ઞાનથી જણાય છે.–તેનો જે અભાવ તે અજ્ઞાન–પરિસહ છે. કોઇ સાધુ મનમાં એવું ચિંતવે નહિ કે " મે અવ્રતીપણું ત્યાગી વ્રતીપણું અંગીકાર કર્યું છે તોપણ હું કંઇ જાણતો નથી. તેમ હું તપસ્યાદિક કરૂં છું, તથા સાધુને કરવા લાયક ક્રિયા પણ કરૂં છું, પણ હું

આગમના જ્ઞાન રહિત છું, માટે મારા જેવા નિરક્ષર, કુક્ષિભર એ વામને ધિક્કાર છે ! એવી રીતે દીનતા ન કરે પરંતુ નિઃકેવલ જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી મહારૂં આ સ્વરૂપ છે, તે ભોગવવાથી દુર થશે. એમ ભાવી જ્ઞાનાભ્યાશ માટે અભ્યાસ જારી રાખે. અહી પ્રજ્ઞા પરિસહ કરતાં આપરિસહમાં એટલું વિશેષ છે કે પ્રજ્ઞા પરિસહ તો બીજો કોઇ પ્રશ્નાદિક પુછે અને બહુમાન કરે તે પ્રસંગે થાય છે, અને અજ્ઞાન પરિસહ તો મત્યાદિક જ્ઞાન મહારામાં પુર્ણ નથી એમ વિચારવાથી થાય છે. અથવા શાસ્ત્રનું સ્ફુરવું તેને પ્રજ્ઞા કહે છે, અને ત્રિકાલ વિષયિક વસ્તુના અજાણપણાને અજ્ઞાન કહે છે.

૨૨ સમ્યકત્વ પરિસહ–શાસ્ત્રમાં વર્ણન કરેલા સુક્ષ્મ વિચાર સાંભળી તેના વિષે અશદ્દહણા અશ્રદ્ધા કરવી નહિ, તથા દેવ, ગુરૂ અને ધર્મને વિષે પણ અશ્રદ્ધા કરવી નહિ, શાસ્રમાં દેવતા અને ઇંદ્રાદિક સમ્યગ દૃષ્ટિ છે, એવું સાભળીએ છીએ તો પણ કોઇ સાન્નિધ્ય કરતું નથી, માટે શું જાણી એકે દેવતા અને ઇંદ્ર છે કિંવા નથી એવી પણ અશ્રદ્ધા કરવી નહિં. અન્યદર્શનીયોની ઋદ્ધિ વૃદ્ધિ વીગેરે ઉન્નતિ જોઇ મુંઝાઇ જવું નહિ મૂઢ દૃષ્ટિ થવું નહી. તેને સમ્યકત્વ પરિસહ કહે છે.

આ બાવીસ પરિસહ પૈકી એક સ્રી બીજો પ્રજ્ઞા, અને, ત્રીજો સત્કાર, આ ત્રણ પરિસહ અનુકૂળ પરિસહ છે, એટલે તે બાહ્ય ભાવથી મીઠા છે, પણ એ પરિસહ છે, અને આત્માને અહિતકર્તા છે, એમ જ્ઞાનીઓજ જાણી શકે. જેમનામાં તત્વજ્ઞાનનો અભાવ છે, તેઓ એ ત્રણ પરિસહ છે અને આત્માને અહિતકર્તા છે, એમ જાણી શકતા નથી. બાકીના ઓગણીસ પરિસહ પ્રતિકૂળ છે, એટલે કંઇને કંઇ અશે દુઃખ આપનાર છે.

એ બાવીસમાંથી શીત અને ઉષ્ણ તથા ચર્યા ( ચાલવું ) અને નિષેધ ( રહવું ) એ ચારે સમકાલે હોય નહિં, કેમકે એ

ચારમાં બે પરસ્પર પ્રતિપક્ષી છે એટલે શીત હોય ત્યાં ઉષ્ણ ન હોય. ચાલવાનું હોય ત્યાં સ્થિર રહેવાપણું ન હોય. તે બે હોય ત્યાં શીત અને ચર્યા ન હોય, માટે ઉત્કૃષ્ટથી એક પ્રાણીને વિશેષ સમકાલે વીસ પરિસહનો ઉદય થાય, અને જઘન્યથી તો એકનો ઉદય હોય અને બીજાઓનો ન પણ હોય.

તત્વથી પ્રાણીઓને આવા પરિસહના પ્રસંગો આવે છે, તે તેના આત્મસત્તામાં રહેલા કર્મદલીકનુંજ પરિણામ છે. ત્યારે એ પરિસહનો સંબંધ કયા કયા કર્મ સાથે છે, તે પણ જાણવા લાયક છે.

મોહનીય કર્મના મુખ્ય બે ભેદ છે. એક દર્શન મોહનીય, અને બીજું ચારિત્ર મોહનીય–તેમાં મિથ્યાત્વ, મિશ્ર અને સમકિત એ ત્રણ દર્શન મોહનીય કર્મની પ્રકૃતિ છે. સોળ કષાય, અને નવનો કષાય મળી પચ્ચીશ ચારિત્ર મોહનીય કર્મની પ્રકૃતિ છે. તેમાં દર્શન મોહનીયના ઉદયથી સમ્યક્ત્વ પરિસહનો સદ્ભાવ થાય છે. પ્રજ્ઞા અને અજ્ઞાન એ બે પરિસહ જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી થાય છે. અલાભ પરિસહ લાભાંતરાય કર્મના ઉદયથી થાય છે.

૧ ક્રોધકષાય મોહનીય કર્મના ઉદયથી આ ક્રોશ પરિસહ થાય છે.

૨ અરતિના ઉદયથી અરતિ પરિસહ થાય છે.

૩ પુરૂષવેદના ઉદયથી સ્ત્રી પરિસહ થાય છે. અને સાધવીઓને સ્ત્રી વેદના ઉદયથી પુરૂષ પરિસહ થાય છે.

૪ ભય મોહનીયના ઉદયથી નૈષેધિકી પરિસહ થાયં છે.

૫ જુગુપ્સા મોહનીયના ઉદયથી અચેલક પરિસહ થાય છે.

૬ માનકષાય મોહનીયના ઉદયથી યાચના પરિસહ થાય છે.

૭ લોભ-કષાય મોહનીય કર્મના ઉદયથી સત્કાર પુરસ્કાર પરિસહ થાય છે.

વેદનીય કર્મના ઉદયથી નિચે પ્રમાણે અગીયાર પરિસહને ઉદય થાય છે.

૧ ક્ષુધા, ૨ પિપાસા, ૩ શીત, ૪ ઉષ્ણુ, ૫ દંશ, ૬ ચર્યા, ૭ શૈય્યા, ૮ મલ, ૯ વધ, ૧૦ રોગ, ૧૧ તૃણુસ્પર્શ.

ઉપર પ્રમાણે જ્ઞાનાવરણીય, કર્મના ઉદયથી બે, વેદની કર્મના ઉદયથી અગીઆર મોહનીય કર્મના ઉદયથી આઠ અને અંતરાય કર્મના ઉદયથી એક મળી બાવીસ પરિસહ જીવને ભોગવવા પડે છે. શેષ કર્મોને વિષે પરિસહને સંભવ નથી.જ્ઞાનાવરણીય, મોહનીય, અને અંતરાય કર્મ એ ઘાતિ કર્મ પૈકીના છે, અને વેદનીય કર્મ અઘાતિકર્મ છે; એટલે ઘાતિકર્મના અંગે થનારા પરિસહ કેવળ જ્ઞાનીઓને ઉપદ્રવ કરી શકે નહી. પણ વેદની કર્મ તો તેમને પણ ઉપસર્ગ કરી શકે. ગુણુસ્થાનની અપેક્ષાએ બાદરસંપરાય નામના નવમા ગુણુસ્થાનકની હદે પહોંચતા સુધી બાવીસ પરિસહ હોઇ શકે. દશમા સૂક્ષ્મ સંપરાયના ગુણુસ્થાનકની હદ સુધી મોહની કર્મની સત્તા રહે છે, તેથી દર્શન અને ચારિત્ર મોહનીય કર્મના ઉદયથી થનારા ઉપસર્ગને ઉદય ત્યાં સુધી હોઇ શકે. બાકીના ચૌદને ઉદય અગીઆરમા ઉપશાંત મોહ અને બારમા ક્ષીણુ મોહ ગુણુસ્થાનક સુધી હોઇ શકે. એ ચૌદ પૈકી વેદની કર્મને અંગે થનારા અગીઆર પરિસહ તો તેરમા સયોગી અને ચૌદમા અયોગી ગુણુસ્થાનક સુધી હોઇ શકે. ( જુઓ નવતત્વ બાલા બોધ ગાથા ૨૭-૨૮ નું વિવેચન ).

આત્મિક ઉન્નતિની સાધનાના પ્રસંગે ઉપરના પરિસહો પૈકી કોઇને કોઇ પરિસહ આવવાને સંભવ છે. પ્રતિકૂળ ઉપસર્ગોને તો ખાસ થવાને સંભવ છે, પણુ કેટલાક મીઠા અને અનુકૂળ ઉપસર્ગોએ ઉપસર્ગ રૂપે આત્મામાં ઉદય પામ્યા છે, એને ખાસ તો

સામાન્ય સાધકને થવોજ મુશ્કેલ છે. જો સાધક સાધના કાળમાં તેમાં વિશેષ સાધુ મુનિરાજ પોતાના ચારિત્ર પાલન કાળમાં, હમેશાં આત્મ-જાગ્રતી રાખે તોજ, આવા પ્રકારના-ઉંચી હદે ચઢતા પ્રાણીને પાડનાર-ઉપસર્ગોથી તે બચી શકે, જો જરા પણ તેના તરફ ઉપેક્ષા કરે તો, આવા ઉપસર્ગના પ્રસંગે સંવર તત્વનો જે લાભ પ્રાપ્ત કરવાનો તે લાભ ગુમાવી, ઉલટ કર્મબંધરૂપ નુકશાનમાં ઉતરવાનો સંભવ છે ભગવંત મહાવીરે દીક્ષા અંગીકાર કર્યાં પછી, કેવળજ્ઞાન પ્રાપ્તિના કાળ સુધી, પોતાનું શુદ્ધ સાધ્ય નિશ્ચળ રાખી કેવી રીતે સાધના કરી પરિસહો સહન કરી સમભાવમાં સ્થિર રહ્યા તેજ જાણવા જેવો વિષય છે.





# પ્રકરણ ૧૬ મું.

## સ્વાશ્રય ( સ્વત્માવલંબન )



દીક્ષા અંગીકાર કર્યા પછી ચંદ્રની જેવા શીતળ લેષ્યા-વાલા, સૂર્યની જેમ તપના તેજથી દુઃખે જોઇ શકાય તેવા, ગજેંદ્રની જેવા બળવાન, મેરૂના જેવા નિશ્ચલ, પૃથ્વીની જેમ સર્વ સ્પર્શને સહન કરનારા, સમુદ્ર, જેવા ગંભીરના સિંહના જેવા નિર્ભય, ધૃતાદિ હોમેલા અગ્નિની જેમ મિથ્યા દૃષ્ટિઓને અદ્રશ્ય, ગેંડાના શૃંગની જેમ એકાકી, મોટા સાંઢની જેમ મહા બળવાન, કાચબાની જેમ ઇંદ્રિઓને ગુપ્ત રાખનારા, સર્પની જેમ એકાંત દ્રષ્ટી સ્થાપનાર, શંખની જેમ નિરંજન, સુવર્ણની જેમ જાત રૂપ ( નિર્લેપ ) પક્ષીની જેમ મુક્ત, જીવની જેમ અસ્ખલિત ગતિવાળા, ભારંડ પક્ષીની જેમ પ્રમાદ રહિત, આકાશની જેમ નિરાશ્રય, કમલદલની જેમ લેપ રહિત, તથા શત્રુ અને મિત્ર, તૃણુ અને સ્ત્રી, સુવર્ણ અને પાષાણુ, મણિ અને મૃતિકા, આ લોક અને પરલોક, સુખ અને દુઃખ તથા સંસાર અને મોક્ષમાં સમાન હૃદયવાળા, કરૂણા ભરપુર મનને લીધે નિષ્કા-રણુ ભવ સાગરમાં ડુબી જતાં મુગ્ધ જગત જીવોનો ઉદ્ધાર કર વાની ઇચ્છાવાળા, એવા ભગવંત મહાવીરે દીક્ષાના સ્થળથી વિહાર કર્યો.

પ્રભુને દીક્ષા મહોત્સવ વખતે, દેવોએ ગોશીર્ષચંદન આદિ

ઉત્તમ સુગંધી દ્રવ્યોથી લેપ કર્યો હતો, તથા ઉત્તમ સુગંધીવાળા પુષ્પોથી પ્રભુની પૂજા કરી હતી તેની સુગંધ ચાર મહીનાથી અધિક કાળ સુધી પ્રભુના શરીરપર રહી હતી તે સુગંધથી ખેંચાઇને ભમરાઓ આવીને પ્રભુને ડંખ દેવા લાગ્યા. કેટલાક મુગ્ધ યુવકો પ્રભુની પાસે સુગંધી માગતા, પણ પ્રભુ તો મૌન રહેતા. તેથી તેઓ ક્રોધાયમાન થઇને પ્રભુને આકરા ઉપસર્ગો કરતા હતા. સ્ત્રીઓ પણ પ્રભુને અદ્ભૂત રૂપવાળા તથા સુગંધ યુક્ત શરીરવાળા જોઇને, કામાતુર થઇ અનુકૂળ ઉપસર્ગ કરતી હતી. પ્રભુ તો મેરૂની જેમ સ્થિર રહી સઘળું સમભાવ પૂર્વક સહન કરતા અને ઇર્યાસિમિતિશોધન પૂર્વક વિહાર કરતા.

જે દિવસે દિક્ષા અંગીકાર કરી, તે દિવસે વિહાર કરી બે ઘડી દિવસ બાકી હતો, ત્યારે પ્રભુ કુમાર નામના ગામે પહોચ્યા. રાત્રિએ તે સ્થળે નાસિકાના અગ્રભાગપર નેત્રની દૃષ્ટિસ્થાપન કરી, બે ભુજા લાંબી કરી, કાયોત્સર્ગ ધ્યાનમાં પ્રભુ રહ્યા, તે સમયે કોઇ ગોવાળ આખો દિવસ બળદને હાંકી તેજ ગામની સીમમાં, જ્યાં પ્રભુ કાયોત્સર્ગ ધ્યાનમા ઉભા હતા ત્યાં આવ્યો. સંધ્યાનો વખત થયો હતો, તેથી બળદને પ્રભુની પાસે મુકીને ગોવાળ ગાયો દોહવા ગામમાં પોતાના ઘેર ગયો. આખા દિવસના ભૂખ્યા નિરંકુશ બળદો ચરતા ચરતા વનમાં આગળ ચાલ્યા ગયા. ગામમાં ગએલો ગોવાળીઓ ગાયોને દોહીને પાછો તે સ્થળે આવ્યો, ત્યારે પોતાના બળદોને ત્યાં જોયા નહી. પ્રભુને બળદો કયા ગયા છે ? તે સબંધે પુછયું; પણ તેમની પાસેથી કાંઇ ઉત્તર મળ્યો નહીં, તેથી બળદોની શોધ માટે તે પણ વનમાં ગયો. જે તરફ બળદો ગએલા તેની બીજી તરફ તે શોધવા માટે ગયો, તેથી તે બળદનો પત્તો મળ્યો નહીં. આ તરફ બળદો ચરતા ચરતા ધરાઇ રહ્યા, અને થોડી રાત્રી બાકી રહી તે વખતે પાછા જ્યાં પ્રભુ કાયોત્સર્ગ ધ્યાને ઉભા હતા ત્યાં આવી, બેસી વાગોલવા લાગ્યા. ગોવાળ આખી રાત શોધ કરી,

થાકીને તે પાછો તે સ્થળે આવ્યો, ત્યારે બળદોને પ્રભુની પાસે બેઠેલા જોયા. તે ક્ષુદ્ર મતિવાળા ગોવાળને વિચાર થયો કે, આ યોગીને બળદ ચરવા ગયાની વાતની ખબર છતાં મને તે વખતે તેમણે ખબર કહી નહીં, અને મારે આખી રાત વનમાં ભમવું પડયું ! ખરેખર મનેજ એણે ભમાવ્યો આ વિચારથી તેને ક્રોધ ચઢયો, અને પોતાની પાસે બળદોની રાસ હતી તેથી પ્રભુને મારવાને તેમના તરફ દોડયો.

દીક્ષા મહોત્સવમાંથી શક્રેંદ્ર પોતાના સ્થાને ગયા પછી, પ્રભુ પ્રથમ દિવસે શું કરે છે ? તે જાણવાની ઇચ્છાથી, અવધિજ્ઞાનનો ઉપયોગ મુકી જોયું તો આ બનાવ બનતો તેમણે જોયો. ગોવાળને સ્થંભિત કરી, તેજ વખતે તેઓ પ્રભુ પાસે આવ્યા. અને પ્રભુને ઉપસર્ગ કરતો અટકાવી, તેને ત્યાંથી વીદાય કર્યો. તે પછી પ્રભુને ત્રણ પ્રદક્ષિણા દેઇ મસ્તક નમાવી, બે હાથ જોડી, વિનંતિ કરી કે, આપને બાર વર્ષ સુધી ઘણા ઉપસર્ગો થવાના છે; માટે તેનો નિષેધ કરવા સારૂ સેવક તરીકે આપની સેવા કરવા સાથે રેહેવાની મહારી ભાવના છે, તો તે વિનંતી આપ સ્વીકારશો.

કાયોત્સર્ગ પારીને પ્રભુએ ઊત્તર આપ્યો કે "હે દેવેંદ્ર ! તીર્થંકરો કદી પણ અંતરંગ શત્રુઓને જીતવામાં તથા કર્મોનો નાશ કરવામાં પરની સહાયની અપેક્ષા રાખતા નથી વળી કોઇ પણ તીર્થંકરે બીજાના આશ્રય-સહાયથી કેવળજ્ઞાનાદિ અખંડ આત્મિકલક્ષ્મી પ્રાપ્ત કરી નથી, કરતા નથી, અને કરશે પણ નહીં, તેઓ કેવળ પોતાના વીર્યબલ, પરાક્રમ અને પુરૂષાર્થથી કેવળજ્ઞાનાદિ આત્મિક ઋદ્ધિ પ્રગટ કરી મોક્ષરૂપી સ્વરાજ્ય પ્રાપ્ત કરે છે."

પ્રભુનો આવા સ્વાત્માલંબન ભાવને પ્રકટ કરનાર ઉત્તર સાંભળીને શક્રેંદ્રને પ્રભુના ઉપર બહુજ ભક્તિ રાગ થયો; અને તીર્થંકરોના સ્વાશ્રય ગુણની અનુમોદના કરવા લાગ્યા. પ્રભુને

ભવિષ્યમાં ઘણા ઉપસર્ગ થવાના છે; તો પણ મરણાંત ઉપસર્ગના પ્રસંગે તે ઉપસર્ગ અટકાવવા તથા વૈયાવચ્ચ કરવા, પ્રભુની માસીના પુત્ર જે બાલપણથી વ્યંતરની કાયમાં દેવપણે ઉત્પન્ન થએલ છે, તે સિદ્ધાર્થ વ્યંતર દેવને આજ્ઞા કરી શક્રેંદ્ર સ્વસ્થાનકે ગયા.

પ્રભુએ આપેલો ઉત્તર બહુ મનન કરવા અને વિચારવા લાયક છે. કોઇ પણ પ્રકારની ઉન્નતિની ઇચ્છાવાળા કેવલ પોતાના બળ અને પરાક્રમથીજ-ઉન્નતિ પ્રગતિમાં-આગલ વધી શકે. જે પ્રમાણે એ નિયમ એક વ્યક્તિને લાગુ પડે છે, તેજ પ્રમાણે સકલ સમષ્ટિને, એક સામાન્ય નહાના દેશને કે આખા રાષ્ટ્રને લાગુ પડે છે, જે વ્યક્તિ કે સમષ્ટિ-યાદેશ અથવા રાજ્ય પારકા ઉપર આધાર રાખનાર હોય,તેઓ કદી પણ પોતાની ઉન્નતિ કરી શકવાના નથી. પારકા ઉપર આધાર રાખી ઉન્નતિ ઉચ્છવી એતો એક જાતની નિર્બળતા છે. શું નિર્બળ પોતાનો કે પરનો કદી પણ ઉદ્ધાર કરવાને સમર્થ થયા છે કે થશે ? પ્રભુએ આપેલા આ મંત્રના ઉપર આપણે પૂર્ણ શ્રદ્ધા રાખી, તેનું આલંબન લઇશું તોજ આપણે કાંઇ અંશે આ ભવમાં ઉન્નતિ ક્રમમાં આગળ વધી શકીશું, એટલુંજ નહીં પણ એ મંત્રના સંસ્કાર જો આત્મામાં દઢ થયા હશે, તોજ આગામી ભવમાં આપણે આપણી પ્રગતિ કરી, પરિણામે પ્રભુએ જે પ્રમાણે લોકોત્તર સ્વરાજ્યની પ્રાપ્તિ કરી, તેજ પ્રમાણે આપણે પણ લોકોત્તર સ્વરાજ્ય પ્રાપ્ત કરી શકીશું.અંતરંગ શત્રુઓને જીતવાને બીજાની સહાય શું કામ લાગવાની છે ? તેઓને તો પોતે જાતેજ પોતાના બળ પરાક્રમથી જીતવાના છે. લોકોત્તર સ્વરાજ્ય પ્રાપ્તિને અટકાવનાર અંતરંગ શત્રુઓ છે. તેઓને બરાબર ઓળખવા જોઇએ. તેઓએ અનાદિકાળથી પોતાની સત્તા આપણા ઉપર જમાવી આપણને પરવશ બનાવી દીધા છે. તેમને જીતવા એ કંઇ સ્હેજ વાત નથી. જ્યારે આપણે પોતાનું અને તેમનું યથાર્થ સ્વરૂપ સમજી, તેમને જિતવાને ભગવંતની પેઠે પુરૂષાર્થ કરીશું,

ત્યારેજ આપણે લોકોત્તર સ્વરાજ્ય જરૂર પ્રાપ્ત કરી શકીશું લોકોત્તર સ્વરાજ્ય પ્રાપ્ત કરવાનો જ આપણો અંતીમ ઉદ્દેશ હોવો જોઇએ.

બીજી ધ્યાનમાં રાખવા જેવી બાબત એ છે કે, જ્યારે અશુભ કર્મનો ઉદય હોય છે, ત્યારે બીજાઓએ સારી ભાવનાથી કરેલી ભક્તિ પણ ઉલટી નુકશાન કર્તા નીવડે છે. દીક્ષા મહોત્સવ વખતે દેવોએ સુગધિ દ્રવ્યોનો ભક્તિ રાગથી કરેલો લેપ પ્રભુને ઉલટો ઉપસર્ગ કરનાર દુઃખરૂપ નીવડયો. તે સુગધીના લીધે ભમરાઓ વિગેરે તરફથી પ્રભુને પીડા સહન કરવાનો પ્રસંગ આવ્યો. એથી આત્મ સત્તામાં રહેલા અશુભ કર્મોનો, સકામ નિર્જરાથી નાશ કરવાની આવશ્યકતા જણાઇ આવે છે. આત્મ સત્તામાં રહેલા અશુભ કર્મોને સકામ નિર્જરા વડે જો નિર્જરાવી નાખવામાં નહી આવે તો પ્રસંગ આવે તે ઉદયમા આવી પોતાના કટુક વિપાક ચખાડયા સીવાય રહેનાર નથી. આત્મહિત વાચ્છકે અશુભ કર્મ ન બંધાય તે માટે, અને સત્તામા રહેલા અશુભ કર્મ સકામ નિર્જરાના અવલમ્બન વડે ખપાવી નાખવાના માટે હમેશાં ઉપયોગની જાગૃતિ રાખવાની જરૂર છે





# પ્રકરણ ૧૭ મું.

## ભવ સત્તાવીશમો ( ચાલુ ).

### છદ્મસ્થાવસ્થા, સાધના, અને પરિસહ.



દીક્ષાના સમયથી કેવલજ્ઞાન પ્રાપ્તિના કાળ સુધી, પરમ વૈરાગ્યવંત ભગવંત એકલા વિહાર કરતા હતા તીર્થંકરનો કલ્પજ સામાન્ય મુનિઓથી જુદો હોય છે. તેઓ સ્વયંજ્ઞાની હોય છે. તેમને માથે ગુરૂ હોતા નથી, કેમકે દીક્ષાના દિવસથી ચાર જ્ઞાન સહિત હોય છે. કેવલજ્ઞાન પ્રાપ્તિના કાલ સુધી કેવળ કર્મ ક્ષયના હેતુથીજ શુદ્ધ સંયમનું નિરતિચાર, અને અપ્રમતપણે, પાલન કરે છે. તે દરમ્યાન દેવ, મનુષ્ય કે તીર્યંચ સંબંધી જે જે ઉપસર્ગ તેમને થાય, તે વીરતાપૂર્વક સહન કરી શુદ્ધ ધ્યાનમાં મગ્ન રહે છે.

તીર્થંકરો દીક્ષાના સમયથી તે કેવલજ્ઞાન પ્રાપ્ત થતા સુધીનાં વચલા વખતમાં કોઇને ઉપદેશ કરતા નથી. કેવલજ્ઞાન સીવાય પદાર્થ માત્રના સર્વ ગુણપર્યાય અને સકલ જ્ઞેય પદાર્થના અનંતા ધર્મનું સ્વરૂપ પ્રત્યક્ષ રીતે જોઇ અને જાણી શકાતુ નથી, અને તીર્થંકરના વચનમાં પરસ્પર વિરોધ કદીપણ હોય નહી, તે કારણથી છદ્મસ્થાવસ્થામાં ઉપદેશ દેવાનો તેમનો કલ્પ ( આચાર )

નથી. એજ નિયમાનુસાર ભગવંતે પણ કેવલજ્ઞાન થતા સુધી કોઇને ઉપદેશ કરેલો નથી.

ભગવંતે દીક્ષા લીધા પછી નીચે પ્રમાણે પાંચ નિયમ ( અભિગ્રહ ) ધારણ કર્યા હતા,

૧ જ્યાં અપ્રીતિ થાય ત્યાં તેને ઘેર વસવું નહી.

૨ જ્યાં રહેવું ત્યાં ઉભા રહી કાર્યોત્સર્ગ કરીનેજ રહેવું.

૩ પ્રાયઃમૌનાવસ્થામાં રહેવું.

૪ કરપાત્રવડે ભોજન કરવું. પાત્રો વાપરવાં નહી.

૫ ગૃહસ્થનો વિનય કરવો નહી.

આ અભિગ્રહ ધારણ કરવાનો પ્રસંગ નીચેના કારણથી પ્રાપ્ત થયો હતો.

દીક્ષા લીધા પછી વિહાર કરતા મોરાક નામના ગામ પાસે આવ્યા. તે નજીકના પ્રદેશમાં દુઇજ્જંતક જાતિના તાપસો રહેતા હતા. તે તાપસોનો કુલપતિ પ્રભુના પિતાનો મિત્ર હતો, તે પ્રભુની પાસે આવ્યો. તેની પ્રાર્થનાથી એક રાત્રી પ્રતિમાએ ત્યાં રહ્યા. પ્રાતઃકાલે વિહાર કરતી વખતે વર્ષાકાળમાં ત્યાં પધારવા કુલપતિએ વિનંતી કરી. તેના અતિ આગ્રહથી પ્રભુએ તેની વિનંતી સ્વીકારી. વિહાર કરતા કરતા વર્ષાકાળ નજીક આવ્યો, ત્યારે પોતે આપેલા વચન પ્રમાણે તે તાપસના આશ્રમમાં પ્રભુ આવ્યા. કુલપતિએ ભિન્નિજ્ઞપણાના સ્નેહને લીધે, તૃણથી આચ્છાદિત કરેલું એક ઘર પ્રભુને રહેવા માટે અર્પણ કર્યું. તેમાં વડવાઇવાળા વટ વૃક્ષની જેમ જાનું પર્યંત લાંબી ભૂજાવાળા પ્રભુ મનને નીયંત્રીત કરીને પ્રતિમાધારીપણે રહ્યા.

આશ્રમની તથા ગામની ગાયો વર્ષાકાળની શરૂઆતમાં નવીન ઘાસ થએલો નહી હોવાથી આશ્રમના ઝુંપડાંના ઘાસને ખાવા આવે એ સ્વભાવિક છે. તેમ તે ગાયોને આશ્રમમાં રહેનાર તાપસો હાંકી

કાઢતા તેથી પ્રભુ જે ઘાસના ઘરમાં પ્રતિમા ધારણ કરી રહ્યા હતા, તે ઘરને આચ્છાદિત કરેલા ઘાસને ગાયો ખાઇ ગઇ.બીજા તાપસોની પેઠે તે ગાયોને પ્રભુએ હાંકી કાઢી નહી, આશ્રમના તાપસો પ્રભુના સ્વરૂપથી અજાણ હોવાથી, તેમની ઇર્ષ્યા કરવા લાગ્યા અને કુલપતિને જઇને કહેવા લાગ્યા કે હે! કુલપતિ તમે આપણા આશ્રમમાં એવા તે કોણ મમતા રહિત મુનિને અતિથી તરીકે લાવ્યા છો કે, જેના અંદર રહેવા છતાં આપણા તે ઝુપડાનો નાશ થઇ ગયો. તે એવો તો કૃતઘ્ન ઉદાસી, દાક્ષિણ્યતા રહિત અને આળસુ છે કે, ગાયોથી ખવાઇ જતા પોતાના આશ્રમનું પણ રક્ષણ કરતો નથી. શું તે મુનિ છે અને અમે મુનિ નથી ?

તાપસોના આવા વચન સાંભળી તે કુલપતિ પ્રભુની પાસે આવ્યો, અને આશ્રના તાપસો ઇર્ષ્યા વગરના અને સત્ય બોલનારા છે એમ તેને લાગ્યું. તે કુલપતિએ પ્રભુને કહ્યું કે હે, મુનિ ! તમે આ ઝુપડીની રક્ષા કેમ કરતા નથી ! તમારા પિતાએ યાવત્ જીવ સર્વ આશ્રમોની રક્ષા કરી છે. દુષ્ટોને શિક્ષા કરવી એતો તમારૂં યોગ્ય વ્રત છે. વળી પક્ષીઓ પણ પોતાના માળાનું આત્માની જેમ રક્ષણ કરે છે, તો તમે વિવેકી થઇને આ આશ્રમની કેમ ઉપેક્ષા કરી ? પ્રભુ તો મૌનપણે ધ્યાનમાંજ છે. કુલપતિ આ પ્રમાણે પ્રભુને સીખામણ આપી પોતાના સ્થાને ગયો પ્રભુએ વિચાર્યું, "મારા નિમિત્તે આ સર્વને અપ્રીતિ થશે, તેથી મ્હારે અહીં રહેવું ઇષ્ટ નથી." એ પ્રમાણે વિચાર કરી ઉપર પ્રમાણે પાંચ નિયમ ધારણ કરી વર્ષા ઋતુનો અર્ધ માસ વ્યતિ થયા છતાં પણ ત્યાંથી વિહાર કરી અસ્થિક નામના ગામે આવ્યા.

## સ્થુલપાણી યક્ષને પ્રતિબોધવો.

અસ્થિક ગામમાં સ્થુલપાણી નામના યક્ષનું મંદિર હતું. તે યક્ષ ઘણા ્ર સ્વભાવનો હતો તેના સ્થાનમાં રાતવાસો રહેનારને તે મારી નાંખતો હતો, એ હકીકત ગામના લોકોએ તથા યક્ષના પૂજારી ઇંદ્ર શર્માએ પ્રભુને નિવેદન કરી. પ્રભુએ તે યક્ષ

બોધ કરવા યોગ્ય છે એમ જાણી તે યક્ષના સ્થાનના એક ખુણામાં પ્રતિમા ( મૌન ધરી ધ્યાનાવસ્થામાં ઉભા રહેવું ) ધરી ઉભા રહયા.

અહિં એટલી વાત ધ્યાનમાં લેવા જેવી છે કે; પ્રભુએ રાત રહેવા માટે ગામલોક પાસે જગ્યાની યાચના કરી હતી. તેઓએ યક્ષના ક્રુર સ્વભાવની અને રાત ત્યાં રહેનારના પ્રાણ હરણ કર્યાના બનેલા બનાવોની હકીકત કહી બીજી જગ્યાએ રાત રહેવાને માટે વિનંતી કરી, અને જગ્યા પણ બતાવી છતાં પ્રભુ તે યક્ષના ઉપર કેવળ ઉપકાર કરવા અને તેને બોધ પમાડવાના ઉદ્દેશથીજ તેના સ્થાનમાં રાત રહ્યા.

એ ગામનું નામ અસ્થિક પડવાનું કારણ પણ એજ છે કે યક્ષના ઉપદ્રવથી ઘણા જીવોના પ્રાણ હરણ થએલા અને તેમના શરીર પડી રહેલાં, તેના હાડકાના ઢગલા ત્યાં પડયા રહેતા તેથી એ ગામનુ નામ અસ્થિક પડેલું હતું.

સૂર્ય અસ્ત પામ્યો, બીજા લોકો તથા પૂજારી પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા. ફકત પ્રભુજ નિર્ભયપણે કાયોત્સર્ગ કરી ધ્યાનાવસ્થામાં સ્થિત થઇ ઉભા રહ્યા.

પ્રભુનું આ સાહસ જોઇ શૂલપાણિ યક્ષને ગર્વ થઇ આવ્યો. તે વિચારવા લાગ્યો કે, અત્યાર સુધી અહીં કોઇ પણ મનુષ્ય મારા સ્થાનમા રાત રહી શકતો નથી. આ મુનિને અહીં નહી રહેવાને માટે ગામ લોક તથા મહારા પૂજારીએ કહ્યા અને સમજાવ્યા છતાં, મહારી આજ્ઞાનું ઉલંઘન કરી તે અહીં રહ્યો છે, તો તેનું ફળ હું તેને ચખાડું એવો વિચાર કરી તે પ્રભુના નજીકમાં આવ્યો.

## વ્યંતરના ઉપસર્ગ.

તે વ્યંતરે પ્રથમ અટ્ટહાસ્ય કર્યું. ચોતરફ પ્રસરતા અતિ રાૈદ્ર હાસ્યના શબ્દથી જાણે આકાશ ફુટી ગયુ હોય, અને નક્ષત્ર મંડળ તુટી પડયું હોય તેમ દેખાયું. તે હાસ્ય-શબ્દો સાંભળી

ગામના લોક પરસ્પર વાતો કરવા લાગ્યા કે, જરૂર પેલા મુનિને અત્યારે તે વ્યંતર મારી નાખશે.

યક્ષના આ ભયંકર અટ્ટહાસ્યથી પ્રભુ ક્ષોભ પામ્યા નહીં, અને સ્હેજ પણ ધ્યાનાવસ્થામાંથી ડગ્યા નહીં; એટલે તે વ્યંતરે મહા ઘોર હાથીનું રૂપ વિકુર્વ્યું તેથી પણ પ્રભુ ક્ષોભ પામ્યા નહીં, એટલે ભૂમિ અને આકાશના માનદંડ જેવું પિશાચનું રૂપ વિકુર્વ્યું. તેથી પણ પ્રભુ ક્ષોભ પામ્યા નહીં. પછી તે દુષ્ટે યમરાજના પાશ જેવું ભયંકર સર્પનું રૂપ વિકર્વ્યું. અમોઘ વિષના ઝરા જેવા તે સર્પ પ્રભુના શરીરને દૃઢ રીતે વીંટળાઇ ગયો, અને ઉગ્ર દાઢોથી ડસવા લાગ્યો. તો પણ પ્રભુ ધ્યાનાવસ્થામાંથી લગીર માત્ર ચલાયમાન થયા નહી; અને પોતાનો આ પ્રયત્ન નિષ્ફળ ગયો એમ જાણી, તેણે પ્રભુના શીર, નેત્ર, મૂત્રાશય, નસિકા, દાંત, પૃષ્ટ, અને નખ એમ સાત સ્થાનકે વેદના પ્રગટ કરી, આશાત વેદના પૈકીની એક વેદના જ સામાન્ય મનુષ્યને તો મૃત્યુ પમાડવાને સમર્થ હતી. છતાં આ સાતે વેદના પ્રભુને ધ્યાનમાંથી ચલાવવાને નિષ્ફળ નીવડી.

વ્યંતરે આ વેદના કરવામાં પોતાનું જેટલું બળ હતું, તેનો ઉપયોગ પ્રભુના ઉપર કર્યો હતો. વ્યંતર આખરે થાકયો, અને પ્રભુના અતુલ બળ અને સહન શીલતાથી વિસ્મય પામ્યો. પ્રભુની આ દૃઢ ધ્યાનાવસ્થાએ વ્યંતરના મન ઉપર ભારે અસર કરી, અને તેનો ગર્વ નાશ થયો. તે અંજલી જોડીને પ્રભુને વિનંતી કરવા લાગ્યો કે હે દયાનિધિ ! આપ મહાશયની શકિત ને નહી જાણનાર એવા મેં દુરાત્માએ આપનો અત્યંત અપરાધ કર્યો છે, તે ક્ષમા કરો.

જ્યારે અશુભ કર્મોના વિપાકે જીવો ને પોતાનું ફળ દુઃખરૂપે બતાવે છે, ત્યારે પોતાની ઉપર કૃપા ધરાવનાર દેવો પણ મદદ કરી શકતા નથી. તેવોજ બનાવ આ સ્થળે બને છે. ઇંદ્રે પ્રભુને પ્રાણાંત ઉપસર્ગ વખતે મદદ કરવા

તેમની સેવામાં સિધાર્થ નામના વ્યંતરને રાખ્યો હતો. શૂળપાણી યક્ષે જ્યારે પ્રભુને આ ઘોર ઉપસર્ગ કર્યો ત્યારે તેનું મન તેનાં બીજા કોઇ કાર્યમાં વ્યગ્ર થએલું હતું; તેથી આ ઉપસર્ગ વખતે પ્રભુના તરફ તેનું ધ્યાન ન હોતું, તેથી તે વખતે તે મદદ કરવા આવ્યો નહતો. જ્યારે શુળપાણી યક્ષ થાકીને પ્રભુને વિનંતી કરતો હતો ત્યારે તેને પોતાને ઇંદ્ર મહારાજે સોંપેલા કાર્યની યાદિ આવી; અને તુર્ત તે સ્થળે આવ્યો અને શૂળપાણી યક્ષને કહ્યું, " અરે દેવાધમ! તે આ શું કર્યું ? ત્રણ જગતને પૂજવા યોગ્ય એવા આ વીર પ્રભુ છે, તે શું તુ નથી જાણતો ? જો આ ત્હારૂં ચરિત્ર, પ્રભુના પરમ ભક્ત શક્રેંદ્ર જાણશે, તો તું તેના વજ્રની ધારાનો ભોગ થઇ પડીશ " સિદ્ધાર્થની આ શિક્ષાથી તે ભય અને પશ્ચાતાપથી આકુલવ્યાકુળ થઇ ગયો, અને તેણે ફરીવાર પ્રભુને ખમાવ્યા. સિધાર્થે તેને ફરી કહયું અરે! શૂલપાણી તું હજુ બરાબર તત્વને જાણતો નથી. યથાર્થ તત્વ આ પ્રમાણે છે તે સાંભળ; વીતરાગમાં દેવ બુદ્ધિ, શું સાધુઓમાં ગુરૂ બુદ્ધિ, અને જીનેશ્વર ભગવંતે કહેલા ધર્મમાં ધર્મ બુદ્ધિ એ પ્રમાણે તારા આત્મા સાથે નિર્ણય કર. હવેથી પોતાના આત્માની સમાન સર્વના આત્માને જો, અને કોઇ પણ પ્રાણીને પીડા કરીશ નહી. પૂર્વે કરેલાં સર્વ દુષ્કૃતની નિંદા કર. પ્રાણીએ કયારે પણ આચરેલા તીવ્ર કર્મનું ફલ કોટાનું કોટી ગણું પામે છે. આ પ્રમાણે તત્વ સાંભળી શૂલપાણી યક્ષ પ્રથમ કરેલ અનેક પ્રાણીઓના ઘાતને સંભારીને વારંવાર પોતાના આત્માને નિંદવા લાગ્યો, અને ઘણો પશ્ચાતાપ કરવા લાગ્યો. પછી સમકિતને ધારણ કરી સંસારથી ઉદ્વેગ પામી, તે યક્ષે પ્રભુના ચરણની પૂજા કરી; અને પોતાનાં અપરાધરૂપ મલને ધોવામાં જલ જેવું સંગીત પ્રભુ સનમુખ કરવા લાગ્યો.

પ્રભુને કાંઇક ઉણા ચાર પહોર સુધી ઉપસર્ગ થયા હતા, તેથી શ્રમલાગવા એ કરીને પ્રભુને થોડીવાર નિદ્રા આવી ગઇ. તેટલા કાળમાં પ્રભુએ દશ સ્વપ્નો જોયાં. તેજ સ્થલે પ્રભુએ ચાતુર્માસ

કર્યું હતું. આ ચાતુર્માસમાં પ્રભુએ અર્ધ અર્ધ માસક્ષમણની તપશ્ચર્યા કરી હતી.

ચોમાસુ વ્યતિત થયે પ્રભુ ત્યાંથી વિહાર કરવા લાગ્યા, ત્યારે શૂલપાણી યક્ષ પ્રભુને વિનંતી કરવા લાગ્યો કે–હે નાથ ! આપ પોતાના સુખની અપેક્ષા કર્યા વિના માત્ર મારી ઉપર અનુકંપા કરવાને માટેજ અહિં આવ્યા હતા; પરંતુ મ્હારા જેવો કોઇ પાપી નથી કે જેણે આપને ઉલટો અપકાર કર્યો. આપના જેવા કોઇ સ્વામી નથી. અપકારને બદલે મને તો આપ ખરેખર ઉપકારી થયા છો. હે વિશ્વાના ઉપકારી ! જો અહીં આવીને મને બોધ કર્યો ન હોત તો આજે મે જરૂર નરક ગતિ મેળવી હોત ! આ પ્રમાણે સ્તુતિ કરી નીર્ગવીંત થઇ પ્રભુને વળાવીને પાછો વળ્યો.

## ચંડ કોશીક સર્પનો ઉપસર્ગ અને તેનો ઉદ્ધાર.

પ્રભુ વિહાર કરતા કરતા પાછા મોરાક ગામ આવ્યા. ત્યાં બહારના ઉદ્યાનમાં પ્રભુ પ્રતિમા ધરીને રહયા. એ ગામમાં તે સમયે એક અચ્છંદક નામે પાખંડી રહેતો હતો. તે મંત્ર તંત્ર વિગેરેથી પોતાની આજીવીકા ચલાવતો હતો. પ્રભુના ત્યાં રહેવાથી અને સિધાર્થ વ્યંતરના પ્રયાસથી તેનું પોગળ લોકો કળી ગયા, તેથી તેના માનમાં કમીપણું થયુ તે અચ્છંદક પ્રભુ પાસે આવી વિનંતી કરવા લાગ્યો કે, " હે ભગવન્ ! આપ અહીંથી બીજે સ્થળે પધારો, કેમકે જે પૂજ્ય હોય છે તે તો સર્વત્ર પૂજાય છે. આપના અહીં રહેવાથી મને દુઃખ થશે. " આવી તેની દીન વાણી સાંભળી અપ્રીતિવાળા સ્થાને રહેવું નહી એવો પોતાનો અભિગ્રહ છે. તેને યાદ કરી પ્રભુએ ત્યાંથી ચાવાળ નામના સન્નિવેશ તરફ વિહાર કર્યો. ત્યાંથી પ્રભુ શ્વેતાંબી નગરી તરફ ચાલવા લાગ્યા. માર્ગમાં ગોવાળોના પુત્રોએ કહ્યું કે, " હે દેવાર્ય ! આ માર્ગ શ્વેતાંબીએ સીધો જાય છે. તેની વચમાં કનકખળ નામે તાપસોનો આશ્રમ આવે છે, ત્યાં હમણાં એકદૃષ્ટિ વિષ સર્પ

રહે છે, જેથી ત્યાં પક્ષીઓનો પણ સંચાર નથી, માત્ર વાયુનોજ સંચાર છે. માટે એ સરળ માર્ગ છોડી દેઇ, આડે માર્ગે આપ જાવ. પ્રભુએ જ્ઞાનવડે તે સર્પનો પૂર્વ ભવ અને તેનું સ્વરૂપ જાણ્યું. ખરેખર એ સર્પ પ્રતિબોધ કરવા લાયક છે, એમ જાણી પોતાને થનારી પિડાની અવગણના કરી તે સરળ માર્ગે પ્રભુ ચાલ્યા.

પ્રભુએ નિર્જન અરણ્યમાં પ્રવેશ કર્યો ત્યારે તેમાં ચરણ સંચાર નહીં હોવાથી, વાલુકા જેમની તેમ રહેલી હતી. જળાશયોમાંથી વહેતી નીકો પાણી વિનાની હતી. જીર્ણ થએલા વૃક્ષો સુકાઇ ગયાં હતા. વૃક્ષોના ખરી પડેલા પત્રોથી જંગલ છવાઇ ગયું હતું, રાફડાઓથી ઘણો ભાગ વ્યાપ્ત થઇ ગયો હતો, અને ઝુંપડીઓ બધી પૃથ્વી ભેગી થઇ ગઇ હતી. એવા અરણ્યમાં આવીને પ્રભુ યક્ષમંડપમાં નાશિકા પર નેત્રને સ્થિર કરીને કાયોત્સર્ગે રહ્યા.

થોડીવારે પેલો સર્પ મુખમાંથી કાળરાત્રી જેવી જીહ્વાને બહાર કાઢતો અભિમાનયુક્ત થઇને ફરવા નિકળ્યો. તેવામાં તેણે વીર પ્રભુને જોયા. તેને ઘણો ક્રોધ ચઢયો, અરે આ નિર્જન આશ્રમમાં આવી રીતે નિડર રીતે ઉભુ રહેનાર કોણ ! ખરેખર એણે મારી અવગણના કરી છે, માટે હું તેને ભસ્મ કરી નાખું. આ પ્રમાણે વિચાર કરી, જ્વાળા માળાને વમન કરતી, લતા વૃક્ષોને દહન કરતી, તેમજ સ્ફાર ફુત્કારોથી ભયંકર એવી દૃષ્ટિથી તે પ્રભુને જોવા લાગ્યો. તેથી પ્રજ્વલિત એવી દૃષ્ટિજ્વાળાઓ આકાશમાંથી ઉલ્કા જેમ પર્વતપર પડે, તેમ પ્રભુના શરીર પર પડી. પણ મહા પ્રભાવિક પ્રભુના ઉપર તેની કાંઇ અસર થઈ નહી. પોતાની તીવ્ર દૃષ્ટિ વડે પણ જ્યારે પ્રભુને કંઇ થયું નહી, ત્યારે વિશેષ ક્રોધ કરીને તેણે સૂર્યની સામું જોઇ જોઇને વિશેષ દૃષ્ટિ જ્વાલા છોડવા માંડી. તથાપી તે જ્વાળાઓ પણ પ્રભુની ઉપર તે જળધારા જેવી થઇ ગઇ; એટલે તે સર્પ મર્યાદા મુકી ઉગ્ર ક્રોધ સહિત પ્રભુના

ચરણ કમળ પર ડસ્યો, પોતાના વિષની ઉગ્રતાથી તે આક્રાંત થઈને હમણાં પડશે અને મને દાબી નાખશે, એવા ભયથી તે ડશી ડશીને દુર ખસતો હતો. પ્રભુના અતિશયના લીધે ડંખનું ઝેર પણ પ્રભુના શરીરમાં પ્રસરી શકતું નહી. પણ જે ઠેકાણે ડંખ દીધા હતા, તે ડંખમાંથી માત્ર ગાયના દુધ જેવી રૂધિર ધારા નીકળતી હતી. ઘણી વાર તેમ થવાથી " આ શું ? " એમ વિસ્મય પામીને તે પ્રભુની આગળ સ્થંભી રહયો, અને નિરાશીત થઈને પ્રભુની સામે જોવા લાગ્યો પ્રભુના અતુલ્ય રૂપને નીરખતાં, પ્રભુના કાંતિ અને સૌમ્ય રૂપને લીધે તેના નેત્રો તત્કાળ સ્તબ્ધ થઇ ગયા.

જયારે તે કાંઇક શાંત થયો, ત્યારે પ્રભુએ તેને કહ્યું કે,– " અરે ચંડકોશિક ! બુઝ ! બુઝ ! મોહ પામ નહી ! "

ભગવંતના અમૃતથી પણ વધુ મીઠાં એવાં વચન સાંભળી, ઉહા પોહ કરતાં તેને જાતિ સ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું: પોતાના પૂર્વ ભવ જોયા અને પ્રભુને ઓળખ્યા. તે ઘણો શાંત થઇ ગયો, અને પશ્ચાતાપ કરવા લાગ્યો. પોતે નજીવી કરેલી ભુલનું પરંપરાએ કેવું પરિણામ આવ્યું ? તે વિચારણાથી, અને આ તીર્યંચના ભવમાં પણ પોતાના કરેલાં કર્મ ખપાવવા માટે પોતાના મનમાં જાગ્રત થયેલી તીવ્ર ઇચ્છાથી પ્રભુની શાક્ષીએ અનશન અંગીકાર કરવાનો નિશ્ચય કર્યો, તેણે ભક્તિ ભાવથી પ્રભુને ત્રણ પ્રદક્ષિણા કરી અને પાછો પ્રભુના સન્મુખ સ્તબ્ધ થઇ ઉભો રહયો. પ્રભુએ તેના મનનો અભિપ્રાય જાણી, પોતાની દ્રષ્ટિ તેના ઉપર મુકી તેને વિશેષ ઉપશાંત કર્યો.

" વિષ વડે ભયંકર એવી મારી દષ્ટિ કોઇના ઉપર ન પડો" એમ ધારીને તેણે પોતાનું મસ્તક રાફડામાં રાખ્યું; અને સમતારૂપ અમૃત તે પીવા લાગ્યો.

પ્રભુ પણ તેના ઉપરની અનુકંપાથી ત્યાંજ સ્થિત રહયા. ખરેખર મહાન પુરૂષોની પ્રવૃત્તિ બીજાના ઉપકારને માટેજ હોય છે.

ભગવંતને ઉપદ્રવ રહિત રહેલા જોઇ સર્વ ગોવાળો અને વત્સપાલો વિસ્મય પામી બીહતા બીહતા ત્યાં આવ્યા.

પોતાની ખાત્રી કરવા સારૂ વૃક્ષને અંતરે સંતાઇ રહીને, તે મહાન સર્પને યથેચ્છપણે નિર્દય ચિતે પાષાણો અને ઢેફાંઓથી મારવા લાગ્યા. સર્પને નિશ્ચલ જોઇને તેઓ નજીક આવી, અને સર્પના શરીરને લાકડીઓથી અડવા લાગ્યા, તો પણ સર્પને તેમણે સ્થિર જોયો.

ગોવાળોએ તે વાર્તા ગામલોકને જણાવી એટલે લોકો તેને જોવા ત્યાં આવ્યાં, અને ધ્યાનસ્થ રહેલ પ્રભુને તથા સર્પને વંદન કરવા લાગ્યા. ગોવાલોની કેટલીક સ્ત્રીઓ તે માર્ગે થઇને ઘી વેચવા જતી હતી; તેઓએ સર્પના શરીર પર ઘી ચોપડયું તે ઘીના સુગંધથી ત્યાં તીક્ષ્ણ મુખવાળી કીડીઓ આવી. તેમણે સર્પના શરીરને ચારણી જેવું કરી નાખ્યું. " મારા પાપકર્મ પાસે આ પીડા શી ગણત્રીની છે ! " એમ વિચારણા કરતો સર્પરાજ તે દુઃસહ વેદનાને પણ સહન કરવા લાગ્યો. આ બીચારા અલ્પ બલવાલી કીડીઓ મારા શરીરના દબાણથી પીલાઓ નહી.એવી વિચારણાથી તેણે પોતાનું શરીર જરાપણ હલાવ્યું નહી.

આ પ્રમાણે કરૂણાના પરિણામ અને શાંત મનોવૃત્તિવાળો સર્પ ભગવંતની દયામૃત દૃષ્ટિથી સિંચન થતો, એક પખવાડીયામાં શુભભાવ અને સમાધિપૂર્વક મૃત્યુ પામીને, સહસ્રાર નામા દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો. *

---

* ચંડકોશીકનો સક્ષીપ્ત પૂર્વ વૃત્તાંત—ચંડકોશીકનો જીવ પૂર્વ ભવમાં સાધુ હતો. એક વખત પારણાના દિવસે ગોચરી લેવા જતા માર્ગમા પગ નીચે એક દેડકી ચગદાઇ ગઇ. તેમની સાથે શીષ્ય હતો. તેના જોવામાં તે બનાવ આવ્યાથી આલોચના લેવાના માટે તે દેડકી ચગદાઇ ગએલી તેમને બતાવી. અશુભ કર્મોદયના પ્રતાપે કચરાઇ, પણ પોતાથી તે કચરાઇ નથી. માર્ગમા તેવી ઘણી દેડકીઓ મરેલી પડી

આ પ્રમાણે એ ચંડકૌશિક સર્પ ઉપર ઉપકાર કરી, ત્યાંથી પ્રભુ ઉત્તર વાચાલ નામના ગામ સમીપે આવ્યા. પક્ષોપવાસના પારણાના માટે ગામમાં ગોચરીએ ફરતાં, તે ગામના નાગસેન નામના ગૃહસ્થના ઘર તરફ જતાં, તેમણે પ્રભુને જોઇને ઘણો હર્ષ થયો. તેણે ભક્તિ પૂર્વક પયવડે પ્રભુને પ્રતિલાભ્યા.

---

છે, એમ શીષ્યને બતાવી પોતાનો બચાવ કરી શીષ્યના ઉપર રોષ કર્યો શીષ્ય મૌન રહ્યો. શુદ્ધ બુદ્ધિએ શીષ્યે વિચાર કર્યો કે આ મહાનુભાવ છે તેથી સાયંકાળે પ્રતિક્રમણ વખતે આલોચના કરશે. સાયંકાળના પ્રતિક્રમણ વખતે આલોચના કર્યા સીવાય સાધુ મહારાજ બેસી ગયા. શીષ્યે ફરી ઉપયોગ આપ્યો, તેથી તેમને ક્રોધ ચઢયો, અને તેને મારવાને તેના તરફ દોડયા ક્રોધવેશમા દોડતા વિવેક હીન થઇ જવાથી વચમા સ્થંભ આવે છે, તે ભાન પણ તેમને રહ્યુ નહી; અને સ્થંભને મસ્તક જોરથી અફળાયુ અને આલોચના કર્યા વગર તે સાધુ મૃત્યુ પામ્યા.

સંયમની વિરાધના કરવાથી તે જ્યોતિશિક દેવમા દેવપણે ઉત્પન્ન થયા.

ત્યાંથી આયુર્ષ્ય પુર્ણ થએથી કનકખલ નામના સ્થાનમા પાચસો તપસ્વીઓના કુળ પતિની પત્નીથી કૌસિક નામે પુત્ર થયા. નહાનપણથીજ તે ઘણો ક્રોધી હતો; તેથી તેનું નામ ચંડકૌશિક તાપસ પાડવામા આવ્યુ. તે પણ પિતાની જગ્યાએ આવવાથી તાપસોનો કુલ પતિ થયો. તેને પોતાના તપોવન ઉપર ઘણી મુર્છા હતી. વનના રક્ષણમાજ કાળ કાઢતો ક્રોધ નકામુ પડેલું પાદડુ કે કોયલુ ફળ લે તેના ઉપર પણ તે ક્રોધે ભરાઇ તેને તે મારતો હતો. તેના તેવા ત્રાસથી તમામ તાપસો ત્યાથી બીજે સ્થળે ગયા ફકત એકલોજ તે વનમા રહેતો અને વનને સાચવતો. કેટલાક રાજકુમારો શ્વેતાબી નગરીથી તે વનમા આવી ક્રીડા કરતા હતા. તે તેનાથી સહન થયું નહી, અને કુહાડો લઇ ક્રોધાવેશમા તેમને મારવા દોડયો–દોડતા પગ નીસ્ખલના થવાથી તે પડી ગયો, અને તેનો પોતાનો તીક્ષ્ણ કુહાડો તેને વાગ્યો અને મૃત્યુ પામ્યો "કુકર્મના વિપાક આવાજ હોય છે." ક્રોધાવેશમા મૃત્યુ પામેલો તે ચંડકૌશિક તાપસ આ વનમા દષ્ટિવિષ સર્પ થયેલો હતો.

## સીંહના જીવ સુદષ્ટ નામા નાગકુમારે ગંગા નદી ઉતરતાં કરેલો ઉપસર્ગ.

પ્રભુ ત્યાંથી વિહાર કરતા કરતા સુરભિપુર નામના નગરની સમીપે આવ્યા. તે નગરથી વચમાં ગંગા નદી ઉતરી સામા કાંઠે જવા સારૂ નદી ઉપર આવી, સિદ્ધાંત નામના નાવીકે તૈયાર કરેલ નાવમાં પ્રભુ અને બીજા ઉતારૂઓ બેઠા. પછી નાવીકે બે બાજુથી હલેસાં ચલાવ્યાં, એટલે તે નાવ ( નાવડી, હોડી ) વેગથી સામા કાંઠા તરફ જવા લાગી.

આ વખતે કાંઠા ઉપર રહેલું ઘુવડ પક્ષી બોલ્યું. તે સાંભળી નાવમાં બેઠેલા શુકનશાસ્ત્રના જાણકાર ક્ષેમીલ નામના નિમિત્તિઆએ કહ્યુ કે, આ વખતે આપણે સહીસલામત રીતે ઉતરવાના નથી. થોડા સમયમાં આપણે સર્વેને મરણાંત કષ્ટ પ્રાપ્ત થશે, પણ આ મહર્ષિના મહીમાથી આપણે બચી જઇશું. એટલામાં નાવ અગાધ જળમાં આવ્યું. તે સ્થળમાં સુદષ્ટ નામે એક નાગકુમાર દેવ રહેતો હતો. તેણે પ્રભુને નાવમાં બેસી ગંગા નદી ઉતરતાં જોયા અને વિભંગ જ્ઞાનથી જાણ્યું કે, પ્રભુ જે વખતે ત્રિપૃષ્ઠ વાસુદેવના ભવમાં હતા, ત્યારે તેમણે એક સિંહને માર્યો હતો તેજ સિંહનો જીવ હું છું. મને તેમણે વિનાકારણ માર્યો હતો. મેં તેમનો અપરાધ કર્યો ન હતો. હું તો એક ગુફામાં રહેતો હતો. ત્યાં તેમણે પોતાની ભુજાવીર્યના ગર્વથી, અને માત્ર કૌતુક કરવાની ઇચ્છાથી, આવીને મને મારી નાખ્યો હતો. આવા વિચારથી તે દેવ ઘણો ક્રોધાવેશમાં આવી ગયો. આજે એ મારી નજરે પડયો છે, તો હું હવે તેને મહારૂં પરાક્રમ બતાવું. મારૂં પૂર્વનું વેર લીધા શીવાય હું હવે તેને જવા દેવાનો નથી. વેર લીધા પછી મહારૂં મૃત્યુ થશે, તો પણ હું મહારા જન્મને કૃતાર્થ માનીશ. ખરેખર “ ઋણીની પેઠે વેર પણ સેંકડો જન્મ સુધી પ્રાણીની પુઠે જાય છે. ” આ પ્રમાણે ક્ષુદ્ર વિચાર કરતાં કરતાં તેને ઘણો ક્રોધ ચઢયો. પ્રભુ જે નાવમાં

બેઠા હતા ત્યાં તે આવ્યો. તેણે મોટો કિલકિલારવ કર્યો.. " અરે ! તું હવે ક્યાં જાય છે." એમ કહી પ્રલયકાળના દાવાનલજેવો, ભયંકર સંવર્તક જાતિનો મહા વાયુ, તેણે વિકુર્વ્યો. તેનાથી વૃક્ષો પડી ગયાં, પર્વતો કંપાયમાન થવા લાગ્યા, અને જેની ઉર્મિઓ આકાશ સુધી ઉડી રહી છે એવું ગંગાનું જળ ઉછળવા લાગ્યું, ઉંચે ઉછળતા અને પાછા બેશી જતા ગંગાના તરંગોથી તે નાવ ઉંચે નીચે ડાલમ ડોલ થવા લાગ્યું, તેનો કુવા સ્થંભ ભાંગી ગયો, સઢ ફાટી ગયું, નાવનો ચલાવનાર નાવીક ભયભિત થઇ ગયો, નાવમાં બેઠેલા બીજા સર્વજનો જાણે યમરાજની જિંહા આગલ આવ્યા હોય, તેમ મરણોન્મુખ થઇને વ્યાકુલપણે પોત પોતાના ઇષ્ટદેવને સંભારવા લાગ્યા.

તે સમયમાં સંબલ અને કંબલ નામના નાગકુમારો, જેઓ પૂર્વભવમાં બળદના જીવ હતા, તેમણે ભગવંતને આ ઉપસર્ગથી પીડાતા જોયા. સંબલ અને કંબલનો વૃત્તાંત આ પ્રમાણે છેઃ—એક જીનદાશ નામના ધાર્મીક શ્રાવકના સહવાશથી તેમને ધર્મનો બોધ થયો હતો. જીનદાશ એક વખતે તીથીના દિવસે પૌસધમાં હતા, તે દિવસે તેમનો એક મિથ્યાત્વી મિત્ર તે બે બળદને કોઇ મેળામાં શેઠને પુછયા સીવાય લઇ ગયો, શેઠે કોઇ દીવસ તેમને ગાડીએ જોડેલા નહી, અને પોતાના સ્વધર્મી બંધુની પેઠે તેમને ખવરાવી પીવડાવી તે સારી સંભાળ લેતા હતા તે બળદોને પેલા મિથ્યાત્વીએ ખુબ દોડાવ્યા અને પરોણાની આરો ઘોચી લોહીવાળા કરી નાખ્યા, તેઓ ઘણું દોડવાથી તુટી ગયા, સાયંકાલે શેઠને ઘેર પાછા તે બળદોને બાંધી ગયો, થાક અને મારની અસહ્ય પીડાથી તેઓ ચારપાણી પણ લઇ શકતા નહી, શેઠે પૌષધ પાળી બળદની આ સ્થિતિ જોઇ ચિત્તમાં ઘણા ખિન્ન થયા ઘણી સારવાર કરી બળદો હવે બચવાના નથી,એમ જાણી તે બળદોને પોતે ચારે આહારના પચ્ચખાણ કરાવી, નમસ્કાર મંત્ર સંભળાવા લાગ્યા, અને ભવ્યસ્થીતિનો તેમને બોધ કર્યો. નમસ્કાર મંત્રને સાંભળતા

અને ભવસ્થીતિને ભાવતા, તેઓ બન્ને સમાધીથી મૃત્યુ પામીને નાગકુમારમાં દેવપણે ઉત્પન્ન થયા હતા.

તે સંબલે અને કંબલે અવધિજ્ઞાનથી જોયું, તો નદી ઉતરતાં પ્રભુના ઉપર ઉપસર્ગ કરતાં તેમણે સુદષ્ટ નામના નાગ કુમારને જોયો. ભગવંત ઉપરના ભક્તિરાગથી તેમના ઉપર થતો ઉપદ્રવ અટકાવવા તેઓ ત્યાં આવ્યા. તે બે પૈકી એક જણ તે ક્ષુદ્ર સ્વભાવવાળા સુદંષ્ટ નાગકુમારની સાથે યુદ્ધ કરવા લાગ્યા, અને બીજાએ તે નાવને હાથ વતી ગંગાની સામી તીરે નિર્ભય સ્થળમાં મુકી દીધી. સુદંષ્ટ નાગકુમાર મોટી ઋદ્ધિવાલો હતો, પણ આયુષ્યનો અંત આવેલ હોવાથી તેનું બળ ઘટી ગયું હતું; અને આ બન્ને દેવો નવીન ઉત્પન્ન થએલ હતા, તેથી તેમણે તેને જીતી લીધો. પછી તે ત્યાંથી નાસી ગયો.

સંબલ અને કંબલ દેવોએ પ્રભુની પાસે આવીને, નમીને હર્ષથી પ્રભુના ઉપર પુષ્પ અને સુગંધી જળની વૃષ્ટિ કરી પોતાના સ્થાને ગયા.

આપના મહા પુણ્ય પ્રભાવથી આ મહાન આપત્તિમાંથી અમે બચી ગયા, અને સુખરૂપ નદિ ઉતર્યા એમ હોડીમાંના બીજા લોકો બોલતા પ્રભુને નમીને, પોત પોતાના પંથે ચાલી ગયા.

પ્રભુ પણ નાવમાંથી ઉતરીને વિધિપુર્વક ઇર્યા પથિકી પ્રતિક્રમીને ત્યાંથી બીજી તરફ વિહાર કરવા લાગ્યા.

બીજું ચોમાસું

વિહાર કરતા કરતા પ્રભુ રાજગૃહ નગરે આવ્યા. તે નગરની બહાર નજીકમાં નાલંદા નામના ભૂમિ ભાગમાં કોઇ વણકરની વિશાળ શાળામાં પધાર્યા. ત્યાં વર્ષાકાળ નિર્ગમન કરવા માટે તે સ્થળે રહેવાની વણકરની પાસે યાચના કરી અને તેની રજાથી માસક્ષમણ તપના અભિગ્રહથી તે શાળામાં કાયોત્સર્ગમાં રહ્યા.

વર્ષાકાળ પુરો થયો પછી ત્યાંથી વિહાર કરતા જુદા જુદા સ્થળોને પવિત્ર કરતા, ચંપાનગરી એ પધાર્યા. ત્યાં બે માસક્ષમણ કરવાનો અભિગ્રહ લેઇને કાયોત્સર્ગ મુદ્રાએ ધ્યાનમાં રહ્યા.

**ત્રીજુ ચોમાસું.**

ચોમાસુ પૂર્ણ થયા બાદ પ્રભુ વિહાર કરતા કરતા ચોરાક નામના ગામે પધાર્યા. ત્યાં પ્રભુ કાયોત્સર્ગ મુદ્રાએ રહ્યા, તે પ્રદેશમાં પર ચક્રના ભયથી કોઇ ચોરને શોધનાર રક્ષક પુરૂષો ત્યાં આવ્યા. આ વખતે ગોશાળો પણ પ્રભુની પાસે હતો.

**કુવાના પાણીમાં બોળવાનો ઉપસર્ગ**

આ રક્ષક પુરૂષોએ પુછયું તમે કોણ છો ?

મૌનપણાના અભિગ્રહવાળા પ્રભુએ કાંઇ ઉત્તર આપ્યો નહી, તેમજ ગોસાળે પણ કંઇ જવાબ આપ્યો નહી.

ઉત્તર ન મલવાથી તેઓએ ધાર્યું કે “ જરૂર આ કોઇ હેરૂ ચોર હોવા જોઇએ, તેથી તેઓ કંઇ બોલતા નથી. ”

તે ક્રુર બુદ્ધિવાળા આરક્ષકોએ બન્ને જણને પકડીને બાંધ્યા, અને નજદિકના પ્રદેશમાં એક કુવો હતો તે કુવામાં પાણી કાઢવાના ભાજનની જેમ કુવામા નાખી વારંવાર ઊંચાનિચા કરવા લાગ્યા. પ્રભુ આ સર્વ શમભાવથી સહન કરતા હતા.

એ સમયમાં સોમા અને જયંતિકા નામની પ્રભુ પાર્શ્વનાથના શાશનની સાધવીઓ વિહાર કરતી તે પ્રદેશમાં આવી. તેમણે લોકોની પાસેથી સાંભળ્યું, કે અમુક સ્વરૂપવાળા કોઇ બે પુરૂષોને આરક્ષક લોકો કુવામાં રાખી ઉંચાનીચા કરી તેમને પીડા આપે છે. તે સાંભળી તેઓએ વિચાર્યું કે, રખેને એ ચરમ તીર્થંકર શ્રીમહાવીર સ્વામી ન હોય ! આવી શંકાથી તે બે સાધવીઓ તે સ્થળે આવી. ત્યાં પ્રભુને તે સ્થીતિમાં જોયા.

તેમણે આ રક્ષક પુરૂષોને કહ્યું કે, "અરે ભાઈઓ ! સિદ્ધાર્થ રાજાના પુત્ર શ્રી મહાવીર પ્રભુ જેઓએ દીક્ષા લીધેલી છે, તે આ છે. તેમને વિનાકારણ શા માટે પકડીને પીડો છો ?"

સાધ્વીના આવા વચન અને ખુલાસો સાંભળી તેઓએ પ્રભુ તથા ગોશાળાને છુટા કર્યા, અને પોતાના અપરાધની માફી માગવા લાગ્યા..

મહાપુરૂષો કોઇની ઉપર કોપ કરતાજ નથી. પ્રભુને તે લોકો ઉપર જરા પણ રોશ આવ્યો ન હતો. છુટા કર્યા પછી પ્રભુ ત્યાંથી વિહાર કરી ચાલી નિકળ્યા.

**ચોથું ચોમાસું પૃષ્ટ ચંપા.**

વિહાર કરતા કરતા વર્ષાકાળ નજીક આવવાથી પૃષ્ટ ચંપાનગરીએ પધાર્યા. ત્યાં ચાર માસ ક્ષમણની તપશ્ચર્યા કરી વિવિધ પ્રકારે પ્રતિમા ધરી ચાતુર્માસ રહ્યા.

ચોમાસાનો કાળ પુરો થએથી કાયોત્સર્ગ પાળી જુદા જુદા સ્થળોએ પ્રભુ વિચરતા વિચરતા, કુલંબુક નામના ગામે આવ્યા. તે ગામમાં મેઘ અને કાળહસ્ત નામના ભાઈઓ રહેતા હતા. તેઓ બન્ને શૈલપાળક ભાઈઓ હતા. કાળ હસ્તી ચોરોની પાછળ સૈન્ય લેઇને જતો હતો. તેણે માર્ગમાં ગોશાળા સહિત જતા પ્રભુને જોયા. ચોરની શંકાથી બન્નેને પકડીને તે પોતાના ભાઈ મેઘની પાસે લાવ્યો. મેઘ સિદ્ધાર્થ રાજાનો સેવક હતો, અને તેણે પ્રભુને પ્રથમ જોએલા હતા; તેથી પ્રભુને ઓળખ્યા એટલે તેમને છુટા કરીને પ્રભુને ખમાવ્યા.

**અનાર્ય દેશમાં વિહાર**

પ્રભુએ અવધિજ્ઞાનનો ઉપયોગ મુકી જોયું, તો જણાયું કે, હજુ ઘણા કર્મની નિર્જરા કરવાની છે. તે કર્મ સહાય વિના મારાથી તુર્ત ખપાવાય તેમ નથી, કારણકે સૈનિકો શીવાય શત્રુઓનો મોટો સમુહ જીતી શકાતો

નથી. આ આર્ય દેશમાં વિહાર કરવાથી તેવી સહાય મળવી મુશ્કેલ છે, માટે હવે હું અનાર્ય દેશમાં વિહાર કરૂં.

પ્રભુના આ વિચાર તત્વજ્ઞ આત્માર્થિઓએ હ્રદયમાં કોતરી રાખવા જેવા છે. સામાન્ય જીવો પોતાને સુખ શી રીતે થાય તેની ચિંતાની પરંપરામાં જીવન ગુજારે છે. નવીન કર્મ બંધનની તેમને ફીકર થતી નથી તો પછી કર્મ ખપાવવાનો કે નિર્જરાવવાનો તો પ્રશ્નજ કયાં રહ્યો ? તેઓ પોતાને ઉપદ્રવ કરનાર કે દુઃખ આપનારને દુશ્મન કે શત્રુ જાણી તેનુ અહિત ઇચ્છી તેનો નાશ કરવાની બુદ્ધિથી તેવા પ્રકારનો ઉદ્યમ આદરે છે; ત્યારે પ્રભુ તેવા ઊપસર્ગ કરનારની સહાય મેળવવાની ઇચ્છા રાખી, તેવી પ્રવૃત્તિ કરે છે. જેમ શત્રુ જીતવાની છચ્છાવાળા સૈનીકોની શોધ કરી તેમની મદદ મેલવે છે, તેમ કર્મ શત્રુઓને જીતવાને ઉપસર્ગ કરનાર સૈનીકોની સહાય મેળવવાની જીજ્ઞાસાથી અનાર્ય દેશમાં વિહાર કરવાની પ્રભુ ઇચ્છા રાખે છે. જ્ઞાનીઓ ઉપસર્ગ કરનારને કર્મ શત્રુઓ જીતવામાં મદદગાર ગણે છે. અહા ! હા ! ! શું ઉત્તમ અને નિર્મળ વિચાર ? આવા પવિત્ર વિચાર અને શુદ્ધ દ્દષ્ટિ થયા સીવાય અને ઉપસર્ગો, અપાય સહન કરવાની શક્તિ ઉત્પન્ન કરી, પ્રસંગ આવે સમભાવથી ઉપસર્ગ-વિપતિઓ—સહન કર્યા શીવાય આપણે આપણા આત્માને ઉંચ કોટીમાં લેઇ જવાને શક્તિવાન થઇ શકીશું નહિં. જિનેંદ્ર દર્શનમાં આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની અનેક પ્રકારની ઉત્તમ રીતીઓ બતાવવામાં આવેલી છે તે પૈકીની આવા પ્રકારના વિચાર થવા એ પણ એક રીતિ છે. આ કલાને ઉંચ કોટીના મહાન આત્મજ્ઞાનીઓજ પ્રાપ્ત કરી શકે છે.

ઉપર જણાવ્યા મુજબના વિચારથી કર્મો ખપાવવા માટે અનાર્ય દેશમાં વિહાર કર્યો. તે દેશમાં પ્રાયે બધા ક્રુર સ્વભાવી માણસોજ રહેતા હતા ત્યાં પ્રભુને જોઇને મુંડો, મુંડો, એમ કહીને મારવા લાગ્યા, કોઇ અન્ય રાજાનો ગુપ્તચર માણસ છે, એમ સમજી પકડી

કુટવા લાગ્યા; ચોર ધારીને બાંધવા લાગ્યા; કોઇ કૌતુકથી પ્રભુની તરફ ભસતા શ્વાનોને છુટા મુકી કરડાવવા લાગ્યા; એમ બીજાઓ પણ પોત પોતાની મરજી મુજબ અનેક પ્રકારની વીડંબનાઓ કરવા લાગ્યા. પણ પ્રભુ તેથી જરાપણ ગ્લાની પામ્યા નહી, અને જેમ રોગી મનુષ્ય અતિ ઉગ્ર ઔષધોથી રોગનો નીગ્રહ થતો જાણી હર્ષ પામે છે, તેમ પ્રભુપણ આવા ઉપસર્ગોથી કર્મ ખપતાં જાણી, ઉપસર્ગ કરનારને મિત્ર તુલ્ય ઉપકારી માની સમભાવમાં રહેતા હતા એ પ્રમાણે અપાય સહન કરી ઘણા કર્મોની નિર્જરા કરી ને, પ્રભુ આર્ય દેશ તરફ વિહાર કરવા પ્રવૃત થયા. અનાર્ય દેશની સરહદ ઉપર આવેલા પૂર્ણ કલશ નામના ગામની નજીક જતાં કોઇ બે ચોરો જેઓ આર્ય દેશમાંથી અનાર્ય ભૂમિ તરફ જતા હતા, તેઓએ પ્રભુને જોયા. પ્રભુનું દર્શન તેમને અપશૂકન લાગ્યું. તેથી પોતાની પાસેના ખડગથી પ્રભુના ઉપર પ્રહાર કરવા તેમના તરફ દોડયા.

આ સમયે દેવલોકમાં બેઠેલા ઇંદ્રને ચિંતવન થયું કે હાલ વીર પ્રભુ કયાં હશે ? અવધિ જ્ઞાને જોતાં ચોર લોકને ઉપદ્રવ કરતા જોઇ પોતે ( ઇંદ્ર ) ત્યાં આવી તેમને ઉપદ્રવ કરતા અટકાવ્યા.

પ્રભુ વિહાર કરતા કરતા ભદ્દિલપુર આવ્યા. ત્યાં ચાર માસના ઉપવાસ ( ચોમાસી તપ ) કરીને

પાંચમું ચોમાસું ચાતુર્માસ કર્યું.

ભદ્દિલપુર

ચાતુર્માસ પૂર્ણ થયા પછી કાયોત્સર્ગ પારી, પારણું કરી વિવિધ પ્રકારની તપશ્ચર્યા કરતા ઉપદ્રવો સહન કરતા પ્રભુ પાષણ અને રત્નમાં, અરણ્યમાં અને નગરમાં, તડકામાં અને છાયામાં, અગ્નિમાં અને જળમાં, ઉપસર્ગ કરનાર અને સેવા ભક્તિ કરનારમાં નિર્વિશેષ સમદૃષ્ટિ રાખતા. વિહાર કરતા શાલિશીર્ષ નામના ગામે પધાર્યા અને ઉદ્યાનમાં પ્રતિમા ધરીને રહ્યા.

તે વખતે માઘમાસ ચાલતો હતો. તે સ્થલે કટપૂતન નામની એક વાણુવ્યંતરી દેવી વસતી હતી તે દેવીનો જીવ પ્રભુના ત્રિપૃષ્ટ વાસુદેવના ભવમાં વિજયવતી નામની પત્નિ હતી તેણી વાસુદેવથી તેના માનવા મુજબ સારી રીતે માન ન મળવાથી, રોષવતિ થઈને આર્તધ્યાનથી મૃત્યુ પામી હતી. કેટલાક ભવમાં ભમ્યા પછી તે મનુષ્ય ભવ પામી. તે ભવમાં બાળ તપ કરી મૃત્યુ પામીને આ ભવમાં તે વ્યંતરી થઈ હતી.

**વાણુવંતરીનો શીતોપદ્રવ.**

પ્રભુને જોવાથી પૂર્વભવનું વૈર તેને સાંભળી આવ્યું, પ્રભુનું તેજ તેનાથી સહન થઈ શક્યું નહી. પ્રભુની પાસે-આવીને તેણીએ તાપસણીનું રૂપ વિકર્વ્યું. પછી માથે જટા ધારણ કરી, વલ્કલના વસ્ત્ર પહેરી, હિમ જેવા શીતલ જળમાં શરીરને બોળીને પ્રભુની ઉપર રહી પવન વિસ્તારીને સીસોળીયાની જેમ શરીરને કંપાવવા લાગી. તેથી તેના શરીર પરથી જળના અતિ દુઃસર શીતળ બિંદુઓ પ્રભુની ઉપર પડવા લાગ્યા. જટાના અગ્રભાગથી અને વલ્કલમાંથી પડતા જળના બિંદુઓએ પ્રભુને પલાળી દીધા. જો બીજો પુરૂષ તે ઠેકાણે હોત તો શીતથી તે ઠરી જાત. આ પ્રમાણે આખી રાત્રિ શીતોપસર્ગને સહન કરતા પ્રભુ ધર્મધ્યાનમાં રહ્યા. ધ્યાનથી વિશેષ રીતે કર્મ નિર્જરાવતાં પ્રભુને "લોકાવધિ" નામનું ઉત્કૃષ્ટ અવધિજ્ઞાન ઉત્પન્ન થયું.

સામાન્ય અવધિજ્ઞાન, અને લોકાવધિ જ્ઞાનમાં તારમ્યતા એ રહેલી છે કે, સામાન્ય અવધિજ્ઞાન મર્યાદિત છે તે આવેલું પાછું જાય છે. તેમાં પણ તેઅવધિજ્ઞાનવાળા મનુષ્યો આશ્રીત અસંખ્ય ભેદ પડે છે. જ્યારે આલોકાવધિ જ્ઞાન ઉત્પન્ન થયા પછી પાછું જતું નથી. અને સમસ્ત લોકમાં રહેલા રૂપી દ્રવ્યોને જણાવનારૂં છે.

આખી રાત ઉપસર્ગ થયા પણ પ્રભુ જરા માત્ર પણ ડગ્યા નહીં, આખરે વ્યંતરી થાકી અને શાંત થઈ ગઈ. તેણીને પોતાના દુષ્કૃતનો પશ્ચાતાપ થયો. પછી ભક્તિ પૂર્વક પ્રભુની પૂજા કરી પોતાના સ્થાનકે ગઈ.

**છઠુ ચોમાસુ ભદ્રિકાપુરી.**

પ્રભુ ત્યાંથી વિહાર કરતા ભદ્રિકાપુરી નામના ગામના ગામે પધાર્યા; અને વર્ષાકાલ આવ્યો એટલે તપની આચરણ કરતા તે પ્રદેશમાં યોગ્ય સ્થળે પ્રભુ ચોમાસુ કરવાને સ્થિતી કરી રહ્યા. વર્ષાકાલ પુરો થયેથી એજ નગરીની બહાર પારણું કર્યું. આ ચાર માસમાં વિશેષ રીતે વિવિધ પ્રકારના અભિગ્રહ ધારણ કર્યા હતા. અને પ્રતિમા ધારી કાયોત્સર્ગ પણે રહ્યા હતા.

**સાતમું ચોમાસુ આલભિકા નગરી.**

વર્ષાકાલ પુરો થયાથી ત્યાંથી શ્રી વીરભગવંત વીહાર કરી આઠ માસ સુધી ઉપસર્ગ વગર મગધ દેશના પ્રદેશમા વીચર્યા. વર્ષાકાળ આવ્યો એટલે માસ ક્ષમણના અભિગ્રહથી આલભિકા નામની નગરીએ ચાતુર્માસ કર્યું.

વર્ષાકાળ પુરો થયા પછી ત્યાંથી પ્રભુ વિહાર કરી આઠમાસ જુદા જુદા સ્થળે ફર્યા. દરમ્યાનમાં બહુશાળી નામના ગામે ગયા. તે ગામના સાળીવન નામના ઉદ્યાનમાં પ્રતિમા ધરીને રહ્યા. તે વખતે તે પ્રદેશમાં એક શાલાર્યા નામની વ્યંતરી રહેતી હતી. તેણીએ પ્રભુને જોયા તેના પાપના ઉદયથી પ્રભુના ઉપર તેને ક્રોધ ઉત્પન્ન થયો, તેથી કેટલાક ઉપસર્ગો કર્યા. કર્મ શત્રુઓને જીતવાના નિશ્ચયવાળા પ્રભુએ તે ઉપસર્ગો સમભાવથી સહન કર્યા. ઉપસર્ગ કરતાં જ્યારે તે થાકી ત્યારે પ્રભુના આવા શાંત ગુણથી તેના મનમાં પ્રભુ ઉપર ભક્તિ રાગ જાગ્યો. પ્રભુની પૂજા કરીને તે પોતાના સ્થાને ગઇ.

**આઠમું ચોમાસુ રાજગૃહ નગર.**

વિહાર કરતા કરતા રાજગૃહ નગરે પ્રભુ પધાર્યા. વર્ષાકાલ આવ્યો જાણી, ચાર માસ ક્ષમણવડે વિવિધ પ્રકારના અભિગ્રહોને ધારણ કરીને પ્રભુએ ત્યાં આઠમુ ચોમાસુ કર્યું. ચાતુર્માસની અંતે નગરની બહાર પારણું કર્યું;

પ્રભુએ ચિત્તમાં ચિંતવ્યું કે, મારે હજી પણ ઘણું કર્મ નિર્જરવાનું છે. આમ વિચારીને કર્મ

નવમું ચોમાસુ મ્લેચ્છ દેશ.

નિર્જરાના હેતુથી વજ્ર ભૂમિ, શુદ્ધ ભુમિ, અને લાટ વિગેરે મ્લેચ્છ દેશમાં વિહાર કર્યો તે પ્રદેશમાં પરમા ધાર્મિક જેવા સ્વચ્છંદી મ્લેચ્છોએ વિવિધ ઉપસર્ગોથી પ્રભુને ઉપદ્રવ કર્યો. કોઇ પ્રભુની નિંદા કરતા, કોઈ પ્રભુને હસતા, અને કોઇ શ્વાન વિગેરે દુષ્ટ પ્રાણીઓને લઈને તેમની પાછળ વીંટીવળતા હતા. આથી ' કર્મનો ધ્વંસ થાય છે " એવું ધારીને શલ્યના ઉદ્ધારના સાધનોથી છેદાદિક થતાં જેમ હર્ષ પામે, તેમ પ્રભુ તે ઉપસર્ગોથી ખેદ નહી પામતા સમતાથી સહન કરતા હતા. કર્મ રોગની ચિકિત્સા કરનાર પ્રભુ કર્મનો ક્ષય કરવામાં સહાયકારી તે મ્લેચ્છોને બંધુથી પણ અધિક માનતા હતા. જેમના ચરણના માત્ર અંગુઠાવડે દાબવાથી અચળ એવો મેરૂ પણ કંપાયમાન થયો હતો, તેવા શ્રી વીરપ્રભુ પણ કર્મરોગનો નાશ કરાવાને માટે આવી રીતે નિર્બળ મનુષ્યો તરફથી થતી પિડાને સહન કરે છે.

શક્રેંદ્રે તેમની આપત્તિમાં મદદ કરવાને માટે સિદ્ધાર્થ વ્યંતરને રાખેલો હતો. તે પણ કવચીતજ હાજર રહેતો હતો. પ્રભુના ચરણમાં મોટા મોટા સુરેંદ્રો આવીને વારંવાર આલોટે છે, અને કિંકર થઇને વર્તે છે. તે ઇંદ્રાદિ પણ પ્રભુને પ્રાપ્ત થતી કર્મજન્ય પિડામાં માત્ર ઉદાસી થઇને રહે છે. જેમના નામ માત્રથી દુષ્ટ ઉપદ્રવો દ્રવી જાય છે, તે પ્રભુને અતિ ક્ષુદ્ર લોકો પણ ઉલટા ઉપદ્રવ કરે છે, તેનો પોકાર કોની આગળ જઇને કરીએ ? આખા જગતનું રક્ષણ અને ક્ષય કરવાનું પોતાનામાં બળ છતાં, પ્રભુ તેનો કિંચિત પણ ઉપયોગ કરતા નથી. સંસાર સુખના લાલસુ પુરૂષોજ પોતાના બળનો ઉપયોગ કરી બાહ્ય સુખની ઇચ્છા કરે છે આશ્રય સ્થાન પણ નહી મળવાથી ટાઢ અને તડકાને સહન કરતા અને ધર્મ જાગરણ કરતા, તે

ભુમિમાં, શૂન્યાગાર ( વસ્તી વગરનું ઘર ) કે વૃક્ષ તળે રહીને, ધર્મ ધ્યાન ધ્યાવતાં પ્રભુએ નવમુ ચોમાસુ કર્યું.

ચાતુર્માસ પુરો થએથી પ્રભુએ તે પ્રદેશમાંથી વિહાર કર્યો.

દશમું ચોમાસુ શ્રાવસ્તી નગરી. આનંદ નામના શ્રાવકે પ્રભુની કરેલી સ્તુતિ.

સતત્ વિહાર કરતા કરતા પ્રભુ વાણીજક ગામે આવ્યા ત્યાં બહાર પ્રતિમા ધરીને પ્રભુ રહ્યા. તે ગામમા *આનંદ નામે શ્રાવક રહેનો હતો. તે સદા છઠ્ઠ તપ કરતો હતો અને આતાપના લેતો હતો. અવધિજ્ઞાનાવરણના ક્ષયોપશમથી તેને અવધિજ્ઞાન થયું હતું. તે પ્રભુનું આવાગમન જાણી પ્રભુને વાંદવા આવ્યો પ્રભુને વંદના કરી અંજલી જોડીને વિનંતિ કરી કે,–" હે ભગવંત ! આપે દુઃસહ પરિષહો અને દારૂણ ઉપસર્ગો સહન કર્યાં છે; આપનું શરીર અને મન બન્ને વજ્ર જેવા છે. કે જે આવા પરિસહો અને ઉપસર્ગોથી ભગ્ન થતા નથી. હે પ્રભુ ! હવે આપને કેવળ જ્ઞાનની પ્રાપ્તિ પણ નજીક છે. " આ પ્રમાણે વિનંતી કરી ફરીવાર વંદન કરીને આનંદ શ્રાવક પોતાને ઘેર ગયો. પછી કાયોત્સર્ગ પારીને પ્રભુ શ્રાવસ્તી નગરીએ પધાર્યા ત્યાં પ્રભુએ દશમુ ચોમાસુ વ્યતીત કર્યું.

ભદ્રા, મહા ભદ્રા, અને સર્વતો ભદ્રા પ્રતિમા નામા તપનું કરવું.

ચાતુર્માસ પૂર્ણ થયે નગર બહાર પારણું કરીને પ્રભુ સાનુયષ્ટિક ગામે પધાર્યા. ત્યાં પ્રભુએ ભદ્રા પ્રતિમા અંગીકાર કરી. તે પ્રતિમામાં અશન છોડી પૂર્વાભિમુખે રહી એક પુદ્ગલ ઉપર દૃષ્ટિ સ્થિર કરીને આખો દિવસ રહ્યા. તે રાત્રિએ દક્ષિણ સન્મુખ, બીજે દિવસે પશ્ચિમાભિમુખ અને ત્રીજી રાત્રિએ ઉત્તરાભિમુખ, એમ છઠ તપ વડે પ્રતિમા પૂર્ણ કરી તે પ્રતિમા પાર્યા વગર મહા ભદ્રા પ્રતિમા અંગીકાર કરી; અને પૂર્વાદિ દિશાઓના

---

* પ્રભુના શાસનમા જે દશ શ્રાવક થયા છે તેમા જે આનદ શ્રાવક છે, તેથી આ બીજા છે,

ક્રમથી ચાર અહોરાત્ર સુધી તે પ્રતિમામાં રહ્યા. એમ દશમ (ચાર ઉપવાશ) વડે મહા ભદ્રા પ્રતિમા પૂર્ણ કરીને તરતજ બાવીશમ (દશ ઉપવાશ) ના તપ વડે સર્વતો ભદ્રા પ્રતિમા અંગીકાર કરી. તે પ્રતિમા આરાધતાં દશે દિશાઓમાં પ્રત્યેક એક એક અહો રાત્ર રહ્યા. તેમાં ઉર્ધ્વ અને અધો દિશાના પ્રસંગે ઉર્ધ્વને અધો ભાગે રહેલા દ્રવ્ય ઉપર દૃષ્ટિ સ્થાપિત કરી. એવી રીતે ત્રણે પ્રતિમા કરીને પારણાને માટે ફરતા ફરતા આનંદ નામના કોઇ ગૃહસ્થને ઘેર ગયા.

તે ગૃહસ્થની બહુલા નામે કોઇ દાસી પાત્ર ધોતી હતી. તે ટાઢું અન્ન કાઢી નાખતી હતી. તેવામાં પ્રભુને ફરતા જોઇને તે બોલી કે " હે સાધુ ? તમારે શું આકલ્પે છે ? " પ્રભુએ હાથ પસાર્યો એટલે તેણીએ ભક્તિથી અન્ન આપ્યું. પ્રભુના પારણાથી પ્રસન્ન થએલા દેવતાઓએ ત્યાં પાંચ દિવ્ય પ્રગટ કર્યા. તે જોઇને લોકો ઘણા હર્ષ પામ્યા. રાજાએ તે બહુલા દાસીને દાસીપણામાંથી મુક્ત કરી "પ્રભુના પ્રસાદથી ભવ્ય પ્રાણીઓ ભવથી મુક્ત થાય છે, તો આમાશું આશ્ચર્ય ? "

**ઇંદ્રની પ્રસંશા.**

ત્યાંથી વિહાર કરતાં પ્રભુ ઘણા મ્લેચ્છ લોકોથી ભરપૂર એવી દૃઢ ભૂમિમાં આવ્યા. ત્યાં પેઢાલ નામે ગામની નજીક પેઢાલ નામના ઉદ્યાનમાં પોલાસ નામના ચૈત્યમાં પ્રભુએ અઠ્ઠમ તપ ( ત્રણ ઉપવાસ ) કરીને પ્રવેશ કર્યો. ત્યાં જંતુઓનો ઉપરોધ ન થાય તેવા એક શિલાતલ ઉપર જાનુ સુધી ભુજા લંબાવી, શરીરને જરા નમાવી, ચિત્ત સ્થિર કરી, નિમેષ રહિત નેત્રે રૂક્ષ દ્રવ્ય ઉપર દૃષ્ટિ રાખીને, પ્રભુ એક રાત્રિની મહા ભદ્રા પ્રતિમાએ રહ્યા. તે સમયે શક્રેંદ્ર, સુધર્મા નામા દેવલોકની સભામાં, ચોરાસી હજાર સામાનિક દેવતાઓ, તેત્રીશ ત્રાયત્રિંશ ( ગુરૂસ્થાનકીઆ ) દેવતાઓ, ત્રણ સભાઓ " ૧ અભ્યંતર સભા, ૨ મધ્ય સભા અને ૩ ત્રીજી બાહ્યા સભા", ચાર લોક પાલો, અસંખ્ય પ્રકીર્ણ દેવતાઓ, ચારે દિશાઓમાં દૃઢ પરિકર બાંધીને રહેલો પ્રત્યેકે પ્રત્યેકે ચોરાસી હજાર હજાર અંગરક્ષકો, સેનાથી વીંટાએલા સાત સેનાપતિઓ,

આભિયોગીક (સેવક વર્ગ) દેવદેવીઓના ગણો, અને કિલ્વિષાદિક દેવતાઓના પરિવાર સહિત બીરાજેલા હતા. દક્ષિણ લોકાર્દ્ધની રક્ષા કરનાર તે ઇંદ્ર, શક્રનામા સિંહાસન ઉપર બેસી નૃત્ય, ગીત, અને ત્રણ પ્રકારના વાદ્યવિનોદ વડે કાળ નિર્ગમન કરતા હતા. તે વખતે અવધિજ્ઞાનથી ભગવંતને ઉપલી રીતે રહેલા જાણી તત્કાળ ઉભા થયા. પગમાંથી પાદુકા કાઢી નાખી, ઉત્તરાસંગ કરી જમણા જાનુને પૃથ્વી ઉપર સ્થાપન કરી અને ડાબા જાનુને જરા નમાવી ઇંદ્રે પૃથ્વી ઉપર મસ્તક લગાડીને શક્રસ્તવવડે પ્રભુને વંદના કરી. પછી બેઠા થઇને જેના સર્વ અંગોમા રોમાચ કંચુક પ્રગટ થએલો છે એવા તે ઇંદ્ર મહારાજે સર્વ સભાસદોને ઉદ્દેશીને આ પ્રમાણે કહ્યું.

"હે સૌધર્મ લોકવાસી સર્વ દેવો ! શ્રી વીર પ્રભુનો અદ્ભૂત મહિમા સાભળો-પંચ સમિતિને ધારણ કરનાર, ત્રણ ગુપ્તિઓથી પવિત્રં, ક્રોધ, માન, માયા અને લોભથી પરાભવ નહી પામેલા, આશ્રયરહિત, દ્રવ્ય, ક્ષેત્ર, કાળને ભાવમાં કોઇ પ્રકારે પણ બુદ્ધિનો પ્રતિબંધ નહિ કરનાર, એ પ્રભુ એક રૂક્ષ પુદ્ગલ ઉપર દષ્ટિને સ્થિર કરીને અત્યારે મહા ધ્યાનમાં સ્થિત થએલા છે. તેમને એ ધ્યાનમાંથી ચલાયમાન કરવાને દેવો, અશુરો, યક્ષો, રાક્ષસો, ઉરગો મનુષ્યો કે ત્રૈલોક્ય પણ શક્તિવાન નથી."

મનુષ્ય લોકમાં જેમ વિવિધ પ્રકારના સ્વભાવવાળા મનુષ્યો હોય છે, તેમ દેવલોકમાં પણ તેવાજ સ્વભાવવાળા દેવો હોય છે. અલ્પ સત્વવાલા જીવો જ્યારે કોઇ મહાપુરૂષોના ગુણો, તેમનું બળ, અને પરાક્રમનું વર્ણન સાંભળે છે, ત્યારે તેમના મનમાં તેઓના ઉપર અશ્રદ્ધા અને ઇર્ષ્યા ઉત્પન્ન થાય છે. એકાદ કોઇ મહાસતીના ગુણનું વર્ણન સાંભળી લંપટ પુરૂષોને આશ્ચર્ય અને અશ્રદ્ધા થાય છે, એટલુંજ નહિ પણ વખતે તે સતીને ચલાયમાન કરવાનું બીડું ઝડપી, તથા-પ્રકારના પ્રયાસ આદરી, તે મહા સતીઓને વિનાકારણ આપત્તિઓમાં સપડાવી

ચલાવવા પ્રયત્ન કરે છે તેવા પ્રસંગે જેમ શુદ્ધ સુવર્ણ અગ્નિની આંચથી ઓગળતું નથી, પણ ઉલટું વિશેષ શુદ્ધ થઇ દીપી નીકળે છે, તેમ મહાસતીઓ પણ દીપી નીકળે છે; એવા ઐતિહાસીક ઘણા દાખલાઓ આપણા જાણવામાં છે. ગુજરાતના રાજા સિદ્ધરાજ અને જસમા ઓડણનો, તેમજ સતી સુભદ્રા, સતી અંજણા વિગે-રેના દાખલા શાસ્ત્રમાં મોજુદ છે, અને ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. જગતમાં દુષ્ટ બુદ્ધિના જીવો મહાપુરૂષોના ગુણો સાંભળી, મત્સર ધરી તેમને વિના કારણ દુઃખ આપે છે. આવા પ્રકારના વિકારી સ્વભાવથી દેવતાઓ પણ મુકત નથી.

**સંગમ નામના દેવને થએલી અશ્રદ્ધા.**

ઈંદ્ર મહારાજની સભામાં હજારો દેવો બેઠેલા હતા તેમાં બધા દેવો કંઇ ઉંચ કોટીના હતા એમ ન હતું. તે સભામાં એક સંગમ નામનો સામાનિક દેવ, અભવ્ય અને ગાઢ મિથ્યાત્વના સંગવાળો હતો, તે બેઠેલો હતો. ભગવંત મહાવીર દેવની ઈંદ્ર મહા-રાજે કરેલી પ્રસંશાથી તેનું લોહી તપી આવ્યું.તેના નેત્રો રાતા થઇ ગયા, અને શરીર કંપવા લાગ્યું. તેનો ચેહેરો ભયંકર થઇ ગયો, અને હોઠ ફડફડવા લાગ્યો. ઈંદ્ર મહારાજનો હું સેવક છું, અને તેમને ( ઈંદ્રે ) પ્રભુની ખોટી સ્તુતિ કરવાને કંઇજ કારણ નથી, એવો વિચાર તે કરી શકયો નહીં; અને ઈંદ્ર મહારાજ તથા પોતાની વચ્ચે શું અંતર છે, તથા આ સભામાં તેના કરતાં પણ વધારે ઋદ્ધિ અને શક્તિવાળા દેવો ઈંદ્ર મહારાજની સેવામાં છે, તેનું ભાન તે ભુલી ગયો; અને ઇંદ્ર મહારાજના સામા થઇ તે બોલ્યો કે, "હે દેવેંદ્ર! એક સાધુ થએલા મનુષ્યની તમે આટલી બધી પ્રસંશા કરો છો, તેનું કારણ સત્-અસત્ બોલવામાં સ્વચ્છંદતા પ્રગટ કર-નાર તમારી પ્રભુતાજ છે. એક સાધુ દેવતાઓથી પણ ધ્યાનમાંથી ચલિત કરી શકાય તેવો નથી, એવું ઉદ્ભટ તમે હૃદયમાં કેમ ધારો છો? અને કદી ધારો છો તો શામાટે કહો છો? જેના શિ-

ખરો આકાશને રૂંધી રહ્યા છે, અને જેના મૂળ રસાતળને ભેદી રહ્યા છે, એવા સુમેરૂગિરિસહિત બધી પૃથ્વીને બોળી દેવામાં જેનો સ્પષ્ટ વૈભવ છે, એવા સાગરને પણ જેઓ એક ગંડૂષ માત્ર કરી જાય તેવા છે, એટલુંજ નહી પણ અનેક પર્વતો વાળી આ પ્રચંડ પૃથ્વીને જેઓ છત્રીની જેમ એક ભુજાએ ઉપાડી લેવાની શક્તિ ધરાવે છે; આવા અતુલ સમૃદ્ધિવાળા અમિત પરાક્રમી અને ઇચ્છા પ્રમાણે શિદ્ધિને પ્રાપ્તિ કરનાર દેવોની આગળ એ મનુષ્ય માત્ર સાધુ કોણ છે ? હું પોતેજ તેને ધ્યાનમાંથી ચલાયમાન કરીશ.” આ પ્રમાણે કહી, ભૂમિપર હાથ પછાડયો. આ સંગમ દેવ ઇંદ્રના તાબાનો હતો. તેને દબાવવા ધારત તો ઇંદ્ર મહારાજ તેમ કરી તેને અટકાવી શકત; પણ તેમ કરવાથી વખતે અર્હંત પ્રભુ પારકી સહાયથી અખંડિત તપ કરે છે, એવું રખેને આ દુર્બુદ્ધિના મનમાં ન આવે, તે સારૂં તેને કંઇ પણ ઉત્તર આપ્યો નહીં અને તેની ઉપેક્ષા કરી.

**સંગમે કરેલા ઉપસર્ગ.**

તે પછી તે અધમ સંગમ, પ્રભુને ધ્યાનમાંથી ચલાયમાન કરવા સારૂ, અને ઇંદ્રે કરેલી પ્રસંશા ખોટી ઠરાવવા સારૂ, વેગ વડે ઉઠેલા પ્રલયકાળના અગ્નિ જેવો અને નિવડ મેઘ જેવા પ્રતાપવાળો, રૌદ્ર આકૃતિથી સાધુ પણ જોઇ ન શકાય એવો, ભયથી અપસરાઓને નસાડતો અને મોટા વિકટ ઉર સ્થળના આઘાતથી ગ્રહ મંડળને પણ એકઠા કરતો, જયાં પ્રભુ હતા ત્યાં આવ્યો. નિષ્કારણ જગતના બંધુ, અને નિરાબાધ પણે યથાસ્થિત રહેનારા વીર પ્રભુને જોતાં તેને અધિક દ્વેષ ઉત્પન્ન થયો, અને તેણે પ્રભુને ધ્યાનમાંથી ચલાયમાન કરવાને પ્રયત્ન આદર્યો.

૧ પ્રભુની ઉપર અકાળે અરિષ્ટને ઉત્પન્ન કરનારી મહા દુઃખ દાયક રજ (ધુળ)ની વૃષ્ટિ કરી. તે રજના પૂરથી ચંદ્રને રાહુની જેમ, સૂર્યને દુર્દિનની જેમ પ્રભુના સર્વ અંગોને ઢાંકી દીધા તે રજથી તેણે સર્વ તરફથી પ્રભુના શરીરના દ્વારો એવા પૂર્યા કે, જેથી પ્રભુ

શ્વાસોશ્વાસ લેવાને પણ અશકત થઇ ગયા. તો પણ પ્રભુ એક તિલ માત્ર પણ ધ્યાનથી ચલિત થયા નહી. " ગમે તેવા શક્તિવાન ગજેંદ્રોથી પણ શું કુલગિરિ ચલિત થાય છે ?"

૨ તે પછી રજને દૂર કરીને પ્રભુના સર્વ અંગને પીડા કરનારી વજ્રમુખી કીડીઓ ઉત્પન્ન કરી. તે કીડીઓ પ્રભુના અંગમાં એક બાજુથી પેસીને સ્વેચ્છાએ બીજી બાજુએ આરપાર વસ્ત્રમાં જેમ સોય નીકલે તેમ નીકળતી, અને તીક્ષ્ણ મુખાગ્રથી પ્રભુના સર્વ અંગને વીંધવા લાગી. નિર્ભાગીની સર્વ ઇચ્છાઓ નિષ્ફળ થાય તેમ આ પ્રયત્નમાં પણ તે દેવ નિષ્ફળ નીવડયો અને પ્રભુ ધ્યાનમાંથી ડગ્યા નહી.

૩ ત્રીજા ઉપસર્ગમાં તે દેવે પ્રચંડ પારષદો ( ડાંસો ) વિકુર્વ્યા. " દુરાત્મા પુરૂષોના અપકૃત્યોનો અંત હોતો નથી". તે ડાંસોના એક એક ડંસમાંથી નીકળતા ગાયના દુધ જેવા રૂધિર વડે પ્રભુ નિર્ઝરણા વાળા ગિરિની જેવા દેખાવા લાગ્યા. તેમા પણ તે ફાવ્યો નહી.

૪ ચોથા ઉપસર્ગમાં પ્રચંડ ચાંચવાળી દુર્નિવાર ધીમેળો વિકુર્વિ. પ્રભુના શરીર ઉપર તેઓ મુખાગ્રથી એવી ચોંટી ગઇ કે, જાણે શરીર સાથેજ ઉઠેલી રોમ પંકિત હોય તેવી દેખાવા લાગી. તેથી પણ મહાયોગી પ્રભુ ચલિત થયા નહીં.

૫ પ્રભુને ધ્યાનમાંથી ચલાયમાન કરવાના નિશ્ચયવાળા તે દુરાત્માએ વિંછીઓ વીકુર્વ્યાં. તે વીંછીઓ પ્રલયકાળના અગ્નિના તણખા જેવા, અને તપાવેલા ભાલાના જેવા, પોતાના ભયંકર પુચ્છના કાંટાઓથી ભગવંતના શરીરને ડંખ દેવા લાગ્યા તેથી પણ પ્રભુ આકુલ વ્યાકુલ થયા નહીં.

૬ સાતમા ઉપસર્ગમા ઘણા દાંતવાળા નકુળો ( નોળ ) વિકુર્વ્યાં. ખી ! ખી ! એવા વિરસ શબ્દ કરતા, તેઓ પોતાની ઉગ્ર દાઢોથી ભગવંતના શરીરમાંથી તોડી તોડીને માંસના ખંડો જુદા પાડવા લાગ્યા. આ પ્રયત્નમાં પણ તે ફળીભુત થયો નહીં.

૭ તે પછી યમરાજના ભુજદંડ જેવા ભયંકર અને મોટી ફણાવાળા સર્પોને તેણે મહા કોપથી ઉત્પન્ન કર્યા મોટા વૃક્ષને જેમ કૌચાની લતા વીંટાઇ વળે તેમ તે સર્પોએ મહાવીર પ્રભુને પગથી તે મસ્તક સુધી વીંટી લીધા. તે સર્પોએ પોતાની ફણાઓ ફાટી જાય તેવા જોરથી પ્રભુ ઉપર ફણાઓનો પ્રહાર કરવા લાગ્યા, અને દાઢો ભાંગી જાય તેટલા જોરથી પોતાની દાઢોવડે તેમને ડસવા લાગ્યા, અને બધું ઝેર વમન કરી રહ્યા ત્યારે તે સર્પો નિસ્તેજ થઇ ગયા. આ પ્રયત્ન પણ તેનો ફોગટ ગયો.

૮ આઠમા ઉપદ્રવમાં તેણે વજ્ર જેવા દાંત વાળા ઉંદરો ઉત્પન્ન કર્યો. તેઓ નખથી, દાંતોથી, મુખથી, અને કરથી પ્રભુના અંગને ખણુવા લાગ્યા, અને તેની પર મૂત્ર કરીને ક્ષત ઉપર ક્ષાર નાખવા લાગ્યા. તેમાં પણ તેનું કંઇ વળ્યુ નહી

૯ નવમા પ્રયત્નમાં તેણે મોટા દાંત મુશળવાળો એક ગજેંદ્ર વિકુર્વ્યો. પગના પાતથી જાણે પૃથ્વીને નમાડતો હોય, અને મોટી તેમજ ઉંચી કરેલી સુંઢથી જાણે આકાશને તોડીને નક્ષત્રોને નીચે પાડવા ઇચ્છતો હોય, તેવો તે ગજેંદ્ર પ્રભુની ઉપર દોડી આવ્યો. તેણે દુર્વાર સુંઢથી પ્રભુના શરીરને પકડીને આકાશમાં દૂર ઉછાળી દીધું. પછી શરીરના કણે કણ વેરણ છેરણ થઈ જાય તો ઠીક એવું ધારીને તે દુરાશય હાથી દાંત ઊંચા કરી પ્રભુને પાછા ઝીલી લેવા દોડયો. એવી રીતે ઝીલ્યા પછી તે દાંતવડે વારંવાર પ્રહાર કરવા લાગ્યો, કે જેથી પ્રભુની વજ્ર જેવી છાતીમાંથી અગ્નિના તણખા નીકળવા લાગ્યા. તોપણ તે ભયંકર હાથી પ્રભુને ધ્યાનથી ચલાયમાન કરવા શક્તિવાન થયો નહી.

૧૦ દશમા ઉપસર્ગમાં તેણે એક પ્રચંડ વેગવાળી હાથીણી વિકુર્વી. તેણે પોતાના મસ્તકથી અને તીક્ષ્ણ દાંતોથી પ્રભુના શરીર ઉપર ઘણા પ્રહાર કર્યા, અને વિષની જેમ પોતાના શરીરના

જળથી પ્રભુના શરીરને સિંચન કરવા લાગી. આખરે તે હાથિણી થાકીને બળરહિત થઇ ગઇ પણ પ્રભુને ડગાવી શકી નહી.

૧૧ અગીઆરમા ઉપદ્રવમાં તે સંગમે મગરની જેવા ઉગ્ર દાઢોવાલા એક પિશાચનું રૂપ વિકુર્વ્યું. જ્વાલાઓથી આકુલ એવું તેનું ફાડેલું મુખ, પ્રજ્વલિત અગ્નિકુંડની જેમ ભયંકર લાગતું હતું તેની ભુજાઓ યમરાજના ગૃહના ઉંચા કરેલા તોરણના સ્તંભ જેવી હતી, અને તેની જંઘા અને ઉરૂ ઉંચા તાડ વૃક્ષ જેવા હતા. ચર્મના વસ્ત્ર ધરતો, અટ્ટહાસ કરતો અને કિલકિલ શબ્દ કરી પુતત્કાર કરતો, તે પિશાચ હાથમાં કાતી લેઇને ભગવંતને ઉપદ્રવ કરવા માટે દોડી આવ્યો. તે પણ ઉપદ્રવ કરીને ક્ષીણ તેલવાલા દીપકની જેમ બુઝાઈ ગયો, અને પ્રભુ નિશ્ચળ રહ્યા.

૧૨ તે પછી તે નિર્દય દેવે તુર્તજ ક્રોધથી વાઘનું રૂપ વિકુર્વ્યું. પુચ્છની છટાના આચ્છોટથી પૃથ્વીને ફાડતો હોય અને બુત્કાર શબ્દના પડછંદાથી ભૂમિ તથા અંતરીક્ષને રોવરાવતો હોય, તેવો તે વાઘ વજ્ર જેવી દાઢોથી અને ત્રિશૂલ જેવા નખાગ્રોથી ત્રિભૂવનપતિને અવ્યગ્રપણે ઉપદ્રવ કરવા લાગ્યો. તે પણ દાવાનળમાં દગ્ધ થએલા વૃક્ષની જેમ નિસ્તેજ થયો.

૧૩ તે દેવે સિદ્ધાર્થ રાજા અને ત્રિશલા રાણીનું રૂપ ધારણ કર્યું. તે બન્ને વિલાપ કરી પ્રભુને કહેવા લાગ્યા કે, હે ભાઇ! આ અતિ દુષ્કર કાર્ય તે શા માટે આરંભ્યુ છે? તમારા વિના અમે દુઃખી થઇએ છીએ. તારા ભાઇ નંદિવર્દ્ધન અમારી વૃદ્ધાવસ્થામાં અમારી બરોબર સાર સંભાળ રાખતો નથી; અને અમને છોડીને તે ચાલ્યો ગયો છે, માટે આ દીક્ષા તું છોડી દે. અમારી અવગણના તુ ન કર, આજ્ઞા માનો અને અમારી વૃદ્ધાવસ્થામાં અમને સુખ થાય તેમ વર્તો. એવી રીતે હૃદયને પિગળાવી નાખે એવો કરૂણાજનક વિલાપ સાંભળીને પણ પ્રભુ જરા માત્ર ધ્યાનથી ડગ્યા નહીં.

૧૪ ચૌદમા ઉપદ્રવમાં તે દેવે માણસોથી વસેલી એક

છાવણી વિકુર્વી. તેમાંથી એક રસોઇયાને ભાત રાંધવાનો વિચાર થયો; ચુલો માંડવાને માટે પાષાણુ વિગેરેની શોધ કરતાં તેને કંઇ મળ્યું નહી, એટલે તે રસોઇયાએ પ્રભુના બે ચરણને ચુલા રૂપ કરીને, તેના ઉપર ભાતનું ભાજન મુકયું; અને બે પગની વચ્ચે અગ્નિ પ્રજવલિત કર્યો, અને પગના મુળમાં તે અગ્નિને ખુબ જોસભેર સળગાવ્યો. પ્રભુ તે અગ્નિથી તપાયમાન થયા, તથાપિ અગ્નિમાં મુકેલા સુવર્ણની જેમ તેમની શોભાહીણુ થઇ નહી, પણ ઉલટી વૃદ્ધિ પામી. આ પ્રયત્નમાં તે દેવ નિષ્ફળ થયો અને પ્રભુને ચલાયમાન કરી શકયો નહીં.

૧૫ તે પછી તે દેવે એક ભયંકર પકવણુ ( ચંડાળ ) વિકુર્વ્યો. તેણે આવીને પ્રભુના કંઠમાં, બે ભુજામાં, અને જંઘા ઉપર ક્ષુદ્ર પક્ષીઓનાં પાંજરાં લટકાવ્યાં તે પક્ષીઓએ ચાંચ તથા નખના પ્રહારો એટલા બધા કર્યા કે, જેથી પ્રભુનું શરીર તે પાંજરાઓની જેવું સેંકડો છીદ્રોવાળું થઇ ગયું. આ પ્રયત્નમાં તે દુષ્ટ ચંડાલ પાકેલા પાંદડાની પેઠે અસાર નિવડયો, અને મહા યોગી પ્રભુને ધ્યાનમાંથી ડગાવી શકયો નહી

૧૬ તે પછી તે સંગમ દેવે ઘણા આવેશમાં આવીને મહા ઉત્પાત કરનાર પ્રચંડ પવન ઉત્પન્ન કર્યો. મોટા વૃક્ષોને તૃણની જેમ આકાશમાં ઉડાડતો, અને દિશાઓમાં પથરા અને કાંકરાઓને ફેંકતો તે પવન ચો તરફ પુષ્કળ રજ ઉડાડવા લાગ્યો. ધમણની જેમ અંતરીક્ષ અને ભૂમિને સર્વ તરફથી પૂરી દેતો, તે પવને પ્રભુને ઉપાડી ઉપાડીને નીચે પછાડયા. આવા પ્રકારના ઉગ્ર પવનથી પણ તે દુષ્ટ દેવનું ધાર્યું કંઇ થયું નહીં, અને પ્રભુએ અક્ષુદ્રમને તે પરિસહને પણ સહન કર્યો અને ધ્યાનમા નિશ્ચળ રહ્યા.

૧૭ સત્તરમા ઉપસર્ગમાં તેણે વંટોળીયો વાયુ વીકુર્વ્યો. પર્વતોને પણ ભમાડવાને પરિપૂર્ણ પરાક્રમવાળા તે વંટોળીયાએ ચક્રપર રહેલા માટીના પિંડની જેમ પ્રભુને ભમાડયા. સમુદ્ર માંહેના આવર્તની જેમ તે વંટોળીઆએ પ્રભુને ઘણા ભમાડયા,

છતાં પણ એક તાનમાં રહેલા પ્રભુએ કિંચિત્ પણ ધ્યાન છોડયું નહીં. મહા ગર્વિષ્ટ અને પ્રભુને ધ્યાનમાંથી ચલાયમાન કરવાની દૃઢ પ્રતિજ્ઞાવાળા તે સંગમે આ પ્રમાણે ઘણો પ્રયત્ન કર્યો, પણ તે ફતેહમંદ થયો નહી તે વિચારવા લાગ્યો કે, આ વજ્ર જેવા કઠીન મનવાળા મુનિને મેં ઘણીવાર હેરાન કર્યાં, તોપણ તે લેશ માત્ર ક્ષોભ પામ્યા નહી. અરે ! હું માન ખંડિત થઇ ઇંદ્રની સભામાં જઇ શું મુખ બતાવું ? આવા દુષ્ટ વિચારથી તે ઘણા આવેશમાં આવી ગયો. હવે તો એ મુનિના પ્રાણનોજ નાશ કરૂં એટલે એનું ધ્યાન આપોઆપ નાશ પામશે, તે સિવાય બીજો ઉપાય નથી. આવો વિચાર કરી તે દેવે ફરી ઉપસર્ગ શરૂ કર્યા.

૧૮ અઢારમા ઉપસર્ગમાં એક કાળચક્ર ઉત્પન્ન કર્યું. હજાર ભાર લોહથી ઘડેલું તે કાલચક્ર, દેવે ઉંચુ ઉપાડયું. જાણે પૃથ્વીનો સંપુટ કરવા માટે બીજા તેટલા પ્રમાણવાળો પુટ હોય તેવું તે કાળ ચક્ર, તેણે જોરવડે પ્રભુની ઉપર નાખ્યું. ઉછળતી જવાળાઓથી સર્વ દિશાઓને વિકરાળ કરતું તે ચક્ર, સમુદ્રમાં વડવાનળની જેમ પ્રભુની ઉપર પડયુ. સમગ્ર પર્વતોને પણ ચૂર્ણ કરવાને સમર્થ એવા એ ચક્રના પ્રહારથી પ્રભુ જાનું સુધી પૃથ્વીમાં ઉતરી ગયા. આ પ્રમાણે થયા છતા પણ, ભગવંત તે ક્ષુદ્ર દેવના ઉપર ક્રોધ નહી કરતાં, ઉલટા અમી દ્રષ્ટિથી તેના તરફ જોતા હતા.

જયારે આવા કાળચક્રની પણ પ્રભુના ઉપર પણ જોઇએ તેવી અસર થઇ નહિ, શરીરનો તો નાશ થયો નહિ અને ધ્યાનમાંથી પણ ડગ્યા નહિ, ત્યારે વિચારવા લાગ્યો કે, " અસ્ત્ર અને શસ્ત્રને અગોચર આ છે અને આવા પ્રયોગો તેમના ઉપર કંઈ અસર કરી શકવાના નથી. આવા પ્રતિકૂલ ઉપાય કંઇ કામ લાગતા નથી, તો હવે તેમને અનુકૂલ એવા ઉપાયો કરૂં."

## અનુકૂલ ઉપસર્ગ.

૧૯ ઓગણીસમા ઉપસર્ગમાં તે સંગમ દેવ વિમાનમાં

બેસીને પ્રભુની પાસે આવ્યો. વિમાનમાંથી ઉતરી તે પ્રભુની પાસે ગયો, અને પ્રભુના તપ અને ધ્યાનથી જાણે ભારે પ્રસન્ન થયો હોય. તેવી રીતે પ્રભુને કહેવા લાગ્યો કે,–" હે મહર્ષિ ! તમારા ઉગ્ર તપથી, સત્વથી, પરાક્રમથી, પ્રાણની પણ ઉપેક્ષા કરવાથી, આરંભેલા કાર્યનો નિર્વાહ કરવાના દૃઢ નિશ્ચયવાળા ટેકથી હુ તમારી ઉપર પ્રસન્ન થયો છું.; માટે હવે આવા શરીરને કલેશ કરનાર તપને છોડી દો. તમારે જે જોઇએ તે માગી લ્યો હું તમોને શું આપું ? તમે જરા પણ મારી શક્તિ વિષે શંકા રાખશો નહી કહો તો જ્યા નિત્ય ઇચ્છા માત્ર કરવાથી બધા મનોરથ પૂરાય છે તેવા સ્વર્ગ માં આજ દેહથી તમોને લેઇ જાઉં ! અથવા કહો તો અનાદિ ભવથી સંરૂઢ થએલા સર્વ કર્મોથી મુક્ત કરી, એકાંત પરમાનંદવાલા મોક્ષમાં તમને લેઇ જાઉં, અથવા કહો તો બધા મંડળાધીશ રાજાઓ પોતાના મુગટથી જેના શાશનનું પાલન કરે, તેવી સમૃદ્ધિવાળા સામ્રાજ્યને આલોકમાંજ આપું ! "

આવી લલચાવનારી અને સામાન્ય જીવોને ક્ષોભ પમાડનારી વાણીથી પણ પ્રભુના મન ઉપર કંઇ અસર થઇ નહિ, અને પ્રભુએ કંઈ ઉત્તર આપ્યો નહીં. તેથી સંગમ વિચારવા લગ્યો કે, આ મુનિએ મારી બધી શક્તિઓના પ્રભાવને નિષ્ફળ કર્યો છે પણ હજી કામદેવનું અમોઘ શાસન એક બાકી રહ્યું છે, કારણ કે કામદેવના અસ્ત્રરૂપ રમણીઓના કટાક્ષમાં આવેલા મોટા પુરૂષો પણ પોતાના પુરૂષવ્રતને લોપ કરતા જોવામા આવેલા છે આવો નિશ્ચય કરી તેણે બીજો અનુકૂળ ઉપસર્ગ આદર્યો.

૨૦ વીશમો ઉપસર્ગ દેવાંગનાનો કર્યો.

તે દેવે દેવાંગનાને આજ્ઞા કરી કે, તમારે તમારી સંપૂર્ણ કળાથી આ મુનિને ધ્યાનમાંથી ચલાયમાન કરવા તમારામાં કેટલી શક્તિ છે ? તે હવે બતાવો. તેમને અનુકૂળ આવે અને તેમના કાર્યને સહાય થાય તેવી છએ ઋતુઓને પ્રગટ કરી. મત્ત કોકિલાના મધુર કુજિતોથી પ્રસ્તાવના કરતી કામ નાટકની નટીરૂપ

વસંતલક્ષ્મી શોભી ઉઠી. કંદબના વિકશિત પુષ્પરજથી દિગ્વધૂને માટે સૈરંધ્રી દાસીની જેમ મુખવાસ સજ્જ કરતી ગ્રીષ્મઋતુની લક્ષ્મી વિસ્તાર પામી. કેલકીના પુષ્પનામિષથી જાણે કામદેવના રાજ્યાભિષેકમાં સર્વ અંગે મંગલિક તિલક કરતી હોય તેવી વર્ષાઋતુ પ્રગટ થઇ. નવીન નીલ કમળના મિષથી હજારો નેત્રવાળી થઇ પોતાની ઉત્તમ સંપત્તિનેજ જોતી હોય એવી શરદ્‌ઋતુ પ્રકાશી નીકળી. શ્વેત અક્ષર જેવી ડોલરની કળીઓથી કામદેવની જય પ્રશસ્તિને લખતી હોય તેવી હેમંત લક્ષ્મી ખીલી નીકળી. ડોલર અને સિંદુવારના પુષ્પોથી હેમંત અને વસંતઋતુને ગણિકાની જેમ સાથે નભાવતી શિશિર લક્ષ્મી વૃદ્ધિ પામી એવી રીતે ક્ષણમાં સર્વ ઋતુઓ સાથે પ્રગટ થઇ.

તે પછી ત્યાં કામદેવની સેના જેવી દેવાંગનાઓ પ્રગટ થઇ. ભગવંતની આગલ આવી તે રમ્ય અંગવાળી રમણીઓએ કામદેવના વિજયી મંત્રાસ્ત્ર જેવું સંગીત શરૂ કર્યું. કોઇ શુદ્ધ ચિત્તે લય સાથે ગાંધાર ગ્રામથી અનેક રાગની જાતિઓને ગાવા લાગી, કોઇ પ્રવીણ દેવાંગના ક્રમ અને ઉત્ક્રમતાથી વ્યંજન અને ધાતુઓને સ્પષ્ટ પ્રગટ કરતી મધુર વીણા વગાડવા લાગી; કોઇ કૂટ, નકાર, ઘોકાર એ ત્રણ પ્રકારના મેઘ જેવા ધ્વનિ કરતી ત્રિવિધ મૃદંગને વગાડવા લાગી; કોઈ આકાશ તથા પૃથ્વીમાં ઉછળતી, વિવિધ હાવભાવ અને નવનવા દૃષ્ટિભાવ કરતી નાચવા લાગી; દઢ અંગહાર અને અભિનયથી કંચુકીને તોડતી અને શિથિલ કેશપાશને બાંધતી કોઇ પોતાની ભુજાના મૂલને બતાવતી હતી; કોઇ દંડપાદ વિગેરે અભિનયના મિષથી પોતાના ગોરૂચંદન જેવા ગૌર સાથળના મૂલને વારંવાર બતાવતી હતી; કોઇ શિથિલ થએલા અધોવસ્ત્રની ગ્રંથીને દઢ કરવાની લીલાથી પોતાના વાપી જેવા નાભિ મંડળને બતાવતી હતી, કોઇ ઇભદંત નામના હસ્તાભિનયનો મિષકરી વારંવાર ગાઢા લિંગની સંજ્ઞાને કરતી હતી; કોઇ નીવીને દઢ કરવાના છળથી ઉત્તરીય વસ્ત્રને ચલાવી પોતાના નિતંબ બિંબને દેખાડતી હતી;

કોઇ વિશાળ લોચના દેવી અંગભંગના આનાથી પુષ્ટ અને ઉન્નત સ્તનવાળા પોતાના વક્ષસ્થલને ચિરકાલ સુધી દર્શાવતી હતી " અરે ભદ્ર ! જો તમે ખરેખરા વીતરાગ છો તો શું તમે કોઇ વસ્તુ પર રાગ નથી વિસ્તારતા ? જો દયાળુ છો તો અકસ્માત્ ઉત્કૃષ્ટ ધનુષ્ય લેઇને અમારી પર ઉઠેલા આવિષમાયુધકામ દેવથી અમારો રક્ષા કેમ કરતા નથી ? જો તમે શરીર ઉપર પણ નિરપેક્ષ બુદ્ધિવાળા છો તો આપનુ શરીર અમને શા માટે અર્પણ કરતા નથી ? પ્રેમના લાલચુ છતાં પણ જો કહિ કૌતુકથી અમારી ઉપેક્ષા કરતા હો તો તે કૌતુક ક્ષણવાર કરવું ઘટીત છે, અમારા મરણાત સુધી કરવુ યોગ્ય નથી હે સ્વામી ! હવે કઠીનતા છોડી દો, અને અમારા મનોરથો પૂરા કરો. અમારી પ્રાર્થનાનો ભંગ કરો નહી. અમને નિરાશ કરો નહીં. " આ પ્રમાણે કોઇક સ્રી વારંવાર કહેવા લાગી. આવી રીતે દેવાંગનાઓના ગીત, વાદ્ય, નૃત્ય, અંગવિકાર અને ચાટુ વચનોથી પ્રભુ જરા પણ ક્ષોભ પામ્યા નહી.

કાયોત્સર્ગ રહેલા પ્રભુની ઉપર, ઉપર વર્ણન કર્યા પ્રમાણે તે સંગમદેવે એક રાત્રિમાં વીશ મોટા ઉપસર્ગો કર્યા, રાત્રિ વ્યતિત થઇ, પ્રાતઃકાળ થયો સંગમ વિચારવા લાગ્યો કે, " અહો ! આ મુનિ મર્યાદાથી સમુદ્રની જેમં ધ્યાનથી જરા પણ ચલિત થયા નહીં. તો હવે પ્રતિજ્ઞા ભ્રષ્ટ થઇને શું હું પાછો સ્વર્ગમા જાઉ ? પણ તેમનો શી રીતે જવાય ! માટે ચીરકાળ સુધી અહી રહી, આ મુનિને બીજી રીતે કદર્થના કરીને કોઇ પણ રીતે ક્ષોભ પમાડું. નિરાશ થવાનું કંઇ કારણ નથી. અરે એ મનુષ્ય જાતની શી ગુંજાશ છે કે તેનાથી હું નાસીપાસ થઇ વીલે મોઢે પાછો જાઉં ? "

પ્રાતઃકાળ થયો સૂર્યના કિરણોથી માર્ગ વ્યાપ્ત થયો, માર્ગની ઉપર રાત્રે બહાર નિકળેલા ક્ષુદ્ર ત્રસ જંતુઓ માર્ગથી એકાંત સ્થળે જતા રહ્યા. પ્રભુ કાયોત્સર્ગ પાળી, ઇર્યાસમિતિથી માર્ગના ઉપર યુગ પ્રમાણ દ્દષ્ટિ આપતા આપતા વાલુક નામના ગ્રામ તરફ ચાલ્યા.

માર્ગમાં પ્રભુને સ્ખલાયમાન કરવાના ઉદ્દેશથી, તે દુષ્ટ આશય વાલા સંગમદેવે, પાંચસો ચોર અને વેલુના સાગરં જેવી ઘણી રેતી વિકુર્વી.

તે પાચસો ચોર પ્રભુની પાસે આવી માતુલ ! માતુલ ! એમ ઉંચે સ્વરે કહી પ્રભુને આલિંગન દેતા વળગી પડયા. તે પાંચસો ચોરોએ એવા તો જોરથી પ્રભુને આલિંગન દેવાની વિધિ કરી કે જેથી પર્વત હોય તો પણ ફુટી જાય. તેમનાથી ક્ષોભ પામ્યા શીવાય સમતારસના સાગર પ્રભુ રેતીમાં જાનું સુધી પગ ખુંચાડતા ખુંચાડતા વાલુક ગામે આવ્યા. એવી રીતે સ્વભાવથી ક્રુર બુદ્ધિવાળા તે દેવે નગરમાં, ગામમાં, વનમા કે પ્રભુ જ્યાં જાય ત્યાં તેમની પછવાડે જઇ અનેક પ્રકારના ઉપસર્ગો કર્યા. આ પ્રમાણે સંગમદેવને ઉપસર્ગ કરતાં કરતાં છ માસ વીતી ગયા.

પ્રભુ વિહાર કરતા કરતા એક ગોકુળમાં આવ્યા તે સમયે તે ગોકુળમાં ઉત્સવ ચાલતો હતો પ્રભુને છ માસના ઉપવાસ હતા, તેથી પારણુ કરવા સારૂ ભિક્ષાને માટે તે ગોકુળમાં પ્રભુ ગયા. પરંતુ જે જે ઘરમાં પ્રભુ ભિક્ષા માટે જતા હતા, ત્યાં ત્યાં તે દેવ આહારને અપરોક્ષ રીતે દૂષિત કરી નાખતો હતો દરેક જગ્યાએ દૂષિત આહાર સ્વાભાવિક છે કે, તેમાં કંઇ વિશેષ કારણ છે, તે જાણુવાની ખાતર પ્રભુએ ઉપયોગ મુકી જોયું, તો તે કૃતિ એ સંગમ દેવની જણાઇ. હજુ આ દેવને શાન્તિ થઇ નથી, એવું જાણી સમતારસમા નિમગ્ન પ્રભુ ગોકુળમાંથી પાછા નીકળી ગામ બહાર નિર્વઘ સ્થાને પ્રતિમા ધરી ધ્યાનમાં રહ્યા

સંગમે વિભંગ જ્ઞાનથી જોયુ કે આ મુનિના પરિણામ ભગ્ન થયા છે કે નહી ? તેના જાણુવામાં આવ્યુ કે હજુ પણ તેમના પરિણામ ભગ્ન થયા નથી, કે કિંચિત માત્ર તેઓ આ પરિસહથી ક્ષોભ પામ્યા નથી. તેને વિચાર થયો કે છ માસ સુધી હમેશાં ઉપસર્ગો કર્યા તોપણુ આ મુનિ, સમુદ્રના જળથી સહ્યગિરિ કપાયમાન થાય નહી, તેમ મહારા ઘોર ઉપસર્ગોથી પણ જરા માત્ર

કંપ્યા નથી. એ ઉપરથી મને લાગે છે કે હજુ હું લાંબા વખત સુધી ઉપદ્રવ કરૂં, તોપણ તે પોતાના શુભ ધ્યાનથી ચલાયમાન થશે નહીં. " હા હા ! પર્વતને ભેદવામાં જેમ મનુષ્યના હાથ નિષ્ફળ થાય, તેમ હું પણ મારા પ્રયત્નમાં નિષ્ફળ નિવડચો છું. મેં આ મુનિનું બળ અને ધૈર્ય જાણ્યા શીવાય સ્વામીના વચનો ઉપર અવિશ્વાસ આણ્યો ! ખરેખર મારી દુર્બુદ્ધિથી હું ઠગાયો છુ. સ્વર્ગના વિલાસના સુખને છોડીને, આપથી ભ્રષ્ટ થએલાની જેમ આટલો વખત આ પૃથ્વી ઉપર ભમી વિનાકારણ શ્રમ ઉઠાવ્યો. હું ઉભય ભ્રષ્ટ થયો. સ્વર્ગનુ સુખ છોડયુ, અને પ્રતિજ્ઞા ભંગ થયો હવે હું ઈંદ્રિ મહારાજને અને બીજા અન્યદેવોને શુ મુખ બતાવીશ ? મહારા આ અવિચારી કૃત્યને હજારવાર ધીક્કાર થાઓ. "

આ શાંત મહામુનિને ક્ષમાવ્યા શીવાય એમને એમ, દેવસભામાં જવું બરોબર નથી, એવો તેના મનમાં વિવેક આવ્યો.

તે દેવ પ્રભુની પાસે આવી અંજલી જોડી લજ્જા પામી મ્લાન મુખે પ્રભુને વિનંતી કરવા લાગ્યો, કે "હે સ્વામી ! શક ઈંદ્રે સુધર્મા સભામાં આપની જે પ્રસંશા કરી હતી, તે અક્ષરશઃ સત્ય છે, ખરેખર આપ તેવા જ છો. તેમના વચનપર શ્રદ્ધા નહીં કરતા મેં આપને ઘણુા ઉપદ્રવ કર્યા, તથાપિ આપ સત્ય પ્રતિજ્ઞા અને દૃઢ નિશ્ચયવાળા નિવડયા છો. હું ભ્રષ્ટ પ્રતિજ્ઞ થયો છું. મે આ કાર્ય સારૂં કર્યું નથી એવું મને હવે ભાન થયું છે. માટે હે ક્ષમાસાગર આપ મારો અપરાધ ક્ષમા કરશો. હવે ઉપસર્ગ કરવા છોડી દેઇ ને ભગ્ન પ્રતિજ્ઞાવાન વિલે મોંયે પાછો દેવલોકમાં જાઉં છુ. આપ હવે સુખે વિહાર કરો અને અદૂષિત આહાર ગ્રહણ કરો પૂર્વે જે દુષિત ભિક્ષા મલતી હતી તે દોષ પણ મહારાજ ઉત્પન્ન કરેલા હતા " એમ કરી દીનતા ધારણ કરી બે હાથ જોડી તે પ્રભુના સન્મુખ ઉભો રહ્યો

કરૂણાસાગર, અદ્વેષી, દયાળુ પ્રભુ વિચારવા લાગ્યા કે, "જગતના જંતુ માત્રના ઉપર ઉપકાર કરવાની મને ઇચ્છા છતાં, આ સંગમ દેવને અપાયના નિમિત્ત કારણ રૂપ હું થયો છું." મ્હારા નિમિત્તથી એણે મહાન્ અશુભ કર્મોપાર્જન કર્યાં છે, તેથી એને ચારગતિમાં રઝળી અનેક પ્રકારની કદર્થના સહન કરવી પડશે. આવી અનુકંપા બુદ્ધિથી પ્રભુના નેત્રમાં અશ્રુ ભરાઇ આવ્યાં. પ્રભુએ તેને કહ્યું કે, "હે સંગમદેવ! તું મારી ચિંતા કરવી છોડી દે. હું કોઇને આધિન નથી, હું તો સ્વેચ્છાએ વિહાર કરીશ."

ઉત્તર સાંભળી પ્રભુને પ્રણામ કરી તે દેવ પશ્ચાતાપ કરતો દેવલોક તરફ ગયો.

કૃપારસના ભંડાર, ક્ષમાના સાગર, પ્રભુની ક્ષમાની પરાકાષ્ટાનું આ ઉત્કૃષ્ટ દ્રષ્ટાંત છે. જેણે છ છ મહીના સુધી ઘોર ઉપદ્રવ કરીને દુઃખ આપવામાં બાકી રાખી નથી, તેના ઉપર પણ એક અંશમાત્ર ક્રોધ કે દ્વેષ નહી. જો ધારત તો તેને એક ચપટીમાં ચુરો કરી નાખે એટલું બળ છતાં જરામાત્ર પણ તેના ઉપર પોતાના બળનો ઉપયોગ કરવાનો વિચાર નહી; અને વિશેષમાં તેને કર્મ શત્રુઓને હણવાને મદદગાર મિત્ર રૂપ ધારી તેની દયા મનમાં ચિંતવી; એજ પ્રભુની પ્રભુતા છે

**ઇંદ્રે સંગમને કરેલી શિક્ષા.**

જ્યારથી સંગમદેવે પ્રભુના ઉપર ઉપસર્ગ કરવાનો આરંભ કર્યો હતો, ત્યારથી સૌધર્મ દેવલોકમાં બીજા બધા દેવો આનંદ, ઉત્સાહ રહિત થઇ, તમામ જાતના વિલાસો બંધ કરી ઉદ્વેગ ધરીને રહ્યા હતા. શક્ર ઇંદ્ર પણ સુંદર વેશ અને અંગરાગ છોડી તથા સંગીતાદિ વિલાસ સામગ્રી છોડી દેઇ અતિ દુઃખી થઇ મનમાં ચિંતવવા લાગ્યા કે; "અહો! પ્રભુને થયેલા આ બધા ઉપસર્ગનું નિમિત્ત કારણ હું થયો છું; કારણ મેં જ્યારે પ્રભુની પ્રસંશા કરી ત્યારેજ એ દેવને મત્સર

થયો, અને તેને કોપ ચઢ્યો. આવા પ્રકારના વિચારથી આટલો કાળ તેમણે નિર્ગમન કર્યો.

પાપરૂપ પંકથી મલીન, જલ સ્પર્શવાળા દર્પણની જેમ કાંતિની પ્રભા રહિત, પ્રતિજ્ઞા ભ્રષ્ટ, મંદ ઇંદ્રિઓવાળો અને લજ્જાથી નેત્રોને પણ મીંચતો તે સંગમ ઇંદ્રથી અધિષ્ટિત–સુધર્મ સભામાં આવ્યો. તેને જોઇને ઈંદ્ર તેનાથી પરાઙ-મૂખ થયા, અને ઉંચે સ્વરે દેવ સભામાં દેવોને ઉદ્દેશીને કહ્યું કે,

"હે સર્વ દેવો! મારૂં વચન સાંભળો.આ સંગમ મહા પાપી અને કર્મ ચંડાળ છે. જો તેનું મુખ જોવામાં આવે તો પણ પાપ લાગે; તેથી એ જોવા યોગ્ય પણ નથી. એણે આપણા સ્વામીને બહુ કદર્થના કરી મારો મોટો અપરાધ કર્યો છે. પણ જે આ સંસારથી ભય પામ્યો નહી, તે મારાથી કેમ ભય પામે ? હું જાણું છું કે અર્હંત પ્રભુ બીજાની સહાયથી તપ કરતા નથી, તેથી એ પાપીને મેં આટલા વખત સુધી શિક્ષા કરી નથી. પણ હવે જો એ અધમ દેવ અહિં રહેશે તો આપણને પણ પાપ લાગશે, તેથી એ દુષ્ટને આ દેવલોકમાં રહેવા દેવો એ ઠીક નથી."

આ પ્રમાણે કહીને ક્રોધાવેશ થએલા ઈંદ્રે, વજ્રવડે પર્વતને પ્રહાર કરે તેમ તેને પોતાના ડાબાપગ વડે પ્રહાર કર્યો; એટલે વિવિધ પ્રકારના આયુધને ધારણ કરનાર ઇંદ્રના સુભટોએ તેને ધક્કા મારી સભામાંથી બહાર કાઢ્યો. દેવાંગનાઓ હાથના કર મરડી તેના પર આક્રોશ કરવા લાગી, તેમજ સામાનિક દેવતાઓ તેનું હાસ્ય કરવા લાગ્યા.

આ પ્રમાણે પરાભવ અને તિરસ્કાર પામેલ તે દેવ, યાનક નામના વિમાનમાં બેસી બાકી રહેલું એક સાગરોપમનું આયુષ્ય ભોગવવા માટે મેરૂ ગિરિની ચૂલિકા ઉપર ગયો. ખરેખર અપમાન પામેલા અને આબરૂથી ભ્રષ્ટ થએલા જનોએ સ્વદેશમાં રહેવું યુક્ત નથી.

સ્વામીથી વિયોગ પામેલી તે સંગમની સ્ત્રીઓએ ઇંદ્ર મહારાજ પાસે જઇ દીનતાથી વિજ્ઞપ્તિ કરીકે, "હે મહારાજ ! જો આપ આજ્ઞા આપો તો અમે અમારા સ્વામિની પાસે જઇએ. દીન મુખવાળી તે દેવાંગનાઓની આજીજી ભરેલી માગણી મંજુર કરી તેની પાસે જવા તેમને પરવાનગી આપી. પણ તેના બીજા પરિવારને જતો અટકાવ્યો, અને તેઓને તેની પાસે જવાની પરવાનગી આપી નહી.

**"પોતાની શક્તિ અને સામાના બળનો વિચાર કર્યા વગર બલીષ્ટની સાથે વિરોધ કરનાર આખરે નાશ પામે છે "** એ ન્યાયે સંગમે પ્રભુના બળ, પરાક્રમ, ધૈર્યતાદિ ગુણોથી વાકેફ્ થયા શીવાય મદાંધ થઇ તેમને ભ્રષ્ટ કરવાની પ્રતિજ્ઞા કરી; તેમા તેને પોતાનેજ ગુમાવવાનો પ્રસંગ આવ્યો. ક્યાં દેવલોકનો વૈભવ અને ક્યાં મેરૂ ગિરિની ચૂલિકા ઉપર બાકીનું જીવન પુરૂ કરવું ! આ પણ એક જાતની દેશપારની શિક્ષાજ છે. ખરાબનું પરિણામ આખરે ખરાબજ આવવાનું એ નિઃસંશય છે.

**છમાસી તપનું પારણું**

છમાસી તપનું પારણું કરવાને માટે ગોકુળ ગામમાં ફરી ગોચરી લેવા પધાર્યા.ત્યાં એક વત્સ પાલિકા નામની ગોપીએ ભક્તિ પૂર્વક પ્રભુને કલ્પે તેવા પરમ અન્નથી પ્રતિલાભિત કર્યા. ચિરકાળે પ્રભુનું પારણું થવાથી સમિપ રહેલા દેવોએ હર્ષ પામી ત્યાં પંચ દિવ્ય પ્રગટ કર્યા.

**વિદ્યુત્કુમારના ઇંદ્રોનું વંદન કરવા આવવું.**

ત્યાંથી પ્રભુ આલભિકા નામની નગરીએ ગયા. ત્યાં પ્રતિમા ધરી કાયોત્સર્ગ ધ્યાને પ્રભુ રહયા. ત્યાં હરિ નામના વિદ્યુત્કુમારના ઇંદ્રે પ્રભુ પાસે આવી, પ્રદક્ષિણા કરીને પ્રભુની સ્તુતિ કરી કે, "હે નાથ ! આપે જે ઉપસર્ગો સહેન કર્યા છે, તે સાંભળવાથી પણ અમારા જેવાના હૃદય વિદીર્ણ થઇ જાય છે, છતાં આપ નિશ્ચલ રહયા છો,

તેથી આપ વજ્રથી પણ અધિક દૃઢ છો. હે પ્રભુ ! હવે ફક્ત થોડા ઉપસર્ગ સહન કર્યા પછી ચાર ઘાતિ કર્મોનો નાશ કરી થોડાજ કાળમાં કેવળ જ્ઞાન ઉપાર્જન કરશો." એ પ્રમાણે ભક્તિથી સ્તુતિ કરીને ઈંદ્ર પોતાના સ્થાને ગયા. ત્યાંથી વિહાર કરી પ્રભુ શ્વેતાંબી નગરીએ ગયા, અને ત્યાં પ્રતિમાધરી કાયોત્સર્ગે રહ્યા. ત્યાં હરિસહ નામના વિદ્યુત્કુમારની કાયના બીજા ઈંદ્રે આવીને પ્રભુને વંદના કરી હતી.

**કાર્તિક સ્વામીની રથ યાત્રાના દિવસે ઇંદ્રે કરેલો મહિમા.**

ત્યાંથી પ્રભુવિહાર કરીને શ્રાવસ્તી નગરીએ આવી પ્રતિમા ધરીને રહ્યા. તે નગરીના લોકોએ તે દિવસે કાર્તિકસ્વામીની રથયાત્રાના કારણ-સર આડંબર કર્યો હતો. જ્યાં પ્રભુ પ્રતિમા ધરીને રહ્યા હતા ત્યાં આગળ થઈને કાર્તિકસ્વામીના દેવળે જવાનો માર્ગ હતો. ત્યાં થઇ તે નગરીના લોક કાર્તિકસ્વામીની પૂજા કરવા જતા હતા. પછી કાર્તિકસ્વામીની પ્રતિમાને સ્નાન અર્ચન કરી તૈયાર કરેલા રથમાં બેસાડવાને તૈયાર થયા. એ સમયે પ્રભુના સેવક શક્રઈંદ્રે પ્રભુ હાલ ક્યાં વિચરે છે તે જાણવાની ઈચ્છાથી અવધિ-જ્ઞાનથી જોયું. નગરજનો પ્રભુના સ્વરૂપથી અજાણ છે, અને પ્રભુ જ્યાં ધ્યાનમાં ઉભા રહ્યા છે, ત્યાં થઈને જનાર પ્રજાજન તેમને વંદન કર્યા શીવાય જાય, એ તો અવિવેક છે. તેમ થવું તેમને ઉચિત લાગ્યું નહી. તત્કાળ ત્યા આવી કાર્તિકસ્વામીની પ્રતિ-માામાં પોતે પ્રવેશ કર્યો. પછી યંત્રમય પૂતળીની જેમ તે પ્રતિમા જ્યાં ભગવંત પ્રતિમાએ રહ્યા હતા, તે તરફ ચાલી. તેથી નગરજનો ચમત્કાર પામી બોલવા લાગ્યા કે, આજે તો કાર્તિકસ્વામી પોતાની મેળે ચાલીને રથમાં બેસશે. તેવામાં તો તે પ્રતિમા પ્રભુની પાસે આવી અને પ્રભુને ત્રણ પ્રદક્ષિણા દેઇને પ્રણામ કર્યો. પછી પ્રભુની ઉપા-સના કરવાને પૃથ્વી ઉપર બેસી નગરજનો વિચારવા લાગ્યા કે, "આ કોઇ આપણા ઇષ્ટ દેવના પણ પૂજ્ય જણાય છે, તેથી આપણે તેમનું ઉલંઘન કર્યું, તે યોગ્ય કર્યું નહિં; એમ અરસપરસ

કહેતા આનંદપૂર્વક પ્રભુનો મહિમા કર્યો. તે પછી ઈંદ્ર સ્વસ્થાને ગયા.

ત્યાંથી વિહાર કરીને પ્રભુ કૌશાંબી નગરીએ આવ્યા ને પ્રતિમાધરી કાયોત્સર્ગે રહ્યા. ત્યા સૂર્યે અને ચદ્રે વિમાન સાથે આવીને ભક્તિથી પ્રભુને સુખ શાતા પુછીને પાછા સ્વસ્થાને ગયા.

**સૂર્ય ચંદ્રનું વિમાન સહ વદન માટે આવવું**

ત્યાંથી વિહાર કરતા કરતા પ્રભુ વારાણસી નગરીએ પધાર્યા. ત્યાં શક્રઈંદ્રે આવીને હર્ષથી પ્રભુને વંદના અને સ્તુતિ કરી. ત્યાંથી રાજગ્રહ નગરે આવીને પ્રભુ પ્રતિમાએ રહ્યા. ત્યાં ઇશાનેંદ્ર આવી ભક્તિથી સુખશાત પુછવા પૂર્વક વંદના કરી. ત્યાંથી પ્રભુ મિથિલાપુરીએ આવ્યા. ત્યાં જનક રાજાએ અને ધરણેંદ્રે આવીને પ્રીય પ્રશ્ન પૂછવા પૂર્વક પૂજા કરી.

**ધરણેંદ્રે આવીને પૂજા કરી.**

ત્યાથી વિહાર કરી અનુક્રમે પ્રભુ વિશાલી નગરીએ પધાર્યા. ચાતુર્માસનો કાળ નજીક આવ્યો. તે પ્રદેશમાં સમર નામના ઉદ્યાનમાં બલદેવનું મંદિર હતું તે મંદિરમાં ચાર માસ ક્ષમણ તપનો અભિગ્રહ અંગીકાર કરી પ્રતિમાએ ધ્યાનસ્થ રહયા. પ્રભુનું દીક્ષા લીધા પછી આ અગ્યારમું ચોમાસું છે. ત્યાં ભૂતાનંદ નામે નાગકુમારના ઇંદ્રે આવીને પ્રભુને વંદના કરી, અને કેવળજ્ઞાન નજિકમાં થવાનું જણાવી સ્વસ્થાને ગયા.

**વિશાલી નગરીએ અગ્યારમું ચોમાસું.**

આજ વિશાળાપુરીમાં જીનદત્ત નામે એક પરમ શ્રાવક રહેતો હતો. તે સ્વભાવે દયાલુ હતો. વૈભવના ક્ષયથી "જીર્ણ શ્રેષ્ટી" એવા નામથી નગરજનો તેમને બોલાવતા હતા. તે તે સમયમાં કંઇ કારણ પરત્વે ઉદ્યાનમાં ગયો હતો. ત્યાં પ્રતિમાએ કાયોત્સર્ગે રહેલા પ્રભુને તેણે જોયા. "ચરમ તીર્થંકર શ્રી મહાવીર છે" એવો

**જીર્ણશ્રેષ્ટી અને નવીનશ્રેષ્ટીના ત્યાં પારણુ.**

તેથી આપ વજ્રથી પણ અધિક દૃઢ છો. હે પ્રભુ ! હવે ફક્ત થોડા ઉપસર્ગ સહન કર્યા પછી ચાર ઘાતિ કર્મોનો નાશ કરી થોડાજ કાળમાં કેવળ જ્ઞાન ઉપાર્જન કરશો. " એ પ્રમાણે ભક્તિથી સ્તુતિ કરીને ઇંદ્ર પોતાના સ્થાને ગયા ત્યાંથી વિહાર કરી પ્રભુ શ્વેતાંબી નગરીએ ગયા, અને ત્યાં પ્રતિમાધરી કાયોત્સર્ગે રહ્યા ત્યાં હરિસ્સહ નામના વિદ્યુત્કુમારની કાયના બીજા ઇંદ્રે આવીને પ્રભુને વંદના કરી હતી.

**કાર્તિક સ્વામીની રથ યાત્રાના દિવસે ઇંદ્રે કરેલો મહિમા.**

ત્યાંથી પ્રભુવિહાર કરીને શ્રાવસ્તી નગરીએ આવી પ્રતિમા ધરીને રહ્યા. તે નગરીના લોકોએ તે દિવસે કાર્તિકસ્વામીની રથયાત્રાના કારણ-સર આડંબર કર્યો હતો. જ્યાં પ્રભુ પ્રતિમા ધરીને રહ્યા હતા ત્યાં આગળ થઇને કાર્તિકસ્વામીના દેવળે જવાનો માર્ગ હતો. ત્યાં થઇ તે નગરીના લોક કાર્તિકસ્વામીની પૂજા કરવા જતા હતા. પછી કાર્તિકસ્વામીની પ્રતિમાને સ્નાન અર્ચન કરી તૈયાર કરેલા રથમાં બેસાડવાને તૈયાર થયા. એ સમયે પ્રભુના સેવક શક્રઇંદ્રે પ્રભુ હાલ ક્યાં વિચરે છે તે જાણવાની ઇચ્છાથી અવધિ-જ્ઞાનથી જોયું. નગરજનો પ્રભુના સ્વરૂપથી અજાણ છે, અને પ્રભુ જ્યાં ધ્યાનમાં ઉભા રહ્યા છે, ત્યાં થઇને જનાર પ્રજાજન તેમને વંદન કર્યા શીવાય જાય, એ તો અવિવેક છે. તેમ થવું તેમને ઉચિત લાગ્યું નહી. તત્કાળ ત્યાં આવી કાર્તિકસ્વામીની પ્રતિ-મામાં પોતે પ્રવેશ કર્યો. પછી યંત્રમય પૂતળીની જેમ તે પ્રતિમા જ્યાં ભગવંત પ્રતિમાએ રહ્યા હતા, તે તરફ ચાલી. તેથી નગરજનો ચમત્કાર પામી બોલવા લાગ્યા કે, આજે તો કાર્તિકસ્વામી પોતાની મેળે ચાલીને રથમાં બેસશે. તેવામાં તો તે પ્રતિમા પ્રભુની પાસે આવી અને પ્રભુને ત્રણ પ્રદક્ષિણા દેઇને પ્રણામ કર્યો. પછી પ્રભુની ઉપા-સના કરવાને પૃથ્વી ઉપર બેસી નગરજનો વિચારવા લાગ્યા કે, " આ કોઇ આપણા ઇષ્ટ દેવના પણ પૂજ્ય જણાય છે, તેથી આપણે તેમનું ઉલંઘન કર્યું, તે યોગ્ય કર્યું નહિં; એમ અરસપરસ

કહેતા આનંદપૂર્વક પ્રભુનો મહિમા કર્યો. તે પછી ઈંદ્ર સ્વસ્થાને ગયા.

**સૂર્ય ચંદ્રનું વિમાન સાહે વંદન માટે આવવું.**

ત્યાંથી વિહાર કરીને પ્રભુ **કોશાંબી** નગરીએ આવ્યા ને પ્રતિમાધરી કાયોત્સર્ગે રહ્યા. ત્યાં સૂર્યે અને ચંદ્રે વિમાન સાથે આવીને ભક્તિથી પ્રભુને સુખ શાતા પુછીને પાછા સ્વસ્થાને ગયા.

**ધરણેંદ્રે આવીને પૂજા કરી.**

ત્યાંથી વિહાર કરતા કરતા પ્રભુ **વારાણસી** નગરીએ પધાર્યા. ત્યાં શક્રઈંદ્રે આવીને હર્ષથી પ્રભુને વંદના અને સ્તુતિ કરી. ત્યાંથી રાજગ્રહ નગરે આવીને પ્રભુ પ્રતિમાએ રહ્યા ત્યાં ઇશાનેંદ્રે આવી ભક્તિથી સુખશાત પુછવા પૂર્વક વંદના કરી. ત્યાંથી પ્રભુ **મિથિલાપુરીએ** આવ્યા. ત્યાં જનક રાજાએ અને ધરણેંદ્રે આવીને પ્રીય પ્રશ્ન પૂછવા પૂર્વક પૂજા કરી.

**વિશાલી નગરીએ અગ્યારસું ચોમાસું.**

ત્યાંથી વિહાર કરી અનુક્રમે પ્રભુ વિશાલી નગરીએ પધાર્યા. ચાતુર્માસનો કાળ નજીક આવ્યો. તે પ્રદેશમાં સમર નામના ઉદ્યાનમાં બલદેવનું મંદિર હતું તે મંદિરમાં ચાર માસ ક્ષમણ તપનો અભિગ્રહ અંગીકાર કરી પ્રતિમાએ ધ્યાનસ્થ રહયા. પ્રભુનું દીક્ષા લીધા પછી આ અગ્યારમું ચોમાસું છે. ત્યાં ભૂતાનંદ નામે નાગકુમારના ઈંદ્રે આવીને પ્રભુને વંદના કરી, અને કેવળજ્ઞાન નજિકમાં થવાનું જણાવી સ્વસ્થાને ગયા.

**જીર્ણશ્રેષ્ટી અને નવીનશ્રેષ્ટીના ત્યાં પારણું.**

આજ **વિશાળાપુરીમાં જીનદત્ત** નામે એક પરમ શ્રાવક રહેતો હતો. તે સ્વભાવે દયાલુ હતો. વૈભવના ક્ષયથી “ જીર્ણ શ્રેષ્ટી ” એવા નામથી નગરજનો તેમને બોલાવતા હતા. તે તે સમયમાં કંઇ કારણ પરત્વે ઉદ્યાનમાં ગયો હતો. ત્યાં પ્રતિમાએ કાયોત્સર્ગે રહેલા પ્રભુને તેણે જોયા. “ ચરમ તીર્થંકર શ્રી મહાવીર છે” એવો

તેના મનમાં નિશ્ચય થયો. પ્રભુને ઓળખવાથી અને તીર્થંકરના સાક્ષાત્ દર્શન થવાથી તેને અત્યંત હર્ષ થયો. ભકિત ભાવથી પ્રભુને વંદના કરી. પછી પોતાના ચિત્તમાં વિચાર કરવા લાગ્યા કે,—"આ પ્રભુ આજે ઉપવાસ કરી પ્રતિમા ધરીને રહયાં જણાય છે તે જો આવતી કાલે મહારે ઘેર પારણું કરે તો ઘણું સારૂ થાય." આવી આશાધરી ચાતુર્માસ પુરો થતા સુધી દરરોજ આવીને પ્રભુની સેવા કરી. ચાતુર્માસના છેલ્લે દિવસે પ્રભુને પોતાને ઘેર પારણું કરવા વિનંતી કરીને ઘેર ગયો.

**જીર્ણ શેઠની ભાવના.** ચૌમાસી પારણાના દિવસે તે શ્રેષ્ટ મનવાળા શેઠે પોતાના માટે પ્રાસુક અને એષણીય આહાર તૈયાર કરાવ્યો. પ્રભુને પોતાને ઘેર પારણા માટે પધારશે એવી અભિલાષાથી તેનાં અંગમાં હર્ષ વ્યાપી રહયો હતો. જે માર્ગે થઇને પોતાને ઘેર પ્રભુ પધારી શકે તેમ હતું, તે માર્ગ તરફ દૃષ્ટિ રાખીને શેઠ પોતાના આંગણામાં ઉભા રહયા અને મનમાં ચિંતવવા લાગ્યા કે, " આ પ્રાસુક અને નિર્દોષ આહાર હું જાતે પ્રભુને વહોરાવીશ. હુ કેવો ધન્ય કે જેને ઘેર અર્હંત પ્રભુ પોતાની મેળે પધારશે, અને સંસારથી તારનારૂ પારણું કરશે. પ્રભુને આવતા જોઇશ એટલે હું પ્રભુના સન્મૂખ જઇશ અને ત્રણ પ્રદક્ષિણા કરી, તેમના ચરણ કમળમાં વંદના કરીશ.અહો ! આ મારો જન્મ પુર્નજન્મને માટે નહી થાય, કેમકે તીર્થંકરનું દર્શન મોક્ષને આપનાર છે; તો પારણની તો વાતજ શી કરવી ? " આ પ્રમાણે તે શ્રેષ્ટી ભાવનામાં ચઢયા હતા.તેવામાં તો પ્રભુ ત્યાંના નવીન શેઠને ઘેર પધાર્યા. તે નવીન શેઠ મિથ્યા દૃષ્ટિ હતો તેણે પ્રભુને પોતાને ઘેર આવતા જોઇ દાસીને આજ્ઞા કરી કે, " ભદ્રે ! આ ભીક્ષુકને ભીક્ષા આપીને સત્વર વિદાય કરો " દાસી હાથમા કાષ્ટનુ ભાજન લેઇ તેમાં કુલ્માષ અડદના બાકલા ધાન્યને લેઇ આવી. પ્રભુએ હાથ પસાર્યા, એટલે તેમાં તે દાસીએ તે બાકળા વહોરાવ્યા; અને પ્રભુએ પારણું કર્યું. તત્કાળ

આકાશમાં દેવતાઓએ દુંદુભિનો નાદ કર્યો. તીર્થંકરના દાનના મહિમાના માટે પંચ દિવ્ય પ્રગટ કર્યાં. 'અહોદાનં, અહોદાન' એવો ધ્વની કર્યો. વસુધારાની વૃષ્ટિ અને દેવોનો ધ્વની સાભળી નગરજનો ત્યાં ભેગા થયા. અને આ શું છે ? એમ તે નવીન શેઠને પુછવા લાગ્યા; એટલે તેણે કહ્યું કે મેં પોતે પ્રભુને પાયસાન્નવડે પારણું કરાવ્યું, તેનો મહિમા તો જુઓ. તે નગરના રાજાએ આ નવીન શેઠના ત્યાંના પારણાની વાત જાણી. રાજા અને લોકો તે નવીન શેઠની સ્તુતિ કરવા લાગ્યા.

આ તરફ જીર્ણશ્રેષ્ઠી શુભ ધ્યાનમાંને ધ્યાનમાં પોતાના ઘર આગળ ઉભા રહી પ્રભુને પધારવાની રાહ જોતા હતા. એટલામાં 'અહોદાન ! અહોદાન !' એવો દેવતાનો ધ્વની સાંભળ્યો, અને લોકથી નવીન શેઠને ઘેર પ્રભુનું પારણું થયાની હકીકત જાણી. તેમનું શુભધ્યાન ભંગ થયું અને ખિન્ન ચિત્તથી ચિંતવવા લાગ્યો કે, "અહો ! મારા જેવા મંદ ભાગ્યવાળાને ધિક્કાર છે. મારો મનોરથ પુરો થયો નહી. મારે ઘેર પ્રભુનું પારણું થયું નહી, અને નવીન શેઠને ઘેર પારણું થયું. ખરેખર એ નવીન શેઠની પુણ્યાઇ ચઢતી છે, અને મહારી ઉતરતી છે. જો તેમ ન હોત તો પ્રભુ મ્હારે ઘેર પારણું કરવાને પધારત"

પારણું કર્યા પછી પ્રભુ તો અન્યત્ર વિહાર કરી ગયા. તે સમયમા તેજ ગામના ઉદ્યાનમાં તેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ પ્રભુના એક કેવળી શિષ્ય પધાર્યા. રાજા અને નગરજનોને ખબર થઇ તેઓ કેવળી ભગવંતને વંદન કરવા આવ્યા; વંદન કર્યું. કેવળી ભગવંતે દેશના આપી. દેશનાના અંતે રાજાએ કેવલી ભગવંતને પ્રશ્ન કર્યો કે, "હે ભગવંત ! આ મહારી નગરીમાં મોટા પુણ્યના સમુહને ઉત્પન્ન કરનારા કોણ છે ?"

"જીર્ણશ્રેષ્ઠી સર્વથી અધિક પુણ્યવાન છે," કેવલી ભગવંતે ઉત્તરમાં જણાવ્યું રાજાએ બે હાથ જોડી ખુલાશો પુછયો કે, "શા કારણથી ?" તેણે કંઈ પ્રભુને પારણું કરાવ્યું નથી. તે

કરાવનાર તો આ નવીન શેઠ છે, અને તેને ઘેરજ વસુધારાની વૃષ્ટિ થઇ હતી; તો એ અહો પુણ્યના ઉપાર્જન કરનાર કેમ નહી ?

કેવળી ભગવંતે જણાવ્યું કે "ભાવથી તો જીર્ણ શ્રેષ્ઠી એજ અર્હંત પ્રભુને પારણું કરાવ્યાનું ફળ ઉપાર્જન કર્યું છે. તે શેઠે શુભ ભાવથી અલ્પ સંસાર કરી, અચ્યુત નામાં દેવલોકમાં જન્મ ઉપાર્જન કરવાનુ આયુષ્ય બાંધ્યુ છે. જો તેને ઉજવળ અને ચઢતા ભાવ વખતે પ્રભુના પારણાને સૂચવનાર દેવદુંદુભિનો ધ્વનિ સાંભળ્યો ન હોત તો ધ્યાનાન્તરમાં પ્રાપ્ત થઇ તે ઉજ્વળ કેવળ જ્ઞાન ને પ્રાપ્ત કરત. આ નવીન શ્રેષ્ઠી શુદ્ધ ભાવથી રહિત છે, તેણે જાતે પ્રભુને દાન દીધું નં હતું. લોક વ્યવહારથી એક ભિક્ષુક જાણી ભિક્ષા આપવા માટે તેણે દાસીપાસે દાન અપાવ્યું હતું. તીર્થંકર દાન ના મહિમાના માટેજ દેવો એ વસુધારાદિ પંચદિવ્યની વૃષ્ટી કરી હતી. એ નવીન શ્રેષ્ઠીને તો અર્હંતના પારણાનું માત્ર વસુધારા રૂપ આ લોકનુંજ ફળ મલ્યું છે." ભક્તિ પૂર્વક અને ભક્તિ રહીત અર્હંત પ્રભુને દાન દેવાના ફળને સાંભળીને રાજા અને નગરજનો, જીર્ણ શ્રેષ્ઠીના ધાર્મિક જીવનની અનુમોદના કરતા સર્વ પોતપોતાના સ્થાને ગયા.

**ચમરેંદ્રનો પ્રભુનું શરણુ લેવાથી થયેલો બચાવ.**

પ્રભુ પણ વિહાર કરતા કરતા **સુસુમારપુરી** ગામે આવ્યા. ત્યાં અશોક ખંડ નામના ઉદ્યાનમાં અશોક વૃક્ષની નીચે એક શિલા ઉપર રહી, અષ્ટમ તપના સંકલ્પથી એક રાત્રીની પ્રતિમા ધારણ કરી રહયા.

તે સમયમાં **ચમરચંચા** નગરીમાં એક સાગરોપમના આયુષ્યવાળો ચમરેંદ્ર નામનો ભુવનપતિ દેવોનો ઇંદ્ર ઉત્પન્ન થયો હતો. પોતાના ઉપર સૌધર્મેંદ્રના સૌધર્મવસંતક નામના વિમાનમાં સુધર્મ નામની સભામાં સૌધર્મેંદ્રને બેઠેલા જોઇ તેને ઇર્ષ્યા આવી. તેની શક્તિ અને પરાક્રમથી અજ્ઞાન તેનો નાશ કરવાને તૈયાર થયો. તેને સમાજિક દેવોએ અટકાવ્યો, પણ તે ગર્વાંધ ચમરેંદ્રના

માન્યામાં તે વાત આવી નહી. તે સૌધર્મેંદ્રનો નાશ કરવાને માટે નિકળ્યો. તેને કંઇ વિવેક આવ્યો. તે વિચાર કરવા લાગ્યો કે,–" મારા સામાનિક દેવતાઓ તે શક્રેંદ્રને જેવો શક્તિવાન્ ગણે છે તેવો કદી તે હોય તો હોય, કેમકે આ દેવતાઓ લેશ માત્ર પણ મહારૂં અહિત ઈચ્છતા નથી. વળી કાર્યની ગતિ વિષમ હોય છે, તેથી દૈવયોગે કદી મહારો પરાજય થાય તો પછી આનાથી અધિક પરાક્રમવાળા કોને શરણે મહારે જવું ?" આ પ્રમાણે વિચારીને તેણે અવધિજ્ઞાનથી જોયુ, તો સુસુમારપુરમાં શ્રી વીર પ્રભુને પ્રતિમા ધરીને રહેલા જોયા; એટલે તે વીર પ્રભુનું શરણ લેવાનો નિશ્ચય કરી ઉભો થઇને કટીબદ્ધ થઇ હાથમાં મુદ્ગર લેઇ પોતાના સ્થાનથી નિકળી ક્ષણવારમાં શ્રી વીર પ્રભુ પાસે આવ્યો. પરિઘુધને દૂર મુકી, ત્રણ પ્રદક્ષિણા કરી નમીને પ્રભુને વિનતિ કરી કે,–" હે ભગવન્ ! હું આપના પ્રભાવથી અતિ દુર્જય શક્રઇંદ્રને જીતી લેઇશ. તે ઇંદ્ર મારા મસ્તકપર રહેલ હોવાથી મહારા ચિત્તમાં બહુ બાધા કરે છે."

આ પ્રમાણે પ્રભુનું શરણ લઇ તે વૈક્રીય લબ્ધિના લીધે ભયંકર સ્વરૂપ ધારણ કરી, અતિ ગર્વાંધ થઇ સૌધર્મપતિ તરફ ઉત્પાત કરતો ગયો. ઉગ્ર ગર્જનાથી આખા બ્રહ્માંડને ગજાવતો, બીજો યમરાજ હોય તેમ વ્યંતરોને બીવરાવતો, અને સિંહ જેમ હરણોને ત્રાસ પમાડે તેમ જ્યોતિષ્ક દેવોને ત્રાસ પમાડતો, તે ક્ષણવારમાં સૂર્ય ચંદ્રના મંડળનું ઉલ્લંઘન કરી, શક્રેંદ્રના મંડળમાં દાખલ થયો.

ભયંકર સ્વરૂપથી અકસ્માત અને વેગથી આવતા તેને જોતાંજ દેવલોકના સામાન્ય અને આભિયોગિક દેવો ત્રાસ પામી ગયા, અને અલ્પસત્વવાળા પ્રાણીઓની માફક નાશી જવા અને સંતાવા લાગ્યા.

ચમરેંદ્રે પોતાનો એક પગ પદ્મવેદીકાની ઉપર, અને બીજો પગ સુધર્માસભામાં મુકયો. પછી પરિઘ આયુધવડે ઇંદ્ર કીલ ઉપર

ત્રણવાર તાડન કરી, ઉત્કટ ભ્રકુટી ચડાવી ને તે અતિ દુર્મદ ચમરેંદ્ર શક્રેંદ્રને આ પ્રમાણે બોલ્યો,—

“ હે ઈંદ્ર ! તું આવા ખુશામતીયા દેવતાઓના વૃંદથી કે તેમના પરાક્રમથી અદ્યાપી મારી ઉપર રહે છે, પણ હવે હું તને માળાથી નીચો પાડી દઉં છું. અરે ! ચમરચંચા નગરીના સ્વામી અને વિશ્વને પણ અસહ્ય પરાક્રમવાળા મને ચમરાસુરને શું તું નથી જાણતો ? ”

શીકારીની હાકને કેશરીસિંહ સાંભળે, તેમ જેમણે આવું કઠોર વચન પૂર્વે કદી પણ સાંભળ્યું નહોતું તે સાંભળીને શક્રેંદ્ર વિસ્મય પામ્યો, અને તેમને હસવું આવ્યું. પછી અવધિજ્ઞાનનો ઉપયોગ મુકયો, તો તેમને આ બધું તોફાન ચમરેંદ્રનું જણાયું શક્રેંદ્રે ભ્રકુટી ચઢાવી ચમરેંદ્રને કહ્યું કે, “ અરે મિથ્યાભિમાની ચમરેંદ્ર ! તને તારા બળનો ગર્વ થયો છે, જેના લીધે તું પોતાના સ્વરૂપ અને મર્યાદાને ભુલી ગયો છું, જેઓ પોતાની શક્તિનો વિચાર કર્યા વગર, ગર્વાંધ થઇ શક્તિ ઉપરાંતનું સાહસ કરે છે, તેઓ પોતાના નાશનું કારણ થાય છે. એ નીતિને તું ભુલી ગયો છું જો તું પોતાનો બચાવ કરવાની ઇચ્છા રાખતો હોય તો તું અહીંથી નાશી જા. ”

મદાંધ બનેલા ચમરેંદ્રને આથી કંઇજ અસર થઇ નહી, અને તેણે પોતાનો ઉત્પાત જારી રાખ્યો; તેથી શક્રેંદ્રે પ્રલયકાળના અગ્નિ સરખું, અને એકઠા મળેલા વડવાનળ હોય તેવા પ્રજ્વલિત વજ્રને તેના ઉપર મુકયું. તડ તડ શબ્દ કરતું, અને દેવતાઓએ ત્રાસ પામતા જોયેલું તે વજ્ર ચમરેંદ્ર તરફ દોડયું. સૂર્યના તેજને ઘુવડ જોવાને અસમર્થ છે, તેની પેઠે તેના તેજને ચમરેંદ્ર જોઇ શકયો નહી, અને તેનાથી ભય અને ત્રાસ પામી તત્કાળ વિકુર્વેલુ રૂપ સંહરી, ચિત્રાથી જેમ મૃગ ભાગે તેમ પોતાનો બચાવ કરવાને ભગવંતના શરણે આવવા ત્યાંથી ભાગ્યો. તેની પાછળ વજ્ર આવવા લાગ્યું. ચમરેંદ્રનો નિવાસ તેમજ પ્રભુનું વિહાર સ્થાન અધોભૂમિએ

હોવાથી આગળ ચમરેંદ્ર ચાલતા, તેની પાછળ વજ્ર, અને તેની પાછળ શક્રેંદ્ર પૂર્ણ વેગથી ચાલતાં ક્ષણવારમાં ચમરેંદ્રની નજિક આવી પુગ્યાં. વજ્ર ચમરેંદ્રની નજિક આવતું જોઇને, તેનાથી બચવા પ્રતિમા ધરીને રહેલા પ્રભુની પાસે તે પહોંચી ગયો, અને "શરણ શરણ," એમ બોલતો અત્યંત લઘુ શરીર કરીને પ્રભુના બે ચરણની વચ્ચે કુંથવાની જેમ ભરાઇ ગયો. તે વખતે વજ્ર પ્રભુના ચરણ કમળથી ચાર આંગલ છેટું રહ્યું હતું; એટલામાં શક્રેંદ્રે આવી તે વજ્ર પકડી લીધું. પછી પ્રભુને પ્રદક્ષિણા પૂર્વક વંદના કરી ઇંદ્ર અંજલિ જોડીને ભક્તિથી ભરપૂર વાણીવડે સ્તુતિ કરવા લાગ્યા. "હે નાથ ! આ ચમરેંદ્ર ઉદ્ધત થઇને મને ઉપદ્રવ કરવા માટે, આપના શરણના પ્રભાવથી દેવલોક સુધી આવ્યો હતો, તે મ્હારા જાણવામાં આવ્યું ન હતું, તેથી અજ્ઞાન વડે વજ્ર, મેં તેમના ઉપર મુક્યું હતું. તે આપના શરણે આવી ગયો છે, તો હે પ્રભુ મ્હારો અપરાધ ક્ષમા કરશો" તે પછી શક્રેંદ્રે ચમરેંદ્રને કહ્યું કે "હે ચમર ! તમે વિશ્વને અભય આપનાર પ્રભુના શરણે આવ્યા છો, તે બહુ સારૂં કર્યું. હું પ્રભુનો સેવક છું, ને તમે પણ પ્રભુના શરણે આવ્યા તેથી તેમના સેવક છો, માટે આપણે સમાન ધર્મિ બંધુ બન્યા. હું તમારા પ્રત્યેનું વૈર તજી દઈ, તમને છોડી દેઉં છું. તો તમો ખુશીથી પોતાના સ્થાને જાવ." એ પ્રમાણે ચમરેંદ્રને આશ્વાસન આપી, ફરીવાર પ્રભુને વંદન કરી શક્રેંદ્ર પોતાને સ્થાને ગયા.

ચમરેંદ્રે પ્રભુના ચરણમાંથી બહાર નીકળી પ્રભુને નમીને અંજલી જોડીને સ્તુતિ કરીકે, "હે પ્રભુ ! આપ સર્વ જીવોના જીવનઔષધ રૂપ છો. આપ મને જીવિતના દાતાર છો. આપના ચરણના શરણે આવતાં અનેક દુઃખના સ્થાનરૂપ આ સંસારથી મુક્ત થવાય છે, તો વજ્રથી મુક્ત થવું તે તો કોણ માત્ર છે ? મેં અજ્ઞાનતાથી પૂર્વ ભવમાં બાળ તપ કર્યું હતુ, તેથી તેનું આ અજ્ઞાન સહિત અસુરેંદ્રપણા રૂપ ફળ મને પ્રાપ્ત થયું છે. મેં અજ્ઞાનથી આ સર્વ પ્રયત્ન મારા આત્માને અનર્થકારીજ કર્યો હતો, પણ

છેવટે આપ પ્રભુના શરણુથી મારો બચાવ થયો છે. જો પૂર્વ ભવે આપનું શરણુ લીધુ હોત તો હું અચ્યુતેંદ્રપણું કે અહમિંદ્રપણું પ્રાપ્ત કરત. પણ હે નાથ ! મારે ઈંદ્રપણાની હવે શી જરૂર છે? કેમકે હમણાં તો ત્રણ જગતના પતિ એવા આપ મને નાથ પણે પ્રાપ્ત થયા છો. તેથી મને બધું પ્રાપ્ત થયું છે.”

આ પ્રમાણે શ્રદ્ધાપૂર્વક પ્રભુની સ્તવના કરી, તે પોતાની ચમરચંચા નગરીએ ગયો. ત્યા પોતાની સભામાં સામાનિક દેવોએ પોતાને અટકાવેલો, છતાં પોતે ગયો અને અપમાન અને કષ્ટ પ્રાપ્ત થયુ, અને પ્રભુના શરણુના મહિમાથી પોતાનો બચાવ થયો એ વૃત્તાંત લજ્જા મુક્ત પણે જણાવીને કહ્યુ કે, “આપણે બધા પ્રભુને વંદન કરવા સાથે જઈએ,” એ પ્રમાણે કહી તે ચમરેદ્ર ફરી પોતાના સર્વ પરિવાર સાથે પ્રભુની પાસે આવ્યો અને પ્રભુને નમી સંગીત કરીને પાછો પોતાની નગરીએ ગયો.

ચમત્કારિક અભિગ્રહ

પ્રાતઃકાળે પ્રતિમા પારીને અનુક્રમે વિહાર કરતા, ભોગપુર, નંદી, મેઢક વિગેરે ગામે થઇને કૌશાંબી નગરીએ પ્રભુ પધાર્યા. આ નગરીનો રાજા શતાનીક નામે હતો. તેમને મૃગાવતી નામે રાણી હતી, જે ચેટક રાજાની પુત્રી થતી હતી. તે સદા તીર્થંકરના ચરણની પૂજામાં એકનિષ્ટા વાળી પરમ શ્રાવિકા હતી. શતાનીક રાજાને સુગુપ્ત નામે મંત્રી હતો, જેને નંદા નામે સ્ત્રી હતી. તે પણ પરમ શ્રાવિકા અને મૃગાવતીની સખી હતી તેજ નગરમાં ધનાવહ નામે એક ધાર્મિક વૃત્તિવાળો શેઠ રહેતો હતો તે ઘણો ધનાઢ્ય હતો. તેને મૂલાનામે પત્ની હતી. અહીં વીર પ્રભુ પધાર્યા તે વખતે પોષમાસની કૃષ્ણ પ્રતિપદા હતી. હજુ પોતાને કર્મ ખપાવવાના ઘણા છે એમ જાણી પ્રભુએ તે દિવસે આ પ્રમાણેનો બહુજ અશક્ય અભિગ્રહ ધારણ કર્યો કે—

૧ “દ્રવ્યથી સુપડાના ખુણામાં રહેલા બાકુલા; ક્ષેત્રથી એક પગ દેહલીની અંદર હોય તથા એક પગ બહાર હોય એવી સ્ત્રી;

કાળથી બે પહોર પછી સઘળા ભિક્ષાચરો નિવૃત્ત થએલા હોય; ભાવથી રાજાની પુત્રી કે જે દાસપણાને પ્રાપ્ત થએલી હોય; તથા જેણીનું મસ્તક મુંડિત થએલું હોય, પગમાં બેડી હોય, તથા રૂદન કરતી હોય, તથા અઠમનું પારણું જેણીને હોય, એવી કોઇ બાળિકા જો ભિક્ષા આપશે, તો હું ગ્રહણ કરીશ ", આવો અભિગ્રહ મનમાં ધારણ કર્યો.

તે પછી પ્રભુ પ્રતિદિન ભિક્ષા સમયે ગોચરી માટે ફરવા લાગ્યા. પરંતુ ઉપર પ્રમાણે અભિગ્રહ હોવાને લીધે કોઇ ભિક્ષા આપે તે પ્રભુ લેતા નહી.

નગરજનો પ્રતિદિન શોચ કરતા, અને પ્રભુ ભિક્ષા લીધા શીવાય પરત જતા તેથી પોતાની નિંદા કરતા. એક વખત ભિક્ષા માટે ફરતા ફરતા પ્રભુ સુગુપ્તમંત્રીને ઘેર ગયા. મંત્રીપત્નિ નંદાએ પ્રભુને વેગળેથી આવતા જોઇ ઓળખ્યા. પ્રભુ પોતાને ઘેર ભિક્ષા માટે પધાર્યા; તેથી પોતાને મહાન્ ભાગ્યશાળી માનવા લાગી; અને સામી આવી પ્રભુને વંદન કર્યું. તે બુદ્ધિમાન વિવેકી શ્રાવિકાએ મુનિને કલ્પે તેવા ભોજ્ય પદાર્થો પ્રભુ પાસે ધર્યા. પરંતુ પ્રભુ અભિગ્રહને વશ થઇ તેમાંથી કાંઇ પણ લીધા વગર ચાલ્યા ગયા. તેથી નંદા ઘણો શોક કરવા લાગી. તેને ખેદ કરતી જોઇ તેની દાસીએ કહ્યું કે, " હે ભદ્રે ! આ દેવાર્ય પ્રતિદિન આવી રીતે ભિક્ષા લીધા વગરજ ચાલ્યા જાય છે. કાંઇ આજજ આમ બન્યું નથી. " એ વાત સાંભળી નંદાએ વિચાર્યું કે, પ્રભુએ કોઇ અપૂર્વ અભિગ્રહ ધારણ કરેલો જણાય છે, કે જેથી પ્રાસુક અન્ન પણ લેતા નથી. હવે પ્રભુનો અભિગ્રહ કોઇપણ રીતે જાણી લેવો જોઇએ, એમ વિચારી તે હકીકત પોતાના પતિને જણાવી; અને કહ્યું કે 'હે મહામંત્રી ! તમે પ્રભુના અભિગ્રહ શું છે ? તે ગમે તે રીતે જાણીલ્યો.'

મંત્રીએ કહ્યું, " હે પ્રિયા ! તે પ્રભુનો અભિગ્રહ જેવી રીતે જણાશે તેમ હું પ્રયત્ન કરીશ. "

આ વખતે રાણી મૃગાવતીની વિજયા નામની દાસી ત્યાં આવેલી હતી. તેણે આ દંપતીની વાત સાંભળી તે પોતાની સ્વામિનીને કહી. રાણીને તેથી ઘણો ખેદ થયો; અને પોતાની નગરીમાં ચાર ચાર માસથી પ્રભુ ભિક્ષા લીધાવિના પાછા જાય છે, તેથી તેમનો અભિગ્રહ શું હશે તે જાણવા માટે તેને ચિંતાની સાથે જીજ્ઞાસા ઉત્પન્ન થઇ. રાણીને શોકાતુર અવસ્થામાં જોઇ શતાનીક રાજાયે સંભ્રમ પામી તેના ખેદનું કારણ પુછયું.

મૃગાવતીએ જરા ભ્રકુટી ઉંચી કરી, અંતરના ખેદ અને ક્ષોભના ઉદ્‌ગારથી વ્યાપ્ત એવી વાણીએ ઉત્તર આપતાં જણાવ્યું કે, "રાજાઓ તો આ ચરાચર જગતને પોતાના બાતમી દારોથી જાણી શકે છે, અને આપ તો આપના એક શહેરને પણ જાણી શકતા નથી; તો તેમની પાસે શી વાત કરવી? રાજયના સુખમાં પ્રમાદી થએલા હે નાથ! ત્રણે લોકને પૂજિત ચરમ તીર્થંકર શ્રી વીર ભગવંત આ શહેરમાં વસે છે. તેઓ કાંઇ અભિગ્રહને લીધે ઘેર ઘેર ફરે છે, પણ ભિક્ષા લીધા વગર પાછા ચાલ્યા જાય છે. એ આપ જાણો છો? આપને અને આપના અમાત્યને ધિક્કાર છે, કે જ્યાં શ્રી વીર પ્રભુ અજ્ઞાત અભિગ્રહે આટલા બધા દિવસો સુધી ભિક્ષા વગર રહયા છે."

રાજાએ કહ્યું, "હે શુભાશયે! હે ધર્મ ચતુરે! તમને શાબાશ છે. મારા જેવા પ્રમાદીને તમે બહું સારી શિખામણ યોગ્ય સ્થાને આપી છે. હવે પ્રભુનો અભિગ્રહ જાણી લેઇને હું પ્રાત:કાળે તેમને પારણું કરાવીશ." પછી રાજાએ તુર્ત મંત્રિને બોલાવ્યા, અને કહ્યું કે, "હે મંત્રી! આ નગરીમાં શ્રી વીર પ્રભુ ચારમાસ થયાં ભિક્ષા વગર રહયા છે, તેથી આપણને ધિક્કાર છે. માટે તમારે ગમે તેમ કરી તેમનો અભિગ્રહ જાણી લેવો; કે જેથી હું તે અભિગ્રહ પૂરીને મારા આત્માને પવિત્ર બનાવું."

મંત્રીએ જણાવ્યું "હે મહારાજ! તેમનો અભિગ્રહ જાણી શકાય તેમ નથી, હું પણ તેથીજ ખેદ પામું છું."

તે પછી રાજાએ ધર્મશાસ્ત્રમાં વિચક્ષણ એવા તથ્યંકદી નામના ઉપાધ્યાયને બોલાવી કહ્યું કે, "હે મહામતિ! તમારા શાસ્ત્રમાં સર્વ ધર્મોના આચારો કહેલ છે, તો તેમાંથી શ્રી જિનેશ્વરના અભિગ્રહની વાત કહો."

ઉપાધ્યાએ જણાવ્યું કે, "હે રાજન્! મહર્ષિઓને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવ એ ચાર ભેદથી ઘણા અભિગ્રહો કહેલા છે. ભગવંતે જે અભિગ્રહ લીધો છે, તે વિશિષ્ટજ્ઞાન વગર જાણી શકાય નહી." પછી રાજાએ નગરીમાં ઘોષણા કરાવી કે, "અભિગ્રહને ધારણ કરનારા શ્રી વીર પ્રભુ ભિક્ષા લેવા આવે ત્યારે લોકોએ અનેક રીતે ભિક્ષા આપવી." રાજાની આવી આજ્ઞાથી અને શ્રદ્ધાથી લોકોએ તેમ કર્યું. તથા અભિગ્રહ પૂર્ણ ન થવાથી પ્રભુએ કોઇ પણ સ્થાનકેથી ભિક્ષા ગ્રહણ કરી નહી.

ભિક્ષા રહીત રહેતાં છતાં પણ વિશુદ્ધ ધ્યાનમાં લીન થયેલા, અને કર્મ શત્રુઓનો નાશ કરવાને કટીબદ્ધ થએલા પ્રભુ અમ્લાન મુખે સમભાવમાં રહેતા હતા. એ પ્રમાણે અશક્ય અભિગ્રહ હોવાને લીધે તમામ જાતના પરિસહને સહન કરતા પ્રભુએ ચાર પહોરની જેમ ચાર માસ નિર્ગમન કર્યા.

**ચંદનબાળાનો વૃત્તાંત.**

આ અરસામાં ચંપાનગરીમાં દધિવાહન નામે રાજા રાજ્ય કરતો હતો. તેમને ધારણી નામની રાણી અને વસુમતી નામની પુત્રી હતી. શતાનીક રાજાએ રાજકીય કારણને અંગે દધિ વાહન રાજા સાથે વિગ્રહ ઉભો કરી, પોતાનું સૈન્ય મોકલી એક રાત્રિમાં ચંપા નગરીને ઘેરી લીધી. ચંપાપતિ ( રાજા ) તેનાથી ભય પામી નાશી ગયો. રાજાની આજ્ઞાથી સૈનીકોએ ચંપાનગરીને સ્વેચ્છા મુજબ લુંટવા માંડી. સૈન્યમાંથી એક ઉંટવાલો સુભટ ધારણી રાણી અને વસુમતિને પકડીને તેમને ઉંટ ઉપર બેસાડી હરણ કરી ગયો.

શંતાનિક રાજા વિગ્રહમાં જય પામવાથી કૃતાર્થ થતા હર્ષપૂર્વક કૌસાંબી નગરીએ પાછા આવ્યા.

ધારણી દેવીના રૂપથી મોહ પામેલા સુભટે તેને પોતાની સ્ત્રી બનાવવાની અને કન્યાને કૌશાંબીમાં વેચી દેવાની ઇચ્છા જણાવી. અજ્ઞાન અને કામાંધ પુરૂષોને ધિક્કાર છે.

સતી ધારણી દેવીએ સુભટના આવા પ્રકારના વિચારો સાંભળી મનમાં વિચાર કર્યો કે, " હું ચંદ્રથી પણ નિર્મળ એવા વંશમાં જન્મેલી છું. વળી મહાન્ વંશમાં ઉત્પન્ન થએલા દધિવાહન રાજાની પત્નિ છું, અને શ્રી જિનેશ્વરના ધર્મની ઉપાસક છું. તે ધર્મ મને પરિણમેલો છે. તો આવા પાપાશય વાળા અક્ષરો સાંભળવા છતાં હું પાપનું ભાજન થઇને હજુ કેમ જીવું છું ? આવા શબ્દ, સાંભળ્યાં છતાં હું જીવિતને ધારણ કરૂં છું તેથી મને ધિક્કાર છે. અરે સ્વભાવે ચપળ એવા જીવ ! હજુ આ દેહમાં બેસી કેમ રહ્યો છું ? જો તું તારી મેળે નહી નીકળે તો શીકારી જેમ પક્ષીને માળામાંથી બહાર કાઢે તેમ હું તને બલાત્કારે કાઢીશ. " શિયળ રક્ષણના ઉગ્રાવેશમાં ઉત્પન્ન થએલા વિચારોમાં લીન થએલી રાણીનું હ્રદય બંધ પડી ગયું, અને તેનો આત્મા સદ્ગતિમાં ચાલ્યો ગયો. ધન્ય છે આવી સતી સ્ત્રીઓને કે જેઓ પવિત્ર શિયલ રક્ષણના માટે પોતાના પ્રાણની પણ દરકાર કરતી નથી. રાણીને મરણ પામેલી જોઇ સુભટને ખેદ થયો. કે, " આવી સતી સ્ત્રીને માટે મેં પાપમય અપવિત્ર વિચારો કરી, જે શબ્દ હું બોલ્યો તેથી મને ધિક્કાર છે. મેં ઘણું ખરાબ કામ કર્યું મારી દુષ્ટ વાણી માત્રથી આ સતી સ્ત્રીએ પ્રાણ ત્યાગ કર્યો, તેમ કદી આ કન્યા મૃત્યુ પામશે. માટે મ્હારે તેને ખેદ ઉપજાવવો નહી. " આવા વિચારથી તે રાજકન્યાને મીઠા વચનથી બોલાવતો કૌશાંબી નગરીમાં લાવ્યો, અને તેને રાજમાર્ગમાં વેચવાને ઉભી કરી.

દૈવયોગે ધનાવહ શેઠ તે રસ્તેથી જતા હતા. તેમને વસુમતીને જોઇને વિચાર થયો કે, " આ બાળાની મુખાકૃતિ જોતાં કોઇ સામાન્ય મનુષ્યની પુત્રી જણાતી નથી, પણ યુથમાંથી ભ્રષ્ટ થએલી મૃગલી જેમ પારધિના હાથમાં આવે, તેમ માતાપિતાથી વિખુટી પડેલી આ કન્યા આવા નિર્દય માણસના હાથમાં આવેલી જણાય છે. તેણે અહિં કરીયાણાની જેમ બજારમાં મૂલ્ય લેઇને વેચવા મુકી છે, તેથી તે બીચારી જરૂર કોઇ હીન માણસના હાથમાં સપડાઇ જશે માટે આ કૃપાપાત્ર કન્યાને હુંજ ખરીદ કરૂં. પોતાની પુત્રીની જેમ તેની ઉપેક્ષા કરવાને હું અશકત છું. કોઇપણ પ્રકારની અડચણ વિના મારે ઘેર રહેતાં દૈવયોગે તેના સ્વજન વર્ગનો સંયોગ પણ થઇ જશે. " આ પ્રમાણે વિચાર કરી તે સુભટની ઇચ્છા પ્રમાણે તેને મૂલ્ય આપી, અનુકંપાથી તે બાળાને તે શેઠ પોતાને ઘેર લઇ ગયા.

**વસુમતીનું વેચાણ.**

શેઠે સ્વચ્છ અને નિર્મળ બુદ્ધિથી તે બાળાને પુછયું કે, "હે વત્સ ! તમે કોની કન્યા છો. ? તમારા માતપિતાનું શું નામ છે ? તે કહો. તમે ભય પામશો નહી. હું તમોને મહારી પુત્રી તુલ્ય ગણીશ, તમે મહારે ત્યાં નિર્ભય રીતે રહો."

પોતાના કુળની અતિ મહત્તા હોવાથી તે બાળા એ કંઇ ઉત્તર આપ્યો નહી, અને નીચું મુખ કરી મ્લાન મુખથી ઉભી રહી.

શેઠે મૂલા શેઠાણીને બોલાવી અને તે બાળાને તેને સુપ્રત કરી કહ્યુ કે, "હે પ્રિયા ! આ કન્યાનું આપણી પુત્રી સમાન પાલન કરજે. આપત્તીમાં આવી પડેલી અને મા બાપથી વિખુટી પડેલી આવી બાળાઓનું રક્ષણ કરવું એ આપણો આચાર છે. દુઃખી જનોને દુઃખમાં મદદ કરવી એજ ગૃહસ્થધર્મનું ભૂષણ છે. માટે આ બાળાનું અતિ યત્નથી પુષ્પની જેમ સારી રીતે લાલન પાલન કરજે."

ચંદના નામ પાડ્યું.

શ્રેષ્ઠિના આવા માયાળુ અને વાત્સલ્યતાથી ભરપુર આશ્વાસન ભરેલા વચનોથી તે બાળાને કંઇક શાન્તિ થઇ, અને તે ત્યાં પોતાના ઘરની જેમ રહી, અને બાલચંદ્રની રેખાની જેમ સર્વના નેત્રને આનંદ આપવા લાગી. તેણીના ચંદન જેવા શીતલ, વિનય વચન અને શિલથી રંજિત થએલા શ્રેષ્ઠિએ પરિવાર સાથે મળીને તેનું ચંદના નામ પાડ્યું.

મૂલાને થએલી ઇર્ષ્યા અને ચંદનાને કેદ કરવી

સ્વભાવથીજ રૂપવતી છતાં યૌવાન પામવાથી વિશેષ રૂપવતી થયેલી ચંદનાને જોઇને શેઠાણી મૂલાના મનમાં ઇર્ષા ઉત્પન્ન થઇ સ્ત્રીપણાને છાજતા તુચ્છ હૃદયને લીધે તેને વિચારો થવા લાગ્યા કે, ' શ્રેષ્ઠિએ આ કન્યાને પુત્રીવત્ રાખી છે, પણ હવે તેના રૂપથી મોહિત થઇને કદિ શેઠ તેની સાથે પરણે, તો હું જીવતી મુવા જેવી થાઉં. આવા વિચારોથી તે ઉદાસ રહેવા લાગી. '

ભવિષ્યના પેટામાં શું રહેલું છે, તે આપણે જાણી શકતા નથી. નિર્મળ વિચાર અને સારી ભાવનાથી કરેલું કાર્ય પણ કેટલીક વખત દુઃખ આપનાર નીવડે છે, પણ અંતે તેનું પરિણામ સુંદર આવે છે. ચંદના શેઠ શેઠાણીને પોતાના પિતા માતા તુલ્ય ગણી પોતાના શિયળનું ભાવ પૂર્વક પાલન કરે છે સર્વની સાથે વિનય અને વિવેકથી વર્તે છે, તેથી કુટુંબના માણસોમાં ફક્ત મૂલા સિવાય તમામનો ચાહ મેળવી શકી છે. જગતમાં વિનય અને વિવેક એ બે ગુણો બધા ગુણોમાં સર્વોપરી છે. એ બેજ ગુણોને લીધે પ્રાણી સર્વની ચાહના મેળવવાને ભાગ્યશાળી બને છે. આત્મિક ઉન્નતિના બીજભૂત વિનયગુણ છે. ફક્ત વિનયગુણનું સેવન પરિણામે સંપૂર્ણ આત્મિકલક્ષ્મી અપાવનાર નિવડે છે. એજ વિનયગુણના સેવનથી ચંદના પણ કેવળજ્ઞાનરૂપ લક્ષ્મી પોતાની ગુરૂણી કરતાં પ્રથમ મેળવવાને નશીબવાન નિવડયાં હતાં.

ઉન્હાળાની ઋતુ જાય છે. સૂર્યની સખ્ત ગરમીથી લોક આકુલવ્યાકુળ થાય છે. એવા સમયમાં પુણ્યશાળી ધનાવહ શેઠ તાપથી પીડિત થઇને દુકાનેથી ઘેર આવ્યા. તે વખતે દૈવયોગે કોઇ સેવક શેઠના પગ ધોવાને હાજર ન હતો.તેથી વિનીત ચંદના પગ ધોવાને ઉભી થઇ. શેઠે તેને તે કાર્ય કરતાં વારી, તો પણ પિતૃભક્તિથી શેઠના પગ ધોવા પ્રવર્તી. તે વખતે તેણીના કેશ અંગની શિથિલતાથી છુટી જવાથી નીચેની પંકવાળી ભૂમિ ઉપર પડયા. એટલે–' આ પુત્રીનો કેશપાશ ભૂમિના કાદવથી મલિન ન થાઓ ' એવું ધારી સહજ સ્વભાવથી શેઠે લાકડી થકી તે ઉંચો કરીને બાંધ્યો.

આ વખતે મૂલા શેઠાણી બારીમાં હતી. આ બનાવ જોઇ તેણીની ઇર્ષા વધી. તે વિચારવા લાગી કે, " મેં પ્રથમ જે તર્ક કર્યો હતો તે બરાબર છે. આ યુવાન નવોઢા સ્ત્રીના કેશ શેઠે હાથ થકી બાંધ્યા. તે તેમના મનમાં રહેલા પતિપણાના ભાવનું પ્રથમ ચિન્હ છે; કારણ કે પિતાનું કામ એવી રીતે કરવાનું હોતું નથી. માટે આ બાળાનો વ્યાધિની જેમ મૂલમાંથીજ ઉચ્છેદ કરવો." આવો નિશ્ચય કરી તે દુરાશય યોગ્ય વખતની રાહ જોવા લાગી.

શેઠ થોડા વખત વિશ્રામ લેઇ ફરીથી બહાર ગયા; એટલે મૂલા શેઠાણીએ નાપિતને બોલાવીને નિર્દોષ ચંદનાનું માથું મુંડાવી નંખાવ્યું. ક્રોધાવેશમાં આવી જઇ તેને ઘણું તાડન કર્યું; અને તેના પગમાં બેડી નાખી ઘરના એક દૂરના ભાગમાં આવેલા ઓરડામાં તેને પૂરી કમાડ બંધ કરીને, પછી પોતાના પરિવાર સેવક વિગેરેને કહ્યું કે, ' જો શેઠ આ વિષયમાં કાંઇ પુછે તો કોઇએ કાંઇ પણ કહેવું નહીં; તે છતાં જો કોઇ કહેશે, તો તે મ્હારા કોપનું ભાજન થશે. ' આ પ્રમાણે ચોકશ બંદોબસ્ત કરી શેઠાણી પોતાના રહેવાના સ્થાનમાં આવી.

સાયંકાલે શેઠ ઘેર આવ્યા. ચંદના તેમનાં જોવામાં આવી નહી. તેમણે સેવક વર્ગને પુછયું પણ શેઠાણીના ભયથી કોઇએ

કંઇ જવાબ આપ્યો નહી. સરળ બુદ્ધિવાળા શેઠને તેથી કાંઇ શંકા આવી નહી. તે પોતાના સ્થાનમાં સુઇ ગઇ હશે એમ ધાર્યું. બીજે દિવસે પણ તેની કાંઇ ભાળ મળી નહી. તેમજ ત્રીજે દિવસે પણ કોઇએ કાંઇ જવાબ કે બાતમી આપી નહી, કે તેને જોઇ નહી, તેથી શંકા અને કોપથી આકુળવ્યાકુળ થએલા શેઠે પરિજનને કહ્યું કે, "તમે બધા જાણતા છતાં ચંદના સંબંધે કંઇ માહિતી નહી આપો તો હું તમો સર્વને શિક્ષા કરીશ; તમે અત્યાર સુધી મ્હારૂં લુણ ખાધું છતાં, મને તમે સત્ય હકીકત જણાવતા નથી એ બરોબર નથી. ત્રણ દિવસથી હું તપાસ કરૂં છું, છતાં ચંદના ક્યાં છે ? તેની મને કંઇ ખબર મળે નહી એ તો ખરેખર ઘરની અવ્યવસ્થાની પુરેપુરી નિશાની કહેવાય. માટે તમો જે કોઇ જાણતા હો તે મને સત્ય હકીકત જણાવી દો."

શેઠના કોપ અને પોતાની પુત્રી તુલ્ય માનેલી ચંદનાના સંબંધમાં માહિતી નહીં મળવાથી તેમના મનને થએલી દીલગીરીથી એક વૃદ્ધ દાસીને ઘણું લાગી આવ્યું તેણે ચિંતવ્યું કે, "હું ઘણા વર્ષ જીવી છું, હવે હું મોતની નજીકમાં છું; માટે હું ચંદનાનું વૃતાંત્ત શેઠને કહીશ, તેથી કદી શેઠાણી મને શું કરી શકશે ?" આવો વિચાર કરીને ચંદનાની શેઠાણીએ કરેલી સ્થીતિ કહી સંભળાવી, અને સાથે જઇ જે જગ્યામાં ચંદનાને પૂરી હતી તે જગ્યા બતાવી.

શેઠે તે જગ્યાનું દ્વાર ખોલાવ્યું. ક્ષુધા તૃષાથી પીડિત, નવીન પકડેલી હાથણીની જેમ બેડીથી બાંધી લીધેલી, ભિક્ષુકીની જેમ માથે મુંડિત કરેલી, અને નેત્રમાંથી અશ્રુને જરતી ચંદનાને જોઇ. તેની આ પ્રકારની સ્થીતિ જોઇ શેઠ ઘણા દીલગીર થયા. શેઠનું હૈયું ભરાઇ આવ્યું અને નેત્રમાંથી અશ્રપાત થઇ ગયો. શેઠે તે પવિત્ર બાળાને કહ્યું કે, "હે વત્સે ! તું સ્વસ્થ થા, તને આ સ્થીતિમાંથી મુક્ત કરવા હું જેટલા બને તેટલા ઉપાયો સત્વર કરૂં છું." એમ કહી પ્રથમ તેને ભોજન કરાવવા માટે ઘરમાં જે

કંઇ રસવતી તૈયાર હોય તે લેવા રસોડામાં ગયા પણ દૈવયોગે ત્યાં કંઇ પણ અવશેષ ભોજન જોવામાં આવ્યું નહી; પણ એક સૂપડાના ખુણામાં પડેલા કુલ્માષ (અડદ) તેમના જોવામાં આવ્યા, તે લેઇ જઇને ચંદનાને આપ્યા; અને કહ્યું કે, " હે વત્સે ! હું તારી બેડી તોડાવાના માટે લુહારને બોલાવી લાવું છું, ત્યાં સુધી તું આ કુલ્માષનું ભોજન કર. " આ પ્રમાણે કહી શેઠ ઘેરથી ગયા.

શેઠના ગયા પછી ચંદના દ્વારના નજિક ઉભી ઉભી વિચાર કરવા લાગી કે, "શું કર્મની કેવી વિચિત્ર ગતિ છે ? અહો ! મારો રાજકુળમાં જન્મ ક્યાં ? અને આ વખતે આવી સ્થીતિ ક્યાં ! આ નાટક જેવા સંસારમાં ક્ષણમાં વસ્તુ માત્ર અન્યથા થઇ જાય છે. એ બધું મે જાતે અનુભવ્યું છે. હવે હું તેનો પ્રતિકાર કેવી રીતે કરૂં ! હા ! જીવ હવે ચિંતા શું કરવા કરે છે. મારા કંઇ પણ અપરાધ શીવાય શેઠાણીએ મને વિડંબના પમાડી તેમાં તેનો કંઇ દોષ નથી. મને પુત્રીવત્ પાલન કરનાર એ માતા તુલ્ય શેઠાણી મને આમ શા માટે દુઃખ આપે. એતો મહારા પૂર્વ ભવના કર્મોનો દોષ છે. તે કર્મના લીધેજ તેમને આવી બુદ્ધિ સુઝી કેમ નહી હોય ? પણ હે જીવ ! હવે તું શા માટે શોક કરે છે. પૂજ્ય પિતાજી ભોજન કરવા સારૂ આ કુલ્માષ આપી ગયા છે. તે પ્રાસુક છે, મને ત્રણ ઉપવાસ થયા છે, એટલે અઠમના પારણે આ ભોજન મળ્યું છે. આ વખતે જો કોઇ અતિથિ આવે તો તેમને દાન કરી પછી હું પારણું કરૂં, અન્યથા હું ભોજન કરીશ નહી. " આવા વિચાર કરી તેણે દ્વાર બહાર દૃષ્ટિ નાખી. પવિત્ર હૃદયથી કરેલી શુભ ભાવનાઓને ઉગ્ર પુણ્યના યોગે કેવી રીતે પોષણ મળે છે, તેનો આ ક્ષણે આપણને અનુભવ થાય છે. જે સ્થીતિમાં ચંદના છે તેવા વખતમાં અતિથિને દાન દીધા શીવાય હું જમીશ નહી, એવો સંકલ્પ ચંદના જેવી ચરમ શરિરી બાળાનેજ થાય, અને તત્કાલ તે સંકલ્પની પુરતી થાય. પ્રિય વાંચક ! આ વખતના બનાવનું શાંતચિત્તે આપ ચિંતવન કરો. પુણ્યશાલી અને ધર્મિ જીવો ઉપર આવેલી

આકૃત પણ તેને લાભનું કારણ થાય છે, માટે એવા પ્રસંગે આર્તરૂદ્રધ્યાન નહિં કરતાં કર્મોનું સ્વરૂપ વિચારી સમભાવમાં રહેવાને માટે પ્રયત્ન કરવો એજ ઉત્તમ ઉપાય છે.

ચંદનાએ દૃષ્ટિ બહાર નાખી, તેવામાં શ્રી વીર પ્રભુ ભિક્ષાને માટે ફરતા ફરતા ત્યાં આવી ચડયા. તેમને જોઇને ચંદનાને હર્ષ થયો. તે પોતાના આત્માને ધન્ય માનવા લાગી."અહો! કેવું પાત્ર! અહો કેવું ઉત્તમ પાત્ર! અહો મારા પુણ્યનો સંચય કેવો! કે જેથી આ કોઇ મહાત્મા ભિક્ષાને માટે અચાનક પધાર્યા."આ પ્રમાણે ચિંતવીને તે બાળા તે કુલ્માષવાળું સુપડું હાથમાં લેઇ એક પગ ઉમરાની અંદર અને એક પગ બહાર રાખી ઉભી રહી. બેડીને લીધે ઉમરો ઉલ્લંઘવાને અશકત એવી તે બાળા ત્યાં રહી છતી, આર્દ્રહૃદયવાળી હૈયુ ભરાઇ આવવાથી જેના નેત્રમાંથી અશ્રુધારા વહી રહી છે એવી,ભક્તિથી ભગવંતને વિનંતી કરવા લાગી કે, "હે પ્રભુ! જો કે આ ભોજન આપને માટે અનુચિત છે, તથાપિ આપ પરોપકાર કરવામાં તત્પર છો, તેથી તે ગ્રહણ કરીને મારાપર અનુગ્રહ કરો."

**અભિગ્રહની પૂર્ણતા. ચંદનાનું બંધનથી મુક્ત થવું.**

દ્રવ્યાદિ ચાર પ્રકારથી શુદ્ધ રીતે અભિગ્રહ પૂર્ણ થએલો જાણી, ભિક્ષાને માટે પોતાનો કર પ્રસાર્યો. તે વખતે "અહો મને ધન્ય છે!" એમ માનતી ચંદનાએ તે કુલ્માષથી પ્રભુને પ્રતિલાભિત કર્યા. પછી પ્રભુએ છ માસમાં પાંચ દિવસ ઓછા રહેતાં તે ધનાવહ શેઠના ઘરમાં તપનું પારણું કર્યું.

પ્રભુનો અભિગ્રહ પૂર્ણ થવાથી દેવતાઓ પ્રસન્ન થઇને ત્યાં આવ્યા, અને તેઓએ વસુધારા વિગેરે પાંચ દિવ્ય પ્રગટ કર્યા. પ્રભુના દાનના મહિમાથી તત્કાળ ચંદનાની બેડીઓ ત્રુટી ગઇ, અને તેને ઠેકાણે સુવર્ણના નુંપૂર થઇ ગયાં.'કેશપાશ પૂર્વની

જેમ સુશોભિત થઇ ગયા. પ્રભુના ભક્ત દેવતાઓએ તેજ સમયે ચંદનાને સર્વ અંગમાં વસ્ત્રાલંકારથી શોભિત કરી દીધી, અને હર્ષ પામતા ગીત નૃત્યાદિ કર લાગ્યા.

દુંદભિનો ધ્વની સાંભળી મૃગાવતી અને શતાનીક રાજા તથા સુગુપ્ત મંત્રી અને નંદા મોટા પરિવાર સાથે ત્યાં આવ્યા. દેવપતિ શક્રેંદ્ર પણ પૂર્ણ અભિગ્રહવાળા પ્રભુને વંદન કરવા માટે હર્ષ પામતા ત્યાં આવ્યા, અને પ્રભુને વંદન કર્યું.

ચંદના મૃગાવતી રાણીની બહેન ધારણીની પુત્રી છે, એમ તે વખતે સર્વના જાણવામાં આવ્યું. રાજપુત્રીને માથે આવેલા કષ્ટથી દધિવાહન રાજાના સંપુલ નામના કંચુકીને પકડીને શતાનીક રાજાએ કેદ કરેલો હતો પ્રભુના પારણાની ખુશાલીમાં બંદીવાનોને રાજાએ છોડી દેવાનો હુકમ કર્યો તેથી તે પણ છુટીને તે જગ્યોએ આવ્યો, અને તેને પોતાના રાજાની પુત્રીની દુઃખદ હકીકત સાંભળીને રૂદન થઇ આવ્યું. રાજાએ કહ્યું કે, " હે કંચુકી ! આ કુમારી શોક કરવા યોગ્ય નથી, કારણ કે ત્રણ જગતને પૂજનીક એવા પ્રભુને અભિગ્રહપૂર્વક પૂર્ણ કરીને પ્રતિલાભિત કર્યા છે. ખરેખર મ્હારા નગરજનોમાં એજ ખરેખર ભાગ્યશાળી છે.

પ્રભુ પારણું કરીને શેઠના ઘરમાંથી બહાર નીકળ્યા. ઇંદ્રાદિક દેવો અને રાજાદિક નગરજનોએ પ્રભુને વંદન કર્યું, અને પ્રભુ ત્યાંથી વિહાર કરી ગયા.

લોભના ઉદયથી શતાનીક રાજાએ તે વસુધારાનું ધન લેવાની ઇચ્છા કરી, એટલે ઇંદ્રે રાજાને કહ્યુ કે " હે રાજન્ ! તમે આ ધન લેવાની ઇચ્છા કરો છો, પણ આ દ્રવ્ય ઉપર તમારો કંઇ હક નથી. આ કન્યા જેને આપે તે લેઇ શકે. "

રાજાએ ચંદનાને કહ્યું કે, " હે મહાનુભાવ ! આ દ્રવ્યને તું ગ્રહણ કર અથવા એ કોને આપવું તે તારી ઇચ્છા મુજબ જણાવ."

ચંદનબાલાએ જણાવ્યું કે, " મહારે એ દ્રવ્ય લેઇને શું

કરવું છે ? આ ધનવાન શેઠે મને આપત્તિમાં મદદગાર થઈ પુત્રીતુલ્ય મારૂં પાલન કર્યું છે. ખરેખર એ મહારા પાલન પિતાછે એમનો મહારા ઉપર જે ઉપકાર થયો છે, તેનો બદલો વારવાની મહારામાં શક્તિ નથી. આદ્રવ્યની પ્રાપ્તિમાં અને પ્રભુને દાન દેઈ મહારા આત્માનો ઉદ્ધાર કરવામાં એ પિતાજીજ નિમિત્ત કારણ છે, માટે આ દ્રવ્ય તેમને આપવાને માટે મહારી ઇચ્છા છે "

ઈંદ્ર અને રાજાની આજ્ઞાથી તે દ્રવ્ય ધનાવહ શેઠે ગ્રહણ કર્યું. ઈંદ્રમહારાજે ફરી રાજાને કહ્યું કે, " હે શતાનિક રાજા ! આ બાળા ચરમદેહી છે, અને ભોગ તૃષ્ણાથી વિમૂખ છે શ્રી વીર પ્રભુને કેવળજ્ઞાન થશે, ત્યારે તે પ્રભુની તે પ્રથમ શિષ્યા થશે માટે પ્રભુને કેવળજ્ઞાન ઉપજે ત્યાં સુધી તમારે તેનું પાલન અને રક્ષણ કરવું. " એ પ્રમાણે ભલામણ કરી ઈંદ્ર દેવલોકમાં ગયા. ચંદનાને રાજા પોતાના અંતઃપુરમાં લઈ ગયા ત્યાં એ બાળા પ્રભુને કેવળ-જ્ઞાન ઉત્પન્ન થવાની રાહ જોતી, પ્રભુનું ધ્યાન કરતી દિવસ નિર્ગ-મન કરતી હતી.

મૂલા શેઠાણીને શેઠે પોતાના ઘેરથી કાઢી મુકી. તે દુર્ધ્યાન કરતી મરણ પામીને નરકે ગઈ છે.

પ્રભુનો અભિગ્રહ પૂર્ણ થવાની સાથે ચંદનબાળાની પૂર્વ સ્થીતિનો સંબંધ અહીં પુરો થાય છે ઉત્તર ભાગમાં પ્રભુને કેવળ-જ્ઞાન થયા પછી તે પ્રભુની સાધવી થશે, અને અન્તે કેવળજ્ઞાન પ્રાપ્ત કરી અખંડ આત્માનંદ અવ્યાબાધ સ્થીતિ પ્રાપ્ત કરશે તે આગળ આપણે પ્રસંગે જાણીશું. અહિં એટલું ધ્યાનમાં રાખવાનું કે, મહાપુરૂષો અને ધર્મિપુરૂષો ઉપર અશુભકર્મના ઉદયથી વખતે આફ્ત આવે, અથવા આત્મિક સાધન કરતાં પરાકાષ્ટા દુઃખ પડે; તે સર્વ પણ સમભાવથી સહન કરવાથી તેમના માટે તો હિત કર્તા નિવડે છે. ચંદનબાળાના ઉપર આવેલી આફ્ત, તીર્થંકર જેવા ઉત્તમોત્તમ પાત્રને દાન દેવાને નિમિત્ત કારણ રૂપ થાય છે.

તીર્થંકરને દાન ભવી જીવજ આપી શકે છે. પ્રાયે તે થોડા ભવ કરી મોક્ષ સુખ મેળવવાને ભાગ્યશાળી નિવડે છે.

**ચંપાનગરીએ બારમું ચોમાસું.**

પ્રભુ ત્યાંથી વિહાર કરતા ચંપાનગરીએ આવ્યા. તે નગરીના સ્વાતિદત્ત નામના કોઇ બ્રાહ્મણ અગ્નિ હોત્રની શાળામાં પ્રભુ ચારમાસના ઉપવાસ કરી બારમું ચોમાસું રહ્યા.

**જીવ સંબંધી સ્વાતિ દત્તની સંકાનું સમાધન.**

તે સ્થળે પૂર્ણભદ્ર અને માણિભદ્ર નામે બે મહર્દ્ધિક યક્ષો હરરોજ રાત્રે આવીને પ્રભુની પૂજા કરતા હતા. તે જોઈ સ્વાતિદત્તે વિચાર્યું કે, આ દેવાર્યની હરરોજ આમ પૂજા થાય છે, તો તેઓ કાંઇ જાણતા હશે. પોતાના મનના સંદેહ તેમને પુછીને ખુલાસો કરવાને તે પ્રભુ પાસે આવ્યો અને પુછયું, " હે દેવાર્ય ! શિર વિગેરે અંગથી પૂર્ણ એવા આ દેહમાં જીવ કયો કહેવાય ?"

ઉત્તરઃ—" દેહમાં રહ્યો સતો જે अहं ( હું ) એમ માને છે, તે જીવ છે.

" તે શી રીતે સમજવો. " વિશેષ સ્પષ્ટ સમજવાને સ્વાતિદત્તે ભગવંતને પુછયું.

" હે દ્વિજ ! મસ્તક હાથ વિગેરે જે અવયવો છે, તેનાથી તે જુદો છે અને સૂક્ષ્મ છે. " પ્રભુએ ઉત્તર આપ્યો.

" તે સૂક્ષ્મ પણ કયાં છે " સ્વાતિદત્તે સમજવાની બુદ્ધિથી ફરી પ્રશ્ન કર્યો.

" તે ઇંદ્રિઓથી ગ્રહણ થતો નથી. " પ્રભુએ ઉત્તર આપ્યો.

આવા પ્રકારના પ્રશ્નોત્તરથી તે સ્વાતિદત્તે પ્રભુને તત્વવેત્તા જાણી ભક્તિથી પ્રભુની પૂજા કરી, અને પ્રભુએ પણ તેને ભવ્ય જાણીને પ્રતિબોધ કર્યો.

તે ચોમાસું વીત્યા પછી પ્રભુ જૄંભક ગામે આવ્યા. ત્યાં

પ્રભુને વંદન કરવાને ઇંદ્ર આવ્યા. પ્રભુના આગલ નાટક પૂજા કરીને વિનંતી કરી કે, " હે જગદ્ગુરૂ ! હવે થોડા દિવસ પછી આપને ઉજ્વળ કેવળજ્ઞાન ઉત્પન્ન થશે " એ પ્રમાણે કહી તે પોતાને સ્થાને ગયા, અને પ્રભુ ત્યાંથી વિહાર કરીને મેંઢક ગામે આવ્યા ત્યાં ચમરેંદ્ર પ્રભુને સુખશાતા પુછવા આવ્યા હતા, તે પુછીને સ્વસ્થાનકે ગયા.

**કર્ણમાં શળીઓ નાખવાનો છેલ્લો ઉપસર્ગ**

ત્યાંથી વિહાર કરી પ્રભુ ષણ્માનિ ગામે પધાર્યા. ત્યાં ગામની બહાર કાયોત્સર્ગ કરીને ધ્યાનમાં રહ્યા. પ્રભુના જીવે વાસુદેવના ભવમાં શય્યા પાલકના કાનમાં તપાવેલું સીસું રેડીને ઉપાર્જન કરેલું અશાતા વેદનીય કર્મ અહીં ઉદયમાં આવ્યું. તે શય્યાપાલકનો જીવ અહીં ગોવાલ થયો હતો. તે પ્રભુની પાસે બળદો મુકીને ગાયો દોહવા ગયો. બળદો ચરતા ચરતા નજીકના પ્રદેશમાં કોઇ અટવીમાં દૂર ચાલ્યા ગયા. થોડીવાર પછી તે ગોવાલ પાછો આવ્યો ત્યાં બળદો તેના જોવામાં આવ્યા નહિં. તેણે પ્રભુને પુછયું, " અરે અધમ ! મારા બળદો ક્યાં ગયા ? તું કેમ બોલતો નથી ? " પ્રભુએ ઉત્તર આપ્યો નહી. ત્યારે ફરી પ્રભુને કહ્યું, "અરે હું તને કહું છું તે તું શું સાંભળતો નથી ? " કાન તરફ આંગલી કરીને કહ્યુ કે " શું આ તારા કાનના છીદ્ર ફોગટનાજ છે ? " આ પ્રમાણે વારંવાર કહ્યા છતાં પણ જ્યારે પ્રભુ બોલ્યા નહિં, ત્યારે તેણે અતિક્રોધ કરી કાશકા નામની વનસ્પતિના ઝાડની શળીઓ તે પ્રદેશમાથી લાવીને, પ્રભુના બન્ને કર્ણરંધ્રમાં નાખી પછી તે શળીઓને ઉપરથી ઠોકી તેથી તે શળીઓ પરસ્પર એવીરીતે મળી ગઇ કે, જાણે તે અખંડ એકજ શળી હોય તેમ દેખાવા લાગી. આ નાખેલી શળીઓને કોઇ કાઢી શકે નહી, એવું ધારીને તે દુષ્ટે તેનો બહાર દેખાતો ભાગ છેદી નાખ્યો, અને ત્યાંથી તે ચાલ્યો ગયો. ' અર્હંત પ્રભુઓ વિપત્તીમાં પણ બીજાને ઉપદ્રવ કરતા નથી. કે પોતાને

અપાય કરનાર ઉપર પણ લેશ માત્ર રોષ કરતા નથી." માયા અને મિથ્યાત્વ રૂપ શલ્ય જેના નાશ પામ્યા છે, એવા પ્રભુ કાનમાં નાખેલા ખીલા રૂપ શલ્ય વડે શુભ ધ્યાનથી જરા પણ કંપિત થયા નહીં. ત્યાંથી પ્રભુ મધ્યમ અપાપા નગરીએ પધાર્યા.

કાનના ખીલાનું કાઢવું. તે વખતે થએલી અસહ્ય વેદના.

અપાપા નગરીમાં પારણાને માટે ફરતા ફરતા પ્રભુ સિદ્ધાર્થ નામના શ્રેષ્ટિને ઘેર પધાર્યા તેણે પ્રભુને ભક્તિથી પ્રતિલાભિત કર્યા ત્યાં તે શ્રેષ્ટિનો એક ખરક નામનો પ્રિય મિત્ર વૈદ્ય પ્રથમ આવેલો બેઠેલો હતો. તે સુક્ષ્મ બુદ્ધિમાન હોવાથી, પ્રભુને જોઇને વિચાર કરીને બોલ્યો કે, "અહો! આ મહાપુરૂષની મુર્તિ સર્વ લક્ષણે સંપૂર્ણ છે, પણ જરા ગ્લાનિ ભૂત જણાય છે, તેથી તે શલ્યવાળી હોય એમ લાગે છે." શ્રષ્ટિએ કહ્યું કે, "જો એમ હોય તો સારી રીતે તપાસ કરીને કહો કે ભગવંતના શરીરમાં કયે ઠેકાણે શલ્ય છે?" પછી તે વૈદ્યે પ્રભુના બધા શરીરની નિપુણતાથી તપાસ કરી, તો બન્ને કાનમાં ખીલા નાખેલા જોયા; એટલે તે શ્રેષ્ટિ સિધાર્થને પણ બતાવ્યા. શ્રેષ્ટિ ઘણા દીલગીર થયા, અને બોલ્યા કે, "અરે! કોઇ અપવાદથી કે નરકથી પણ ભય નહીં પામનારા પાપીએ આ દારૂણ કર્મ કરેલું જણાય છે, પરંતુ હે બુદ્ધિવંત મિત્ર! તે પાપીની વાર્તા કરવાની કાંઈ જરૂર નથી. હવે તો પ્રભુના શરીરમાંથી તે શલ્યનો ઉદ્ધાર કરવાનો યત્ન કરો. આ શલ્ય તો પ્રભુના કાનમાં છે, પણ તેથી ઘણી પિડા થાય છે. આ વિષે હું જરાપણ વિલંબ સહન કરી શકતો નથી મારૂં આ સર્વસ્વ ભલે નાશ પામે, પણ જો આ જગતપતિના કાનમાંથી કોઇ રીતે પણ શલ્યનો ઉધ્ધાર થાય, તો આપણા બન્નેનો આ ભવસાગરમાંથી ઉધ્ધાર થયો એમ હું માનું છું."

વૈદ્યે કહ્યું, "હે મિત્ર! આ પ્રભુ જો કે વિશ્વનું રક્ષણ અને ક્ષય કરવાને સમર્થ છે, પણ કર્મ ક્ષય કરવાને માટે તેમણે તે અપકારી પુરૂષની ઉપેક્ષા કરેલી જણાય છે. તેવા આ પ્રભુ કે જે

પોતાના શરીરની પણ અપેક્ષા રહિત છે, તેમની મારાથી શી રીતે ચિકિત્સા થાય ? કેમકે એ પ્રભુ કર્મની નિર્જરાને માટે આવી વેદનાને પણ સારી માને છે. ”

શ્રેષ્ટિએ કહ્યુ કે, “ હે મિત્ર ! આવી વચનની યુક્તિ આ વખતે શા માટે કરે છે ? એવી રીતે વાતો કરી વખત ગાળવાનો આ સમય નથી. માટે સત્વર આ પ્રભુના શરીરની ચિકીત્સા કર. ” તેઓ બન્ને આ પ્રમાણે વાત કરે છે, તેવામાં તો સ્વશરીરમાં પણ નિરપેક્ષ પ્રભુ ત્યાંથી ચાલ્યા ગયા, અને ગામની બહાર ઉદ્યાનમાં આવીને શુભ ધ્યાન કાયોત્સર્ગે રહ્યા.

પ્રભુના ગયા પછી તે બન્ને મિત્રોએ પ્રભુના કર્ણમાં નાખેલા ખીલા કેવી રીતે કાઢવા તેનો વિચાર કર્યો. તેના માટે જે જે સામગ્રીની જરૂર હતી, તે મહાનુભાવ વૈદ્ય અને શ્રેષ્ટિ એ ભેગી કરી. વૈદ્યે પણ ઔષધ વિગેરે સાથે લીધું, અને તે બન્ને જ્યાં પ્રભુ કાયોત્સર્ગ ધ્યાનમાં ઉભા રહ્યા હતા ત્યાં આવ્યા. જેના હૃદયમાં પ્રભુ અને ગુરૂ ભકિતનો ઉત્સાહ સદા જાગતો હોય છે, તે પ્રસગ આવે તેમના કાર્યમાં જરા પણ વિલંબ કરતા નથી.

તે બન્ને મિત્રોએ પ્રભુને પ્રદક્ષિણા દઇ વંદના કરી. પછી પ્રભુને એક તેલની કુંડીમાં બેસાર્યા. તેમના શરીરને તેલનું અભ્યંજન કર્યું, અને બલવાન ચંપી કરનારા માણસોની પાસે મર્દન કરાવ્યું. તે બલીષ્ટ પુરૂષોએ પ્રભુના શરીરના તમામ સાંધા શિથિલ કરી નાખ્યા. પછી તેમણે બે સાણસી લઇને પ્રભુના બન્ને કાનમાંથી બન્ને ખીલા એક સાથે ખેંચ્યા; એટલે રૂધિર સહિત તે બન્ને ખીલા જાણે પ્રત્યક્ષ અવશેષ વેદનીય કર્મ નીકળી જતું હોય તેમ નીકળી પડયા.

ખીલા ખેંચતી વખતે પ્રભુને એવી વેદના થઇ કે, તે વખતે વજ્રથી હણાયલા પર્વતની જેમ પ્રભુએ મોટી ભયંકર ચીસ પાડી.

ભક્તિવાન ખરક વૈદ્યે તત્કાલ સંરોહિણી ઔષધીથી પ્રભુના કાનને રૂઝવી, અશાતા દૂર કરી.

પછી તે બન્ને મિત્રોએ પ્રભુને ખમાવ્યા, અને પોતાને ઘેર ગયા. તે શુભાશય પુરૂષો, પ્રભુને વેદના કરતા છતાં પણ, દેવ ગતિનું આયુષ્ય બાંધી અંતે દેવલોક સંબંધી લક્ષ્મીને ભોગવનારા થયા. પેલો દુરાશય ગોવાલ અંતે મરણ પામીને સાતમી નરકના દુઃખનો પાત્ર થયો.

જે ઉદ્યાનમાં પ્રભુના કાનના ખીલા કાઢવામાં આવ્યા હતા, તે ઉદ્યાન પ્રભુના ભયંકર નાદથી, મહા ભૈરવ નામથી પ્રખ્યાત થયું; અને ત્યાં લોકોએ એક દેવાલય કરાવ્યું.

પ્રભુને છદ્મસ્થપણામાં આ છેલો ઉપસર્ગ હતો. ત્યાંથી પ્રભુ વિહાર કરીને ઋજુપાલિકા નામની મોટી નદીવાળા જૃંભક નામના ગામ પાસે આવ્યા.

**છદ્મસ્થ પણાનો કાલ**

ભગવંતે દીક્ષા અંગીકાર કરી, ત્યારથી બાર વર્ષ છ માસ અને એક પખવાડીયું એટલો કાલ ગયા પછી ભગવંતને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે.

**તપ અને પારણાની સંખ્યા.**

દીક્ષાના દિવસથી કેવળજ્ઞાન પ્રાપ્તિના વચલા આ છદ્મસ્થાવસ્થાના કાલમાં કઇ કઇ જાતની કેટલી તપસ્યા પ્રભુએ કરી, તથા કેટલાં પારણાં થયાં, તે બતાવનારો કોઠો અત્રે આપવામાં આવ્યો છે. આ યંત્રમાં દિવસની સંખ્યા એક માસના ૩૦ દિવસના હીસાબથી લખવામાં આવેલી છે.

| તપનુ નામ | કેટલા કર્યાં | એક દર દિવસની સખ્યા. | પારણાની સંખ્યા. |
|---|---|---|---|
| ૧ પુરણ છમાસી. | ૧ | ૧૮૦ | ૧ |
| ૨ પંચદિવસૂણ છમાસી | ૧ | ૧૭૫ | ૧ |
| ૩ ચારમાસી | ૯ | ૧૦૮૦ | ૯ |
| ૪ ત્રણમાસી | ૨ | ૧૮૦ | ૨ |
| ૫ અઢીમાસી | ૨ | ૧૫૦ | ૨ |

| | | | |
|---|---|---|---|
| ૬ બેમાસી | ૬ | ૩૬૦ | ૬ |
| ૭ દોઢ માસી | ૨ | ૬૦ | ૨ |
| ૮ એકમાસી | ૧૨ | ૩૬૦ | ૧૨ |
| ૯ અર્ધમાસી | ૭૨ | ૧૦૮૦ | ૭૨ |
| ૧૦ પ્રતિમા અઠમ તપ | ૧૨ | ૩૬ | ૧૨ |
| ૧૧ છઠ તપ | ૨૨૯ | ૪૫૮ | ૨૨૮ |
| ૧૨ ભદ્ર પ્રતિમા | ૧ | ૨ | ૧ |
| ૧૩ મહા ભદ્ર પ્રતિમા | ૧ | ૪ | ૧ |
| ૧૪ સર્વતો ભદ્ર પ્રતિમા | ૧ | ૧૦ | ૧ |
| | | ૪૧૬૫ | ૩૫૦ |

( ટીપઃ—ઉપરના યંત્રમાં છઠ્ઠ બસેને ઓગણત્રીશ જણાવી, પારણાના દિવસ બશોને અઠાવીશ જણાવ્યા છે; તેનું કારણ એ છે કે, છેવટના છઠ્ઠમા પ્રભુને કેવળ જ્ઞાન ઉત્પન્ન થયુ છે, અને છઠ્ઠનું પારણું તે પછી કરેલું છે તેથી તે પારણુ આ છદ્મસ્થકાળની ગણત્રીમાં લેવામાં આવેલું નથી. )

આ તપના કોઠા ઉપરથી સમજાય છે કે, જઘન્ય ( કનિષ્ટ ) મા જઘન્ય તપ છઠ્ઠનો કરેલો છે, એટલે કોઇ પણ વખતે એક પારણુ કરતી વખતે આહાર કરે, તે પછી તુર્ત આહાર પણ કરેલો જણાતો નથી. તમામ તપ ચૌવિહારપણે કરેલો છે; એટલુજ નહિ પણ આહાર વખતે પણ પાણી વાપરતા નહિં. ભગવંતના અતિશય એવા હતા કે વિના પાણીએ હાથ અને મુખ સ્વચ્છ થતા હતા.

તપના સબંધે સમાધાન.

આ કાલના જીવોના મનમાં વખતે એવી શંકા ઉપ્પન્ન થાય કે, આટલા બધા દિવસ આહાર અને પાણી શીવાય શરીર ટકી શકે કેમ ? અથવા એ પ્રમાણે આહાર કર્યા શીવાય તપના વખતમાં મન સ્થિર રહી કાર્ય કરી શકે કે કેમ ? આવા પ્રકારની શંકા થવાનો સંભવ છે.

આ શંકા આકાલ આશ્રિત અને હાલના વખતના શરીરની રચના જોતાં ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે પણ ભગવંતે જે તપસ્યા કરી તેમાં અસંભવિત પણું કે અતિશયોક્તિ પણું લેશ માત્ર નથી. કારણ. (૧) તીર્થંકર તથા ચરમ શરીરિ જીવોના શરીરની રચના અદ્વિતિય પ્રકારની હોય છે. જેને જૈન શાસ્ત્રોક્ત ભાષામાં " વજ્ર ઋષભ નારાચ સંઘયણ "૧ એવું નામ આપેલુ છે. તે સંબંધે પૂર્વે હકીકત આપવામાં આવેલી છે એ શરીરવાળાને ગમે તે જાતનું ગમે તેવું કષ્ટ પડે તોપણ તે સહન કરવાની, અને મનને સ્થિર રાખવાની શક્તિ, ઘણી ઉત્કૃષ્ટ પ્રકારની હોય .છે (૨) તીર્થંકરો જન્મથીજ અવધિજ્ઞાની હોય છે. પૂર્વના ભવોનું તેઓને જ્ઞાન હોય છે. દેવતાના ભવમાં અતિસુંદર આહાર કરેલા હોય છે, તેથી હવે તેના કરતાં વિશેષ પ્રકારના કે તેવા પ્રકારના આહાર કરવાની તેમના મનમાં જીજ્ઞાસા હોતી નથી. તેમજ નારકી અને તીર્યંચના ભવમાં પરવશપણે આહાર વિના જીવો દુઃખ ભોગવે છે તેનું તેમને જ્ઞાન હોય છે. તેમના પરવશપણાના ક્ષુધા–તૃષાના કષ્ટ આગળ આ સ્વેચ્છા પૂર્વક કરેલા તપનું કષ્ટ તેમને ઘણું અલ્પ લાગે છે ( ૩ ) આહાર કરવો એ આત્માનો સ્વાભાવિક ગુણ નથી. તેનો તો અનાહારિ પણાનો સ્વભાવ છે આહાર તો કેવલ શરીર ( પુદ્‌ગલ ) ના પોષણ–ટકાવ માટે કરવાનો હોય છે. તીર્થંકરો જન્મથીજ પુદ્‌ગલાનંદી નહિં, પણ આત્માનંદી હોય છે, તેથી તેઓ ફક્ત શરીરને આયુષ્ય કાલ સુધી નભાવવાની ખાતરજ આ સક્તિરહિતપણે આહાર કરે છે. (૪) તપ કરવો એ એક પ્રકારનો બાહ્ય તપ છે. આત્માને જે પૂર્વનાં કર્મ લાગેલાં છે, તે જલદી ભોગવી લેવાનો ઉપાય નિર્જરાતત્વનું આલંબન કરવું તે છે નિર્જરા તત્વનું સ્વરૂપજ એવા પ્રકારનું છે કે, તે આત્માને લાગેલાં કર્મ વિપાકોદય શીવાય આત્મ પ્રદેશોથી છુટા પાડી નાખે છે; કે જેના લીધે તેના અશુભ વિપાક જીવને ભોગવવા પડતા નથી ફક્ત જે મહા-

---

૧ જુઓ. પાન ૧૫૯

ક્લીષ્ટ નિકાચિત કર્મ છે તે તો જીવને તેના વિપાક આવ્યા શીવાય છુટી શકતા નથી. દીક્ષાના કાલથી ભગવંત મહાવીરની દ્રષ્ટિ કર્મ નાશની હતી. તેથી તેમણે કર્મનાશ માટે આ પ્રમાણેના તપ અને અભિગ્રહની સહાય લીધેલી છે. (૫) જગતમાં અભ્યાસથી શક્તિ ખીલવી શકાય છે. અનાદિકાલથી જીવનો સ્વભાવ આહાર કરવાનો થઇ ગયો છે. આહાર, મૈથુન, ભય, અને પરિગ્રહ આ ચાર પ્રકારની સંજ્ઞા જીવની સાથેજ રહે છે. મતલબ ભવોભવ જોડેજ જાય છે. આ અનાદિના અભ્યાસવાળી ટેવોને જીવ પોતાના જન્મની સાથેજ લેઇ આવે છે; એને માટે પ્રાણીઓને શિક્ષણ આપવું પડતું નથી. એ ટેવોનો નાશ કરવાને તેના પ્રતિપક્ષિ ટેવોનું આલંબન લેઇ, તેના દૃઢ સંસ્કાર પાડવામાં આવે, તોજ અંશે અંશે કમી થઇ પરિણામે તે કુટેવોને જીતી શકાય છે. તેજ નિયમાનુસાર આત્માનો અનાહારી સ્વભાવ પ્રગટ કરવાને માટે, હરેક આત્માર્થિ જીવો આ બાહ્ય તપને પુષ્ટાલંબન તરીકે ગણી, તેનું સેવન સારી રીતે અદિન પણે કરી, વિના આહારે કાલ નિર્ગમન કરવાની ટેવ પાડી શકે છે. અભ્યાસને કશું અસાધ્ય નથી ( ૬ ) જૈનતર ધર્માનુયાયિઓ, એક ઉપવાસના દિવસે પણ અન્ન શીવાય ફલાદિ વિવિધ વાનીઓનો યથેચ્છ આહાર કરતા છતાં પણ, પારણાના દિવસે ( મોટી ઉમરના સુદ્ધાંત ) નિર્બલ થઈ ગએલા પોતાને જણાવે છે. જ્યારે હાલ વર્તમાનમાં જૈન પ્રજામાં તપના સંસ્કારો છેક નહાની ઉમરથી પડેલા હોય છે. નહાની ઉમરના બાલકો પવિત્ર દિવસોમાં એક ઉપવાસ તો ઘણા ઉત્સાહથી સારી રીતે કરે છે. એટલુંજ નહીં પણ તપ ગુણ જેનામાં ખીલેલો છે, એવા સ્ત્રી પુરૂષોને, આઠ ઉપવાસ, યાવત્ માસ ઉપવાસ કરીને પણ, સારી રીતે ફરતાં અને તે તપના અંગે કરવાની ધાર્મિક ક્રિયા કરતાં જોવામાં આવે છે. તેઓ જરા માત્ર પણ ક્રિયામાં ઓછાશ આવવા દેતા નથી આઠ ઉપવાસવાળી એક બાઇને છઠ્ઠા કે સાતમા ઉપવાસના દિવસે, શ્રી શત્રુંજયગિરી ઉપર પગે ચાલીને ત્રીજી વખત યાત્રા કરતાં મેં

જોયેલ છે મ્હારા વતન પાદરાની નજિક દરાપુરા ગામમાં, શેઠ હીરાચંદ નથુભાઈ નામના એક વૃદ્ધ શેઠ હતા. તેમણે શ્રી પર્યૂષણ પર્વના વખતે, એક વખત એક મહિનાના ઉપવાસ કરેલા હતા. લગભગ વીશ ઉપવાસ થયા પછી હું તેમના દર્શન કરવા દરાપુરે ગયો હતો. તે વખતે શેઠ પોતાના ઘેરથી પગે ચાલી દેહરાસર પૂંજા કરવા ગએલા હતા, અને દહેરાસરમાં સ્થિરતાથી ભગવંતની પૂજા કરતાં નજરે જોવામાં આવેલા. વડોદરામાં કેવળ બહેન નામની એક બાઈ, જેમને હું બહેન તરીકે માનતો હતો, તેઓ ઘણાખરા વખત પાદરે શ્રી પર્યૂષણ પર્વનું આરાધન કરવા મ્હારે ત્યાં આવતાં હતાં. શ્રી પર્યૂષણ પર્વારાધન નિમિત્તે તેમણે એક વખત સોળ ઉપવાસ કરેલા હતા. એ સોળ ઉપવાસના પારણે, ઘરમાં બધી અનુકૂળતા છતાં, પારણાના દિવસે પોતે જાતે કેટલીક રસવતી નિપજાવી, ઘરનાં તમામ માણસોને સંવત્સરીના ઉત્તરપારણા કરાવી, પોતે પારણું કરેલું હતું. મતલબ એ છે કે, જેમના મનમાં ભવનો ભય છે, અને કર્મ લાઘવતા કરવાની જીજ્ઞાસા છે, તેઓ સમતાપૂર્વક બાહ્ય તપનું આલંબન લેઈ પોતાની શકિત ખીલવી શકે છે. તો પછી ભગવંત આવી તપસ્યા કરી શકે એમાં શંકાને સ્થાનજ નથી.

ભગવંતે આત્મ સાધનની સાધના કેવી રીતે કરી કર્મો ઉપર જય મેળવ્યો હતો, તે પણ જાણવાની જરૂર છે.

**ઉપસર્ગાદિનું સ્વરૂપ**

ભગવંતને જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એવા ત્રણ પ્રકારના ઉપસર્ગ થયા છે. તેમાં (૧) જઘન્ય ઉપસર્ગોમાં તો શીત પરિસહનો મ્હોટો ઉપસર્ગ વ્યંતરીએ કર્યો. તથા (૨) મધ્યમ ઉપસર્ગોમાં સંગમ દેવતાએ મ્હોટો ઉપસર્ગ કર્યો અને (૩) ઉત્કૃષ્ટ ઉપસર્ગોમાં મોટો ઉપસર્ગ કાનમાં ખીલા નાખવાનો ગોવાળીયાએ કર્યો; અને ખીલા કાઢતી વખતે પણ ઉપસર્ગ થયો.

ભગવંતે દીક્ષાના દિવસથીજ કાયાને વોસરાવી દીધી હતી; મતલબ કાયા ઉપરનો મમત્વભાવ બીલકુલ કાઢી નાખ્યો હતો; અને તે ભાવ છેવટ સુધી ટકાવી રાખ્યો હતો.

જેમ કોઈ પુરૂષ ગાય દોહવાને બેસે તેવે આસને પ્રભુ બેઠેલા, પણ દીક્ષા દિવસથી કેવળજ્ઞાન પ્રાપ્તિ સુધી કોઈ દિવસે પૃથ્વી–ભૂમિ ઉપર સ્થિર થઈને બેઠેલા નહીં.

દીક્ષા લીધી ત્યારથી કેવળજ્ઞાનની પ્રાપ્તિના કાલ સુધીમાં, ફક્ત શૂલપાણી યક્ષના દેહેરે માત્ર બે ઘડી નિંદ્રા કરી છે; બાકીનો સર્વકાલ નિંદ્રા વિનામાં પસાર કર્યો છે.

નિંદ્રા વિના આટલો બધો કાળ માણસ રહી શકે કેમ ? એ પ્રશ્ન પણ હાલના કાલમાં સ્વાભાવિક રીતે ઉદ્ભવં પામે છે. પ્રથમ નિંદ્રા વસ્તુ શું છે ? એનું સ્વરૂપ શાસ્ત્રદ્વારા સમજવાની જરૂર છે. આત્માનો સ્વભાવિક ધર્મ-ઉજાગર દશાનો છે નિંદ્રા કરવી એ પણ પુદ્‌ગલીક ધર્મ છે. આઠ પ્રકારના કર્મોમાં દર્શનાવરણીય નામનું બીજુ કર્મ છે. તેના નવ ભેદમાં પાંચ ભેદ નિંદ્રાના છે. એ દર્શનાવરણીય કર્મ જેમ જેમ ઓછુ થતું જાય, તેમ તેમ નિંદ્રા ઓછી થતી જાય છે કેવળજ્ઞાનીઓનું દર્શનાવરણીય કર્મ સર્વથા નાશ પામે છે, ત્યાર પછી તેઓની સ્થીતિ ઉજાગર દશાની હોય છે; મતલબ તે પછી તેમને નિંદ્રા બીલકુલ હોતી નથી.-કેવલી અવસ્થાનો ઉત્કૃષ્ટો કાળ દેશેઉણા પુર્વ ક્રોડ સુધીનો શાસ્ત્રમાં બતાવેલો છે, એટલે આ સંબંધમાં આગમની શ્રદ્ધાવાળા જીવોને શંકા રહેશે નહી. જેમને આગમના વચનો પર શ્રદ્ધા નથી, તેઓના માટે તો તેઓ ગમે તેવી કલ્પના અને શંકા કરવાને સ્વતંત્ર છે.

આત્મિક લક્ષ્મી સ્વરાજ્ય-અનંતજ્ઞાન, દર્શન, અને ચારિત્ર-

લક્ષ્યબિંદુ- જે આત્મામાં છે, તેને ઘાતિ કર્મ રૂપ ચાર મહાન શત્રુઓએ દબાવી દીધેલી છે. તે આત્મિક લક્ષ્મી પ્રગટ કરવાનુંજ ભગવંતનું

દીક્ષાના કાલથી લક્ષ્ય હતું. તે આત્મિક લક્ષ્મીને દબાવી રાખનાર શત્રુઓના ઉપર ચઢાઇ કરી, તેમને જીતી, અનાદિ કાલથી જીવની સત્તાને દબાવી પડેલા તેમની સાથે યુદ્ધ કરી, તેમનો પરાજય કરી, તેમને આત્મ પ્રદેશમાંથી સદાને માટે કાઢી મુકવાને, ભગવંતે ઘોર સંગ્રામનો પ્રારંભ કર્યો હતો. તેમણે આત્મા અને શરીરનો ભેદ બેરાબર લક્ષ્યમાં રાખી, અંતે નાશ થનારા શરીરની દરકાર નહી કરતાં આત્મ રક્ષણની દરકાર કરી હતી; એમ સાડાબાર વર્ષ સુધીના તેમના ચારિત્ર પાલન ઉપરથી આપણને સ્પષ્ટ જણાઇ આવે છે. જે નિશ્ચય દીક્ષાના દીવસે તેમણે કરેલો તેને છેવટ સુધી ટકાવી રાખ્યો હતો. ગમે તેવા પ્રાણાંત ઉપસર્ગોમાં પણ ભગવંત પોતાના નિશ્ચયમાંથી લેશ માત્ર ચલાયમાન થયા નથી.

**બે તત્વનું આલંબન**

કેવલ જ્ઞાનીઓએ જગતમાં નવ પ્રકારના તત્વ બતાવેલા છે. તેમાં અંતિમ નવમું મોક્ષ તત્વ છે. એ મોક્ષ તત્વની જીવને પ્રાપ્તિ કરાવનાર નિર્જરા અને સંવર એ બે તત્વ છે. નિર્જરા તત્વ જે કર્મ આત્માને અનાદિ કાલથી પરંપરાથી લાગેલાં છે, તેને નીરસ બનાવી આત્મા પ્રદેશથી છુટા પાડે છે. સંવરતત્વ મિથ્યાત્વાદિ કારણોને લેઇને કર્મનો જે નવીન બંધ થાય છે, તે નવીન કર્મ બંધ થતાં અટકાવે છે તેના યોગે પરિણામે મોક્ષ તત્વની પ્રાપ્તિ સ્વાભાવિક થાય છે. દીક્ષાના સમયે સામાયિકના પાઠથી નવીન સાવદ્ય યોગના ત્યાગનો નિયમ અંગીકાર કરી, પ્રભુએ તેનું સારી રીતે પાલન કર્યું; એટલે નવીન કર્મ બંધને રોકી રાખ્યા; અને નિર્જરા તત્વની મદદથી પુરાણા જે કર્મ આત્મ પ્રદેશને લાગેલાં હતાં, તેને ખપાવી નાખ્યાં. આજ રસ્તો મોક્ષ તત્વની સાધનાનો પ્રભુના ચરિત્ર ઉપરથી આપણને સ્પષ્ટ જણાઇ આવે છે.

પ્રભુએ આ છદ્મસ્થાવસ્થામાં ચારિત્ર પાલન કેવી રીતે કર્યું, તેનું નિરીક્ષણ જરૂરનું છે.

પાંચ સમિતિ, અને ત્રણ ગુપ્તિ, એ આઠ પ્રવચન માતાના નામથી ઓળખાય છે, અને તેના પાલનથીજ ચારિત્ર વૃદ્ધિ પામે છે. (૧) ઇર્યા સમિતિના પાલનમાં પ્રભુ હંમેશાં ઉપયોગ પૂર્વક પૃથ્વી ઉપર ધુસરા પ્રમાણ

**ચારિત્ર પાલનની પ્રભુની રીત.**

દૃષ્ટિ રાખીનેજ વિહાર કરતા હતા. (૨, ભાષા સમિતિના પાલનમાં પ્રભુ કદી પણ સાવદ્ય-પાપ યુક્ત વચન બોલ્યા નથી. તીર્થંકરો પ્રાયે છદ્મસ્થકાળમાં મૌનજ રહે છે. (૩) એષણા સમિતિ એટલે દોષ રહિત આહાર ગ્રહણ કરવો. પ્રભુએ તપના પારણાના દિવસે શુદ્ધ આહાર હોય તોજ ગ્રહણ કરેલો છે. દોષથીયુક્ત આહાર ગ્રહણ કરેલો નથી. જીર્ણશ્રેષ્ટીની ઘણી વિનંતી અને ભાવના છતાં નવીન શ્રેષ્ટિના ત્યાં પ્રભુએ પારણું કર્યું, એ આ ત્રીજી સમિતિના પાલનનું પ્રત્યક્ષ દ્રષ્ટાંત છે. (૪) આદાણભંડમત્તનિક્ષેપણા સમિતિ. એ ચોથી સમિતિમાં પાત્રા પ્રમૂખ ઉપકરણોને જોઇને જયણાપૂવક ગ્રહણ કરે અને જોઇને જયણાપૂર્વક મુકે. પ્રભુ તો કરપાત્રમાં આહાર લેતા હતા, તેમની પાસે કોઇપણ જાતનું ઉપકરણ કે ઉપધિ હતી જ નહી. (૫) ઉચ્ચાર પ્રશ્રવણ ખેલ જલ સિંઘણ પારિષ્ઠાપનિકા સમિતિ, એટલે સ્થંડીલ માત્રુ વિગેરે નિર્જીવ સ્થાનકે પરઠવવું. તીર્થંકરનો આહાર નિહાર ચરમચક્ષુવાલા જોઇ શકે નહી, તેમ કોઇ જાણી શકે નહી. એવો તેમનો જન્મથીજ અતિશય હોય છે. કાન, નાક, અને શરીરનો મેલ તેમને હોય નહી, તેમજ બલખો, લીંટ વિગેરે પણ તેમને હોય નહીં. કારણ તીર્થંકરોને જન્મથીજ રોગનો અભાવ હોય છે, તેમજ પરસ્વેદ હોતો નથી. એ પ્રમાણે પંચ સમિતિનું પાલન સારી રીતે કર્યું હતુ. મન, વચન, અને કાયાને કદીપણ પાપમય પ્રવૃત્તિમાં પ્રભુએ પ્રવર્તાવ્યા નથી, તેથી એ ત્રણ ગુપ્તિનું પાલન પણ શુદ્ધ રીતે કરેલું હતું.

દીક્ષાવસરે જે ચાર મહા વ્રતોને પ્રભુએ અંગીકાર કર્યો હતા,

તેનું શુદ્ધ રીતે પ્રભુએ પાલન કર્યું હતું. (૧) કોઇપણ ત્રસ યા સ્થાવર જીવની હિંસા પ્રભુએ ત્રીકરણ યોગે કરી નથી (૨) ત્રીકરણ યોગે કદી મૃષાભાષા પ્રભુ બોલ્યા નથી. (૩) કોઇનું પણ અદત્ત લીધું નથી. (૪) નવવાડ સહિત શુદ્ધ રીતે શીલનું પાલન કરેલું છે. (૫) તેમજ દ્રવ્ય કે ભાવ કોઇ પણ જાતનો પરિગ્રહ પ્રભુએલીધો નથી કે રાખ્યો.

અઢાર પ્રકારના પાપસ્થાનકોમાંથી એક પણ પાપસ્થાનકનું પ્રભુએ મનથી પણ સેવન કર્યું નથી. આશ્રવોનો રોધ કરી, પાપને રોકી પ્રભુ નિરાશ્રવ થયા હતા. મમત્વ રહિત, ધનરહિત, ગ્રંથિરહિત હોવાથી પ્રભુ નિગ્રંથ હતા. કમળના પત્રની પેઠે પ્રભુ નિંલેપ હતા. રેતીના કણીયાની પેરે સ્નેહ રહિત હતા. પ્રભુ નિરંજન રાગદ્વેષ રહિત હતા. જીવન્ત ગતિને કોઇ રોકી શકતું નથી તેમ વિહારમાં પ્રભુને કોઇ રોકી શકતું ન હતું; નિર્બંધ રીતે પ્રભુ વિહાર કરતા હતા. દુષ્ટ મનુષ્ય કે પ્રાણીઓ તથા વિષધારી જીવોનો પ્રભુને લેશમાત્ર ડર ન હતો, તેથી નિડર રીને પ્રભુ વિહાર કરતા હતા. આકાશ જેમ નિરાલંબન છે, તેમ પ્રભુ પણ કોઇના આલંબનની દરકાર રાખતાં ન હતા, કે કોઇનાપર આધાર રાખતા ન હતા. પવનની પેરે અપ્રતિબદ્ધ વિહાર પ્રભુ કરતા હતા. શરદઋતુના ચંદ્રની પેરે પ્રભુનુ હૃદય નિર્મળ હતું. કાચબાની પેરે પંચેદ્રિઓને પ્રભુએ ગોપવી રાખી હતી. ખડગી (ગેંડો) નામનું જનાર્વર થાય છે તેના શિંગડાની પેરે પ્રભુ એકલાજ હતા. ભારંડ પક્ષીની પેરે અપ્રમત્ત હતા. બે ઘડી કાલ શીવાય કદી પણ પ્રભુ એ પ્રમાદનું સેવન કર્યું નથી. હસ્તીની પેરે કર્મ રૂપ શત્રુઓનું મથન કરવાને મહાપરાક્રમવંત, વૃષભની પેરે સંયમ ભાર નિર્વાહ કરવાને સામર્થ્યવાન, સિંહની પેરે પરિસહ જીતવામાં દુર્દ્ધર, મેરૂની પેરે અચલ-અકંપ, સમુદ્રની પેરે ગંભીર, ચંદ્રમાની પેરે સૌમ્ય લેષ્યાવંત, સૂર્યની પેરે તેજસ્વી, તપાવેલા સોનાના રસના જેવાશુદ્ધ જાતવંત, પૃથ્વીની પેરે સર્વ દુઃખને સહન કરનાર પ્રભુ શુદ્ધ રીતે ચારિત્ર

પાલન કરતા અપ્રતિબદ્ધ વિહાર કરતા હતા.

દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ એ ચાર પ્રકારનો પ્રતિબંધ છે. (૧) સચિત, અચિત અને મિશ્ર એમ ત્રણ પ્રકારના દ્રવ્યથી } પ્રતિબ ધ છે. ૧ માતા- પિતા, પુત્રાદિ સંબંધિઓનો પ્રતિબંધ એ સચિત પ્રતિબંધ છે. ૨ દાગીના, ઝવેરાત આદિનો પ્રતિબંધ એ અચિત પ્રતિબંધ છે. ૩ શણુગાર કરેલી સ્ત્રીનો પ્રતિબંધ એ મિશ્ર પ્રતિબંધ છે. એ રીતે ત્રણુ પ્રકારના દ્રવ્ય પ્રતિબંધથી પ્રભુ રહિત હતા. (૨) ક્ષેત્રથી, ગામ, નગર, ઉઝડ, ખેત્ર, ઘર, હવેલી, આકાશાદિ, એ કોઇ પણુ ઉપર પ્રભુને રાગ નહોતો, કે મહારાપણું નહોતું. તેથી ક્ષેત્રથી પણુ પ્રનિબંધ પ્રભુને નહતો. (૩) કાલથી–સમયાદિકાલ; કોઇ પણુ કાલને વિષે આ અમુક કામ હું કરીશ એવો પ્રભુનો કાલથી પણુ પ્રતિબંધ ન હતો. (૪) ભાવથી-ક્રોધ માન, માયા, લોભ, ભય, હાસ્ય, રાગ, દ્વેષ, વચન યુદ્ધ, કોઇને ખોટું કલંક આપવું, ચુગલી કરવી, પરના દોષ પ્રગટ કરી કહેવા, અરતિ, રતિ, કપટથી બોલવું, મિથ્યાત્વ શલ્ય ઇત્યાદિ કોઇ પણુ દોષ સેવે તો તે ભાવથી પ્રતિબંધ કહેવાય છે. ભાવથી પણુ પ્રભુ પ્રતિબંધ મુક્ત હતા. એ પ્રમાણે ચાર પ્રકારના પ્રતિબંધમાંથી કોઇ પણુ જાતનો પ્રભુને પ્રતિબંધ ન હતો.

ભગવંત વર્ષાઋતુના ચાર માસ શીવાય બાકીના આઠ માસમાં ગામને વિષે એક રાત્રી અને નગરને વિષે પાંચ રાત્રિ એ પ્રમાણે વિહાર કરતા હતા. ઉપસર્ગ કરનાર અને ભક્તિ કરનાર ઉપર સમાન ભાવ રાખતા. તૃણુ અને મણિ માણિકાદિ, સોનું અને પથ્થર, સુખ અને દુઃખને વિષે પ્રભુની સમાન વૃત્તિ હતી. આલોક સંબંધી કે પરલોક સંબંધી સુખની પ્રભુને ગરજ ન હતી. જીવવાની કે મરવાની પણુ પ્રભુને ઇચ્છા નહતી. ફક્ત સંસારમાં રઝળાવનાર કર્મરૂપ શત્રુઓને મહાત કરવાને જ સદા ઉજમાલ રહેતા હતા. જ્ઞાન, દર્શન ચારિત્રરૂપ નિજ સ્વભાવમાંજ પ્રભુ રમણુતા કરતા અને શાંત રહેતા. ક્ષમા, આર્જવ, માર્દવ, 'નિર્લોભતા, તથા મન

ગુપ્તિ ઇત્યાદિ આત્મલક્ષ્મીરૂપ ગુણોમાં ઉત્કૃષ્ટિ રીતે પ્રભુ વર્તતા. શુદ્ધ સંયમ તથા તપનું ફલ નિર્વાણ છે, એમ જાણી 'ઉત્તમ' રીતે શુદ્ધ ચારિત્ર ધર્મનું પાલન કરી આત્મસત્તા પ્રકટ કરવારૂપ સ્વરાજ્ય પ્રાપ્તિની સાધના કરતા.

પ્રભુએ સાડાબાર વર્ષ સુધી ફક્ત એકજ કાર્યની અંદર પોતાનું બલવીર્ય ફોરવ્યું છે. "અનાદિકાલથી જે કર્મરૂપ શત્રુઓ આત્મપ્રદેશની અંદર પોતાની સત્તા જમાવી બેઠા હતા, અને પોતાનું સ્થાન છોડતા ન હતા, તે કર્મશત્રુઓને આત્મ પ્રદેશમાંથી સર્વથા છુટા પાડી આત્માના અસંખ્ય પ્રદેશને નિર્મળ કરવારૂપ સ્વરાજય પ્રાપ્ત કરવું" આ એક કાર્ય કરવામાં દુઃખની કે પોતાના શરીરની પણ પ્રભુએ દરકાર કરી નથી. પ્રભુની આજ શુદ્ધ અધ્યાત્મ પ્રવૃત્તિ હતી. કર્મોના ઉપર જય મેળવવાની, અને તેની પણ સત્તાને તોડી નાખવાની આચરણા એ ત્યાગ ધર્મનું અનુકરણીય ઉત્તમ દ્રષ્ટાંત છે. ગૃહસ્થાવાસમાં રહી અમો જીવન મુક્ત દશાનો અનુભવ કરીએ છીએ, એવી મિથ્યા, દાંભિક, હસવાની સાથે લોટ ફાકવા જેવી આચરણા પ્રભુએ માન્ય રાખી નથી. શુદ્ધ મુક્ત દશા પ્રાપ્ત કરવાનો એ માર્ગજ નથી. અનંતા તીર્થંકરોએ એ માર્ગ પસંદ કર્યો નથી. મોક્ષાભીલાષી મહાત્માઓ અને સંસાર સમુદ્રને તરી જવાની ઇચ્છાવાલાઓને તો શુદ્ધ સંયમ ( ત્યાગ ધર્મ ) અને ઉત્કૃષ્ટ તપજ આદરણીય છે. અને તેજ માર્ગ પસંદ કરવા લાયક છે. ભગવંત શાંતીનાથ, કુંથુનાથ, તથા અરનાથ જેમને સંસારી રાજ્યઋદ્ધિમાં છ ખંડ ચક્રવર્તીની રાજય લક્ષ્મીની પ્રાપ્તિ થયેલી હતી, તેમણે પણ અંતે તેનો ત્યાગ કરી, સર્વ સંયમ રૂપ ચારિત્ર ધર્મને અંગીકાર કરી, તેનું શુદ્ધ રીતે આરાધન કરી, કેવળ જ્ઞાનાદિ આત્મિક લક્ષ્મી પ્રાપ્ત કરી હતી. આ ઉપરથી એજ નિષ્કર્ષ નિકળે છે કે, "સંસારની અંદર રહીને આત્મ હિતની ઉત્કૃષ્ટ સાધના થઇ શકે છે અને પરમાત્મ પદ મેળવી શકાય છે,"

એવી માન્યતાવાળા દર્શનને કેવળજ્ઞાનીઓથી પ્રકાશિત થએલું જૈનદર્શન માન્ય કરતું નથી. આ માન્યતાની ભિન્નતામાંજ જૈન દર્શનની શ્રેષ્ટતા છે.

તત્વ જીજ્ઞાસુઓ જો ન્યાયની રીતે પવિત્ર અને નિર્મળ વિચારથી વિચાર કરશે, તો તેમની ખાત્રી થશે કે, પ્રભુએ સ્વીકારેલો ત્યાગ માર્ગ અને તેનું શુદ્ધ પાલનજ આત્માને ઉંચ કોટીમાં લઇ જનાર છે.





# પ્રકરણ ૧૮ મું.

## કેવળજ્ઞાનની પ્રાપ્તિ

## અને

## ધર્મતીર્થરૂપ સ્વરાજ સ્થાપના.



ઉન્હાળાની ઋતુના વૈશાખ સુદ ૧૦ ના દિવસે મધ્યાન્હનો પ્રચંડ તાપ તપી રહ્યો છે. મોહરાજા સાથે યુદ્ધ કરતાં અને અંતરંગ કર્મ શત્રુઓને આત્મપ્રદેશ માંથી કાઢતાં બાર બાર વર્ષ વ્યતિત થયાં, તો પણ લગાર

**કેવળજ્ઞાનની પ્રાપ્તિ.**

માત્ર પણ મહાન્ યોગીન્દ્ર પ્રભુ તેનાથી પાછું ડગલું ભરતા નથી; પરંતુ પુરતા બળ અને ધૈર્યથી તેના સામા આગળ વધ્યાજ જાય છે. જૃંભક ગામની બહાર ઋજુપાલિકા નદિના ઉત્તર તટ ઉપર શામક નામના કોઇ ગૃહસ્થનું ક્ષેત્ર હતું. ત્યાં કોઇ ગુપ્ત રહેલા ચૈત્યની નજીક શાલતરૂની નીચે, મધ્યાન્હ કાળમાં તાપના યોગે નદિના પ્રદેશમાં ઉષ્ણપવન ( લુ ) થી ઝાડ ઉપરના પક્ષિઓ પણ ગરી પડે છે, અને પૃથ્વી પણ અંગારાની માફક તપી રહેલી છે, તો પણ આવા તાપમાં છઠ્ઠના તપ સહિત ઉત્કટિક ( ગૌદોહન ) આસને રહી પ્રભુ આતાપના કરવા લાગ્યા. ઉઘાડા પગ, શરીર,

અને મસ્તકે પ્રચણ્ડ તાપના વાના ઝપાટા સહન કરતાં, ત્રીજો પહોર વ્યતિત થયો હતો. ચોથા પહોરની શરૂવાત થઈ હતી. ચંદ્રહસ્તોતરા નક્ષત્રમાં આવ્યો હતો. ક્ષપક શ્રેણિમાં પ્રભુ આરૂઢ થઇ, શુકલ ધ્યાનના બીજા પાયાનું ધ્યાન કરતા, દશમા ગુણ સ્થાનકના અન્તે મોહનીયકર્મ નામના મહાન પ્રબળ શત્રુને પ્રભુએ જીતી લીધો; અને તેને પોતાના આત્મ પ્રદેશમાંથી સદાને માટે દેશવટો દીધો. એજ ધર્મધ્યાનના બીજા પાયાના અન્તે, અને બારમા ગુણ સ્થાનકના ચરમ સમયે, ઘાતિ કર્મના બાકીના જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય કર્મ નામના શત્રુઓ જેઓ અનાદિ કાળથી પોતાની સત્તા જમાવી આત્મ પ્રદેશને દબાવી બેઠા હતા, તેમને પણ પ્રભુએ જીતી લેઇ આત્મ પ્રદેશમાંથી બહાર કાઢી મુકયા. તત્કાળ સકળ લોકાલોકને તથા તેમાં રહેલા પદાર્થ માત્રને સંપૂર્ણ રીતે જણાવનારૂં અને દેખવાના સ્વભાવવાળુ કેવળજ્ઞાન અને કેવળદર્શન રૂપ સ્વરાજ્ય પ્રાપ્ત થયું. આ કેવળજ્ઞાન અને કેવળદર્શન રૂપ આત્મિક લબ્ધિના યોગે, દર્પણમાં જેમ તેના સામે રહેલા પદાર્થ માત્રનું પ્રતિબિંબ પડે છે, તેમ પદાર્થ માત્ર સ્પષ્ટ પ્રતિબિંબની માફક દેખાવા લાગ્યા. તેમનો નિર્મળ આત્મા, લોકાલોકને તથા તેમાં રહેલા પદાર્થ માત્રના સંપૂર્ણ ભાવને, હસ્તમાં રહેલા આમલાની પેઠે પ્રત્યક્ષ રીતે જાણવા અને દેખવા લાગ્યો. તત્વથી આ પછીનો કાળજ જીવન મુકત દશાનો કહેવાય છે. પ્રભુ હવે દેહધારી ઇશ્વર, પરમાત્મા, અરિહંત, તીર્થંકર દેવ થયા.

**અઢાર દોષનું સ્વરૂપ.**

જેઓનામાં અઢાર પ્રકારના દોષમાંથી, કોઇ પણ એક દોષ હોય તેઓ પરમાત્મા કે ઇશ્વર હોઇ શકતા નથી. પરમાત્મા—ઇશ્વર હમેશાં અઢાર દુષણથી રહિત હોય છે. તે અઢાર દોષનું સંક્ષિપ્ત સ્વરૂપ પ્રવચનસારોદ્ધાર નામના ગ્રંથના એકતાલીશમા દ્વારમાં નીચે મુજબ જણાવેલુ છે.

अन्नाण-कोह-मय-माण-लोह-माया रई य अरई य; ।
निंद-सोय-अलियवयण-चोरिया-मच्छर-भया य ॥
पाणिवह-पेम-कीलापसंग-हासाइ जस्स इय दोसा ।
अट्ठारस वि पणट्ठा, नमामि देवाहिदेवं तं ॥

વિવરણ:—

૧ અજ્ઞાન—એટલે સંશય, અનધ્યવસાયી વિપર્યાત્મક લક્ષણ, મૂઢપણું.

૨ કોહ—ક્રોધ કરવો; ગુસ્સો કરવો, તપી જવું, મિજાજ ખોઈ નાખવો.

૩ મય—મદ-કુલ, બલ, ઐશ્વર્ય, રૂપ, વિદ્યાદિકનો અહંકાર કરવો.

૪ માણ—માન, દુરભિનિવેશ, કદાગ્રહ પકડવો, પકડેલાને ન છોડવો; અથવા તેને કુયુક્તિઓએ કરી પ્રતિપાદન કરવા પ્રયત્ન કરવો.

૫ લોભ—ગૃદ્ધિ, આસક્તિ.

૬ માયા—દંભ અથવા કપટ.

૭ રતિ—અભિષ્ટ, ઇચ્છિત પદાર્થોની ઉપર મને કરી પ્રીતિ કરવી; તેની પ્રાપ્તિના પ્રસંગે આનંદ માનવો.

૮ અરતિ—અનિષ્ટ વસ્તુના સંયોગ, અથવા અનિષ્ટ પ્રસંગે મનને દુઃખ માનવું, દિલગીર થવું.

૯ નિંદ્રા,—૧ નિદ્રા, ૨ નિદ્રા નિદ્રા, ૩ પ્રચલા, ૪ પ્રચલા પ્રચલા, અને ૫ થીણદ્ધી એમ નિંદ્રા પાંચ પ્રકારની છે.

૧૦ શોક—વૈધુર્ય અથવા દુઃખાત્મક અંતઃકરણની વૃત્તિ. ઇષ્ટના વિયોગે આક્રંદાદિરૂપ.

૧૧ અલીકવચન—મૃષા, વિતથ ભાષણ.

૧૨ ચોરી—પરદ્રવ્યનું હરણ કરવું; જેથી મન ચોરાય તે ચોરી.

૧૩ મત્સર—બીજાની સંપત્તિને જોઇ ન શકવું.

૧૪ ભય—બીજાને ભય પમાડવો; અથવા ભય પામવો, ગભરાવું.

૧૫ પ્રાણીવધ—હિંસા કરવી.

૧૬ પ્રેમ—સ્નેહ, પરસ્પર ચિત્તનો રાગ.

૧૭ ક્રીડા—વિવિધ પ્રકારની ચિત્તને આનંદ આપનાર રમત ગમત, અને તેમાં આસક્તિ

૧૮ હાસ્ય—હસવું.

ઉપર પ્રમાણે અઢાર દોષ શાસ્ત્રમાં વર્ણન કરેલા છે; શ્રી સિદ્ધસેન સૂરિ દિવાકર પરમપરમાત્મસ્તુતિ દ્વાત્રિંશિકા નામના ગ્રંથના ત્રીજા શ્લોકમાં પરમાત્મસ્તુતિ કરતાં જણાવે છે કે—

जुगुप्साभयाऽज्ञाननिद्राऽविरत्य-
ऽङ्गभूहास्यशुग्द्वेष मिथ्यात्वरागैः ।
न यो रत्यरत्यन्तरायैः सिषेवे
स एकः परात्मा गतिर्मे जिनेन्द्रः ॥

ભાવાર્થ—૧ દુગંચ્છા, ૨ ભય, ૩ અજ્ઞાન, ૪ નિંદ્રા, ૫ અવિરતિ, ૬ કામાભિલાષ, ૭ હાસ્ય, ૮ શોક, ૯ દ્વેષ, ૧૦ મિથ્યાત્વ, ૧૧ રાગ, ૧૨ રતિ, ૧૩ અરતિ, અને ૧૪ દાન અન્તરાય, ૧૫ લાભ અન્તરાય, ૧૬ ભોગ અન્તરાય, ૧૭ ઉપભોગ અન્તરાય, અને ૧૮ વીર્ય અન્તરાય. એ દોષોમાંથી એક પણ દોષ જેમનામાં નથી, તે એકજ જિનેન્દ્ર પરમાત્મા અમારા કલ્યાણના માટે થાઓ.

આ અઢાર દૂષણ-દુર્ગુણોથી રહીત કેવલજ્ઞાનીઓ-તીર્થંકરો હોય છે. પ્રભુ મહાવીરે આ દુષણોનો નાશ કરેલો હતો. એ દુષણનો એક લેશ માત્ર પ્રભુનામાં ન હતો.

પ્રભુને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઇ તે સમયે ઇંદ્રોના આસન ચલાયમાન થયા. તેઓ હર્ષ પામ્યા, અને પોત પોતાના પરિવાર

સહુ પ્રભુને વંદન કરવા આવ્યા. પ્રભુને વાંદીને ત્યાં દેવોએ સમવસરણ રચ્યું. ચાર નિકાયના દેવ, મનુષ્ય, તિર્યંચોથી સમવસરણ ભર ઇ ગયું. "ભરાયલી પર્ષદામાં કોઇ સર્વવિરતિને યોગ્ય નથી," એવું જાણતા છતાં પણ પ્રભુએ પોતાનો કલ્પ જાણીને તે સમવસરણમાં બેસીને દેશના આપી. તીર્થંકરની દેશના કદી પણ ખાલી જાય નહી; કોઇને કોઇ જીવ પ્રતિબોધ પામી વ્રત અંગીકાર કરે, છતાં પ્રભુની પ્રથમ દેશના ખાલી ગઇ, એ એક આશ્ચર્યકારક બનાવ બન્યો છે; ને તેથીજ દશ પ્રકારના આશ્ચર્યમાં તેની ગણત્રી કરવામાં આવેલી છે.

તીર્થંકરોએ "તીર્થંકર નામકર્મ"નો જે બંધ કરેલો હોય છે, તેનો વાસ્તવિક ઉદય તીર્થંકરને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય ત્યારથી ગણાય છે. તીર્થંકર નામકર્મની પુણ્ય પ્રકૃતિનાં જે દલીક આત્મપ્રદેશને લાગેલાં હોય છે, તેને વિપાકોદયથી ભોગવી છુટા કરવા, જગતજંતુના હિતના માટે વિહાર કરી, ઉપદેશ આપે છે.

પ્રથમની દેશનાથી કોઇ પણ જીવ પ્રતિબોધ પામ્યો નહી. તે ઉપદેશથી કોઇએ કંઇ પણ વ્રત અંગીકાર કર્યું નહીં. તે પછી "તીર્થંકર નામકર્મ નામનું જે મોટું કર્મ વેદવાનું છે, તે ભવ્ય જીવોને પ્રતિબોધ દેવાવડે અનુભવવુ યોગ્ય છે" એમ વિચારી પ્રભુ, અસંખ્ય કોટાકોટી દેવતાઓથી પરવરેલા અને દેવતાઓએ સંચાર કરેલા સુવર્ણ કમળ ઉપર ચરણ મુકતા, બાર યોજનના વિસ્તારવાળી, ભવ્ય પ્રાણીઓથી અલંકૃત, અને યજ્ઞને માટે ઘણા દ્વિજો જયા ભેગા થએલા છે એવી અપાપા નગરીમા, પ્રભુ તે બ્રાહ્મણોને પ્રતિબોધ પમાડવાના પારમાર્થિક ઉદ્દેશથી પધાર્યાં

તે નગરીના નજીક મહાસેનવન નામનું ઉદ્યાન છે. ત્યાં દેવોએ સમવસરણની રચના કરી. તે સમવસરણમાં પૂર્વના દ્વારથી પ્રભુએ પ્રવેશ કર્યો. બત્રીશ ધનુષ્ય ઉંચા રત્નના પ્રતિચ્છંદ જેવા ચૈત્યવૃક્ષને ત્રણ પ્રદક્ષિણા કરી, "तिर्थाय नम." એમ કહી,

સમોસરણના મધ્ય ભાગમાં બેસવાને પાદપીઠયુક્ત જે રત્નમય સિંહાસન રાખેલું છે, તે ઉપર પૂર્વાભિમુખે પ્રભુ બેઠા. ભક્તિવાળા દેવતાઓએ બીજી ત્રણ દિશાઓમાં પ્રભુનાં પ્રતિરૂપ કર્યાં. તે અવસરે ચાર નિકાયના દેવતાઓ, મનુષ્યો તથા તીર્યંચો સમોસરણની અંદર પ્રવેશ કરવાના દ્વારથી પ્રવેશ કરી પોતપોતાના લાયક મર્યાદાવાળા સ્થાને બેઠા. તે પછી ઇંદ્ર, ભક્તિથી રોમાંચિત શરીરે પ્રભુને નમીને અંજલી જોડી સ્તુતિ કરી, સ્વઆસને બેઠા. પ્રભુએ દેશના આપી.

"અહો ! આ સંસાર સમુદ્રની જેવો દારૂણ છે, અને તેનું કારણ વૃક્ષના બીજની જેમ કર્મજ છે. પોતાનાજ કરેલા કર્મથી વિવેક રહિત થયેલો પ્રાણી કુવો ખોદનારની જેમ અધોગતિ પામે છે, અને શુદ્ધ હૃદયવાળા પુરૂષો પોતાનાજ કર્મથી મહેલ બાંધનારની જેમ ઉર્ધ્વ ગતિને પામે છે. કર્મના બંધનું કારણ, એવી પ્રાણીની હિંસા કદિપણ કરવી નહી. હમેશાં પોતાના પ્રાણની જેમ બીજાના પ્રાણની રક્ષામાં તત્પર રહેવું. આત્મપીડાની જેમ પરજીવની પીડાને પરહરવાને ઇચ્છતા પ્રાણીએ, અસત્ય નહિં બોલતાં સત્યજ બોલવું. ક્રોધ, માન, માયા, લોભ, ભય, અને હાસ્યથી પ્રાણીઓ અસત્ય બોલે છે. અસત્ય બોલવાના નિમિત્ત કારણનો નાશ થવાથી સ્વાભાવિક રીતેજ સત્ય બોલવાનો ગુણ ખીલશે. સત્ય, હિતકારક, મિત અને પથ્ય ભાષા બોલવાથી સત્યનું રક્ષણ થશે. માણસના બાહ્ય પ્રાણ લેવા જેવું અદત્ત દ્રવ્ય કદિપણ લેવું નહી, કારણ કે તેનું દ્રવ્ય હરવાથી તેનો વધ કરેલોજ કહેવાય છે. ઘણા જીવોનું ઉપમર્દન કરનારૂં મૈથુન કદિપણ સેવવું નહી. પ્રાજ્ઞ પુરૂષે મોક્ષને આપનારૂ બ્રહ્મચર્યજ ધારણ કરવું. અનેક પ્રકારના પાપના નિમિત્ત કારણ રૂપ પરિગ્રહને ધારણ કરવો નહીં. ઘણા પરીગ્રહ લીધે અધિક ભારથી બળદની જેમ પ્રાણી વિધુર થઇને અધોગતિમાં પડે છે."

આ પ્રમાણે પ્રાણાતિપાતાદિ પંચ મહાવ્રતો છે. સર્વ વીરતિ

રૂપ ચારિત્ર ધર્મનું પાલન કરવાની શક્તિવાલાઓએ તો તે, ધર્મ-નેજ અંગીકાર કરી તેનું યથાર્થ પાલન કરવું, એજ મોક્ષનું કારણ છે.

**અગીયાર વિદ્વાન બ્રાહ્મણોનું યજ્ઞના કારણથી અપાપામાં ભેગા થવું.**

એ અરસામાં મગધ દેશમાં આવેલા ગોબર નામના ગામમાં વસુભૂતિ નામે એક ગૌતમ ગોત્રી બ્રાહ્મણ રહેતો હતો. તેને પૃથ્વી નામની સ્ત્રીથી ૧ ઇંદ્રભૂતિ, ૨ અગ્નિભૂતિ, અને ૩ વાયુ-ભૂતિ નામે ત્રણ પુત્રો થયા હતા. કોલ્લાક ગામમાં ધનુમિત્ર અને ધમ્મિલ્લ નામે બે બ્રાહ્મણો હતા. તેઓને વારૂણી અને ભદ્રિલા નામની સ્ત્રીઓથી ૪ વ્યક્ત અને ૫ સુધર્મા નામના બે પુત્રો હતા. મૌર્ય ગામમાં ધનદેવ અને મૌર્ય નામે બે વિપ્ર હતા. તેઓ પરસ્પર માસીના દીકરા ભાઇ થતા હતા. ધનદેવને વિજયદેવા નામની પત્નીથી ૬ મંડિક નામે પુત્ર થયો હતો. તેનો જન્મ થતાંજ ધનદેવ મૃત્યુ પામી ગયો. તે દેશના લોકાચાર પ્રમાણે સ્ત્રી વગરનો મૌર્ય વિજયદેવાની સાથે પરણ્યો. “ દેશાચાર લોક લજ્જાને માટે થતો નથી. ” મૌર્યથી તે વિજય દેવીને એક પુત્ર થયો;લોકમાં તે ૭ મૌર્યપુત્ર એવા નામથી પ્રખ્યાત થયો હતો.તેજ દેશમાં વિમલાપુરી નામના ગામમાં દેવનામ બ્રાહ્મણને જયંતી નામની સ્ત્રીથી ૮ અંકપિત નામે એક પુત્ર થયો હતો. કોશલા નગરીમાં વસુ નામના બ્રાહ્મણને નંદા નામની સ્ત્રીથી ૯ અચલ-ભ્રાતા નામે એક પુત્ર થયો હતો. વત્સ દેશમાં આવેલ તુંગિક નામના ગામમાં દત્ત નામના બ્રાહ્મણને કરૂણા નામની સ્ત્રીથી ૧૦ મેતાર્ય નામે પુત્ર થયો હતો. રાજગૃહ નગરમાં બલ નામના બ્રાહ્મણને અતિભદ્ર નામની સ્ત્રીથી ૧૧ પ્રભાસ નામે પુત્ર થયો હતો. તે અગીઆરે વિપ્ર કુમારો ચારે વેદના પારગામી થયા હતા; અને ગૌતમાદિક તો ઉપાધ્યાય થઇને જુદા જુદા સેંકડો શિષ્યોથી પરવરેલા રહેતા-હતા.

અપાપા નગરીમાં સોમીલ નામના એક ધનાઢય બ્રાહ્મણે, યજ્ઞ કર્મમાં વિચક્ષણ એવા તે અગીયારે દ્વિજોને યજ્ઞ કરવાને બોલાવ્યા હતા.

જૈન દર્શન કારોએ સમ્યક્ત્વ સહિતના જ્ઞાનને જ્ઞાનની કોટીમાં ગણેલ છે જેમને સમ્યક્ત્વ પ્રાપ્ત થયું નથી, એવાઓના જ્ઞાનને જ્ઞાનની કોટીમાં ગણેલુ નથી; પણ અજ્ઞાનની કોટીમાં ગણેલું છે જેઓને સમ્યક્ત્વનો લાભ થયો હોય, અને સમ્યક્ત્વમાં કાયમ હોય તેઓને જ્ઞાનનો મદ થતો નથી; કદાપિ અશુભ કર્મોદયના બલથી મદ થઇ આવે, તો પણ જ્યારે ગીતાર્થ જ્ઞાનીથી કિંવા બીજા કોઇ કારણથી તેઓને પોતાની ભુલ માલમ પડે, તે વખતે તે કદાગ્રહ નહી રાખતાં, સરળતા ધારણ કરી પોતાની ભુલ જોઇ શકે છે. એટલુંજ નહિ પણ પોતાની ભુલ કબુલ કરી મમત્વને છોડી દે છે. જ્યારે અજ્ઞાની ( મિથ્યાત્વી ) ને પોતાની ભુલ માલમ પડતી નથી. કદાગ્રહથી પોતાનો શાસ્ત્રમર્યાદા અને ન્યાયીપણાથી વિરૂદ્ધ મન પકડી રાખી, તેની પુષ્ટી કરે છે. આને આભિગ્રહિકમિથ્યાત્વ કહેવામાં આવે છે.

ઉપર જણાવેલા અગીયારે દ્વિજોના સંબંધમાં પણ જે હકીકત બનેલી આપણે આગલ જોઇશું, તે ઉપરથી તેમનામાં ન્યાયી અને સરળતાનો ગુણ કેટલો બધો ઉંચ કોટીનો હતો તે જણાઇ આવે છે; અને તેજ ગુણના મહિમાથી તીર્થંકરથી બીજી પાયરીનું ( કોટીનું ), ચક્રવર્તી તથા ઇંદ્રાદિક તે પણ વંદનીય, એવું ગણધર પદ મેળવવાને તેઓ ભાગ્યશાળી નીવડે છે. ખરેખર સમ્યક્ત્વ એ જીવનને ઉંચકોટીમાં, છેવટે મોક્ષપદ પ્રાપ્ત થવામાં બીજભૂત છે. સમ્યક્ત્વરહિત જીવ હજારો ભવ સુધી કષ્ટ સહન કરી અજ્ઞાન તપથી જે ન મેળવતા, તે સમ્યક્ત્વવાન જીવ થોડાજ કાળમાં મેળવી શકે છે. દીર્ઘ સંસારને પરિમિત કરી નાખે છે. ધન્ય છે એવા રત્નચિંતામણી કરતાં પણ અધિક મહાત્મવાળા સમ્યક્ત્વ ગુણને !

ધનાઢ્ય સોમિલના ત્યાં યજ્ઞ કરાવવાને સારૂ એ અગીયારે પંડિતો પોતપોતાના છાત્રો સહિત આવેલા હતા. તેમના દરેકની સાથે શિષ્યનો સમુદાય સેંકડોની સંખ્યાથી હતો. ચારે વેદના પારગામી, જુદા જુદા દેશના પંડિતોથી જે યજ્ઞની ક્રિયા કરવામાં આવે, તેમાં સામાન્ય મનુષ્યોને વિશેષતા લાગે એમાં નવાઇ નથી. યજ્ઞની અને તેના કરનાર કરાવનારની કીર્તિ સાંભળી યજ્ઞના આસ્તિક જીવો તેના દર્શનનો લાભ લેવા આવે એ સ્વાભાવિક છે; ને તેજ કારણથી અપાપા નગરી, દ્વિજો અને જૈનેતર દર્શનીઓથી ઉભરાઇ જતી હતી.

પરદેશથી ઘણો સમુદાય યજ્ઞના દર્શન માટે આવે, તે જોઇ યજ્ઞ કર્મ કરાવનાર ઉપાધ્યાય અને તેમની સાથેના શિષ્ય સમુદાયને અતિ હર્ષ થાય, અને પોતાના માટે ઉંચમત થાય એ સ્વાભાવિક છે.

આજ સમયમાં ભગવંત મહાવીર એજ પ્રદેશમાં સમોસર્યા. સમોસરણની રચના દેવતાઓએ કરી, અને તેમના દર્શન માટે દેવલોકમાંથી દેવો પણ કરોડોની સંખ્યામાં આવતા જોઇ, એ દ્વિજોત્તમ ગૌતમ (ઇંદ્રભૂત) ને પોતાના માટે અને પોતે જે યજ્ઞ કરાવતા હતા તેને માટે બહુ ઉંચો મત (અભિમાન) થયો. તેમનાથી શ્લાઘા (આત્મ પ્રશંસા) કર્યા શીવાય રહી શકાયું નહી. યજ્ઞ કરાવનાર સોમીલ અને અન્ય દ્વિજોને તેમણે કહ્યુ કે, "આ યજ્ઞનો પ્રભાવ તો જુઓ! આપણે મંત્રોથી બોલાવેલા આ દેવતાઓ આકાશમાંથી પ્રત્યક્ષ થઇને અહિં આવે છે."

દેવતાઓ તો યજ્ઞપ્રદેશ તરફ નહી આવતાં, જ્યાં પ્રભુ મહાવીર સમોવસરણમાં બિરાજી દેશના આપતા હતા ત્યાં ગયા. ગૌતમને આશ્ચર્ય થયું કે, "દેવો થઇને રસ્તો ભુલ્યા કે શું? તેઓ અહિં નહિ આવતાં કયાં જાય છે?" તપાસ કરતાં લોકોએ તેમને જણાવ્યું કે, "અતિશય સહિત સર્વજ્ઞ પ્રભુ મહાવીર ઉદ્યાનમાં સમોસર્યા છે. સમોસરણની રચના થઇ છે, ત્યાં એ દેવો જાય છે."

" સર્વજ્ઞ " એ શબ્દ સાંભળતાંજ ઈંદ્રભૂતિને, જાણે કોઇએ આક્રોશ કર્યો હોય ને આઘાત થાય, તેમ આઘાત થયો. ક્રોધાગ્નિથી તેમનું સર્વાંગ તપી ગયું, આંખો લાલચોળ થઇ ગઇ, મુખ વિકરાળ થઇ ગયું. તેઓ બોલવા લાગ્યા કે " અરે ધિક્કાર ! ધિક્કાર ! મરૂ દેશના માણસો જેમ આંબાના વૃક્ષને છોડીને કેરડાના ઝાડ પાસે જાય, તેમ એ દેવતાઓ મને છોડીને એ કોઇ પાખંડી ( ઈંદ્ર જાળીઓ ) આવેલ છે તેની પાસે જાય છે શું મહારા વિના બીજો કોઇ સર્વજ્ઞ આ કાળમાં જગતમાં છે ? સિંહની આગળ બીજા કોઇ પરાક્રમી હોયજ નહી ! કદિ મનુષ્યો તો મુર્ખ હોવાથી, તેની પાસે જાય તો ભલે જાય, પણ આ દેવતાઓ કેમ જાય છે ? ખરેખર તે ઈંદ્રજાળીનો દંભ કોઇ મહાન લાગે છે. પરંતુ જેવો એ સર્વજ્ઞ હશે, તેવાજ આ દેવતાઓ પણ જણાય છે. જેવો યક્ષ હોય તેવોજ બલિ અપાય છે. મહારાથી એ સહન થઇ શકશે નહી એજ દેવો-અને અહિં મળેલા મનુષ્યના દેખતાં હું તેના સર્વજ્ઞપણાનો ગર્વ હરી લઉં. "

આ પ્રમાણે ગર્વથી બોલતા તે ઇંદ્રભૂતિ પોતાના પાંચસે શિષ્યોના પરિવાર સહ, બીરૂદાવલી બોલાવતા, જ્યાં પ્રભુ મહાવીર સમોવસરણની અંદર બેસી દેશના આપે છે ત્યાં આવ્યા.

સમોવસરણની રચના અને અતિશયોની બાહ્ય સમૃદ્ધિ અને તેજ જોઇ " આ શું ? " એમ ઇંદ્રભૂતિને આશ્ચર્ય થયું.

સમોસરણની અંદર પ્રવેશ કરી જ્યાં પ્રભુ બીરાજેલા છે, તેમના સન્મુખ જતાં અમૃત જેવી મધુર વાણીવડે પ્રભુએ ઇંદ્રભૂતિને કહ્યું, " હે ગૌતમગોત્રી ! ઇંદ્રભૂતિ ! તમને કુશળ છે ? "

" શું આ મારા નામ અને ગોત્રને જાણે છે ? " વળી મનમાં આવ્યું કે, ' મારા જેવા જગત્પ્રસિદ્ધ માણસને કોણ ન જાણે. પણ જો મારા હૃદયમાં રહેલા સંશયને તે જણાવે, અને તે તે પોતાની જ્ઞાન સંપત્તિવડે છેદી નાખે, તો એ ખરા સર્વજ્ઞ છે એમ હું માનું ' એ પ્રમાણે ઇંદ્રભૂતિના મનમાં વિચાર ઉદ્‌ભવ્યા.

અગીયારે પંડિતોના મનમાં વિવિધ પ્રકારની શંકાઓ હતી. તે શંકાનું સમાધાન બીજાને પુછવાથી પોતાની લઘુતા થાય, એમ સમજી તેઓ અરસ્પરસ જ્ઞાનચર્ચા કરી ખુલાસા કરતા, પરંતુ ખુલાસા કરી શકતા ન હતા, અને પોતાની માન્યતાનેજ સત્ય માનતા હતા. કેવળજ્ઞાનના બળથી પ્રભુ તેમના મનોગત સંશયોને જાણુતા હતા.

**ઇંદ્રભૂતિના સંશયનો ખુલાસો.**

ઇંદ્રભૂતિ પોતાના મનમાં વિચાર કરતા હતા. તે જોઈ પ્રભુએ કહ્યું કે, "હે ઇંદ્રભૂતિ ! તમારા મનમાં જીવનો સંશય છે, જીવ છે કે નહી ? પણુ હે ગૌતમ ! જીવ છે, તે રૂપી નથી. પરંતુ તે ચિત્, ચૈતન્ય, વિજ્ઞાન, અને સંજ્ઞા વિગેરે લક્ષણોથી જાણી શકાય છે. તમો વેદના પદનો અર્થ યથાર્થ જાણી શકતા નથી. વેદના પદ નીચે પ્રમાણે છે."

" विज्ञानघन एवैतेभ्यो भूतेभ्यः समुत्थाय तान्येवानुविश्यति न प्रेत्यसंज्ञास्तीति "

" વેદની એ શ્રુતિનો અર્થ તમે એમ કરો છો કે 'ગમનાગમનની ચેષ્ટાવાળો આત્મા, પૃથ્વી, અપ, તેજ, વાયુ, અને આકાશથી મદ્યાંગમાં મદશકિતની પેઠે ઉત્પન્ન થઇને, તેઓમાંજ પાણીના પરપોટાની પેઠે પાછો લય પામી જાય છે, માટે એવી રીતે પંચભુતથી જુદો આત્મા નહીં હોવાથી, તેનો પુનર્જન્મ નથી.' પણુ હે ઇંદ્રભૂતિ ! એ અર્થ યુક્ત નથી. તેનો વાસ્તવિક અર્થ આ પ્રમાણે છે.

'विज्ञान' એટલે જ્ઞાન, દર્શનના ઉપયોગાત્મક 'विज्ञान'; વળી આત્માપણુ 'चिन्मय' હોવાથી તે પણુ 'विज्ञानघन' કહેવાય; આત્માના પ્રત્યેક પ્રદેશમાં જ્ઞાનના અનંત પર્યાયો છે. એવો વિજ્ઞાનઘન અને ઉપયોગાત્મક આત્મા, કથંચિત્ ભૂતો થકી, અથવા તે ભૂતોના વિકાર રૂપ એવા ઘટાદિકથી ઉત્પન્ન થાય છે. અર્થાત્ ઘટાદિકના જ્ઞાનથી પરિણુત એવો જે જીવનો ઉપયોગ,

તે હેતુભૂત એવા ઘટાદિકથી જ થાય છે. ઘટાદિક જ્ઞાનના પરિણામમાં ઘટાદિક વસ્તુઓ સાપેક્ષ રહેલી છે. એવી રીતે ઘટાદિક વસ્તુઓથી, તેના ઉપયોગપણાથી જીવ ઉત્પન્ન થઈને, તેમજ લય થાય છે; એટલે તે ઘટાદિક વસ્તુઓનો નાશ થતાં, તેના ઉપયોગપણાએ કરીને જીવ પણ નાશ થાય છે, અને બીજા ઉપયોગપણાએ કરીને પાછો ઉત્પન્ન થાય છે, અને સામાન્ય રૂપ પણાએ કરીને તે રહે છે. તેથી કરીને પ્રેતસંજ્ઞા નથી એટલે તેને પહેલાંની ઘટાદિકના ઉપયોગપણાની સંજ્ઞા હોતી નથી. વર્તમાન ઉપયોગપણાથી તેની ઘટાદિક સંજ્ઞા નાશ પામેલી છે. આ આત્મા જ્ઞાનમય છે. જો જીવ ન હોય તો પુણ્યપાપનું પાત્ર કોણ? અને તેના ફળ વિપાક કોણ ભોગવશે? પછી તમે આ યજ્ઞ, દાન વિગેરે કરાવો છો તે કરવાથી શું ફળ? જે દમ, દાન અને દયા જાણે તે જીવ. આ શરીર તો વસ્ત્રાદિની પેઠે ભોગ્ય વસ્તુ છે. તેમજ દુધમાં જેમ ઘી, તલમાં તેલ, કાષ્ટમાં અગ્નિ, પુષ્પમાં સુગંધ, તથા ચંદ્રકાંતમાં જેમ અમૃત રહે છે, તેમ આ આત્મા પણ શરીરમાં રહે છે, અને શરીરથી જુદો પણ છે. જ્ઞાન રૂપી નેત્રવાળાઓને ( કેવળજ્ઞાનીઓને ) પ્રત્યક્ષ એવો જીવ અનુભવ સિદ્ધ છે. તેમજ તે જીવ અનેક વાંચ્છાથી જણાય છે. વળી જીવ છેજ નહિ તે માટે તમે એવું અનુમાન કરોછો કે, પાંચે ઇંદ્રિઓથી પ્રત્યક્ષ પણે ગ્રહણ કરી શકાતો નથી,તેથી આકાશના પુષ્પની જેમ જીવ છેજ નહી. પણ હે ઇંદ્રભૂતિ ! પોતાના જ્ઞાનથી અનુભવાતો આત્મા સિદ્ધ જ છે, કેમકે કેવળજ્ઞાનીઓને તો તે પ્રત્યક્ષ છે, અને છદ્મસ્થોને અનુમાનથી સિદ્ધ થાય છે. અનેક પ્રકારની વાંચ્છાઓથી તથા સુખ દુઃખાદિકની કલ્પના જાળથી નિશ્ચય થઇ શકે છે કે; તે વાંચ્છા તથા કલ્પનાઓનો કરનાર આત્મા છે. સુખ, દુઃખ અને ઇચ્છા વિગેરે કારણોને લઇને આત્મા સિદ્ધ થાય છે. જે જે વસ્તુ કાર્ય અને કારણ ભૂત છે, તે તે વસ્તુ અસ્તિત્વમાં હોય છે. જેમ ઘટ કાર્ય અને તેનું કારણ માટીનો પિંડ. તે વસ્તુઓ હોવા

રૂપ છે. તેજ પ્રમાણે આ આત્મા કારણ અને સુખદુઃખાદિક તેના કાર્યો છે; તેથી આત્માની સિદ્ધિ થાય છે. આ આત્મા દ્રવ્યનયની અપેક્ષાએ વિનાશ અને ઉત્પાત રહિત છે. આત્મા કદાપિ ઉત્પન્ન થતો નથી, તેમજ વિનાશ પણ પામતો નથી પર્યાયનયની અપેક્ષાએ આત્મા અનિત્ય છે, અને સત્તાએ કરીને શાશ્વત છે. કેમકે પૂર્વે કરેલાનું તથા કરાવેલાનું તેને સ્મરણ થાય છે. તેથી આત્મા નિત્ય છે અને તેના પર્યાયો અનિત્ય છે. અને સદ્‌ભાવ એટલે સત્તાને આશ્રિને આત્મા શાશ્વત એટલે નિત્ય છે. આદ્યંત રહિત કેવળ સ્થિરભાવપણાએ કરીને ધ્રુવ છે.

" હે આયુષ્યમન્ ! કેવળજ્ઞાનથી આત્માને હું પ્રત્યક્ષ જોઇ શકું છું, એટલુંજ નહિં પરંતુ તમે પણ ' अहं ' (હું) એવો શબ્દ બોલી તમારા દેહમાં આત્મા રહેલો છે એમ બતાવી આપો છો. વળી સ્મરણ, કાંઇ પણ જાણવાની ઇચ્છા, સંશય વિગેરે જ્ઞાનવિશેષ એવા જીવનાજ ગુણો છે, તેથી તે સ્વસંવેદન પ્રત્યક્ષ છે.

વળી અનુમાન પ્રમાણથી પણ આત્મા સિદ્ધ થાય છે. દેહાદિક ઇંદ્રિઓનો જે અધિષ્ટાતા તથા ભોક્તા છે તે જીવજ છે. જેનો ભોક્તા ન હોય તે ભોગ્ય પણ ન હોય. આ શરીરાદિક ભોગ્ય છે તો તેનો ભોક્તા પણ કોઇ હોવો જોઇએ. વળી હે ગૌતમ ! તમને જીવ વિષે સંશય થવાથી તમારા શરીરમા જીવ છે એમ નિર્ણય થાય છે. કેમકે તમને સંશય થયો તે કોને થયો ? જ્યાં જ્યાં સંશય હોય ત્યાં ત્યાં સંશયવાળો પદાર્થ હોવોજ જોઇએ. આત્મા અને દેહ એ બંન્ને પદાર્થો વસ્તુસ્વરૂપે હોય તોજ સંશય થાય છે, પણ એમાંથી એક પદાર્થ ન હોય તો તેવો સંશય પણ થાય નહિ, તેથી અનુમાનપ્રમાણથી પણ આત્મા સિદ્ધ થાય છે. વળી તમારા દેહમાં આત્મા છે તેવોજ બીજાના દેહમાં પણ છે. હર્ષ, શોક, સંતાપ, સુખ, દુઃખ વિગેરે વિજ્ઞાનનો ઉપયોગ સર્વ દેહોમાં જણાય છે. તે કુંથુ જેવડો થઇને મોટા હાથી જેવડો પણ થાય છે. દેવ થઇને તિર્યંચ પણ થાય છે તેથી તેની શક્તિ

ચિંતવી ન શકાય તેવો તે અચિંત્ય, શકિતવાન, વિભુ ( સમર્થ ), કર્તા, ભોકતા, જ્ઞાતા, અને કર્મથી ભિન્નાભિન્ન સ્વરૂપવાળો છે. માટે હે ગૌતમ ! આવા પ્રકારની યુકિતઓથી જીવ છે એમ માની તમારા મનની શંકા છે તેનો નાશ કરો."

ઇંદ્રભૂતિ સરળ બુદ્ધિવાળા, સત્યના ગવેષક હતા. વેદના પદનો પોતે જે અર્થ કરતા હતા તે યથાર્થ નહી હતો, અને પ્રભુએ તે પદનો જે અર્થ કર્યો છે તેજ વાસ્તવિક છે, એવી તેમની પ્રતીતિ થઇ. તેમનો અહંકાર ગળી ગયો. પ્રભુના ઉપદેશથી તેમને વસ્તુના સ્વરૂપનું જ્ઞાન થયું. સંસારની અનિત્યતાનો ભાસ થયો અને વૈરાગ્ય રંગથી ભીંજાઇ ગયા. પ્રભુના ચરણમાં પ્રણામ કરી, ગદ્ગદ્ કંઠે પ્રભુને પ્રાર્થના કરી કે,

"હે સ્વામી ! ઉંચા વૃક્ષનું માપ લેવાને વામન પુરૂષ ઇચ્છા કરે, તેમ હું દુર્બુધિ આપની પરિક્ષા કરવાને અને આપની સાથે વાદ કરવાને અહિં આવ્યો હતો. હે નાથ ! આપે મને સારી રીતે પ્રતિબોધ આપ્યો છે. હું હવે સંસારથી વિરકત થયો છું. આપ અનુગ્રહ કરી મને દીક્ષા આપીને આ સંસાર સમુદ્રથી તારો."

શુદ્ધાશયથી કરેલી માગણી પ્રભુએ માન્ય રાખી. તે પોતાના પહેલા ગણધર થશે એમ જાણીને પાંચસો શિષ્યો સાથે તેમને દીક્ષા આપી.

તે સમયે કુબેરે ચારિત્ર ધર્મને લાયક ઉપકરણો લાવી, તે ગ્રહણ કરવાને શ્રી ગૌતમસ્વામીને વિનંતી કરી. તે ગ્રહણ કરતા પહેલાં તે વૈરાગ્યવાન મહામુનીને વિચાર થયો કે, હું તો નિઃસંગ છુ તો પછી આ ઉપકરણો મ્હારે ગ્રહણ કરવા કે કેમ ? જેમનું પૂર્વે મેળવેલું મિથ્યાશ્રુત પ્રભુના ઉપદેશ અને ચારિત્ર દાન પછી સમ્યક્શ્રુત રૂપે પરાવર્ત પામેલું છે, જેઓની વૈરાગ્ય ભાવના વૃદ્ધિ પામતી જાય છે, જેમની પરિણતી અને લેષ્યા ઉત્તરોત્તર વિશુદ્ધ થતી જાય છે, એવા પ્રાતઃસ્મરણીય શ્રી ગૌતમે નિર્ણય

કર્યો કે " નિરવદ્ય વ્રતની રક્ષા કરવામાં આ વસ્ત્રપાત્રાદિક ઉપયોગમાં આવશે, માટે તે ગ્રહણ કરવા યોગ્ય છે, કારણ કે તે ધર્મના ઉપકરણો છે, તેના વિના છ પ્રકારના જીવકાયની યતના કરવામાં તત્પર એવા છદ્મસ્થ મુનિઓથી સારી રીતે જીવદયા શી રીતે પાળી શકાય ? તેથી આહારાદિ કોઇ પણ વસ્તુ ગ્રહણ કરવા માટે, મુનિના ૪૨ બેતાલીશ દોષરહિત હોય એવી એષણા વડે નિર્મળ અને શુદ્ધ ઉપગરણો હોય, તે વિવેકી પુરૂષોએ અહિંસાને માટે ગ્રહણ કરવા જોઇએ.

જ્ઞાન, દર્શન અને ચારિત્રને આચરવાની શક્તિવાળા પુરૂષે આદિ અંત અને મધ્યમાં અમુઢપણે સમય–સિદ્ધાંત–માં કહેલા અથવા અવસર ઉચિત અર્થને સાધી લેવો. જ્ઞાન દર્શનથી રહિત એવો જે અભિમાની પુરૂષ આવા ઉપકરણોમાં પરિગ્રહની શંકા કરે તેનેજ હિંસક જાણવો જે ધર્મના ઉપકરણોમાં પરિગ્રહની બુદ્ધિ ધારણ કરે, તે તત્વને નહિ જાણનાર મુર્ખોનેજ રાજી રાખવા ઇચ્છે છે. પૃથ્વીકાય, અપ્કાય, અગ્નિકાય, વાયુકાય, વનસ્પતિકાય, અને ત્રસકાય વિગેરે ઘણા જીવોની ધર્મના ઉપકરણો વિના શી રીતે રક્ષા થાય ? ઉપકરણો ગ્રહણ કર્યાં છતાં પણ જો તે પોતાના આત્માને મન, વચન, કાયાથી દૂષિત અને અસંતોષી રાખે, અથવા ઉપકરણો ઉપર મમત્વભાવ રાખે, તો તે કેવળ પોતાના આત્માને છેતરે છે. " આ પ્રમાણે વિચાર કરીને પાંચસે શિષ્યોની સાથે દેવતાઓએ અર્પણ કરેલા ધર્મના ઉપકરણો ગ્રહણ કર્યા.

**અગ્નિભૂતિના મનનું સમાધાન.**

યજ્ઞશાળાએ રહેલા અગ્નિભૂતિએ લોકના મુખથી સાંભળ્યું કે, પોતાના ભાઇ ઇંદ્રભૂતિ જેઓ વાદ કરવાને અને જીત મેળવવાને ગયા હતા, તેમણે તો દીક્ષા લીધી અને તેઓ હવે અહીં પાછા આવવાના નથી. આથી તે (અગ્નિભૂતિ) રોષે ભરાઇ ગયા અને બોલવા લાગ્યા કે, " જરૂર તે ઇંદ્રજાળિકે મ્હારા ભાઇ ઇંદ્રભૂતિને છેતરી લીધો. માટે હું તેને

સર્વજ્ઞ નહિ છતાં પોતાને સર્વજ્ઞ માનનારા તે ધુતારાને જીતી લઉં અને માયાથી પરાજય કરેલા મારાભાઇને પાછાલઇ આવું. સર્વ શાસ્ત્રના રહસ્યને જાણનાર અને અગાધ બુદ્ધિવાળા ઇંદ્રભૂતિને માયા વગર કોણ જીતવાને સમર્થ છે ? કારણકે માયારહિત પુરૂષોમાં માયાવી પુરૂષ વિજય મેળવે છે. પણ જો એ માયાવી મારા હૃદયનો સંશય જાણીને તેને છેદી નાખે, તો હું પણ ઇંદ્રભૂતિની જેમ શિષ્યો સહિત તેમનો શિષ્ય થાઉં ” આ પ્રમાણે નિશ્ચય કરી તે અગ્નિભૂતિ પાંચશો શિષ્યો સહિત જ્યાં પ્રભુ સમવસરણમાં બીરાજેલા છે ત્યાં આવ્યા.

સન્મુખ આવતા તે અગ્નિભૂતિને ભગવંતે કહ્યું “ હે ગૌતમ ગોત્રી અગ્નિભૂતિ ! તમને કુશળ છે ? અહંકારી અગ્નિભૂતિ સમોસરણમાં પ્રભુની પાસે શિષ્યો સહિત બેઠો. પ્રભુએ પુનઃ તેમને કહ્યું કે, “ તમારા મનમાં કર્મનો સંદેહ કેમ છે ? તમો એમ માનો છો કે, કર્મ છે કે નહિ ? અને જો હોય તો તે પ્રત્યક્ષ્યાદિ પ્રમાણને અગમ્ય છે. વળી અમૂર્તિમાન જીવ તે મૂર્તિમાન–રૂપી–એવા કર્મને શી રીતે બાંધી શકે ? અમૂર્તિમાન જીવને મૂર્તિવાળા કર્મથી ઉપઘાત અને અનુગ્રહ શી રીતે થાય ? આવો તમારા હૃદયમાં સંદેહ છે તે વ્યાજબી નથી. કારણ કે,

અતિશય જ્ઞાની પુરૂષોને કર્મ પ્રત્યક્ષ જણાય છે, અને તમારાજેવા છદ્મસ્થ પુરૂષોને જીવોની વિચિત્રતા જોવાથી અનુમાનવડે કર્મ જણાય છે. કર્મની વિચિત્રતા વડેજ પ્રાણીઓને સુખદુઃખ વિગેરે વિચિત્ર ભાવો પ્રાપ્ત થયા કરે છે. તેથી કર્મ છે એ વાત તમે નિશ્ચય માનજો. જગતમાં કેટલાક જીવ રાજા થાય છે, અને કેટલાક હાથી, અશ્વ, અને રથના વાહનપણાને પામે છે. તેમજ કેટલાક તેમની પાસે ઉપાનહ વગર પગે ચાલનારા થાય છે. કોઈક હજારો પ્રાણીના ઉદર ભરનારા મહર્દ્ધિક પુરૂષો થાય છે, અને કોઇક ભીક્ષા માગીને પણ પોતાનું ઉદર ભરી શકતા નથી. દેશકાલ એક સરખા છતા એક વ્યાપારીને ઘણો લાભ થાય છે, અને બીજાની

મૂળ મુંડીનો પણ નાશ થાય છે કોઇ શરીરે નિરોગી અને સશકત હોય છે, ત્યારે કોઇ શરીરે વ્યાધીથી પીડિત અને અતિ દુઃખી હોય છે કોઈ બુદ્ધિમાન અને કળાવાન હોય છે, ત્યારે કોઇ મુરખ અને કલાવિહિન હોય છે. આવા કાર્યોનું મૂળ કારણ કર્મ છે કારણ વિના કાર્યની ઉત્પતિ થતી નથી. કર્મની વિચિત્રતાથીજ દરેક પ્રાણીમાં ભિન્ન ભિન્ન વિચિત્રતા જણાય છે. એ વિચિત્રતાનો જે હેતુ તેજ કર્મ છે."

"હવે મૂર્તિમાન્ કર્મનો અમૂર્તિમાન્ જીવની સાથે શી રીતે સંબંધ થાય ? એવી જે શંકા થાય છે, તે શંકા વસ્તુસ્વભાવના જ્ઞાનના અભાવે પ્રાણીઓને થાય છે. એમનો સંબંધ પણ આકાશ અને ઘડાની જેમ બરાબર મલતો છે એમાં અસંભવિતપણું જરા પણ નથી. જેમ વિવિધ જાતના મદ્યાદિ માદક પદાર્થોથી અને ઔષધોથી અમૂર્ત એવા જીવને ઉપઘાત થાય છે, અને દારૂ વિગેરે કેફી ચીજોના પીણાથી જીવ બેભાન બની જતા પ્રત્યક્ષ જણાય છે. તેમજ બ્રાહ્મી આદિક ઔષધિથી આવરણ ખસી જઇ બુદ્ધિની નિર્મળતા થતી પ્રત્યક્ષ જોવામાં આવે છે; તેથી અનુગ્રહ પણ થાય છે. પણ ખરેખર તે નિર્લેપ છે.

વેદના જે પદ ઉપરથી તમારા મનમાં સંશય થયો છે, તે વાકય ( શ્રુતિ ) આ પ્રમાણે છે.

" पुरुप एवेदं ग्नि सर्वं यद्भूतं यच्चभाव्यं इत्यादि "

આ પદનો તમે એવો અર્થ કરો છો કે, 'જે અતીત કાળમાં થએલું છે, તથા જે આગામી કાળમાં થવાનું છે, તે સઘળું ' पुरुषपत्र ' આત્માજ છે. એમાં એવકાર કર્મ, ઇશ્વર આદિકના નિષેધ માટે છે. ( એમાં " ग्नि " એ વાકયના અલંકાર માટે છે ) આવા અર્થથી જે મનુષ્ય, દેવ, તિર્યંચ, પર્વત, પૃથ્વી, આદિક વસ્તુઓ દેખાય છે, તે સઘળું આત્માજ છે, અને તેથી કર્મનો નિષેધ પ્રગટજ છે.' પણ હે અગ્નિભૂતિ ! એ અર્થ બરોબર નથી.

કેમકે વેદનાં તે પદો તો પુરૂષની સ્તુતિનાં છે. વેદનાં વાક્ય ત્રણ પ્રકારનાં છે; કેટલાક વિધિવાક્યો છે, જેમકે સ્વર્ગની ઇચ્છા કરનાર પ્રાણીએ અગ્નિહોત્ર કરવું; વળી કેટલાંક વાકયો અનુવાદ સૂચવનારાં છે, જેમકે બારમાસનો એક સંવત્સર કહેવાય; અને કેટલાક વાક્યો સ્તુતિરૂપ છે, જેમકે આ ઉપરનું તમારા સંદેહપણાનું જે વાક્ય છે, તે વાક્યથી વિષ્ણુનો મહિમા કહેલો છે, પણ અન્ય વસ્તુઓનો અભાવ કહેલો નથી નહીં તો "पुण्यं पुण्येन कर्मणा, पापं पापेन कर्मणा " ઇત્યાદિક વેદના વાક્યો નિરર્થક થાય ( જુઓ કલ્પસૂત્રની સુબોધિકા ભાષાંતર પૃ. ૯૮ )

હે અગ્નિભૂતિ ! તે કર્મ મૂર્તિમાન છે એમ તમે માનો, કેમકે કર્મને અમૂર્ત માનવાથી આકાશાદિકની જેમ તેનાથી આત્માને અનુગ્રહ ઉપઘાતનો ( સુખ, દુઃખનો ) પ્રસંગ ઘટશે નહી. વળી કર્મોની સાથે આત્માને અનાદિકાળથી સંબંધ છે, એમ પણ તમે માનો; કેમકે તેનો સંબધ સાદિ માનીયે તો મુક્તજીવોને પણ કર્મનો સંબધ થવો જોઇએ. સાદિ સંબંધ માનવાથી સંસારીજીવ પહેલાં કર્મ રહિત હતો અને પછી અમુક કાળે કર્મ સહિત થયો. જો એમ માનવામાં આવે તો પછી મુક્તજીવ પણ કર્મ રહિત થયા પછી, તેને પણ અમુક વખતે કર્મનો સંબંધ થવો જોઇએ, અને તેમ થાય તો પછી મુક્તજીવો અમુક્ત થશે; માટે તેમ માનવું ઇષ્ટ નથી. પ્રવાહે કરી જીવકર્મનો સંબધ અનાદિ છે એમ તમે માનો. જો તમને એમ લાગે કે જીવકર્મનો સબંધ અનાદિનો છે, ત્યારે તેનો વિયોગ શી રીતે થઇ શકે ? કેમકે અનાદિ હોય તે અનંત પણ હોય. જેમ કાળ અનાદિ છે તેમ અનત પણ છે આવા પ્રકારની શંકાનું સમાધાન એ છે કે, જેમ સુવર્ણ અને પાષાણનો સંબધ અનાદિ છે, તો પણ તેવા પ્રકારની સામગ્રીના યોગે અગ્નિમાં મુકીને ધમવાથી સુવર્ણ અને પાષાણ જુદા પડે છે, તેમ જીવ પણ ધ્યાનરૂપી અગ્નિના યોગે અનાદિ સબંધવાળા કર્મોથી જુદો પડે છે, એમ સિદ્ધ થાય છે. વળી હે આયુષ્યમાન્ !

જો કર્મ ન હોય તો ધર્મ, અધર્મ, દાન, અદાન, શીળ, અશીળ, તપ, અતપ, સુખ, દુઃખ, સ્વર્ગ, નરક વિગેરે સર્વ વ્યર્થ થાય. માટે તમારા મનમા કર્મ છે કે નહિ એ શંકાને કાઢીનાખી 'કર્મ છે' એમ માનો. તેમજ શુભાશુભ કર્મનો કર્તા જીવ છે અને ભોક્તા પણ જીવજ છે જીવ પોતે કરેલાં કર્મનો અનુભવ પોતેજ કરે છે, એટલે તેના શુભાશુભ વિપાક પોતેજ ભોગવે છે.

હે અગ્નિભૂતિ ! તમારા મનનો સંશય મેં જાણ્યો, તેમ હું જ્ઞાનાવરણાદિક આઠે કર્મો પ્રત્યક્ષ જોઉં છુ; માટે કર્મનો સ્વીકાર કરો. જીવ કર્મ વિગેરે કોઇ પણ વસ્તુ મને અદૃશ્ય નથી, માટે કર્મ છે એમ તમે સ્વીકાર કરો."

આ પ્રમાણેના પ્રભુના ઉપદેશથી તેમના મનનો સંશય નાશ પામ્યો, પ્રતિબોધ પામ્યા. અગ્નિભૂતિએ ઇર્ષ્યા છોડી દઇ, પોતાને ધન્ય માનતા પાંચસો શિષ્યોની સાથે, પ્રભુ પાસે છેતાળીશ વર્ષની ઉમરે દીક્ષા લીધી. પછી દશ વર્ષ સુધી છદ્મસ્થ પણે વિહાર કરી કેવળજ્ઞાન પામ્યા, અને સોળ વર્ષ સુધી કેવળપર્યાયને ભોગવી સિદ્ધિ પદને પામ્યા.

**વાયુભૂતિના સંશયનો ખુલાશો**

અગ્નિભૂતિ એ પણ દીક્ષા લીધી, તે વાત સાંભળી વાયુભૂતિએ વિચાર્યું કે "જેણે મારા બન્ને ભાઇઓને જીતી લીધા તે ખરેખર સર્વજ્ઞ જ હોવા જોઇએ; માટે ભગવંતની પાસે જઇ તેમને વંદના કરીને મારૂં પાપ ધોઇ નાખું, તેમજ હું પણ મારો સંશય પુછી ખુલાસો કરી લઉં." આ પ્રમાણે વિચાર કરી તે પોતાના પાંચસો શિષ્યો સાથે ભગવંતના સમવસરણમાં આવ્યા અને પ્રભુને પ્રણામ કરી તેમની નજીકમાં બેઠા. પ્રભુએ તેમને કુશળ સમાચાર પુછ્યા, અને કહ્યુ કે, " હે વાયુભૂતિ ! તમારા મનમા જીવ અને શરીર વિષે મોટો ભ્રમ છે तज्जीव तच्छरीर એવો સંશય છે પ્રત્યક્ષાદિ પ્રમાણ વડે ગ્રહણ થતો ન હોવાથી જીવ શરીરથી જુદો લાગતો નથી, તેથી જલમાં પરપોટાની જેમ

તે જીવ શરીરમાંથીજ ઉત્પન્ન થઇને શરીરમાંજ મૂર્છા ( લય ) પામે છે. આવો તમારો આશય છે પણ તે વાસ્તવિક નથી સર્વ પ્રાણીઓને એ જીવ દેશથી ( કથંચિત્ ) તો પ્રત્યક્ષ છે, કારણકે તેના ઇચ્છા વિગેરે ગુણો પ્રત્યક્ષ હોવાથી જીવ સ્વસંવીદ છે, એટલે કે તેને પોતાને અનુભવ થાય છે. તે જીવ દેહ અને ઇંદ્રિયોથી જુદો છે ઇદ્રિયોની શક્તિ જ્યારે નાશ પામે છે, અને તે પોતાનું કાર્ય કરી શકતી નથી, ત્યારે તે ઇદ્રિયોને સંભારે છે કે મારી અમુક ઇદ્રિ તે પોતાનુ કાર્ય કરી શકતી નથી, તે મરણ પામી છે અથવા નાશ પામી છે. આ પ્રમાણે તે પોતે ઉહાપોહ કરે છે. એ ઉપરથી મારૂં શરીર અને મારી ઇંદ્રિયો ઇત્યાદિ માનવાવાળો જીવ, શરીરથી પૃથક્ છે એમ પ્રતીતિ થાય છે.

" सत्येन लभ्यस्तपसा ह्येष ब्रह्मचर्येण नित्यं ज्योतिर्मयो हि शुद्धो यं पश्यंति धीरा यतयः संयतात्मान इत्यादि "

વળી આ પ્રમાણેની શ્રુતિનો અર્થ નીચે પ્રમાણે છે.

આ જ્યોતિરૂપ તથા શુદ્ધ આત્મા, સત્ય, તપ, અને બ્રહ્મચર્યથી જણાય છે, તે પદોથી ભૂતોથી આત્મા પૃથક્ છે એમ પ્રતીતિ થાય છે; માટે તમે જે સંશય કરો છો. તે યથાર્થ નથી ( જુઓ સુબોધિકા પૃ. ૯૯ )

પ્રભુની અમૃત સરખી વાણીથી વાયુભૂતિના મનની શંકાનું સમાધાન થયું. તેમણે પણ પોતાના બે ભાઇઓની માફક સંસારથી વિરકત થઇ પોતાના પાચસો શિષ્યોની સાથે દીક્ષા લીધી.

બાકીના આઠેના મનમાં કોઇને કંઇ પ્રકારના સંદેહ હતા તેઓ અનુક્રમે પ્રભુ પાસે આવ્યા, અને તે દરકેના સંશયના ખુલાસા પ્રભુએ કર્યા. તેઓ સર્વેએ પ્રભુના ઉપદેશથી વૈરાગ્ય પામી પોત પોતાના પરિવાર સાથે દીક્ષા લીધી. તે દરેકના મનમાં શુ શંકા હતી અને તેનું સમાધાન પ્રભુએ કેવી રીતે કર્યું, તેનું સંક્ષિપ્ત સ્વરૂપ નીચે પ્રમાણે છે.

**વ્યક્ત નામના પંડિતની શંકાનું સમાધાન**

ચોથા પંડિત વ્યક્ત નામના હતા. તેમના મનમાં એવો સંશય હતો કે, " પૃથ્વી આદિ પંચભૂતો જગતમાં છેજ નહી. તેની જે આજે પ્રતીતિ થાય છે, તે ભ્રમથી જલ ચંદ્રવત્ છે. આ બધુ શૂન્યજ છે. " પ્રભુએ જણાવ્યું કે, આવો તમારો દઢ આશય છે. પણ તે મિથ્યા છે તમે વેદના પદોનો યથાર્થ અર્થ જાણી શક્યા નથી. જે પદના લીધે તમારા મનમાં એ શકા જન્મ પામી છે, તે પદ આ પ્રમાણે છે

" येन स्वप्नोपमं वै सकलं, इत्येष ब्रह्मविधिरंजसा ·विज्ञेयः "

આ પદનો તમો એવો અર્થ કરો છો કે, ખરેખર પૃથ્વી આદિક આ સઘળું સ્વપ્ન સરખું એટલે અસત્ય છે, અને તેથી પંચ ભૂતોનો અભાવ છે. વળી ' पृथ्वी देवता, आपो देवता " ઇત્યાદિક વાક્યોથી ભૂતોનું છતાપણુ જણાય છે; માટે તે બાબતમાં ખરૂ શું હશે એવો સદેહ છે પણ એવો સંદેહ રાખવાને કારણુજ નથી; કેમકે स्वप्नोपमं वै सकलं ઇત્યાદિ પદો આત્મા સંબંધિ ચિંતવનમાં કનક, કામિની આદિકોના સંયોગને અનિત્યપણું સૂચવનારા છે; પણ તે કંઇ પચભૂતોનો નિષેધ સૂચવનારાં નથી. જો સર્વત્ર શૂન્યતાનોજ પક્ષ લેવામાં આવે, તો પછી ભૂવન્ ( જગત ) માં વિખ્યાત થયેલા, સ્વપ્ન, અસ્વપ્ન, ગંધર્વપુર, નગર, વિગેરે ભેદો થવાજ ઘટે નહી. માટે પંચભૂતો સર્વથા નથી એવો સંશય કાઢી નાખો.

**સુધર્મ પંડીતના સંશયનું સમાધાન.**

પાંચમા પડિત સુધર્મના મનમાં એવી શંકા હતી કે, " આ જીવ જેવો આ ભવમાં છે, તેવોજ પરભવમાં થાય છે; કેમકે સંસારમાં કારણુને મળતું જ કાર્ય થાય છે. શાલી પ્રમુખ બીજથી તે ધાન્યનીજ ઉત્પત્તિ થાય છે,

બીજાની થતી નથી." પ્રભુએ કહ્યું કે, "આ તમારી શંકા ખરી નથી. વેદના જે પદો ઉપરથી તમને શંકા ઉદ્ભવ પામી છે તે પદો આ પ્રમાણે છે."

"पुरुषो वै पुरुषत्वमश्नुते, पशवः पशुत्व" ઇત્યાદિ પદો ભવાંતરનું સાદૃશ્ય પણ સૂચવનારાં છે, તથા "शृगालो वै एष जायते यः सपुरीषो दह्यते" ઇત્યાદિ પદો તો વળી ભવાંતરમાં સાદૃશ્યપણું દેખાડનારા નથી. એમ માની તમને શંકા પેદા થએલી છે. પણ એ પદોનો ખરો અર્થ આ પ્રમાણે છે.

"પ્રથમ જે પદ ઉપર જણાવ્યું તેનો અર્થ એવો છે કે, માર્દવ આદિક ગુણોએ કરીને યુક્ત હોય, તેવો મનુષ્ય પુનઃ મનુષ્ય-પણાનું આયુષ્ય બાંધી, પાછો પણ મનુષ્યપણાને પામી શકે, એવો અર્થ નિરૂપણ કરનારાં તે વાક્યો છે. પણ મનુષ્ય તે મનુષ્યજ થાય એવો નિશ્ચય બતાવનારાં તે વાક્યો નથી. વળી તમારા મનમાં એવી એક યુક્તિ ઠસેલી છે કે, મનુષ્ય કેવી રીતે પશુ થઇ શકે ? કેમકે કાંગેર (ચોખા) ના દાણા વાવવાથી કાંઇ ઘહું પેદા થતા નથી. પણ તે યુક્તિ બરોબર નથી; કારણ કે છાણ આદિથી વીંછીની ઉત્પત્તિ થાય છે, તેથી એવી રીતે સાદૃશ્ય પણું ઘટી શકતું નથી. જેવી રીતે સરળતા આદિક ગુણોવડે મનુષ્ય ભવનું આયુષ્ય બાંધે છે, અને મનુષ્ય જાતિમાં ઉત્પન્ન થાય છે; તેમ માયા કપટ વિગેરે ગુણોમાં પચી રહેલો જીવ અહીં પશુરૂપે જીવીત ગુજારે છે, અને આગામી ભવ સંબંધી પશુનું આયુષ્ય બાંધી, પશુની જાતિમાં ઉત્પન્ન થાય છે. તેથી જીવની પૃથક્ પૃથક્ ગતિમાં ઉત્પતિ કર્મને આધિન છે, અને તેથીજ પ્રાણીઓનું વિવિધપણું દેખાય છે, હંમેશાં કારણને મળતુંજ કાર્ય થવું જોઇએ એવો કાઇ ચોક્કસ (એકાંત) નિયમ નથી. શૃંગ વિગેરેમાંથી શર પ્રમુખ ઉગી નીકળે છે. પ્રભુના આ પ્રમાણેના ખુલાસાથી તેમના મનનું સમાધાન થયું, અને તેમણે પણ પાંચસો શિષ્ય સહિત દીક્ષા લીધી.

મૌર્યપુત્રને 'દેવતાઓ છે કે નહી' એવો સંદેહ હતો. પ્રભુએ કહ્યુ "હે મૌર્યપુત્ર! તમને દેવતાઓને વિષે સંદેહ છે, પણ તે મિથ્યા છે. જુઓ આ સમવસરણમાં પોતાની મેળે આવેલા ઇંદ્રાદિક દેવતાઓ પ્રત્યક્ષ છે. શેષ કાળમા સંગીત કાર્યાદિની વ્યગ્રતાથી અને મનુષ્ય લોકના દુઃસહ ગંધથી તેઓ અહીં આવતા નથી, પણ તેથી કાંઇ તેમનો અભાવ સમજવાનો નથી તેઓ અર્હંતના જન્મ અભિષેક વિગેરે અનેક પ્રસંગે આ પૃથ્વીપર આવે છે. તેનું કારણ અરિહંતનો અતિશ્રેષ્ઠ પ્રભાવ છે." આ પ્રમાણેની ભગવંતની વાણીથી બોધ પામી મૌર્યપુત્રે પોતાના ૩૫૦ શિષ્ય સહિત દીક્ષા લીધી.

**મૌર્યપુત્રના સંદેહનો ખુલાસો**

'નારકી જીવો પ્રત્યક્ષ નજરે દેખાતા નથી, તેથી નારકી નથી' એવો અંકપતિ નામના પંડિતના મનમાં સંદેહ હતો તેઓ પોતાના ત્રણસો શિષ્યો સાથે પ્રભુના પાસે આવ્યા પ્રભુએ તેમને કહ્યું કે "તમારા મનમાં નારકીના અસ્તિત્વપણા સંબંધે શંકા છે, પણ તે વાસ્તવિક નથી જગતમા જેઓ પાપાચરણ કરે છે, તેઓ નરકમાં જઇને ઉપજે છે. નારકીના જીવો છે, પરંતુ અત્યંત પરવશપણાને લીધે તેઓ અહીં આવવાને સમર્થ નથી, તેમજ મનુષ્યો ત્યાં જવાને સમર્થ નથી. નારકી જીવો પ્રત્યક્ષ ઉપલબ્ધ નથી, પણ યુક્તિગમ્ય છે; અને જે અવધ્યાદિક[1] જ્ઞાનીઓ છે તેઓને તો તે પ્રત્યક્ષ દેખાય છે" પ્રભુના આવા પ્રકારના વચનો સાંભળી તેમના મનનો સંશય નષ્ટ થયો, અને તેમણે પોતાના શિષ્યો સહિત પ્રભુ પાસે દીક્ષા અંગીકાર કરી.

**અંકપતિ પંડિતની શંકાનું સમાધાન.**

---

૧ ભગવત મહાવીરના સમયમા ક્ષાયિક જ્ઞાનીઓનો સદ્ભાવ હતો. ભગવંતની પાટે શ્રી સુધર્માસ્વામી, અને તેમની પાટે શ્રી જંબુસ્વામિ થયા. તેઓ આ ક્ષેત્રમા ભગવંતના સાસનમા છેલા ક્ષાયિકજ્ઞાની ( કેવળજ્ઞાની ) થયા છે. ત્યાર પછી કાળ દોષથી એવા જ્ઞાનીઓનો વિચ્છેદ થયો છે એમ શાસ્ત્ર મર્યાદા છે.

'જીવને બંધ, નિર્જરા, અને મોક્ષ છે કે નહી' એ વિષે મંડિક નામના પંડિતના મનમાં શંકા હતી. તે પોતાના સાડા ત્રણસો શિષ્યોની સાથે પ્રભુના સમવસરણમાં આવ્યા પ્રભુને પ્રણામ કરી યોગ્ય સ્થાનકે બેઠા પ્રભુએ તેમના મનની શંકા પ્રથમ કહી બતાવી, અને જણાવ્યું કે, "આત્માને બંધ અને મોક્ષ થાય છે એ વાત પ્રસિદ્ધ છે મિથ્યાત્વ, અવિરતી, કષાય, અને યોગ એ કર્મબંધના મૂખ્ય હેતુઓ છે. તેના સેવનથી જીવો જે કર્મનો બંધ કરે તે બંધ કહેવાય છે. તે કર્મ બંધને લીધે પ્રાણીઓ દોરીની સાથે બધાયો હોય તેમ નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવતા એ ચાર ગતિમાં પરિભ્રમણ છતો પરમ દારૂણ દુઃખનો અનુભવ કરેછે. જ્ઞાન, દર્શન, ચારિત્રાદિનું આરાધન કર્મ નિર્જરા ( વિયોગ ) ના હેતુઓ છે. તેમના સેવનથી પ્રાણીઓ કર્મથી સર્વથા રહિત થાય છે અને તેને મોક્ષ કહે છે; જ્યાં પ્રાણીને અનંત સુખ હોય છ. જો કે જીવ અને કર્મનો પરસ્પર સંબધ અનાદિ સિદ્ધ છે,પણ અગ્નિથી સુવર્ણ અને પાષાણ જુદા પડી જાય છે, તેમ જ્ઞાનાદિકના આરાધનથી જીવ અને કર્મનો વિયોગ થાય છે. આવા પ્રકારના ઉપદેશથી તેમના મનનો સંશય દુર થયો અને તેમણે પોતાના શિષ્યો સહિત દીક્ષા લીધી.

**મંડિક પંડિતની શંકાનું સમાધાન.**

અચલભ્રાતા નામના પંડિતને પુણ્ય અને પાપના સંબધે સંદેહ હતો. તેઓ પોતાના ત્રણસો શિષ્યો સહિત પ્રભુના સમવસરણમાં આવ્યા. તેમને પ્રભુએ કહ્યું કે " તમારા મનમાં પુણ્ય અને પાપ એ કંઇ છેજ નહી, એ વિષે શંકા છે. પણ હે અચલભ્રાતા ! પુણ્ય અને પાપના સંબંધમાં તમે જરા પણ શંકા ધરશો નહી, કારણ કે આલોકમાં પુણ્ય અને પાપનું ફળ પ્રત્યક્ષ જણાય છે; તેમજ વ્યવહારથી પણ પ્રસિદ્ધ થાય છે. દીર્ઘઆયુષ્ય, આરોગ્ય, રૂપ, લક્ષ્મીની પ્રાપ્તિ

**અચલભ્રાતાના સંશયનું છેદન.**

અને સત્કુલમાં જન્મ ઇત્યાદિ પુણ્યના ફળ છે, અને તેથી વિપરીત અલ્પ આયુષ્ય, કુરૂપ, નિર્ધનતા, વ્યાધિઓની પીડા અને નીચકુળમાં જન્મ ઇત્યાદિ પાપના ફળ છે. આ પ્રત્યક્ષ દેખાતા ભેદના હેતુઓનું મનન કરવાથી શંકાનું સમાધાન આપો આપ થઇ જશે. જો પુણ્ય અને પાપ જેવું જગતમાં કંઇ ન હોય, તો પછી જગતના જીવોમાં જે તારતમ્યતા જોવામાં આવે છે, તે જોવામાં આવેજ નહી, અને બધાઓ સમાન કોટીમા હોય. પરંતુ તેમ તો છેજ નહી તેથી ખાત્રી થાય છે કે તે તત્વો જગતમાં છે." આવા પ્રકારના પ્રભુના વચનોથી અચળભ્રાતા પ્રતિબોધ પામ્યા, અને તેમણે શિષ્યો સહિત ચારિત્ર અંગીકાર કર્યું.

**મેતાર્ય પંડિતના મનનું સમાધાન.**

દશમા મેતાર્ય નામના પંડિત છે. તેમના મનમાં એવો સંશય હતો કે, 'ભવાંતરમાં પ્રાપ્ત થવારૂપ પરલોક નથી; મતલબ પુનર્ભવ નથી; કારણ કે ચિદાત્મરૂપ જીવનુ સ્વરૂપ બધા ભૂતના એક સંદોહરૂપ છે. તે ભૂતોનો અભાવ થતાં—વિખરાઇ જતા જીવનો પણ અભાવ થાય છે, તો પછી પરલોક કે પુનર્ભવ શી રીતે હોઇ શકે ?' આ સંશય પાસે આવતાં પ્રભુએ તેમને કહી સંભળાવ્યો, અને પુછયું કે, "તેઓને એવો સંશય છે એ વાત ખરી કે નહી ?" પંડિતે નિઃગર્વિતપણે પ્રભુને જણાવ્યું કે, "આપે જે મ્હારા મનનો સંદેહ જણાવ્યો, તેજ પમાણે મારા મનમાં સંશય છે" પ્રભુએ તેમના સંશયનું સમાધાન કરતા જણાવ્યું કે, "તમારો એ સંશય મિથ્યા છે. જીવની સ્થીતિ સર્વ ભૂતથી જુદીજ છે. કેમકે બધા ભૂતો (પંચમહાભૂત) એકત્ર થાય, તોપણ તેમાંથી કાંઇ ચેતના ઉત્પન્ન થતી નથી તેથી જે જીવનો ધર્મ—લક્ષણ છે, 'ચેતના લક્ષણજિવ' તે પંચમહાભૂતથી જુદુ છે. એ ચેતના લક્ષણવાળો જીવ આયુષ્ય પુરૂં થયા બાદ શરીરથી જુદો પડી પરલોકમાં જાય છે; અને કેટલાક જીવોને તો તે ભવમાં પણ જાતિસ્મરણ વિગરે કારણથી પૂર્વ

ભવનું સ્મરણ થાય છે. જો પુનર્ભવ ન હોય તો આ ભવમાં જે શુભાશુભ કાર્ય-કર્મો-કરવામાં આવે છે, તેનું ફળ કોણ ભોગવશે ? જ્યારે પરભવ ન હોય અને શુભાશુભ કર્મનું ફળ ભોગવવાનું ન હોય, તો પછી સારા કર્મો કરવાં જોઇએ અને નઠારા કાર્યોનો ત્યાગ કરવો જોઇએ એ વિચારણાજ શું કરવા જોઇએ ? પછી તો હરેકે પોતાના મનસ્વિતરંગો પ્રમાણે વર્તવું એમજ નક્કી થાય; પરંતુ જગતમાં શુભાશુભ કર્મોના ફળ ભોગવતા તો જોવામાં આવે છે. તે તમામ કંઇ આભવમાં કરેલા કર્મોનું પરિણામ હોય છે તેમ નથી; માટે પુનર્ભવ છે, પરલોક છે. એમાં સંશયને જગ્યાજ નથી. મેતાર્ય પંડીતે પોતાના મનનો સંશય દૂર થવાથી, ત્રણસો શિષ્યો સાથે પ્રભુની પાસે દીક્ષા અંગીકાર કરી.

અગીઆરમા પ્રભાસ નામના પંડિતના મનમાં એવો સંદેહ હતો કે; ' નિર્વાણ ( મોક્ષ ) છે કે નહી ? '

**પ્રભાસ પંડિતના સંશયનું સમાધાન**

પ્રભુની પાસે તેઓ પોતાના ત્રણસો શિષ્યો સાથે આવ્યા. પ્રભુને વંદન કરી યોગ્ય સ્થાને બેઠા. પ્રભુએ તેમના મનનો સંદેહ તેમને કહી પુછયું કે, " હે પ્રભાસ પંડિત ! તમારા મનમાં નિર્વાણના સંબંધે સંશય છે એ વાત ખરી ?" પ્રભાસે ઉત્તર આપ્યો કે " હા "

પ્રભુએ તેમના તે સંશયનું સમાધાન કરતાં જણાવ્યું કે, " તમને જે વેદના પદના અર્થની વિચારણાથી એ સંશય પેદા થયો છે, તે પદ આ પ્રમાણે છે-

" जरामर्यं वा यदग्निहोत्रं "

આ પદથી મોક્ષના અભાવનું સૂચન થાય છે, કેમકે " जरामर्यं " કેતાં હમેશાં કરવું, એમ કહ્યું છે; અને તેથી કરીને અગ્નિહોત્ર હમેશાં કરવાનું પ્રતિપાદન કર્યું. તે અગ્નિહોત્રની ક્રિયા મોક્ષનું કારણ થઇ શકતી નથી, કેમકે તેમાં કેટલાક જીવોનો વધ થાય છે; તો કેટલાકને

ઉપકાર થાય છે, અને મોક્ષ સાધકપણા માટે એવાં અનુષ્ટાનો સંબંધી કોઇ વખત કંઇ કહેલું નથી માટે મોક્ષ છે જ નહી, એવું પ્રતીત થાય છે. તેમ વલી કહ્યું છે કે "द्वे ब्रह्मणी वेदितव्ये" કેતાં બે બ્રહ્મને જાણવાં, એક પર અને બીજું અપર. તેમાં પર એટલે સત્ય જ્ઞાન, અને અપર એવા શબ્દથી તો મોક્ષની પ્રતીતિ થાય છે. એવી રીતનો તમારા મનમાં સંદેહ છે. કઇ વાત સત્ય માનવી ? તે પદોનો અર્થ હું કહું છું તે પ્રમાણે કરો, કેમકે અહીં "वा" શબ્દનો "अपि" એવો અર્થ છે; એટલે જે કોઇ સ્વર્ગાહિકનો અર્થિ હોય, તેણે જાવ જીવ સુધી અગ્નિહોત્ર કરવું, અને નિર્વાણનો અર્થિ હોય, તેણે અગ્નિહોત્ર છોડીને નિર્વાણ સાધનની પણ ક્રીયા કરવી પણ નિયમથી "अग्निहोत्रकरवो" એવો શબ્દાર્થ કરવો નહીં, અને તેથી કરીને નિર્વાણ સાધક ક્રિયાનો પણ વખત જણાવ્યો. વળી કર્મનો ક્ષય તે મોક્ષ છે. વેદથી અને જીવની અવસ્થાના વિચિત્રપણાથી કર્મ છે એ વાત સિદ્ધ થાય છે. સમ્યક્ જ્ઞાન, દર્શન, અને ચારિત્રારાધનથી કર્મનો ક્ષય થાય છે. તેથી અતિશય જ્ઞાનવાળા પુરૂષોને તો મોક્ષ પ્રત્યક્ષપણે જણાય છે. સમ્યક્ જ્ઞાન, અને સંયમ સંપૂર્ણ પ્રાપ્ત કરવા તેજ મોક્ષ સાધવાનો ઉપાય છે. તે ઉપાય આ નરભવને વિષેજ સાધવા યોગ્ય છે, કારણ કે મનુષ્યગતિમાંજ તે સાધી શકાય છે, જે એ ધર્મશીલ એટલે ધર્મનુ પ્રતિપાલન કરનાર પ્રધાન મુનિઓ હોય છે, તેઓ નિશ્ચે દુઃખ રહિત થાય છે. તેઓજ શીઘ્રપણાથી પરમાર્થ તત્વને, એક ચિદ્રુપ એવા મોક્ષને, પ્રાપ્ત કરી શકે છે."

પ્રભુના આવા પ્રકારના ઉપદેશથી તેમના મનનો સંશય નાશ પામ્યો, અને પ્રતિબોધ પામી ત્રણશો શિષ્યો સહિત પ્રભુની પાસે દીક્ષા અંગીકાર કરી. આ પ્રભાસની આ વખતે સોલ વર્ષની વય હતી.તેમણે બાલ્યાવસ્થામાંજ ગૃહસ્થાવાસનો ત્યાગ કરી સર્વ વીરતિ અંગીકાર કરી. પછી આઠ વર્ષ સુધી છદ્મસ્થપર્યાય પાળીને આવરણ રહિત અવ્યાબાધ કેવળજ્ઞાન પામ્યા. કેવળી અવસ્થામાં

સોલ વર્ષ સુધી વિચરી, અનેક ભવ્ય જીવોને પ્રતિબોધી, જે સુખના માટે ઉદ્યોગ કર્યો હતો તે મોક્ષ સુખ પ્રાપ્ત કર્યું.

આ પ્રમાણે મહાન કુળમાં ઉત્પન્ન થએલા મહાપ્રાજ્ઞ, સંવેગ પામેલા, અને વિશ્વને વિષે પંડિત, એવા તે અગીયાર પ્રસિદ્ધ વિદ્વાનો શ્રી વીર પ્રભુના મૂખ્ય શિષ્યો થયા.

**ચંદનબાળાની દીક્ષા.**

શતાનિક રાજાને ઘેર ચંદનબાળા પ્રભુને કેવળજ્ઞાન થયાની રાહ જોતી દિવસો નિર્ગમન કરે છે તેણે આકાશ માર્ગે દેવતાઓને જતા આવતા જોયા. તેથી પ્રભુને કેવળજ્ઞાન થયાનો તેના મનમાં નિશ્ચય થયો. તેને વ્રત લેવાની ઇચ્છા થઇ. ક્ષેત્રદેવતાની સહાયથી તે પ્રભુના સમવસરણમાં, જયા બાર પ્રકારની પર્ષદા બેઠેલી છે, ત્યાં આવી. પ્રભુને ત્રણ પ્રદક્ષિણા કરી નમીને પોતાને દીક્ષા આપવા માટે પ્રભુને વિનંતી કરી, અને બે હાથ જોડી નમીને ઉભી રહી. તે વખતે બીજી પણ અનેક રાજા તથા અમાત્યોની પુત્રીઓ દીક્ષા લેવા માટે તૈયાર થઇ પ્રભુએ ચંદનાને મૂખ્ય કરી તે સર્વેને દીક્ષા આપી.

તેજ વખતે હજારો નરનારીઓને શ્રાવકના લાયકના વ્રત આપી શ્રાવકપણામાં સ્થાપિત કર્યાં

એવી રીતે ચતુર્વિધ સંઘથી પવિત્ર એવા ધર્મતીર્થ–ધર્મ સ્વરાજની સ્થાપના કરી. અગીઆર પંડિતોએ પોતાના ચુંવાલીસો બ્રાહ્મણો–શિષ્યો–સાથે દીક્ષા લીધેલી હતી. પ્રભુએ અગીઆરને મુખ્ય ગણધરપદે સ્થાપ્યા. " ઉત્પાદ, વ્યય, અને ધ્રુવાત્મક ત્રિપદી કહી સંભળાવી તે ત્રિપદી વડે પ્રભુની આજ્ઞા લઈ, તેમણે (ગણધરો) દ્વાદશાંગી તથા ચૌદપૂર્વની રચના કરી ચૌદપૂર્વ, ગણધરાએ અંગોની પુર્વે રચ્યાં; તેથી તે પૂર્વ કહેવાય છે.

પછી સમયને જાણનાર ઇંદ્ર મહારાજ, તત્કાળ વજ્રમય દિવ્ય થાલમાં સુગંધિ ચૂર્ણોથી પૂર્ણ દિવ્ય ચૂર્ણ ભરીને, પ્રભુની

સન્મુખ આવીને-ઉભા. પછી પ્રભુ રત્નમય સિંહાસનથી ઉઠીને તે ચૂર્ણની સંપૂર્ણ મુઠી ભરીને ઉભા થયા. ગૌતમ પ્રમુખ અગીઆર ગણધરો અનુક્રમે જરા નમીને પ્રભુની સન્મુખ ઉભા. તે વખતે દેવો પણ સઘળા વાજિંત્રાદિકના ધ્વનિને નિવારીને મૌન ધરી રહ્યા, અને પ્રભુ શી આજ્ઞા કરે છે, તે સાંભળવા આતુર થઇ ઉભા રહ્યા.

ગણધારોને ઉદ્દેશીને અમૃતમય વાણીથી પ્રભુએ તેમને કહ્યું કે, "દ્રવ્ય, ગુણ, અને પર્યાયથી તમોને તીર્થની અનુજ્ઞા છે."

એમ કહી પ્રથમ ઇંદ્રભૂતિના અને પછી અનુક્રમે બધા ગણધરોના મસ્તકપર ચૂર્ણ ( વાસક્ષેપ ) નાખ્યું. તે પછી દેવોએ પણ તેમનાપર ચૂર્ણ અને સુગંધી પુષ્પની વૃષ્ટિ કરી.

"આ ચિરંજીવી થઇ ધર્મનો ચિરકાળ સુધી ઊદ્યોત કરશે," એમ કહીને પ્રભુએ, સુધર્મા ગણધરને સર્વ મુનિઓમાં મૂખ્ય કરી, ગણનાધુરીની અનુજ્ઞા કરી.

સાધવીઓમાં સંયમના ઉદ્યોગની ઘટનાને માટે, પ્રભુએ તે સમયે ચંદનાને પ્રવર્તિની પદે સ્થાપિત કરી.

**પંચ મહાવ્રત અને તેની પચીશ ભાવના**

શ્રી આચારાંગ સૂત્રમાં શ્રી સુધર્માસ્વામી પ્રભુ મહાવીરનું ચરિત્ર શ્રી જંબુ સ્વામિને કહી સંભળાવતાં, આ સમયનું વર્ણન નીચે પ્રમાણે કરે છે, ( શ્રી આચારાંગ સૂત્ર મૂળ સહિત ભાષાંતર ) છાપીત બુક પૃષ્ટ-૩૮૨

"આવી રીતે વિચરતાં ભગવાનને બાર વર્ષ પ્રતિક્રમ્યા હવે તેરમા વર્ષની અંદર ઉન્હાળાના બીજા માસે બીજે પક્ષે વૈશાખ સુદિ ૧૦ના સુવ્રત નામના વિજય મુહુર્તે, ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રના યોગે, પૂર્વ દિશાએ છાયા વળતાં છેલ્લે પહોરે, જંભિકગામ નગરની બાહેર, ઋજુવાલિકા નદીના ઉત્તર કિનારે, સ્યામક ગાથા પતિના કર્પણ સ્થળમાં, વ્યાવૃત નામના ચૈત્યના ઇશાન કોણમાં, શાળ વૃક્ષની પાસે અર્ધો ઉભા રહી, ગોહિકા આસને આતાપના કરતા

થકાં, તથા પાણી વગરના બે ઉપવાસે, જંઘાઓ ઉંચી રાખી માથું નીચે ઘાલી ધ્યાન કોષ્ટમાં રહેતાં થકાં, શુકલધ્યાનમાં વર્તતાં છેવટનું સંપૂર્ણ પ્રતિપૂર્ણ અવ્યાહત નિરાવરણ અનંત ઉત્કૃષ્ટ કેવળજ્ઞાન તથા કેવળદર્શન ઉપન્યું. ( ૧૦૨૪ )

હવે ભગવાન અર્હંત્ જિન, કેવળી, સર્વજ્ઞ, સર્વભાવદર્શી થઇ, દેવ, મનુષ્ય, તથા અસુર પ્રધાન ( આખા ) લોકના પર્યાય જાણવા લાગ્યા. એટલે તેની આગતિ, ગતિ, સ્થિતિ, ચ્યવન, ઉત્પાત, ખાવુ પીવુ, કરેલું કરાવેલુ, પ્રગટ કામ, છાના કામ, બોલેલું, કહેલું, એમ આખા લોકમાં સર્વ જીવોના સર્વભાવ જાણતા દેખતા થકા વિચરવા લાગ્યા. ( ૧૦૨૫ )

જે દીને ભગવાનને કેવળજ્ઞાન, કેવળ દર્શનઉપન્યાં, તે દિને ભુવનપત્યાદિ ચારે જાતના દેવદેવીઓ આવતાં જતાં આકાશ દેવમય તથા ધોળુ થઇ રહ્યું. ( ૧૦૨૬ )

એ રીતે ઉપજેલા જ્ઞાનદર્શનને ધરનાર ભગવાને પોતાને તથા લોકને સંપૂર્ણ પણે જોઇને પહેલાં દેવોને ધર્મ કહી સભલાવ્યો અને પછી મનુષ્યોને. ( ૧૦૨૭ )

પછી ઉપજેલા જ્ઞાનદર્શનના ધરનાર શ્રમણ ભગવાન મહાવીરે ગૌતમાદિક શ્રમણ નિગ્રંથોને ભાવના સહિત પાંચ મહાવ્રત તથા પૃથ્વી કાય વિગેરે છ જીવની કાય કહી જણાવ્યાં. ( ૧૦૨૮ )

## ( પાંચ પાંચ ભાવના સહિત પાંચ મહાવ્રત )

પહેલુ મહાવ્રતઃ—હે ભગવાન્ ! હું સર્વ પ્રાણાતિપાત ત્યાગ કરૂં છું. તે એ રીતે કે સુક્ષ્મ કે બાદર ત્રસ કે સ્થાવર જીવનો યાવત્ જીવ પર્યંત, મન વચન કાયાયે કરી ત્રિવિધે પોતે ઘાત ન કરીશ, બીજા પાસે ન કરાવીશ, અને કરતાને રૂડુ ન માનીશ, તથા તે જીવઘાતને પડિકમું છું, નિંદું છું, ગરહું છું, અને તેવા સ્વભાવને વોસરાવું છું. ( ૧૦૨૯ )

તેની આ પાંચ ભાવનાઓ છે. ( ૧૦૩૦ )

ત્યાં પહેલી ભાવના એકે મુનિએ ઇર્યાસમિતિ સહિત થઇ વર્તવું, પણ રહિત થઇ ન વર્તવું. કારણકે કેવળજ્ઞાનીઓ કહે છે કે ઇર્યાસમિતિ રહિત હોય તે મુનિ પ્રાણાદિકનો ઘાત વિગેરે કરતો રહે છે. માટે નિગ્રંથે ઇર્યાસમિતિથી વર્તવું એ પહેલી ભાવાના. ( ૧૦૩૧ )

બીજી ભાવના એકે નિગ્રંથ મુનિએ મન ઓળખવું, એટલે કે જે મન પાપ ભરેલુ, સદોષ, ( ભુંડી ) ક્રિયા સહિત, કર્મ બંધકારી, છેદ કરનાર, ભેદ કરનાર, કલહકારક, પ્રદ્વેષ ભરેલું, પરિતપ્ત, તથા જીવ–ભૂતનું ઉપઘાતક હોય, તેવા મનને નહિ ધારવું. એમ મન જાણીને પાપ રહિત મન ધારવું એ બીજી ભાવના. ( ૧૦૩૨ )

ત્રીજી ભાવના એકે નિગ્રંથે વચન ઓળખવું, એટલે કે જે વચન પાપ ભરેલું, સદોષ, ( ભુંડી ) ક્રિયાવાળુ, યાવત્ ભૂતોપઘાતક હોય–તેવું વચન નહિં ઉચરવું. એમ વચન જાણીને પાપ રહિત વચન ઉચ્ચરવું. એ ત્રીજી ભાવના. ( ૧૦૩૩ )

ચોથી ભાવના એ કે નિગ્રંથે ભંડોપકરણ લેતાં રાખતાં સમિતિસહિત થઇ વર્તવું પણ રહિત પણે ન વર્તવું કેમકે કેવળી કહે છે કે, આદાનભાંડનિક્ષેપણા સમિતિ–રહિત નિગ્રંથ પ્રાણાદિકનો ઘાત વિગેરે કરતો રહે છે. માટે નિગ્રંથે સમિતિ સહિત થઇ વર્તવું એ ચોથી ભાવના. (૧૦૩૪)

પાંચમી ભાવના એ કે નિગ્રંથે આહારપાણી જોઇને વાપરવં, વગર જોએ ન વાપરવાં. કેમ કે કેવળી કહે છે કે, વગર જોયે આહાર પાણી વાપરનાર નિગ્રંથ પ્રાણાદિકનો ઘાત વિગેરે કરે; માટે નિગ્રંથે આહારપાણી જોઇને વાપરવા; નહિ કે વગર જોઇને. એ પાંચમી ભાવના. (૧૦૩૫)

એ ભાવનાઓથી મહાવ્રત રૂડી રીતે કાયાએ સ્પર્શિત, પાલિત, પાર પાડેલું, કીર્તિત, અવસ્થીતિ અને આજ્ઞા પ્રમાણે આરાધિત થાય છે. (૧૦૩૬)

એ પેહેલું પ્રાણાતિપાતવિરમણ રૂપ મહાવ્રત છે (૧૦૩૭)

બીજું મહાવ્રતઃ— 'સઘળું મૃષાવાદરૂપ વચનદોષ ત્યાગ કરૂ છુ એટલે કે ક્રોધ, લોભ, ભય, કે હાસ્યથી યાવજ્જીવ પર્યંત ત્રિવિધે ત્રિવિધે એટલે મન વચન કાયાએ કરીને મૃષા ભાષણ કરૂં નહિ, કરાવું નહિ, અને કરતાને અનુમોદુ નહિ, તથા તે મૃષાભાષણને નિંદુ છું અને તેવા સ્વભાવને વોસરાવું છું (૧૦૩૮)

તેની આ પાંચ ભાવનાઓ છે. ( ૧૦૩૯ )

પહેલી ભાવના :—નિગ્રંથે વિચારી ( વિમાસી )ને બોલવું, વગર વિચારેથી ન બોલવું, કેમકે કેવલી કહે છે કે વગર વિચારે બોલનાર નિગ્રંથ મૃષા વચન બોલી જાય. માટે નિગ્રથે વિચારીને બોલવું, નહિ કે વગર વિચારે. એ પહેલી ભાવના ( ૧૦૪૦ )

બીજી ભાવના એકે નિગ્રથે ક્રોધનું સ્વરૂપ જાણી ક્રોધી ન થવું. કેમકે કેવળી કહે છે કે ક્રોધ પામેલ ક્રોધી જીવ મૃષા બોલી જાય. માટે નિગ્રંથે ક્રોધનું સ્વરૂપ જાણી ક્રોધી ન થવું એ બીજી ભાવના ( ૧૦૪૧ )

ત્રીજી ભાવના એ કે નિગ્રંથે લોભનું સ્વરૂપ જાણી લોભી ન થવું. કેમકે કેવળી કહે છે. કે લોભી જીવ મૃષા બોલી જાય. માટે નિગ્રથે લોભી ન થવું એ ત્રીજી ભાવના ( ૧૦૪૨ )

ચોથી ભાવના એ કે નિગ્રંથે ભયનું સ્વરૂપ જાણી ભયભીરૂ ન થવું, કેમકે કેવલી કહે છે કે ભીરૂ પુરૂષ મૃષા બોલી જાય. માટે ભીરૂ ન થવું એ ચોથી ભાવના. ( ૧૦૪૩ )

પાંચમી ભાવના એકે હાસ્યનું સ્વરૂપ જાણી નિગ્રંથે હાસ્ય કરનાર ન થવું, કેમકે કેવળી કહે છે કે હાસ્ય કરનાર પુરૂષ મૃષા બોલી જાય. માટે નિગ્રથે હાસ્ય કરનાર ન થવું એ પાંચમી ભાવના ( ૧૦૪૪ )

એ ભાવનાઓથી મહાવ્રત રૂડી રીતે કાયાયે કરી સ્પર્શિત અને યાવત્ આજ્ઞા પ્રમાણે આરાધિત થાય છે. એ બીજુ મહાવ્રત. ( ૧૦૪૫ )

ત્રીજુ મહાવ્રતઃ—સર્વ અદત્તાદાન તજુ છું. એટલે કે ગામ નગર કે અરણ્યમાં રહેલુ, થાડું કે ઝાઝું, નાનું કે મોટું, સચિત અણુદીધેલું ( વસ્તુ ) યાવજજીવ ત્રિવિધે મન, વચન, કાયાએ કરી લઉં નહિં, લેનારને અનુમત કરૂ નહિં. તથા અદત્તાદાનને પડિક્રમુ છું, યાવત્ તેવા સ્વભાવને વોસરાવુ ( ૧૦૪૬ )

તેની પાંચ ભાવનાઓ છે ( ૧૦૪૭ )

ત્યાં પહેલી ભાવના આ કે નિર્ગ્રંથે વિચારીને પરિમિત અવગ્રહ માગવો, પણ વગર વિચારે અપરિમિત અવગ્રહ ન માગવો. કેમકે કેવળી કહે છે કે વગર વિચારે અપરિમિત અવગ્રહ માગનાર નિર્ગ્રંથ અદત્ત લેનાર થઇ જાય માટે વિચારીને પરિમિત અવગ્રહ માગવો એ પહેલી ભાવના ( ૧૦૪૮ )

બીજી ભાવના એકે નિર્ગ્રંથે રજા મેળવીને આહાર પાણી વાંપરવા, પણ રજા મેળવ્યા વગર ન વાપરવા. કેમકે કેવળી કહે છે કે વગર રજા મેળવે આહાર પાણી વાપરનાર નિર્ગ્રંથ અદત્ત લેનાર થઇ પડે. માટે ગુરૂ અગર વડીલની રજા મેળવીને આહાર પાણી વાપરવા એ બીજી ભાવના. ( ૧૦૪૯ )

ત્રીજી ભાવના એ કે નિર્ગ્રંથે અવગ્રહ માગતાં પ્રમાણ સહિત ( કાળક્ષેત્રની હદબાંધી ) અવગ્રહ લેવો. કેમકે કેવળી કહે છે કે પ્રમાણ વિના અવગ્રહ લેનાર નિર્ગ્રંથ અદત્ત લેનાર થઇ જાય; માટે પ્રમાણ સહિત અવગ્રહ લેવો. એ ત્રીજી ભાવના. ( ૧૦૫૦ )

ચોથી ભાવના એકે નિર્ગ્રંથે અવગ્રહ માગતાં વારંવાર હદ બાંધનાર થવું, કેમકે કેવળી કહે છે કે વારંવાર હદ નહિ, બાંધનાર પુરૂષ અદત્ત લેનાર થઇ જાય. માટે વારંવાર હદ બાંધનાર થવું એ ચોથી ભાવના. (૧૦૫૧)

પાંચમી ભાવના એ કે વિચારીને પોતાના સાધર્મિક પાસેથી પણ પરિમિત અવગ્રહ માગવો, કેમકે કેવળી કહે છે કે તેમ ન

કરનાર નિગ્રંથ અદત્ત લેનાર થઇ જાય માટે સાધર્મિક પાસેથી પણ વિચારીને પરિમિત અવગ્રહ માગવો, નહિ કે વગર વિચારે અ-પરિમિત. એ પાંચમી ભાવના. (૧૦૫૨)

એ ભાવનાઓથી મહાવ્રત રૂડી રીતે યાવત્ આજ્ઞા પ્રમાણે આરાધિત થાય છે. એ ત્રીજું મહાવ્રત (૧૦૫૩)

ચોથું મહાવ્રત—" સર્વ મૈથુન તજું છું એટલે કે દેવ મનુષ્ય તથા તિર્યંચ સર્વથી મૈથુન હું યાવજ્જીવ ત્રિવિધે ત્રિવિધે કરૂં નહી." ઇત્યાદિ અદત્તાદાન માફક બોલવું. ( ૧૦૫૪ )

તેની આ પાંચ ભાવનાઓ છે. ( ૧૦૫૫ )

ત્યાં પહેલી ભાવના એ છે કે નિગ્રંથે વારંવાર સ્ત્રીની કથા કહ્યા કરવી નહી. કેમ કે કેવળી કહે છે કે વારંવાર સ્ત્રીકથા કરતાં શાંતિનો ભંગ થવાથી, નિગ્રંથ શાંતિથી તથા કેવળીભાષિત ધર્મથી ભ્રષ્ટ થાય. માટે નિગ્રંથે વારંવાર સ્ત્રી કથાકારક ન થવું. એ પહેલી ભાવના. ( ૧૦૫૬ )

બીજી ભાવના એ કે નિગ્રંથે સ્ત્રીની મનોહર ઇંદ્રિયો ( સુંદર રૂપ ) જોવી ચિંતવવી નહી કેમકે કેવળી કહે છે કે તેમ કરતાં શાંતિભંગ થવાથી ધર્મભ્રષ્ટ થવાય. માટે નિગ્રંથે સ્ત્રીઓની મનો-હર ઇંદ્રિયો જોવી તપાસવી નહી એ બીજી ભાવના. ( ૧૦૫૭ )

ત્રીજી ભાવના એ કે નિગ્રંથે સ્ત્રીઓ સાથે પૂર્વે રમેલી રમત ક્રીડાઓ યાદ ન કરવી. કેમકે કેવળી કહે છે કે તે યાદ કરતાં શાંતિભંગ થવાથી ધર્મ ભ્રષ્ટ થવાય. માટે નિગ્રંથે સ્ત્રીઓ સાથે રમેલી રમતો ગમતો સંભારવી નહી એ ત્રીજી ભાવના. ( ૧૦૫૮ )

ચોથી ભાવના એ કે નિગ્રંથે અધિક ખાનપાન ન વાપરવું, તથા ઝરતા રસવાળું ખાનપાન ન વાપરવું. કેમકે કેવળી કહે છે કે અધિક તથા ઝરતા રસવાળું ખાનપાન ભોગવતાં શાંતિભંગ થવાથી ધર્મભ્રષ્ટ થવાય. માટે અધિક આહાર કે ઝરતા રસવાળો આહાર નિગ્રંથે ન કરવો એ ચોથી ભાવના. ( ૧૦૫૯ )

પાંચમી ભાવના એ કે નિગ્રંથે સ્ત્રી, પશુ, તથા નપુંશકથી ઘેરાયેલ શય્યા તથા આસન ન સેવવાં. કેમકે કેવળી કહે છે કે તેવી શય્યા–આસન સેવતાં શાંતિભંગ થવાથી નિગ્રંથ ધર્મભ્રષ્ટ થાય. માટે નિગ્રંથે સ્ત્રી પશુ પંડકથી ઘેરાયેલ શય્યા આસન ન સેવવાં એ પાંચમી ભાવના. ( ૧૦૬૦ )

એ રીતે મહાવ્રત કાયાએ કરી સ્પર્શિત તથા યાવત્ આરાધિત થાય છે. એ ચોથું મહાવ્રત. ( ૧૦૬૧ )

પાંચમુ મહાવ્રત—સર્વ પરિગ્રહ તજું છું. એટલે કે થોડું કે ઘણું, નાનું કે મોટું, સચિત કે અચિત, હું પોતે લેઉં નહિ, બીજાને લેવરાવું નહિં અને લેવાને અનુમત કરૂં નહિં; યાવત્ તેવા સ્વભાવને વોસરાવું છું. ( ૧૦૬૨ )

તેની આ પાંચ ભાવનાઓ છે. ( ૧૦૬૩ )

ત્યાં પહેલી ભાવના એ કે કાનથી જીવે ભલા ભુંડા શબ્દ સાંભળતાં, તેમાં આસક્ત, રક્ત, ગૃદ્ધ, મોહિત, તલ્લીન, કે વિવેકભ્રષ્ટ ન થવું. કેમકે કેવળી કહે છે કે તેમ થતાં શાંતિભંગ થવાથી શાંતિ તથા કેવળી ભાષિત ધર્મથી ભ્રષ્ટ થવાય છે. ( ૧૦૬૪ )

કાને શબ્દ પડતાં તો, અટકાવાય ના કદિ;
કિંતુ ત્યાં રાગ દ્વેષોને, પરિહાર કરે યતિ. ૧ ( ૧૦૬૫ )

એમ કાનથી જીવે ભલા ભુંડા શબ્દ સાંભળી રાગ દ્વેષ ન કરવો એ પહેલી ભાવના ( ૧૦૬૬ )

બીજી ભાવના એ કે ચક્ષુથી જીવે ભલા ભુંડાં રૂપ દેખતાં તેમાં આસક્ત કે યાવત્ વિવેકભ્રષ્ટ ન થવુ. કેમકે કેવળી કહે છે કે તેમ થતાં શાંતિભંગ થવાથી યાવત્ ધર્મભ્રષ્ટ થવાય છે. ( ૧૦૬૭ )

આંખે રૂપ પડતાં તો, અટકાવાય ના કદિ.
કિંતુ ત્યાં રાગ દ્વેષોને, પરિહાર કરે યતિ. ૧ ( ૧૦૬૮ )

એમ ચક્ષુથી જીવે ભલા ભૂંડા રૂપ દેખી રાગ દ્વેષ ન કરવો, એ બીજી ભાવના. ( ૧૦૬૯ )

ત્રીજી ભાવના એકે નાકથી જીવે ભલી ભુંડી ગંધ સુંઘતાં તેમાં આસક્ત કે યાવત્ વિવેક ભ્રષ્ટ ન થવું. કેમકે કેવળી કહે છે કે તેમ થતાં શાંતિ ભંગ થવાથી યાવત્ ધર્મ ભ્રષ્ટ થવાય છે (૧૦૭૦)

નાકે ગંધ પડતાંતો, અટકાવાય ના કદિ;
કિંતું ત્યાં રાગ દ્વેષોને, પરિહાર કરે યતિ. (૧૦૭૧)

એમ નાકથી જીવે ભલાભુંડા ગંધ સુંઘી રાગ દ્વેષ ન કરવો એ ત્રીજી ભાવના ( ૧૦૭૨ )

ચોથી ભાવના એકે જીભથી જીવે ભલા ભુંડા રસ ચાખતાં તેમા આસક્ત કે વિવેક ભ્રષ્ટ ન થવુ. કેમકે કેવળી કહે છે કે તેમ થતાં શાંતિ ભંગ થવાથી ધર્મ ભ્રષ્ટ થવાય છે (૧૦૭૩)

જીભે રસ ચઢતાં તો, અટકાવાય ના કદિ;
કિંતું ત્યાં રાગ દ્વેષ, પરિહાર કરે યતિ. (૧૦૭૪)

એમ જીભથી જીવે ભલા ભુંડા રસ ચાખી રાગ દ્વેષ ન કરવો એ ચોથી ભાવના (૧૦૭૫)

પાંચમી ભાવના એકે ભલા ભુંડા સ્પર્શ અનુભવતાં તેમાં આસક્ત કે વિવેક ભ્રષ્ટ ન થવું. કેમકે કેવળી કહે છે કે તેમ થતાં શાંતિ ભંગ થવાથી ધર્મ ભ્રષ્ટ થવાય છે. ( ૧૦૭૬ )

સ્પર્શેંદ્રિયે સ્પર્શ આવે, અટકાવાય ના કદિ
કિંતુ ત્યાં રાગ દ્વેષોને, પરિહાર કરે યતિ. (૧૦૭૭)

એમ સ્પર્શથી જીવે ભલા ભુંડા સ્પર્શ અનુભવી રાગ દ્વેષ ન કરવો એ પાંચમી ભાવના. ( ૧૦૭૮ )

એ રીતે મહાવ્રત રૂડી રીતે કાયાથી સ્પર્શિંત, પાલીત, પાર પહોંચાડેલ, કીર્તિંત, અવસ્થિત અને આજ્ઞાથી આરાધિતપણુ થાય એ પાંચમુ મહાવ્રત. ( ૧૦૭૯ ) ૬

એ મહાવ્રતોની પચીશ ભાવના વડે સંપન્ન અણગાર, સૂત્ર કલ્પ તથા માર્ગને યથાર્થ પણે રૂડી રીતે કાયાથી સ્પર્શિં, પાળી, પાર પહોંચાડી, કીર્તિંત કરી આજ્ઞાનો આરાધક પણ થાય છે (૧૦૮૦)

પ્રભુની દેશનામાં પ્રથમ પૌરૂષી ( પોરસી ) પૂર્ણ થઇ ત્યારે પ્રભુએ દેશના સમાપ્ત કરી, એટલે રાજાએ તૈયાર કરાવેલ બલી પૂર્વ દ્વારથી સેવક પુરૂષો લાવ્યા. તે બલી આકાશમાં ઉછતાં તેમાંથી અર્ધ બલી આકાશમાંથી દેવતાઓ લઇ ગયા, અને અર્ધ નીચે પડી. તેમાંથી અર્ધ ભાગ રાજા અને બાકીનો ભાગ બીજા લોકો લઇ ગયા. પછી પ્રભુ સિંહાસન ઉપરથી ઉઠી દેવચ્છંદમાં જઇ બેઠા. એટલે ગૌતમ ગણધરે પ્રભુના પાદ પીઠ ઉપર બેસીને દેશના આપી. બીજી પૌરૂષી સુધી ગણધર મહારાજે દેશના આપી પછી પ્રભુ ત્યાંથી અન્યત્ર વિહાર કરી ગયા.

**પ્રકરણના સંબંધે સમાલોચના.**

પ્રભુના જીવન ચરિત્રમાં આ પ્રકરણ ઘણુંજ મહત્વતાવાળું છે પ્રભુના આત્માના પહેલા ભવમાં સમ્યક્ત્વની જે સ્પર્શના થઇ આત્મિક નિર્મળતાનું બી રોપાયું હતું, તેને પોષણ મળતાં આ છેવટના ભવમાં આત્મિક નિર્મળતા રૂપી વૃક્ષ સંપૂર્ણ વિકાશને પામ્યુ; અને કેવળજ્ઞાન અને કેવળદર્શન જે આત્માના અનતા ગુણોમાં શીરોમણી છે, તે ગુણ પ્રાપ્ત રૂપ ફળ નિપજાવ્યું. આ કેવળજ્ઞાન પ્રાપ્તિના કાળથી તે નિર્વાણના કાળ સુધીનો કાળ એ જીવનમુક્ત દશાનો કાળ ગણી શકાય. કેમકે હવે ફક્ત ચાર અઘાતિ કર્મ જે ભવોપગ્રાહિ કર્મની ગણત્રીમાં ગણાય છે, તેનોજ નાશ કરવાનો છે. આ કર્મોના નાશના માટે જીવને પ્રથમના જેટલો પ્રયાસ કરવો પડતો નથી. આયુષ્યના અંત સમય સુધીમાં કર્મોની બાકી રહેલી પ્રકૃતિઓને જીવ સત્તામાંથી કાઢી નાખે છે. કેવળજ્ઞાનની પ્રાપ્તિના કાળથીજ કેવળજ્ઞાનીઓ ચિદાનંદ સ્વરૂપ થઇ વિચરે છે પ્રભુએ જે પ્રાપ્ત કર્યું છે, તે મેળવવાની આ ભવમાં તીવ્ર જીજ્ઞાસા પેદા કરી, તે ।। માટે આપણા આત્માને આપણે સસ્કારી બનાવવા. આજ ભવમાં આપણે પ્રયત્ન આદરીશું તો ભાવી આપણા આત્માને ઘણું લાભદાયી થશે.

ઇંદ્રભૂતિ આદિ અગીઆર પંડિતોના સંશયો જેવા સંશયો ઘણા જીવોને થાય છે. ભગવંતે તેમના સંશયનું કરેલું સમાધાન ધ્યાન પૂર્વક વાંચી મનન કરવા જેવું છે. આ અગીયારે પંડિતોની સરળતા અને સત્ય સમજાતાં પોતાનો કદાગ્રહ મુકી પ્રભુના શિષ્ય થવાની તેમની ભાવના ખરેખર અનુકરણીય છે. અનાદિના કુસંસ્કારો અને અજ્ઞાનતાના યોગે તત્વ જ્ઞાન જેવા ગૂઢ વિષયમાં છદ્મસ્થ જીવને શંકા થાય એ સ્વાભાવિક છે. વખત મળતાં એ શંકાનું સમાધાન થાય તો પોતાનો કદાગ્રહ મુકી દઇ સત્ય અંગીકાર કરવાની વૃત્તિ સરળ જીવોનેજ થાય છે. સરળતા અને ભદ્રિકતામાં તારતમ્યતા છે. જેમનામાં સત્યાસત્ય સમજવા જેટલી શક્તિ નથી, એવા જીવો વગર સમજાયે કંઇ માન્ય કરે, તે સરળતાની કોટીમાં આવી શકે નહી સત્યાસત્યના વિવેક પૂર્વક નિર્ણય કરી, સત્ય સમજી તેનો આદર કરનારજ સરળતાની ઉંચ કોટીમાં આવી શકે છે. એટલું નહિ પણ પરિણામે તેજ પોતાનો આત્મા સંપૂર્ણ નિર્મળ બનાવી પ્રભુની પેઠે કેવળજ્ઞાનાદિ આત્મિક લક્ષ્મીને પ્રાપ્ત કરી શકે છે

પ્રભુના દીક્ષાના દિવસથી તે કેવળજ્ઞાન પ્રાપ્તિના કાળ સુધીના વખતમાં કેવળજ્ઞાન પ્રાપ્તિમાં અંતરાયભૂત કર્મોનો નાશ કરવાને પ્રભુએ જે રીતે કાર્ય કર્યું છે, તેનો વિચાર કરવો એ આપણી મૂખ્ય ફરજ છે. આપણા સર્વનો અંતિમ ઉદ્દેશ સર્વથા કર્મ રહિત થઇ ભગવંતની પેઠે કેવળજ્ઞાનાદિ આત્મિક લક્ષ્મી પ્રાપ્ત કરવાનો હોવો જોઇએ. એ લક્ષ્મી બાહ્યથી મેળવવાની નથી, પણ આપણા પોતાના આત્મામાં જ દબાઇ રહેલી છે. તે પ્રગટ કરવાને યાને પ્રાપ્ત કરવાને જે તત્વોનો આદર કરવાનો છે, જેની સેવના કરવાની છે, તે તત્વો કયા છે, અને પ્રભુએ કયા કયા તત્વોને પ્રધાન પદ આપેલું જણાય છે, તેનો વિચાર કરવાનો છે.

નવતત્વમાં કહો, અથવા કોઇ અપેક્ષાએ સાત તત્વની

માન્યતાવાળાના તત્વ કહો; તેમાં આત્માને મોક્ષ પ્રાપ્તિના હેતુભુત **નિર્જરા અને સંવર** તત્વ છે. નિર્જરાતત્વ 'આત્માના' અસંખ્ય પ્રદેશોમાં જે અશુભ કર્મ વર્ગણાના દલીક લાગેલાં છે, તેને નીરસ બનાવી આત્મ પ્રદેશથી છુટા પાડી - આત્માને નિર્મળ બનાવે છે. સંવર તત્વ સમય સમય • આત્મા સાત અથવા આઠ કર્મોના દલીક ગ્રહણ કરે છે, તેને જે હદનો સંવર હોય તે પ્રમાણે આવતા અટકાવે છે. નીજરા તત્વમાં બાહ્ય અને અભ્યંતર તપનો સમાવેશ થાય છે. પ્રભુએ દીક્ષા અંગીકાર કર્યા પછી બાહ્ય અને અભ્યંતર તપનું પુરેપુરૂ સેવન કરેલું પ્રગટ રીતે જણાઇ આવે છે. બાહ્ય તપના છ ભેદ છે. તે છએ ભેદે તપાચારનું ઉત્કૃષ્ટિ રીતનું પાલન કરેલાનું પ્રભુના આચરણથી જણાઇ આવે છે; શાસ્ત્રકારોએ બાહ્ય તપને અભ્યંતરતપના મદદગાર રૂપ માનેલ છે. બાહ્ય તપના સેવન શીવાય અભ્યંતર તપની આચરણા શુદ્ધ રીતે થવીજ અશક્ય છે. બાહ્ય તપના સેવન પૂર્વક અભ્યંતર તપની આચરણાજ કર્મ ક્ષય કરવાના હેતુભૂત નિવડી શકે. બાહ્ય તપના સેવન શીવાય યોગની સાધના પણ સંભવતી નથી. પ્રભુએ બાહ્ય તપના સેવન સહિત અભ્યંતર તપનું સેવન કરેલું પ્રગટ રીતે જણાઇ આવે છે. આ કાળમાં આશ્રવને પ્રભુની પાસે આવવાનો તો રસ્તોજ ન હતો. સંવરતત્વની મદદથી આશ્રવનો રોધ થએલો પ્રભુના ચારિત્ર પાલન ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. આથી આપણે એ નિશ્ચય કરવાનો છે કે, આપણે પોતાના આત્માની ઉન્નતિ કરવી હોય તો પ્રથમ આપણું ધ્યેય નક્કી કરવું જોઇએ કયું ધ્યેય ? અંતિમ મોક્ષપદ પ્રાપ્તિ રૂપ ધ્યેય. તેની તીવ્ર અભિલાષા આપણામાં જાગવી જોઇએ. તીવ્ર અભિલાષા જાગ્યા શીવાય કદીપણ આપણે તે મેળવવાને માટે ઉદ્યમ કરવાની શરૂઆત કરી શકીશું નહી. એ ધ્યેય નક્કી કર્યા પછી, નિર્જરા અને સંવર તત્વના સેવન માટે ઉત્કૃષ્ટિ ભાવના પૂર્વક યથાશક્તિ વીર્ય ફેરવવું જોઇએ. બેશક તેમાં શક્તિ કરતાં વિશેષ કરવાને માટે શરૂવાત કરવી નહી એ વાત ખરી છે,

પણ છતી શક્તિ ગોપવવી જોઇએ નહિ. જો આપણે શકિત-ફેરવી તે રસ્તે ઉદ્યોગ આદરીશું, તો આ ભવમાં તેના સંસ્કાર આત્મામાં સારી રીતે પડયા શીવાય રહેશે નહી. એજ સંસ્કારો અને ભાવનાઓ આગામી ભવમાં આપણુને એજ તત્વોની પ્રાપ્તિના કારણુ ભૂત થશે. પ્રભુના પૂર્વભવામાંના છેવટના મનુષ્યના ભવોમાં એજ રીતે કાર્ય થએલું જણાય છે, અને તેજ ભાવનાઓ અને સંસ્કારો પ્રભુના આ અંતિમ ભવમાં ગર્ભમાં પ્રભુ ઉત્પન્ન થયા ત્યારથી ઉદ્ભવેલા જણાઇ આવે છે

પ્રભુએ અંતરંગ શત્રુઓ જીતવાને માટે પરાકાષ્ટા દુઃખ સહન કરેલું જણાઇ આવે છે. આપણે જેને દુઃખ માનીએ છીએ, તેને અંતરંગ શત્રુઓ (કર્મો) ના નાશ કરવાને મદદગાર મીત્ર રૂપ માની, પ્રભુએ દુઃખના પ્રસંગોમાં જે ધૈર્ય, હિંમત ધારણ કરી પોતાના ધ્યેયને ટકાવી રાખ્યું છે, તેનુ વર્ણન મારા જેવા પામર જીવો શી રીતે કરી શકે ? પણ એટલી વાત તો ચોકસ માનવાની છે કે આપણે જ્યારે આપણી શક્તિ એટલે દરજ્જે ખીલવીશું, ત્યારેજ તે પ્રાપ્ત કરી શકીશુ; નહીં તો એકલી લુખી વાતો કરવાથી, અને ધર્મી કહેવરાવવાથી કે સુધારકની કોટીમા ગણાવાથી, કંઇ આત્મિક વાસ્તવિક લાભ પ્રાપ્ત કરી શકીશું નહિં.

કેવળજ્ઞાનાદિ આત્મિક લક્ષ્મી પ્રગટ કરવાનો આ માર્ગ અનતા કાલથી અનંતા તીર્થંકરોનો આદર કરેલો છે. અનંતા કેવળીઓએ પણ એજ મગંનુ આલંબન લઇ આત્મિકલક્ષ્મી પ્રગટ કરી છે. આત્મિક લક્ષ્મી—કેવળજ્ઞાનાદિ—પ્રગટ કરવાનો એજ નિશ્ચિત થએલો મૂખ્ય માર્ગ છે, અને એ માર્ગનું સેવન કરનાર, આલંબન લેનારજ આત્મિકલક્ષ્મી પ્રગટ કરી શકશે. એમાં મતિકલ્પના કે સ્વચ્છંદતાના વિચારોને અવકાશ નથી. આત્માના અસંખ્યાતા પ્રદેશમાં લાગેલી ચીકણી કર્મવર્ગણાઓને નીરસ બનાવી, આત્મપ્રદેશમાંથી તેમને બહાર કાઢી, આત્માને કેવળ નીરાવરણ બનાવવો એજ આત્માને પૂર્ણતાએ

પહોંચાડવાનો ઉપાય છે. એ હદે ન પહોંચે ત્યાં સુધી દરેક આત્મા અપૂર્ણ છે. એ અપૂર્ણતા કર્મોની સત્તા આત્મપ્રદેશમાંથી નીકળી નથી એજ સૂચવે છે તેથી કર્મબંધ થવાના અને ખપાવવાના કયા કયા કારણો જ્ઞાનીઓએ બતાવેલા છે, તેનો અભ્યાસ અને તેનું જ્ઞાન અને તેમાં રમણતા એજ આત્માને નિર્મળ બનાવવાનું પ્રાથમિક શિક્ષણ છે આ પ્રાથમિક શિક્ષણ શુદ્ધ રીતે લેનાર આત્માથિંજ ઉંચ કોટીનું તત્વજ્ઞાન મેળવવાને ભાગ્યશાળી બની શકશે. ઉચ કોટીનું તત્વજ્ઞાન પ્રાપ્ત કરી પોતાના જીવનને ઉંચ બનાવવું. શુદ્ધ ચારિત્રવાન થવું એજ મનુષ્ય જીવનની સફળતા છે.

તીર્થંકરો ધર્મચક્રવર્તિ ગણાય છે. કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પછી તેઓ તીર્થની સ્થાપના કરે છે.સાધુ,સાધ્વી, શ્રાવકો અને શ્રાવિકાઓ, ધર્મતીર્થ રૂપ રાજ્યના અંગ યાને પ્રદેશ છે. જેમ દેશની અંદર વસનારી પ્રજા અમુક દેશના રાજાની પ્રજા ગણાય છે અને તેની આજ્ઞા માનનારી હોય છે, તેમ સાધુ–સાધ્વી–શ્રાવક–શ્રાવીકાના વ્રતો અંગીકાર કરનાર અને તેમના શાસનમાં વર્તનાર એ ધર્મતીર્થરૂપ રાજ્યની પ્રજા છે. તેઓ તે શાસનની આજ્ઞાને ધારણ કરીને પોતાના જીવને પવિત્ર બનાવે છે લૌકીક સ્વરાજ્ય ચારગતિ રૂપ સંસારને વધારનાર છે, ત્યારે આ લોકોત્તર ધર્મતીર્થ રૂપ સ્વરાજ્ય સંસારનો છેદ કરી ઉંચી હદે લઇ જઇ, અંતે નિર્વાણ પદ અપાવનાર નિવડે છે. તત્વજ્ઞાનીઓને આ સ્વરાજ્ય અખંડાનંદ આપનારૂ નિવડે છે, ત્યારે લૌકીક સ્વરાજ્ય રાજ્ય કર્મસ્થાનીઓને હંમેશા કલેશ અને ચિંતા કરાવનારૂં હોય છે. લૌકીક સ્વરાજ્ય પ્રાપ્તિમાં અને તેની સ્થાપનામાં સંખ્યાબંધ જીવોનો નાશ હોય છે. દેશના લોકોને ઉપદ્રવકારક અને અશાંતિ રૂપ હોય છે, ત્યારે આ લોકોત્તર સ્વરાજ્યમાં જીવોને અભયદાન અને શાંતિ હોય છે. તેમાં કોઇ પણ પ્રકારનો ઉપદ્રવ હોતો નથી. લૌકીક સ્વરાજ્ય પ્રાપ્ત કરવાને બીજાની મહેરબાની અને કૃપા ઉપર આધાર રાખવાનો હોય છે, ત્યારે આ

લોકોત્તર સ્વરાજ્ય કેવળ આત્મસત્તાથી પ્રાપ્ત થઇ શકે છે. લૌકીક સ્વરાજ્ય માટે ઉદ્યમ અને પુરૂષાર્થ કરવા છતાં તે પ્રાપ્ત થશે કે કેમ તેના માટે સંશય હોય છે, ત્યારે આ લોકોત્તર સ્વરાજ્ય માટે પદ્ધતિસર પ્રબલ પુરૂષાર્થ કરવાથી પરિણામે ભવ્ય જીવને તે જરૂર પ્રાપ્ત થશે એ સંશયરહિત છે, એમ જ્ઞાનીઓની માન્યતા છે

કેવળજ્ઞાન પ્રાપ્તિ પછીનો કાળ પ્રભુએ, જગતના જીવોના કલ્યાણ માટે ઉપદેશ આપી, તેમને સત્ય રસ્તો બતાવી, તેમને તારવાને માટે પ્રયત્ન કરવામાં વ્યતિત કરેલો છે

ભગવંતમહાવીર દેવના શાસનમાં ૧૧ ગણધર–૧૪૦૦૦ સાધુ–૩૬૦૦૦ સાધવી. ૭૦૦ વૈક્રિય લબ્ધિવાન-૪૦૦ વાદીઓ (એટલે વાદના વિષે સુરાસરને પણ અજીત એવા યતિઓ) ૧૩૦૦ અવધિ જ્ઞાનીઓ–૭૦૦ કેવળજ્ઞાનીઓ–૫૦૦ મનઃ પર્યંવ જ્ઞાની–૩૦૦ ચતુર્દશ પૂર્વિઓ.–૧૫૯૦૦૦ શ્રાવક–૩૧૮૦૦૦ શ્રાવિકાઓની સંપદા હતી.





## પ્રકરણ ૧૯ મું

### ભગવંતના અતિશય.



ચાર ગતિમાં દેવલોકના દેવોની શક્તિ અને બાહ્ય ઋદ્ધિ અનુપમ અને મનુષ્ય પ્રાણીઓના ધ્યાનમાં પણ ન આવે તેવી હોય છે. મનુષ્ય લોકમાં મોટા મોટા સમર્થ રાજાઓની ઋદ્ધિ કરતાં દેવલોકના એક સામાન્ય દેવની ઋદ્ધિ અને શક્તિ વિશેષ હોય છે. તેમના ભુવન અને આવાસો સુવર્ણ અને મણિમય હોય છે તેમની દૈવી શક્તિનો તો સામાન્ય મનુષ્યોની સાથે મુકાબલો થઇ શકેજ નહિ આ ઋદ્ધિ અને શક્તિ તેમને ભવ પ્રત્યયિક સ્વાભાવિક હોય છે. તેમેળવવાને માટે તેમને કંઇ પ્રયત્ન કરવો પડતો નથી. મનુષ્યોમાં સામાન્ય મનુષ્ય કરતાં કોઇક યોગી કે મુનિઓમા વગર પ્રયાસે કે વગર મહેનતે કોઇ કાર્ય સાધ્ય કરવાની, કે કંઇ વસ્તુ પ્રાપ્ત કરવાની કે જાણવાની શક્તિ હોય છે, તો તે દેખી સામાન્ય મનુષ્યોને તેથી ચમત્કાર લાગે છે, અને તેઓ તેથી મુંઝાઇ જાય છે. મનુષ્ય ભવમાં જેઓને ગુણ પ્રત્યયિક ઋદ્ધિ-શક્તિ પ્રાપ્ત થાય છે, તેને જૈન દર્શનમાં લબ્ધિ કહે છે. આ લબ્ધિઓ વિશેષે કરીને ચૌદપૂર્વધર મુનિઓ કે અપ્રમત્ત યોગીઓનેજ પ્રાપ્ત થાય છે. આ લબ્ધિઓ શુભ, શુભતર, અને શુભતમ પરિણામના યોગે, કે તપના પ્રભાવેજ પ્રાપ્ત થાય છે. તે લબ્ધિઓના પ્રકાર ઘણા છે, પણ મૂખ્યત્વે અઠાવીશ પ્રકારની

લબ્ધિઓ શાસ્ત્રમાં કહેલી છે. દાખલા તરીકે જે યતિને આમોસહિ લબ્ધિ પ્રાપ્ત થઈ હોય તે યતિના હાથના સ્પર્શથી અનેક પ્રકારના રોગ મટી જાય. જે મુનિને વિપ્પોસહિ લબ્ધિ પ્રાપ્ત થઇ હોય તે મુનિના મૂત્ર અને મળાદિક પણ ગમે તેવા રોગ મટાડવાને સમર્થ હોય છે. ખેલોસહિ લબ્ધિમાં એવી શક્તિ છે કે, જે મુનિને તે પ્રાપ્ત થઇ હોય તે મુનિના શ્લેષ્માદિ પણ રોગ મટાડવાને શક્તિવાન હોય છે. જે મુનિને જલ્લૌષધિ લબ્ધિ પ્રાપ્ત થઇ હોય છે, તેમના દાંત, કાન, નાસિકા, નેત્ર, જીભ, તથા શરીરનો મળ સુગંધ યુક્ત હોય છે; અને તે પણ ગમે તેવા રોગ મટાડવાને શક્તિવાન હોય છે. સર્વૌષધિ નામની લબ્ધિ એવા પ્રકારની છે કે, જે મુનિને તે પ્રાપ્ત થઇ હોય તે મુનિના કેશ, નખ વિગેરે શરીરના બીજા પણ અવયવો ઔષધ સમાન હોય છે. આ સર્વૌષધિ નામની લબ્ધિનો એટલો બધો પ્રભાવ છે કે, તે મુનિના અંગના સ્પર્શથી વર્ષાદ કે નદીનું પાણી પણ ગમે તેવા રોગ મટાડી શકે છે. મૂર્છાગત થએલ પ્રાણી તેમના શરીરના સ્પર્શ કરેલા પવનથી પણ સારા થઇ જાય છે. વિષ સંયુક્ત અન્ન પણ તેમના મુખમા જવાથી વિષ રહિત થઇ જાય છે અને ઝેરની કંઇ પણ અસર તેમને થતી નથી. મહાન વ્યાધિવાળાના વ્યાધિઓ પણ તેમનો શબ્દ સાભળવાથી કે તેમના દર્શનથી સમીજાય છે; એટલુંજ નહિ પણ તે વ્યાધિ રહિત થઇ જાય છે. સંભિન્નશ્રોતલબ્ધિનો એવો પ્રભાવ છે કે, પાંચ ઇંદ્રિયના વિષય ગમે તે એક ઇંદ્રિયથી ભોગવી લે અને તેનું સ્વરૂપ જાણે જેમકે સાંભળવાનો વિષય કાનનો છે, છતાં એ લબ્ધિવંત મુનિ પાંચ ઇંદ્રિયમાંથી ગમે તે ઇંદ્રિયથી સાભળી શકે.અવધિજ્ઞાન લબ્ધિ, મનઃપર્યવજ્ઞાનલબ્ધિ, અને કેવળજ્ઞાનલબ્ધિનું સ્વરૂપ જ્ઞાનના પ્રકરણમા બતાવવામાં આવ્યું છે.જે મુનિને ચારિત્રના પ્રભાવથી ગમનાગમની લબ્ધિ પ્રાપ્ત થઇ હોય, તેને જંઘાચારણ અને વિદ્યાચારણ લબ્ધિના નામથી ઓળખવામાં આવે છે; અને તે મુનિઓ પણ જંઘાચારણ અને વિદ્યાચારણ મુનિઓના નામથી ઓળખાય છે.

જંઘાચારણ લબ્ધિનો એવો પ્રભાવ છે કે, સૂર્યનાં કીરણ નીશ્રાએ કરી, તેને અવલંબીને એકજ ઉત્પાતે (ફલગ) ઉપડી, ચારિત્રના અધિકપણાથી યાવત્ તેરમા રૂચકવરદ્વીપ સુધી તીર્છો જવાને સમર્થ થાય છે; અને વિદ્યાચારણ નંદીશ્વરદ્વીપ સુધી જઇ શકે છે. વિદ્યાચારણો પણ સૂર્યના કીરણોનું અવલંબન કરીનેજ જાય છે. જંઘાચારણ મુનિઓ એકજ ઉત્પાતે રૂચકવર દ્વીપે જાય છે, પાછા ફરતાં એક ઉત્પાતે નંદીશ્વર નામના આઠમા દ્વીપે આવે છે; ત્યાં વિશ્રામો લેઇને બીજા ઉત્પાતે પોતાના સ્થાનકે પાછા આવે છે આ પ્રમાણે તીર્છી ગતિના ત્રણ ઉત્પાતોથી તેઓ ગમનાગમન કરે છે. જ્યારે ઉર્ધ્વગતિએ જાય અને પ્રથમ મેરૂની શિખર ઉપર જવા નિકળે, ત્યારે એકજ ઉત્પાતે મેરૂગિરીના પંડકવન પર જઇ ચઢે. અને પાછા ફરતાં એક ઉત્પાતે નંદનવન આવે, અને ત્રીજા ઉત્પાતે પોતાના સ્થાનકે આવે છે. જંઘાચારણ મુનિઓને ચારિત્રાતિશયના પ્રભાવથી લબ્ધિના ઉપજવાને લીધે હર્ષ ઉત્પન્ન થવાથી પ્રમાદનો સંભવ થાય છે, તેથી ચારિત્રાશયનું બંધન થઇને તેમની લબ્ધિની કાંઇક ન્યૂનતા થાય છે, તેથી પાછા ફરતાં બે ઉત્પાદે કરીને પોતાના સ્થાનકે આવે છે, તથા બીજે ઉત્પાદે નંદીશ્વરદ્વીપે જાય છે. ત્યા જઇને ચૈત્યવંદન કરે છે, ત્યાંથી પાછા ફરતાં એકજ ઉત્પાતે પોતાના સ્થાનકે આવે છે. તથા ઉર્ધ્વગતિયે મેરૂની ઊપર જતાં પણ પ્રથમ ઉત્પાતેજ નંદનવન જાય છે બીજા ઉત્પાતે પંડકવન જાય છે ત્યાં ચૈત્યોને વંદના કરીને ત્યાંથી પાછો ફરતાં એકજ ઉત્પાતે પોતાના સ્થાનકે આવે છે વિદ્યાચારણોને વિદ્યાના વશથી તે સર્વ થાય છે. તે વિદ્યાના વારંવાર સેવનથી વિદ્યા ચોખી થાય છે. ઇહાંથી જતાં એક વિશ્રાંતી લે છે, પણ પાછા ફરતાં

---

૧ આકાશમાર્ગે ગમન કરે છે. આદ્વિપો ઘણાજ દૂર છે, જેનું વર્ણન શાસ્ત્રમા છે

૨ મેરૂગિરી લાખયોજન ઉંચો છે.

શક્તિના અતિશયપણાના લીધે એક ઉત્પાતે પોતાના સ્થાનકે આવે છે, કંઇ પણ વિશ્રાંતી લેતા નથી. એ બે ચારણો ઉપરાંત બીજા પણ ઘણા પ્રકારના ચારણો છે.

જેના પ્રભાવે આકાશમાં ફરે, પર્યંકાસને બેઠા થકા જાય, કાયોત્સર્ગે સ્થિત રહે અને પગ ઉપાડયા વિના આકાશમાં જતા રહે, એ વ્યોમચારણ લબ્ધિ કહેવાય. જે મુનિઓને જળચારણ લબ્ધિ પ્રાપ્ત થઇ હોય તે મુનિ કુવા, વાવ્ય, નદી, તથા સમુદ્રાદિકના વિષે અપકાય જીવની વિરાધના કર્યા શીવાય, જળમા ભૂમિની પેઠે પગ ઉપાડી ગમનાગમન કરી શકે. વળી પૃથ્વીની ઉપર ચાર આંગળ આકાશમા જંઘા ઉચી કરવાને નિપૂણ હોય, તે પણ જંઘાચારણ કહેવાય છે. પુષ્પચારણ લબ્ધિવંત મુનિઓનો એવો પ્રભાવ હોય છે કે, નાના પ્રકારના વૃક્ષવેલીઓ તથા પુષ્પાદિકને ગ્રહણ કરી, તેના સુક્ષ્મ જીવોની વિરાધના કર્યા શીવાય, કુસુમની પાંખડીના સમુદાયને અવલંબીને રહી શકે છે. શ્રેણિચારણ લબ્ધિવાન મુનિઓ, ચારસે યોજન ઉંચો નિષેધ તથા નીલવંત પર્વત છે તેની ટોચ ઉપર, સમશ્રેણિએ જવા આવવાને શક્તિવાન હોય છે. અગ્નિ શિખાચારણ લબ્ધિવાન મુનિઓ, અગ્નિશિખાનો આશ્રય કરીને તેજકાયના જીવોને ન વિરાધતાં અને પોતે પણ ન બળતાં, પગથી તેના ઉપર ગમનાગમન કરવાને શક્તિવાન હોય છે. ધુમચારણ લબ્ધિવાનમુનિઓ તિર્યંક્ અથવા ઉર્ધ્વ ગમન વખતે અગ્નિની પેઠે ધુમ્રનો આશ્રય કરીને અસ્ખલિત ગમન કરવાની શક્તિ ધરાવે છે મર્કટ તંતુ ચારણ લબ્ધિનો એવો પ્રભાવ છેકે, વાંકાચુંકા વૃક્ષોના અંતરાયમાંના અવકાશોમાંના કુબ્જ વૃક્ષના કોલિઆડાના તંતુનો આશ્રય કરીને ગમનાગમન કરી શકે છે. ચક્રમણ જ્યોતિરશ્મિ ચારણ લબ્ધિનો એવો મહિમા છે કે, તે લબ્ધિવાન મુનિ ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, તારાદિકની તથા બીજી કોઇપણ જ્યોતિના કીરણોનો આશ્રય કરીને ગમનાગમન કરી શકે છે. વાયુચારણ લબ્ધિનો એવો પ્રભાવ છે કે, તે લબ્ધિવાન મુનિ સામો જે

દિશાઓને વિષે વાયરો જતો હોય, તે દિશાએ તેજ આકાશ પ્રદેશની શ્રેણિનો આશ્રય કરીને તેની સાથેજ ચાલી શકે છે. નીહાર ચારણ લબ્ધિવાન મુનિ ઝાકળનું અવલંબન કરીને અપકાય જીવની વિરાધના કર્યા વિના, તેનીજ સાથે ગતિ કરી શકે છે. એ પ્રમાણે મેઘચારણ, ઉંસચારણ, તથા ફળચારણાદિક મુનિઓ લબ્ધિના પ્રભાવે તેઓનો આશ્રય કરી ગમનાગમન કરી શકે છે.

આસીવિષ લબ્ધિ, ગણધર લબ્ધિ, પુર્વંધર લબ્ધિ, અરિહંતપદની લબ્ધિ, ચક્રવર્તીની લબ્ધિ, બલદેવની લબ્ધિ અને વાસુદેવ પદની લબ્ધિ એ પણ લબ્ધિઓની કોટીમાં છે. ખીરાશ્રવાદિક લબ્ધિનો એવો મહીમા છે કે, ચક્રવર્તીની લાખ ગાયમાંથી અડધી ગાયોના દુધના જેવી મીઠાશ હોય તેવી મીઠાશ જે એક ગાયના દુધમાં હોય તે દુધ,સાકરાદિથી મિશ્રિત હોય અને તે પીવાથી મનને અને શરીરને જે સુખ થાય, તે પ્રમાણે એ લબ્ધિવંત મુનિના ફક્ત વચન સાંભળવાથીજ સુખ ઉપજે. ઉપલક્ષણથી ઘી, અથવા શેરડી રસના જેવા મધુર રસના સુખનો પણ અનુભવ લબ્ધિવંત સાધુ મહારાજના વચનથી થાય છે. કોષ્ટ બુદ્ધિ લબ્ધિવંત મુનિની વિદ્યા જેમ કોઠ ભાજનની અંદર ધાન્ય સારી રીતે રહે તેમ અવિસ્મરાવે કરીને રહે છે. પદાનુંસારિણી લબ્ધિવંતમુનિને ભણ્યા શીવાય તથા નહિ સાંભળેલસૂત્રનું એક પદ સાંભળવાથી તે સૂત્રના પહેલા પદથી તે છેલ્લાપદ સુધીનું જ્ઞાન તેમને થાય છે. આ પદાનુંસારિણી લબ્ધિના ત્રણ ભેદ છે. અનુશ્રોતપદાનુંસારિણી, બીજી પ્રતિશ્રોતપદાનુંસારિણી અને ત્રીજી ઉભયપદાનુસારિણી. એનું વિસ્તારથી સ્વરૂપ શાસ્ત્રથી જોઇ 'લેવા ભલામણ છે. બીજબુદ્ધિ લબ્ધિવંત મુનિને 'જ્ઞાનાવરણાદિક ક્ષયોપશમના અતિશય થકી સૂત્રનો એક અર્થ સાંભળે, તો પણ બુદ્ધિ બળથી વગર શીખે તેના અનેક અર્થો પોતે 'કરવાને શક્તિમાન થાય. તેજોલેશ્યા લબ્ધિવાન

ક્રોધના આવેશમાં બીજાને બાળી નાખે આહારક લબ્ધિવંત મુનિ આહારક શરીર બનાવી, તેને તીર્થંકરની ઋદ્ધિ જોવા સારૂ પોતે બેઠા હોય ત્યાંથી મોકલી આપે. આહારક લબ્ધિ ચઉદ પૂર્વધર મુનિ પ્રાપ્ત કરવાની શક્તિ ધરાવે છે. શીતલેશ્યા લબ્ધિવંત મુનિ તેજોલેશ્યાને હણવાને તેના પ્રતિસ્પર્દ્ધિ ગુણવાળી થંડક ઉપજાવનારી શક્તિ મુકે.

વૈક્રિય લબ્ધિ જેમને પ્રાપ્ત થઈ હોય તે વૈક્રિય શરીર વિવિધ પ્રકારે કરી શકે છે. અણુત્વ-નહાનું શરીર કરેકે જેથી કમળના તંતુઓના છીદ્રમાંહે પ્રવેશ કરી ત્યાં ચક્રવર્તીના ભોગ પણ ભોગવે. એ શક્તિને અણુંત્વશક્તિ કહે છે. મેરૂ પર્વતથી પણ મોટું શરીર કરવાનું સામર્થ્ય તેને મહત્વવૈક્રિયલબ્ધિ કહે છે. વાયુ થકી પણ અત્યંત નહાનું શરીર કરવાની શક્તિ તે લઘુત્વલબ્ધિ કહેવાય છે. ગુરૂત્વલબ્ધિનો મહિમા એવો છે કે, એ લબ્ધિવંત મુનિ વજ્રાદિકથી પણ શરીરને ભારે કરી શકે; તથા ઇંદ્રાદિક જે પ્રકૃષ્ટ બળવાન તેમને પણ દુઃસહ થઈ પડે.

પ્રાપ્તિનામના લબ્ધિવંતમુનિ ભૂમિકાએ બેઠા થકાં પણ, મેરૂ પર્વતના અગ્રને અને સૂર્યના મંડળને સ્પર્શ કરવાની શક્તિ ધરાવે છે. પ્રકામ્ય લબ્ધિવંત મુનિ પાણીના વિષે ભૂમિની જેમ ચાલવાની શક્તિ ધરાવે છે; અને ભૂમિ ઉપર પાણીની પેઠે ઉન્મજ્જન નિમજ્જન કરી શકે છે. ઇશિત્વ લબ્ધિવંત ત્રણ લોકની પ્રભુતા, શ્રી તીર્થંકર, ચક્રવર્તિ, ઇંદ્રાદિકની ઋદ્ધિનો વિસ્તાર કરે સમસ્ત જીવોને વશ કરવાની શક્તિ તે વશિત્વ લબ્ધિ છે. પર્વતને વિષે નિઃશંક પણે જવું તે અપ્રતિઘાતિત્વ લબ્ધિ છે. પોતાના રૂપનું અદૃશ્ય પણું કરવું તે અંતર્ધાન લબ્ધિ છે. સમકાળે અનેક પ્રકારના રૂપ કરવાની શક્તિ તે કામરૂપત્વ લબ્ધિ કહેવાય છે. અખીણ મહાણસિકા લબ્ધિનો એવો મહિમા છે કે, જે મુનિને અંતરાય કર્મના ક્ષયોપશમ થકી થોડું પણ અન્ન કોઇએ ભીક્ષામાં આપ્યું હોય, તો પોતે જમે તો ખુટે; પણ અન્ય ઘણા જણોને જમવા

બેસાડી પીરસે, તો તે તમામને ધરાતા સુધી જમાડે તો પણ ખુટે નહી. પુલાક લબ્ધિનો પ્રતાપ એવો છે કે, જે યતિને તે પ્રાપ્ત થઇ હોય, તે યતિ સંઘ પ્રમુખ શાસન સેવાના કાર્ય પ્રસંગે ચક્રવર્તિને પણ ચૂર્ણ કરી નાખે, એટલી શકિત ધરાવે. [1]કરપાત્ર આહારપાણી કરવાની લબ્ધિ જેમને પ્રાપ્ત થઇ હોય તે મુનિ બે હાથ ભેગા કરે અને દાતાર તેમાં આહાર પાણી વોહરાવે, તો તેમાંથી અનાજનો એક કણીઓ કે પાણીનું એક ટીપું હાથમાંથી હેઠું પડે નહી. હજારો ઘડા પાણી બલ્કે સર્વ સાગરનું પાણી તેમના હાથમા નાખવામાં આવે, તો પણ એ લબ્ધિના પ્રતાપથી પાણીની શીખા ઉપર વધતી જાય, પણ હાથમાંથી એક ટીપું હેઠે પડે નહિ. ભગવંત ઋષભદેવના હાથમાં એકસો આઠ ઘડા શેરડી રસનું દાન શ્રેયાંસકુમારે દીધું હતું. શેરડી રસ છતાં હાથમાંથી રસના ટીપાનો એક બિંદુ પણ હેઠે પડયો નહતો. ભગવંત મહાવીર દેવે પણ કરપાત્ર આહારપાણી કરવાનો અભિગ્રહ લીધો હતો. તપના પારણે તે કરપાત્ર આહાર ગ્રહણ કરતા હતા આ લબ્ધિથી પ્રાપ્ત થએલી શક્તિના લીધેજ તેમ કરતા હતા.

આ પ્રમાણે મુખ્યત્વે અઠાવીશ લબ્ધિઓ ઉપરાંત, ઘણા પ્રકારની લબ્ધિઓ પ્રાપ્ત થાય છે. પ્રકૃષ્ટ જ્ઞાનાવરણ વીર્યાંતરાયના ક્ષયોપશમને લીધે વિશેષે કરીને સમસ્ત શ્રુત સમુદ્રને એક અંતર મુહૂર્ત મહીં અવગાહિ જાય, એવી જે શકિત તેને મનોબલી લબ્ધિ કહે છે. તેમજ અંતર મુહૂર્તમાં સર્વ શ્રુતને ઉચ્ચાર કરવાની શકિત

---

૧ તીર્થંકર અથવા જે મુનિઓને આ કરપાત્રઆહારપાણી કરવાની લબ્ધિ પ્રાપ્ત થઇ હોય, તે શીવાય અન્યને કરપાત્ર આહારપાણી કરવાનો અધિકાર નથી. વર્તમાનમા એવા લબ્ધિવંતોનો અભાવ છે, તેથી કરપાત્ર આહારપાણી કરી શકાય નહીં. એ લબ્ધિના અભાવથી કરપાત્ર આહારપાણી કરવાનું સાહસ કરે તો તેમાથી અન્ન કે પાણી હેઠે પડયા શીવાય રહે નહિ, અને તે જો ગળે, તો તેથી અનર્થની પરંપરા પ્રાપ્ત થાવનો સંભવ છે.

કેમકે વેદનાં તે પદો તો પુરૂષની સ્તુતિનાં છે. વેદનાં વાક્ય ત્રણ પ્રકારનાં છે; કેટલાંક વિધિવાકયો છે, જેમકે સ્વર્ગની ઇચ્છા કરનાર પ્રાણીએ અગ્નિહોત્ર કરવું; વળી કેટલાંક વાકયો અનુવાદ સૂચવનારાં છે, જેમકે બારમાસનો એક સંવત્સર કહેવાય, અને કેટલાંક વાકયો સ્તુતિરૂપ છે, જેમકે આ ઉપરનું તમામ સંદેહપણાનું જે વાક્ય છે, તે વાક્યથી વિષ્ણુનો મહિમા કહેલો છે, પણ અન્ય વસ્તુઓનો અભાવ કહેલો નથી નહીં તો "पुण्यं पुण्येन कर्मणा, पापं पापेन कर्मणा " ઇત્યાદિક વેદના વાકયો નિરર્થક થાય. ( જુઓ કલ્પસૂત્રની સુબોધિકા ભાષાંતર પૃ. ૯૮ )

હે અગ્નિભૂતિ ! તે કર્મ મૂર્તિમાન છે એમ તમે માનો, કેમકે કર્મને અમૂર્ત માનવાથી આકાશાદિકની જેમ તેનાથી આત્માને અનુગ્રહ ઉપઘાતનો ( સુખ, દુઃખનો ) પ્રસંગ ઘટસે નહી. વળી કર્મોની સાથે આત્માને અનાદિકાળથી સંબંધ છે, એમ પણ તમે માનો; કેમકે તેનો સંબંધ સાદિ માનીયે તો મુકતજીવોને પણ કર્મનો સંબંધ થવો જોઇએ. સાદિ સંબધ માનવાથી સંસારીજીવ પહેલા કર્મ રહિત હતો અને પછી અમુક કાળે કર્મ સહિત થયો. જો એમ માનવામાં આવે તો પછી મુક્તજીવ પણ કર્મ રહિત થયાં પછી; તેને પણ અમુક વખતે કર્મનો સંબંધ થવો જોઇએ, અને તેમ થાય તો પછી મુક્તજીવો અમુક્ત થશે; માટે તેમ માનવું ઇષ્ટ નથી. પ્રવાહે કરી જીવકર્મનો સંબધ અનાદિ છે એમ તમે માનો. જો તમને એમ લાગે કે જીવકર્મનો સબંધ અનાદિનો છે, ત્યારે તેનો વિયોગ શી રીતે થઇ શકે ? કેમકે અનાદિ હોય તે અનંત પણ હોય. જેમ કાળ અનાદિ છે તેમ અનત પણ છે આવા પ્રકારની શંકાનું સમાધાન એ છે કે, જેમ સુવર્ણ અને પાષાણનો સંબંધ અનાદિ છે, તો પણ તેવા પ્રકારની સામગ્રીના યોગે અગ્નિમાં મુકીને ધમવાથી સુવર્ણ અને પાષાણ જુદા પડે છે, તેમ જીવ પણ ધ્યાનરૂપી અગ્નિના યોગે અનાદિ સબંધવાળા કર્મોથી જુદો પડે છે, એમ સિદ્ધ થાય છે વળી હે આયુષ્યમાન્ !

જો કર્મ ન હોય તો ધર્મ, અધર્મ, દાન, અદાન, શીળ, અશીળ, તપ, અતપ, સુખ, દુઃખ, સ્વર્ગ, નરક વિગેરે સર્વ વ્યર્થ થાય. માટે તમારા મનમાં કર્મ છે કે નહિ એ શંકાને કાઢીનાખી 'કર્મ છે' એમ માનો. તેમજ શુભાશુભ કર્મનો કર્તા જીવ છે અને ભોક્તા પણ જીવ જ છે જીવ પોતે કરેલાં કર્મનો અનુભવ પોતેજ કરે છે, એટલે તેના શુભાશુભ વિપાક પોતેજ ભોગવે છે.

હે અગ્નિભૂતિ ! તમારા મનનો સંશય મેં જાણ્યો, તેમ હું જ્ઞાનાવરણાદિક આઠે કર્મો પ્રત્યક્ષ જોઉં છુ; માટે કર્મનો સ્વીકાર કરો. જીવ કર્મ વિગેરે કોઇ પણ વસ્તુ મને અદૃશ્ય નથી, માટે કર્મ છે એમ તમે સ્વીકાર કરો."

આ પ્રમાણેના પ્રભુના ઉપદેશથી તેમના મનનો સંશય નાશ પામ્યો, પ્રતિબોધ પામ્યા. અગ્નિભૂતિએ ઇર્ષ્યા છોડી દઇ, પોતાને ધન્ય માનતા પાંચસો શિષ્યોની સાથે, પ્રભુ પાસે છેતાળીશ વર્ષની ઉમરે દીક્ષા લીધી. પછી દશ વર્ષ સુધી છદ્મસ્થ પણે વિહાર કરી કેવળજ્ઞાન પામ્યા, અને સોળ વર્ષ સુધી કેવળપર્યાયને ભોગવી સિદ્ધિ પદને પામ્યા.

**વાયુભૂતિના સંશયનો ખુલાશો**

અગ્નિભૂતિ એ પણ દીક્ષા લીધી, તે વાત સાંભળી વાયુભૂતિએ વિચાર્યું કે "જેણે મારા બન્ને ભાઇઓને જીતી લીધા તે બરોબર સર્વજ્ઞજ હોવા જોઇએ; માટે ભગવંતની પાસે જઇ તેમને વંદના કરીને મારૂં પાપ ધોઇ નાખું, તેમજ હું પણ મારો સંશય પુછી ખુલાસો કરી લઉં." આ પ્રમાણે વિચાર કરી તે પોતાના પાંચસો શિષ્યો સાથે ભગવંતના સમવસરણમાં આવ્યા અને પ્રભુને પ્રણામ કરી તેમની નજીકમાં બેઠા. પ્રભુએ તેમને કુશળ સમાચાર પુછ્યા, અને કહ્યું કે, "હે વાયુભૂતિ ! તમારા મનમા જીવ અને શરીર વિષે મોટો ભ્રમ છે તજ્જીવ તચ્છરીર એવો સંશય છે પ્રત્યક્ષાદિ પ્રમાણ વડે ગ્રહણ થતો ન હોવાથી જીવ શરીરથી જુદો લાગતો નથી, તેથી જલમાં પરપોટાની જેમ

તે જીવ શરીરમાંથીજ ઉત્પન્ન થઇને શરીરમાંજ મૂર્છા ( લય ) પામે છે. આવો તમારો આશય છે પણ તે વાસ્તવિક નથી સર્વ પ્રાણીઓને એ જીવ દેશથી ( કથંચિત્ ) તો પ્રત્યક્ષ છે, કારણકે તેના ઇચ્છા વિગેરે ગુણો પ્રત્યક્ષ હોવાથી જીવ સ્વસંવીદ છે, એટલે કે તેને પોતાને અનુભવ થાય છે. તે જીવ દેહ અને ઇંદ્રિયોથી જુદો છે ઇદ્રિયોની શક્તિ જ્યારે નાશ પામે છે, અને તે પોતાનું કાર્ય કરી શકતી નથી, ત્યારે તે ઇંદ્રિયોને સંભારે છે કે મારી અમુક ઇદ્રિ તે પોતાનુ કાર્ય કરી શકતી નથી, તે મરણ પામી છે અથવા નાશ પામી છે. આ પ્રમાણે તે પોતે ઉહાપોહ કરે છે. એ ઉપરથી મારૂં શરીર અને મારી ઇંદ્રિયો ઇત્યાદિ માનવાવાળો જીવ, શરીરથી પૃથક્ છે એમ પ્રતીતિ થાય છે.

" सत्येन लभ्यस्तपसा ह्येष ब्रह्मचर्येण नित्यं ज्योतिर्मयो हि शुद्धो यं पश्यंति धीरा यतयः संयतात्मान इत्यादि "

વળી આ પ્રમાણેની શ્રુતિનો અર્થ નીચે પ્રમાણે છે.

આ જ્યોતિરૂપ તથા શુદ્ધ આત્મા, સત્ય, તપ, અને બ્રહ્મચર્યથી જણાય છે, તે પદોથી ભૂતોથી આત્મા પૃથક્ છે એમ પ્રતીતિ થાય છે; માટે તમે જે સંશય કરો છો. તે યથાર્થ નથી. ( જુઓ સુબોધિકા પૃ. ૯૯ )

પ્રભુની અમૃત સરખી વાણીથી વાયુભૂતિના મનની શંકાનું સમાધાન થયું. તેમણે પણ પોતાના બે ભાઇઓની માફક સંસારથી વિરકત થઇ પોતાના પાચસો શિષ્યોની સાથે દીક્ષા લીધી.

બાકીના આઠેના મનમાં કોઇને કંઇ પ્રકારના સંદેહ હતા તેઓ અનુક્રમે પ્રભુ પાસે આવ્યા, અને તે દરેકના સંશયના ખુલાસા પ્રભુએ કર્યા. તેઓ સર્વેએ પ્રભુના ઉપદેશથી વૈરાગ્ય પામી પોત પોતાના પરિવાર સાથે દીક્ષા લીધી. તે દરેકના મનમાં શું શંકા હતી અને તેનુ સમાધાન પ્રભુએ કેવી રીતે કર્યું, તેનુ સંક્ષિપ્ત સ્વરૂપ નીચે પ્રમાણે છે.

વ્યક્ત નામના પંડિતની શંકાનું સમાધાન

ચોથા પંડિત વ્યક્ત નામના હતા. તેમના મનમાં એવો સંશય હતો કે, " પૃથ્વી આદિ પંચભૂતો જગતમાં છેજ નહી. તેની જે આજે પ્રતીતિ થાય છે, તે ભ્રમથી જલ ચંદ્રવત્ છે. આ બધુ શૂન્યજ છે. " પ્રભુએ જણાવ્યું કે, આવો તમારો દઢ આશય છે. પણ તે મિથ્યા છે તમે વેદના પદોનો યથાર્થ અર્થ જાણી શકયા નથી. જે પદના લીધે તમારા મનમાં એ શંકા જન્મ પામી છે, તે પદ આ પ્રમાણે છે

" येन स्वप्नोपमं वै सकलं, इत्येष ब्रह्मविधिरंजसा विज्ञेयः "

આ પદનો તમો એવો અર્થ કરો છો કે, ખરેખર પૃથ્વી આદિક આ સઘળું સ્વપ્ન સરખું એટલે અસત્ય છે, અને તેથી પંચ ભૂતોનો અભાવ છે. વળી ' पृथ्वी देवता, आपो देवता " ઇત્યાદિક વાકયોથી ભૂતોનું છતાપણુ જણાય છે; માટે તે બાબતમાં ખરૂ શું હશે એવો સંદેહ છે પણ એવો સંદેહ રાખવાને કારણુજ નથી; કેમકે स्वप्नोपमं वै सकलं ઇત્યાદિ પદો આત્મા સંબંધિ ચિંતવનમાં કનક, કામિની આદિકોના સંયોગને અનિત્યપણુ સૂચવનારા છે; પણ તે કંઇ પંચભૂતોનો નિષેધ સૂચવનારાં નથી. જો સર્વત્ર શૂન્યતાનોજ પક્ષ લેવામાં આવે, તો પછી ભૂવન્ ( જગત ) માં વિખ્યાત થયેલા, સ્વપ્ન, અસ્વપ્ન, ગંધર્વપુર, નગર, વિગેરે ભેદો થવાજ ઘટે નહી. માટે પંચભૂતો સર્વથા નથી એવો સંશય કાઢી નાખો.

સુધર્મ પંડીતના સંશયનું સમાધાન.

પાંચમા પંડિત સુધર્મના મનમાં એવી શંકા હતી કે, " આ જીવ જેવો આ ભવમાં છે, તેવોજ પરભવમાં થાય છે; કેમકે સંસારમાં કારણુને મળતુંજ કાર્ય થાય છે. શાલી પ્રમુખ બીજથી તે ધાન્યનીજ ઉત્પત્તિ થાય છે,

બીજાની થતી નથી. ” પ્રભુએ કહ્યું કે, “ આ તમારી શંકા ખરી નથી. વેદના જે પદો ઉપરથી તમને શંકા ઉદ્ભવ પામી છે તે પદો આ પ્રમાણે છે. ”

“ पुरुषो वै पुरुषत्वमस्नुते, पशवः पशुत्व ” ઇત્યાદિ પદો ભવાતરનું સાદશ્ય પણ સૂચવનારા છે, તથા “शृगालो वै एष जायते यः सपुरीषो दह्यते” ઇત્યાદિ પદો તો વળી ભવાંતરમાં સાદશ્યપણુ દેખાડનારા નથી. એમ માની તમને શંકા પેદા થએલી છે. પણ એ પદોનો ખરો અર્થ આ પ્રમાણે છે.

“ પ્રથમ જે પદ ઉપર જણાવ્યુ તેનો અર્થ એવો છે કે, માર્દવ આદિક ગુણોએ કરીને યુકત હોય, તેવો મનુષ્ય પુનઃ મનુષ્યપણાનું આયુષ્ય બાંધી, પાછો પણ મનુષ્યપણાને પામી શકે, એવો અર્થ નિરૂપણ કરનારા તે વાકયો છે. પણ મનુષ્ય તે મનુષ્યજ થાય એવો નિશ્ચય બતાવનારાં તે વાક્યો નથી. વળી તમારા મનમાં એવી એક યુક્તિ ઠસેલી છે કે, મનુષ્ય કેવી રીતે પશુ થઇ શકે ? કેમકે ડાંગેર ( ચોખા ) ના દાણા વાવવાથી કાંઇ ઘઉં પેદા થતા નથી. પણ તે યુકિત બરોબર નથી; કારણ કે છાણ આદિથી વીંછીની ઉત્પત્તિ થાય છે, તેથી એવી રીતે સાદશ્ય પણું ઘટી શકતું નથી. જેવી રીતે સરળતા આદિક ગુણોવડે મનુષ્ય ભવનુ આયુષ્ય બાંધે છે, અને મનુષ્ય જાતિમાં ઉત્પન્ન થાય છે; તેમ માયા કપટ વિગેરે ગુણોમાં પચી રહેલો જીવ અહીં પશુરૂપે જીવીત ગુજારે છે, અને આગામી ભવ સંબંધી પશુનુ આયુષ્ય બાંધી, પશુની જાતિમા ઉત્પન્ન થાય છે. તેથી જીવની પૃથક્ પૃથક્ ગતિમાં ઉત્પતિ કર્મને આધિન છે, અને તેથીજ પ્રાણીઓનું વિવિધપણું દેખાય છે. હંમેશાં કારણને મળતુજ કાર્ય થવું જોઇએ એવો કાંઇ ચોકકસ ( એકાંત ) નિયમ નથી. શૃંગ વિગેરેમાંથી શર પ્રમુખ ઉગી નીકળે છે. પ્રભુના આ પ્રમાણેના ખુલાસાથી તેમના મનનું સમાધાન થયું, અને તેમણે પણ પાચસો શિષ્ય સહિત દીક્ષા લીધી.

મૌર્યપુત્રને 'દેવતાઓ છે કે નહી' એવો સંદેહ હતો. પ્રભુએ કહ્યું " હે મૌર્યપુત્ર ! તમને દેવતાઓને વિષે સંદેહ છે, પણ તે મિથ્યા છે.-જુઓ આ સમવસરણમાં પોતાની મેળે આવેલા ઇંદ્રાદિક દેવતાઓ પ્રત્યક્ષ છે. શેષ કાળમા સંગીત કાર્યાદિની વ્યગ્રતાથી અને મનુષ્ય લોકના દુઃસહ ગંધથી તેઓ અહીં આવતા નથી, પણ તેથી કાંઇ તેમનો અભાવ સમજવાનો નથી. તેઓ અર્હંતના જન્મ અભિષેક વિગેરે અનેક પ્રસંગે આ પૃથ્વીપર આવે છે. તેનું કારણ અરિહંતનો અતિશ્રેષ્ટ પ્રભાવ છે. " આ પ્રમાણેની ભગવંતની વાણીથી બોધ પામી મૌર્યપુત્રે પોતાના ૩૫૦ શિષ્ય સહિત દીક્ષા લીધી.

**મૌર્યપુત્રના સંદેહનો ખુલાસો.**

'નારકી જીવો પ્રત્યક્ષ નજરે દેખાતા નથી, તેથી નારકી નથી' એવો અંકપતિ નામના પંડિતના મનમાં સંદેહ હતો તેઓ પોતાના ત્રણસો શિષ્યો સાથે પ્રભુના પાસે આવ્યા પ્રભુએ તેમને કહ્યું કે " તમારા મનમાં નારકીના અસ્તિત્વપણા સંબંધે શંકા છે, પણ તે વાસ્તવિક નથી જગતમાં જેઓ પાપાચરણ કરે છે, તેઓ નરકમા જઇને ઉપજે છે. નારકીના જીવો છે, પરંતુ અત્યંત પરવશપણાને લીધે તેઓ અહીં આવવાને સમર્થ નથી, તેમજ મનુષ્યો ત્યાં જવાને સમર્થ નથી. નારકી જીવો પ્રત્યક્ષ ઉપલબ્ધ નથી, પણ યુક્તિગમ્ય છે; અને જે અવધ્યાદિક[1] જ્ઞાનીઓ છે તેઓને તો તે પ્રત્યક્ષ દેખાય છે " પ્રભુના આવા પ્રકારના વચનો સાંભળી તેમના મનનો સંશય નષ્ટ થયો, અને તેમણે પોતાના શિષ્યો સહિત પ્રભુ પાસે દીક્ષા અંગીકાર કરી.

**અંકપતિ પંડિતની શંકાનું સમાધાન.**

---

૧ ભગવંત મહાવીરના સમયમા ક્ષાયિક જ્ઞાનીઓનો સદ્ભાવ હતો, ભગવંતની પાટે શ્રી સુધર્માસ્વામી, અને તેમની પાટે શ્રી જંબુસ્વામિ થયા. તેઓ આ ક્ષેત્રમા ભગવંતના સાસનમા છેલા ક્ષાયિકજ્ઞાની ( કેવળજ્ઞાની ) થયા છે. ત્યાર પછી કાળ દોષથી એવા જ્ઞાનીઓનો વિચ્છેદ થયો છે એમ શાસ્ત્ર મર્યાદા છે.

'જીવને બંધ, નિર્જરા, અને મોક્ષ છે કે નહી' એ વિષે મંડિક નામના પંડિતના મનમાં શંકા હતી. તે પોતાના સાડા ત્રણુસો શિષ્યોની સાથે પ્રભુના સમવસરણમાં આવ્યા પ્રભુને પ્રણામ કરી યોગ્ય સ્થાનકે બેઠા પ્રભુએ

**મંડિક પંડિતની શંકાનું સમાધાન.**

તેમના મનની શંકા પ્રથમ કહી બતાવી, અને જણાવ્યું કે, "આત્માને બંધ અને મોક્ષ થાય છે એ વાત પ્રસિદ્ધ છે મિથ્યાત્વ, અવિરતી, કષાય, અને યોગ એ કર્મબંધના મૂખ્ય હેતુઓ છે. તેના સેવનથી જીવો જે કર્મનો બંધ કરે તે બંધ કહેવાય છે. તે કર્મ બંધને લીધે પ્રાણીઓ દોરીની સાથે બંધાયો હોય તેમ નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવતા એ ચાર ગતિમાં પરિભ્રમણ છતો પરમ દારૂણ દુઃખનો અનુભવ કરેછે. જ્ઞાન દર્શન, ચારિત્રાદિનું આરાધન કર્મ નિર્જરા ( વિયોગ ) ના હેતુઓ છે તેમના સેવનથી પ્રાણીઓ કર્મથી સર્વથા રહિત થાય છે અને તેને મોક્ષ કહે છે; જ્યાં પ્રાણીને અનંત સુખ હોય છ જો કે જીવ અને કર્મનો પરસ્પર સંબંધ અનાદિ સિદ્ધ છે,પણ અગ્નિથી સુવર્ણ અને પાષાણ જુદા પડી જાય છે, તેમ જ્ઞાનાદિકના આરાધનથી જીવ અને કર્મનો વિયોગ થાય છે. આવા પ્રકારના ઉપદેશથી તેમના મનનો સંશય દુર થયો અને તેમણે પોતાના શિષ્યો સહિત દીક્ષા લીધી.

અચલભ્રાતા નામના પંડિતને પુણ્ય અને પાપના સંબંધે સંદેહ હતો. તેઓ પોતાના ત્રણુસો શિષ્યો સહિત પ્રભુના સમવસરણમાં આવ્યા. તેમને પ્રભુએ કહ્યું કે " તમારા મનમાં પુણ્ય અને પાપ એ કંઇ છેજ નહી, એ

**અચલભ્રાતાના સંશયનું છેદન.**

વિષે શંકા છે. પણ હે અચલભ્રાતા ! પુણ્ય અને પાપના સંબંધમાં તમે જરા પણ શંકા ધરશો નહી, કારણ કે આલોકમાં પુણ્ય અને પાપનું ફળ પ્રત્યક્ષ જણાય છે; તેમજ વ્યવહારથી પણ પ્રસિદ્ધ થાય છે. દીર્ઘઆયુષ્ય, આરોગ્ય, રૂપ, લક્ષ્મીની પ્રાપ્તિ

અને સત્કુલમાં જન્મ ઇત્યાદિ પુણ્યના ફળ છે, અને તેથી વિપરીત અલ્પ આયુષ્ય, કુરૂપ, નિર્ધનતા, વ્યાધિઓની પીડા અને નીચકુળમાં જન્મ, ઇત્યાદિ પાપના ફળ છે. આ પ્રત્યક્ષ દેખાતા ભેદના હેતુઓનું મનન કરવાથી શંકાનું સમાધાન આપો આપ થઇ જશે. જો પુણ્ય અને પાપ જેવું જગતમાં કંઇ ન હોય, તો પછી જગતના જીવોમાં જે તારતમ્યતા જોવામાં આવે છે; તે જોવામાં આવેજ નહી, અને બધાઓ સમાન કોટીમાં હોય. પરંતુ તેમ તો છેજ નહી તેથી ખાત્રી થાય છે કે તે તત્વો જગતમાં છે." આવા પ્રકારના પ્રભુના વચનોથી અચળભ્રાતા પ્રતિબોધ પામ્યા, અને તેમણે શિષ્યો સહિત ચારિત્ર અંગીકાર કર્યું.

**મેતાર્ય પંડિતના મનનું સમાધાન.**

દશમા મેતાર્ય નામના પંડિત છે. તેમના મનમાં એવો સંશય હતો કે, 'ભવાંતરમાં પ્રાપ્ત થવારૂપ પરલોક નથી; મતલબ પુનર્ભવ નથી; કારણ કે ચિદાત્મરૂપ જીવનું સ્વરૂપ બધા ભૂતના એક સંદોહરૂપ છે. તે ભૂતોનો અભાવ થતાં—વિખરાઇ જતા જીવનો પણ અભાવ થાય છે, તો પછી પરલોક કે પુનર્ભવ શી રીતે હોઇ શકે ?' આ સંશય પાસે આવતાં પ્રભુએ તેમને કહી સંભળાવ્યો, અને પુછયું કે, "તેમોને એવો સંશય છે એ વાત ખરી કે નહી ?" પંડિતે નિઃગર્વિતપણે પ્રભુને જણાવ્યું કે, "આપે જે મહારા મનનો સંદેહ જણાવ્યો, તેજ પ્રમાણે મારા મનમાં સંશય છે" પ્રભુએ તેમના સંશયનું સમાધાન કરતાં જણાવ્યું કે, "તમારો એ સંશય મિથ્યા છે. જીવની સ્થીતિ સર્વ ભૂતથી જુદીજ છે. કેમકે બધા ભૂતો (પંચમહાભૂત) એકત્ર થાય, તોપણ તેમાંથી કાંઇ ચેતના ઉત્પન્ન થતી નથી. તેથી જે જીવનો ધર્મ—લક્ષણ છે, 'ચેતના લક્ષણજિવ' તે પંચમહાભૂતથી જુદું છે. એ ચેતના લક્ષણવાળો જીવ આયુષ્ય પુરૂં થયા બાદ શરીરથી જુદો પડી પરલોકમાં જાય છે; અને કેટલાક જીવોને તો તે ભવમા પણ જાતિસ્મરણ વિગરે કારણથી પૂર્વ

ભવનું સ્મરણ થાય છે. જો પુનર્ભવ ન હોય તો આ ભવમાં જે શુભાશુભ કાર્ય-કર્મો-કરવામાં આવે છે, તેનું ફળ કોણ ભોગવશે ? જ્યારે પરભવ ન હોય અને શુભાશુભ કર્મનું ફળ ભોગવવાનું ન હોય, તો પછી સારા કર્મો કરવાં જોઇએ અને નઠારા કાર્યોનો ત્યાગ કરવો જોઇએ એ વિચારણાજ શું કરવા જોઇએ ? પછી તો દરેકે પોતાના મનસ્વિતરંગો પ્રમાણે વર્તવું એમજ નક્કી થાય; પરંતુ જગતમાં શુભાશુભ કર્મોના ફળ ભોગવતા તો જોવામાં આવે છે. તે તમામ કંઇ આભવમાં કરેલા કર્મોનું પરિણામ હોય છે તેમ નથી; માટે પુનર્ભવ છે, પરલોક છે. એમાં સંશયને જગ્યાજ નથી. મેતાર્ય પંડીતે પોતાના મનનો સંશય દૂર થવાથી, ત્રણસો શિષ્યો સાથે પ્રભુની પાસે દીક્ષા અંગીકાર કરી.

અગીઆરમા પ્રભાસ નામના પંડિતના મનમાં એવો સંદેહ હતાં કે: ' નિર્વાણ ( મોક્ષ ) છે કે નહી ? '

**પ્રભાસ પંડિતના સંશયનું સમાધાન**

પ્રભુની પાસે તેઓ પોતાના ત્રણસો શિષ્યો સાથે આવ્યા. પ્રભુને વંદન કરી યોગ્ય સ્થાને બેઠા. પ્રભુએ તેમના મનનો સંદેહ તેમને કહી પુછયું કે, " હે પ્રભાસ પંડિત ! તમારા મનમાં નિર્વાણના સંબધે સંશય છે એ વાત ખરી ?" પ્રભાસે ઉત્તર આપ્યો કે " હા. "

પ્રભુએ તેમના તે સંશયનું સમાધાન કરતાં જણાવ્યું કે, " તમને જે વેદના પદના અર્થની વિચારણાથી એ સંશય પેદા થયો છે, તે પદ આ પ્રમાણે છે-

" जरामर्यं वा यदग्निहोत्रं "

આ પદથી મોક્ષના અભાવનું સૂચન થાય છે, કેમકે " जरामर्यं " કેતાં હમેશાં કરવું, એમ કહ્યુ છે; અને તેથી કરીને અગ્નિહોત્ર હમેશાં કરવાનું પ્રતિપાદન કર્યું. તે અગ્નિહોત્રની ક્રિયા મોક્ષનું કારણ થઇ શકતી નથી, કેમકે તેમાં કેટલાક જીવોનો વધ થાય છે; તો કેટલાકને

ઉપકાર થાય છે, અને મોક્ષ સાધકપણા માટે એવાં અનુષ્ઠાનો સંબંધી કોઇ વખત કંઇ કહેલું નથી માટે મોક્ષ છે જ નહી, એવું પ્રતીત થાય છે. તેમ વલી કહ્યું છે કે "द्वे ब्रह्मणी वेदितव्ये" કેતાં બે બ્રહ્મને જાણવાં, એક પર અને બીજું અપર. તેમાં પર એટલે સત્ય જ્ઞાન, અને અપર એવા શબ્દથી તો મોક્ષની પ્રતીતિ થાય છે એવી રીતનો તમારા મનમાં સંદેહ છે. કઇ વાત સત્ય માનવી ? તે પદોનો અર્થ હું કહું છું તે પ્રમાણે કરો, કેમકે અહીં "वा" શબ્દનો "अपि" એવો અર્થ છે; એટલે જે કોઇ સ્વર્ગાહિકનો અર્થિ હોય, તેણે જાવ જીવ સુધી અગ્નિહોત્ર કરવું, અને નિર્વાણનો અર્થિ હોય, તેણે અગ્નિહોત્ર છોડીને નિર્વાણ સાધનની પણ ક્રીયા કરવી. પણ નિયમથી "अग्निहोत्रकरवो" એવો શબ્દાર્થ કરવો નહીં, અને તેથી કરીને નિર્વાણ સાધક ક્રિયાનો પણ વખત જણાવ્યો. વળી કર્મનો ક્ષય તે મોક્ષ છે. વેદથી અને જીવની અવસ્થાના વિચિત્રપણાથી કર્મ છે એ વાત સિદ્ધ થાય છે. સમ્યક્ જ્ઞાન, દર્શન, અને ચારિત્રારાધનથી કર્મનો ક્ષય થાય છે. તેથી અતિશય જ્ઞાનવાળા પુરૂષોને તો મોક્ષ પ્રત્યક્ષપણે જણાય છે. સમ્યક્ જ્ઞાન, અને સંયમ સંપૂર્ણ પ્રાપ્ત કરવા તેજ મોક્ષ સાધવાનો ઉપાય છે. તે ઉપાય આ નરભવને વિષેજ સાધવા યોગ્ય છે, કારણ કે મનુષ્યગતિમાંજ તે સાધી શકાય છે, જે એ ધર્મશીલ એટલે ધર્મનું પ્રતિપાલન કરનાર પ્રધાન મુનિઓ હોય છે, તેઓ નિશ્ચે દુઃખ રહિત થાય છે. તેઓજ શીઘ્રપણાથી પરમાર્થ તત્વને, એક ચિદ્રુપ એવા મોક્ષને, પ્રાપ્ત કરી શકે છે."

પ્રભુના આવા પ્રકારના ઉપદેશથી તેમના મનનો સંશય નાશ પામ્યો, અને પ્રતિબોધ પામી ત્રણશો શિષ્યો સહિત પ્રભુની પાસે દીક્ષા અંગીકાર કરી. આ પ્રભાસની આ વખતે સોલ વર્ષની વય હતી.તેમણે બાલ્યાવસ્થામાંજ ગૃહસ્થાવાસનો ત્યાગ કરી સર્વ વીરતિ અંગીકાર કરી. પછી આઠ વર્ષ સુધી છદ્મસ્થપર્યાય પાળીને આવરણ રહિત અવ્યાબાધ કેવળજ્ઞાન પામ્યા. કેવળી અવસ્થામાં

સોલ વર્ષ સુધી વિચરી, અનેક ભવ્ય જીવોને પ્રતિબોધી, જે સુખના માટે ઉદ્યોગ કર્યો હતો તે મોક્ષ સુખ પ્રાપ્ત કર્યું.

આ પ્રમાણે મહાન કુળમાં ઉત્પન્ન થએલા, મહાપ્રાજ્ઞ, સવેગ પામેલા, અને જિનવને વિષે પંડિત, એવા તે અગીયાર પ્રસિદ્ધ વિદ્વાનો શ્રી વીર પ્રભુના મૂખ્ય શિષ્યો થયા.

**ચંદનબાળાની દીક્ષા.**

શતાનિક રાજાને ઘેર ચંદનબાળા પ્રભુને કેવળજ્ઞાન થયાની રાહ જોતી દિવસો નિર્ગમન કરે છે. તેણે આકાશ માર્ગે દેવતાઓને જતાં આવતા જોયા. તેથી પ્રભુને કેવળજ્ઞાન થયાનો તેના મનમાં નિશ્ચય થયો. તેને વ્રત લેવાની ઇચ્છા થઇ. ક્ષેત્રદેવતાની સહાયથી તે પ્રભુના સમવસરણમાં, જયા બાર પ્રકારની પર્ષદા બેઠેલી છે, ત્યાં આવી. પ્રભુને ત્રણ પ્રદક્ષિણા કરી નમીને પોતાને દીક્ષા આપવા માટે પ્રભુને વિનંતી કરી, અને બે હાથ જોડી નમીને ઉભી રહી. તે વખતે બીજી પણ અનેક રાજા તથા અમાત્યોની પુત્રીઓ દીક્ષા લેવા માટે તૈયાર થઇ પ્રભુએ ચંદનાને મૂખ્ય કરી તે સર્વેને દીક્ષા આપી.

તેજ વખતે હજારો નરનારીઓને શ્રાવકના લાયકના વ્રત આપી શ્રાવકપણામાં સ્થાપિત કર્યો

એવી રીતે ચતુર્વિધ સઘથી પવિત્ર એવા ધર્મતીર્થ–ધર્મ સ્વરાજની સ્થાપના કરી. અગીઆર પંડિતોએ પોતાના ચુંવાલીસો બ્રાહ્મણો–શિષ્યો–સાથે દીક્ષા લીધેલી હતી. પ્રભુએ અગીઆરને મુખ્ય ગણધરપદે સ્થાપ્યા. “ ઉત્પાદ, વ્યય, અને ધ્રુવાત્મક ત્રિપદી કહી સંભળાવી તે ત્રિપદી વડે પ્રભુની આજ્ઞા લઇ, તેમણે (ગણધરો) દ્વાદશાગી તથા ચૌદપૂર્વની રચના કરી ચૌદપૂર્વ, ગણધરાએ અગોની પુર્વે રચ્યાં; તેથી તે પૂર્વ કહેવાય છે.

પછી સમયને જાણનાર ઇંદ્ર મહારાજ, તત્કાળ વજ્રમય દિવ્ય થાલમાં સુગંધિ ચૂર્ણોથી પૂર્ણ દિવ્ય ચૂર્ણ ભરીને, પ્રભુની

સન્મુખ આવીને-ઉભા. પછી પ્રભુ રત્નમય સિંહાસનથી ઉઠીને તે ચૂર્ણની સંપૂર્ણ મુઠી ભરીને ઉભા થયા. ગૌતમ પ્રમુખ અગીઆર ગણધરો અનુક્રમે જરા નમીને પ્રભુની સન્મુખ ઉભા. તે વખતે દેવો પણ સઘળા વાજિંત્રાદિકના ધ્વનિને નિવારીને મૌન ધરી રહ્યા, અને પ્રભુ શી આજ્ઞા કરે છે, તે સાંભળવા આતુર થઇ ઉભા રહ્યા.

ગણધારોને ઉદ્દેશીને અમૃતમય વાણીથી પ્રભુએ તેમને કહ્યુ કે, **" દ્રવ્ય, ગુણ, અને પર્યાયથી તમોને તીર્થની અનુજ્ઞા છે "**

એમ કહી પ્રથમ ઇંદ્રભૂતિના અને પછી અનુક્રમે બધા ગણધરોના મસ્તકપર ચૂર્ણ ( વાસક્ષેપ ) નાખ્યું. તે પછી દેવોએ પણ તેમનાપર ચૂર્ણ અને સુગંધી પુષ્પ નીં વૃષ્ટિ કરી.

" આ ચિરંજીવી થઇ ધર્મનો ચિરકાળ સુધી ઉદ્યોત કરશે," એમ કહીને પ્રભુએ, સુધર્મા ગણધરને સર્વ મુનિઓમાં મૂખ્ય કરી, ગણનાધુરીની અનુજ્ઞા કરી.

સાધવીઓમાં સંયમના ઉદ્યોગની ઘટનાને માટે, પ્રભુએ તે સમયે ચંદનાને પ્રવર્તિની પદે સ્થાપિત કરી.

**પંચ મહાવ્રત અને તેની પચીશ ભાવના**

શ્રી આચારાંગ સૂત્રમાં શ્રી સુધર્માસ્વામી પ્રભુ મહાવીરનું ચરિત્ર શ્રી જંબું સ્વામિને કહી સંભળાવતાં, આ સમયનું વર્ણન નીચે પ્રમાણે કરે છે, ( શ્રી આચારાંગ સૂત્ર મૂળ સહિત ભાષાંતર ) છાપીત બુક પૃષ્ટ–૩૮૨

" આવી રીતે વિચરતાં ભગવાનને બાર વર્ષ પ્રતિક્રમ્યા હવે તેરમા વર્ષની અંદર ઉન્હાળાના બીજા માસે બીજે પક્ષે વૈશાખ સુદિ ૧૦ના સુવ્રત નામના વિજય મુહુર્તે, ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રના યોગે, પૂર્વ દિશાએ છાયા વળતાં છેલ્લે પહોરે, જંભિકગામ નગરની બાહેર, ઋજુવાલિકા નદીના ઉત્તર કિનારે, સ્યામક ગાથા પતિના કર્ષણ સ્થળમાં, વ્યાવૃત નામના ચૈત્યના ઇશાન કોણમાં, શાળ વૃક્ષની પાસે અર્ધા ઉભા રહી, ગોહિકા આસને-આતાપના કરતા

થકાં, તથા પાણી વગરના બે ઉપવાસે, જંઘાઓ ઉંચી રાખી માથું નીચે ઘાલી ધ્યાન કોષ્ટમાં રહેતાં થકાં, શુક્લધ્યાનમાં વર્તતાં છેવટનું સંપૂર્ણ પ્રતિપૂર્ણ અવ્યાહત નિરાવરણ અનંત ઉત્કૃષ્ટ કેવળજ્ઞાન તથા કેવળદર્શન ઉપન્યું. ( ૧૦૨૪ )

હવે ભગવાન અહંત્ જિન, કેવળી, સર્વજ્ઞ, સર્વભાવદર્શી થઇ, દેવ, મનુષ્ય, તથા અસુર પ્રધાન ( આખા ) લોકના પર્યાય જાણવા લાગ્યા. એટલે તેની આગતિ, ગતિ, સ્થિતિ, ચ્યવન, ઉત્પાત, ખાવુ પીવું, કરેલુ કરાવેલું, પ્રગટ કામ, છાનાં કામ, બોલેલું, કહેલું, એમ આખા લોકમાં સર્વ જીવોના સર્વભાવ જાણતા દેખતા થકા વિચરવા લાગ્યા. ( ૧૦૨૫ )

જે દીને ભગવાનને કેવળજ્ઞાન, કેવળ દર્શનઉપન્યાં, તે દિને ભુવનપત્યાદિ ચારે જાતના દેવદેવીઓ આવતાં જતાં આકાશ દેવમય તથા ધોળુ થઇ રહ્યુ. ( ૧૦૨૬ )

એ રીતે ઉપજેલા જ્ઞાનદર્શનને ધરનાર ભગવાને પોતાને તથા લોકને સંપૂર્ણ પણે જોઇને પહેલાં દેવોને ધર્મ કહી સભળાવ્યો અને પછી મનુષ્યોને. ( ૧૦૨૭ )

પછી ઉપજેલા જ્ઞાનદર્શનના ધરનાર શ્રમણ ભગવાન મહાવીરે ગૌતમાદિક શ્રમણ નિગ્રંથોને ભાવના સહિત પાચ મહાવ્રત તથા પૃથ્વી કાય વિગેરે છ જીવની કાય કહી જણાવ્યાં. ( ૧૦૨૮ )

( પાંચ પાંચ ભાવના સહિત પાંચ મહાવ્રત )

પહેલુ મહાવ્રતઃ–હે ભગવાન્ ! હું સર્વ પ્રાણાતિપાત ત્યાગ કરૂં છું.તે એ રીતે કે સુક્ષ્મ કે બાદર ત્રસ કે સ્થાવર જીવનો યાવત્ જીવ પર્યંત, મન વચન કાયાએ કરી ત્રિવિધે પોતે ઘાત ન કરીશ, બીજા પાસે ન કરાવીશ, અને કરતાને રૂડુ ન માનીશ, તથા તે જીવઘાતને પડિકમું છું, નિંદું છું, ગરહું છું, અને તેવા સ્વભાવને વોસરાવું છું. ( ૧૦૨૯ )

તેની આ પાંચ ભાવનાઓ છે. ( ૧૦૩૦ )

ત્યાં પહેલી ભાવના એકે મુનિએ ઇર્યાસમિતિ સહિત થઇ વર્તવું, પણ રહિત થઇ ન વર્તવું. કારણકે કેવળજ્ઞાનીઓ કહે છે કે ઇર્યાસમિતિ રહિત હોય તે મુનિ પ્રાણાદિકનો ઘાત વિગેરે કરતો રહે છે. માટે નિગ્રંથે ઇર્યાસમિતિથી વર્તવું એ પહેલી ભાવાના. ( ૧૦૩૧ )

બીજી ભાવના એકે નિગ્રંથ મુનિએ મન ઓળખવું, એટલે કે જે મન પાપ ભરેલું, સદોષ, ( ભૂંડી ) ક્રિયા સહિત, કર્મ બંધકારી, છેદ કરનાર, ભેદ કરનાર, કલહકારક, પ્રદ્વેષ ભરેલું, પરિતપ્ત, તથા જીવ–ભૂતનું ઉપઘાતક હોય, તેવા મનને નહિ ધારવું. એમ મન જાણીને પાપ રહિત મન ધારવું એ બીજી ભાવના. ( ૧૦૩૨ )

ત્રીજી ભાવના એકે નિગ્રંથે વચન ઓળખવું, એટલે કે જે વચન પાપ ભરેલું, સદોષ, ( ભૂંડી ) ક્રિયાવાળું, યાવત્ ભૂતોપઘાતક હોય–તેવું વચન નહિં ઉચરવું. એમ વચન જાણીને પાપ રહિત વચન ઉચ્ચરવું. એ ત્રીજી ભાવના. ( ૧૦૩૩ )

ચોથી ભાવના એ કે નિગ્રંથે ભંડોપકરણ લેતાં રાખતાં સમિતિસહિત થઇ વર્તવું પણ રહિત પણે ન વર્તવું કેમકે કેવળી કહે છે કે, આદાનભાંડનિક્ષેપણા સમિતિ–રહિત નિગ્રથ પ્રાણાદિકનો ઘાત વિગેરે કરતો રહે છે. માટે નિગ્રથે સમિતિ સહિત થઇ વર્તવું એ ચોથી ભાવના. (૧૦૩૪)

પાંચમી ભાવના એ કે નિગ્રંથે આહારપાણી જોઇને વાપરવું, વગર જોએ ન વાપરવાં કેમ કે કેવળી કહે છે કે, વગર જોયે આહાર પાણી વાપરનાર નિગ્રંથ પ્રાણાદિકનો ઘાત વિગેરે કરે; માટે નિગ્રથે આહારપાણી જોઇને વાપરવાઃ નહિ કે વગર જોઇને એ પાચમી ભાવના. (૧૦૩૫)

એ ભાવનાઓથી મહાવ્રત રૂડી રીતે કાયાએ સ્પર્શિત, પાલિત, પાર પાડેલું, કીર્તિત, અવસ્થીતિ અને આજ્ઞા પ્રમાણે આરાધિત થાય છે. (૧૦૩૬)

એ પેહેલું પ્રાણાતિપાતવિરમણ રૂપ મહાવ્રત છે (૧૦૩૭)

બીજું મહાવ્રતઃ— 'સઘળું મૃષાવાદરૂપ વચનદોષ ત્યાગ કરૂં છું એટલે કે ક્રોધ, લોભ, ભય, કે હાસ્યથી યાવજ્જીવ પર્યંત ત્રિવિધે ત્રિવિધે એટલે મન વચન કાયાએ કરીને મૃષા ભાષણ કરૂં નહિ, કરાવું નહિ, અને કરતાને અનુમોદુ નહિ; તથા તે મૃષાભાષણને નિંદું છું અને તેવા સ્વભાવને વોસરાવું છું (૧૦૩૮)

તેની આ પાંચ ભાવનાઓ છે. ( ૧૦૩૯ )

પહેલી ભાવના :—નિગ્રંથે વિચારી ( વિમાસી )ને બોલવું, વગર વિચારેથી ન બોલવું, કેમકે કેવલી કહે છે કે વગર વિચારે બોલનાર નિગ્રંથ મૃષા વચન બોલી જાય. માટે નિગ્રથે વિચારીને બોલવુ, નહિ કે વગર વિચારે. એ પહેલી ભાવના ( ૧૦૪૦ )

બીજી ભાવના એકે નિગ્રંથે ક્રોધનું સ્વરૂપ જાણી ક્રોધી ન થવું. કેમકે કેવળી કહે છે કે ક્રોધ પામેલ ક્રોધી જીવ મૃષા બોલી જાય. માટે નિગ્રંથે ક્રોધનું સ્વરૂપ જાણી ક્રોધી ન થવું એ બીજી ભાવના ( ૧૦૪૧ )

ત્રીજી ભાવના એ કે નિગ્રથે લોભનું સ્વરૂપ જાણી લોભી ન થવું. કેમકે કેવળી કહે છે કે લોભી જીવ મૃષા બોલી જાય. માટે નિગ્રથે લોભી ન થવું એ ત્રીજી ભાવના ( ૧૦૪૨ )

ચોથી ભાવના એ કે નિગ્રંથે ભયનું સ્વરૂપ જાણી ભયભીરૂ ન થવુ, કેમકે કેવલી કહે છે કે ભીરૂ પુરૂષ મૃષા બોલી જાય માટે ભીરૂં ન થવું એ ચોથી ભાવના. ( ૧૦૪૩ )

પાંચમી ભાવના એકે હાસ્યનું સ્વરૂપ જાણી નિગ્રંથે હાસ્ય કરનાર ન થવું, કેમકે કેવળી કહે છે કે હાસ્ય કરનાર પુરૂષ મૃષા બોલી જાય. માટે નિગ્રંથે હાસ્ય કરનાર ન થવું એ પાંચમી ભાવના ( ૧૦૪૪ )

એ ભાવનાઓથી મહાવ્રત રૂડી રીતે કાયાચે કરી સ્પર્શિત અને યાવત્ આજ્ઞા પ્રમાણે આરાધિત થાય છે. એ બીજુ મહાવ્રત. ( ૧૦૪૫ )

ત્રીજુ મહાવ્રતઃ—સર્વ અદત્તાદાન તજુ છું. એટલે કે ગામ નગર કે અરણ્યમાં રહેલુ, થોડું કે ઝાઝું, નાનું કે મોટું, સચિત અચિત્તીધેલું (વસ્તુ) યાવજ્જીવ ત્રિવિધે મન, વચન, કાયાએ કરી લઉં નહિં, લેનારને અનુમત કરૂ નહિં. તથા અદત્તાદાનને પડિક્રમુ છું, યાવત્ તેવા સ્વભાવને વોસરાવુ (૧૦૪૬)

તેની પાંચ ભાવનાઓ છે (૧૦૪૭)

ત્યાં પહેલી ભાવના આ કે નિર્ગ્રંથે વિચારીને પરિમિત અવગ્રહ માગવો, પણ વગર વિચારે અપરિમિત અવગ્રહ ન માગવો. કેમકે કેવળી કહે છે કે વગર વિચારે અપરિમિત અવગ્રહ માગનાર નિર્ગ્રંથ અદત્ત લેનાર થઇ જાય માટે વિચારીને પરિમિત અવગ્રહ માગવો એ પહેલી ભાવના (૧૦૪૮)

બીજી ભાવના એકે નિર્ગ્રંથે રજા મેળવીને આહાર પાણી વાપરવા, પણ રજા મેળવ્યા વગર ન વાપરવા. કેમકે કેવળી કહે છે કે વગર રજા મેળવે આહાર પાણી વાપરનાર નિર્ગ્રંથ અદત્ત લેનાર થઇ પડે. માટે ગુરૂ અગર વડીલની રજા મેળવીને આહાર પાણી વાપરવા એ બીજી ભાવના. (૧૦૪૯)

ત્રીજી ભાવના એ કે નિર્ગ્રંથે અવગ્રહ માગતાં પ્રમાણ સહિત (કાળક્ષેત્રની હદબાંધી) અવગ્રહ લેવો. કેમકે કેવળી કહે છે કે પ્રમાણ વિના અવગ્રહ લેનાર નિર્ગ્રંથ અદત્ત લેનાર થઇ જાય; માટે પ્રમાણ સહિત અવગ્રહ લેવો. એ ત્રીજી ભાવના. (૧૦૫૦)

ચોથી ભાવના એકે નિર્ગ્રંથે અવગ્રહ માગતાં વારંવાર હદ બાંધનાર થવું, કેમકે કેવળી કહે છે કે વારંવાર હદ નહિ, બાંધનાર પુરૂષ અદત્ત લેનાર થઇ જાય. માટે વારંવાર હદ બાંધનાર થવું એ ચોથી ભાવના. (૧૦૫૧)

પાંચમી ભાવના એ કે વિચારીને પોતાના સાધર્મિક પાસેથી પણ પરિમિત અવગ્રહ માગવો, કેમકે કેવળી કહે છે કે તેમ ન

કરનાર નિગ્રંથ અદત્ત લેનાર થઈ જાય માટે સાધર્મિક પાસેથી પણ વિચારીને પરિમિત અવગ્રહ માગવો, નહિ કે વગર વિચારે અ- પરિમિત. એ પાંચમી ભાવના. (૧૦૫૨)

એ ભાવનાઓથી મહાવ્રત રૂડી રીતે યાવત્ આજ્ઞા પ્રમાણે આરાધિત થાય છે. એ ત્રીજું મહાવ્રત (૧૦૫૩)

ચોથું મહાવ્રત—" સર્વ મૈથુન તજું છું એટલે કે દેવ મનુષ્ય તથા તિર્યંચ સર્વથી મૈથુન હું યાવજ્જીવ ત્રિવિધે ત્રિવિધે કરૂં નહી." ઇત્યાદિ અદત્તાદાન માફક બોલવું. ( ૧૦૫૪ )

તેની આ પાંચ ભાવનાઓ છે. ( ૧૦૫૫ )

ત્યાં પહેલી ભાવના એ છે કે નિગ્રંથે વારંવાર સ્ત્રીની કથા કથા કરવી નહી. કેમ કે કેવળી કહે છે કે વારંવાર સ્ત્રીકથા કરતાં શાંતિનો ભંગ થવાથી, નિગ્રંથ શાંતિથી તથા કેવળીભાષિત ધર્મથી ભ્રષ્ટ થાય. માટે નિગ્રંથે વારંવાર સ્ત્રી કથાકારક ન થવું. એ પહેલી ભાવના. ( ૧૦૫૬ )

બીજી ભાવના એ કે નિગ્રંથે સ્ત્રીની મનોહર ઇંદ્રિયો ( સુંદર રૂપ ) જોવી ચિંતવવી નહી કેમકે કેવળી કહે છે કે તેમ કરતાં શાંતિભંગ થવાથી ધર્મભ્રષ્ટ થવાય. માટે નિગ્રંથે સ્ત્રીઓની મનો- હર ઇંદ્રિયો જોવી તપાસવી નહી એ બીજી ભાવના. ( ૧૦૫૭ )

ત્રીજી ભાવના એ કે નિગ્રંથે સ્ત્રીઓ સાથે પૂર્વે રમેલી રમત ક્રીડાઓ યાદ ન કરવી. કેમકે કેવળી કહે છે કે તે યાદ કરતા શાંતિભંગ થવાથી ધર્મ ભ્રષ્ટ થવાય. માટે નિગ્રંથે સ્ત્રીઓ સાથે રમેલી રમતો ગમતો સંભારવી નહી એ ત્રીજી ભાવના. ( ૧૦૫૮ )

ચોથી ભાવના એ કે નિગ્રંથે અધિક ખાનપાન ન વાપરવું, તથા ઝરતા રસવાળું ખાનપાન ન વાપરવું. કેમકે કેવળી કહે છે કે અધિક તથા ઝરતા રસવાળું ખાનપાન ભોગવતાં શાંતિભંગ થવાથી ધર્મભ્રષ્ટ થવાય. માટે અધિક આહાર કે ઝરતા રસવાળો આહાર નિગ્રંથે ન કરવો એ ચોથી ભાવના. ( ૧૦૫૯ )

પાંચમી ભાવના એ કે નિગ્રંથે સ્ત્રી, પશુ, તથા નપુંસકથી ઘેરાયેલ શય્યા તથા આસન ન સેવવાં. કેમકે કેવળી કહે છે કે તેવી શય્યા–આસન સેવતાં શાંતિભંગ થવાથી નિગ્રંથ ધર્મભ્રષ્ટ થાય. માટે નિગ્રંથે સ્ત્રી પશુ પંડકથી ઘેરાયેલ શય્યા આસન ન સેવવાં એ પાંચમી ભાવના. ( ૧૦૬૦ )

એ રીતે મહાવ્રત કાયાયે કરી સ્પર્શિત તથા યાવત્ આરાધિત થાય છે. એ ચોથું મહાવ્રત. ( ૧૦૬૧ )

પાંચમું મહાવ્રત—સર્વ પરિગ્રહ તજું છું. એટલે કે થોડું કે ઘણું, નાનું કે મોટું, સચિત કે અચિત, હું પોતે લેઉં નહિ, બીજાને લેવરાવું નહિં અને લેવાને અનુમત કરૂં નહિં; યાવત્ તેવા સ્વભાવને વોસરાવું છું. ( ૧૦૬૨ )

તેની આ પાચ ભાવનાઓ છે. ( ૧૦૬૩ )

ત્યાં પહેલી ભાવના એ કે કાનથી જીવે ભલા બુંડા શબ્દ સાંભળતાં, તેમાં આસકત, રકત, ગૃદ્ધ, મોહિત, તલ્લીન, કે વિવેકભ્રષ્ટ ન થવું. કેમકે કેવળી કહે છે કે તેમ થતાં શાંતિભંગ થવાથી શાંતિ તથા કેવળી ભાષિત ધર્મથી ભ્રષ્ટ થવાય છે. ( ૧૦૬૪ )

કાને શબ્દ પડતાં તો, અટકાવાય ના કહિ;
કિંતુ ત્યાં રાગ દ્વેષોને, પરિહાર કરે યતિ. ૧ ( ૧૦૬૫ )

એમ કાનથી જીવે ભલા બુડા શબ્દ સાંભળી રાગ દ્વેષ ન કરવો એ પહેલી ભાવના ( ૧૦૬૬ )

બીજી ભાવના એ કે ચક્ષુથી જીવે ભલા બુંડાં રૂપ દેખતાં તેમાં આસક્ત કે યાવત્ વિવેકભ્રષ્ટ ન થવું. કેમકે કેવળી કહે છે કે તેમ થતાં શાંતિભંગ થવાથી યાવત્ ધર્મભ્રષ્ટ થવાય છે. ( ૧૦૬૭ )

આંખે રૂપ પડતાં તો, અટકાવાય ના કહિ.
કિંતુ ત્યાં રાગ દ્વેષોને, પરિહાર કરે યતિ. ૧ ( ૧૦૬૮ )

એમ ચક્ષુથી જીવે ભલા ભૂંડા રૂપ દેખી રાગ દ્વેષ ન કરવો, એ બીજી ભાવના. ( ૧૦૬૯ )

ત્રીજી ભાવના એકે નાકથી જીવે ભલી ભુંડી ગંધ સુંઘતાં તેમાં આસકત કે યાવત્ વિવેક ભ્રષ્ટ ન થવું. કેમકે કેવળી કહે છે કે તેમ થતાં શાંતિ ભંગ થવાથી યાવત્ ધર્મ ભ્રષ્ટ થવાય છે (૧૦૭૦)

નાકે ગંધ પડતાંતો, અટકાવાય ના કહિ;
કિંતું ત્યાં રાગ દ્વેષોને, પરિહાર કરે યતિ. (૧૦૭૧)

એમ નાકથી જીવે ભલાભુંડા ગંધ સુંઘી રાગ દ્વેષ ન કરવો એ ત્રીજી ભાવના ( ૧૦૭૨ )

ચોથી ભાવના એકે જીભથી જીવે ભલા ભુંડા રસ ચાખતાં તેમા આસક્ત કે વિવેક ભ્રષ્ટ ન થવું. કેમકે કેવળી કહે છે કે તેમ થતા શાંતિ ભંગ થવાથી ધર્મ ભ્રષ્ટ થવાય છે (૧૦૭૩)

જીભે રસ ચઢતાં તો, અટકાવાય ના કહિ;
કિંતું ત્યાં રાગ દ્વેષ, પરિહાર કરે યતિ. (૧૦૭૪)

એમ જીભથી જીવે ભલા ભુંડા રસ ચાખી રાગ દ્વેષ ન કરવો એ ચોથી ભાવના (૧૦૭૫)

પાંચમી ભાવના એકે ભલા ભુંડા સ્પર્શ અનુભવતાં તેમાં આસકત કે વિવેક ભ્રષ્ટ ન થવું. કેમકે કેવળી કહે છે કે તેમ થતાં શાંતિ ભંગ થવાથી ધર્મ ભ્રષ્ટ થવાય છે. ( ૧૦૭૬ )

સ્પર્શેંદ્રિયે સ્પર્શ આવે, અટકાવાય ના કહિ
કિંતું ત્યાં રાગ દ્વેષોને, પરિહાર કરે યતિ. (૧૦૭૭)

એમ સ્પર્શથી જીવે ભલા ભુંડા સ્પર્શ અનુભવી રાગ દ્વેષ ન કરવો એ પાંચમી ભાવના. ( ૧૦૭૮ )

એ રીતે મહાવ્રત રૂડી રીતે કાયાથી સ્પર્શિંત, પાલીત, પાર પહોંચાડેલ, કીર્તિંત, અવસ્થિત અને આજ્ઞાથી આરાધિતપણુ થાય એ પાંચમુ મહાવ્રત. ( ૧૦૭૯ )

એ મહાવ્રતોની પચીશ ભાવના વડે સંપન્ન અણગાર, સૂત્ર કલ્પ તથા માર્ગને યથાર્થ પણે રૂડી રીતે કાયાથી સ્પર્શિં, પાળી, પાર પહોંચાડી, કીર્તિંત કરી આજ્ઞાનો આરાધક પણુ થાય છે (૧૦૮૦)

પ્રભુની દેશનામાં પ્રથમ પૌરૂષી ( પોરસી ) પૂર્ણ થઇ ત્યારે પ્રભુએ દેશના સમાપ્ત કરી; એટલે રાજાએ તૈયાર કરાવેલ બલી પૂર્વ દ્વારથી સેવક પુરૂષો લાવ્યા. તે બલી આકાશમાં ઉડતાં તેમાંથી અર્ધ બલી આકાશમાંથી દેવતાઓ લઇ ગયા, અને અર્ધ નીચે પડી. તેમાંથી અર્ધ ભાગ રાજા અને બાકીનો ભાગ બીજા લોકો લઇ ગયા. પછી પ્રભુ સિંહાસન ઉપરથી ઉઠી દેવચ્છંદમાં જઇ બેઠા, એટલે ગૌતમ ગણધરે પ્રભુના પાદ પીઠ ઉપર બેસીને દેશના આપી. બીજી પૌરૂષી સુધી ગણધર મહારાજે દેશના આપી પછી પ્રભુ ત્યાંથી અન્યત્ર વિહાર કરી ગયા.

**પ્રકરણના સંબંધે સમાલોચના.**

પ્રભુના જીવન ચરિત્રમાં આ પ્રકરણ ઘણુંજ મહત્વતાવાળું છે પ્રભુના આત્માના પહેલા ભવમાં સમ્યક્ત્વની જે સ્પર્શના થઇ આત્મિક નિર્મળતાનું બી રોપાયું હતું, તેને પોષણ મળતાં આ છેવટના ભવમાં આત્મિક નિર્મળતા રૂપી વૃક્ષ સંપૂર્ણ વિકાશને પામ્યું; અને કેવળજ્ઞાન અને કેવળદર્શન જે આત્માના અનતા ગુણોમાં શીરોમણી છે, તે ગુણ પ્રાપ્ત રૂપ ફળ નિપજાવ્યું. આ કેવળજ્ઞાન પ્રાપ્તિના કાળથી તે નિર્વાણના કાળ સુધીનો કાળ એ જીવનમુક્ત દશાનો કાળ ગણી શકાય. કેમકે હવે ફક્ત ચાર અઘાતિ કર્મ જે ભવોપગ્રાહિ કર્મની ગણત્રીમાં ગણાય છે, તેનોજ નાશ કરવાનો છે. આ કર્મોના નાશના માટે જીવને પ્રથમના જેટલો પ્રયાસ કરવો પડતો નથી. આયુષ્યના અંત સમય સુધીમાં કર્મોની બાકી રહેલી પ્રકૃતિઓને જીવ સત્તામાંથી કાઢી નાખે છે. કેવળજ્ઞાનની પ્રાપ્તિના કાળથીજ કેવળજ્ઞાનીઓ ચિદાનંદ સ્વરૂપ થઇ વિચરે છે. પ્રભુએ જે પ્રાપ્ત કર્યું છે, તે મેળવવાની આ ભવમાં તીવ્ર જીજ્ઞાસા પેદા કરી, તેના માટે આપણા આત્માને આપણે સસ્કારી બનાવવા. આજ ભવમાં આપણે પ્રયત્ન આદરીશું તો ભાવી આપણા આત્માને ઘણું લાભદાયી થશે.

ઈંદ્રભૂતિ આદિ અગીઆર પંડિતોના સંશયો જેવા સંશયો ઘણા જીવોને થાય છે. ભગવંતે તેમના સંશયનું કરેલું સમાધાન ધ્યાન પૂર્વક વાંચી મનન કરવા જેવું છે. આ અગીયારે પંડિતોની સરળતા અને સત્ય સમજાતાં પોતાનો કદાગ્રહ મુકી પ્રભુના શિષ્ય થવાની તેમની ભાવના ખરેખર અનુકરણીય છે. અનાદિના કુસંસ્કારો અને અજ્ઞાનતાના યોગે તત્વ જ્ઞાન જેવા ગૂઢ વિષયમાં છદ્મસ્થ જીવને શંકા થાય એ સ્વાભાવિક છે. વખત મળતાં એ શંકાનું સમાધાન થાય તો પોતાનો કદાગ્રહ મુકી દઇ સત્ય અંગીકાર કરવાની વૃત્તિ સરળ જીવોનેજ થાય છે. સરળતા અને ભદ્રિકતામાં તારતમ્યતા છે. જેમનામાં સત્યાસત્ય સમજવા જેટલી શક્તિ નથી, એવા જીવો વગર સમજાયે કંઇ માન્ય કરે, તે સરળતાની કોટીમાં આવી શકે નહી સત્યાસત્યના વિવેક પૂર્વક નિર્ણય કરી, સત્ય સમજી તેનો આદર કરનારજ સરળતાની ઉંચ કોટીમાં આવી શકે છે. એટલું નહિ પણ પરિણામે તેજ પોતાનો આત્મા સંપૂર્ણ નિર્મળ બનાવી પ્રભુની પેઠે કેવળજ્ઞાનાદિ આત્મિક લક્ષ્મીને પ્રાપ્ત કરી શકે છે

પ્રભુના દીક્ષાના દિવસથી તે કેવળજ્ઞાન પ્રાપ્તિના કાળ સુધીના વખતમાં કેવળજ્ઞાન પ્રાપ્તિમાં અંતરાયભૂત કર્મોનો નાશ કરવાને પ્રભુએ જે રીતે કાર્ય કર્યું છે, તેનો વિચાર કરવો એ આપણી મૂખ્ય ફરજ છે. આપણા સર્વનો અંતિમ ઉદ્દેશ સર્વથા કર્મ રહિત થઇ ભગવંતની પેઠે કેવળજ્ઞાનાદિ આત્મિક લક્ષ્મી પ્રાપ્ત કરવાનો હોવો જોઇએ. એ લક્ષ્મી બાહ્યથી મેળવવાની નથી, પણ આપણા પોતાના આત્મામાં જ દબાઇ રહેલી છે. તે પ્રગટ કરવાને યાને પ્રાપ્ત કરવાને જે તત્વોનો આદર કરવાનો છે, જેની સેવના કરવાની છે, તે તત્વો કયા છે, અને પ્રભુએ કયા કયા તત્વોને પ્રધાન પદ આપેલું જણાય છે, તેનો વિચાર કરવાનો છે.

નવતત્વમાં કહો, અથવા કોઇ અપેક્ષાએ સાત તત્વની

માન્યતાવાળાના તત્વં કહો; તેમાં આત્માને મોક્ષ પ્રાપ્તિના હેતુભુત નિર્જરા અને સંવર તત્વ છે. નિર્જરાતત્વ આત્માના અસંખ્ય પ્રદેશોમાં જે અશુભ કર્મ વર્ગણાના દલીક લાગેલાં છે, તેને નીરસ બનાવી આત્મ પ્રદેશથી છુટા પાડી- આત્માને નિર્મળ બનાવે છે. સંવર તત્વ સમય સમય • આત્મા સાત અથવા આઠ કર્મોના દલીક ગ્રહણ કરે છે, તેને જે હદનો સંવર હોય તે પ્રમાણે આવતા અટકાવે છે! નીર્જરા તત્વમાં બાહ્ય અને અભ્યંતર તપનો સમાવેશ થાય છે. પ્રભુએ દીક્ષા અંગીકાર કર્યા પછી 'બાહય અને અભ્યં-તર તપનું પુરેપુરૂ સેવન કરેલું પ્રગટ રીતે જણાઇ આવે છે. બાહય તપના છ ભેદ છે. તે છએ ભેદે તપાચારનું ઉત્કૃષ્ટિ રીતનું પાલન કરેલાનું પ્રભુના આચરણથી જણાઇ આવે છે- શાસ્ત્રકારોએ બાહય તપને 'અભ્યંતરતપના મદદગાર રૂપ માનેલ છે. બાહય તપના સેવન શીવાય અભ્યંતર તપની આચરણા શુદ્ધ રીતે થવીજ અશકય છે. બાહય તપના સેવન પૂર્વક અભ્યંતર તપની આચરણાજ કર્મ ક્ષય કરવાના હેતુભૂત નિવડી શકે. બાહય તપના સેવન શીવાય યોગની સાધના પણ સંભવતી નથી. પ્રભુએ બાહય તપના સેવન સહિત અભ્યંતર તપનું સેવન કરેલું પ્રગટ રીતે જણાઇ આવે છે. આ કાળમાં આશ્રવને પ્રભુની પાસે આવવાનો તો રસ્તોજ ન હતો: સંવરતત્વની મદદથી આશ્રવનો રોધ થએલો પ્રભુના ચારિત્ર પાલન ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. આથી આપણે એ નિશ્ચય કરવાનો છે કે, આપણે પોતાના આત્માની ઉન્નતિ કરવી હોય તો પ્રથમ આપણું ધ્યેયનક્કી કરવું જોઇએ કયું ધ્યેય ? અ ંતિમ મોક્ષપદ પ્રાપ્તિ રૂપ ધ્યેય. તેની તીવ્ર અભિલાષા આપણામાં જાગવી જોઇએ, તીવ્ર અભિલાષા જાગ્યા શીવાય કદીપણ આપણે તે મેળ-વવાને માટે ઉદ્યમ કરવાની શરૂઆત કરી શકીશું નહી એ ધ્યેય નકકી કર્યા પછી, નિર્જરા અને સંવર તત્વના સેવન માટે ઉત્કૃષ્ટિ ભાવના પૂર્વક યથાશક્તિ વીર્ય ફેરવવું જોઇએ. બેશક તેમાં શક્તિ કરતાં વિશેષ કરવાને માટે શરૂવાત કરવી નહી એ વાત ખરી છે,

પણ છતી શક્તિ ગોપવવી જોઈએ નહિ. જો આપણે શક્તિ-ફોરવી તે રસ્તે ઉદ્યોગ આદરીશું, તો આ ભવમાં તેના સંસ્કાર આત્મામાં સારી રીતે પડયા શીવાય રહેશે નહી. એજ સંસ્કારો અને ભાવનાઓ આગામી ભવમાં આપણને એજ તત્વોની પ્રાપ્તિના કારણ ભૂત થશે. પ્રભુના પૂર્વભવામાંના છેવટના મનુષ્યના ભવોમાં એજ રીતે કાર્ય થએલું જણાય છે, અને તેજ ભાવનાઓ અને સંસ્કારો પ્રભુના આ અંતિમ ભવમા ગર્ભમાં પ્રભુ ઉત્પન્ન થયા ત્યારથી ઉદ્ભવેલા જણાઇ આવે છે.

પ્રભુએ અંતરંગ શત્રુઓ જીતવાને માટે પરાકાષ્ટા દુઃખ સહન કરેલું જણાઇ આવે છે. આપણે જેને દુઃખ માનીએ છીએ, તેને અંતરંગ શત્રુઓ (કર્મો) ના નાશ કરવાને મદદગાર મીત્ર રૂપ માની, પ્રભુએ દુઃખના પ્રસંગોમાં જે ધૈર્ય, હિંમત ધારણ કરી પોતાના ધ્યેયને ટકાવી રાખ્યું છે, તેનું વર્ણન મારા જેવા પામર જીવો શી રીતે કરી શકે ? પણ એટલી વાત તો ચોક્કસ માનવાની છે કે આપણે જ્યારે આપણી શક્તિ એટલે દરજ્જે ખીલવીશું, ત્યારેજ તે પ્રાપ્ત કરી શકીશુ; નહીં તો એકલી લુખી વાતો કરવાથી, અને ધર્મી કહેવરાવવાથી કે સુધારકની કોટીમા ગણાવાથી, કંઇ આત્મિક વાસ્તવિક લાભ પ્રાપ્ત કરી શકીશું નહિં.

કેવળજ્ઞાનાદિ આત્મિક લક્ષ્મી પ્રગટ કરવાનો આ માર્ગ અનંતા કાલથી અનંતા તીર્થંકરોનો આદર કરેલો છે. અનંતા કેવળીઓએ પણ એજ માર્ગનું આલંબન લઇ આત્મિકલક્ષ્મી પ્રગટ કરી છે. આત્મિક લક્ષ્મી-કેવળજ્ઞાનાદિ-પ્રગટ કરવાનો એજ નિશ્ચિત થએલો મૂખ્ય માર્ગ છે, અને એ માર્ગનું સેવન કરનાર, આલંબન લેનારજ આત્મિકલક્ષ્મી પ્રગટ કરી શકશે. એમાં મતિકલ્પના કે સ્વચ્છંદતાના વિચારોને અવકાશ નથી. આત્માના અસંખ્યાતા પ્રદેશમાં લાગેલી ચીકણી કર્મવર્ગણાઓને નીરસ બનાવી, આત્મપ્રદેશમાંથી તેમને બહાર કાઢી, આત્માને કેવળ નીરાવરણ બનાવવો એજ આત્માને પૂર્ણતાએ

પહોંચાડવાનો ઉપાય છે. એ હદે ન પહોંચે ત્યાં સુધી દરેક આત્મા અપૂર્ણ છે. એ અપૂર્ણતા કર્મોની સત્તા આત્મપ્રદેશમાંથી નીકળી નથી એજ સૂચવે છે. તેથી કર્મબંધ થવાના અને ખપાવવાના ક્યા ક્યા કારણો જ્ઞાનીઓએ બતાવેલા છે, તેનો અભ્યાસ અને તેનું જ્ઞાન અને તેમાં રમણતા એજ આત્માને નિર્મળ બનાવવાનું પ્રાથમિક શિક્ષણ છે આ પ્રાથમિક શિક્ષણ શુદ્ધ રીતે લેનાર આત્માથિંજ ઉંચ કોટીનું તત્વજ્ઞાન મેળવવાને ભાગ્યશાળી બની શકશે. ઉંચ કોટીનું તત્વજ્ઞાન પ્રાપ્ત કરી પોતાના જીવનને ઉંચ બનાવવું. શુદ્ધ ચારિત્રવાન થવું એજ મનુષ્ય જીવનની સફળતા છે.

તીર્થંકરો ધર્મચક્રવર્તિ ગણાય છે. કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પછી તેઓ તીર્થની સ્થાપના કરે છે.સાધુ,સાધ્વી, શ્રાવકો અને શ્રાવિકાઓ, ધર્મતીર્થ રૂપ રાજ્યના અંગ યાને પ્રદેશ છે. જેમ દેશની અંદર વસનારી પ્રજા અમુક દેશના રાજાની પ્રજા ગણાય છે અને તેની આજ્ઞા માનનારી હોય છે, તેમ સાધુ–સાધ્વી–શ્રાવક–શ્રાવીકાના વ્રતો અંગીકાર કરનાર અને તેમના શાસનમા વર્તનાર એ ધર્મતીર્થરૂપ રાજ્યની પ્રજા છે. તેઓ તે શાસનની આજ્ઞાને ધારણ કરીને પોતાના જીવને પવિત્ર બનાવે છે લૌકીક સ્વરાજ્ય ચારગતિ રૂપ સંસારને વધારનાર છે. ત્યારે આ લોકોત્તર ધર્મતીર્થ રૂપ સ્વરાજ્ય સંસારનો છેદ કરી ઉંચી હદે લઇ જઇ, અંતે નિર્વાણ પદ અપાવનાર નિવડે છે. તત્વજ્ઞાનીઓને આ સ્વરાજ્ય અખંડાનંદ આપનારૂ નિવડે છે, ત્યારે લૌકીક સ્વરાજ્ય રાજ્ય કર્મસ્થાનીઓને હંમેશા કલેશ અને ચિંતા કરાવનારૂં હોય છે. લૌકીક સ્વરાજ્ય પ્રાપ્તિમાં અને તેની સ્થાપનામાં સંખ્યાબંધ જીવોનો નાશ હોય છે. દેશના લોકોને ઉપદ્રવકારક અને અશાંતિ રૂપ હોય છે, ત્યારે આ લોકોત્તર સ્વરાજ્યમાં જીવોને અભયદાન અને શાંતિ હોય છે. તેમાં કોઇ પણ પ્રકારનો ઉપદ્રવ હોતો નથી. લૌકીક સ્વરાજ્ય પ્રાપ્ત કરવાને બીજાની મહેરબાની અને કૃપા ઉપર આધાર રાખવાનો હોય છે, ત્યારે આ

લોકોત્તર સ્વરાજ્ય કેવળ આત્મસત્તાથી પ્રાપ્ત થઇ શકે છે. લૌકીક સ્વરાજ્ય માટે ઉદ્યમ અને પુરૂષાર્થ કરવા છતાં તે પ્રાપ્ત થશે કે કેમ તેના માટે સંશય હોય છે, ત્યારે આ લોકોત્તર સ્વરાજ્ય માટે પદ્ધતિસર પ્રબલ પુરૂષાર્થ કરવાથી પરિણામે ભવ્ય જીવને તે જરૂર પ્રાપ્ત થશે એ સંશયરહિત છે, એમ જ્ઞાનીઓની માન્યતા છે

કેવળજ્ઞાન પ્રાપ્તિ પછીનો કાળ પ્રભુએ, જગતના જીવોના કલ્યાણ માટે ઉપદેશ આપી, તેમને સત્ય રસ્તો બતાવી, તેમને તારવાને માટે પ્રયત્ન કરવામાં વ્યતિત કરેલો છે

ભગવંતમહાવીર દેવના શાસનમાં ૧૧ ગણધર–૧૪૦૦૦ સાધુ-૩૬૦૦૦ સાધવી. ૭૦૦ વૈક્રિય લબ્ધિવાન-૪૦૦ વાદીઓ (એટલે વાદના વિષે સુરાસરને પણ અજીત એવા યતિઓ) ૧૩૦૦ અવધિ જ્ઞાનીઓ–૭૦૦ કેવળજ્ઞાનીઓ–૫૦૦ મનઃ પર્યવ જ્ઞાની–૩૦૦ ચતુર્દશ પૂર્વિઓ.–૧૫૯૦૦૦ શ્રાવક—૩૧૮૦૦૦ શ્રાવિકાઓની સંપદા હતી





# પ્રકરણ ૧૯ મું

## ભગવંતના અતિશય.



ચાર ગતિમાં દેવલોકના દેવોની શક્તિ અને બાહ્ય ઋદ્ધિ અનુપમ અને મનુષ્ય પ્રાણીઓના ધ્યાનમાં પણ ન આવે તેવી હોય છે. મનુષ્ય લોકમાં મોટા મોટા સમર્થ રાજાઓની ઋદ્ધિ કરતાં દેવલોકના એક સામાન્ય દેવની ઋદ્ધિ અને શક્તિ વિશેષ હોય છે. તેમના ભુવન અને આવાસો સુવર્ણ અને મણિમય હોય છે તેમની દૈવી શક્તિનો તો સામાન્ય મનુષ્યોની સાથે મુકાબલો થઇ શકેજ નહિ આ ઋદ્ધિ અને શક્તિ તેમને ભવ પ્રત્યયિક સ્વાભાવિક હોય છે. તેમેળવવાને માટે તેમને કંઇ પ્રયત્ન કરવો પડતો નથી. મનુષ્યોમાં સામાન્ય મનુષ્ય કરતાં કોઇક યોગી કે મુનિઓમાં વગર પ્રયાસે કે વગર મહેનતે કોઇ કાર્ય સાધ્ય કરવાની, કે કંઇ વસ્તુ પ્રાપ્ત કરવાની કે જાણવાની શક્તિ હોય છે, તો તે દેખી સામાન્ય મનુષ્યોને તેથી ચમત્કાર લાગે છે, અને તેઓ તેથી મુંઝાઇ જાય છે. મનુષ્ય ભવમાં જેઓને ગુણ પ્રત્યયિક ઋદ્ધિ-શક્તિ પ્રાપ્ત થાય છે, તેને જૈન દર્શનમાં લબ્ધિ કહે છે. આ લબ્ધિઓ વિશેષે કરીને ચૌદપૂર્વધર મુનિઓ કે અપ્રમત યોગીઓનેજ પ્રાપ્ત થાય છે. આ લબ્ધિઓ શુભ, શુભતર, અને શુભતમ પરિણામના યોગે, કે તપના પ્રભાવેજ પ્રાપ્ત થાય છે. તે લબ્ધિઓના પ્રકાર ઘણા છે, પણ મૂખ્યત્વે અઠાવીશ પ્રકારની

લબ્ધિઓ શાસ્ત્રમાં કહેલી છે. દાખલા તરીકે જે યતિને આમોસહિ લબ્ધિ પ્રાપ્ત થઈ હોય તે યતિના હાથના સ્પર્શથી અનેક પ્રકારના રોગ મટી જાય. જે મુનિને વિપ્પોસહિ લબ્ધિ પ્રાપ્ત થઇ હોય તે મુનિના મૂત્ર અને મળાદિક પણ ગમે તેવા રોગ મટાડવાને સમર્થ હોય છે. ખેલોસહિ લબ્ધિમાં એવી શક્તિ છે કે, જે મુનિને તે પ્રાપ્ત થઇ હોય તે મુનિના શ્લેષ્માદિ પણ રોગ મટાડવાને શક્તિવાન હોય છે. જે મુનિને જલ્લૌષધિ લબ્ધિ પ્રાપ્ત થઇ હોય છે, તેમના દાંત, કાન, નાસિકા, નેત્ર, જીભ, તથા શરીરનો મળ સુગંધ યુક્ત હોય છે; અને તે પણ ગમે તેવા રોગ મટાડવાને શક્તિવાન હોય છે. સર્વૌષધિ નામની લબ્ધિ એવા પ્રકારની છે કે, જે મુનિને તે પ્રાપ્ત થઇ હોય તે મુનિના કેશ, નખ વિગેરે શરીરના બીજા પણ અવયવો ઔષધ સમાન હોય છે. આ સર્વૌષધિ નામની લબ્ધિનો એટલો બધો પ્રભાવ છે કે, તે મુનિના અંગના સ્પર્શથી વર્ષાદ કે નદીનું પાણી પણ ગમે તેવા રોગ મટાડી શકે છે. મૂર્છાગત થએલ પ્રાણી તેમના શરીરના સ્પર્શ કરેલા પવનથી પણ સારા થઇ જાય છે. વિષ સંયુક્ત અન્ન પણ તેમના મુખમાં જવાથી વિષ રહિત થઇ જાય છે અને ઝેરની કંઇ પણ અસર તેમને થતી નથી. મહાન વ્યાધિવાળાના વ્યાધિઓ પણ તેમનો શબ્દ સાંભળવાથી કે તેમના દર્શનથી સમીજાય છે; એટલુંજ નહિ પણ તે વ્યાધિ રહિત થઇ જાય છે. સંભિન્નશ્રોતલબ્ધિનો એવો પ્રભાવ છે કે, પાંચ ઇંદ્રિયના વિષય ગમે તે એક ઇંદ્રિયથી ભોગવી લે અને તેનું સ્વરૂપ જાણે જેમકે સાંભળવાનો વિષય કાનનો છે, છતા એ લબ્ધિવંત મુનિ પાંચ ઇંદ્રિયમાંથી ગમે તે ઇંદ્રિયથી સાંભળી શકે. અવધિજ્ઞાન લબ્ધિ, મનઃપર્યવજ્ઞાનલબ્ધિ, અને કેવળજ્ઞાનલબ્ધિનું સ્વરૂપ જ્ઞાનના પ્રકરણમા બતાવવામાં આવ્યુ છે. જે મુનિને ચારિત્રના પ્રભાવથી ગમનાગમની લબ્ધિ પ્રાપ્ત થઇ હોય, તેને જંઘાચારણ અને વિદ્યાચારણ લબ્ધિના નામથી ઓળખવામા આવે છે; અને તે મુનિઓ પણ જંઘાચારણ અને વિદ્યાચારણ મુનિઓના નામથી ઓળખાય છે.

જંઘાચારણ લબ્ધિનો એવો પ્રભાવ છે કે, સૂર્યનાં કીરણ નીશ્રાએ કરી, તેને અવલંબીને એકજ ઉત્પાતે (ફ્લંગ) ઉપડી, ચારિત્રના અધિકપણાથી યાવત્ તેરમા રૂચકવરદ્વીપ સુધી તીર્છો જવાને સમર્થ થાય છે; અને વિદ્યાચારણ નદીશ્વરદ્વીપ સુધી જઈ શકે છે. વિદ્યાચારણો પણ સૂર્યના કીરણોનું અવલંબન કરીનેજ જાય છે. જંઘાચારણ મુનિઓ એકજ ઉત્પાતે રૂચકવર દ્વીપે જાય છે, પાછા ફરતાં એક ઉત્પાતે નંદીશ્વર નામના આઠમા દ્વીપે આવે છે; ત્યાં વિસામો લેઈને બીજા ઉત્પાતે પોતાના સ્થાનકે પાછા આવે છે આ પ્રમાણે તીર્છો ગતિના ત્રણ ઉત્પાતોથી તેઓ ગમનાગમન કરે છે. જ્યારે ઉર્ધ્વગતિએ જાય અને પ્રથમ મેરૂની શિખર ઉપર જવા નિકળે, ત્યારે એકજ ઉત્પાતે મેરૂગિરીના પંડકવન પર જઈ ચઢે. અને પાછા ફરતાં એક ઉત્પાતે નંદનવન આવે, અને ત્રીજા ઉત્પાતે પોતાના સ્થાનકે આવે છે. જંઘાચારણ મુનિઓને ચારિત્રાતિશયના પ્રભાવથી લબ્ધિના ઉપજવાને લીધે હર્ષ ઉત્પન્ન થવાથી પ્રમાદનો સંભવ થાય છે, તેથી ચારિત્રાશયનું બંધન થઈને તેમની લબ્ધિની કાંઈક ન્યૂનતા થાય છે, તેથી પાછા ફરતાં બે ઉત્પાદે કરીને પોતાના સ્થાનકે આવે છે, તથા બીજે ઉત્પાદે નંદીશ્વરદ્વીપે જાય છે. ત્યાં જઈને ચૈત્યવંદન કરે છે, ત્યાંથી પાછા ફરતા એકજ ઉત્પાતે પોતાના સ્થાનકે આવે છે. તથા ઉર્ધ્વગતિયે મેરૂની ઉપર જતાં પણ પ્રથમ ઉત્પાતેજ નંદનવન જાય છે બીજા ઉત્પાતે પંડકવન જાય છે ત્યાં ચૈત્યોને વંદના કરીને ત્યાંથી પાછો ફરતા એકજ ઉત્પાતે પોતાના સ્થાનકે આવે છે વિદ્યાચારણોને વિદ્યાના વશથી તે સર્વ થાય છે. તે વિદ્યાના વારંવાર સેવનથી વિદ્યા ચોખી થાય છે. ઇહાંથી જતાં એક વિશ્રાંતી લે છે, પણ પાછા ફરતાં

---

૧ આકાશમાર્ગે ગમન કરે છે. આદ્વિપો ઘણાજ દૂર છે, જેનું વર્ણન શાસ્ત્રમા છે.

૨ મેરૂગિરી લાખયોજન ઉંચો છે.

શક્તિના અતિશયપણાના લીધે એક ઉત્પાતે પોતાના સ્થાનકે આવે છે, કંઇ પણ વિશ્રાંતી લેતા નથી. એ બે ચારણો ઉપરાંત બીજા પણ ઘણા પ્રકારના ચારણો છે.

જેના પ્રભાવે આકાશમાં ફરે, પર્યંકાસને બેઠા થકા જાય, કાયોત્સર્ગે સ્થિત રહે અને પગ ઉપાડયા વિના આકાશમાં જતા રહે, એ વ્યોમચારણ લબ્ધિ કહેવાય. જે મુનિઓને જળચારણ લબ્ધિ પ્રાપ્ત થઇ હોય તે મુનિ કુવા, વાવ્ય, નદી, તથા સમુદ્રાદિકના વિષે અપકાય જીવની વિરાધના કર્યા શીવાય, જળમાં ભૂમિની પેઠે પગ ઉપાડી ગમનાગમન કરી શકે. વળી પૃથ્વીની ઉપર ચાર આંગળ આકાશમાં જંઘા ઉંચી કરવાને નિપૂણ હોય, તે પણ જંઘાચારણ કહેવાય છે. પુષ્પચારણ લબ્ધિવંત મુનિઓનો એવો પ્રભાવ હોય છે કે, નાના પ્રકારના વૃક્ષવેલીઓ તથા પુષ્પાદિકને ગ્રહણ કરી, તેના સુક્ષ્મ જીવોની વિરાધના કર્યા શીવાય, કુસુમની પાંખડીના સમુદાયને અવલંબીને રહી શકે છે. શ્રેણિચારણ લબ્ધિવાન મુનિઓ, ચારસે યોજન ઉંચો નિષેધ તથા નીલવંત પર્વત છે તેની ટોચ ઉપર, સમશ્રેણિએ જવા આવવાને શક્તિવાન હોય છે. અગ્નિ શિખાચારણ લબ્ધિવાન મુનિઓ, અગ્નિશિખાનો આશ્રય કરીને તેજકાયના જીવોને ન વિરાધતાં અને પોતે પણ ન બળતાં, પગથી તેના ઉપર ગમનાગમન કરવાને શક્તિવાન હોય છે. ધુમચારણ લબ્ધિવાનમુનિઓ તિર્યક્ અથવા ઉર્ધ્વ ગમન વખતે અગ્નિની પેઠે ધુમ્રનો આશ્રય કરીને અસ્ખલિત ગમન કરવાની શક્તિ ધરાવે છે મર્કટ તંતુ ચારણ લબ્ધિનો એવો પ્રભાવ છેકે, વાકાચુંકા વૃક્ષોના અંતરાયમાંના અવકાશોમાંના કુબ્જ વૃક્ષના કોલિઆડાના તંતુનો આશ્રય કરીને ગમનાગમન કરી શકે છે. ચક્રમણ જ્યોતિરશ્મિ ચારણ લબ્ધિનો એવો મહિમા છે કે, તે લબ્ધિવાન મુનિ ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, તારાદિકની તથા બીજી કોઇપણ જ્યોતિના કીરણોનો આશ્રય કરીને ગમનાગમન કરી શકે છે. વાયુચારણ લબ્ધિનો એવો પ્રભાવ છે કે, તે લબ્ધિવાન મુનિ સામો જે

દિશાઓને વિષે વાયરો જતો હોય, તે દિશાએ તેજ આકાશ પ્રદેશની શ્રેણિનો આશ્રય કરીને તેની સાથેજ ચાલી શકે છે. નીહાર ચારણ લબ્ધિવાન મુનિ ઝાકળનું અવલંબન કરીને અપકાય જીવની વિરાધના કર્યા વિના, તેનીજ સાથે ગતિ કરી શકે છે. એ પ્રમાણે મેઘચારણ, ઉસચારણ, તથા ફળચારણાદિક મુનિઓ લબ્ધિના પ્રભાવે તેઓનો આશ્રય કરી ગમનાગમન કરી શકે છે.

આસીવિષ લબ્ધિ, ગણધર લબ્ધિ, પુર્વધર લબ્ધિ, અરિહંતપદની લબ્ધિ, ચક્રવર્તીની લબ્ધિ, બલદેવની લબ્ધિ અને વાસુદેવ પદની લબ્ધિ એ પણ લબ્ધિઓની કોટીમાં છે. ખીરાશ્રવાદિક લબ્ધિનો એવો મહીમા છે કે, ચક્રવર્તીની લાખ ગાયમાંથી અડધી ગાયોના દુધના જેવી મીઠાશ હોય તેવી મીઠાશ જે એક ગાયના દુધમાં હોય તે દુધ,સાકરાદિથી મિશ્રિત હોય અને તે પીવાથી મનને અને શરીરને જે સુખ થાય, તે પ્રમાણે એ લબ્ધિવંત મુનિના ફક્ત વચન સાંભળવાથીજ સુખ ઉપજે. ઉપલક્ષણથી ઘી, અથવા શેરડી રસના જેવા મધુર રસના સુખનો પણ અનુભવ લબ્ધિવંત સાધુ મહારાજના વચનથી થાય છે. કોષ્ટ બુદ્ધિ લબ્ધિવંત મુનિની વિદ્યા જેમ કોઠ ભાજનની અંદર ધાન્ય સારી રીતે રહે તેમ અવિસ્રરાવે કરીને રહે છે. પદાનુંસારિણી લબ્ધિવંતમુનિને ભણ્યા શીવાય તથા નહિ સાંભળેલસૂત્રનું એક પદ સાંભળવાથી તે સૂત્રના પહેલા પદથી તે છેલ્લાપદ સુધીનું જ્ઞાન તેમને થાય છે. આ પદાનુંસારિણી લબ્ધિના ત્રણ ભેદ છે. અનુશ્રોતપદાનુંસારિણી, બીજી પ્રતિશ્રોતપદાનું સારિણી અને ત્રીજી ઉભયપદાનુસારિણી. એનું વિસ્તારથી સ્વરૂપ શાસ્રથી જોઇ લેવા ભલામણ છે. બીજબુદ્ધિ લબ્ધિવંત મુનિને જ્ઞાનાવરણાદિકે ક્ષયોપશમના અતિશય થકી સૂત્રનો એક અર્થ સાંભળે, તો પણ બુદ્ધિ બળથી વગર શીખે તેના અનેક અર્થો પોતે કરવાને શક્તિમાન થાય. તેજોલેષ્યા લબ્ધિવાન

ક્રોધના આવેશમાં બીજાને બાળી નાખે. આહારક લબ્ધિવંત મુનિ આહારક શરીર બનાવી, તેને તીર્થંકરની ઋદ્ધિ જોવા સારૂ પોતે બેઠા હોય ત્યાંથી મોકલી આપે. આહારક લબ્ધિ ચઉદ પૂર્વધર મુનિ પ્રાપ્ત કરવાની શાકત ધરાવે છે. શીતલેષ્યા લબ્ધિવંત મુનિ તેજોલેષ્યાને હણવાને તેના પ્રતિસ્પર્દ્ધિ ગુણવાળી થંડક ઉપજાવનારી શકિત મુકે.

વૈક્રિય લબ્ધિ જેમને પ્રાપ્ત થઇ હોય તે વૈક્રિય શરીર વિવિધ પ્રકારે કરી શકે છે. અણુત્વ-નહાનું શરીર કરેકે જેથી કમળના તંતુઓના છીદ્રમાંહે પ્રવેશ કરી ત્યાં ચક્રવર્તીના ભોગ પણ ભોગવે. એ શકિતને અણુંત્વશકિત કહે છે. મેરૂ પર્વતથી પણ મોટું શરીર કરવાનું સામર્થ્ય તેને મહત્વવૈક્રિયલબ્ધિ કહે છે. વાયુ થકી પણ અત્યંત નહાનું શરીર કરવાની શકિત તે લઘુત્વલબ્ધિ કહેવાય છે. ગુરૂત્વલબ્ધિનો મહિમા એવો છે કે, એ લબ્ધિવંત મુનિ વજ્રાદિકથી પણ શરીરને ભારે કરી શકે; તથા ઇંદ્રાદિક જે પ્રકૃષ્ટ બળવાન તેમને પણ દુઃસહ થઈ પડે.

પ્રાપ્તિનામના લબ્ધિવંતમુનિ ભૂમિકાએ બેઠા થકાં પણ, મેરૂ પર્વતના અગ્રને અને સૂર્યના મંડળને સ્પર્શ કરવાની શકિત ધરાવે છે. પ્રકામ્ય લબ્ધિવંત મુનિ પાણીના વિષે ભૂમિની જેમ ચાલવાની શકિત ધરાવે છે; અને ભૂમિ ઉપર પાણીની પેઠે ઉન્મજ્જન નિમજ્જન કરી શકે છે. ઇશિત્વ લબ્ધિવંત ત્રણ લોકની પ્રભુતા, શ્રી તીર્થં-કર, ચક્રવર્તિ, ઇંદ્રાદિકની ઋદ્ધિનો વિસ્તાર કરે. સમસ્ત જીવોને વશ કરવાની શકિત તે વશિત્વ લબ્ધિ છે. પર્વતને વિષે નિઃશંક પણે જવું તે અપ્રતિઘાતિત્વ લબ્ધિ છે. પોતાના રૂપનું અદૃશ્ય-પણું કરવુ તે અંતર્ધાન લબ્ધિ છે. સમકાળે અનેક પ્રકારના રૂપ કરવાની શકિત તે કામરૂપત્વ લબ્ધિ કહેવાય છે. અખીણ મહાણસિકા લબ્ધિનો એવો મહિમા છે કે, જે મુનિને અંતરાય કર્મના ક્ષયોપશમ થકી થોડું પણ અન્ન કોઇએ ભીક્ષામાં આપ્યું હોય, તો પોતે જમે તો ખુટે; પણ અન્ય ઘણા જણોને જમવા

બેસાડી પીરસે, તો તે તમામને ધરાતા સુધી જમાડે તો પણ ખુટે નહી. પુલાક લબ્ધિનો પ્રતાપ એવો છે કે, જે યતિને તે પ્રાપ્ત થઇ હોય, તે યતિ સંઘ પ્રમુખ શાસન સેવાના કાર્ય પ્રસંગે ચક્રવર્તિને પણ ચૂર્ણ કરી નાખે, એટલી શકિત ધરાવે. [1]કરપાત્ર આહારપાણી કરવાની લબ્ધિ જેમને પ્રાપ્ત થઇ હોય, તે મુનિ બે હાથ ભેગા કરે અને દાતાર તેમાં આહાર પાણી વોહરાવે, તો તેમાંથો અનાજનો એક કણીઓ કે પાણીનું એક ટીપું હાથમાંથી હેઠું પડે નહી. હજારો ઘડા પાણી બલ્કે સર્વ સાગરનું પાણી તેમના હાથમા નાખવામાં આવે, તો પણ એ લબ્ધિના પ્રતાપથી પાણીની શીખા ઉપર વધતી જાય, પણ હાથમાંથી એક ટીપું હેઠે પડે નહિ. ભગવંત ઋષભદેવના હાથમાં એકસો આઠ ઘડા શેરડી રસનું દાન શ્રેયાંસકુમારે દીધું હતું. શેરડી રસ છતાં હાથમાંથી રસના ટીપાનો એક બિંદુ પણ હેઠે પડયો નહતો. ભગવંત મહાવીર દેવે પણ કરપાત્ર આહારપાણી કરવાનો અભિગ્રહ લીધો હતો. તપના પારણે તે કરપાત્ર આહાર ગ્રહણ કરતા હતા આ લબ્ધિથી પ્રાપ્ત થએલી શક્તિના લીધેજ તેમ કરતા હતા.

આ પ્રમાણે મુખ્યત્વે અઠાવીશ લબ્ધિઓ ઉપરાંત, ઘણા પ્રકારની લબ્ધિઓ પ્રાપ્ત થાય છે. પ્રકૃષ્ટ જ્ઞાનાવરણ વીર્યાંતરાયના ક્ષયોપશમને લીધે વિશેષે કરીને સમસ્ત શ્રુત સમુદ્રને એક અંતર મુહૂર્ત મહીં અવગાહિ જાય, એવી જે શકિત તેને મનોબળી લબ્ધિ કહે છે. તેમજ અંતર મુહૂર્તમાં સર્વ શ્રુતને ઉચ્ચાર કરવાની શકિત

---

૧ તીર્થંકર અથવા જે મુનિઓને આ કરપાત્રઆહારપાણી કરવાની લબ્ધિ પ્રાપ્ત થઇ હોય, તે શીવાય અન્યને કરપાત્ર આહારપાણી કરવાનો અધિકાર નથી. વર્તમાનમા એવા લબ્ધિવંતોનો અભાવ છે, તેથી કરપાત્ર આહારપાણી કરી શકાય નહીં. એ લબ્ધિના અભાવથી કરપાત્ર આહારપાણી કરવાનું સાહસ કરે તો તેમાથી અન્ન કે પાણી હેઠે પડયા શીવાય રહે નહિ, અને તે જો ગળે, તો તેથી અનર્થની પરંપરા પ્રાપ્ત થાવનો સંભવ છે

જેનાથી પ્રાપ્ત થઇ હોય, તેમજ પદ–વચન અલંકાર સહિત ઉંચે સ્વરે નિરંતર બોલતાં પણ જેનાથી ઘાંટો બંધ પડે નહી, તેને વાગ્બલી લબ્ધિ કહે છે. વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમ થકી એવુ પ્રબળ બળ પ્રાપ્ત થાય કે, બાહુબલીની પેઠે કાયોત્સર્ગે રહેતાં વર્ષાકાળ પણ શ્રમ રહિત હોય, તેને કાયબલી લબ્ધિ કહે છે. ઘણા કર્મના ક્ષયોપશમ થકી પ્રજ્ઞાનો પ્રકર્ષ ઉદય થાય, અને જેના પ્રભાવથી દ્વાદશાંગી ચઉદ પૂર્વાદિક શ્રુતને ભણ્યા વિનાજ, જે રીતે ચઉદ પૂર્વના ધારક મુનિઓ અર્થની પ્રરૂપણા કરે તેમની પેઠે, મહા કઠીન વિચારોને વિષે પણ જેનાથી અતિ નિપૂણ બુદ્ધિ થાય, તેને પ્રાજ્ઞશ્રમણલબ્ધિ કહે છે.વિદ્યાધરશ્રમણ મુનિની વિદ્યાના બળે એવી શક્તિ હોય છે કે, તેઓ પોતે દશ પૂર્વશ્રુત ભણ્યા છે, અને રોહણીપ્રજ્ઞપ્તિ ઇત્યાદિ મહાવિદ્યાના પ્રભાવથી, આરીસા માંહે અંગુઠીવડે ભીત ઉપર દેવોને અવતારી ( આલેખી ), પછી તેમને પુછી સમસ્ત કાળનો નિર્ણય કરી શકે છે. ઇત્યાદિક ઘણા પ્રકારની લબ્ધિઓ છે.

જેમને સિદ્ધપણું પ્રાપ્ત થવાનું છે, તેમને ભવસિદ્ધિ કહે છે. જે ભવસિદ્ધિ પુરૂષો છે, તેઓ ઉપર જણાવેલી તમામ લબ્ધિના અધિકારી છે. તેમને એ લબ્ધિઓ થાય ભવસિદ્ધિ સ્રીઓને ઉપર જણાવેલી લબ્ધિઓ પૈકી, ૧ અરિહંત ૨ ચક્રવર્તિ ૩ વાસુદેવ ૪ બળદેવ ૫ સંભિન્નશ્રોત ૬ વિદ્યાચારણાદિક ૭ પૂર્વ ૮ ગણધર ૯ પુલાક અને ૧૦ આહારક શરીર કરવાની લબ્ધિ, આ પ્રમાણેની દસ શીવાય બાકીની અઢાર લબ્ધિ પ્રાપ્ત થાય. શ્રી મલ્લિનાથ ભગવંતને સ્રી પણે તીર્થંકરપણું પ્રાપ્ત થયું, તે તો આશ્ચર્યકારક બનાવમાં આવે છે. અભવ્ય સ્રી પુરૂષને ઉપરની દશ અને તે શીવાય કેવલી લબ્ધિ, રૂજુમતિ લબ્ધિ, વિપુલમતિ લબ્ધિ, એ તેર લબ્ધિ પ્રાપ્ત ન થાય, તેમજ મધુઆશ્રવ અને ખીરાશ્રવ એ લબ્ધિ પણ પ્રાપ્ત ન થાય; અને બાકીની પ્રાપ્ત થાય અને ન પણ થાય.

ઉપર જણાવેલી લબ્ધિઓના ટુંક વિવેચન ઉપરથી લબ્ધિ-

વંત મુનિઓ કેટલી શકિતવાળા હોયછે, તેનો વિચાર કરવા જેવું છે. જગતના લોકો ચમત્કાર જુએ છે, અને તેવા પ્રકારની શકિત પ્રાપ્ત કરવા કેટલાક મિથ્યાત્વિ દેવોની ઉપસના અને તેના અંગે જીવોના વધ કરે છે, તોપણ તેમને શકિત પ્રાપ્ત થતી નથી. જૈન શાસ્ત્રકારોનું મંતવ્ય છે કે, આવા પ્રકારની લબ્ધિઓ, વગર ઇચ્છાએ કેવળ આત્મહિતની ખાતર શુદ્ધ ચારિત્રનું આરાધન કરવાથી, મન વચન અને કાયા એ ત્રણ યોગો નિર્મળ થવાથી, અને અસાધારણ તપના પ્રભાવથી આત્માની નિર્મળતા થવાથી, વિના પ્રયાસે અને વિના ઇચ્છાએ સહજ સ્વભાવથીજ પ્રાપ્ત થાય છે. જેઓને આવી લબ્ધિઓ પ્રાપ્ત થઇ હોય છે, તેઓ કદી પણ પોતાના સુખ કે લાભના માટે તેનો ઉપયોગ કરવાની ભાવના કરતા નથી. કેવળ પરના ઉપકારાર્થે કે શાસન સેવાના કામમાંજ એ શકિતનો ઉપયોગ કરે છે આ લબ્ધિ પ્રાપ્ત કરવાના અધિકારી કોણ, કેટલે દરજજે હોય છે, તે પણ બતાવવામાં આવ્યું છે.

ભગવંત મહાવીર દેવને તો એ તમામ લબ્ધિઓ તીર્થંકરપણાના યોગે સ્વાભાવિક પ્રાપ્ત થએલી હતી પરિસહોના પ્રસંગે ભગવંતે ધૈર્યતાપૂર્વક પરિસહો સહન કર્યાં હતા તે તમામ તેમના અનુપમ ત્રીકરણ યોગના બળના પ્રભાવે સહન કર્યાં હતા; અને કિંચિત્ પણ પોતાના ધ્યાનમાંથી ચલાયમાન થયા ન હતા. સંગમ દેવ કરતાં ભગવંતનામાં અનંત ઘણી શકિત હતી, છતાં કર્મ નિર્જરા કરવાના ધ્યેયવાળા પ્રભુએ, તે શકિત કે લબ્ધિઓનો પોતાના લાભના માટે જરા પણ ઉપયોગ કર્યો ન હતો તે પ્રસંગે જો સંગમના સાથે યુદ્ધ કરવા ધાર્યું હોત, તો સંગમને ચાચડની પેઠે ચોળી નાખવા જેટલું પ્રભુનામાં બળ હતું; છતાં સમભાવથી તેના ઉપર દ્વેષ, કે વૈરબુદ્ધિ લાવ્યા શીવાય તેના કરેલા ઉપસર્ગો પોતે સહન કર્યાં હતા.

લબ્ધિ અને અતિશયમાં ફેર છે, એમ તેમના સ્વરૂપ ઉપરથી

જણાઇ આવે છે. તીર્થંકર શીવાયના મુનિઓને તેમના શુદ્ધ નિર્મળ ચારિત્ર અને તપના બળથી લબ્ધિઓ પ્રાપ્ત થાય છે, જ્યારે તીર્થંકરોને એવી લબ્ધિઓ જન્મથી સ્વભાવથીજ હોય છે, અને તે ઉપરાત તેઓને સ્વભાવથીજ અતિશયો પ્રાપ્ત થાય છે. અતિશયોના અધિકારી ફક્ત તીર્થંકરોજ છે. તીર્થંકરોને જે અતિશય પ્રાપ્ત થાય છે, તે તેમના આત્મિક વિકાસનુંજ પરિણામ છે. અતિશય એટલે જે ગુણોનું વર્ણન કરવું છે, તે ગુણનું પરા કાષ્ટાએ પહોંચવું. તે અસાધારણ ગુણ છે. તે ગુણ તીર્થંકર શીવાય બીજા કોઇનામાં હોય જ નહિ જગતમા પૂર્વકાળમાં અનંતા તીર્થંકર થયા તે તમામને એ અતિશય હતા. તે અતિશય ચોત્રીસ પ્રકારના છે. ભગવંત મહાવીર દેવને પણ તેવા પ્રકારના અતિશય પ્રાપ્ત થએલા હતા. એ ચોત્રીશ પૈકી ચાર અતિશયોતો પૂર્વના તીર્થંકરોની માફક પ્રભુને જન્મથીજ પ્રાપ્ત થયા હતા.

## જન્મથી ચાર અતિશય.

૧ ભગવતનો દેહ સર્વ લોકો કરતાં શ્રેષ્ઠ ( લોકોત્તર ) અને અદ્ભૂત સ્વરૂપવાન હતો, તેમજ વ્યાધિ, પરસ્વેદ અને મેલ રહિત દેહ હતો.

૨ ભગવંતનો શ્વાસોશ્વાસ કમળના પરિમલના જેવો સુગંધી હતો.

૩ ભગવંતના દેહની અંદરનું માંસ અને રૂધીર ગાયના દુધ જેવું ઉજવલ શ્વેત હતું.

૪ ભગવંત જે આહાર કરતા હતા, તે ચર્મ ચક્ષુવાળા પ્રાણીઓ ( મનુષ્યાદિક ) જોઇ શકતા નહતા. ફક્ત અવધિજ્ઞાનીઓજ જોઇ શકતા હતા.

કેવળજ્ઞાન પ્રાપ્તિના સમયથી અગીઆર અતિશયો તીર્થંકરોને ઉત્પન્ન થાય છે. તે પ્રમાણે ભગવંતને પણ પ્રાપ્ત થયા હતા.

( ૧ ) ભગવાનના સમવસરણની ભૂમિ માત્ર એક યોજન વિસ્તારવાળી હોય છે, તોપણ તેટલી ભૂમિમાં કરોડો દેવતાઓ, મનુષ્યો અને તિર્યંચોનો સમાવેશ થાય છે, અને પરસ્પર સંકોચ વિના અને બાધા રહિત સુખે બેશી શકે છે.

૨ ભગવંતની દેશના વાણીના પાંત્રીશ ગુણોથી યુક્ત હોય છે. તેની અર્ધ માગધી ભાષા, દેવતાઓ, મનુષ્યો અને તિર્યંચોને પોતપોતાની ભાષામાં સમજાવાથી ધર્મનો અવબોધ કરનારી થાય છે, તથા તે વાણી એક યોજનના સમવસરણમાં રહેલા સર્વ પ્રાણીઓને એક સરખી રીતે સાંભળવામાં આવે છે. જો કે ભગવંતતો એકજ ભાષામાં ઉપદેશ આપે છે, પરંતુ વર્ષાદના જળની જેમ તે ભાષા ભિન્ન ભિન્ન જીવોના આશ્રયને પામીને તે તે જીવોની ભાષાપણે પરિણામ પામે છે એટલે તે ભાષાને દેવતાઓ દેવીભાષા માને છે, મનુષ્યો માનુષીભાષા માને છે, ભીલ લોકો પોતાની ભાષા માને છે, અને તિર્યંચો પોતાની ( પશુ પક્ષીની ) ભાષા બોલાય છે, એમ માને છે.

સાત નયના સાતસો ભાંગાથી અને સપ્તભંગીની રચનાથી મિશ્રિત વાણી સાંભળીને અનેક ભવ્ય પ્રાણીઓ શ્રુતના પારગામી થાય છે.

૩ ભગવંતના મસ્તકની પાછળ બાર સૂર્યબિંબની કાન્તિથી પણ અધિક તેજસ્વી, અને મનુષ્યોને મનોહર લાગે તેવું ભામંડળ, એટલે કાંતિના સમૂહનો ઉદ્યોત પ્રસરેલો હોય છે. આ વિષે શ્રી વર્ધમાન દેશનામાં કહ્યું છે કે, " ભગવંતનું રૂપ જોનારાને તેનું અતિશય તેજસ્વીપણું હોવાથી સામું જોવું અત્યંત દુર્લભ થઇ પડે છે. તેમ ન થવા માટે તે સર્વ તેજનો એકત્ર પિંડ થઇને ભગવંતના મસ્તકની પાછળ રહે છે, જેથી ભગવંતનું રૂપ જોનારાઓ સુખે ભગવંતની સામું જોઇ શકે. "

૪ દયાનાનિધિ સમાન ભગવાન જે જે સ્થળે વિહાર કરે છે, તે તે સ્થળે સર્વ દિશાઓમાં પચીશ પચીશ યોજન અને ઉંચે

નીચે સાડાબાર સાડાબાર યોજન[1] એમ પાંચસો ગાઉ સુધીમાં પ્રથમ થયેલા જ્વરાદિક રોગો નાશ પામે છે, અને નવા રોગો ઉત્પન્ન થતા નથી.

૫ ઉપર કહ્યા પ્રમાણે ભગવાનની સ્થિતિથી પાંચસો ગાઉ સુધીમાં પ્રાણીઓને પૂર્વભવમાં બાંધેલાં અને જાતિથી ઉત્પન્ન થયેલાં ( સ્વાભાવિક ) વૈર પરસ્પર બાધાકારી હોતાં નથી.

૬ ઉપર કહ્યા પ્રમાણેના પાંચસો ગાઉ સુધીમાં સાત પ્રકારની ઇતિઓ તથા ઘાસ વિ. નાશ કરનારા તીડો સુડા અને ઉંદર વિગેરે ઉત્પન્ન થતા નથી.

૭ ઉપર કહી તેટલી ભૂમિમાં મારી ( મરકી ), દુષ્ટ દેવતાદિકે કરેલો ઉત્પાત ( ઉપદ્રવ ), અને અકાલ મૃત્યુ થતાં નથી

૮ તેટલી ભૂમિમા અતિવૃષ્ટિ એટલે ઉપરાઉપર નિરંતર વરસાદ થતો નથી, કે જેથી ધાન્ય માત્ર કોહવાઇ જાય.

૯ તેટલા સ્થળમાં અનાવૃષ્ટિ—સર્વથા જળનો અભાવ થતો નથી, કે જેથી ધાન્યાદિકની ઉત્પત્તિજ ન થાય.

૧૦ તેટલા પ્રદેશમાં દુર્ભિક્ષ—દુકાળ પડતો નથી.

૧૧ પોતાના રાજ્યના લશ્કરનો ભય ( હુલ્લડ વિગેરે ) તથા પરચક્ર એટલે બીજા રાજ્ય સાથે સંગ્રામાદિક થવાનો ભય ઉત્પન્ન થતો નથી.

દેવતાઓએ કરેલા ઓગણીશ અતિશયો નીચે પ્રમાણે હોય છે.

૧ પ્રભુ જે સ્થળે વિચરે ત્યાં આકાશમાં દેદીપ્યમાન કાંતિવાળું ધર્મને પ્રકાશ કરનાર ધર્મચક્ર ફરે ( આગળ ચાલે ).

૨ આકાશમાં શ્વેત ચામરો બન્ને બાજુ ચાલે

૩ આકાશમા નિર્મળ સ્ફટિક મણિનું રચેલું પાદપીઠ સહિત સિંહાસન ચાલે

---

૧ એક યોજનના ચાર ગાઉ. એટલે ચાર ગાઉનો એક-યોજન

૪ આકાશમાં ભગવાનના મસ્તક ઉપર ત્રણ છત્ર રહે.

૫ આકાશમાં રત્નમય ધ્વજ પ્રભુની આગળ ચાલે. સર્વ ધ્વજની અપેક્ષાએ આ ધ્વજ અત્યંત મોટો હોવાથી તે ઇંદ્ર-ધ્વજ પણ કહેવાય છે.

" આ પાંચે અતિશયો જ્યાં જ્યાં જગદ્‌ગુરૂ ભગવાન વિહાર કરે, ત્યાં આકાશમાં ચાલ્યા કરે છે, અને જ્યાં ભગવાન બેસે ત્યાંત્યાં યથાયોગ્ય સ્થાનમાં આવે છે; એટલે કે ધર્મચક્ર તથા ધર્મધ્વજ આગળના ભાગમાં રહે છે, પાદપીઠ પગ તળે રહે છે, સિંહાસન ઉપર પ્રભુ બેસે છે, ચામરો વિંજાય છે, અને છત્રો મસ્તકપર રહે છે."

૬ માખણની જેવા કોમળ, સુવર્ણના નવ કમળો દેવો રચે છે, તેમાં બે કમળ ઉપર તીર્થંકર ભગવાન પગ મુકીને ચાલે છે; એટલે બેના ઉપર પગ હોય છે ત્યારે બાકીના સાત કમળો ભગ-વાનની પાછળ રહે છે, તેમાંથી બે કમળો ક્રમસર ભગવાનની આગળ આવ્યા કરે છે.

૭ તીર્થંકરના સમવસરણ ફરતા મણિનો, સુવર્ણનો અને રૂપાનો એમ ત્રણ ગઢ દેવતાઓ રચે છે. તેમાંનો ભગવાનની પાસેનો પહેલો ગઢ ( પ્રાકાર ) વિચિત્ર પ્રકારના રત્નોમય વૈમા-નિક દેવતાઓ બનાવે છે બીજો એટલે મધ્ય પ્રાકાર સુવર્ણમય જ્યોતિષી દેવતાઓ બનાવે છે, તથા ત્રીજો એટલે બહારનો પ્રાકાર રૂપાનો ભૂવનપતિ દેવતાઓ રચે છે.

૮ તીર્થંકર જ્યારે સમવસરણમા સિંહાસન પર બેસે છે,ત્યારે તેમનું મુખ ચારે દીશાઓમાં દેખાય છે. તેમાં પુર્વ દિશા તરફ મુખ રાખીને પ્રભુ પોતેજ બિરાજે છે બાકીની ત્રણ દિશામાં જિનેંદ્રનાજ પ્રભાવથી તેમના જેવીજ, રૂપવાન સિંહાસન વિગેરે સહિત ત્રણ મૂર્તિઓ, દેવતાઓ વિકુર્વે છે. તે રચવાનો હેતુ એ છે કે સર્વ દિશાઓમાં બેઠેલા દેવો વિગેરેને, પ્રભુ પોતેજ અમારી સામે બેસીને અમને ઉપદેશ કરે છે, એવો વિશ્વાસ આવે.

૯ જ્યાં જ્યાં પ્રભુ સ્થિતિ કરે છે, તે તે સ્થળે જિનેશ્વરની ઉપર દેવતાઓ અશોકતરૂ રચે છે. તે અશોકવૃક્ષ ઋષભ સ્વામિથી આરંભીને શ્રીપાર્શ્વનાથ સ્વામિ સુધી તેવીસ તીર્થંકરો ઉપર તેમના પોતના શરીરના પ્રમાણથી બાર ઘણો ઉંચો રચવામાં આવતો હતો; અને શ્રી વીર પ્રભુના ઉપર બત્રીશ ધનુષ્ય ઉંચો રચવામાં આવતો હતો. ( આ સંબંધે વિશેષ ખુલાસો ઉપદેશપ્રાસાદ ભાષાંતર. સ્થંભ ૧ લો પૃ ૧૦ ઉપર છે. )

૧૦ જ્યાં જ્યાં તીર્થંકર વિચરે ત્યાં ત્યાં કાંટાઓ અધોમુખ થઇ જાય છે; એટલે માર્ગમાં રહેલા કાંટાઓની અણીઓ નીચી નમી જાય છે.

૧૧ જ્યાં જ્યાં પ્રભુ વિહાર કરે છે, ત્યાં રસ્તામાં આવતા વૃક્ષો ભગવંતને પ્રણામ કરતા હોય તેમ નીચા નમે છે.

૧૨ પ્રભુ વિચરે ત્યાં આકાશમાં દેવદુંદભી વાગ્યા કરે છે

૧૩ ભગવંત જ્યાં વિચરે છે ત્યાં સંવર્તક જાતિનો વાયુ એક યોજન પ્રમાણ પૃથ્વીને શુદ્ધ કરીને, ( કચરો વિગેરે દૂર કરીને ) સુગંધી, શીતળ અને મંદમંદ, તેમજ અનુકૂળ વાય છે; તેથી સર્વ પ્રાણીને તે સુખાકારી થાય છે.

૧૪ જગદ્‌ગુરૂ જિનેશ્વર જ્યાં જ્યાં સંચાર કરે છે, ત્યાં ત્યાં મોર અને પોપટ વિગેરે પક્ષીઓ પ્રભુને પ્રદક્ષિણા કરે છે.

૧૫ જે સ્થળે પ્રભુ બિરાજે છે, ત્યાં ધુળ સમાવવા માટે ઘનસારાદિ યુકત ગંધોદકની વૃષ્ટિ થાય છે. ( મેઘકુમાર દેવો આ વૃષ્ટિ કરે છે )

૧૬ સમવસરણની ભૂમિમાં ચંપક વિગેરે પાંચ રંગના પુષ્પોની જાનું પ્રમાણ ( ઢીંચણ સુધી ) વૃષ્ટિ થાય છે પ્રભુના અતિશયથી તે પુષ્પો ઉપર ચાલવાથી તે પુષ્પોને કંઇ બાધા કે પીડા થતી નથી. ( વિશેષ ખુલાસો ઉપદેશપ્રાસાદ ભાષાંતરના પૃ. ૧૧ ઉપર જુઓ )

૧૭ તીર્થંકરોના મસ્તકના કેશ, દાઢી, મુછ, તથા હાથ પગના નખ વૃદ્ધિ પામતા નથી. (નિરંતર એકજ સ્થિતિમાંજ રહે છે.)

૧૮ તીર્થંકરોની સમીપે સર્વદા ઓછામાં ઓછા એક કરોડ ભૂવનપતિ વિગેરે ચારે નિકાયના દેવો રહે છે.

૧૯ જિનેશ્વર જે સ્થાને વિચરતા હોય, ત્યાં નિરંતર વસંત વિગેરે સર્વ ૠતુનાં મનોહર પુષ્પ ફળાદિકની સામગ્રી પ્રગટ થાય છે, એટલે ૠતુઓ બધી અનુકૂળ વર્તે છે.

આ પ્રમાણે તીર્થંકરોના સર્વ મળીને ચોત્રીશ અતિશયો હોય છે. તે જ પ્રમાણે ભગવંત મહાવીર દેવને પણ એ ચોત્રીશ અતિશય પ્રાપ્ત થએલા હતા.

અપેક્ષાથી તીર્થંકરોના ચાર અતિશયો આ પ્રમાણે કહેલા છે.

(૧) જ્ઞાનાતિશય–કેવળજ્ઞાન તથા કેવળદર્શને કરી ભૂત, ભવિષ્ય, વર્તમાનકાળમાં જે સામાન્ય વિશેષાત્મક વસ્તુ છે તેનું, તથા ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્યયુક્ત ત્રિકાલ સંબંધી જે સત્ વસ્તુઓનું જાણવું તેનું નામ જ્ઞાનાતિશય.

(૨) વચનાતિશય–(વાગ્અતિશય) તેમાં ભગવંતના વચન પાંત્રીશ અતિશય યુક્ત હોય છે તે પાંત્રીશ

**વાણીના પાંત્રીશ ગુણ** અતિશયોનું સંક્ષિપ્ત સ્વરૂપ આ પ્રમાણે છે.

(૧) संस्कारवत्वं:–સંસ્કૃતાદિ લક્ષણ યુક્ત (૨) औदात्यं શબ્દમાં ઉચ્ચપણું, ઉપચાર પરિતતા (૩) अग्राम्यत्वं:–ગામડાના રહેનાર પુરૂષના વચન સમાન જેમનું વચન નહિ. (૪) मेघगंभीरघोषत्वं:–મેઘની સમાન ગંભીર શબ્દ (૫) प्रतिनाद विधायिता સર્વ વાજિંત્રોની સાથ મળતા શબ્દ (૬) दक्षिणत्वः–વચનની સરળતા સંયુક્ત (૭) उपनीतरागत्वं:–માલકોશાદિ ગ્રામ રાગ સંયુક્ત આ સાત અતિશય શબ્દની અપેક્ષાથી જાણવા. બાકીના બીજા અતિશયો અર્થ આશ્રય જાણવા. (૮) महार्थता:–અત્યંત

મોટો જેમાં અભિધેય કહેવા યોગ્ય અર્થ છે (૯) अव्याहतत्वं પૂર્વાપર વિરોધ રહિત (૧૦) शिष्टत्वं અભિમત સિદ્ધાંત ઉક્ત અર્થતા. એટલે કે અભિમત સિદ્ધાંતનું જે કહેવું તે વક્તાના શિષ્ટપણાનું સૂચક છે. (૧૧) संशयानामसंभवः-જેના કથનમાં શ્રોતાને સંશય થતો નથી.(૧૨)निराकृताऽन्योत्तरत्वं-જેના કથનમાં કોઇપણ દૂષણ નહિ, શ્રોતાને સંશય ઉત્પન્ન થાય નહિ, તેમ ભગવાન બીજી વાર ઉત્તર દે નહી.(૧૩) हृदयगमता-હૃદયમાં ગ્રહણ કરવા યોગ્ય. ૧૪ मिथःसाकांक्षता-અરસપરસ પદ વાક્યોનું સાપેક્ષ પણું. (૧૫) प्रस्तावौचित्यं-દેશકાળ યુક્ત, વિરૂદ્ધ નહિ. (૧૬) तत्वनिष्ठता-વિવક્ષિત વસ્તુના સ્વરૂપને અનુસરવાપણું (૧૭) अप्रकीर्णप्रसृतत्वं-સુસંબંધનો વિસ્તાર-અથવા અસંબંધ અધિકારનો અતિ વિસ્તાર નહિ (૧૮) अस्वश्लाघाऽन्यनिंदता-આત્મોત્કર્ષ તથા પરનિંદા રહિત. (૧૯) आभिजात्य-પ્રતિપાદ્ય વસ્તુની ભૂમિકાને અનુસરવારૂપ. (૨૦) अतिस्निग्धमधुरत्वं-ઘી ગોળની પેઠે સુખકારી. (૨૧) प्रशस्यता-કહેલા ગુણોની યોગ્યતાથી પ્રાપ્ત થઇ છે શ્લાઘા (૨૨) अमर्मवेधिता-પારકાં મર્મ જેમાં ઉઘડયાં હોય નહિ. (૨૩) औदार्य-અભિધેય વસ્તુનું તુચ્છપણું નહિ. (૨૪) धर्मार्थप्रतिबद्धता-ધર્મ તેમજ અર્થ સંયુક્ત. (૨૫) कारकाद्यविपर्यास-કારક, કાલ, વચન, તેમજ લિંગાદિ જ્યાં વિપર્યય નહિ. (૨૬) विभ्रमादिवियुक्तता-વક્તાના મનમાં ભ્રાંતિ વિક્ષેપાદિ દોષ રહિત. (૨૭) चित्रकृत्व-કુતૂહલપણાનો જેમાં અભાવ છે.(૨૮) अद्भूतत्वं-અદ્ભુતપણું. (૨૯) अनतिविलंबिता-અતિવિલંબ રહિત. (૩૦) अनेकजातिवैचित्र्य-જાતિ આદિ વર્ણન કરવા યોગ્ય વસ્તુ સ્વરૂપના આશ્રય યુક્ત. (૩૧) आरोपिता विशेषता-વચનાંતરની અપેક્ષાથી વિશેષપણું જેમાં સ્થાપન થયેલ છે (૩૨) सत्वप्रधानता સાહસ કરી સંયુક્ત. (૩૩) वर्णपदवाक्य विविक्तता-વર્ણાદિનું વિછિન્નપણું (૩૪) अव्युछित्तिः-વિવક્ષિત અર્થની સમ્યક્ પ્રકારે સિદ્ધિ જ્યાં સુધી ન

થાય ત્યાં સુધી અવ્યવછિન્ન વચનનું પ્રમેયપણું. ( ૩૫ ) अखेदित्वं શ્રમ રહિત.

તીર્થંકરોના વચનાતિશયના ઉપર પ્રમાણે પાંત્રીસ ભેદ યાને ગુણ છે. ભગવંત મહાવીર દેવની વાણી એ પાંત્રીશ ગુણ યુક્ત હતી.

૩ ત્રીજો અપાયાપગમાતિશય એટલે ઉપદ્રવ નિવારક.

૪ ચોથો પૂજાતિશય–જેથી તીર્થંકર ત્રણ લોકના પૂજનિય છે. આ બે અતિશયના વિસ્તારરૂપ ઉપર જણાવેલા ચોત્રીશ અતિશય હોય છે કોઇ અપેક્ષાએ અતિશયનો અર્થ એવો કરવામાં આવે છે કે, જ્ઞાન દર્શન ચારિત્રની ઋદ્ધિ, એ અતિશય છે. એ પ્રાપ્ત કરવાને તીર્થંકરોને કોઇની ઉપાસના કરવી પડતી નથી. પૂર્વભવમાં તેઓએ વીશસ્થાનક પદનું આરાધન કરવાથી તીર્થંકર નામ કર્મનો બંધ કરેલો હોય છે. તે કર્મપ્રકૃતિના પુણ્યના યોગેજ તેઓને જન્મ થતાંજ સ્વભાવથીજ એ અતિશયો પ્રાપ્ત થાય છે. જન્મથીજ તેઓ સ્વયંબુદ્ધ અને અવધિજ્ઞાની હોય છે; અને આત્મિક નિર્મળતાના પ્રભાવથી ઇંદ્રાદિક દેવો પણ તેમની સેવા કરવાને તત્પર હોય છે. ચારિત્ર અંગીકાર કર્યા પછી, અને ચાર પ્રકારના ઘાતિ કર્મનો સર્વથા નાશ કર્યા પછી, તેમનો આત્મા ઉંચામાં ઉંચી લોકોત્તર હદે પહોચે છે. ત્યારે ઇંદ્રાદિક દેવો તેમની ભક્તિથી પોતાનું કલ્યાણમાની કેવી રીતે ભક્તિ કરે છે, તે ઉપરના દેવકૃત અતિશયોથી જણાઇ આવે છે. ૧ ભુવન પતિ, ૨ વ્યંતર, ૩ જ્યોતિષિ, અને ૪ વૈમાનિક એ ચાર નીકાયના દેવો પોતાના કલ્યાણના માટે ભાવપૂર્વક પ્રભુ ભક્તિમાં ઉદ્યમી થઇ ભક્તિ કરે છે. જો કે તીર્થંકરો તો વીતરાગ હોય છે, અને તેમના મનમાં યતકિંચિત્ પણ પૂજાવા મનાવાની ભાવના હોતી નથી; તો પણ તીર્થંકરપણાના અંગે તે નિર્દોષ પ્રણાલીકા પૂર્વના તીર્થંકરોથી ચાલતી આવી છે, અને તે ભવ્ય જીવોના હિતને કરનારી છે, એવું જાણી તે માન્ય રાખતા જણાય છે. ઉત્તમ પ્રકારના મણિમાણિકાદિ સામગ્રીથી

સમવસરણની રચના થએલી હોય છે, તો પણ એવા અહિય વૈભવમાં તેમની જરાપણ આસક્તિ હોતી નથી.

તીર્થંકર તથા તીર્થંકરના સ્થાપના–નિક્ષેપાની કરેલી ભક્તિ પરમ કલ્યાણનું કારણ છે, એમ જાણી સમ્યક્ત્વવાન દેવો તથા બીજા પણ દેવો તીર્થંકરની ભક્તિ માટે દેવલોકમાંથી મનુષ્ય લોકમાં આવે છે; અને તીર્થંકરોના કલ્યાણકાદિ સમયે તથા તીર્થંકર વિદ્યમાન હોય છે ત્યારે તેમની ભક્તિનો લાભ મેળવે છે. આ ભક્તિના પ્રસંગે જગતમાં જે સાર સાર વસ્તુઓ પ્રભુ ભક્તિમાં ઉપયોગી થઇ શકે, તેવી વસ્તુઓ લાવી તેનો ઉપયોગ કરે છે.

ગૃહસ્થો દ્રવ્ય પૂજાના અધિકારી છે. ન્યાય સંપન્ન દ્રવ્યાદિ સપ્ત પ્રકારની શુદ્ધિ સહિત, ઉત્તમ ભાવથી અને કોઇ પણ પ્રકારની આકાંક્ષા શીવાય કરેલી ભક્તિ કર્મનિર્જરાનું, તથા સમ્યક્ત્વની પ્રાપ્તિનું શુદ્ધ નિમિત્ત કારણ છે, અને પ્રાપ્ત થએલ સમ્યક્ત્વ વિશેષ નિર્મળ બને છે. એટલુંજ નહિ પણ તેથી પુન્યાનુબંધી પુન્યનો લાભ પ્રાપ્ત થાય છે; જેના યોગે જીવ ઉત્તરોત્તર ઉંચ કોટીમાં ચઢતો જાય છે.

તીર્થંકરની ભાવપૂજા તો કેવલજ્ઞાનાદિ રત્નત્રયની પ્રાપ્તિ કરાવવાના પણ શુદ્ધ નિમિત્ત કારણરૂપ છે.

ઇંદ્રાદિક દેવો, જેમની પુદ્ગલિક ઋદ્ધિ અને બાહ્ય સંપત્તિ અપરિમિત છે, તેઓ પણ આત્મકલ્યાણના માટે તીર્થંકરોની ભક્તિની આવશ્યકતા માને છે, અને તે પ્રમાણે તે વર્તે છે; તો પછી આપણે મનુષ્યોએ તો તેમનું અનુકરણ શંકા રહિત કરવું જોઇએ, અને તેમના સ્થાપના–નિક્ષેપાની ભક્તિથી જેટલું આત્મહિત સાધી શકાય તેટલું સાધી લેવું જોઇએ.

ભગવંત જ્યારે જ્યારે પારણાના માટે ભીક્ષા લેવા જતા હતા, અને તેમને જે જગ્યા એ ભીક્ષા મળતી હતી, ત્યારે ત્યારે તે જગ્યાએ દેવતાઓ પંચદીવ્ય પ્રગટ કરતા હતા. તે નીચે પ્રમાણેઃ—

૧ સાડાબારક્રોડ સોનૈયા ૨ વસ્ત્ર; ૩ સુગંધિ પુષ્પ; ૪ દુદંભીનો નાદ; ૫ અહોદાન અહોદાન! એવી ઉદ્‌ઘોષણા.

સામાન્ય કેવળી અને તીર્થંકરની આત્મિક ઋદ્ધિ જો કે સરખી હોય છે, તો પણ તીર્થંકરનામકર્મના ઉદયના લીધે તેમની બાહ્ય ઋદ્ધિ વિશેષ હોય છે. જે અતિશયો તીર્થંકરને હોય છે, તેવા અતિશયો સામાન્યકેવલીને હોતા નથી. આ કાળમાં તો કેવળજ્ઞાન અને સામાન્ય કેવળીનો અભાવ છે; તેમજ મનઃપર્યવ જ્ઞાનનો પણ અભાવ છે. અવધિજ્ઞાનનો જો કે અભાવ નથી, છતાં અવધિજ્ઞાનીઓ થએલા હોય એમ જાણવામાં નથી. ફક્ત મતિ અને શ્રુતજ્ઞાન એ બે જ્ઞાનજ વિદ્યમાન છે. તેમાં પણ ચૌદ પૂર્વધર સંપૂર્ણ શ્રુતજ્ઞાનીઓનો પણ અભાવ છે. જાતિસ્મરણ જ્ઞાન એ મતિજ્ઞાનનો ભેદ છે, છતાં જાતિસ્મરણજ્ઞાન પણ આ દુષમ કાળમાં કવચિત કોઇને થતું હોય તો તેનો નિષેધ નથી. જાતિસ્મરણ જ્ઞાનવાળો પોતાના પૂર્વના કેટલાક ભવ જાણી શકે છે. સામાન્ય મનુષ્ય કરતાં મતિજ્ઞાનાવરણી કર્મના ક્ષયોપસમથી કોઇની મતિ વિશેષ હોય છે. તેઓ અવધાન એટલે ઘણા મનુષ્યોએ એકી સાથે પૂછેલા પ્રશ્નોના જવાબ, એકી સાથે આપવાની શકિત ધરાવતા હોય છે. એવા અવધાનવાળા, એકદમ સો અથવા તેથી પણ વિશેષ અવધાન કરે છે, તેવા પ્રસંગે સમાન્યમતિવાળા મનુષ્યો મુંઝાઇ જાય છે; અથવા કેટલાક વિશિષ્ટ ગુણોને લઇને, જેમકે સમતા હોય, વ્યવહારથી સત્ય બોલતા હોય, માનસિક બળ વિશેષ હોવાના લીધે દુઃખ સહન કરવાની શકિત હોય, આવા સામાન્ય ગુણો જોઇને તે ગુણો ધારણકરનાર વ્યકિતને, એકદમ તીર્થંકરના મુકાબલે તેમની કોટીમાં મુકી દેવાની, કેટલાકો મિથ્યા મોહના લીધે ધૃષ્ટતા કરતા જણાય છે. તે પ્રસંગે તેઓએ વિચાર કરવો જોઇએ કે, છેલ્લા તીર્થંકર ભગવંત મહાવીરના જે અતિશયોનું આપણે ઉપર દિગ્દર્શન કરી ગયા છીએ, તેમાંનો એક પણ અતિશય તેમને હોતો નથી. તીર્થંકર

તો માતાના ગર્ભમાં ઉત્પન્ન થાય, ત્યારથી અવધિજ્ઞાની હોય છે; એટલે જન્મથીજ ત્રણજ્ઞાન સહિત હોય છે; તેનો એક અંશપણ સામાન્ય મનુષ્યોમાં હોવાનો સંભવ નથી. વિશેષ તો શું ? પણ તેમનામાં ભાવથી સમ્યક્ત્વ છે કે નહિ, તેની પણ ખાત્રી હોતી નથી. વ્યવહાર સમકિતનું પણ જેમનામાં ઠેકાણું નથી હોતું, તેવા પ્રાણીઓના અજ્ઞાનકષ્ટ કે કેટલાક વિશિષ્ટ ગુણોથી મોહીત થઇ, તેમની તૂલના તીર્થંકરની જોડે કરી, બીચારા ભોળા જીવોને ભરમાવવાનો પ્રયત્ન કેટલાક તરફથી કરવામાં આવે છે તેવા પ્રસંગે બુદ્ધિવાનોએ જરા વિવેક વાપરવાની જરૂર છે. આપણે ઉપર જોઇ ગયા કે, અભવી જીવ જેઓ મિથ્યાત્વિ હોય છે, તેઓ પણ અજ્ઞાનકષ્ટ કરે છે, અને વ્યવહારથી જૈન ચારિત્રાચાર પાલન કરે છે; તો તેમને પણ કેટલીક લબ્ધિઓ ઉત્પન્ન થાય છે, અને ફક્ત નિર્મળ ચારિત્રપાલનના લીધે દેવગતિના પણ ભાજન થાય છે. પરંતુ તેઓ કદી પણ સંસારનો અંત કરી મોક્ષના અધિકારી થવાના નથી. તેઓના લબ્ધિના ગુણના લીધે, કદી કોઇ તેમને ગમે તેવી ઉપમા આપે, તો શાસ્ત્રમર્યાદાનો લોપ થવાથી તેઓ પોતાના આત્માનો ઉદ્ધાર કરી શકવાના નથી. જેઓનામાં સામાન્ય જૈન દર્શન હોય, અથવા જેઓનામાં સામાન્ય જૈન દર્શન પણ નથી, તેવાઓને તીર્થંકરની કક્ષામાં મુકતા પહેલાં વિચાર કરવાની જરૂર છે. સુધારાના વાતાવરણમાં કે જમાનાના પ્રવાહમાં તણાઇને તેવા પ્રકારના જો ઉદ્ધત વિચારો બહાર પાડવામાં આવે, ત્યારે તેવા પ્રસંગે તેઓને જૈન શાસ્ત્રમર્યાદાના બોધનો અભાવ છે, એમ પ્રથમ દર્શનીય માનવાને કારણ મળે છે. જ્યારે જ્યારે કોઇ વ્યક્તિને વિશેષ પ્રકારના મતિજ્ઞાનાવરણી કર્મના ક્ષયોપશમ લીધે, જો મતિજ્ઞાન વિશેષ હોય તો તેમને તેમના લાયકનું માન આપવું એ દરેકની ફરજ છે. પણ તેથી વિશેષ રીતે વધીને મતિમોહના લીધે, કે મિથ્યા પક્ષપાતનું આલંબન લઇ, તેમને તીર્થંકરની ઉપમા આપવામાં આવે, તે

વખતે ભગવંતના જે અતિશયોનું ઉપર વર્ણન કરવામાં આવ્યું છે, તેની સાથે, મુકાબલો કરી, વાંચક વર્ગને સત્યાસત્યનો નિર્ણય કરવા જેટલો વિવેક વાપરવાની ભલામણ કરવામાં આવે છે.

પંદર ભેદે સિદ્ધમાં અન્યલિંગે સિદ્ધનો એક ભેદ છે અન્ય લિંગવાળાને શાસ્ત્રકારોએ કેવલજ્ઞાનનો નિષેધ કરેલો નથી. અન્ય લિંગી અન્યલિંગમાં વર્તતા હોય, તો પણ ભાવથી જો તેઓ ભાવ-યતિની કોટીમાં આવી ગુણસ્થાનની હદે ચઢે, તો કર્મોને ખપા-વીને કેવળજ્ઞાન પ્રાપ્ત કરવાના અધિકારી બને છે. તેઓને જ્યારે કેવળજ્ઞાન થાય છે, ત્યારે તેઓ અન્યલિંગનો ત્યાગ કરી જૈન લિંગનેજ પોતના આયુષ્ય સુધી ધારણું કરે છે. વર્તમાનમાં અન્ય લિંગવાળાના સામાન્ય ગુણોના લીધે, આવા પ્રકારનો જે બચાવ કરવામાં આવે છે, તે પણ ન્યાયયુક્ત નથી, કેમકે આ કાળમાં તો કેવળજ્ઞાનનોજ અભાવ છે, તો પછી અન્યલિગ સિદ્ધના પ્રશ્નને અવકાશજ નથી.

મિથ્યાદર્શનવાળા પણ અજ્ઞાનકષ્ટ અને કેટલાક વિશેષ ગુણોને લઇને દેવગતિનો બંધ કરી અમુક દેવલોક સુધી ઉત્પન્ન થઇ શકે છે. દેવોપણ મિથ્યાત્વિ હોય છે. મિથ્યાદર્શનવાળાના અજ્ઞાનકષ્ટ ચમત્કાર જોઇને, બુદ્ધિવાનોએ મુઝાઇને, પોતાના સમ્યક્ત્વને મલીનકરવાનો પ્રસંગ લાવવા દેવો જોઇએ નહી એવા પ્રસંગે પુરતી સાવચેતી રાખી વિવેકથી વર્તવાની જરૂર છે.





# પ્રકરણ ૨૦ મું.

## ભાવ સાધુના લક્ષણ તથા ભગવંતના હસ્ત દીક્ષિત કેટલાક સાધુનો પરિચય.



પૂર્વે અનંતા તીર્થંકરો થઇ ગયા તે સર્વનો એજ ઉપદેશ છે કે, જીવને મુક્તિમાર્ગ સાધનમાં સાધુધર્મ—સર્વ-વીરતિનું આરાધનજ મૂખ્ય કારણ છે. સાધુ પદ એ વીશસ્થાનકપદમાં એક સ્થાનક છે. પવિત્ર એવા સંઘમાં સાધુપદ મૂખ્ય છે. વીરતિના બે ભેદ છે. સર્વવીરતિ અને દેશવીરતિ. સર્વવીરતિનુ આરાધન સાધુ ધર્મ અંગીકાર કરનારજ કરી શકે. ભગવંત મહાવીરનો પણ એજ ઉપદેશ હતો કે, જો બની શકે તો સર્વવીરતિ-સાધુ દીક્ષા અંગીકાર કરી મુક્તિમાર્ગનું આરાધન કરવું. સાધુ ધર્મ અંગીકાર કરવા પોતે અશક્ત હોય તો, દેશવીરતિ રૂપ ગૃહસ્થ ધર્મ અંગીકાર કરી, એજ માર્ગનું આરાધન કરવું. ભગવંતે ગૌતમાદિકને દીક્ષા આપી, તે વખતે સાધુ ધર્મનું સ્વરૂપ બતાવેલું. તે પંચ મહાવ્રત અને તેની પચીશ ભાવનાનું વિવેચન પ્રકરણ ૧૮ માં આવેલું છે.

સાધુની સામાન્ય વ્યાખ્યા ભગવંતે એવી બતાવી છે કે, જે

સાધુ — નિરંતરે નિર્વાણ સાધક યોગ (વ્યાપાર) સાધતો હોય, અને સર્વ ભૂતો—જીવો—ઉપર સમભાવ રાખતો

હોય તે સાધુ કહેવાય છે.

**ભાવ સાધુ**

**'શાંતિ વિગેરે ગુણોથી યુક્ત હોય, મૈત્રી વિગેરે ગુણોથી ભૂષિત હોય, અને સદાચારમાં અપ્રમત્ત હોય તેને ભાવ સાધુ કહે છે.'**

**ભાવ સાધુના લક્ષણ.**

૧ મોક્ષ માર્ગને અનુસરતી સમસ્ત પ્રત્યુપેક્ષણાદિ ક્રિયા, એટલે બધી ક્રિયા માર્ગાનુસારિણી. ૨ ધર્મ એટલે સંયમના ઉપર પ્રવર–ઉત્કૃષ્ટ–શ્રદ્ધા. ૩ સરળ ભાવથી એટલે ખોટા ખોટા અભિનિવેષના ત્યાગપૂર્વક પ્રજ્ઞાપનીયપણું; ૪ ક્રિયામાં અપ્રમાદ એટલે વિહિત કરેલા અનુષ્ઠાનમાં અશિથિલપણું ૫ શકયાનુષ્ઠાનનોજ પ્રારંભ એટલે શકિત મુજબના તપશ્ચર્યાદિક અનુષ્ઠાનમાં પ્રવૃત્તિઃ ૬ મોટો ગુણાનુરાગ એટલે ગુણપક્ષપાત, ૭ ગુરૂની આજ્ઞાનુ પૂર્ણપણે આરાધન એટલે ધર્માચાર્યના આદેશ પ્રમાણે વર્તન. આ પ્રમાણે સર્વગુણોમાં પ્રધાન એવા ભાવ સાધુનાં સાત લક્ષણ ભગવંતે બતાવેલ છે.

આ સાતનું ભગવંતે આગમમાં જે સ્વરૂપ બતાવેલું છે, તેનો ટુંકમાં ભાવાર્થ અત્રે બતાવવા વિચાર રાખ્યો છે. વિશેષ જાણવાની ઇચ્છાવાળાઓને આચારાંગસૂત્ર, તથા ધર્મરત્નપ્રકરણ વિગેરે ગ્રંથો જોવાની ભલામણ કરવામાં આવે છે.

૧ માર્ગાનુસારિણી ક્રિયા—માર્ગ તે આગમ નીતિ, અથવા સંવિગ્ન બહુજને આચરેલું તે. એ બેને અનુસરતી જે ક્રિયા તે માર્ગાનુસારિણી ક્રિયા છે.

**દ્રવ્ય અને ભાવ બે પ્રકારના માર્ગ.**

માર્ગના બે ભેદ છે. ૧ દ્રવ્યમાર્ગ અને ૨ ભાવમાર્ગ ગ્રામાદિક જવાનો જે માર્ગ તે દ્રવ્યમાર્ગ કહેવાય છે, અને મુકિતપુરીનો માર્ગ, જે જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ, અથવા ક્ષયોપશમિક ભાવરૂપ, તે ભાવમાર્ગ છે. એ માર્ગ તે કારણમાં કાર્યનો ઉપચાર કરતાં, આગમ નીતિ એટલે

સિદ્ધાંતમાં કહેલો આચાર જાણવો; અથવા ઘણા સંવિજ્ઞ પુરૂષોએ મલીને આચરેલો આચાર, તે ભાવમાર્ગ છે.

આગમઃ–વીતરાગનું વચન તેજ આગમ છે; તેજ આપ્ત વચન છે. તીર્થંકર ભગવંતના સર્વદોષ ક્ષય થયા છે. તેમણે મોહને જીતેલો છે, તેથી તે વીતરાગ છે. વીતરાગ કદી પણ જુઠું બોલે નહિ, કેમકે તેમને જુઠું બોલવાનું કંઇ પણ કારણ અસ્તિત્વમાં નથી

નીતિ–ઉત્સર્ગોપવાદ રૂપ શુદ્ધ સંયમ પાળાવનો ઉપાય તે માર્ગ. જગતમાં અંતરાત્માનુ વચનજ પ્રવર્તક અને નિવર્તક છે, અને ધર્મ પણ એના આધારે છે. માટે તે મુનિંદ્ર પ્રવચનજ પ્રથમ પ્રમાણુ છે. જો એ પ્રવચન હૃદયમાં હોય તો નિયમા સકળ અર્થની સિદ્ધિ થાય છે.

સંવિજ્ઞ–મોક્ષના અભિલાષીને સંવેગ હોય બીજાને ન હોય એવા ગીતાર્થ પુરૂષોએ જે ક્રિયા આચરી તે પણ માર્ગ છે જેમનો વ્યવહાર અશુધ્ધ છે, એવા પાર્શ્વસ્થ પ્રમાદી ઘણાઓએ અંગીકાર કરી આચરેલું હોય તો તે અપ્રમાણ છે. ઘણા કહેવાનું કારણ એ છે કે, એકાદ સંવિજ્ઞ વખતે અનાભોગ અને અનવબોધ વિગેરેથી ખોટુ આચરે માટે તે એકલા અપ્રમાણ-છે; સંવિજ્ઞ ઘણામાં તેવા પ્રકારનો દોષ આવવાનો સંભવ નથી. તેથીજ ઉભયાનુસારિણી એટલે આગમની અને ઘણા સંવિજ્ઞોએ અંગીકાર કરેલી, અમલમાં મુકેલી જે ક્રિયા, તેજ માર્ગાનુસારિણી ક્રિયા છે. જેના વડે દોષો અટકાવાય, અને પૂર્વનાં કર્મ ક્ષય થાય, તેજ મોક્ષનો ઉપાય છે. દાખલા તરીકે ઔષધ રોગોની અવસ્થા પ્રમાણે જુદાં જુદાં અપાય છે. તેજ પ્રમાણે આગમ વચન લક્ષમાં રાખીને, દ્રવ્ય-ક્ષેત્ર-કાળ ભાવ, તથા પુરૂષાદિકની યોગ્યતા વિચારીને સંયમની વૃદ્ધિ કરનારૂ હોય, તેજ સંવિજ્ઞ ગીતાર્થ પુરૂષો આચરે છે, અને તેને બીજા સંવિજ્ઞગીતાર્થ પુરૂષો પ્રમાણ કરે છે. તેથી તે માર્ગ કહેવાય છે.

૧ આગમવ્યવહાર, ૨ શ્રુતવ્યવહાર; ૩ આજ્ઞાવ્યવહાર; ૫ અને જીવ વ્યવહાર. આ પાંચ પ્રકારના વ્યવહાર છે.

જેનો સૂત્રમાં સર્વથા નિષેધ કરેલો ન હોય, અને જીવવધનો હેતુ ન હોય, તે સર્વ ચારિત્રવંતોએ પ્રમાણ કરવું. કાર્યને અવલંબીને ગીતાર્થો જે કંઇ થોડો અપરાધ અને બહુ ગુણવાળુ કામ આચરે છે, તે પણ સર્વને પ્રમાણ હોય છે. જે સુખશીળ જનોએ ગુરૂ લાઘવનો વિચાર કર્યા વગર, પ્રમાદરૂપ હિંસાવાળું કાર્ય આચરેલું હોય, તેને ચારિત્રવાન પુરૂષો સેવતા નથી. જેમકે શ્રાવકોમાં મમતા કરવી, શરીર શોભા માટે અશુદ્ધ વસ્ત્ર, પાત્ર તથા આહાર ગ્રહણ કરવાં, કાયમપણે દીધેલી વસ્તી ( મકાન ) કબુલ રાખવી તથા ગાદલા તકીયા વિગેરે વાપરવા ઇત્યાદિક અનેક પ્રકારનું સાધુ જનોએ અસમંજસ ચેષ્ટિત આલોકમાં ઘણા જનોએ આચર્યું હોય, તો પણ તે શુદ્ધચારિત્રવાનો એ પ્રમાણ કરવું નહિ.

ગીતાર્થ, પરતંત્રતામાં રહીને ઉપર જણાવ્યા પ્રમાણે બે જાતના માર્ગને અનુસરનારજ, ભાવયતિ કહી શકાય. આવા પ્રકારનું ચારિત્ર ( માર્ગ ) દુઃપ્રસહ આચાર્ય સુધી રહેશે.

તાત્પર્ય એ છે કે આગમ નીતિ, અને આગમાનુસારી વૃદ્ધ સમાચારી, એ બે ભેદવાળા માર્ગને અનુસરનાર—તે પ્રમાણે ચાલનારજ સાધુ છે.

આ પ્રમાણે ભાવ સાધુના પ્રથમ લિંગનું સ્વરૂપ છે.

૨ બીજુલિંગ—ધર્મમાં પ્રવર શ્રદ્ધા એટલે તીવ્રાભિલાષ. તેનું સ્વરૂપ આ પ્રમાણે છે. ૧ વિધિસેવા, ૨ અતૃપ્તિ, ૩ શુધ્ધ દેશના, ૪ સ્ખલિતની પરિશુધ્ધિ. આવા ભેદવાળી ધર્મ ઉપર તીવ્રઅભિલાષા, એટલે કે કર્મના ક્ષયોપશમ અને સમ્યક્જ્ઞાનથી શ્રુતજ્ઞાન તથા ચારિત્ર રૂપ ધર્મારાધન સંબંધી પ્રબલ શ્રધ્ધા. એક બીજુ લિંગ છે. (૧) વિધિસેવાઃ—શ્રદ્ધાળુ પુરૂષ શક્તિમાન્ હોય ત્યાં સુધી વિધિ પૂર્વક અનુષ્ઠાન કરે છે; અને જો દ્રવ્યાદિકના દોષથી તેમ કરતાં અટકે, તોપણ પક્ષપાતતો વિધિ તરફજ રાખે છે. જેમકે નિરોગી રસજ્ઞ કંઇ અધમઅવસ્થા પામતાં અશુભ અન્ન ખાય, તો તેમાં તે

રાજી રહેતો નથી; પણ તેને તો ખાસ કરીને શુભ ભોજનનીજ લાલસા રહે છે.

(૨) અતૃપ્તિઃ–જ્ઞાન અને ચરણમાં શ્રદ્ધાના યોગે કરીને કદાપિ તૃપ્તિ ન પામે; અને વૈયાવૃત તથા તપ વિગેરેમાં પોતાના વીર્ય પ્રમાણે યત્ન કરે. જ્ઞાન અને ચારિત્રના વિષે, જેટલાથી સંયમાનુષ્ઠાન ચાલે, તેટલું ભણી લીધું છે એટલે બસ છે, એમ ચિંતવીને જ્ઞાનાદિમાં પ્રમાદિ ન થાય; પણ નવીન શ્રુતસંપદા ઉપાર્જન કરવાને વિશેષ ઉત્સાહવાળો રહે. એટલે કે જેમ જેમ અતિશય રસ પ્રસરવાની સાથે અપૂર્વ શ્રુત અવગાહે,તેમ તેમ મુનિ નવા નવા સંવેગ શ્રદ્ધાથી રાજી થયા કરે. શ્રુતનો અર્થ જીનેશ્વરોએ કહેલો છે, અને મહાબુદ્ધિવંત ગણધરોએ સૂત્રમાં તેની રચના કરેલી છે તે સંવેગાદિક ગુણોની વૃદ્ધિ ઉપજાવનાર અને તીર્થંકરનામકર્મ બાંધવાનું કારણભૂત, નવીન જ્ઞાનનું હમેશાં વિધિપૂર્વક સંપાદન કરતા રહેવું જોઇએ.

વળી ચારિત્રની બાબતમાં વિશુદ્ધ, વિશુદ્ધતર સંયમસ્થાન પામવા માટે, સદ્‌ભાવપૂર્વક સઘળું અનુષ્ઠાન ઉપયોગ સહિત કરવું; કારણ કે અપ્રમાદે કરેલા સાધુના સઘળા વ્યવહાર ઉત્તરોત્તર સંયમની પ્રાપ્તિ કરાવી કેવળજ્ઞાન પમાડે છે.

(૩) શુદ્ધ દેશના–સુગુરૂની પાસે રૂડી રીતે સિદ્ધાંતના પદોનો તત્વાર્થ જાણીને, તેમની અનુજ્ઞા મેળવી, સુજ્ઞપુરૂષે મધ્યસ્થ રહી દેશના આપવી. પાત્રનું સ્વરૂપ ઓળખી, તેના અનુગ્રહના કારણ એવા ભાવને વધારનારૂં, સૂત્રમાં જે કહેલું હોય તેટલુંજ પ્રરૂપવું. ઉન્માર્ગનું વર્જન કરવું. કોઇ પણ દાનપાત્રમાં આપ્યું હોય, તોજ તેના દેનારાઓને હિતકારી થાય છે, નહિં તો અનર્થ કરનારૂ થઇ પડે છે.સૂત્રદાન તો બધા કરતાં ઉત્તમ છે,માટે આ શ્રુતદાનને તો ખાસ કરીને તત્વજ્ઞ પુરૂષોએ અપાત્રમાં નહી આપવું, એજ વિશુદ્ધ દેશના છે.

દેશના આપનારે પ્રથમ ગીતાર્થ આચાર્ય પાસે, પુર્વાપર

પર્યાલોચનાપૂર્વક સિદ્ધાંતના પદોનો પરમાર્થ જાણવો જોઇએ. પદ, વાકય, મહા વાકય અને યદમપર્વ એ ચાર વસ્તુથી શ્રુતનો ભાવ જાણવો. એ ચાર સંપૂર્ણ થતાં ભાવ સમજાય છે. તે શીવાય વખતે વિપર્યાસ પણ થઇ જાય, અને વિપર્યાસ એ નિયમા અનિષ્ટ ફળ આપનાર છે. ગુરૂની આજ્ઞા મેળવી દેશના કરવી; (નહિ કે વાચાલપણા તથા અસ્થિરપણાથી સ્વતંત્રરીતે ) એવી રીતે ધર્મ ધનને લાયક અને મધ્યસ્થ એટલે સ્વપક્ષ અને પરપક્ષમાં રાગ દ્વેષ રહિત રહીને સદ્ભુત વાદી થઇને દેશના આપવી.

દેશના સાંભળનારના ત્રણ પ્રકારછે. ૧ બાલ; ૨ મધ્યમ બુદ્ધિ; ૩ બુધ્ધ;

(૧) બાલ હોય તે લિંગ જુએ છે. બરોબર લોચ કરવો, પગ ઊઘાડા રાખવા, જમીન ઉપર સુવું, રાત્રે ફક્ત બે પહોર સુવું,શીત ઉષ્ણ સહન કરવાં, છઠ અઠમ વિગેરે અનેક પ્રકારનું બાહ્ય તપ, મહાકષ્ટ, અલ્પ ઉપકરણ ધારવા તે તથા તેની શુદ્ધતા, મોટી પિંડ વિશુદ્ધિ, અનેક પ્રકારના દ્રવ્યાદિક નિયમ, વિકૃતિ ત્યાગ, એક સિકથ વિગેરેથી નિયમિત પારણું, અનિયત વિહાર; નિરંતર કાયોત્સર્ગ વિગેરે કરવા;ઇત્યાદિક બાહય પ્રવૃત્તિ તે બાહ્ય લિંગ છે. બાલ જીવોને તેથી બોધ થાય છે.

(૨) મધ્યમ બુદ્ધિવાળાને ઇર્યા સમિતિ વગેરે ત્રિકોટિ પરિશુદ્ધિ અને આદિઅંત તથા મધ્યમાં હિતકારક સાધુનો આચાર કહી બતાવવો પરમ કલ્યાણને ઇચ્છતા સાધુઓએ પ્રવચનની માતાની માફક આઠ માતાઓ નિરંતર સંભાળવી. એ પ્રવચનમાતાઓ સહિત સાધુને નિયમા સંસારનું ભય રહેતું નથી. વળી વિધિએ કરીને આગમને ગ્રહણ કરવું. તે ફળ આપે છે. બહુમાનપૂર્વક નિર્મળ આશય રાખીને ગુરૂના પરતંત્રપણે રહેવું, તેજ પરમ ગુરૂ પામવાનું બીજ છે; અને તેથીજ મોક્ષ થાય છે. ઇત્યાદિ સાધુનો આચાર મધ્યમ બુદ્ધિવાળાને હમેશાં કહી સંભળાવવો.

(૩) બુદ્ધ-જ્ઞાનવાનને ભાવ પ્રધાન આગમ તત્વ સમજાવવું. આગમવચન આરાધનમાં ધર્મ છે, અને તેના ઉત્થાપનમાં અધર્મ છે; એ ધર્મનું ગૂઢ રહસ્ય છે; અને ધર્મનો નિકર્ષ છે. ઇત્યાદિ વાતો બુદ્ધનેજ કહેવી.

(૧) પારિણામિક (૨) અપારિણામિક. અને (૩) અતિપારિણામિક. એ ભેદોવડે પાત્ર ત્રણ પ્રકારના છે.ઇત્યાદિક પાત્રનું સ્વરૂપ સમજીને શ્રદ્ધાવંત પુરૂષ, તે પાત્રના અનુગ્રહનો હેતુ એટલે ઉપકારક જે ભાવ, એટલે શુભ પરિણામની વૃદ્ધિ કરનાર જે આગમોક્ત હોય, તેની પ્રરૂપણા કરે અને ઉન્માર્ગ એટલે મોક્ષથી પ્રતિકૂળ વાટ તેને દુરથી વર્જે.

મતલબ એ છે કે સમ્યક્‌રીતે પાત્રનું સ્વરૂપ સમજીને, તેના ભાવને વધારનારી, અનુવૃત્યાદિક દોષથી રહિત, અને સિદ્ધાંતના માર્ગને અનુસરતી દેશના કરવી.

પાત્ર—જે જીવાદિ પદાર્થનો જાણનાર હોઇ, સમભાવથી સર્વ જીવોની રક્ષા કરવામાં ઉજમાળ હોય, તે યતિ દાન દેનારને પાત્રછે.

કુપાત્ર—આશ્રવ પાપના દ્વારને ખુલ્લાં રાખનાર કુપાત્ર છે. એવા કુપાત્રને દીધેલું દાન અનર્થજનક એટલે સંસાર વધારનાર થાય છે.

દેશનાદિ રૂપ શ્રુતદાન તો પ્રધાન દાન છે.

(૪) સ્ખલિત પરિશુદ્ધિ-પ્રમાદ વિગેરેથી ચારિત્રમાં કોઇ રીતે અતિચાર, મળ, કલંક લાગ્યો હોય, તો તેને પણ વિમળશ્રદ્ધાવાન મુનિઓએ વિકટના ( આલોચના ) થી શુદ્ધિ કરવી જોઇએ.

જે વ્રતગ્રહણથી માંડીને અખંડિત ચારિત્રવાળો અને ગીતાર્થ હોય, તેની પાસેજ સમ્યક્ત્વ વ્રત તથા પ્રાયશ્ચિત લેવાં જોઇએ.

એવા ગુરૂ પાસે લાજ, ગૌરવ ( માન ) તથા ભય વિગેરે મેલીને, સઘળાં 'ભાવશલ્ય કાઢવાં જોઇએ.' તે એવી રીતે કે જેમ

બાલક સરળ રહીને કાર્ય અકાર્ય કહી દે છે, તેમ માયામદ છોડીને તેવી રીતેજ ગુરૂ પાસે આલોચના લે.

આલોચના લેવાથી પાપ હલકા થાય, આલ્હાદ થાય, સ્વપરની પાપથી નિવૃત્તિ થાય, ઋજુતા કાયમ રહે, શોધિ થાય, દુષ્કર કરણ થાય, કોમળ પરિણામ થાય અને નિઃશલ્યપણું થાય. એ શોધિ-સ્ખલિત પરિશુદ્ધિના ગુણો છે.

આલોચના લેવાના પરિણામથી ગુરૂ પાસે આવવા નિકળ્યો, ત્યાંથી જો વચ્ચે માર્ગમાંજ કાળ કરે તોપણ તે આરાધકજ છે. ગુરૂ પાસે આવી તે પોતના દોષ પ્રગટ કરે, તે જો મોક્ષે ન જાય, તો પણ તે દેવગતિ તો અવશ્ય પામે.

શલ્ય સહિત સાધુ કર્મજય કરવાને સમર્થ થઇ શકશે નહી.

નજીવી ભુલ થાય તો પણ નિઃશલ્યપણે આલોચના લેવી જોઇએ, કેજેથી સકળ કર્મને દુર કરી સિધ્ધિ પદ મેળવવાની સરળતા થાય.

એ પ્રમાણે બીજા લિંગના પેટા ભેદો છે. આવી પ્રવર શ્રદ્ધા ભાવસાધુનેજ હોય છે, અને તેના સદ્ભાવથી તે પ્રજ્ઞાપનીય થાયછે.

( ૩ ) ત્રીજુ લિંગ-પ્રજ્ઞાપનિય-એટલે અસદ્ગ્રહથી રહિત.

મતિમોહના મહિમાથી ચારિત્રવંતને પણ અસદ્ગ્રહ હોઇ શકે; કારણ કે વિધિ, ઉદ્યમ, વર્ણક, ભય-ઉત્સર્ગ, અપવાદ, તદ્ભય, એ બાબતનાં બહુ પ્રકારનાં ગંભીર ભાવવાળાં સૂત્રો આ જિનશાસનમાં રહેલાં છે.. એ સૂત્રો અનેક પ્રકારનાં છે, એટલે કે સ્વસમય, પરસમય, નિશ્ચય, વ્યવહાર, જ્ઞાન, ક્રિયા, વિગેરે બાબતોને, તેમજ તે તે નયના અભિપ્રાયને જણવનારા, અને સિદ્ધાંતની બાબતમાં ગંભીર ભાવવાળાં છે, જેનો અભિપ્રાય મહાબુદ્ધિવાન પુરૂષોજ સમજી શકે તેમ છે તેથી તેમના તે વિષય-વિભાગને જ્ઞાનાવરણ કર્મના ઉદયથી નહિ જાણી શકનાર જીવ મુઝાઇ પડે

છે, અને તેથી તે પોતાને તથા પરને અસદ્ગ્રહ નિપજાવે છે. તેવા પ્રકારના શિષ્ય, જો તે અર્થિ અને વિનીત હોય, અને તે પ્રજ્ઞાપના કરવા લાયક જણાય, તો તેવા મૂઢને પણ સંવિજ્ઞ પૂજ્ય પુરૂષો પરોપકાર કરવામાં રસિયા હોવાથી, અનુકંપા બુદ્ધિથી આગમમાં કહેલી યુક્તિઓથી સમજાવે છે; અને તે શિષ્ય પણ અસદ્ગ્રહ છોડીને સરળ ભાવથી સુખે કરીને વિશુદ્ધ દર્શન અને ચારિત્ર આરાધવાને સમર્થ થઇ શકે છે.

પ્રત્યેક કાર્યની સિદ્ધિમાં, કાળ, સ્વભાવ, નિયતિ, પૂર્વકૃત, અને પુરૂષાકાર, એમ પાંચ કારણ રહેલાં છે. એ પાંચ કારણને જુદાં માનતાં મિથ્યાત્વ લાગે છે, અને સાથે માનતાં સમ્યક્ત્વ રહે છે.

ચતુર્થજ્ઞાની તીર્થંકરો જાણેજ છે કે, અમારે નક્કી સિદ્ધમાં જવાનું છે, છતાં પણ બળ વીર્ય ગોપવ્યા વગર પૂરતા જોરથી ઉદ્યમ કરતા રહે છે. સંસાર સાગરના કિનારે પહોંચેલા તીર્થંકરો પણ ઉદ્યમ કરે છે, તો પછી બીજાએ તો એ પાંચ કારણ ધ્યાનમાં રાખી અસદ્ગ્રહમાં પડવું નહિ જોઇએ.

આ પ્રજ્ઞાપનીયપણું એ ભાવ સાધુનું ત્રીજુ લિંગ છે.

(૪) ચોથુ લિંગઃ ક્રિયાઓમાં અપ્રમાદપણું. વ્રતમાં સ્ખલિત ન કરે, સમિતિ ગુપ્તિમાં ઉપયોગ રાખે, પાપના હેતુ પ્રમાદાચરણને સ્થિર ચિત્તે વર્જે. સર્વ ક્રિયાને વખતસર અન્યુનાધિક બીજી ક્રિયા છોડીને સૂત્રના અનુસારે આચરે, તે અપ્રમાદિ ચારિત્રવાન જાણવો. સુગતિ એટલે સિદ્ધિ ગતિનું નિમિત્ત કારણ ચારિત્ર ( યતિ ધર્મ ) છે; અને છકાયનું રક્ષણ કરવું એજ ચારિત્ર છે, તેથી તેનું આરાધન વિકથાદિ પ્રમાદમાં નહિ ફસાતાં, સારી રીતે કરવું.

પ્રવજ્યાનુ વિધાની માફક અપ્રમાદપણે પાલન કરવામાં આવે, તોજ તે સિદ્ધિનું કારણ બને છે, નહિ તો પ્રમાદ પણે સેવે તો એ ભારે નુકસાન કરે છે.

પ્રમત્તની પડિલેહણા વિગેરે ચેષ્ટા છ કાયની ઘાતકરનારી નીવડે છે, માટે સુવિહિત મુનિઓએ અપ્રમાદિ થવું જોઇએ.

પાંચમું લિંગ–શક્યાનુષ્ઠાનનો પ્રારંભ.

સંઘયણ વિગેરેને અનુરૂપ શક્યઅનુષ્ઠાનનો કે જે બહુ લાભ આપનાર, અને ઓછા નુકશાનવાળું હોય, તેનોજ શ્રુતના સારને જાણનાર સુયતિઓએ આરંભ કરવો. જેમ તેને બહુ સાધી શકે; અને જેનાથી ખાસ કરીને અસંયમમાં પડી ન જાય, તથા બીજા ઘણા જનોને તેમાં પ્રવર્તાવી શકે, તે રીતે વિશેષ ક્રિયા કરવી. શક્યમાં પ્રમાદ ન કરવો, અને અશક્ય કાર્યમાં પ્રવૃત્તિ ન કરવી, એ રીતે શક્યારંભ થાય.એવા પુરૂષો એ રીતે વિશુદ્ધ ચારિત્રને વધારી શકે છે. જે કોઇ ગુરૂની અવજ્ઞા કરીને, અશક્ય અનુષ્ઠાનને પણ કરવા માંડે, તે સમ્યક્ આરંભવાળો ન ગણાય, કેમકે તેમ કરવું એ મતિમોહ છે. આજ્ઞામાં વર્તવું એજ પ્રભુની મૂખ્ય આરાધના છે.

ગુરૂની આજ્ઞાએ શાસનની ઉન્નતિ કરનાર અને લબ્ધિ કે ખ્યાતિની અપેક્ષા નહિ રાખનાર સાધુનું અધિક તપ, કર્મ, તથા આતાપનાદિકનું કરવું, તે તો વીર્યાચારની આરાધના રૂપે હોઇને ફાયદાકારકજ થાય છે.

છઠું લિંગ ગુણાનુરાગ–શુદ્ધ ચારિત્રવાળાને ગુણોમાં નિયમા પ્રવર રાગ થાય છે. તેથી તે ગુણોને મલિન કરનાર દોષોનો ત્યાગ કરે છે. ગુણાનુરાગનું લિંગ-પરમાં રહેલા લેશ ગુણને પણ મહાન્ ગુણની બુદ્ધિએ તે પ્રશંસે છે, અને લવ જેટલા દોષ વડે પોતાના ગુણોને નિર્ગુણ ગણે છે.

સંપ્રાપ્ત થએલા ગુણને પાળતા રહેવું, અધિક ગુણવાનનો સંગ થતાં પ્રમોદ પામવો, અને ભાવપૂર્વક ઉદ્યમ કરવો; કેમકે તેથી બહુ કિંમતી ગુણરૂપી રત્નોને પ્રાપ્ત કરવાની જીજ્ઞાસા ઉત્પન્ન થાય છે.

આવા ગુણાનુરાગીને સગો શિષ્ય, ઉપકારી કે ગચ્છવાળો, જે કોઈ ગુણહીન હોય તેના ઉપર નિયમા પ્રતિબંધ—રાગ—હોતો નથી.

ત્યારે ચારિત્રવાળાએ સ્વજનાદિકનું શું કરવું ?

કેવળ કરૂણા લાવીને, તેમને પણ શુદ્ધમાર્ગમાં લાવવા શીખામણ આપવી; અને જો તેઓ અત્યંત અયોગ્ય જણાય તો તેમના પર વિરક્ત દૃષ્ટિ રાખીને તેમની ઉપેક્ષા કરવી.

ગુણાનુરાગનું ફળ.

**“ ઉત્તમ ગુણોના અનુરાગથી કાળાદિકના દોષે કરીને, કદી આભવમાં ગુણ સંપદા નહિ મેલે, તો પણ પરભવમાં ભવ્યજીવોને દુર્લભ નહિ થાય. મતલબ સહજથી તે પ્રાપ્ત થશે**

૭ સાતમું લિંગ- ગુર્વાજ્ઞારાધન. ગુરૂના ચરણની સેવામાં લાગેલો રહી, ગુરૂની આજ્ઞા આરાધવામાં તત્પર રહે. ચારિત્રનો ભાર ઉપાડવાને સમર્થ હોય તેનેજ યતિ જાણવો; અન્યથા નિયમા નહિ.

આચાગંગસૂત્રના પહેલાજ સૂત્રમાં ગુરૂકુલવાસ સર્વ ગુણોનું મૂળ જણાવેલ છે. માટે ચારિત્રાર્થી પુરૂષે અવશ્ય ગુરૂકુળમાં વસવું

એનો પરિત્યાગ કરી શુદ્ધ ભિક્ષા વિગેરે કરે તો પણ તેને સારી કહી નથી; અને ગુરૂની આજ્ઞામાં રહેનારને કદી આધાકર્મિક મળે તો પણ તે પરિશુદ્ધજ કહેવાય છે. ગુરૂની આજ્ઞા માનનારની વિશેષ પ્રશંસા થાય છે, તે માટે ધન્યપુરૂષ જ્ઞાનાદિ ગુણરૂપ મણિઓની ખાણ સમાન ગુરૂની આજ્ઞાને છોડતો નથી, પણ હમેશાં આનંદિત મન રાખે છે, અને પોતાને કૃતજ્ઞ ભાવે ( માને ) છે.

સૂત્રમાં ગુણવાનનેજ યથાર્થ ગુરૂ શબ્દનો પાત્ર ગણેલો છે. બાકી ગુણમાં દરિદ્રી હોય, તેને યથાર્થ ફળનો આપનાર ગણ્યો નથી.

મૂળ ગુણથી સહિત ગુરૂ દોષલવથી છોડવા લાયક નથી. તેમને તો મીઠી રીતે યથોક્ત ગુણોમાં ચઢાવવા; તેથી સાધુને ગુરૂનું બહુમાન, કૃતજ્ઞતા, સકળગચ્છમાં ગુણની વૃદ્ધિ અને અનવસ્થાનો પરિહાર, એ વિગેરે ગુણો થાય છે. એથી ઉલટી રીતે ચાલવાથી શું થાય ? અન્યથા ઉક્ત ગુણોનો વિપર્યય થાય છે. પોતાને અભિમાન (પોતાનામાં હુંશીયારીપણાનું અભિમાન ) થાય છે. લોકોનો અવિશ્વાસ થાય છે, અને બોધિનો વિઘાત થાય છે.

( હાલ નિગ્રંથ, સ્નાતક અને પુલાક એ ત્રણ પ્રકારના સાધુઓનો વિચ્છેદ છે. ) બકુશ અને કુશીળ સાધુ તીર્થપર્યંત રહેશે.

બકુશ અને કુશીળો તીર્થ છે, અને તેઓમાં દોષોના લવ (અંશ) અવશ્ય સંભવે છે. તેથી તો જો તેમનાવડે (દોષના લીધે) તે વર્જનિય હોય, તો અવર્જનિય કોઇ રહેશે નહિ. આ રીતે પરમાર્થને સમજેલા મધ્યસ્થ જનો પોતાના ગુરૂને મુકતા નથી, કેમકે સર્વગુણોનો યોગ પોતામા પણ તેઓ દેખતા નથી. એવા ગુરૂને હિલનાર, નિંદનાર, તથા તેની સંભાળ નહિ લેનારને, સૂત્રમાં પાપશ્રમણ તથા મહામોહનો બાંધનાર કહ્યો છે.

સવિશેષપણે ઉદ્યત થતો, પણ જો શિષ્ય તેમની અવજ્ઞાનું રૂડી રીતે વર્જન કરે, તો દર્શનશુદ્ધિ થવાથી તે સાધુ શુદ્ધ ચારિત્ર પામે.

આ પ્રમાણે સાતલક્ષણોને ધરનાર ચારિત્રી થાય છે, અને તેજ નિયમા કલ્યાણની પરંપરાના લાભના યોગે કરીને શીવ સુખ પામશે.

આ પ્રમાણે બન્ને પ્રકારના ધર્મરત્નને પુરતી રીતે તેજ માણસ ગ્રહણ કરી શકે, કે જેના પાસે એકવીશ ગુણની સંપદા કાયમ હોય.

ભગવંત મહાવીર દેવના શાસનમાં તેમના અગીયાર ગણધરો ઉપરાંત ૧૪૦૦૦ સાધુની સંપદા હતી. તે સાધુઓ સર્વ ઉત્તમ આચારના પાળવાવાળા હતા. તેમાંથી કેટલાકના ચરિત્રો આ પ્રક-

રણમાં આપ્યા છે, કારણ, ભગવંતના શાસનના સાધુ, સાધવી, શ્રાવક અને શ્રાવિકાઓ, ભગવંતથી ઉપદેશ પામી, ભગવંતના સહવાસમાં આવી, આત્મકલ્યાણના ભાગીદાર થયા. તેથી તેમના વૃત્તાંતો ભગવંતના ચરિત્ર સાથે સંબંધ ધરાવે છે. તેઓનું આત્મ-કલ્યાણ કરવાની પ્રભુની ભાવના એજ તેમનું લક્ષ્યબિંદુ હતું. કેટલાક સામાન્યગુણવાળા કે પાપાચરણ સેવનારા પણ, પ્રભુના ઉપદેશથી પાપાચરણનો ત્યાગ કરી, ચારિત્ર અંગીકાર કરી, પોતાના જીવનને ઉંચ કોટીનું બનાવી ગયા છે. એજ પ્રભુના ગુણો અને ચારિત્રનો મહિમા છે. તેથી તેવો લાભ મેળવનારના ટુંક વૃત્તાંત આપવા જરૂરના જણાયાથી, તે આ પ્રકરણમાં આપવામાં આવ્યા છે. ભગવંતના શાસનમાં તો ઘણા સાધુઓ હતા; તેમાંથી વાનગી તરીકે થોડાઓનું વૃત્તાંત આપ્યું છે.

**આર્દ્રકુમાર.**

તે કાળમાં સમુદ્રના મધ્ય પ્રદેશમાં આર્દ્રક નામનો દેશ હતો. તેમાં આર્દ્રક નામનું નગર હતું. તેના રાજા આર્દ્રકને આર્દ્રકુમાર નામે પુત્ર હતો. તે યુવાવસ્થાને લાયક થઇ તેના લાયક ભોગ ભોગવતો હતો. શ્રેણિક રાજાના પુત્ર અને મંત્રી અભયકુમાર હતા. આર્દ્રકુમાર અનાર્ય દેશમાં ઉત્પન્ન થએલા હતા, છતાં તેમને અભયકુમાર સાથે મૈત્રી બંધાઇ અને સ્નેહના વશથી ઉત્તમ વસ્તુઓ ભેટ મોકલી. અભયકુમાર જૈનશાસ્ત્ર જ્ઞાનમાં કુશળ હતા. બુધ્ધિના નિધાન જેવા તે અભયકુમારને વિચાર થયો કે, સાધુ ધર્મની વિરાધના કરવાથી તે અનાર્ય દેશમાં ઉત્પન્ન થયા હશે. પણ તે મહાત્મા આસન્નભવ્ય-નિકટભવી-હોવો જોઇએ; કારણકે અભવ્ય અને દુર્ભવ્યને મારી સાથે પ્રીતિ કરવાની ઇચ્છા થાયજ નહી. પ્રાયઃ સમાન પુણ્ય-પાપવાળા પ્રાણીઓનેજ પ્રીતિ થાય છે, તેઓના સ્વભાવમાં મળતાપણું હોય છે. સમાન વય, સમાન ગુણ, અને સમાન વિચારવાળાની સાથે મૈત્રી થાય છે, તો તે ટકી

રહે છે. અભયકુમારને તેને આર્યદેશમાં લાવી, ધર્મ પમાડી તેના આત્માનું કલ્યાણ કરવાનો વિચાર થયો. જે પોતાના સહ વાસ અને વિચારોથી ધર્મ,નીતિ અને ન્યાયના માર્ગે જોડે તેજ મીત્ર કોટીમાં આવી શકે છે. જીવનમાં સારા મીત્ર મળવા એ પણ પુણ્યની નિસાની છે. સારો સંગ અને સત્શાસ્ત્રઅભ્યાસ એ જીવને ઉંચ કોટીમાં લઇ જવાના નિમિત્ત કારણો છે. અભયકુમારે મહાન્ આચાર્યે પ્રતિષ્ઠિત કરેલી એક ઉત્તમ રત્નમયી શ્રી આદિશ્વરભગવંતની પ્રતિમા, એક સુંદર પેટીમાં પધરાવી, તેની સાથે દેવપૂજાના બધા ઉપકરણો મુકયાં. પછી તે પેટીને તાળું દેઇને મહોર છાપ કરી, આર્દ્ર-કુમાર તરફથી ભેટ લઇ આવનાર નોકરને આપી; અને કહ્યું કે " આ પેટી આર્દ્રકુમારને આપજે, અને તેમને કેહજે કે આ પેટી તમારે એકાંતમાં ખોલવી. બીજા કોઇને તે બતાવવી નહી." તે નોકરે તે પ્રમાણે આર્દ્રકુમારને પેટી આપી અને કુમારે તે ખોલી. પ્રભુપ્રતિમાના દર્શનથી આ શી વસ્તુ છે ? મેં પૂર્વે કોઇ વખત આવી વસ્તુ જોઇ છે ? એવો ઉહાપોહ કરતાં તેમને જાતિ-સ્મરણ જ્ઞાન થયુ. જાતિસ્મરણજ્ઞાન એ મતિજ્ઞાનનો ભેદ છે, અને તેનાથી જીવ પોતાનો પુર્વજન્મ અને કેટલાક ભવ જોઇ શકે છે. તે જ્ઞાનથી આર્દ્રકુમાર જાણી શકયા કે, આ ભવથી ત્રીજા ભવમાં તે એક સમાયિક નામે કણબી હતો. તેણે પોતાની સ્ત્રી બંધુમતિ સાથે દીક્ષા લીધી હતી.દીક્ષા લીધા પછી બન્ને જણે પોતપોતાના ગુરૂ ગુરૂણી સાથે અન્ય અન્ય જુદા જુદા પ્રદેશમાં વિહાર કરી, સાધુ ધર્મનું સેવન કર્યું હતું.કર્મ સંજોગે જયાં તે સમાયિક સાધુ હતા, તે પ્રદેશમાં ફરતા ફરતા બંધુમતિ પોતાની ગુરૂણી સાથે આવી. તેને જોવાથી તે સાધુને પૂર્વની સંસારી અવસ્થામાં તેની સાથે વિષયક્રીડા કરેલી યાદ આવી, અને તેના ઉપર અનુરકત થયા. એ હકીકત પવિત્ર વિચાર વાળી સાધ્વી બંધુમતિના જાણવામાં આવવાથી, સ્વપર કલ્યાણકારક એવું અનશન પોતાની ગુરૂણીની

આજ્ઞાથી અંગીકાર કર્યું અને દેવલોકમાં ગઇ. બંધુમતિએ અનશન કરી કાળ કર્યાના સમાચાર આ સાધુના જાણવામાં આવવાથી, 'ફક્ત વ્રતભંગના ભયથી ગુણી સાધવીએ અનશન કર્યું, અને મેં તો મનથી વ્રતભંગ કર્યું છે, તો મહારે હવે જીવીને શું કરવું છે ?' એવા વિચારથી તેણે પણ અનશન કર્યું, અને દેવગતિમાં ઉત્પન્ન થયા. આ પ્રમાણે તેણે અનશન કર્યું, છતાં પણ તેના મનમાં જે અશુદ્ધ વિચારો ઉત્પન્ન થયા હતા, તે અશુદ્ધ વિચારોના લીધે આત્મામાં લાગેલી મલીનતા દુર કરવા માટે, ગીતાર્થ ગુરૂ પાસે શુદ્ધભાવથી પ્રાયશ્ચિત લેવું જોઇતું હતું તે લીધું નહી. આટલા માનસિક દોષથી તેમણે ચારિત્રની જે વિરાધના કરી હતી, તેના પરિણામે આ ભવમાં તે અશુભ કર્મ ઉદયમાં આવવાથી અનાર્ય દેશમાં અને અનાર્ય કુળમાં ઉત્પન્ન થયા. તેની સાથે તેણે જે શુદ્ધ ચારિત્ર ધર્મની આરાધના કરેલી હતી તેના ફળથી રાજકૂળમાં ઉત્પન્ન થયા, અને અભયકુમાર સાથે મૈત્રી થઇ અને સુયોગ પ્રાપ્ત થતાં જાતિસ્મરણ જ્ઞાન થયું; અને પોતાનું સ્વરૂપ જાણી લીધું. આ પ્રમાણે શુભ અને અશુભ ઉભય કર્મ કેવી રીતે પોત પોતાના ફળવિપાક પ્રાણીને આપે છે, તે વિચારવા જેવું છે. કદાપિ મલિનભાવના ઉત્પન્ન થઇ હોય, તો તેનું પણ શાસ્ત્રોક્ત મર્યાદા પૂર્વક પ્રાયશ્ચિત લઇને પોતાના આત્માને લાગેલી મલીનતા ધોઇ નાખવી જોઇએ આર્દ્રકુમારે પછી દીક્ષા લેવાના ભાવથી, આર્યદેશમાં આવવાના વિચારથી, અભયકુમારનો મળવાના-નિમિત્તથી પિતા પાસે પરવાનગી માગી. પિતા તે આપતા નથી. તેથી આર્દ્રકુમાર ચિંતામાં દીવસો નિર્ગમન કરે છે. રાજાને તે વાતની ખબર પડવાથી, પાંચસો સામંતોને આજ્ઞા કરી કે " તમારે આર્દ્રકુમારને કોઇ પણ દેશાતરે જવા ન દેવો " રાજાની આજ્ઞાથી સામંતો છાયાની જેમ તેમનું પડખું છોડતા નથી. તેમનો વિશ્વાસ ઉત્પન્ન કરી, આર્દ્રકુમાર છુપી રીતે આર્યદેશમાં આવ્યા. શ્રી આદિનાથભગવંતની પ્રતિમા પોતાની સાથે લાવ્યા હતા તે અભય-

કુમાર તરફ મોકલી આપી; અને દ્રવ્ય લાવ્યા હતા તે સાતક્ષેત્ર માં વાપરી પોતાની મેળે યતિલિંગ ધારણ કર્યું. જે વખતે તેમણે સામાયિક ઉચ્ચરવા માંડયું, તે વખતે આકાશમાં રહેલા શાસન દેવોએ ઉંચે સ્વરે કહ્યું કે, " હે મહાસત્વ ! તું દીક્ષા ગ્રહણ કરીશ નહીં, કારણકે અદ્યાપિ તમારે ભોગાવલી કર્મ અવશેષ છે તે ભોગવી લો, અને તે ભોગવી લીધા પછી યોગ્ય સમયે દીક્ષા ગ્રહણ કરજો. ભોગ્યકર્મ તીર્થંકરોને પણ અવશ્ય ભોગવવું પડે છે. તમે હાલ વ્રત અંગીકાર કરવાનું બંધ રાખો." દેવતાના આવાં વચનો છતાં મહા ઉત્સાહવાન્ આર્દ્રકુમારે પોતાની મેળે દીક્ષા ગ્રહણ કરી. તે પ્રત્યેકબુદ્ધ થયા. તીવ્રપણે વ્રતને પાળતા વિહાર કરવા લાગ્યા.

બંધુમતિનો જીવ વસંતપુર નગરના મહાકુળવાન દેવ-દત્ત નામે એક મોટા શેઠને ત્યાં પુત્રી પણે ઉત્પન્ન થયો. તેનું નામ શ્રીમતી રાખવામાં આવ્યું હતું. પ્રત્યેકબુદ્ધ આર્દ્રમુનિ વિહાર કરતા તેજ નગરના ઉદ્યાનમાં કોઇ દેવાલયમાં કાયોત્સર્ગે રહ્યા ત્યાં શ્રીમતી આવી પહોંચી કાર્યોત્સર્ગમાં રહેલા મુનિનો પોતે પતિ તરીકે અંગીકાર કર્યો. મુનિ ત્યાંથી વિહાર કરી જાય છે. શ્રીમતી લાયક ઉમરની થવાથી, તેના પિતા તેના લાયકના વરની યોજના કરે છે તે વખતે મુનિને પોતે અંગીકાર કર્યાની હકીકત તેને યાદ આપી જણાવ્યું કે, "રાજાઓ એકજ વાર બોલે, તેમ મુનિઓ પણ એકજ વાર વદે, અને કન્યાઓ પણ એકજ વાર અપાય. આ ત્રણે વ તો એકજ વાર થાય" કાલાન્તરે દીક્ષાનો ભ્રમ થવાથી ફરી આર્દ્રમુનિ તેજ નગરમાં આવી ચઢે છે. શ્રીમતી તેમને ઓળખે છે, અને શેઠ તથા તે નગરના રાજાના આગ્રહથી શ્રીમતી સાથે ગૃહસંસારમા જોડાય છે. તેમનાથી શ્રીમતીને એક પુત્ર થયો. સ્ત્રી અને પુત્રના આગ્રહથી કેટલોક કાળ સંસારમાં રહ્યા પછી, વૈરાગ્ય ભાવના જાગે છે એક વખત રાત્રીના પાછલા પહોરે તે આ પ્રમાણે વિચારે છે. " અહો ! આ સંસાર રૂપ કુવામાંથી નીકળવાને મેં દોરીની જેમ વ્રતનું આલંબન કર્યું, અને પાછું તેને છોડી દઇને

હું તેમાજ પાછો પડયો. પૂર્વ જન્મમાંતો મેં ફક્ત મનથીજ વ્રત ભાગ્યું હતું, તેથી મને અનાર્યપણું પ્રાપ્ત થયું, અને આ ભવમાં તો ત્રીકરણ યોગેવ્રત ભાગ્યું છે;ત્યારે મારી શી ગતિ થશે ? અસ્તુ. હજુ પણ દીક્ષા લેઇ તપ રૂપ અગ્નિથી શૌચ વસ્ત્રની જેમ આત્માને નિર્મળ બનાવું." આ પ્રમાણે વિચાર કરી પ્રાતઃકાળમાં શ્રીમતીને સમજાવી યતિલિંગ ધારણ કરી, તે વૈરાગ્યવાન મુનિ ઘરમાંથી ચાલી નિકળ્યા. જે પાંચસો સામંતો તેમના ઉપર દેખરેખ રાખતા હતા, તે રાજાના ભયથી આર્યદેશમાં આવી, જંગલમાં રહી ચોરી વિગેરે હલકો ધંધો કરી, ગુજરાન કરતા હતા. તેમને આર્દ્રમુનિએ ઓળખી સમજાવી તેમની ઇચ્છાથી તે પાંચસોને દીક્ષા આપી, પોતાની સાથે લઇ શ્રી વીરપ્રભુને વાંદવાને રાજગૃહ નગર તરફ આર્દ્રમુનિ ચાલ્યા. રસ્તામાં હસ્તિતાપસોનો આશ્રમ હતો. તેઓનો એવો મત હતો કે, એક મોટા હાથીને મારી નાખવો, ને તેના માંસથી ઘણા દિવસો નિર્ગમન કરવા, જેથી ઘણાં જીવોનો તથા ધાન્યના જીવોનો બચાવ થાય. આવા દયા ભાવ ધર્મવાળા તાપસોએ એક હસ્તિને મારવાને માટે તે આશ્રમમાં બાંધ્યો હતો. દયાળુ આર્દ્રમુનિ પાંચસો મુનિના પરિવાર સહ હાથીને બાંધેલો હતો, તે રસ્તેથી વિહાર કરી જતા હતા. તે વખતે મુનિને વંદન કરવાની હાથીને ભાવના થઇ. મુનિ દર્શન અને તેમના પ્રભાવથી તેના બંધન એકાએક ત્રુટી ગયા. તે મુનિની પાસે જઇ, કુંભસ્થળ નમાવીને મુનિને પ્રણામ કરી,સુંઢથી મુનિના ચરણને સ્પર્શ કરી, તે હાથી જંગલમાં ચાલ્યો ગયો. મુનિના આવા અદ્ભુત પ્રભાવથી અને હાથીના ભાગી જવાથી તાપસો મુનિ ઉપર ઘણા ગુસ્સે થયા; પરંતુ આર્દ્રમુનિએ તેમને ઉપદેશ આપી પ્રતિબોધ પમાડયા. સમતા અને સંવેગથી વાસીત કરી તેમને શ્રી વીરપ્રભુની પાસે દીક્ષા લેવા મોકલાવી આપ્યા; અને તેમણે પ્રભુ પાસે હર્ષપૂર્વક દીક્ષા લીધી.

શ્રેણિક રાજા ગજેંદ્રના મોક્ષની અને તાપસોના પ્રતિબોધની

હકીકત સાંભળી અભયકુમાર સહિત આર્દ્રકમુનિ પાસે આવ્યા, અને તેમને વંદન કર્યું. મુનિએ અભયકુમારને ઉદ્દેશીને કહ્યું કે "હે ભદ્ર! તમે મારા નિઃકારણ ઉપકારી ધર્મબંધુ છો. હે રાજપુત્ર! તમે મોકલેલી ભગવંતની પ્રતિમાના દર્શનથી મને જાતિસ્મરણ જ્ઞાન થયું. હે ઉપકારી! તમે મારો ઉદ્ધાર કર્યો છે. તમારી બુદ્ધિથી બોધ પામી હું આર્યદેશમાં આવ્યો અને મેં મુનિપણું ધારણ કર્યું. હે કુમાર! તમે ઘણા કલ્યાણ વડે વૃદ્ધિ પામો." તે પછી આર્દ્રકમુનિ, રાજગ્રહમાં સમોસરેલા શ્રી વીરપ્રભુને વંદના કરી, તેમના ચરણકમળની સેવાથી કૃતાર્થ થઇ, અંતે મોક્ષને પ્રાપ્ત થયા.

**ઋષભદત્ત અને દેવાનંદા**

ભગવંત વિહાર કરતા કરતા બ્રાહ્મણકુંડ ગામે પધાર્યા, ત્યારે નગરજનોની સાથે ઋષભદત્ત અને દેવાનંદા પણ ભગવંતને વંદન કરવા અને દેશના સાંભળવા ગયા હતા. ત્યાં સમવસરણમાં ભગવંતને વાંદી, યોગ્ય સ્થાનકે તે દંપતી બેઠા. તે વખતે ભગવંતને જોઇને દેવાનંદાના સ્તનમાંથી દુધ ઝરવા લાગ્યું અને શરીરે રોમાંચ પ્રગટ થયાં. તેની તેવા પ્રકારની સ્થિતિ જોઇ ગૌતમસ્વામી વિસ્મય પામ્યા. તેમણે અંજલી જોડી પુછ્યું કે, "હે પ્રભુ! પુત્રની જેમ આપને જોઇને આ દેવાનંદાની દૃષ્ટિ દેવવધૂની જેમ નિર્નિમેષ કેમ થઇ ગઇ?" પ્રભુએ કહ્યું કે, "હે દેવાનુપ્રિય ગૌતમ! હું એ દેવાનંદાની કુક્ષિમાં ઉત્પન્ન થયેલો છું. દેવલોકમાંથી ચ્યવીને તેની કુક્ષિમાં બ્યાસી દિવસ રહયો છું. તેથી પરમાર્થને નહી જાણતાં છતાં, તે મારે વિષે વત્સલ ભાવ ધરે છે" પૂર્વે કદી નહી સાંભળેલાં એવાં પ્રભુનાં વચન સાંભળી દેવનંદા તથા ઋષભદત્ત અને તમામ પર્ષદા ઘણી વિસ્મય પામી ગઇ. "આ ત્રણ જગતના સ્વામી પુત્ર કયાં! અને એક સામાન્ય ગૃહસ્થાશ્રમી આપણે કયાં!" એમ વિચારી તે દંપતીએ

ઉઠીને ફરી પ્રભુને વંદના કરી. આ માતાપિતાને પ્રતિબોધ પમાડવો દુષ્કર છે, એમ જાણી પ્રભુએ વૈરાગ્યમય દેશના આપી

"આ સંસારમાં સર્વવસ્તુ ઇંદ્રજાળ જેવી છે, તેથી વિવેકી પુરૂષે તેના સ્થિરપણાવિષે ક્ષણવાર પણ શ્રદ્ધા રાખવી નહી. જ્યાંસુધી જરાવસ્થા આવીને આ શરીરને જર્જર કરે નહી અને જ્યાં સુધી મૃત્યુ પ્રાણ લેવાને આવે નહીં, ત્યાં સુધીમાં અખંડસુખના નિધાનરૂપ નિર્વાણના એક સાધન જેવી દીક્ષાનો આશ્રય કરી લેવો યોગ્ય છે. તેમાં જરાપણ પ્રમાદ કરવો યુક્ત નથી" ઇત્યાદિ પ્રભુની દેશના સાંભળી તે દંપતીને વૈરાગ્ય થયો. દીક્ષા લેવાના ભાવ જાગ્યા. તેઓએ પ્રભુને વિનંતી કરી કે, "હે સ્વામી! અમે બન્ને આ અસાર સંસારવાસથી વિરક્ત થયા છીએ; માટે હે જંગમ કલ્પવૃક્ષ! અમોને સંસારતારણી દીક્ષા આપો. અમે જન્મ જરા મૃત્યુથી ભય પામી આપને શરણે આવ્યા છીએ, માટે આપ સ્વયમેવ અમને દીક્ષા આપવાને અનુગ્રહ કરો." પછી પ્રભુએ નિર્દોષ મનવાળા તે દંપતીને દીક્ષા આપી અને સમાચારી તથા આવશ્યકની વિધિ કહી સંભળાવી તે પછી ચંદના સાધ્વીને દેવાનંદા, અને સ્થવિર સાધુઓને ઋષભદત્ત સોંપી દીધા. તે બન્ને પરમ આનંદથી વ્રત પાળી, અનુક્રમે સૂત્રનું અધ્યયન કરી, વિવિધ પ્રકારની તપ આચરણા, કરી, કર્મ ખપાવી કેવળજ્ઞાન પામી, મોક્ષને પ્રાપ્ત થયા.

દેવી ત્રિશલારાણી અને સિદ્ધાર્થ રાજા ભગવંતના પ્રત્યક્ષ માતા પિતા, અને દેવાનંદા તથા ઋષભદત્ત એ પરોક્ષ માતા પિતા, એ બન્નેમાંથી પ્રભુનાથી વિશેષ લાભ કોણે મેળવ્યો? એ વિચારવા જેવો પ્રશ્ન છે. લૌકીકમાં વ્યવહાર દૃષ્ટિએ ભગવંતના જન્મથી પુદ્‌ગલીક લાભ અને આનંદ, રાજા અને રાણીને ઘણોજ થયો છે. પરંપરાએ તેઓ પણ મોક્ષના અધિકારી બનશે., પણ પરમાર્થથી વિચાર કરતાં તો તેમના કરતાં દેવાનંદા અને ઋષભદત્તે અનંત

લાભ આ ભવમાંજ પ્રાપ્ત કર્યો. પ્રભુના અનુગ્રહપણાથી ભવનો અંત કરી અક્ષય અને અવ્યાબાધ એવું મોક્ષપદ પ્રાપ્ત કર્યું. જગતમાં એનાથી બીજો કોઇ ઉત્કૃષ્ટો લાભ છે જ નહી; તેથી ત્રિશલાદેવી અને સિદ્ધાર્થ રાજા કરતા તો આ ભિક્ષુક માતા પિતા વિશેષ લાભ પ્રાપ્ત કરી ગયા તીર્થંકરોના માતા પિતા થવું, અને તેમનાં જેવા ત્રિલોકપૂજિત પુત્રનો પોતાને ત્યાં જન્મ થવો, એ પણ જગતના બીજા મનુષ્યો કરતા વિશેષ ભાગ્યશાળીપણાની નિશાની છે.

**જમાલી**

પ્રભુની પુત્રી પ્રિયદર્શના જમાલી નામના રાજકુમારને પરણાવેલી હતી. એક વખત તે જમાલી પ્રિયદર્શના સહિત પ્રભુ ક્ષત્રીય કુંડગ્રામે પધારેલા, ત્યાં વાંદવા આવ્યો હતો. પ્રભુની દેશનાથી પ્રતિબોધ પામી, માતા પિતાની રજા લઇ, તેણે પ્રભુની પાસે પાંચસો ક્ષત્રીઓની સાથે દીક્ષા લીધી હતી. પ્રિયદર્શનાએ પણ એક હજાર સ્ત્રીઓ સાથે પ્રભુની પાસે દીક્ષા લીધી હતી.

**પ્રસન્નચંદ્ર રાજર્ષિ.**

વિહાર કરતા પ્રભુ પોતનપુર નગરના મનોરમ નામના ઉદ્યાનમાં સમોસર્યા પોતનપતિ પ્રસન્નચંદ્ર પ્રભુને વંદન કરવા આવ્યા. મોહને નાશ કરનારી પ્રભુની દેશના સાંભળી, તે રાજા સંસારથી ઉદ્વેગ પામ્યા પોતાના બાલ કુમારને રાજ્યગાદી પર બેસાડી, પ્રભુ પાસે રાજાએ દીક્ષા લીધી. ઉગ્ર તપ અને શાસ્ત્રાભ્યાસથી તે રાજર્ષિ સૂત્રાર્થના પારગામી થયા. પ્રભુ સાથે વિહાર કરતા તે મુનિ રાજગૃહ નગરે પધાર્યા. તે રાજર્ષિ નગરની બહાર એકાંતમા એક પગે ઉભા રહી, ઉંચા બાહુ કરીને આતાપના કરતા હતા.

આ ધ્યાનસ્થ રાજર્ષિની, ધ્યાનમાં છતાં માઠાં અને સારા નિમિત્તથી, મનની સ્થીતિ કેવાં પ્રકારની થાય છે, તે ખાસ વિચારવા

જેવું છે. તેમના આ દૃષ્ટાંતથી મનને હમેશાં સારા નિમિત્તો અને સુયોગમાં જોડી રાખવાની કેટલીક આવશ્યકતા છે, તેનો બોધ થાય છે. આ મુનિ જે સ્થળે ધ્યાનમાં રહી આતાપના લે છે, તે રસ્તેથી પોતાના પુત્રોથી પરિવૃત શ્રેણીકરાજા, પોતાની રિદ્ધિ સહિત પ્રભુને વંદન કરવા આવે છે. તે રાજર્ષિને આતાપના લેતા અને ધ્યાન કરતા જોઇ, સેના પૈકીના એક સુમુખ સેનાની બોલ્યો કે, અહો અહો! આવી આતાપના કરનાર આ મુનિને સ્વર્ગ કે મોક્ષ જરાપણ દુર્લભ નથી." તે સાંભળી કર્મથી અને નામથી પણ દુર્મુખ બોલ્યો કે, " આ પ્રસન્નચંદ્ર ધર્મિ શેનો ? નાના બાળકને રાજ્ય ઉપર બેસાડી તેણે દીક્ષા લીધી. તેથી તેનામાં દયા ક્યાં છે ? એણે તો અધર્મ કર્યો છે. તેની રાણી કંઇ ચાલી ગઇ છે મંત્રીઓ શત્રુ રાજાને મલીને, રાજકુમારને ગાદી ઉપરથી પદભ્રષ્ટ કરશે. આણે તો રાજ્ય ઉપર ઉલટો અધર્મ કર્યો છે આ તો પાખંડી છે. તેનું મુખ પણ આપણે જોવું જોઇએ નહી. ધ્યાનારૂઢ થએલા રાજર્ષિ આવા વચનો સાંભળી શુભ ધ્યાનથી ચલિત થઇ, અશુભ ધ્યાનમાં ચઢયા; અને પુત્ર ઉપરના મોહે ઉછાળો માર્યો. અનેક સંકલ્પ વિકલ્પથી પોતે મુનિપણામાં ધ્યાનમા રહેલા છે, એ વાતને ભુલી ગયા. મનથીજ મંત્રીઓ સાથે ક્રોધથી યુધ્ધ કરવા લાગ્યા. અંતે દુર્ધ્યાનથી મુક્ત થઇ શુભ ધ્યાનમાં ચઢી, ત્યાંને ત્યાંજ કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. શ્રેણિક રાજાએ તે રાજર્ષિને ધ્યાનમાં જોઇ તેમની પાસે આવી વિનયપૂર્વક વંદન કરી, તેમની મનથી સ્તુતિ કરવા લાગ્યા. " અહો ! અત્યારે આ પ્રસન્નચંદ્રમુનિ પૂર્ણ ધ્યાનાવસ્થામાં છે. " એવું વિચારી તે પ્રભુ પાસે આવ્યા. પ્રભુને વંદના કરીને પ્રભુને પુછયું કે, " હે સ્વામી ! મેં પ્રસન્નચંદ્રમુનિને પૂર્ણ ધ્યાનાવસ્થામા વાંદ્યા છે. તે સ્થિતિમાં કદાપી મૃત્યુ પામે તો કઇ ગતિમાં જાય ? " પ્રભુ બોલ્યા કે, સાતમી નરકે જાય તે સાંભળી શ્રેણિક રાજા વિચારમાં પડયા કે સાધુને નરકે જવાપણું હોય નહી, તેથી પ્રભુનું કહેવું મારાથી બરોબર સંભળાયું નહી હોય.શ્રેણિકે ફરી પુછયું

કે, "હે ભગવન્ ! પ્રસન્નચંદ્ર મુનિ જો આ સમયે કાળ કરે તો ક્યાં જાય ?" ભગવંતે કહ્યું કે, સર્વાર્થસિદ્ધ વિમાને જાય. શ્રેણિકે પુનઃ પુછ્યું કે, 'ભગવંત ! આપે ક્ષણના અંતરમાં બે જુદી જુદી વાત કેમ જણાવી ?' પ્રભુ બોલ્યા કે, "ધ્યાનના ભેદથી તે મુનિની સ્થિતિ બે પ્રકારની થઇ છે, તેથી મેં તેમ કહેલું છે. પ્રથમ દુર્મુખની વાણીથી તે મુનિ કોપ પામ્યા હતા. તે વખતે જે વંદના કરી હતી તે વખત તે નરકને યોગ્ય હતા. ત્યાંથી તમારા અહિં આવવા પછી તેમણે મનમાં વિચાર્યું કે, હવે મારા આયુધ તો બધા ખુટી ગયા, માટે હવે તો હું શિરાસ્રથી શત્રુને મારૂં. એવું ધારી તેમણે પોતાનો હાથ માથે મુક્યો. ત્યાં તો માથે લોચ કરેલો જાણી તેમને પોતાના વ્રતનું સ્મરણ થયું. તેથી તત્કાળ અપધ્યાનથી પરાવર્ત થઇ, પોતાના આત્માની નિંદા કરવા લાગ્યા. અરે ! મને ધિક્કાર છે, મેં આ શું અકાર્ય ચિંતવ્યું. હું મુનિવેષમાં છતાં, મેં મહાન્ પાપની રાશીને ઉત્પન્ન કરવાવાળા યુદ્ધના વિચારોને ચિંતવ્યા. મેં તો રાજ્યપાટ છોડીને ચારિત્ર અંગીકાર કરેલું છે. અહિં કર્મ ખપાવવાના નિમિત્ત કારણ એવી આતાપના લઉં છું. મહારે આવા માઠા વિચારો શા માટે ચિંતવવા જોઇએ. મારે અને રાજ્યને તથા પુત્રને શું સંબંધ છે ? મને હજારવાર ધિક્કાર હો ! એવી રીતે પોતાના આત્માની નિંદા કરી, અને તેની આલોચના પ્રતિક્રમણ કરી, પાછા પ્રશસ્ત ધ્યાનમાં સ્થિત થયા તેથી તમારા બીજા પ્રશ્ન વખતે તે સર્વાર્થસિદ્ધને યોગ્ય થઇ ગયા." આ પ્રમાણે વાત ચાલે છે, તેવામા તે મુનિની સમીપે દેવદુંદુભિ વિગેરેનો મોટો કલકલ શબ્દ થતો સંભળાયો. તે સાંભળી શ્રેણિકે પ્રભુને પુછ્યું, સ્વામી આ શું થયું ? પ્રભુ બોલ્યા કે, ધ્યાનમાં સ્થિત થયેલા તે મહા મુનિને હમણાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે. દેવતાઓ તેમના કેવળજ્ઞાનનો મહિમા કરે છે. તેથી દુંદુભિનાદ યુક્ત આ હર્ષનાદ થાય છે.

આ પ્રસન્નચંદ્ર રાજર્ષિ મુનિ લિંગમાં કષ્ટકારી યોગસાધના કરી ધ્યાનમાં ઉભા હતા, છતાં તેમના મનમાં અશુદ્ધ

નિમિત્ત કારણથી અશુદ્ધ વિચારો ( અપ્રશસ્ત ધ્યાન ) ઉત્પન્ન થયા બાદ તે તે સમયે નીચી ગતિના લાયકનાં દલીક ભેગાં થયેલાં પોતાના જ્ઞાનથી જોયા હતાં. તે વાત પ્રભુએ સત્ય રીતે રાજા શ્રેણિકને જણાવી. એજ પ્રભુના નિર્મોહીપણાની નિશાની છે આત્માની અંદર અશુભ કર્મ દલીક ભેગા થયા છતાં, તેમાં કષાયથી રસ પડેલો નહી હતો; તેથી પ્રશસ્ત ધ્યાનના સપાટામાં તે દલીક નાશ પામી ગયાં. એટલુંજ નહીં પણ ઉત્તરોત્તર પ્રશસ્ત ધ્યાનમાં આગળ વધતાં શુક્લ ધ્યાનમા વર્તતા, આત્મપ્રદેશમાંથી તમામ ઘાતિકર્મ ખપાવી દીધાં. ઉત્તમ પ્રશસ્ત ધ્યાનનું કેટલું મહત્વ છે, તે પણ આ ઉપરથી જણાઇ આવે છે. એ પ્રશસ્ત ધ્યાનમાં દોરનાર મુનિ લિંગ છે. એ શુદ્ધ નિમિત્ત કારણ મલતાં, તેઓ પોતાના આત્મસ્વરૂપમા પાછા દાખલ થયા, અને પોતાની ભુલ સુધારી ભુલનું પ્રાયશ્ચિત, આલોચના તથા પ્રતિક્રમણ કરી ક્ષણવારમાં પ્રશસ્ત ધ્યાનમા દાખલ થઇ ગયા. અહાહા! પ્રશસ્ત ધ્યાનની બલિહારી છે ઉચ્ચ કોટીમા પહોચનાર તમામ મહાપુરૂષોને એજ ધ્યાનનો આશ્રય લેવો પડે છે. તે ધ્યાન આઠમા અને નવમા ગુણસ્થાનકથી શરૂ થાય છે.

પ્રસન્નચંદ્ર કેવળીના સંબંધે વાત ચાલે છે, તેજ વખતે બ્રહ્મલોક નામના દેવલોકનાં ઇંદ્રનો સામાનીક જંબુસ્વામીના જીવ દેવતા પોતાની ચાર દેવીઓ સાથે પ્રભુને વિદ્યુન્માલીનું પ્રભુને વંદન કરવાને માટે આવ્યો છે. તે વખતે વંદન કરવા આવવું. શ્રેણિક રાજાએ ભગવંતને પ્રશ્ન કર્યો કે, " હે ભગવન્! કેવળજ્ઞાનનો ક્યારે વિચ્છેદ થશે?" તેના ઉત્તરમાં ભગવંતે આવેલા વિદ્યુન્માલી દેવને બતાવીને કહ્યુ કે, "આ દેવ આજથી સાતમે દિવસે ચ્યવી તમારા નગર નિવાસી ધનાઢ્ય ઋષભદત્તને ત્યાં પુત્રપણે ઉત્પન્ન થશે. તે સુધર્મા ગણધરનો જંબુ નામે શિષ્ય થશે. તે મહારા શાસનમાં છેલ્લા કેવલી થશે. તેમના પછી કોઇ કેવળજ્ઞાન ઉપાર્જન કરશે નહી."

**શાલરાજા અને યુવરાજ મહાશાલની દીક્ષા અને કેવળજ્ઞાન**

પ્રભુ પૃષ્ટચંપા નગરીએ પધાર્યા. તે નગરીના રાજા સાલ અને યુવરાજ મહાસાલ પ્રભુની દેશના સાંભળી પ્રતિબોધ પામ્યા; એટલે તેમના ભાણેજ ગાગલીને રાજ્યાભિષેક કરી, પિતા પુત્રે સંસારથી વિરક્ત થઇ, પ્રભુ પાસે દીક્ષા લીધી. કાળાંતરે વિહાર કરતા પ્રભુ ચંપાનગરીએ પધાર્યા પ્રભુની આજ્ઞા લઇ, શ્રી ગૌતમસ્વામી સાલ અને મહાસાલ મુનિઓની સાથે પૃષ્ટચંપાએ ગયા ત્યા ગાગલી રાજાને ખબર થવાથી ગણધર મહારાજ પાસે આવી, તેમને તથા સાથેના મુનિઓને ભક્તિભાવથી વંદના કરી દેવતાએ રચેલા સુવર્ણ કમળ ઉપર બેસી ચતુર્જ્ઞાની ઇંદ્રભૂતિ મહારાજે દેશના આપી તે સાંભલી ગાગલી રાજા પ્રતિબોધ પામ્યા એટલે પોતાના પુત્રને રાજ્યગાદી ઉપર બેસાડી, પોતાના માતા પિતા સહિત તેમણે શ્રી ગૌતમસ્વામી પાસે દીક્ષા લીધી. તે સર્વે મુનિઓ અને સાધવી ભગવંતની પાસે આવતાં, ગણધર મહારાજની પાછલ ચાલ્યા માર્ગમાં શુભ ભાવનાથી તે પાંચેને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તે સર્વ ચંપાપુરીએ પ્રભુની પાસે આવ્યા. તેઓએ પ્રભુને પ્રદક્ષિણા કરી, અને ગૌતમસ્વામીને પ્રણામ કર્યો. પછી તીર્થને નમીને તે પાંચે કેવળીની પર્ષદામાં ચાલ્યા. ગૌતમસ્વામીએ કહયું કે, “ પ્રભુને વંદના કરો. ” પ્રભુએ કહ્યું કે તે પાંચેને કેવળજ્ઞાન થયેલું છે માટે હે ગૌતમ ! તેમની આશાતના કરો નહી. તત્કાળ ગૌતમસ્વામીએ મિથ્યાદુષ્કૃત આપી તેમને ખમાવ્યા.

**પંદરસો તાપસોની દીક્ષા.**

શ્રી ગૌતમસ્વામી અષ્ટાપદ તીર્થની યાત્રા કરવા પધારેલા, ત્યાંથી પાછા વળતા પંદરસો તાપસોને પ્રતિબોધી પ્રભુની પાસે લાવતાં, દરમ્યાન તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. ( આ સંબંધે વિસ્તાર પૂર્વક હકીકત શ્રીગૌતમ-ગણધરના અંગે લખેલા પ્રકરણ ૨૭ માં છે. )

**દશાર્ણભદ્રના મદનું ગળવું અને દીક્ષા.**

સુરઅસુરોથી પરવરેલા શ્રી વીરપ્રભુ ચંપાનગરીથી વિહાર કરી, શિષ્યોના સમુદાય સહ દશાર્ણદેશમાં આવ્યા. તે દેશમાં દશાર્ણ નામે નગર હતું. તે નગરના રાજા દશાર્ણભદ્ર હતા. તે પ્રભુના સેવક હતા. બીજે દિવસે સવારમાં પોતાના નગરના ઉદ્યાનમાં પ્રભુ પધારનાર છે, એવી રાજાને ખબર થઇ. રાજા અતિ હર્ષિત થયા. તેમણે મંત્રિને આજ્ઞા કરી કે, " સવારે પ્રભુને સર્વ પ્રકારની સમૃદ્ધિવડે વંદના કરવા જવાનો મ્હારો ભાવ છે. હું એવી રીતે પ્રભુને વંદન કરવા જાઉં કે, એવી સમૃદ્ધિથી પૂર્વે કોઇએ પણ તેમને વાદ્યા નહી હોય. માટે રાજમહેલથી પ્રભુના સમવસરણ સુધી, મોટી સમૃદ્ધિથી મારે જવા લાયક માર્ગને શણગારો. "

પ્રભુ નગરના ઉદ્યાનમાં પધાર્યા. દેવતાઓએ સમવસરણની રચના કરી રાજસેવકોએ, રાજાની આજ્ઞા પ્રમાણે આખા શહેરને તથા પ્રભુને વંદન કરવા જવાના રસ્તાને, સારી રીતે શણગાર્યો. રાજમાર્ગની રજને કુંકુમ જળના છંટકાવવડે શાંત કરી. માર્ગની ભૂમિ ઉપર સર્વત્ર પુષ્પો પાથરી દીધાં. સ્થાને સ્થાને સુવર્ણના સ્થંભ સહિત તોરણો બાંધી દીધા. ઉત્તમ સુગંધી ધુપથી રસ્તાને સુવાસીત કરી દીધો. રસ્તાને એવી રીતે શણગાર્યો કે જાણે સ્વર્ગનો એક પ્રદેશ હોય. એવી રીતે રસ્તાને શણગારીને,પ્રભુના દર્શન કરવાનો ઉત્સાહ વૃદ્ધિ પામતો રહ્યો છે એવા દશાર્ણરાજાને, મંત્રીઓએ સર્વ હકીકત નિવેદન કરી.

'રાજા યોગ્ય સમયે સ્નાન કરી, દિવ્ય અંગરાગ અને સર્વ અંગે આભૂષણો તથા શુદ્ધ વસ્ત્રો ધારણ કરી, પુષ્પની માળા પહેરી, ઉત્તમ ગજેંદ્ર ઉપર આરૂઢ થયા. મસ્તક પર શ્વેત છત્ર, અને બન્ને બાજુ એ ચામરથી શોભતા દશાર્ણરાજા, ઇંદ્રના જેવા

થઇને પ્રભુને વંદન કરવા ચાલ્યા. મહા મુલ્યવાળા આભૂષણોને ધારણ કરનારા હજારો સામંતો, જાણે પોતાના વૈક્રિય રૂપ હોય, તેવા રાજાની પછવાડે પોતપોતાના લાયક વાહન પર ચાલ્યા. ત્યાર પછી ચામરોથી વિરાજિત અને ઈંદ્રાણિ તથા દેવીઓના રૂપને પરાભવ કરતી અંતઃપુરની રાણીઓ તેમની પાછલ નીકળી. રાજા પોતાના સંપૂર્ણ ઐશ્વર્ય અને સમૃદ્ધિ સહિત, અતિ ઉલ્લાસ ભાવથી પ્રભુના સમવસરણ નજિક આવી ગજેંદ્રથી ઉતરી અભિ- ગમ સાચવી, સમવસરણમાં આવ્યા પ્રભુને જોઇ મસ્તક નમાવી ત્રણ પ્રદક્ષિણા દેઇ પ્રભુને વંદના કરી. પોતાની સમૃદ્ધિથી ગર્વિત થઇ પોતાને લાયક સ્થાન ઉપર બેઠા.

એ વખતે દશાર્ણપતિને સમૃદ્ધિનો ગર્વ થયેલો જાણી, તેને પ્રતિબોધ કરવાને માટે, ઇંદ્ર મહારાજાએ એક અદ્ભૂત આશ્ચર્યવાન જળકાંતમણીમય વિમાન બનાવરાવ્યું. તે વિમાનમાં પોતાના સામાનિક દેવતાઓની સાથે બેઠા તે વખતે હજારો દેવાંગનાઓ તેને ચામર વિંજવા લાગી ગાંધર્વો સંગીત કરવા લાગ્યા એવા વિમાનમાં બેસીને મનુષ્ય લોકમાં ઉતર્યો. ત્યાંથી આઠ દંતુશળથી શોભિત અને દેવ દુષવસ્ત્રોથી જેની પીઠ આચ્છાદિત કરેલી છે એવા ઐરાવત હાથીપર તેણે સ્વારી કરી,અને તે સમવસરણ સમિપે આવ્યો. હાથી પરથી ઉતરી ઇંદ્રમહારાજે ભક્તિ ભાવ પૂર્વક સમવસરણમાં પ્રવેશ કર્યો. તે વખતે તેના જળકાંતવિમાનમાં આવેલી ક્રિડાવાપી ઓમાં રહેલા દરેક કમળની અંદર સંગીત થવા લાગ્યું. પ્રત્યેક સંગીતે ઇંદ્રના જેવા વૈભવવાળો એકેક સામાનિક દેવ, દિવ્ય રૂપ તથા સુંદર વેષ યુક્ત દેખાવા લાગ્યો. તે દરેક દેવનો પરિવાર, ઇંદ્રના પરિવારની જેમ મહર્દ્ધિક અને વિશ્વને વિસ્મયકારક હતો.

ઇંદ્ર મહારાજાએ પ્રભુને વારંવાર પ્રણામ કર્યો, અને સ્તુતિ કરી યોગ્ય સ્થાનકે બેઠા. ઇંદ્રની આવી અવર્ણનિય સમૃદ્ધિ જોઇને દશાર્ણ ભદ્રરાજા ક્ષણવાર સ્થંભિત થઇ ગયા. તેમનમાં વિચારવા લાગ્યા કે,

"અહો ! આ ઇંદ્રના વિમાનની કેવી અપૂર્વ શોભા છે ? તેમના

વૈભવને વિસ્તાર તો કોઇ અલૌકિક જણાય છે. મને ધિક્કાર છે કે, મેં મારી સંપત્તિનું અભિમાન કર્યું. મારી અને આ ઇંદ્રની સમૃધ્ધિ વચ્ચે તો એક ખાબોચીયા અને સમુદ્રના જેટલો અંતર છે મેં મારી સમૃધ્ધિના ગર્વથી મારા આત્માને તુચ્છ કર્યો. પૂર્વે આવી સમૃધ્ધિ નહી જોયેલી હોવાથી, હું એક કુવાના દેડકાની જેવો હતો. આવી ભાવના ભાવતાં ધીમે ધીમે વૈરાગ્ય જાગવાથી અલ્પ કર્મને લીધે તેમના અત્યંત શૂભપરિણામ થયા. ઇંદ્રમહારાજે મને સમૃદ્ધિથી જીતી લીધો છે,તો હું હવે દીક્ષા લેઇ તેમના ઉપર વિજય મેળવું. એટલુંજ નહી પણ ભવભ્રમણ કરાવનારા જે કર્મ રૂપ શત્રુઓ છે, તેમના ઉપર પણ જય મેળવું. એવી રીતે શુભ ભાવનામાં ચઢી તત્કાળ રાજાએ ત્યાંને ત્યાંજ મુગટ અને કડા વિગેરે આભુષણો કાઢી નાખ્યા, અને પંચમુષ્ટિલોચ કરી ગણધર મહારાજની પાસે આવી યતિ લિંગ ગ્રહણ કર્યું. પછી અપૂર્વ ઉત્સાહ અને સાહસવાળા તે દશાર્ણભદ્ર મુનિએ પ્રભુને પ્રદક્ષિણા પૂર્વક વંદના કરી તે વખતે ઇંદ્રે તેમની પાસે આવીને કહ્યું કે, “ અહો ! મહાત્મન્ ! તમારૂ આ કોઇ મહાન્ પરાક્રમ છે કે જેથી તમે મને જીતી લીધો. ” આ પ્રમાણે કહીને તેમને પ્રણામ કરી પોતાના સ્થાનકે ગયા. દશાર્ણમુનિએ સારી રીતે વ્રતનું પ્રતિપાલન કરી પ્રભુની સાથે વિહાર કરી પોતાના આત્માનો ઉદ્ધાર કર્યો.

શાલિભદ્ર

રાજગૃહ નગરમા મહા ધનાઢય ગોભદ્ર નામનાશેઠની ભદ્રા નામની સ્રીથી, પૂર્વભવમાં જેમણે અત્યંત ગરીબાઇમાં કોઇ માસક્ષમણવાળા મુનિને ક્ષીરનું દાન દીધેલું છે, તે સંગમક નામનો ગોવાળનો જીવ ત્યાંથી કાળ કરી, પુત્રપણે ઉત્પન્ન થયો. માતાએ તે ગર્ભમાં છતાં શાળિનું ક્ષેત્ર જોયું હતું, તેથી માતાપિતાએ તેમનું શાલિભદ્ર નામ પાડયું હતું. કુમારાવસ્થામાં કળાઓનો અભ્યાસ કર્યો. યૌવન વય પ્રાપ્ત થતાં તેજ નગરના શ્રેષ્ઠિઓએ, પોતાની બત્રીશ કન્યાઓ શાલીભદ્રને આપવાને, ગોભદ્રશેઠને વિજ્ઞપ્તિ કરી.

શેઠે તે માગણી સ્વીકારી. સર્વ લક્ષણ સંપૂર્ણ બત્રીશ કન્યાઓ શાલીભદ્રને પરણાવી. પછી વિમાનના જેવા રમણીક પોતાના મંદિરમાં સ્ત્રીઓની સાથે, તે ઇંદ્રની જેમ વિલાસ કરવા લાગ્યો. એવા આનંદમાં મગ્ન થએલા શાલિભદ્રને રાત્રિ કે દિવસની પણ ખબર પડતી નહી.

ગોભદ્ર શેઠ દેવ લોકમાં ગયા.

પુત્રને લાયક જાણી, ગોભદ્ર શેઠે પોતાના આત્માનું કલ્યાણ કરવાના હેતુથી શ્રી વીરપ્રભુની પાસે દીક્ષા લીધી; અને વિધિપૂર્વક અનશન કરીને દેવલોકે ગયા. ત્યાંથી અવધિજ્ઞાન વડે પોતાના પુત્ર શાલિભદ્રને જોઇ તેના પુણ્યથી વશ થઇને તે પુત્ર વાત્સલ્યમાં તત્પર થયા; અને કલ્પવૃક્ષની જેમ તેને પ્રતિદીન દિવ્ય વસ્ત્ર અને અલંકારાદિ મોકલવા લાગ્યા. અહિં પુરૂષને લાયક જેજે કાર્ય હોય તે ભદ્રાની આજ્ઞાથી થતા શાલીભદ્ર તો પૂર્વ પુન્યના પ્રભાવથી કેવળ ભોગનેજ ભોગવતા હતા.

ભગવંત મહાવીરના સમયમાં હિંદની અને તેમાં પણ જૈનોની જાહોજલાલી કેવા પ્રકારની હતી, અને તેની સાથે ધાર્મિક ભાવના કેવી હતી, તે આ શાલિભદ્ર શેઠની સમૃદ્ધિ અને તેમને વૈરાગ્ય થવાના કારણની હકીકત વાંચવાથી વાંચક વર્ગના જાણવામાં આવશે, તથા આ ચરિત્રનું મહત્વ કેટલું છે તે તેમના જાણવામાં આવશે.

કોઇ પરદેશી વ્યાપારી રત્નકંબલ લઇને રાજગૃહિ નગરીમાં રાજા શ્રેણિક પાસે વેચવા આવ્યા. તે રત્ન કંબલની કિંમત ઘણી ભારે હોવાથી રાજાએ તે ખરીદી નહીં. હિંદની અંદર કેવી ઉત્તમ કારીગીરી હતી અને કેવાં મૂલ્યવાન વસ્ત્રો બનતા હતા, કે જે ખરીદવાને રાજા પણ હિંમત કરી શકયા નહી, તે આ બનાવથી આપણા જાણવામાં આવે છે. જે વેપારીની એક પણ કંબલ કિંમતના અતિપણાથી રાજા ખરીદતા નથી, તેજ વેપારીની તમામ રત્નકંબલો નગરજન ખરીદી લે, એ કેટલી હિંદની અને તેમાં વિશેષે કરી જૈનોની જાહોજલાલી હતી તે સૂચવે છે.

રાજાએ કંબલો ખરીદવાની ના પાડવાથી, વ્યાપરી ફરતો ફરતો શાલિભદ્ર શેઠને ઘેર આવ્યો. તે ભદ્રા માતાને મલ્યો. ભદ્રા શેઠાણીએ કંબલો જોઇ, પણ તે બત્રીશ ન હતી. શેઠની પ્રત્યેક સ્ત્રીને આખી એક એક આપી શકાશે નહી, તેથી ભદ્રાએ વ્યાપારીને પુછયું કે, શું કંબલો આટલીજ છે ? ' વ્યાપારીની અજાયબીનો પાર રહ્યો નહી. અરે ! જ્યારે નગરનો રાજા એક પણ કંબલ ખરીદ કરવાને અશકત નીવડયો, ત્યારે આ શેઠાણી હજુ વધુ કંબલોની માગણી કરે છે. એમની પાસે કેટલી ઋદ્ધિ હશે ? વ્યાપારીએ જવાબ દીધો કે, માતાજી વધુ કંબલો નથી. પછી ભદ્રા શેઠાણીએ વ્યાપારીને તેની વ્યાજબી કિંમત કહેવા જણાવ્યું. વ્યાપારીએ તેની જે કિંમત કહી, તેમાંથી એક દમડી પણ કમી કરવાની ઇચ્છા શેઠાણીએ જણાવી નહિ. વ્યાપારીની કિંમતનો આંકડો કરી, તેનું નાણું ચુકવી આપવા કિલીદારને આજ્ઞા કરી, અને તેની પાસેની તમામ કંબલો ખરીદી લીધી. વ્યાપારી પોતાને માગ્યા મુજબ દામ આપનાર જો કોઈ હોયતો આ શાલિભદ્ર શેઠની માતાજ છે, એવા તેના ગુણાનુવાદ કરતો અને હર્ષ પામતો ત્યાંથી વિદાય થયો.

પરદેશી વ્યાપારી ઉત્તમ પ્રકારની રત્નકંબલો લેઇ આવ્યો હતો, અને તે ખરીદવાને રાજાએ ના પાડી એવી ખબર રાણી ચેલણાને થઇ. રાણીએ પોતાને યોગ્ય એક રત્નકંબલ ખરીદવાને રાજાને આગ્રહ પૂર્વક વિનંતી કરી. રાજાએ તે વ્યાપારીને બોલાવ્યો, અને એક રત્નકંબલ ઉંચા પ્રકારની આપવાને જણાવ્યું, રત્ન કંબલો તમામ ભદ્રાશેઠાણીએ ખરીદી લીધી છે, પોતાની પાસે હવે એક પણ સીલીકમાં નથી, એમ નમ્રવાણીથી વ્યાપારીએ રાજાને જણાવ્યું. રાજાએ એક રત્નકંબલ કિંમત આપીને લાવવાને પોતાના સેવકને ભદ્રા પાસે મોકલ્યો. તેણે શેઠાણી પાસે આવી રત્નકંબલ માગ્યું. ભદ્રાએ કહ્યુ કે, મારી પાસે એક પણ રત્નકંબલ આખી નથી, કે હું આપને તે આપી શકું; કારણ મહારા પુત્ર

શાલિભદ્ર શેઠની બત્રીશ સ્ત્રીઓને પગ લુંછવા માટે તે કંબલોના કડકા કરીને મેં તેમને આપી દીધા છે જો તે જીર્ણ રત્નકંબલોના કડકાથી કાર્ય થતું હોય તો, રાજાજીને પુછીને આવોને લઇ જાઓ.

તે રાજ પુરૂષે રાજાને આવીને તે હકિકત નિવેદન કરી. રાણી ચેલણાએ રાજાજીને કહ્યું કે, " આપણામાં અને એ વણિકમાં પીત્તળ અને સુવર્ણના જેટલું અંતર છે."

પોતાના નગરમા આવા ધનાઢય પુરૂષો વસે છે, તેની પોતાને ખબર પણ નથી. એવા પુરૂષોને જાણવા જોઇએ, એવી ઇચ્છાથી પોતાને મળવા શાલિભદ્ર શેઠને કહેવરાવ્યું.

ગૃહ વ્યાપારના અંગનો તમામ બોજો ભદ્રા માતાએ પોતાના શીર લીધો હતો. શાલિભદ્ર શેઠના ઉપર પોતાના અત્યંત પ્રેમને લીધે, તેને સંસારની કે વ્યાપારની કોઇ પણ જાતની ચિંતામાં જોડયા ન હોતા. તે તો પોતાના દેવ વિમાન જેવા મહેલમાં સાતમી ભુમિકા ( માળ ) ઉપર પોતાની સ્ત્રીઓ સાથે દિવ્ય વૈભવ ભોગવવામાં દિવસ નિર્ગમન કરતા હતા. રાજાને મળવા જવાના વ્યવસાયમા પુત્રને નહિ પડવા દેવાની ઇચ્છાથી, ભદ્રા શેઠાણી રાજ મંદિરમા ગયાં, અને રાજાને નમ્રતાપૂર્વક વિનંતી કરી જણાવ્યું કે, મ્હારો પુત્ર કદી પણ ઘરની બહાર નિકળતો નથી. માટે આપ મારે ત્યાં પધારવાની કૃપા કરો. રાજાએ કૌતુકથી તેમ કરવાને કબુલ કર્યું. ભદ્રા ઘેર આવી પોતાના સેવક વર્ગને, રાજમેહલથી પોતાના ઘર સુધી, જે માર્ગ રાજા પોતાને ત્યાં પધારવાના તે માર્ગને ઉત્તમ રીતે શણગારવાને આજ્ઞા કરી. રાજાને લાયકના માનની તમામ તૈયારી થઇ રહ્યા બાદ પધારવાને રાજાને વિનતી કરી.

**શ્રેણિક રાજાનું શાલિભદ્રને ઘેર પધારવું.**

રાજા શ્રેણિક માર્ગની શોભાને જોતા જોતા શાલિભદ્ર શેઠને ઘેર આવ્યા. સુવર્ણના સ્થંભ ઉપર ઇંદ્રનીલ મણિના તોરણો ઝુલતા હતા. દ્વારની ભૂમિ ઉપર મોતીના સાથીઆની શ્રેણીઓ કરેલી હતી. સ્થાને સ્થાને દિવ્ય વસ્ત્રના

ચંદરવાઓ બાંધેલા હતા. આખા ભૂવનમાં સુગંધિ દ્રવ્યથી ધુપ કરવામાં આવ્યો હતો. તે ભૂવનને એવી રીતે શણગારેલું હતું કે, જાણે પૃથ્વી પર દેવ વિમાનની નકલ કરેલી ન હોય. ચોથા માળ ઉપર રાજાને માટે સિંહાસનની ગોઠવણ કરવામાં આવેલી હતી, ત્યાં રાજા પધાર્યા.

માતાએ શ્રેણિક પધાર્યાની, અને તેમને મળવા આવાને માટે ચોથે મજલે ઉતરવાની પોતે જાતે જઇ શાલિભદ્રશેઠને ખબર કહી. શાલિભદ્રે માતાને કહ્યુ, " હે માતાજી ! આપ સર્વ બાબતમાં વાકેફગાર છો. મારે જાતે આવવાની જરૂર છે ? જે કંઇ ચીજ હોય તે ગોગ્ય મૂલ્ય આપીને આપ ખરીદ કરી લ્યો "

ભદ્રાએ કહ્યુ, " ભાઇ ! શ્રેણિક એ કોઇ વ્યાપારી નથી, પણ તે તો બધા લોકોનો અને તમારો પણ સ્વામી, આ નગરનો રાજા છે. "

એ સાભળી શાલિભદ્ર શેઠ ખેદ પામી ચિંતવવા લાગ્યા કે, ' મારાઆ સાસારિક ઐશ્વર્યને ધિક્કાર છે ! મારે માથે પણ હજુ બીજો સ્વામી છે; માટે મારે સર્પની ફણા જેવા આભોગથી સર્યું. હવે તો હું શ્રી વીરપ્રભુના ચરણમાં જઇને સત્વર વ્રત ગ્રહણ કરીશ. ' એ પ્રમાણે તે વખતે શેઠને ઘણો સવેગ પ્રાપ્ત થયો તથાપિ માતાના આગ્રહથી તે સ્ત્રીઓ સહિત રાજા શ્રેણિકની પાસે આવ્યો, અને વિનયથી રાજાને પ્રણામ કર્યા રાજાએ પણ તેમને આલિંગન કરી સ્વપુત્રવત્ પોતાના ખોળામાં બેસાડયા. સ્નેહથી ક્ષણવાર હર્ષમાં નિમગ્ન થઇ ગયા પછી ભદ્રાશેઠાણીએ રાજાને વિનંતી કરી કે, હે દેવ ! આપ એને રજા આપો. એ મનુષ્ય છતાં મનુષ્યના ગધથી બાધા પામે છે તેના પિતા દેવ લોકમાં દેવ પણે ઉત્પન્ન થયા છે, તે સ્ત્રીઓ સહિત પોતાના પુત્રને દિવ્ય વેષ, વસ્ત્ર તથા અંગરાગ વિગેરે ભોગ્ય પદાર્થ પ્રતિદિન નવીન નવીન પુરા પાડે છે. રાજાએ શેઠને રજા આપી, અને સાતમી ભુમિકાએ ગયા.

શાલિભદ્ર શેઠ અને તેમની સ્ત્રીઓ હરરોજ નવીન નવીન

આભૂષણો અને વસ્ત્રો ધારણ કરતા નિર્માલ્ય આભૂષણો કાઢી નાખવામાં આવતા, અને તે ગૃહવાપિકામાં નાખવામાં આવતા. શ્રેણિકરાજાને પરિવાર સહિત પોતાને ત્યા જમવાને ભદ્રાશેઠાણીએ વિજ્ઞપ્તિ કરી. તેણીના દાક્ષિણ્યથી તેમનું આમંત્રણ સ્વીકાર્યું. સ્નાન ગૃહમાં તેલ, જળ અને સુગંધી ચૂર્ણ વડે રાજાને સેવકોએ સ્નાન કરાવ્યું. તે વખતે તેમની આંગલીમાંથી એક મુદ્રિકા ગૃહ વાપિકામાં પડી ગઇ ભદ્રાની આજ્ઞાથી વાપિકાનું જળ દાસીએ બીજી તરફ કાઢી નાખ્યુ. તેમ કરતાં વાપિકામાં દિવ્ય આભરણોની મધ્યમાં, પોતાની ફીકી દેખાતી મુદ્રા જોઇ રાજા વિસ્મય પામી ગયા. રાજાના પુછવાથી નિસ્તેજ આભૂષણોની હકીકત દાસીએ જણાવી. તે સાંભળી રાજાએ વિચાર્યું કે, આ શેઠનેજ ધન્ય છે. તેમજ મને પણ ધ ય છે કે, મહારા રાજ્યમાં આવા ધનાઢય પુરૂષો વસે છે. અહો પુણ્યની ગતિ અનિર્વચનીય છે. સ્વામી સેવકના પુન્યમાં કેટલો અંતર છે. પોત પોતાના વિચિત્ર અધ્યવસાયની પ્રબળતાથી કરેલી ધર્મકરણીના વિચિત્ર ફળ મળેછે, એવી શ્રી જિનેશ્વર ભગવંતની વાણી સત્ય છે

ત્યાર પછી પોતાની મુદ્રિકા ગ્રહણ કરી, શુદ્ધ વસ્ત્રો પહેરી, તેમના યોગ્ય તૈયાર કરી રાખેલા ઉત્તમ આસનોવાળા રમણીય ભોજન મંડપમાં, ઉત્તમ આસન ઉપર રાજા બીરાજ્યા.

હુંશિયાર રસોઇયાઓએ વિવિધ પ્રકારની બનાવેલી નવીન નવીન જાતની દિવ્ય રસવતી પરિવાર સહિત રાજાને ભદ્રામાતાએ પીરસાવી રાજાદિ સર્વે તે ઉત્તમ નવીન પ્રકારની સંસ્કારિત વિવિધ રચનાવાળી રસોઇ આસ્વાદતાં હૃદયમાં બહુ વિસ્મિત થયા, અને " આશું ? " એમ રસોઇયાને પુછવા લાગ્યા. સર્વે જમીને સભાસ્થાનમાં આવ્યા. પછી રત્ને જડેલી સુવર્ણની રકાબીમાં પાંચ સુગંધીવાળા તાંબુલના બીડા લાવી અને સભાજનોને આપ્યા. તે પછી દિવ્ય અત્તરાદિકથી તેમને છાંટણા કરીને, વિવિધ પ્રકારના વસ્ત્ર અને આભરણો વડે સર્વેનો સત્કાર કરવામાં આવ્યો. વળી

રાજાને તો, વિશેષ રીતે વિવિધ દેશોમાં બનેલા ઉત્તમ વસ્ત્રો-રત્નોથી ખીચોખીચ ભરેલા આભરણો અને અનેક દિવ્ય રત્નોએ ભરેલા થાળોની ભેટ કરી. વળી ઉત્તમ અશ્વો, રથો વિગેરેનું ભેટણું. કર્યું. એલચી લવીંગ જાયફળ વિગેરે સ્વાદિમ પદાર્થો તથા દ્રાક્ષ, અખોડ, બદામ વિગેરે સ્વાદિમ પદાર્થોના તથા દ્રાક્ષ, અખોડ, બદામ, પિસ્તાં વિગેરે ખાદિમ પદાર્થોના થાળા ભરાવીને રાજાને ભેટણું કર્યું. રાજાને ઘણો સંતોષ થયો. રાજાએ પ્રસન્ન ચિત્તથી ભદ્રા શેઠાણીને જણાવ્યું કે, " હે ભદ્રે ! તમારા વૈભવશાળી પુત્રનું બહુ યત્નથી રક્ષણ કરજો. મારા જેવું કામ હોયતો જરૂર મને કહેવરાવજો. તમારા કુટુંબ સાથે મ્હારે સેવ્ય સેવકનો સંબંધ છે, એમ મનમાં જરા પણ લાવસો નહી. આખું રાજ્ય તમારૂંજ છે, તેમ ગણજો. શાલિભદ્ર તો મારા દેશ, નગર અને રાજ્યનું મંડન ( આભૂષણ ) છે. તેથી તે મને પ્રાણથી અધિક વ્હાલા છે ઇત્યાદિ બહુમાનના શબ્દો શેઠાણીને કહીને રાજા સ્વસ્થાનકે ગયા.

રાજા તો ગયા, પણ શાલિભદ્ર શેઠના મનમાં વૈરાગ્ય ભાવ ઉદય પામ્યો. તેઓ ઉદાસ મનથી વિચારતાજ હતા કે, " મેં પૂર્વ જન્મમાં પુરૂં સુકૃત કર્યું નથી. શ્રી જિનેશ્વરની આજ્ઞા પૂર્ણ ભાવથી આરાધી નથી; તેથીજ આભવમાં વિષમિશ્રિત મિષ્ટાનની જેમ પરાધીનપણા સહિત સુખ પ્રાપ્ત થયું છે. પરતંત્રતા સહિત જે સુખ તે દુઃખ તુલ્યજ છે. મેં તો પૂર્વે મુક્તિના સ્થાન રૂપ શ્રી જિનેશ્વર વગર બીજા કોઇને સ્વામી તરીકે જાણ્યા નહોતા તે આજે જાણ્યા. આવું પરાધીન રીતનું જીવવુ તે નિરર્થક છે; તેથી હવે હું મારા આત્માને સ્વાધિન કરીને, સ્વાધિન સુખની સિધ્ધિ માટે પ્રયત્ન આદરૂં. "

આ પ્રમાણે શેઠ ભાવના ભાવે છે, તેવામાં તેમણે દેવદુંદુભિનો નાદ સાંભળ્યો. તે સાંભળી સેવકથી તપાસ કરાવો કે, એ શું છે ? તેઓએ તપાસ કરી જણાવ્યું કે, " સ્વામિન્ ભવ્ય ! જીવોના

પ્રબળ ભાગ્યવડે, વૈભારગિરિ ઉપર મોહતિમિરનો નાશ કરવામાં સૂર્યસમાન, ભગવંત મહાવીરસ્વામી પધાર્યા છે તેથી દેવો દુંદુભિ વગાડે છે.”

સેવકના મુખથી આ સમાચાર સાંભળીને, પરમ પવિત્ર શ્રી વીરપ્રભુનું આગમન સાંભળી, શેઠ બહુ આનંદ પામ્યા પછી હર્ષપૂર્વક ભક્તિ ભારથી ભરેલા અને ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કરી સારો પરિવાર લઈ; શાલિભદ્ર શેઠ સુખાસનમાં બેસી ભગવંત વીર પ્રભુને વંદન કરવા વૈભારગિરિ ઉપર ગયા. ભગવંતના દર્શન દૂરથી થયા કે, પોતે સુખાસનમાંથી ઉતરી પાંચ અભીગમ સાચવી ભગવંત પાસે જઈ, ત્રણ પ્રદક્ષિણા દઈ, પંચાંગ પ્રણામ કરી, યથોચિત સ્થાને દેશના સાંભળવાના આતુરપણે બેઠા.

ભગવંતે સંસાર વાસનાથી થયેલા ક્લેશનો નાશ કરનારી દેશના આપી.

“સૂર્યના જવા આવવાથી એટલે ઉદયાસ્તથી હમેશાં જીવિત ક્ષીણ થતું જાય છે. બહુ કાર્યથી ભારે થઈ ગયેલા વ્યાપારથી જતા સમયની ખબર પડતી નથી. જન્મ, જરા, વિપત્તિ તથા મરણનાં દુઃખ જોઈને ત્રાસ થતો નથી. અહો ! મોહ અને પ્રમાદ રૂપી મદિરા પીને આખું જગત ઉન્મત્ત બની ગયું છે.

“ અનાદિ કાળના શત્રુભૂત પાંચ પ્રમાદને વશ પડેલો જીવ, તત્વાતત્વને કોઈ રીતે જાણતો નથી જુદી જુદી ગતિમાંથી આવીને એક ઘરમાં ઉપજેલાઓને અજ્ઞાનવશ પ્રાણી પોતાના માને છે. તે મારા છે, તે હિતકારી છે, એવી રીતે આ જીવ તેઓને માને છે. તેમના પોષણ માટે અઢારે પાપસ્થાનકો સેવે છે તેના દુઃખથી દુઃખી અને તેના સુખથી સુખી દેખાય છે. આ મારા પુત્ર, બાંધવાદિક ભવિષ્યમાં મને સુખ આપનારાં થશે, તેમ માનતો જીવ તેઓનું પોષણ કરવામા કાળ ગુમાવે છે. કર્મની લાંબી સ્થિતિ બાંધે છે. પરંતુ સુખદુઃખની પ્રાપ્તિ પોતાના કરેલા પુણ્યપાપના ઉદયના બળથીજ થાય છે. જો પુણ્યનો ઉદય હોય, તો સર્વે અજાણ્યા, નહિ ઓળખીતા, જેની ઇચ્છા તર્ક કે સંભાવના પણ ન કરીએ

તેવા, આવીને સેવા કરે છે; અને પાપનો ઉદય હોય તો, ઘણા વખતના પરિચિત, ઘણા દિવસના પોષેલા અને પ્રાણુચ્યયથી જેને પાળેલા હોય તેવા પણ સુખ આપનારા થતા નથી. પરંતુ દુઃખ આપનારા થાય છે જેવી રીતે સુભૂમ ચક્રવર્તી પાપનો ઉદય થયો, ત્યારે છ ખંડનો ભોક્તા, ચૌદ રત્નોનો સ્વામી, નવનિધાનનો અધિપતિ, બે હજાર યક્ષો જેની સેવા કરવામાં તત્પર હતા, તેવા છતાં પણ સમુદ્રમાં ડુબી ગયા, વળી એજ સુભૂમ ચક્રવર્તીના એકેક હાથમાં, ચાલીશ લાખ અષ્ટાપદ પ્રાણી જેટલું બળ હતું; વળી જેવી રીતે ભૂમી ઉપર તેવીજ રીતે જળ ઉપર પગે વિહાર કરી શકે તેવા હતા. હાથમાં આવેલા જળના પણ બે ભાગ કરી શકે એવી શક્તિ ધરાવતા હતા; વિવિધ રીતના વિહાર કરવાની તે શક્તિ ધરાવતા હતા; વળી અનેક પ્રકારના વિવિધ મહિમાવાળા રત્નૌષધાદિક તથા મંત્ર, યંત્ર, તંત્રાદિક જેના ભંડારમાં રહેલા હતા, જેને ઉત્તર અને દક્ષિણ શ્રેણિની સ્વામિની ગૌરી, ગંગાધારી, રોહિણી, પ્રજ્ઞપ્તિ વિગેરે મહાવિદ્યાઓ સિદ્ધ થયેલી હતી; જેના વિમાન ચલાવનારા દેવો સદા સેવકની માફક તેના હુકમ માત્રથીજ કાર્ય કરનારા હતા; જેની પાસે જળમાં ગતિ કરવામાં કુશળ અનેક ઘોડા હતા; તથા વહાણાદિક યાનપાત્રથી પણ અધિક સમુદ્ર જળ તરવામાં સમર્થ ચર્મરત્ન હતુ; જે હમેશાં ચૌદ રત્ન નવનિધાન [1] વિગેરેના અધિષ્ટાયીક દેવો મળીને પચીશ હજાર દેવતાઓથી સેવાતો હતો; આવી ઋદ્ધિવાળો તથા બળથી ગર્વિત થયેલા સુભૂમ ચક્રવર્તી પાપનો ઉદય થયો ત્યારે સમુદ્રમાં પડી ડુબી ગયા. તેનુંજ જ્યારે પુણ્યનું બળ હતું, તે વખત અતર્કિત રીતે, નહિ બોલાવેલ ચક્ર પણ, ઉત્પન્ન થઇને તેના હાથમાં આવ્યું હતું, અને તેના વડે તેણે આખું ભારત જીતી લીધું હતુ, તેનેજ જ્યારે પાપનો ઉદય થયો, ત્યારે તે ચક્રવિદ્યમાન હતુ તો પણ તેનું કાર્ય સાધવામા તત્પર થયુ નહિ.

---

[1] એ રત્નની પાછળ એક હજાર દેવતાઓ હોય છે

શ્રી કૃષ્ણ વાસુદેવના પ્રશ્નથી શ્રી નેમિનાથે કહ્યું હતું કે–“ જરાકુમારના હસ્તથી તમારૂં મરણ છે.” તે સાંભળીને અતિ દુભાયેલો જરાકુમાર એવું અકાર્ય પોતાથી ન થાય તો ઠીક એવા વિચારથી, રાજ્યસુખ ત્યજી તે વનમાં ચાલ્યો ગયો હતો. પરંતુ જ્યારે કૃષ્ણના પાપનો ઉદય થયો, ત્યારે જરાકુમારનાજ બાણથી કૃષ્ણ મરાયા. તેથી કુટુંબ ઉપર જે વાત્સલ્ય ભાવે છે તે નકામો છે તેના માટેનો પ્રયાસ પણ નિષ્ફળ છે. અનાદિ કાલથી મોહરાજાના મોટાભાઇ કર્મપરિણામ રાજા, નટના હાથમા રહેલા માંકડાની માફક જીવને નચાવે છે. એક ક્ષણમાત્ર પણ નિવૃત્તિ આપતા નથી. તેને સહાય કરનાર મોહ, મિથ્યાત્વ, અજ્ઞાનાદિક વિવિધ પ્રકારના બંધ, ઉદય, ઉદિરણા વિગેરે રૂપમા જરામાં નાખીને જીવોને દુઃખ આપે છે. કર્મ કલેશની વિચિત્રતાનો પૂર્ણ પ્રબંધ શ્રી સિદ્ધ ભગવંત જાણે છે, પણ તે કહેવાને સમર્થ નથી. તેથી સહજ સુખની ઇચ્છાવાળાએ શ્રી જિનાગમનો અભ્યાસ કરીને, કર્મના બંધ, ઉદય વિગેરેની વિચિત્રતાનું સારી રીતે જ્ઞાન સંપાદન કરવુ. એકજ પુણ્ય પાપના બંધ રૂપ આશ્રવદ્વાર સેવતાં વિચિત્ર પ્રકારના ફળો મળે છે. અધ્યવસાયના બલવાનપણાથી, યોગસ્થાન તથા વીર્યસ્થાન અસંખ્યાત હોવાથી, સમવિષમરૂપે વિચિત્ર કર્મવિપાક જીવને પ્રાપ્ત થાય છે. સર્વે સંસારીજીવો જે સુખ દુઃખ અનુભવે છે, તેનુ કારણ કર્મજ છે, બીજુ કોઇ નથી. કર્મના સ્વરૂપને નહિ જાણનાર જે જીવો, બીજા કોઇને સુખ દુઃખ આપનાર માને છે, તે તેનામાં રહેલા મિથ્યાત્વ અને અજ્ઞાનજ કારણ છે. તેઓએ ધર્મને કાંઇ ઓળખ્યો નથી. તેઓ અનાદિ કાળથી ભ્રમમાજ પડેલા છે; માટે પહેલાં કર્મનું સ્વરૂપ જાણીને પછી જેમ આત્મહિત થાય તેમ વર્તવું.

પ્રથમ તો મોહને જીતવાના ઉપાય ભૂત પરમ વરાગ્ય રસને પોષનારી સંસારની બાર ભાવનાને ભાવો. સંસારમાં પરિભ્રમણ કરતાં વિવિધ કર્મને લેઇને જીવો ચાર ગતિમાં કયા કયા પર્યાયને પામતાં નથી? રાજા થઇને રંક થાય છે; રંક થઇને રાજા થાય છે; દરિદ્રી થઇને

ધનપતિ થાય છે, ધનપતિ થઇને દરિદ્રી થાય છે, દેવો મરીને તીર્યંચ થાય છે; તીર્યંચો મરીને દેવ થાય છે; કીડી મરીને હાથી થાય છે; હાથી મરીને કીડી થાય છે; આ પ્રમાણે ભવાંતરમાં અનેક પર્યાય પ્રાપ્ત થાય છે. પરંતુ પૂર્વભવોમાં અનુભવેલું આ જીવને કંઇ યાદ આવતું નથી ચાલુ ભવમાં પ્રાપ્ત થયેલા વૈભવોના અભિમાનથી મનુષ્ય ફરે છે. જે જીવ રાજા થઇને આ ભવમાં અખંડ શાસન વાળો સાતે અંગે રાજ્ય પાળતો આંખના ફરકવા માત્રથી કરોડો જીવોને કંપાવે છે, હમેશાં પ્રબળ સૈન્યયુક્ત થઇને અનેક રાજાઓને નમાવે છે, જેના મુખમાંથી નીકળેલુ વાક્ય વ્યર્થ થતું નથી, શિકારની ક્રીડામાં હજારો જીવોને જે પીડે છે, ગીતનૃત્યાદિમાં મગ્ન થઇને જે જગતના અન્ય જીવોને તૃણ સમાન લેખે છે, તેજ રાજાનો જીવ મૃત્યુ પામીને નરકમા ઉત્પન્ન થાય છે, અને એકલોજ ક્ષેત્રવેદના, પરમાધામી વેદના અને પરસ્પર કરેલી વેદના સહન કરે છે ત્યાં કોઇ તેનું રક્ષણ કરતું નથી અસંખ્ય કાળ સુધી વારંવાર મૃત્યુ પામીને તિર્યંચયોનીમા ઉત્પન્ન થાય છે, પણ અનેક જીવોને હણીને ફરીથી પાછો નરકમાં ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે ભટકયાજ કરે છે. વળી પરભવતો દૂર રહો, પણ આ ભવમાંજ વિચિત્ર કર્મવિપાકના ઉદયથી જીવ અનેક અવસ્થા અનુભવે છે. ચક્રી જેવો પણ રંક થઇને રોળાતો સાભળીએ છીએ. જ્યાં સુધી જીવ કર્માધીન છે, ત્યાં સુધી તે સંસારમાં ભટકે છે જ્યાંસુધી શુદ્ધ શ્રદ્ધાથી શ્રી જિનેશ્વરની વાણીવડે કુશળ થઇ, મોહનીયાદિ કર્મને ખપાવતો નથી, ત્યાં સુધી જીવને સંપૂર્ણ સુખ કયાંથી હોય ? આ દેખાતું જે સુખ છે, તે તો ચોરને "વધને સમયે ખાવા આપેલા મિષ્ટાન્ન જેવું છે. મરણના ભયથી અત્યંત ભયભીત થયેલ ચોરને જેમ મિષ્ટાન્ન પ્રિય લાગતું નથી, તેમ આગમાદિ દ્વારા પૌદ્ગલિક સુખના આસ્વાદના કડવા ફળરૂપે મળતું નરક નિગોદાદિ દુઃખ જે જાણે છે, તેને સંસારીક સુખ પ્રિય લાગતું નથી; પરંતુ તેને વૈરાગ્યના કારણભૂત થાય છે.

"રસનાના રસના લોભીને મધુર સ્વાદવાળી વસ્તુ દેખીને મુખમાંથી પાણી છુટે છે, તેવીજ રીતે વિરક્ત જીવોને તેના માઠા વિપાકનો વિચાર આવવાથી આંખમાંથી પાણી છુટે છે."

આ પ્રમાણેની શ્રી વીરભગવંતની ઉત્તમ પ્રભાવશાળી દેશના સાંભળીને શાલિભદ્રના સંવેગનો રંગ વૃદ્ધિ પામ્યો. પછી પ્રભુને નમીને, વેગથી પોતાને ઘેર આવી, વાહનમાંથી ઉતરી ઘરના માળે જઈ જ્યાં તેમની માતાજી હતાં ત્યાં આવી, તેમને પ્રણામ કરીને કહેવા લાગ્યા કે, "હે માતા ! આજે હું વીરપ્રભુને વંદન કરવા ગયો હતો. ત્યાં મેં ધર્મદેશના સાંભળી. તે દેશના મને રૂચી છે."

"તું ધન્ય છે, હે પુત્ર ! તું કૃતપુણ્ય છે. ભગવંતને તમે વાંદવા ગયા તે બહુ સારૂ કર્યું". માતાએ શાલિભદ્રને કહ્યુ

"માતાજી તે દેશના સાંભળીને મારી અનાદિ ભવની ભ્રાંતિ નાશ પામી છે. ચતુર્ગતિ રૂપ સંસારમાં ભટકવાની પ્રવૃત્તિના હેતુઓ મેં જાણ્યા છે. વિષયો પરમ અનર્થ દેવાવાળા છે, તે સ્પષ્ટપણે મેં જાણ્યુ છે. જન્મ-જરા-મરણ-રોગ શોક વિગેરેથી ભરેલા આ સંસારને મેં સારી રીતે ઓળખ્યો છે. તેથી આ સંસાર ઉપર મને બીલકુલ પ્રેમ રહ્યો નથી. જ્યારે આવે ત્યારે સુંદર લાગતા કામ ભોગો, અનંત કાળ સુધી દુઃખ આપવાના હેતુભૂત હોવાથી, તે હવે મને રૂચતા નથી. આ સંસારમાં જરા મરણ વિગેરે દુઃખ આવે ત્યારે કોઇ શરણભૂત થતું નથી દુષ્કર્મના વિપાકના અનુભવના સમયે, એકાકી ભટકતો આ જીવ, ઉદયાનુસારગતિ પ્રાપ્ત કરે છે. કરોડોની સંખ્યામાં સેવકો અને સ્વજન વર્ગ હોય તો પણ જીવતો એકલોજ જાય છે; અને એકલોજ આવે છે. તે વખતે શુભ અશુભ પ્રકૃતિ શીવાય બીજું કોઈ તેની સાથે જતું કે આવતું નથી. જ્યા સુધી જન્મ મરણાદિના ભય ન જાય, ત્યાં સુધી જીવને સુખ નથી. મધુલિપ્ત ખડ્ગધારા ચાટવાની જેમ આ વિષયો દેખતાં મીઠા લાગે છે, પણ પરિણામે અતિ દુષ્ટ છે. તે દુર્જન અને ચોરને

જેમ શૂળિ દુઃખ આપે, તેમ અવશ્ય દુઃખજ આપે છે. તેથી આપની રજા હોય તો, જન્માદિ સમસ્ત દુઃખના સમુહને કાપવામા પરમ ઔષધિરૂપ ચારિત્ર હું ગ્રહણ કરૂં. આ પરમ ઔષધવડે મારા જેવા અનંત જીવો પરમાનંદપદ પામ્યા છે, તેથી મને ચારિત્ર લેવાની ઇચ્છા થઇ છે, માટે મને રજા આપો ” શાલિભદ્રે ભદ્રામાતાની પાસે રજા માગતાં વૈરાગ્યનુ કારણ કહી સંભળાવ્યું.

આ પ્રમાણે શાલિભદ્રનાં વચન સાંભળી, સ્નેહથી ઘેલી થયેલી માતા, તત્કાળ મૂર્છા આવવાથી ભૂમિ ઉપર પડી ગઇ. દાસી વિગેરે પરિજન તુર્ત આવી પહોચ્યાં, અને વાતાદિ શીતળ ઉપચારવડે તેને સ્વસ્થ કરી. તે વખતે વિયોગ દુઃખની કલ્પનાથી ફાટતા હૃદય વડે આક્રંદ કરતી તે બોલી કે,

“ અરે પુત્ર ! કાનમા નખાતા તપાવેલ સીસાની જેવું આ તું શું બોલ્યો ? તારે વ્રત લેવાની વાત શી ? વ્રત તો તારૂં અશુભ ચિંતવનારા પાડોશીઓ ગ્રહણ કરશે. તારે વળી ચારિત્ર કેવું ? ”

શાલિભદ્રે કહ્યું કે “ માતાજી ! એમ બોલો નહિ જે ચારિત્ર ગ્રહણ કરે છે, તેઓ તો કોઇનું અશુભ ચિંતવનારાં હોતાજ નથી. તેઓ તો જગતના જીવો ઉપર મૈત્રી ભાવવાળા હોય છે સકળ જીવોનું હિતકરનારા તેઓ તો જગત સર્વને વંદન કરવા યોગ્ય હોય છે. ” માતાએ હવે બીજી રીતે સમજાવવાની શરૂવાત કરી.

“ વત્સ ! તમારૂં શરીર અતિશય સુકોમળ છે. આ શરીરથી સંયમનો નિર્વાહ નહિ થાય. ચારિત્ર તો વજ્ર જેવું કઠીન અને તલવારની ધારના જેવું તીક્ષ્ણ છે. જેઓનું શરીર અતિદૃઢ હોય છે તેઓને પણ જિનેશ્વરની દીક્ષા પાળવી દુષ્કર છે. તો પછી તમારાથી તો તેનો નિર્વાહ શી રીતે થાય ? ” માતાએ ચારિત્રમાં રહેલી કઠણાઇ શાલિભદ્રને કહી બતાવી.

“ મારા કરતાં પણ અતિસુકોમળ રાજાઓ રાજ્ય છોડી

દઈને દુષ્કર ચારિત્ર લઇ શ્રી વીર ભગવંતના ચરણ કમળની ઉપાસના કરે છે ” શાલિભદ્રે માતાને જવાબ દીધો.

“ અરે વત્સ ! તમે શું ભુલી ગયા ? જ્યારે રાજા આપણા ઘેર આવ્યા, ત્યારે તે વખતે તમારા શરીરની દ્રઢતા જણાઇ હતી. રાજાના શરીરના સ્પર્શથી તમારા શરીરમાંથી, ગિરિમાંથી નિર્ઝરણની જેમ, પરસેવાની ધારા થઇ હતી. એવા તમે સુકોમળ છો. તેવા તમે જિનેશ્વરની દીક્ષા લેવા તૈયાર થયા છો, તે કોને હાસ્યાસ્પદ થશે નહિ ? મંકોડો ગોળનો ઘડો ઉપાડવા ઇચ્છે તે કેમ બને ? ”

માતાએ શાલિભદ્રને ઓળંભો આપતાં ઉપર પ્રમાણે કહ્યું. ઇત્યાદિ શમ, દામ, ભેદ, યુક્તિવાળા સવાલ જવાબ, માતા અને પુત્ર વચ્ચે થયા. છેવટે શાલિભદ્રે માતાને સ્પષ્ટ રીતે જણાવી દીધું.

“ હવે સોવાતની એકજ વાત હું કહું છું કે મારે અવશ્ય ચારિત્ર ગ્રહણ કરવું છે તેમાં જરાપણ સંદેહ નથી ”

ભદ્રામાતાએ મનમાં વિચાર કર્યો કે, આ તેનો છેવટનો નિશ્ચય છે. ખરેખર એ હવે સંસારમાં રહેવાનો નથી, અને ઘર, તજશેજ. તેથી હવે આ કાર્યમાં કાળનો વિલંબ કરાવવો માતાનો મોહ તો જુઓ !

“ વત્સ ! જો તારે અવશ્ય ચારિત્ર લેવુંજ હોય, તો તું સાહસ કર નહિ દસ દિવસ અનુભવ કર કાંઇ થોડુ થોડુ ત્યાગકર, જેથી તમારી શક્તિની પરિક્ષા થાય પછી ધર્મમાં શીઘ્રતાથી મન દોરજે, કે જેથી અખંડ રીતે તેનો નિર્વાહ થાય. ” માતાના મુખમાંથી મોહવશ પણ શુભસૂચક શબ્દો નિકળ્યા.

આ પ્રમાણે માતાના વચન સાંભળી શાળિભદ્રે વિચાર કર્યો કે, મોહથી વશ થએલ માતા, તાકીદે આજ્ઞા આપસે નહિ; અને માતાની આજ્ઞા વગર ચારિત્ર લેવા જવું યુક્ત નથી. તેથી માતા કહે છે તે પ્રમાણે દસ દિવશ અનુક્રમે થોડા થોડા ત્યાગની શરૂવાત

કરૂં. આથી માતા પ્રસન્ન થશે; મેં મનમાંજે ધાર્યું છે તે ચલાયમાન થવાનું નથી. તેં તો અવસરે હું જરૂર કરીશ" એવી રીતે વિચાર કરી માતાને નમીને પોતાના વિલાસ ભુવનમાં ગયા.

માતા આનંદ પામી અને વિચાર્યું કે, "આ સુપુત્રે મારૂં વચન અંગીકાર કર્યું, લોપ્યું નહિ." ભગવંત મહાવીરના ઉપદેશથી જેનું-મન ચારિત્ર ધર્મમાં રક્ત થઇ ગયું છે, એવા પરિકર્મિતમતિવાળા શાળિભદ્રે સંસાર સ્વરૂપની વિચાર મગ્નતામાં આખી રાત્રી પસાર કરી. બીજા દિવસથી હરરોજ એક એક સ્ત્રીનો ત્યાગ કરવા માંડયો, અને તેમને આજ્ઞા કરતા ગયા કે તેઓએ હવેથી નીચેના વાસગૃહથી ઉપરના વિલાસભુવનમાં આવવું નહિ. મોહની રાજધાની જેવી અને મોહની ઉત્પત્તિના કારણ રૂપ સ્ત્રીઓ ઉપરથી સર્વથા રાગ ત્યજી દીધો.

માતા એ વાત જાણી પુનઃ શાલિભદ્રની પાસે આવી. વિવિધ સ્નેહ યુક્ત વચનો અને યુક્તિઓ વડે પુત્રને વિનવવા લાગી. પરંતુ વ્રત લેવાના દ્રઢપરિણામી શાલિભદ્ર જરાપણ ચલિત થયા નહિ

**શાલિભદ્રના બનેવી ધન્યશેઠની આઠ સ્ત્રીઓ સહિત દિક્ષા.**

શાલિભદ્રની બેહન સુભદ્રાના પતિ ધન્યશેઠ પણ તેજ નગરીમાં રહેતા હતા. સુભદ્રા પોતાના પતિ ધન્યશેઠનું મસ્તક સુગંધી જળ વડે ધોઇને, અતિ સુગંધી તૈલાદિ નાખવા પૂર્વક કાંસકીથી સાફ કરતી હતી. બીજી બધી સ્ત્રીઓ પણ યથાસ્થાને બેઠેલી હતી તે વખતે સુભદ્રાની આંખમાંથી, બંધુના વિયોગ સ્મરણને લઇને ચિત્ત અસ્વસ્થ થવાથી થયેલી શૂન્યતાને લીધે, ઉષ્ણ અશ્રુઓ શેઠના બંને સ્કંધ ઉપર પડયા. શેઠે તેના તરફ જોયું અને કહ્યું કે, પૂર્વે કરેલા પુણ્યના પ્રભાવથી ઉત્પન્ન થયેલ, સકલ સુખથી ભરેલા મારા ઘરમાં તને દુઃખનો ઉદય કેવી રીતે થયો,

કે જેથી તું આ અકાળે ઉત્પાત કરાવનાર વરસાદના કણીયાની માફક આંખમાંથી અશ્રુ પાડે છે. ”

સુભદ્રા ગદ્‌ગદિત થઇને બોલી કે, “ સ્વામિન્ ! આપના ભૂવનમાં મને લેશ માત્ર દુઃખ નથી. પરંતુ મારા ભાઇ શાલિભદ્ર રાજા ઘેર પધાર્યા તે દિવસથી ઉદાસ થઇ ગયા છે. વીરભગવંતના વચન શ્રવણથી પરમ વૈરાગ્ય વડે તેનું અંતઃકરણ વાસિત થયું છે. તે વ્રત લેવાને ઇચ્છે છે, અને હમેશાં એક પત્નિનો ત્યાગ કરે છે. એક મહિનામાં તે બધી સ્ત્રીઓ ત્યજી દેશે અને પછી વ્રત ગ્રહણ કરશે. તે વખતે મારા પિતાનું ઘર ભાઇ વગરનું અરણ્ય જેવું ઉદ્વેગ કરનારૂં થઇ પડશે. આ ભાઇનો ભાવી વિયોગ સાંભરવાથી મને ચક્ષુમાંથી અશ્રુપાત થાય છે; બીજુ કાંઇ પણ મને દુઃખ નથી.

આ પ્રમાણેના સુભદ્રાના વચનો સાંભળીને જરા હસી સાહસના સમુદ્ર જેવા ધન્યશેઠ બોલ્યા કે, “ શાલિભદ્ર હમેશાં એક એક સ્ત્રીને તજે છે. તેમ કરવાથી તો તે મને બહુ બ્હીકણ લાગે છે. પ્રિયે ! કાયર પુરૂષ હોય છે તે ધીર પુરૂષે કરેલી વાર્તા સાંભળીને ઉલ્લસાયમાન થાય છે. ધીરના આચરણાનુંસાર કરવાને ઇચ્છે છે. તે પ્રમાણે આદરવાને તૈયાર થાય છે; પરંતુ પછી અલ્પ સત્વવંત હોવાથી મંદ થઇ જાય છે નહિ તો ભગવંત મહાવીર પ્રભુના વચનામૃતથી સીંચાયેલ અને વ્રત લેવાના પરિણામથી જેનું ચિત્ત ઉલ્લાસમાન થયું હોય તે મંદ કેવી રીતે થાય ? વીર પુરૂષ તો જે નિર્ણય કરે, તદનુસાર વર્તેજ. પ્રાણાંતે પણ નિર્ણયને ત્યજતા નથી પ્રિયે ! પહેલાં તો પ્રાણીઓ અલ્પ કાળમાં કાર્ય કરવાની ઇચ્છાવાળા થાય છે, પરંતુ પછીથી નિઃસત્વ બની વિલંબ કરવાથી કાર્ય સિદ્ધિ કરી શકતા નથી. તેથી તત્વજ્ઞ એવા સાત્વિકપ્રાણીઓ વિલંબ વગર કાર્ય સાધવામાંજ વિશિષ્ટતા માને છે. કોઇ પણ કાર્ય કરવા ધારે છે તો પછી જેમ જલદી થાય તેમજ કરે છે, તેમાં વિલંબ કરતા નથી.

પતિનાં ગર્વયુકત વચનો સાંભળીને સર્વે સ્ત્રીઓ શાલિભદ્રના વૈરાગ્યથી વિસ્મિતથતી કહેવા લાગી કે, " પ્રાણેશ ! સત્વવંત પુરૂષોને પોતાના હસ્તથી સાગર તરવો સહેલ છે, પરંતુ શુભ ધ્યાન વડે પુરૂષોએ જિનાજ્ઞાને અનુરૂપ વ્રત ગ્રહણ કરી તપ કરવો દુષ્કર છે; કારણ કે સર્વ આગમમાં કુશળ અને જિનકલ્પ પાળનાર ચૌદપૂર્વધરો પણ પતિત થયેલા સંભળાય છે. તો પછી બીજાની શી વાત ! આ જગતમાં દુઃખી થએલા સંસારીક જીવો આજીવિકાના દુઃખથી સંતાપ પામે છે, અને મોક્ષ સુખના એકાંત કારણભૂત તપ સંયમ છે, એમ કથંચિત્ જાણે છે. તો પણ ચારિત્ર ગ્રહણ કરવાની ઇચ્છા કરતા નથી. તો પછી આ જન્મમાં પણ દેવતાના ભોગ વિલાસ ભોગવનાર, વળી જે રત્નના તથા સુવર્ણના આભૂષણો ચક્રવર્તી અથવા તો ત્રૈલોકયાધિપતિ તીર્થંકરને ઘેર પણ ફેંકી દેવાતા નથી, તે આભરણો જેને ઘેર હમેશાં તૂચ્છ ગણી ફેંકી દેવાય છે, અને પછીથી તેની સંભાળ પણ કરાતી નથી; વળી જેને ઘેર સુવર્ણ તથા રત્નમય દેવ દુષ્યવસ્ત્રો પણ શ્લેષ્માદિની માફક જુગુપ્સા કરવા લાયક ગણાય છે; જગતમાં પરિભ્રમણ કરતાં પણ રત્નના વ્યાપારીઓને જેના જેવું એક રત્ન પણ મળી શકતું નથી તેવા રત્નોના સમુહ જેના પગની આગલ રખડે છે, અને તેવા રત્નો વડે જેના ઘરનું ભૂમિતલ; બાંધેલુ છે, વળી સ્ત્રીઓની ચોસઠ કળામાં નિપૂણ એવી બત્રીસ સ્ત્રીઓ પતિની સેવામાં હમેશાં તત્પર રહે છે; વળી સ્ત્રીઓમાંથી એકેકને જે તજે છે, તેવાને આપ કાતર-બ્હીકણ કહો છો ? પરંતુ સ્વામીન્ ! અગ્નિ પીવાની જેમ દીક્ષા ગ્રહણ કરવી અતિ દૂષ્કર છે શાલિભદ્રની માતાએ શાલિભદ્રને એકનેજ ઉત્પન્ન કર્યો છે, કે જે આવું દુષ્કર વ્રત ગ્રહણ કરવાને તત્પર થયો છે. જો આપના હૃદયમાં દીક્ષા લેવી સહેલી લાગે છે, તો પછી ભોગોને રોગની જેમ તજીને આપજ કેમ દીક્ષા લેતા નથી ?"

ધન્યશેઠ પરિમિત સંસારી છે, તેમજ બહુ સત્વવાન પુરૂષ છે. સ્ત્રીઓએ કરેલી મજાકનો સદુપયોગ કરી લેવાનો પ્રાપ્ત થએલો અવસર તે જવા દે તેવા ન હતા. પ્રભુ મહાવીરના શાસનના તે

શ્રાવક હતા, પત્નીઓએ મજાકમાં પણ જે ઉત્તમ ઉપદેશાત્મક ભાષા વાપરી હતી, તે સાંભળીને શેઠ ઉત્સાહ પૂર્વક બોલ્યા કે, "અહો ? તમે ધન્ય છો, ધન્ય છો. કારણ કે અવસરને ઉચિત આવાં શુભ વાક્ય બોલીને તમે તમારી ઉત્તમ કુળની રીત પ્રગટ કરી દેખાડી છે. મારૂ ધન્ય નામ આજે યથાર્થ સાર્થક થયું છે. હું શાલિભદ્રથી પણ અધિક ભાગ્યવાન્ છું, કારણ કે અંતરાય કરનાર સ્ત્રી સમૂહ પણ, આ પ્રકારે શુભ શિખામણના વચનો દ્વારા મને સહાય કરનાર થયો છે. હું તમારૂ કલ્યાણકારી વાક્ય સત્ય કરી, વ્રત ગ્રહણ કરવાને ઉજમાલ થયો છું, હું હવે તમારી અનુકૂળતા પામી, તમારો ઉપદેશ અને મ્હારૂ આત્મકલ્યાણ સિદ્ધ કરવા જાઉં છુ. હે સુગુણીઓ ! તમે પણ શાંત આશયવાળી થઈ સદ્વિચારોનું ભાજન થજો " આ પ્રમાણે સર્વ પત્નીઓને ઉદીરણા કરીને, તેમને પણ વ્રત લેવાને સાવધાન કરવા લાગ્યા. દીક્ષા લેવાને ઉજમાલ થયેલા ધન્યશેઠની લક્ષ્મીનો વિસ્તાર આ પ્રમાણે હતો.ઋદ્ધિ અને સમૃદ્ધિથી ભરેલાં પદરસો ગામ તેમની માલકીનાં હતાં; પાંચસો રથ, પાંચસો ઘોડા, પાંચસો ઉત્તમ મોટા ઉજવળ મંદિરો, પાંચસો દુકાનો, પોતાની બુદ્ધિથી ઉત્તમ વ્યાપાર ચલાવી શકે એવા પાંચહજાર દુકાનો ચલાવનાર વાણોતરો, પાંચસો વહાણો અને દેવ વિમાનનો, ભ્રમ ઉપજાવે એવા સાત ભૂમિવાળા આઠ મહેલો, આઠ પત્નીઓ, પ્રત્યેક પત્નીની નિશ્રાએ એકેક ગોકુળ; આટલાના તે સ્વામી હતા. વળી ભંડારમાં, વ્યાપારમાં, વ્યાજ વિગેરેમાં મળી છપ્પન સુવર્ણ કોટી દ્રવ્ય તેમણે એકઠું કરેલું હતું. વળી આઠે પત્નીઓનું એકેક કરોડની કિંમતનું સુવર્ણ હતું. વળી ધાન્યના કોઠારો હજારો હતા. તેમાંથી અનેક ગામોમાં દીન, હીન, દુઃખિ જનોના ઉદ્ધાર માટે, દાનશાળાઓ ચાલતી હતી. વળી ઇચ્છિત સુખને આપવાવાળો એક મણિ પણ તેમની પાસે હતો. ઇત્યાદિ પુષ્કળ સંપદા હતી. અતિ ઉત્કૃષ્ટ પુણ્યોદયનું આ પ્રત્યક્ષ લક્ષણ હતું.

આવી મહા ઋધ્ધિના વિસ્તારવાળા અધિક સત્વવંત ધન્યશેઠ તે સર્વને તૃણ તુલ્ય ગણીને વ્રત ગ્રહણ કરવાને ઉદ્યત થઇ ગયા; કારણ કે સત્વવંત પ્રાણીઓ ઉત્તમ અર્થ સાધવામાં ઢીલ કરતા નથી.

પછી રત્નત્રયના અર્થની સાધનામાં વિઘ્નનો નાશ થવા માટે, સર્વ તીર્થોમાં તેમણે અઠ્ઠાઇ મહોત્સવ કરાવ્યો. સાતે ક્ષેત્રમાં ઘણું ધન વાપર્યું. કેટલુંક ધન દીન—હીનના ઉદ્ધાર માટે વાપર્યું કેટલુંક ધન ઉદાર ભાવથી સ્વજનાદિકને આપ્યું. હમેશાં સેવા કરનારાઓને જીવિત પર્યંત આજીવિકા ચાલે તેટલું ધન આપ્યું, કે જેથી તેમને કોઇ બીજાની સેવા કરવાનું રહે નહી. કેટલુંક ધન શાસનની ઉન્નતિમાં આપ્યું. કેટલુંક યાચકોને આપ્યું. કેટલુંક ધન સ્વજ્ઞાતિવાળા જ્ઞાતિ જનોના પોષણ માટે વાપર્યું. કેટલુંક ધન રાજાને ભેટ કરીને અવસરોચિત વ્યયની પ્રવૃત્તિ દેખાડવા તથા પ્રમાદી પુરૂષોને જાગૃત કરવા વાપર્યું. આ પ્રમાણે ઘણું ધન ધર્મનાં, પુણ્યનાં, પ્રીતિનાં, તથા યશના કાર્યમાં વાપર્યું. બાકીના ધનની યથાયોગ્ય રીતે વ્યવસ્થા કરી ધન્યકુમાર નિશ્ચિંત થયા.

ધન્ય શેઠની મૂખ્ય સ્ત્રી સુભદ્રા, જે શાલિભદ્ર શેઠની બેહન થતાં હતાં, તેણે પણ પોતાનો આશય માતા પાસે જણાવ્યો. માતાએ કહ્યું કે, " પુત્રી ! હજુ તો પુત્રના વિયોગની વાર્તાથી બળતા અંતઃકરણવાળી હું થઇ છું, તેવામાં તું પણ વ્રત ગ્રહણ કરવા તત્પર થઇ ? આ પ્રમાણે ક્ષત ઉપર ક્ષારની જેમ તું દુઃખ કેમ આપે છે ? તમે બન્ને જશો, પછી મારે કોનું આલંબન? કોની સહાય ? કોનો આધાર ? તને પણ સહસા આ શું થઇ ગયું ? "

" માતાજી ! અમે આઠે બહેનોએ નિર્ધાર કર્યો છે કે, પતિની સાથે અવશ્ય સંયમ ગ્રહણ કરવું. આ જગતની સ્થિતિ પલટાઇ જાય, તો પણ અમે આ પ્રતિજ્ઞા મુકવાના નથી. જે અમને સંયમ ગ્રહણ કરવામાં આડે આવશે, તેને અમે અમારા શત્રુ તુલ્ય ગણીશું. વળી સંયમમાં એક તાન થયેલા મારા ભાઇને પણ તમારે રોકવો નહી. " સુભદ્રાએ માતાને જવાબ આપ્યો, અને એ પ્રમાણે કહીને પોતાને ઘેર ગઇ,

ભદ્રામાતા સ્નેહથી બંધાયલા જ્યાં ધન્યકુમાર હતા ત્યાં આવ્યાં, અને ધન્યશેઠને (પોતાના જમાઇને), કહેવા લાગ્યા કે, “ શોભદ્ર ! પુત્ર તો દુઃખ દેવાને તૈયાર થયા છો; તેટલામાં તમે પણ દાઝયા ઉપર ડામની જેમ ઘર ત્યજવાને તૈયાર થયા છો, પરંતુ મારી ચિંતા તો કોઇ કરતા નથી. હું વૃદ્ધ થઇ છું, મારૂ પાલન કરવું એતો તમારો અને શાલિભદ્રનો ધર્મ છે. માતાને ક્લેશવાળી મુકી તમે દીક્ષા લેવા તૈયાર થયા છો, એ વાસ્તવિક નથી. નિર્દોષ અને નિરપરાધી એવી બત્રીસ પુત્રવધૂ અને તમારી કુળવંત આઠ સ્રીઓને કોણ પાળશે ? ” આ પ્રમાણે કહેતાની સાથે આંખમાંથી ચોધાર અશ્રુ આવી ગયાં, અને પોતાની દયાજનક સ્થિતિનો આબેહુબ ચિતાર તેમને જણાવ્યો.

ધન્યશેઠે શાંતિ પૂર્વક વૈરાગ્યયુક્ત શાંત્વન આપનારો જવાબ આપ્યો કે,

. “ આ જગતમાં કોણ કોની પાલના કરે છે ? સર્વનું સ્વકૃત પુણ્યજ પરિપાલન કરે છે. બીજાએ કરેલી પાલના ઔપચારિક છે. સર્વ સંસારી જીવો સ્વાર્થ વડેજ સ્નેહ રાખે છે. પરંતુ પરમાર્થની અપેક્ષાવાળા તો સાધુમુનીરાજજ હોય છે. તેમના વિના બીજા કોઇ હોતા નથી. તમે તમારા સ્વાર્થની પૂર્તિ માટે પુત્રને વ્રત ગ્રહણ કરવામાં અંતરાય કરો છો, પરંતુ મારો પુત્ર અવિરતિના બળથી વિષયો સેવીને ચાર ગતિમાં પરિભ્રમણ કરશે, નરકાદિકમાં અતિદારૂણ કર્મના વિપાકો ભોગવીને દુઃખ પામશે, તેની ચિંતાતો કરતાજ નથી. માતાપુત્રાદિનો દુઃખદાયી સ્નેહસંબંધતો અનંતી વાર થયો છે. પરંતુ આવો જિનેશ્વરના ચરણકમળની સનાથતા નીચે ચારિત્ર ગ્રહણ કરવા માટે તમારો આદેશ માગવાનો પ્રસંગ કોઇ વખત પ્રાપ્ત થયો નથી. તે તમારા ભાગ્યના યોગે હમણાં પ્રાપ્ત થયો છે, માટે તે સંયોગને સફળ કેમ કરતા નથી ? તમે એવો વિચાર કેમ કરતા નથી કે, મારા શરીરથી જન્મેલો પુત્ર સર્વ ત્યજીને પરમ અભયદાન દેનારા શ્રી વીરભગ-

વ્રતના સ્વહસ્તે દીક્ષા લેઉં છું. તેમનો શિષ્ય થાય છે. તેને શું ભય છે ? તે તો સંસાર સાગરને શીઘ્ર તરશે. તેમાં શું અશુભ થાય છે કે, તમે દુઃખી થઇને ખેદ પામો છો ? શ્રી જિનેશ્વરના ધર્મને જાણતાં છતાં આવા અશુદ્ધ વચનો તમારા મુખમાંથી કેમ નિકળે છે ? પુત્રોના વિવાહાદિ મહોત્સવતો અનંતીવાર કર્યા, તોપણ તૃપ્તિ થઇ નહિ. પરંતુ આ ભવમાં તમારા પરમ સુખના હેતુભૂત એવા અમારા ચારિત્રોત્સવ કેમ કરતા નથી ? સંસારમાં સંસારી સંબંધો તો વિડંબના રૂપ છે, તેથી ઘેર જઇ ચિત્તની પ્રસન્નતાથી પુત્રના મનોરથની પૂર્તિ કરો, કે જેથી તમારો સંસાર પણ અલ્પ થાય મેં તો ચારિત્ર ગ્રહણ કરવાનો નિશ્ચયજ કર્યો છે, તેથી સંસારના પાસમાં નાખવાવાળા તમારા સ્નેહગર્ભિત દીનવચનો સાંભળીને હું ચલાયમાન થાઉં તેમ નથી. ”

આ પ્રમાણે જમાઇના વચનો સાંભળી ભદ્રાશેઠાણી તદ્દન નિરાશ થઇ પોતાને ઘેર આવ્યાં.

પછી ધન્યશેઠ હર્ષના સમૂહથી ભરેલા હૃદયવડે, મોટા આંડબર સાથે વ્રત ગ્રહણ કરવાને ચાલ્યા. તે વખતે જેવી રીતે લક્ષ્મી પુણ્યને, ગ્રહો સૂર્યને અને સિદ્ધિઓ સત્વને અનુસરે છે, તેવી રીતે તેમની સર્વ પતિવ્રતા સ્ત્રીઓ પણ સ્વવિભૂતિ સાથે સુખાસનમાં બેસીને ધન્યકુમારને અનુસરી, તેની સાથે દીક્ષા લેવા ચાલી.

એ રીતે ધન્યશેઠ મોટી વિભૂતિ સહિત અસ્ખલિત રીતે દીનહીનને દાન દેતા, સિંહની માફક ઉત્સાહ સહિત ઇંદ્રિયના સમુહને વશ કરતા, પ્રિયાઓ સહિત નિકળ્યા. તે ( ધન્યશેઠ ) હજારો પૌરજનોની સ્તુતિ સાંભળતા તથા તેમનાથી માન પામતા જ્યાં ભગવંત મહાવીર પ્રભુ છે તે ગુણશીળ વનમાં આવ્યા.

પૌર જનનાં તથા ઘરના માણસોના મુખેથી ધન્યશેઠનો વૃત્તાંત સાંભળીને શાલિભદ્ર શેઠ પણ સંવેગથી વ્રત લેવામાં ઉત્સુક થયા. પછી માતાની પાસે જઇને યુક્તિપૂર્વક માતાને સમજાવ્યાં.

માતા ઉત્તર આપવાને શક્તિવંતજ થયાં નહી, અને પુત્રનો અભિપ્રાય જાણી તેને કહ્યું કે "હે વત્સ ! તમને જે રૂચે તે કરો. તમે તથા તમારા બનેવી એક આશયવાળા થયા છો તેમાં હવે મ્હારૂં શું બળ ? તમારો ધારેલ આશય સંપૂર્ણ કરો."

આ પ્રમાણે માતાની આજ્ઞા મેળવી સર્વ સ્ત્રીઓને ત્યજી દઇ વ્રત ગ્રહણના ઉદ્યમમાં તૈયાર થઇ ગયા. તે વખતે શ્રેણિક મહારાજાએ તથા ગોભદ્રદેવે તેમની દીક્ષા નિમિત્તે અપૂર્વ મહોત્સવ કર્યો. એ રીતે શાલિભદ્ર પણ ભગવંત વીરપ્રભુની પાસે આવ્યા. પછી તે બન્ને એ સમવસરણ પાસે આવી, પાંચ અભિગમ સાચવી પ્રભુને વંદન કરીને વિનંતી કરી કે "હે ભગવંત ! જન્મ જરાને મૃત્યુથી આ લોક બળી રહ્યા છે. જેવી રીતે કોઇ ગૃહસ્થ ઘરમાં આગ લાગે ત્યારે, જે વસ્તુ ( હિરણ્ય રત્નાદિ ) ઓછા ભારવાળી અને બહુ મૂલ્યવાળી હોય તેને ઘરમાંથી બહાર કાઢે છે, અને તેને લઇને એકાંતમા ચાલ્યો જાય છે, અને પછી તેજ વસ્તુ લોકમાં તેના હિત માટે, સુખ માટે અને સામર્થ્ય માટે ભવિષ્યકાળમાં થાય છે, તેવીજ રીતે અમે પણ અદ્વિતીય એવા ઇષ્ટ, કાંત, પ્રિય મનોજ્ઞ, અને મનને પ્રિય તેવા અમારા આત્મ રૂપ ભાંડને સંસાર અગ્નિથી બહાર કાઢી, આપના શરણે આવ્યા છીએ નેથી અમોને ચોકસ પ્રતિતી છે કે હવે હમારો સંસાર કમતી થશે હે પ્રભુ ! અમને આપ દીક્ષા આપો, આપજ અમને મુંડિત કરો. આપજ અમને સૂત્રાર્થાદિ ગ્રહણ કરાવીને જ્ઞાન દાન આપો. આપજ અમને આચાર, ગોચરી, વિનય, કર્મક્ષયાદિ રૂપ ફળવાળુ ચારિત્ર, પિંડ વિશુધ્યાદિ, તેમજ સંયમયાત્રા શીખવો; અને તેને માટે આહાર વિગેરે ધર્મો કરવાના બતાવો."

આ પ્રમાણે સિદ્ધાંતમાં પ્રસિદ્ધ છે તે વિજ્ઞપ્તિ તેમણે ભગવંતને કહી. ભગવંતે તેમને જણાવ્યું કે, "જેવી રીતે આત્મહિત થાય તેમ કરો. તેમાં કોઇનો પ્રતિબંધ ગણશો નહિ.

આ પ્રમાણે પ્રભુની આજ્ઞા મળવાથી તે બન્ને ઇશાનખુણામાં

અશોક વૃક્ષનીચે ગયા. ત્યાં જઇ પોતાની મેળેજ આભરણો ઉતારી નાખ્યા. કુળવૃદ્ધસ્ત્રીઓએ તે આભરણોને ધવળ વસ્ત્રમાં ગ્રહણ કરી લીધા, અને તે બન્નેને આશીષ પૂર્વક લાયક શીખામણ દીધી

"હે વત્સો ! તમે ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલા છો. આ વ્રત લેવું એ સહેલું છે, પણ પાળવું અતિદુષ્કર છે. નદીના પુર પ્રવાહની સામે જવા જેવું છે. લોઢાના ચણા ચાવવા જેવું છે ભાલાના અગ્રભાગથી ખરજ ખંજવાળવા જેવું છે. તેથી હે પુત્રો ! તમે સ્વાર્થ સાધવામાં બીલકુલ પ્રમાદ કરશો નહી. તમારૂં કલ્યાણ થાઓ અને અત્યંત આનંદનું સ્થાન એવું મોક્ષ સુખ તમને પ્રાપ્ત થાવ."

આ પ્રમાણે ગદ્‌ગદ્ કંઠે આશીષ આપી, હૈયુ ભરાઇ આવવાથી, આંખમાંથી અશ્રુ પાડતી તે વૃદ્ધસ્ત્રીઓ ત્યાંથી ચાલી ગઇ.

પછી તે બન્ને એ પોતપોતાના મસ્તકે સ્વયં પંચ મુષ્ટિલોચ કર્યો. શ્રેણિક તથા અભયકુમાર વિગેરેએ તેમને મુનિવેષ આપ્યો. તે વેશ પહેરીને તે બન્ને શ્રી વીર ભગવંતની પાસે આવ્યાં. પછી પ્રભુએ તેમને મહાવ્રત ઉચ્ચરાવી દીક્ષા આપી. સુભદ્રાદિ આઠેને પણ દીક્ષા આપી અને આર્યમહત્તરા પાસે મોકલી. ત્યાં તેઓ ગ્રહણા અને આસેવના, એ બન્ને પ્રકારની શિક્ષા વિગેરે શિખવા લાગ્યા, અને ઉત્તમ રીતે ચારિત્ર પાલન કર્યું.

બન્ને મુનિઓને સુવિહિત સ્થવિર પાસે મોકલ્યા તે બન્ને મુનિ સ્થવિરોની પાસે ગ્રહણા અને આસેવના શિક્ષા અપ્રમત્તભાવથી શીખ્યા, અને સ્થવિરોની સાથે ઘણા વખત સુધી પૃથ્વી ઉપર વિચર્યા. જ્ઞપરિજ્ઞાથી માંડીને સંપૂર્ણ અગીયારે અંગો તેઓ ભણ્યા, અને સૂત્રાર્થોના અધ્યયનમાં લીન થઇ ગીતાર્થ થયા પ્રત્યાખ્યાન પરિજ્ઞાવડે તીવ્ર તપસ્યાઓ કરીને થોડાજ વખતમા તેઓ ઉત્તમ પ્રકારના મુનિની કોટીમાં આવ્યા. અપ્રમત્ત ભાવથી ઇચ્છારોધ કરીને એક, બે, ત્રણ, ચાર માસક્ષમણાદિ વિવિધ તપસ્યાઓ

કરીને, તે બન્ને મહર્ષિઓ બાર વરસ સુધી સ્થવિરની સાથે વિવિધ દેશોમાં વિહાર કરી શ્રી વીર ભગવંતની પાસે આવ્યા.

શ્રી વીર પરમાત્મા પણ પૃથ્વીને પવિત્ર કરતાં ફરીને રાજગૃહીએ પધાર્યા. તે દિવસે તે બન્ને મહર્ષિઓને માસક્ષમણનું પારણું હતુ, પરંતુ ગર્વ રહિત તથા ભોજનની ઇચ્છા વગરના તેઓ ગોચરી કરવા જવાની રજા લેવા માટે શ્રીવીરભગવંત પાસે આવ્યા. અને વિનયપૂર્વક પ્રણામ કર્યા. તે વખતે ભગવંતે શાલિભદ્ર તરફ આદર પૂર્વક જોઇને કહ્યું, " વત્સ ! આજે તમને તમારી માતાથી ગોચરીનો લાભ થશે. "

આ પ્રમાણે ભગવંતનાં વચન સાંભળી તેમની અનુજ્ઞા મેળવી, ધન્ય અને શાલિભદ્ર મુનિ રાજગૃહીમાં આવ્યા. પ્રભુના વચનમાં અણુવિશ્વાસવાળા તેઓ અન્ય સ્થળ છોડીને ભદ્રા માતાના' આવાસે આવ્યા, અને આંગણામાં ઉભા રહી ધર્મ લાભ રૂપ આશિર્વાદ આપ્યો; પરંતુ ત્યાં કોઇના સાંભળવામાં આવ્યું નહી અને કોઇ બોલ્યું નહિ, તેમ આદરપણ આપ્યો નહિ. તેઓ અન્ય ભિક્ષાચરને ઉચિત આંગણામાં ઉભા રહ્યા. એક પગલું પણ ઘરમાં આગળ વધ્યા નહિ, તેમ બીજું કાંઇ બોલ્યા પણ નહિ, માત્ર સ્વાર્ગની સિદ્ધિ કરનાર મૌન ધારણ કરી પ્રભુના વચનની સત્યતા કરવા માટે ક્ષણવાર ત્યાં ઉભા રહ્યા વ્રત આચાર પાળવામાં તત્પર તે બન્ને ત્યાંથી પાછા વળી ચાલી નિકળ્યા, પણ વિકારની જેમ સ્વઆકારને તેઓએ ઓળખાવ્યો નહિ કે બતાવ્યો નહિ પ્રભુના વચનમાં દૃઢ વિશ્વાસવાળા તે, ગોચરીની ચર્યાને નહિ ઇચ્છતા સ્વસ્થાને પાછા ફર્યા પોતાના સ્થ ને પાછા આવતા, તેમને માર્ગમાં એક ભરવાડણ સામી આવતી મળી. ઇર્યાસમિતિવાળા તે મુનિને દેખીને અતિશય હર્ષિત થઇ, પરમ પ્રમોદ પામી, તેના હૃદયમાં અત્યંત હર્ષોલ્લાસ થયો તેણીએ ભકિતવડે મુનિઓને પ્રણામ કર્યા અને પ્રીતિ યુકત વચનોથી પોતાની પાસે ફાસુક દહીં હતું તે વહોરવાની વિનંતી કરી. "હે મુનિ મહારાજ ! આ ગરીબ બાઇની

પાસે બીજું કાંઈ નથી. પણ શુદ્ધ દહીં છે, તે ગ્રહણ કરીને મારો ઉદ્ધાર કરો."

આ પ્રમાણે તેનો અત્યાર દેખીને તે બન્ને વિચાર કરવા લાગ્યા કે, "ભગવંતે તો માતા પારણું કરાવનાર થશે, તેમ કહેલું છે પરંતુ બીજાનું ન વહોરવું એમ કહેલું નથી. વળી વિચિત્ર આશય યુક્ત પ્રભુની વાણી હોય છે. આપણે છદ્મસ્થ તેનો ભાવ શું જાણીએ? પ્રભુના ચરણે જઈને આ બાબતનો સંદેહ ટાળીશું. પરંતુ આ અતિભક્તિના ઉલ્લાસથી દેવાને તૈયાર થઈ છે, તો તેના ભાવનું ખંડન કેવી રીત કરવું? પ્રભુ પાસે જઇ તેમની આજ્ઞા પ્રમાણે કરીશું."

આ પ્રમાણે વિચારી કરીને પાત્રપસારી તેઓએ તેમાં દહીં ગ્રહણ કર્યું. બાઈએ પણ અત્યંત હર્ષથી વહોરાવ્યું, અને વંદના કરીને તે પોતાના સ્થાને ગઈ. તે બન્ને મુનિઓ પ્રભુની પાસે આવ્યા, ગોચરી આલોવી, અને પ્રભુને નમીને પોતાને જે સંશય થયો હતો તે પુછયો

**હે શાલિભદ્ર મુનિ! જે બાઈએ તમને દહીંથી પ્રતિલાભિત કર્યો, તે તમારી પૂર્વજન્મની માતાજ હતી.**

ભગવંતના મુખથી ઉપરનો ખુલાસો સાંભળી ચિત્તમાં ચમત્કાર પામી, શાલિભદ્રે ફરી ભગવંતને પુછયું, "સ્વામિન્! તે કેવી રીતે?"

પ્રભુએ પૂર્વ ભવનું સર્વ સ્વરૂપ કહી બતાવ્યું, અને કહ્યું કે તે તમારી પૂર્વ ભવની માતા છે, તેણીનો તો તેજ ભવ છે; અને તમારો આ બીજો ભવ થયો છે.

આ પ્રમાણે પ્રભુના મુખથી ખુલાસો સાંભળવાથી શાલિભદ્રનો સંવેગરંગ દ્વિગુણો થયો. પછી પ્રભુની આજ્ઞા લઈ ધન્ય મુનિની સાથે પારણું કર્યું.

ત્યાર પછી ભવવિરક્ત બુદ્ધિવાળા શાલિભદ્ર મુનિ, મહાવીર ભગવંતના મુખેથી સાંભળેલી પૂર્વભવની માતા સંબંધી હકીકતને યાદલાવી, શુભભાવથી સંસાર સ્વરૂપ ભાવના ભાવવા લાગ્યા.

" અહો ! આ સંસારમાં મહા આશ્ચર્ય પમાડે તેવા વિચિત્ર પ્રકારના કર્મજન્ય અનુભવો થાય છે. અરે ! પૂર્વ ભવમાં સદસદ્ વિવેક રહિત મારૂં ગામડીયાપણું ક્યાં ? અને આ જન્મમાં ગુણ સમૂહવાળું, ગૌરવના મંદિરભૂત અને અવસરને ઉચિત કરણ આભૂષણવાળું શહેરીપણું ક્યાં ? પૂર્વ ભવમાં સકળ આપદાના નિવાસ રૂપ હું પશુનો પણ દાસ હતો, ત્યારે આ ભવમાં હું રાજાને પણ કરિયાણાની જેમ માનનારો થયો. પૂર્વ ભવમાં જીર્ણ, ખંડિત, દ ડિત અને શરીર ઢાંકવા માટે પણ અપૂર્ણ વસ્ત્ર હતુ, ત્યારે આ જન્મમાં સવા સવાલાખવાળી રત્નકંબળોના બબે ખંડો કરીને પ્રિયાઓને મેં આપ્યા હતા, અને તેઓએ તેના પગ લુંછણા કરીને કુવામાં નાખી દીધા હતા. પૂર્વ ભવમાં મારે રૂપાના આભૂષણો ન હતા, ત્યારે આ જન્મમાં વિવિધરત્નથી જડેલા સુવર્ણના આભૂષણો પણ પુષ્પમાળાની માફક હમેશાં નિર્માલ્યપણાની બુદ્ધિથી હું ફેંકી દેતો હતો. પૂર્વ ભવમાં રૂપા નાણું પણ મારા હસ્તમાં સ્પર્શ્યું ન હોતું, ત્યારે આ જન્મમાં સોનામહોર અને રત્નાદિકના ઢગલાઓની પણ તપાસ કરી નથી. અહો ! આ ભવ નાટક વિચિત્રતા ! અહો ! આ ભવ નાટકમાં કર્મ રાજાના હુકમથી મોહ, આ સર્વ સંસારી જીવોને વિવિધ પ્રકારના વેશો લેવડાવીને નાચ કરાવે છે. જિનેશ્વરના આગમનો હાર્દ પામેલા પુરૂષ વગર કોઇ તેમાંથી બચી શકતો નથી, તેથી જગત માત્રનો દ્રોહ કરનાર અને અતિ ઉત્કટમલ્લ એવા મોહને, મહા પ્રચંડવીર્ય તથા ઉલ્લાસના બળથી જીતીને, આજ સુધી નહી પ્રાપ્ત કરેલી જય પતાકા પ્રાપ્ત કરૂં; કારણકે ઉદ્યમ કરતાં સર્વ સફળ થાય છે.

આ પ્રમાણે વિચાર કરીને મહાસત્વવંત એવા ધન્યમુનિની સાથે શાલિભદ્ર મુનિ ભગવ ત મહાવીરની પાસે આવ્યા અને પ્રભુને વંદન કરીને વિનંતિ કરી.

" હે સ્વામિન ! અનાદિના શત્રુ એવા શરીરથી તપસ્યાદિ ક્રિયા બની શકતી નથી. જીવ જીવવડે ઓળખાય છે, તે સર્વ

ભગવંતને વિદિત છે. તેથી આ શરીરને લાંચ આપવાથી શું ફાયદો ? માટે જો આપ પ્રભુની આજ્ઞા હોય તો, આપની કૃપાવડે અત્યંત આરાધના કરીને જયપતાકાને અમે વરીએ." ભગવંતે કહ્યું, "જેમ આત્મહિત થાય તેમ કરો, તેમાં મારો પ્રતિબંધ નથી."

જીનેશ્વરની આજ્ઞા મળવાથી અડતાળીશ મુનિ તથા ગૌતમ ગણધર મહારાજની સાથે તે બન્ને મુનિ વૈભારગિરિ પધાર્યા. ત્યા પર્વત ઉપર શુદ્ધ અને નિરવદ્ય શિલાપટને પ્રમાર્જીને આગમન માટે ઇર્યાપથિકી આળોવી, ગણધર મહારાજ પાસે વિધિપૂર્વક બત્રીશદ્વારોવડે આરાધનાની ક્રિયા કરી; અને તે બન્ને મુનિઓએ હર્ષપૂર્વક પાદોપગમન અનશન અંગીકાર કર્યું, અડતાળીશ મુનિઓ પણ પરિકર્મિત મતિવાળા શુભધ્યાન પરાયણ, જીવિતવ્યની આશા અને મરણના ભય વગરના, સમતામાં એકલીન ચિત્તવાળા, અને સમાધિમાં મગ્ન, એવા તે બન્નેની પાસે રહ્યા.

તે બન્ને મહા મુનિ, એકમાસ પર્યંત સંલેખના આરાધી, અંતે શુદ્ધ ઉપયોગમાં લીન ચિત્તવાળા થઇ, સમાધિપૂર્વક કાળ કરી, સુખથી ભરેલા સર્વાર્થસિદ્ધ નામના પાંચમા અનુત્તર વિમાનમાં દેવ પણે ઉત્પન્ન થયા.

આ ધન્ય અને શાલિભદ્ર મહા મુનિ બીજી રીતે જોતાં ચાર પ્રકારથી ઉત્કૃષ્ટ પદને પામ્યા છે. એ વિષે ધન્યકુમાર ચરિત્રના કર્તા શ્રીમદ્ મહોપાધ્યાય જ્ઞાનસાગર ગણિ, પોતાની કવિત્વ શક્તીથી આ પ્રમાણે તેમની સ્તુતિ કરે છે.

પહેલુ અનુત્તરઃ- પહેલાં તો પૂર્વભવમાં અનુત્તર દાન દીધું, કારણ કે મોટા કષ્ટ વડે ક્ષીર સ્વયં તેમના ભોગમાં આવી. મુનિદાનનો અભ્યાસ પણ ન હોતો, છતા સાધુ દર્શનથીજ તીવ્ર શ્રદ્ધા ઉત્પન્ન થવાથી પોતાનું સર્વ દુઃખ ભુલી જઇને ભક્તિના ઉલ્લાસથી તે બન્નેએ ઉઠીને "સ્વામિન ! અહિં પધારો આ શુદ્ધ આહાર ગ્રહણ કરવાની કૃપા કરો." આ પ્રમાણે પ્રીતિ અને ભક્તિનાં વચન સહિત,

મુનિમહારાજને નિમંત્રિને થાળ ઉપાડી એકીજ સાથે સર્વ ખીર વહોરાવી દીધી. મનોરથ સંપૂર્ણ થયો, સાત આઠ પગલાં મુનિની પાછળ જઇ તેમને વંદન કરી વારંવાર અનુમોદન કરતાં હર્ષનાં અશ્રુ આવ્યાં. " ચિત્ત વિત્તને પાત્રનો " એકી સાથે આવો સુયોગ કોઇ મહદ્ ભાગ્યવંત પ્રાણીઓનેજ મળે છે. મુનિને વળાવી ઘરમાં આવી, થાળી પાસે બેઠા પણ ગાંભીર્ય ગુણથી પોતપોતાની માતાને કોઇએ પણ હકીકત જણાવી ન હતી. આવું દાન કોઇથી અપાતું નથી. એ પહેલું અનુત્તર

બીજુ અનુત્તર તેમનો તપ છે. કારણ કે બાર વરસને આંતરે ઘેર આવેલા, તે બન્નેને શાલિભદ્રની માતા, તેમની પત્ની તથા હમેશાં સેવાની પ્રવૃત્તિ કરનારા સેવકોએ પણ, તેમને ઓળખ્યા ન હતા. આવો દુષ્કર મહાતપ તેઓએ કર્યો.

ત્રીજુ અનુત્તર–શાલિભદ્રને ત્યાં રાજા શ્રેણિક મળવા ગયા, તે વખતે પોતાના માથે રાજા છે તેથી તેમનો વિનય સાચવવાનો પ્રસંગ આવ્યો, તે વખતે આ જન્મમા ભોગવેલ આ નિવર્ચનીય ભોગલીલાને વ્યર્થ કરી નાખી વિચાર્યું કે, " હજુ પણ પરવશતા ન ગઇ પરવશતાનું સુખ તે તો દુઃખ રૂપજ છે. તેથી સ્વમાનની રક્ષા માટે સ્વાધીન સુખ મેળવવા સકળ સુરા સુર તથા મનુષ્યોથી વંદાતુ ચારિત્ર હું ગ્રહણ કરૂં. " વળી ધન્ય શેઠે પોતાની પત્ની પાસેથી શાલિભદ્ર એકેક પ્રિયા તજે છે, તે સાંભળીને એકેક પ્રિયાનું ત્યાગવાપણું કાતરપણું છે, તેમ કહીને પોતાની સ્રીઓની મશ્કરીની વાણી પણ અનુકૂળ રીતે સ્વીકારી અને એક સાથે આઠે સ્રીઓને તજી દીધી. અનગંલ સમૃદ્ધિ તૃણવત્ અવગણીને ચારિત્ર લેવા સન્મુખ થયા તે પણ અનુતર ગણાયેલ છે.

ચોથુ અનુત્તરઃ–હજુ પણ લૌકિક તથા લોકોત્તરમાં તેઓનો યશપટહ વાગે છે, કારણ કે જ્યારે કોઇ ધન સંપત્તિ મેળવીને ફુલાય છે, ગર્વ વહન કરે છે, ત્યારે સુજ્ઞ પુરૂષ તેને. તુર્ત કહે છે કે " તુ શું ધન્ય અથવા શાલિભદ્ર જેવો થયો છું કે અંતરમાં

આટલો બધો ગર્વ રાખે છે." હજુ આજે પણ વ્યાપારીઓ દીવાળીના પર્વમાં શારદા[1] પૂજન કરવાના સમયે પ્રથમ આ બન્ને મહાપુરૂષોનાં નામ લખે છે, અને તેમનું સ્મરણ કરે છે. આ પ્રમાણે તેઓનોજ યશ પ્રવર્તેલો છે, બીજાનો નહિ

સામાન્ય જન સમાજમાં રાજા અથવા રાજસેવકની જરા પણ મહેરબાની કે અનુકૂળતા હોય તો તેથી જીવો માનદશામાં આવી જઇ હજારો પ્રકારના અનર્થોનુ સેવન કરે છે શાલિભદ્રને માટે શ્રેણિક મહારાજાને એટલું બધું માન ઉત્પન્ન થયું છે કે, તેને પોતાની પાસે નહિ બોલાવતાં ઉલટું તેમને મળવા તેમને ઘેર ગયા. પોતાના ઘેર આવેલા રાજાને પણ વિના પ્રયોજને વિના ઇચ્છાએ, મળવાની ફરજ પડી તેમાં તો શાલિભદ્રને પારાવાર પરવશતા લાગી શાલિભદ્રને વિચાર થયો કે, 'અહો ! હું અધન્ય છું મેં પૂર્વજન્મમાં સંપૂર્ણ પુણ્ય કર્યું નથી, એમ અનુમાન થાય છે. કેમકે મહારા માથે રાજા છે. હું તેના સેવકપણે જનમ્યો છું. આટલા દિવસ હુ મનમા પુલાતો હતો કે, હું સર્વથી સુખી છુ. પણ મારૂ તે માનવું મિથ્યા હતું. હું સ્વતંત્ર નથી જેને બીજાની આજ્ઞા માનવી પડે તે સ્વભાવથીજ પરતંત્ર છે. આવા પ્રકારના વિચાર થવા એ પણ એક આશ્ચર્યજનક વાર્તા છે. વિચારશ્રેણિ ઉત્પન્ન થવી અને લય પામવી એ સર્વ સામાન્ય સ્વભાવ છે, પણ શાલિભદ્રે તો સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને ઉદ્ભવેલા વિચારોનો તાત્કાલીક અમલ કર્યો સ્વાધિનપણું અને પરાધિનપણું એ બે વચ્ચે રહેલી તારતમ્યતાનું યથાર્થ સ્વરૂપ સમજવું ઘણુ જ કઠીન છે. તે સમજ્યા પછી પરાધિનપણાનો નાશ કરવાને જે મહાન પ્રયત્ન શાલિભદ્રે આદર્યો હતો, તે દ્રવ્ય અને ભાવથી બન્ને પ્રકારે અનુકરણીય છે. વાસ્તવિક સ્વતત્રતા મેળવવી હોય તો, શાલિભદ્ર શેઠે પસંદ કરેલો માર્ગજ આદરણીય છે.

---

૧ "ધન્ના શાલિભદ્રની ઋદ્ધિ હજો" એ પ્રમાણે ચોપડામા પૂજામા લખવામા આવે છે

રાજગૃહી નગરીની પાસેના વૈભારગિરિની ગુફામાં, મૂર્તિમાન રૌદ્રરસ હોય એવો રોહિણેય નામનો ચોર વસતો હતો. તેનાથી આખા નગરના લોકો ત્રાસ પામી ગયા હતા. તેના પિતાએ મરતી વખતે તેને ઉપદેશ આપ્યો હતો કે "દેવતાના રચેલા સમવસરણમાં બેસી દેશનાદેનાર મહાવીર નામના યોગી દેશના આપે છે, તેમનો ઉપદેશ તું કોઇવાર સાંભળીશ નહી." પિતાની આજ્ઞા માન્ય કરી તે પ્રમાણે તે વર્તતો હતો એક વખત રાજગૃહમાં તે જતો હતો. નજીકના પ્રદેશમાં પ્રભુ દેશના આપતા હતા બીજો માર્ગ ન હોવાથી પિતાની આજ્ઞા પાળવા તેણે બે કાન આડા હાથ રાખી, પોતાનાથી કંઇ પણ ન સંભળાય એવી રીતે તે ઉતાવળો ચાલવા લાગ્યો. ભવિતવ્યતાના યોગે એક કાંટો ગાઢ રીતે પગમાં ખુંચી ગયો. તેથી તેના કાઢયા શીવાય તે એક પગલું ભરવાને શક્તિવાન રહ્યો નહી. જ્યારે બીજો કોઇ ઉપાય જડયો નહી, ત્યારે તેણે કાન ઉપરથી હાથ લઇને કાંટો કાઢવા માંડયો. તે વખતે પ્રભુના મુખની વાણી આ પ્રમાણે તેના સાંભળવામાં આવી. "**જેમના ચરણ પૃથ્વીને અડતા નથી, નેત્ર નિમેષ રહિત હોય છે, પુષ્પમાળા ગ્લાની પામતી નથી, અને શરીર પ્રસ્વેદ તથા રજથી રહિત હોય છે તે દેવતા કહેવાય છે.**" આટલા વચન સાંભળવાથી અને પિતાની આજ્ઞાનો ભંગ થવાથી પોતાને ધિક્કાર આપતો, તે ચોર કાંટો કાઢી, પાછો કાન ઉપર હાથ મુકી પોતાના મુકામે ગયો.

**રોહિણેય ચોરનું ચારિત્ર અંગીકાર કરવું.**

ચોરના ત્રાસથી નગરજનો ત્રાસી ગયા હતા. શ્રેણિક મહારાજાને તેની ખબર થઇ અને તેને પકડવાની આજ્ઞા થઇ કોઇનાથી પણ તે ન પકડાયો, તેથી આખરે અભયકુમાર મૂખ્ય મંત્રીને રાજાએ આજ્ઞા કરી. મહાબુદ્ધિશાળી અભયકુમારે પોતાની બુદ્ધિની કુશળતાથી તેને પકડીને રાજાની પાસે રજુ કર્યો. તેની પાસે ગુન્હો

કબુલ કરાવવા માટે પુનઃ અભયકુમારને આજ્ઞા કરી તેના ઉપર જુલમ ગુજારીને ગુન્હો કબુલ કરાવવાનો ન હતો. અભયકુમારે રાજમહેલમા દેવ ભૂવનની રચના કરી, અને કેટલીક દાસીઓને દેવાંગનાઓ બનાવી. ચોતરફ ગાંધરવો ગીત ગાન કરવા લાગ્યા; એવા સ્થાનમાં તે ચોરને મદ્ય પાન કરાવી, ઉત્તમ પ્રકારના વસ્ત્રો પહેરાવી, એક શૈય્યામાં સુવાડયો. જ્યારે તેનો નીસો ઉતરી ગયો ત્યારે તે ચારે બાજુ જોવા લાગ્યો. તો અકસ્માત્ વિસ્મયકારી અપૂર્વ દિવ્ય સંપત્તિ તેના જોવામાં આવી. તે વખતે અભયકુમારની આજ્ઞાથી નરનારીઓનો સમૂહ તેની પાસે આવી કહેવા લાગ્યો કે, " હે દેવ ! તમે આ મોટા વિમાનમાં દેવતા થયા છો. તમે અમારા સ્વામી છો. અમે તમારા સેવકો દાસદાસીઓ છીએ, તેથી આ અપ્સરાઓની સાથે ઇંદ્રની જેમ ક્રીડા કરો." બીજાઓએ પણ તે દેવ પણે ઉત્પન્ન થયા છે, એમ કહી તેમની સાથે જુદી જુદી રીતે દૈવી રીતભાત ચલાવી એક જણે તે ચોરને કહ્યુ, " હે ભદ્ર ! તમે તમારા પૂર્વના સુકૃત તથા દુષ્કૃત્ય યથાર્થ અમને કહો, પછી સ્વર્ગના ભોગ ભોગવો " તે સાંભળી તે ચોર વિચારવા લાગ્યો કે, આ શું સત્ય હશે ? અથવા શું મને મારી કબુલાત વડે પકડવા અભયકુમારે આ પ્રપંચ રચેલો હશે ? પણ હવે તેની ખાત્રી શી રીતે કરવી ? આ પ્રમાણે વિચારતાં તેને પગમાંથી કાંટો કાઢતી વખતે સાંભળેલુ વીરપ્રભુનુ વચન યાદ આવ્યું; અને તે વચનની ઉપર પ્રતીતિરાખી, પોતાની નજીકના માણસો ઉપર દ્રષ્ટિનાખી તે જોવા લાગ્યો. પ્રભુના વચન ઉપરના વિશ્વાસથી તેને આ બધું કપટ લાગ્યું, અને કેવો ઉત્તર આપવો તેની મનમાં ગોઠવણ કરવા લાગ્યો. પ્રભુએ દેવોના કરેલા વર્ણન પ્રમાણે પોતાની નજીક ઉભેલા માણસોની સ્થિતિ જણાઇ નહી. ફરીને તે પુરૂષે પુછવાથી તેણે ઉત્તર આપ્યો કે, " મેં પૂર્વ જન્મમાં સુપાત્રને દાન આપ્યા છે જિનચૈત્ય કરાવ્યાં છે. જિનબિંબ રચાવ્યાં છે. અષ્ટપ્રકારી પૂજા વડે તેમને પૂજ્યા છે. તીર્થયાત્રાઓ કરી છે, અને સદ્ગુરૂની સેવા કરી છે. આ પ્રમાણે મેં પૂર્વ જન્મમાં

સુકૃત કરેલાં છે.” પછી-પેલો દંડધારી બોલ્યો કે,-હવે જે દુષ્કૃત્ય કર્યાં હોય તે પણ કહો, તેણે ઉત્તર આપ્યો કે, ‘સાધુના સંસર્ગથી મેં કાંઇપણ દુષ્કૃત્યતો કર્યું જ નથી.’

પ્રતિહારીઃ—એક સરખા સ્વભાવથી આખો જન્મ વ્યતિત થતો નથી. તેથી જે કાંઇ ચોરી, જારી વિગેરે દુષ્કૃત્ય કર્યાં હોય તે પણ કહો.

રોહિણેય—જો એવા દુષ્કૃત્ય કર્યાં હોય તો શું સ્વર્ગલોકને પામે ? શું આંધળો માણસ પર્વત ઉપર ચઢી શકે ?

પ્રતિહારીએ આ બધી હકીકત અભયકુમારને જણાવી. અભયકુમારે શ્રેણિક મહારાજને જણાવ્યું. મહારાજાએ ફરમાવ્યું કે, “આવા ઉપાયોથી પણ જે ચોર તરીકે પકડી ન શકાય, તેવા ચોરને પણ છોડી મુકવો જોઇએ; કારણકે નીતિનું ઉલ્લંઘન કરવું યોગ્ય નથી.” રાજાના ફરમાનને માન આપી ચોરને અભય કુમારે છોડી મુકાવ્યો.

ત્યાંથી છુટયા પછી તે ચોરના વિવેક રૂપી નેત્ર ખુલ્લાં થયાં, અંતરમાં જ્ઞાન દીપક પ્રગટ થયો, અને અજ્ઞાન અંધકારનો નાશ થયો. તેને વિચાર આવ્યો કે “મારા પિતાની આજ્ઞાને ધિક્કાર છે. જો ભગવંતનું વચન અનેચ્છાએ મહારા કાને પડયું ન હોત, તો અત્યારે હું વિવિધ પ્રકારની વ્યથા ભોગવી યમરાજના દ્વારે પહોંચી ગયો હોત. ભગવંતનું વચન મને તો રોગીને ઔષધની જેમ જીવન રૂપ નીવડયું. મને પણ ધિક્કાર છે ! જેના ઉપદેશના એક લેશે આટલું ફળ આપ્યું, તો જો તેમનો સર્વ ઉપદેશ સાંભળ્યો હોય તો શું ફળ ન આપત” મનમાં આવા વિચાર કરીને તે તુર્તજ ભગવંતની પાસે ગયો. પ્રભુના ચરણમાં પ્રણામ કરી પ્રભુની સ્તુતિ કરી અને આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી.

હે ત્રણ જગતના ગુરૂ ! અનાપ્ત છતાં આપ્તપણાને માનતા એવા મારા પિતાના વચનથી હું ઠગાયો છું. આપનાં વચન જેઓ શ્રદ્ધા પૂર્વક સાંભળે છે, તેઓને ધન્ય છે. હું એવો પાપી હતો કે,

આપ પ્રભુનાં વચન નહી સાંભળવાની ઇચ્છાએ કાને હાથ દેઇ જતો આવતો હતો. એકવાર અનેચ્છાએ પ્રભુનું વચન સાંભળવામા આવ્યું, જેણે મંત્રાક્ષરની પેઠે મારૂં રક્ષણ કર્યું છે. હે પ્રભુ ! જેવી રીતે મને મરણથી બચાવ્યો છે, તેવીજ રીતે આ સંસાર સાગરમાં ડુબી જતાં પણ મને બચાવો ”

ભગવંતે નિર્વાણપદને આપનારી શુદ્ધ ધર્મ દેશના આપી. તે સાંભળી તે પ્રતિબોધ પામ્યો, અને પ્રભુને પુછયું કે, હે સ્વામી ! હું યતિધર્મને યોગ્ય છું કે નથી ?

પ્રભુ—“ યોગ્ય છું ”

“ હે વિભુ ! એમ છે તો હું વ્રતને ગ્રહણ કરીશ, પણ તે અગાઉ શ્રેણિકમહારાજાને મ્હારે મળવું છે ” રોહિણેયે પ્રભુને વિનંતી કરી કહ્યું.

રાજા શ્રેણિક પ્રભુની સભામાં બેઠેલાજ હતા. તેમણે તે ચોરને જણાવ્યું કે, “ તારે જે કહેવાનું હોય તે વિકલ્પ કે શંકા રહિત થઇને કહે ”

“ મહારાજ ! તમે જેને પકડવાને માટે બહુ બહુ પ્રયત્ન કર્યો હતો, તેજ હું. હુંજ આપના નગરને લુટનાર અરે હુંજ લોકોને નિષ્કારણ ત્રાસ અને ભય આપનાર રોહિણેય ચોર છું. પરંતુ આ જગત તારણ પ્રભુના એક વચનથી હું આપના મહાન્ બુદ્ધિશાળી અભયકુમારની યુક્તિમાંથી બચી ગયો છું. મને મારા દુષ્કૃત્યનો પુરેપુરો પશ્ચાતાપ થાય છે. મારે તો હવે આ પ્રભુનોજ આધાર અને તેમનુંજ શરણ છે. હે રાજાધિરાજ ! આપના સુભટોને મ્હારી સાથે મોકલો કે હું તેમને બધો ચોરીનો માલ બતાવું; પછી દીક્ષા લઇને મારા જન્મને સફળ કરૂં ” હા ! હા ! પ્રભુના ઉપદેશનો શું ચમત્કાર ! તેમના એક વખતના ઉપદેશે ચોરના જીવનમાં કેવા પ્રકારનું પરિવર્તન કરાવ્યું. ખરેખર તેમના વચન ઉપર દ્રઢ શ્રદ્ધા રખી જીવન ગુજારનારજ મનુષ્ય જીવનની સફળતા કરે છે.

રાજાની આજ્ઞાથી અભયકુમાર અને બીજા લોકો કૌતુકથી તેની સાથે ચાલ્યા. રોહિણેયે પર્વત, નદી, કુંજ અને સ્મશાન વિગેરેમાં દાટેલું તમામ ધન કાઢી, રાજસેવકોના સ્વાધીન કર્યું. રાજાની આજ્ઞાથી તે ધન જેમનું જેમનું હતું, તેમને સોંપી દીધું.

રોહિણેય પોતાના માણસોને મળી સર્વ વૃત્તાંત જણાવી પ્રભુની પાસે આવ્યો, અને દીક્ષાની પ્રાર્થના કરી. શ્રેણિક મહારાજાએ તેનો દીક્ષા મહોત્સવ કર્યો, અને પ્રભુએ તેને દીક્ષા આપી.

પછી તેણે કર્મનો નાશ કરવાવાળી તપશ્ચર્યા આદરી. ચતુર્થ (એક ઉપવાસ)થી માંડીને છ માસી ઉપવાસ સુધીનો ઉજ્વળ તપ તેણે કર્યો. ભાવસંલેખના કરી પ્રભુની આજ્ઞા મેળવી. તેણે વૈભાર પર્વત પર પાદોપગમન અનશન કર્યું. શુભ ધ્યાન પૂર્વક પંચપરમેષ્ટી નમસ્કારનું સ્મરણ કરતાં મનુષ્ય દેહ ત્યજીને તે સ્વર્ગે ગયો.

**છેલ્લા રાજર્ષિ ઉદાયન રાજા.**

અભયકુમારના પુછવાથી પ્રભુએ તેમને જણાવ્યું હતું કે, 'છેલ્લા રાજર્ષિ ઉદાયન રાજા થશે.' અભયકુમારે પુછયું, 'હે પ્રભુ ! તે ઉદાયન રાજા કોણ ?' તે ઉપરથી ઉદાયન રાજાનું લંબાણ ચરિત્ર પ્રભુએ અભયકુમારને જણાવતાં જણાવ્યું કે, "એક વખત ઉદાયન રાજાએ ધર્મ કાર્યમાં ઉદ્યત થઇ પૌષધશાળામા પાક્ષિકપર્વે પૌષધવ્રત ગ્રહણ કર્યું. રાત્રિજાગરણમાં શુભ ધ્યાન ધરતા તે રાજાને વિવેકના સહોદર જેવો આ પ્રમાણે અધ્યવસાય ઉત્પન્ન થયો. 'તે ગામ અને નગરને ધન્ય છે કે, જે શ્રી વીર પ્રભુએ પવિત્ર કરેલા છે. તે રાજાદિકને પણ ધન્ય છે કે જેઓએ તેમના મુખમાંથી ધર્મ સાંભળ્યો છે, અને જેઓએ તે વીર પ્રભુના ચરણ કમળની સાંનિધ્યે પ્રતિબોધ પામી, બાર પ્રકારના ગૃહસ્થ ધર્મને અંગીકાર કર્યો છે. તેઓ કૃતાર્થ થયેલા છે. તે પ્રભુના પ્રસાદથી જેઓ સર્વ વીરતિને પામ્યા છે, તેઓ શ્લાઘ્ય અને વંદનીય છે. તેમને મારો નિત્યે પ્રણામ છે. હવે જો સ્વામી આ વીતભય નગરને પોતાના વિહારવડે પવિત્ર કરે, તો હું તેમના ચરણમાં દીક્ષા લેઇ કૃતાર્થ થાઉં'.

હે અભયકુમાર ! આવા પ્રકારના તે રાજાના મનોરથ જાણી તેમનો અનુગ્રહ કરવાની ઇચ્છાએ અમે ચંપાપુરીથી વિહાર કરી તેમના નગરમાં ગયા. તે ખબર જાણી રાજા અમારી પાસે આવ્યા. મેં તેમને ઉપદેશ કર્યો, તે સાંભળી તે પોતાના રાજમહેલમાં ગયા રાજાને અભીચિનામે રાજકુમાર અને કેશીનામે એક ભાણેજ હતો. રાણી પદ્માવતી જે ધર્મમાં ઘણી રાગી હતી, તેણીએ તો રાજાની આજ્ઞાથી દીક્ષા અંગીકારી, શુદ્ધ રીતે પાલન કરી, સમાધિ મરણ વડે દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થઇ છે. તેણીએ વખતો વખત આવી રાજાને બોધ આપી ધર્મમાં સ્થિર કર્યો હતો.

વ્રત લેવાની ઇચ્છાવાળાએ પુત્રના હિતની ખાતર, તેને રાજ્ય નહી સોંપતાં,પોતાના ભાણેજ કેશીને રાજ્યશ્રી અર્પણ કરી.

રાજય ઘરાણામાં શ્રી વીર પ્રભુની જીવિતસ્વામીની પ્રતિમાનું મંદિર હતું, જેની સેવા રાજા હમેશાં કરતા હતા, તેમની પૂજાને માટે ઘણા ગામ, ખાણ અને નગર વિગેરે આપ્યા.

કેશીરાજાએ દીક્ષા મહોત્સવ કર્યો, અને તે રાજાએ અમારી પાસે ચારિત્ર અંગીકાર કર્યું. વ્રતના દિવસથી માંડીને છઠ, અઠમ, દશમ અને દ્વાદશ વિગેરે તપ કરવા વડે તેમણે પોતાના કર્મોની જેમ પોતાના દેહને પણ શોષિત કરી નાખ્યો છે. ”

આ પ્રમાણે વૃત્તાંત કહી છેવટે પ્રભુએ અભયકુમારને કહ્યું કે, “ હે અભયકુમાર ! તૃણની જેમ રાજય લક્ષ્મીને છોડી શુદ્ધ સાધુપણાને ગ્રહણ કરનાર ઉદાયન રાજા છેલ્લા રાજર્ષિ છે. ”

ઉદાયન રાજર્ષિએ અંતે કેવળજ્ઞાનની પ્રાપ્તિ કરી મોક્ષ પ્રાપ્ત કરેલ છે.

અભયકુમાર પ્રભુ વીરની પાસેથી પોતાના પિતા પાસે ગયા.

**અભય કુમારનું વ્રત ગ્રહણ.**

રાજાને વિનંતી કરી કહ્યું, “ પિતાજી ! જો હું રાજા થઇશ તો પછી મારાથી મુનિ વ્રત ગ્રહણ થવાશે નહિ, કારણકે શ્રી વીર પ્રભુએ ઉદાયન રાજાને છેલ્લા રાજર્ષિ કહ્યા છે. શ્રી વીર પ્રભુ જેવા સ્વામીને પામીને, અને આપના પુત્રપણાને

પામીને, જો હું ભવ દુઃખનો છેદ ન કરૂં તો મારા જેવો બીજો કયો પુરૂષ અધમ કહેવાય. હે તાત ! હું નામથી અભય છું, પણ ભવ ભયથી સભય છું; માટે આપ જો આજ્ઞા આપો તો હું ત્રણભુવનને અભય આપનારા શ્રી વીર પ્રભુનો આશ્રય કરૂ. અભિમાન રૂપ સુખના હેતુભૂત એવા રાજ્યથી મારે સર્યું. કારણ કે મહાર્ષિઓ સંતોષનેજ શ્રેષ્ટ સુખ કહે છે. ''

આ પ્રમાણેના અભયકુમારના વચનો સાંભળીને, રાજાએ તેને રાજ્ય લેવા અતિઆગ્રહ કર્યો. તો પણ તેમણે રાજ્ય ગ્રહણ કરવાનું અંગીકાર કર્યું નહી. અંતે રાજાએ હર્ષથી વ્રત લેવાની રજા આપી. રાજાએ દીક્ષામહોત્સવ કર્યો, અને અભયકુમારે સંતોષ સુખના શત્રુ રૂપ રાજ્યને તૃણની જેમ છોડીને શ્રી વીર પ્રભુ પાસે દીક્ષા ગ્રહણ કરી.

અભયકુમાર મુનિ વિવિધ પ્રકારના અભિગ્રહ પૂર્વક ચારિત્ર પાળી અંતે પંડિત મરણ કરી સર્વાર્થસિદ્ધ વિમાનમાં ઉત્તમ દેવ પણે ઉત્પન્ન થયા. ( ત્રેશઠ શલકા પુરૂષ ચરિત્ર ભાષાંતર પૃ. ૨૬૭ ) અનુત્તરોવાઈ સૂત્રનુ દશમું અધ્યયન શ્રેણિક રાજાના દશ પુત્રોએ દીક્ષા લીધાના અંગે છે. તેના દશમા વર્ગમા અભયકુમાર મુનિનું અધ્યયન છે. તેમાં પાંચ અનુત્તર વિમાનના વિજય વિમાનમાં દેવ પણે ઉત્પન્ન થયાનું જણાવવામાં આવેલું છે. સર્વાર્થસિદ્ધ વિમાન એ અનુત્તર વિમાનમાંનું પાંચમું અને છેલ્લું વિમાન છે, એટલે આ વિષયની ચર્ચાથી કંઇ વિશેષ ફળ પ્રાપ્તિ નથી. તત્વં તુ કેવલીગમ્યં ! અભયકુમાર જેઓ રાજ્યગાદિના હકદાર હતા, રાજા જેમને પોતાની હૈયાતીમાંજ રાજ્ય આપતા હતા, છતાં પોતે રાજ્ય લેવાની લેશ માત્ર પણ ઇચ્છા કરી નથી. આ શું સૂચવે છે ? જેઓને પોતાના આત્મકલ્યાણની તીવ્ર ઇચ્છા લાગેલી હોય છે, તેઓને રાજ્ય પ્રાપ્તિની પણ દરકાર હોતી નથી તેનો ત્યાગ કરીને આત્મ કલ્યાણને મદદ કરનાર સર્વ વિરતિજ હિતકારક છે. એ પ્રભુની આજ્ઞાના ઉપર દ્રઢ વિશ્વાસ રાખી, અભયકુમાર જેવા મહા

બુદ્ધિશાળી પણ પ્રભુપાસે દીક્ષા અંગીકાર કરે છે. દીક્ષા એ સ્વપર કલ્યાણકારી છે, એ આ ઉપરથી નિશ્ચીત થાય છે. આ દુષમ કાળના મહિમાથી કહો કે, ચારિત્ર મોહની કર્મના ઉદયથી કહો, ગૃહસ્થ ધાર્મએ આગમનો આશ્રય લેઇ, તેના બહાના નીચે જગતમાં સુધારા કરવાની ભાવનાવાલા છે. તેઓએ પ્રથમ તો પોતાની જાતનોજ સુધારો કરવો જોઇએ. અભયકુમારે પોતાની જાતના સુધારા માટે રાજ્યની પણ દરકાર કરી નથી. જેઓ પોતાની જાતને સુધારવાને સમર્થ નથી, તેઓ બીજાને શું સુધારનાર છે ? તેઓના ઉપદેશની વાસ્તવિક શું અસર થવાની છે. ઉલટું અજ્ઞાનનો ફેલાવો થઇ પ્રભુના શુદ્ધ માર્ગને મલીન કરવાના નિમિત્ત કારણ રૂપ કેટલીક વખત બને છે. પ્રભુના વચન આજ્ઞા–ઉપર દ્રઢ વિશ્વાસ રાખનાર, અને શક્તિ પ્રમાણે શુદ્ધ આચારનું પાલન કરનારજ સ્વપર કલ્યાણ કરવાને શક્તિવાન બને છે. અભયકુમારના જીવનમાં તેમના શુદ્ધ વર્તનના બલથી કેટલા બધા જીવો પ્રતિબોધ પામેલા છે, એ તેમના ચરિત્રથી જણાઇ આવે છે. પાપિષ્ટ અને હિંસક કસાઇનો ધંધો કરનાર પુત્ર પણ, તેમની સોબતથી પોતાનું જીવન સુધારે છે, એ કેવળ તેમના શુદ્ધ ચરણનોજ મહિમા સમજવાનો છે. પ્રભુ મહાવીરના સહવાસમાં આવેલા જેજે રાજાઓ અને રાજકુમારો તથા મોટા મોટા ધનઢયો, તેમનો ઉપદેશ પામી પોતાનું આત્મકલ્યાણ કરવાને તત્પર થઇ, જેવી રીતે આત્મ કલ્યાણ કરી ગયા છે, તેવીજ રીતીનું અનુકરણ કરી, પ્રભુના વચનો ઉપર વિશ્વાસ રાખી જીવનને સુધારવાનો પ્રયત્ન આદરીશું, તોજ આપણે આપણા જીવનને ઉંચ કોટીના રસ્તા ઉપર ચઢાવવાને શક્તિમાન થઇશું.

**હસ્તિપાલ રાજાની દીક્ષા.**

અપાપા પુરીના રાજા હસ્તિપાલે ભગવંતની છેલ્લી દેશના સાંભળી; અને તે રાત્રે સ્વપ્નમાં હાથી, કપિ, ક્ષીર, વાળુ વૃક્ષ, કાક પક્ષી, સિંહ, કમળ, બીજ, અને કુંભ એ આઠ વસ્તુ જોઈ.

તેના ફળનો ખુલાસો પ્રભુને પુછી, પ્રતિબોધ પામી દીક્ષા લઇ અનુક્રમે મોક્ષે ગએલા છે.

**કેટલાક સાધુઓના ચરિત્ર શામાં છે? તેની ટુંક નોંધ.**

શ્રી અંતગડદશાંગ સૂત્રમાં છઠા વર્ગની અંદર સોળ અધ્યયન છે. એ સોળમાં દરેકની અંદર ભગવંતની પાસે દીક્ષા લેનાર મહા પુરૂષોના ચરિત્ર છે.

૧ અધ્યયન ૧ લું—રાજગ્રહ નગરમાં મકાન્તી નામના ગ્રહપતિ ધનાઢચ ગૃહસ્થ રહેતા હતા તે ડાહ્યા અને ઘણા ગુણવાન હતા. ભગવંતની પાસે દેશના સાંભળી, તેથી સંસાર ઉપર વૈરાગ્ય ભાવ આવ્યો. મોટા પુંત્રને કુટુંબ ભાર સોંપી દીક્ષા લીધી. અગીઆર અંગનું અધ્યયન કર્યું. બેદક રૂષીના જેવી તપશ્ચર્યા કરી. સોળ વર્ષ દીક્ષા પર્યાય પાળ્યો પ્રાંતે ગુણરત્નતપનું આરાધન કરી અનશન કરી, વિપુલગિરી ઉપર મોક્ષે ગયા.

૨ અધ્યયન ૨ બીજું—કીંકર્મના ગ્રહપતિ. મકાન્તી ગ્રહપતીની પેઠે ભગવંતની પાસે દીક્ષા અંગીકાર કરી, જ્ઞાનાભ્યાસ કરી, કર્મ ખપાવી અંતે મોક્ષે ગયા છે.

૩ અધ્યયન ૩ ત્રીજું—અર્જુનમાલી. મહાન પાપી પુરૂષોને ભગવંતે ઉપદેશ આપી તેમના આત્માનો ઉદ્ધાર કરેલાના જે દાખલા છે, તે પેકી અર્જુનમાલી પણ એક છે.

આ માલી રાજગૃહ નગરનો રહેવાસી હતો. તેને બંધુમતી નામની મનોહર સ્ત્રી હતી. કેટલાક જાર પુરૂષોએ તેની સ્ત્રીની ઇજત ઉપર હાથ નાખવાથી, એ માળીએ યક્ષનું આરાધન કરી તેની સહાયથી તે જાર પુરૂષોનો નાશ કરવા ઉપરાંત, દરરોજ એક સ્ત્રી અને છ પુરૂષોને મારતો નહી, ત્યાં સુધી તેનો ક્રોધ શાંત થતો નહી; આવા પ્રકારના ઉપદ્રવના ભયથી રાજગૃહ નગરના લોકો જે દિશા તરફ અર્જુનમાલી વસતો હતો, તે તરફ જતા નહીં.

એવા અવસરમાં ભગવંત મહાવીર દેવ રાજગૃહ નગરના ઉદ્યાનમાં સમોસર્યા તેજ નગરમાં વસનાર શ્રેષ્ઠ સુદર્શન નામના શેઠ ભગવંતની દેશના સાંભળવા જતા હતા. અર્જુનમાલીના શરીરમાં રહેલો યક્ષ આ ધર્મિ પુરૂષનો પરાભવ કરી શક્યો નહી, અને તેના દર્શનથી તેના શરીરમાંથી તે નીકળી ગયો. પછી શેઠના ઉપદેશથી અર્જુનમાલી ભગવંતની પાસે ગયો, અને તેમનો ઉપદેશ સાંભળ્યો તેથી તેને વૈરાગ્ય થયો પૂર્વે કરેલા વધ સંબંધી પાપનો નાશ કરવા માટે ભગવંત પાસે તેણે દીક્ષા લીધી. તે સાથેજ તેણે પ્રભુ પાસે અભિગ્રહ લીધો કે, ' હે વિભુ ! આજથી આરંભીને મારે આપની આજ્ઞાથી નિરંતર ષષ્ટ ( છઠ ) તપ કરવા વડે માહારા આત્માને પવિત્ર કરવો એવી ઇચ્છા છે." પ્રભુએ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવથી તેને યોગ્ય જાણી આજ્ઞા આપી. પછી અર્જુન મુનિ છઠ છઠનો તપ કરતા વિચરવા લાગ્યા. પારણાના દિવસે ગોચરી માટે ગામમાં જતા. તે વખતે ગામના લોકો તેમના પૂર્વ કૃત્યોને યાદ લાવી તેમને ગાળો દેતા, આક્રોશ કરતા, તેમની નિંદા કરતા, તે ઉપરાંત તાડના તર્જનાદિ વિવિધ પ્રકારના ઉપસર્ગો કરતા, તો પણ તે ક્ષમાવાન મુનિ તેમના પર મનથી પણ ખેદ પામ્યા વિના સર્વ ઉપસર્ગ સમ્યગ્ પ્રકારે સહન કરતા હતા. એમ કરતાં પારણાના દિવસે કોઇ વખત આહાર મલતો હતો, તો તે ભગવંતને નિવેદન કરી મૂર્છા રહિત પણે વાપરતા. એ પ્રમાણે ઉદાર તપ વડે આત્માને ભાવતા તે અર્જુનમાલી મુનિએ કાંઇક ઉણા છ માસ વ્યતીત કર્યા. પ્રાંતે અર્ધ માસની સંલેખના કરીને અંતકૃત કેવલી થઇને મોક્ષ પદને પામ્યા

રોહિણીઆ ચોર અને અર્જુનમાલી જેવા ઘોર પાપીઓ, પ્રભુના ઉપદેશથી આત્મકલ્યાણનો માર્ગ જાણી, પોતાના દુરાચરણોનો ત્યાગ કરી આત્મહિત સાધી ગયા છે. ચારિત્ર અંગીકાર કરી કર્મનો નાશ કરવાને આ બન્ને મહાપુરૂષોએ સમતા પૂર્વક તપનું આલંબન કરેલું છે જ્ઞાન અને સમતા પૂર્વકનો તપ કલીષ્ટ કર્મોનો નાશ કરી, આત્માને ઉજવળ બનાવવાને સમર્થ છે, એમ

આ બન્ને મહાપુરૂષોના ચરિત્ર ઉપરથી આપણને માલમ પડે છે.

૪ અધ્યયન ૪ થું.—કાસ્યપ ગૃહપતીના વર્ણન સંબંધે છે. મકાન્તી ગ્રહપતિ માફક તેમનું ચરિત્ર છે.

૫ અધ્યયન ૫ મું—કાકંદીનગરીના ક્ષીમનનામના ગ્રહ પતીએ પ્રભુની પાસે દીક્ષા લીધેલી છે. તેમનો અધિકાર એ અધ્યયનમાં છે.

૬ અધ્યયન ૬ ઠું—કાકંદીનગરીના ધૃતીધર નામના ગ્રહ પતીએ દીક્ષા લીધેલી છે. તેમનું ચરિત્ર તેમાં છે.

૭ અધ્યયન ૭ મું—સાકેતનગરના કૈલાશગૃહપતી, પ્રભુ પાસે દીક્ષા લઈ, બાર વર્ષનો દીક્ષા પર્યાય પાલી, અંતે મોક્ષે ગયા છે. તેમના સંબંધમાં છે.

૮ અધ્યયન ૮ મું—સાકેતનગરના હરીચંદન ગૃહપતી, પ્રભુના ઉપદેશથી ચારિત્ર ગૃહણ કરી, શુદ્ધ રીતે આરાધન કરી, અંતે મોક્ષે ગએલ છે. તેમનો અધિકાર આ અધ્યયનમા છે.

૯ અધ્યયન ૯ મું—રાજગૃહનગરના બારત નામના ગૃહ પ્રતીએ પ્રભુની પાસે દીક્ષા લીધેલી છે બાર વર્ષ દીક્ષા પર્યાયપાળી અંતે મોક્ષે ગયા છે.

અધ્યયન ૧૦ મું—વાણીજ્ય ગામના સુદર્શન શેઠ ભગવંતની પાસે દીક્ષા લઈ, પાંચ વર્ષનું ચારિત્ર પાળી, મોક્ષે ગએલા તેનો અધિકાર આ અધ્યયનમાં છે.

**મહાબળમુનિ.** ઉપદેશપ્રાસાદ ભાષાન્તર ભાગ ૧ ના પૃષ્ટ ૧૩ ઉપર સમંકિતના ઉપર મહાબલ રાજાનું દ્રષ્ટાંત છે. તેરમા તીર્થંકર શ્રી વિમળનાથ સ્વામીના શાસનમાં થએલા ધર્મઘોષ નામના આચાર્ય પાસે, હસ્તિનાપુર નગરના રાજાના મહાબળરાજ કુમારે દીક્ષા અંગીકાર કરી, શુદ્ધ ચારિત્ર પાળી, ચૌદ પૂર્વનો અભ્યાસ કરી, વિવિધ પ્રકારની તપસ્યાઓ કરી, અને બાર વર્ષ સુધી અસ્ખલિત ચારિત્રનું પાલન કરી, સર્વ પાપની

આલોચના કરીને તથા પ્રતિક્રમીને, એક માસનું અનશન કરી પ્રાંતે બ્રહ્મનામના પાંચમા દેવલોકમાં દશસાગરોપમની સ્થીતિવાળા દેવ થયા.

ત્યાંથી આયુષ્ય ક્ષય થયે ચ્યવીને, તે મહાબળ મુનિનો જીવ વાણીજ્ય નામના ગામમાં કોઇ મોટા શ્રેષ્ટિને ઘેર સુદર્શન નામે પુત્ર પણે ઉત્પન્ન થયો. અનુક્રમે યુવાવસ્થા પામ્યો એક વખત ભગવંત મહાવીર પ્રભુ તે નગરના ઉદ્યાનમાં સમોસર્યા. તે સમાચાર સાંભળી પ્રભુને વાંદવા ગયો. તે વખતે પ્રભુ સમયથી આરંભીને સર્વકાળના સ્વરૂપનું નિરૂપણ કરતા હતા. તે સાંભળીને વિસ્મય પામેલા સુદર્શન શ્રેષ્ઠિએ પ્રભુને પુછયું કે, " હે ભગવંત! કાળ કેટલા પ્રકારનો છે ? " સ્વામીએ જવાબ આપ્યો કે, " હે સુદર્શન ! કાળ ચાર પ્રકારનો છે. પ્રમાણ કાળ, યથાયુર્નિવૃતિ કાળ, મૃત્યુકાળ, અને અદ્ધાકાળ. પ્રમાણકાળ બે પ્રકારનો છે. ચાર પહોરનો દિવસ અને ચાર પહોરની રાત્રી વિગેરે નારકી અને અને દેવગતિના જીવો, જે પ્રમાણે આયુષ્ય બાધ્યું હોય, તે પ્રમાણે પુરેપુરૂં ભોગવે, તેને યથાયુનિવૃત્તિ કાળ કહે છે જીવ શરીરમાંથી જુદો પડે, અથવા શરીર જીવથી જુદું પડે, તે મૃત્યુકાળ કહેવાય છે. અદ્ધાકાળ ઘણા પ્રકારનો છે. સમયકાળ અને આવળીકા કાળથી આરંભીને ઉત્સર્પિણી અવસર્પિણી સુધીનો સર્વકાળ અધ્ધાકાળ કહેવાય છે. " આ પ્રમાણે સાંભળીને સુદર્શન શેઠે ભગવતને પુછયુ કે, " હે ભગવાન્ ! પલ્યોપમ અને સાગરોપમ જેવો મોટો કાળ શી રીતે પૂર્ણ થાય ? હે સુદર્શન ! પૂર્વે તેં પણ તેવા કાળનો અનુભવ કરેલો છે. એમ કહી પ્રભુએ વિશેષ રીતે જણાવ્યું કે, પૂર્વ ભવમાં તમે બ્રહ્મદેવલોકમાં દશસાગરોપમના આયુષ્યવાળા દેવ હતા. " ઇત્યાદિ તેમના પૂર્વ ભવનુ વૃત્તાંત પ્રભુએ કહી બતાવ્યું.

' પોતાનું પુર્વભવનું ચારિત્ર સાંભળીને શેઠને વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેથી પ્રભુની પાસે દીક્ષા ગ્રહણ કરી ચૌદ પુર્વનો અભ્યાસ

કર્યો. અનુક્રમે સર્વ કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ પદને પામ્યા

અધ્યયન ૧૧ મું—વાણીજ્ય ગામના પુર્ણભદ્ર શેઠે પ્રભુથી બોધ પામી દીક્ષા અંગીકાર કરી છે. તેમનો અધિકાર આ અધ્યયનમાં છે

અધ્યયન ૧૨ મું—સાવથી નગરીના સુમનોભદ્ર નામના ગૃહપતીએ દીક્ષા લીધેલી છે. તેમનો અધિકાર આ અધ્યયનમાં છે, દીક્ષા પર્યાય ઘણા વર્ષનો છે

અધ્યયન ૧૩ મું—સાવથીનગરીના સુપ્રતિષ્ઠિત ગૃહપતીએ દીક્ષા અંગીકાર કરી, સત્તાવીશ વર્ષ દીક્ષા પર્યાય પાળી, સિદ્ધિપદને પામ્યાનું વૃત્તાંત આ અધ્યયનમા છે.

અધ્યયન ૧૪ મું.—રાજગૃહનગરના મેઘગૃહપતીએ દીક્ષા લઈ ઘણા વર્ષ ચારિત્ર પાળી ભવનો અંત કરેલો તેનું વૃત્તાત આ અધ્યયનમાં છે.

અધ્યયન ૧૫ મું—અતિમુકત કુમાર. આ રાજકુમાર છે. તેમનું વૃત્તાંત આ પ્રમાણે છે. પોલાસપુર નામના નગરના વિજંયરાજા તથા શ્રીદેવીરાણીનો પુત્ર અતિમુક્ત કુમાર હતો તેમની છ વર્ષની ઉમર થઈ. તેવામાં એક વખતે શ્રી ગૌતમસ્વામી છઠને પારણે ગોચરીએ જતા હતા. તેમને જોઈને તે રાજકુમારે પુછયું, 'તમો કોણ છો ? અને કેમ ફરો છો ?'

અતિમુક્ત કુમાર

'હે વત્સ ! અમે સાધુ છીએ, અને ભિક્ષા માટે ફરીએ છીએ' ગણધર મહારાજે જવાબ દીધો. 'ભગવન્ ! ચાલો, પધારો. હું આપને ભિક્ષા અપાવું.'' આ પ્રમાણે કહી ગણધર મહારાજની આંગળી પકડી તેમને રાજમહેલમાં તેડી લાવ્યા. મુનિને આવેલા જોઇ શ્રીદેવીરાણી બહુ ખુશી થયાં, અને તેમને પ્રતિલાભિત કર્યા. બાલ છતાં બુદ્ધિથી અબાલ એવા તે કુમારે ફરીથી શ્રીગૌતમ સ્વામીને પુછયું.

'ભગવન્ ! આપ ક્યાં રહો છો ?'

'શ્રી વીરપ્રભુ જે અમારા ગુરૂ છે તેમની પાસે.'

'શું ? તમારે પણ બીજા ગુરૂ છે ? હું તમારી સાથે તેમની પાસે આવું ?'

'યથા સુખં દેવાનુપ્રિય'

પછી તે બાલકુમાર ભગવંતની પાસે ગયા ભગવંતને પ્રણામ કર્યો. ભગવંતે તે બાળકુમારને ધર્મ સંભળાવ્યો. તે સાંભળી બાળ કુમાર પોતાના માતાપિતા પાસે આવ્યા. તેમને નમીને આ પ્રમાણે કહેવા લાગ્યા.

"હે તાત ! હે માતાજી ! હું આ સંસારથી નિર્વેદ (ખેદ) પામ્યો છું. માટે મને દીક્ષા લેવાની આજ્ઞા આપો."

'વત્સ ! તું બાળક છે. દીક્ષા કેવી હોય છે તે તું શું જાણે ?' માતાપિતાએ જવાબ દીધો.

'જે હું જાણું છું તે એ કે, જે જનમ્યો છે, તે અવશ્ય મરવાનો.' પણ હું નથી જાણતો કે તે ક્યાં અને કેવી રીતે મરવાનો ? તેમજ હું નથી જાણતો કે કેવાં કર્મથી જીવ નારકીમાં ઉત્પન્ન થાય છે; પણ હું જાણું છું કે જીવ પોતાનાં કરેલાં કર્મ વડેજ તે ગતિને પામનારો છે'

આ પ્રમાણે અનેક યુક્તિથી કુમારે માતા પિતાને સમજાવ્યા. પછી માતાપતાએ કરેલા મહોત્સવ વડે આ અતિમુકત કુમારે શ્રી વીરપ્રભુ પાસે દીક્ષા લીધી. પ્રભુ એ તેમને શિક્ષણ આપવા માટે સ્થવિર મુનિઓને ભળાવી દીધા.

એક વખતે અતિમુક્તમુનિ સ્થવિર સાથે સ્થંડિલ ગયા હતા. માર્ગમાં પ્રથમ મેઘવૃષ્ટિ થવાથી બાલકો ખાડામાં ભરાયલા જળ ઉપર, ખાખરાના પાંદડાનાં નાવડાં કરી તરાવતા હતા, અને અરસપરસ પોત પોતાનું નાવ તરે છે એવી વાતો કરી ખેલતા હતા તે જોઇ અતિમુકત મુનિએ પણ બાલચેષ્ટાથી પોતાનું પાત્ર પાણીમાં મુકી તરાવતા છતા કહેવા લાગ્યા કે, 'જુઓ; આ મારૂં

નાવ પણ તરે છે. તે જોઇ સ્થવિરે તેમ કરતાં અટકાવ્યા. પછી તેઓ સ્વસ્થાનકે પધાર્યા. કેટલાક સાધુઓ એ ભગવંતને કહ્યું કે, હે ભગવન્ ! આ છ વર્ષનો બાલક જીવરક્ષા કરવાનું શી રીતે જાણી શકે ? હમણાંતો તે ષટ્કાય જીવનું ઉપમર્દન કરતા હતા.

'હે મુનિઓ ! તમે એ બાલમુનિની હીલના કરશો નહી. તેને સમજાવીને ભણાવો. તે તમારી પહેલાં કેવળી થશે.' ભગવંતે જવાબ દીધો.

ભગવંતે દીધેલા જવાબથી સંતોષ પામેલા મુનિઓએ તે બાલમુનિને ખમાવ્યા.

થોડા વખતમાં તે બાલમુનિ એકાદશાંગ ભણી ગયા. એક વખતે માર્ગથી પૂર્વની જેમ આવતાં બાલકોને નાવની ક્રીડા કરતા જોયા. પોતે પ્રથમ કરેલી ક્રીડા તેમને યાદ આવી, તેથી પોતે તેની આત્માની સાખે નિંદા કરવા લાગ્યા. એમ નિંદા કરતાં કરતાં પ્રભુના સમવસરણમાં આવ્યા. ત્યાં ઇર્યાપથિકી પડિક્કમતાં, તેના અર્થની ભાવના કરતાં " दगमट्टी " એ પદ વડે પોતે કરેલા સચિત પાણી અને મૃતિકાની વિરાધનાને સંભારી સંભારીને ગૃહા કરવા લાગ્યા. તે વખતે શુકલધ્યાનના વશપણાથી તત્કાળ ઘાતિકર્મને ખપાવીને કેવળી થયા. દેવતાઓ તેમનો મહોત્સવ કરવાને આવ્યા. તે વખતે સ્થવિરોને ઉદ્દેશીને પ્રભુએ કહ્યું કે, 'હે સ્થવિરો ! જુઓ, આ નવ વર્ષનો બાળક કેવળી થયો. પછી સર્વેએ તેમને વંદના કરી.

અધ્યયન ૧૬ મું—પ્રભુ બનારસી નગરીએ પધાર્યા છે. ત્યાંના રાજા અલક્ષ્ય પ્રભુના સેવક હતા. તેઓએ પ્રભુનો ધર્મોપદેશ સાંભળી, વડીલ પુત્રને રાજ્યારોહણ કરી, ઉદાયન રાજાની માફક પ્રભુની પાસે દીક્ષા લઇ, બહુ વર્ષ ચારિત્રનું પાલન કરેલું છે.

આ પ્રમાણે છઠા વર્ગના સોળ અધ્યયનમાં પ્રભુની પાસેથી દીક્ષા લેનારનો અધિકાર છે.

શ્રેણિક મહારાજાના પુત્રોએ દીક્ષા લીધેલી તેમના નામ.

નવમું આગમ અનુત્તરોવાઈ નામનું છે. તે સૂત્રના પહેલા વર્ગના દશ અધ્યયનમાં, મહારાજા શ્રેણિકના રાજકુમારોએ દીક્ષા લીધેલી છે, તે પૈકી દશના અધિકારના દશ અધ્યયન છે. તે દશના નામ.

૧ જાલી, ૨ મયાલી, ૩ ઉવયાલી, ૪ પુરૂષસેન, ૫ વારીસેન, ૬ દીર્ઘદંત ૭ લષ્ટદંત. ૮ વીહલ ૯ વેહાસ. ૧૦ અભયકુમાર.

એજ આગમના વર્ગ બીજાના તેર અધ્યયન છે. તેમાં શ્રેણિક મહારાજાના બીજા તેર રાજપુત્રોએ દીક્ષા લીધેલી, તેમના દરેકના અંગે એક એક અધ્યયન છે. તેમનાં નામ.

૧ દીર્ઘસેન. ૨ મહાસેન. ૩ લષ્ટદંત. ૪ ગુઢદંત. ૫ શુદ્ધદંત ૬ હલ. ૭ દ્રુમ. ૮ દ્રુમસેન ૯ મહાદ્રુમસેન. ૧૦ સિંહ ૧૧ સિંહસેન ૧૨ મહાસિંહસેન ૧૩ પૂર્ણસેન.

દરેક પુત્રી, માતાનું નામ, જ્ઞાનાભ્યાસ, તપ અને છેવટે સંલેખના લઈ અનુત્તર વિમાનના કયા વિમાનમાં ઉત્પન્ન થઈ કયારે મોક્ષે જશે, તેનું વર્ણન એક એક અધ્યયનમાં છે.

એ ઉપરાંત મેઘ કુમાર, અને નંદિષેણ નામના રાજકુમારોએ દીક્ષા લીધેલી છે, તેમની હકીકત આજ પ્રકરણમાં ઉપર જુદી આપવામાં આવી છે.

ધન્યકુમાર વિગેરે દશ જણની દીક્ષા.

આજ સૂત્રના ત્રીજા વર્ગના દશ અધ્યયન છે તે દરેક અધ્યયનમાં ભગવંતની પાસે દીક્ષા લઈ મહાન તપસ્યાદિ કરી અનુત્તર વિમાનમાં જે ગએલા છે તેમના ચરિત્ર છે.

૧ અધ્યયન ૧ લું—ધન્યકુમાર–ધન્નોઅણગાર-શાળીભદ્ર શેઠના બનેવી ધનાશેઠનાથી આ બીજા ધન્યકુમાર છે. સૂત્રમાં એમનું બોધદાયક લંબાણ ચરિત્ર છે. આ મુનિ મહાન્ દુષ્કર કાર્યકરનાર અને મહા નિર્જરા કરવાવાળા છે, એવી ભગવંતે તેમની પ્રસંશા કરેલી હતી. તેમના અંગે સંક્ષિપ્ત હકીકત આપવી જરૂરની લાગે છે.

કાકંદી નગરીમાં એક ધનાનામે સાર્થવાહનો ધન્યનામે પુત્ર હતો એ સાર્થવાહની સમૃદ્ધિ કેટલી હતી, તેનો ખ્યાલ એટલા પરથીજ આવશે કે, ધન્યની માતા ભદ્રાએ પોતાનો પુત્ર યુવાવસ્થા પામ્યો, ત્યારે તેને ભોગ સમર્થ જાણી ભોગ વિલાસ માટે બત્રીશ પ્રાસાદ કરાવીને, બત્રીશ શ્રેષ્ઠિની રૂપ, ગુણ, અતિ લાવણ્યવાન ઉત્તમ કન્યાઓની સાથે એકજ દિવસે, તેનું લગ્ન કર્યું હતું. ધન્યકુમાર તે સ્રીઓની સાથે દોગુંદિક દેવની જેમ સુખ ભોગવતો હતો સ્વસ્રીઓની સાથે ભોગ ભોગવતાં તેણે કેટલાંક વર્ષ વ્યતીત કર્યાં.

એકદા ભગવંત મહાવીર તે નગરીમાં સમોસર્યા. તેની ખબર ધન્યકુમારને થવાથી, તે પણ ભગવાનના દર્શનમાં ઉત્કંઠિત થઈને પગે ચાલતા પ્રભુની સમીપે ગયા નિષ્કારણ એવા જગતબંધુ ભગવાનને પ્રદક્ષિણા દઈ, વાંદી તેમની પાસે ભવનો છેદ કરનારી એવી વૈરાગ્યમય દેશના સાંભળી, અને વૈરાગ્ય પામ્યા ત્યાંથી માતા પાસે જઈને કહ્યું કે, " હે માતાજી ! ભગવાનની દેશના સાંભળીને મને વૈરાગ્ય થયો છે અને વિષયમાં ઉદ્વેગ થયો છે માટે આપ મને દીક્ષા ગ્રહણ કરવાની આજ્ઞા આપો "

મુનિનાં વ્રત પાલન કરવામાં અનુકૂલ પ્રતિકૂલ ઉપસર્ગો સહન કરવા, તથા રસવિનાના વિરસ આહાર કરવા ઈત્યાદિ અનેક પ્રકારનાં દુઃખ છે, એમ માતાએ જણાવ્યું. યુવાવસ્થામાં દીક્ષા ન લેવા તેણે તેને ઘણી યુક્તિપ્રયુક્તિથી સમજાવ્યો, તો પણ ધન્યકુમારે વિષય ભોગની લેશ માત્ર પણ ઇચ્છા કરી નહી.

માતાએ તે નગરીના રાજા જીતશત્રુને આ હકીકત નિવેદન કરી. હમેશાં નગરીના મોટા ધનાઢ્ય કુટુંબોને રાજ્ય સાથે સંસારિક સ્નેહ સંબંધ હોય છે. સંબંધ હોવાને લીધે પોતાના પુત્રને સમજાવવા ભદ્રામાતા, રાજાની મદદ માગે એમાં નવાઈ નથી. રાજાએ ધન્યકુમારને વિવિધ પ્રકારે સમજાવ્યા, પણ તેના વૈરાગ્ય ભાવ અને દીક્ષા લેવાના પરિણામમાં લેશમાત્ર ન્યૂનતા થઈ નહીં.

રાજાએ તેને પોતાના વૈરાગ્યભાવમાં દ્રઢ જાણી, તેનો દીક્ષા મહોત્સવ પોતે કર્યો

ભદ્રામાતાએ પણ છેવટ લાચારીથી પુત્રને રજા આપી તેનો પોતે પણ ઉત્સવ કરી, ભગવાનને તેને દીક્ષા આપવા પ્રાર્થના કરી. ભગવાને પોતેજ તેને દીક્ષા આપી. તેજ દિવસે ધન્યમુનિએ ભગવંત પાસે નીચે પ્રમાણે અભિગ્રહ લેવાની આજ્ઞા માગી.

૧ યાવંજજીવ છઠનો તપ કરવો.

૨ પારણાના દિવસે આંબીલતપ કરવો. તે આયંબીલ પણ ગૃહસ્થે ત્યજી દીધેલ અને લુક્ષ પદાર્થનું કરવું. જેને કોઇપણ માગણ ઇચ્છે નહી. એવા પ્રકારનો તુચ્છપદાર્થ ભીક્ષામાં ગ્રહણ કરી પારણું કરવું.

પ્રભુપાસે લીધેલા અભિગ્રહ પ્રમાણે અદીનમનથી તેઓ તપ કરતા.

પારણુના દિવસે પહેલી પોરશીમાં સ્વાધ્યાય કરી, બીજી પોરશીમાં ધ્યાનાદિક ક્રિયા કરી, ત્રીજી પોરશીમાં પ્રભુની આજ્ઞા મેળવી ભીક્ષા માટે રટન કરી, પોતાના અભિગ્રહનું પાલન થાય તેવા પ્રકારનો આહાર તે ગ્રહણ કરતા. એ પ્રમાણે પ રણાના દિવસે ભીક્ષા રટન કરતાં, કોઇ વખત અન્ન મળે, કોઇ વખત માત્ર જળ મળે, તો પણ તે ખેદ કરતા નહી. તપ કરતા છતાં પોતે પૂર્ણ સમાધિમાં રહેતા હતા પારણાના દિવસે ત્રીકરણ યોગને સમાધિ અને સંયમમાં રાખી, આહાર ગ્રહણ કરતા. આહાર ગ્રહણ કરવામાં પણ ઉત્સુકતા કે લોલુપતા કદી થવા દેતા નહી. સર્પ દરમાં પેસે તે વખતે ઘણી શીઘ્રતાથી પેસી જાય છે, તેમ આ ધન્યમુની રસના સ્વાદ શીવાય ફકત નિર્દોષ આહારને શીઘ્રતાથી ગ્રહણ કરતા હતા.

આ પવિત્ર મુનિની ઉત્કૃષ્ટિ ભાવનાયુક્ત તપશ્ચર્યાથી તેમનું શરીર કેવું થઇ ગયું છે, તેનું લંબાણ વર્ણન આગમમાં આપેલું છે; જે ખાસ મનન કરવા લાયક છે. તેમાંથી સંક્ષિપ્ત વર્ણન આ સ્થળે આપવું એ અગત્યનું છે, એમ ધારી આપેલું છે.

આ મહાતપસ્વી મુનિનું શરીર અતિ કૃશ થઇ ગયું હતું. માંસ વગર હાડકાં, ચામડુ અને શીરાજ તેમના શરીરમાં રહેલા હતા. માત્ર હાડકાંથી ભરેલું તેમનું શરીર, કોયલાના ગાડાની જેમ રસ્તે ચાલતી વખતે, "ખડખડ શબ્દ કરતુ હતુ." ફક્ત જીવના વીર્યથી ચલણુ હલણુની ક્રિયા કરતા. શરીરબળ ન હતું, પણ મનોબળ ઘણુ હતું. તેમજ તપ તેજથી તેઓ અતિ શોભતા હતા.

પગની પાટલી—કાષ્ટની પાદુકા બનાવી હોય તેવા પ્રકારની; તેમજ પગની અને હાથની આંગલીઓ મગફળી વિગેરે સુકાયલી સીંગોના જેવી જણાતી હતી.

જંઘા-મોરલીના પગની જેમ ફક્ત હાડકાંની જણાતી હતી.

કેડ—ઉંટના પગ જેવી થઇ ગઇ હતી.

કરોડ—નહાના પથરાના કડકાના હારડા જેવી જણાતી હતી.

હૃદય—વાંસના પંખાના જેવી છાતી થઈ ગઇ હતી.

બાહુ—સુકાયલી સાંગરીના જેવા અથવા અગથીયાની સીંગ જેવા બાહુ થઇ ગયા હતા

હાથના પંજા—પલાસ અથવા વડના સુકા પાંદડા જેવા જણાતા હતા

ગ્રીવા—ગાડાની ડોક સદૃશ ગ્રીવા જણાતી હતી.

હડપચી—તુંબડાના સુકાંફળ જેવી લાગતી હતી.

હોઠ—સુકાઈ ગએલી જળોના કલેવર જેવા સંકોચવાલા નિસ્તેજ જણાતા હતા.

જીહ્વા—શુષ્ક.

નાક—બીજોરાના સુકાઇ ગએલા ફળ જેવું જણાતું હતું.

આંખ—સવારના તારા જેમ નિસ્તેજ દેખાય છે, તેવી દેખાતી હતી.

કાન—મુળની છાલ જેવી પોતળી હોય છે તેવા, અથવા કારેલાં કીંવા ચીભડાંની સુકાઇ ગએલી છાલના જેવા જણાતા હતા.

માથું—તરૂણ તુંમડુ, આમ્ર ફળ, સેકફળ, એ સુકાઇ ગયા પછી જેવા દેખાય છે, તેમના સદૃશ સુકું, લુખું, માંસ વગરનું જણાતું હતું,

એવી રીતે શરીર હાડપીંજર જેવું થઇ ગયા છતાં, તે મહા મુનિ ચારિત્ર પાલનમા કિંવા લીધેલા નિયમમાં કિંચિંત્ માત્ર પણ શીથિલ વિચારવાળા થયા ન હતા. ઉત્તરોત્તર શુભ ભાવમાં આગલ વધતા હતા.

વિહાર કરતા પ્રભુ રાજગૃહે નગરે ગુણશિલવનમાં પધાર્યા. તેમને વાંદવા માટે રાજા શ્રેણિક આવ્યા સ્વામીને વાંદી દેશના સાંભળી પછી તેમણે પુછયું કે, "હે પ્રભુ ! ઇંદ્રભૂતિ વિગેરે ચૌદ હજાર સાધુઓની અંદર મહાદુષ્કર કાર્ય કરનાર, અને મહા નિર્જરા કરનાર કોણ સાધુઓ છે"

પ્રભુએ ઉત્તર આપ્યો કે, "હે શ્રેણિક ! ઇંદ્રભૂતિ વિગેરે ચૌદ હજાર સાધુઓની અંદર ધન્નોઅણગાર દુષ્કર કાર્ય કરનાર, અને મહા નિર્જરા કરવાવાલો છે"

"હે પ્રભુ ! કયા કારણથી આપ કહો છે. કે એ ઉત્કૃષ્ટ કાર્ય કરનાર છે.?" રાજા શ્રેણિકે નમ્રપણે ફરીથી પ્રભુને પુછયું.

પ્રભુએ તે ઉપરથી આગમમાં વર્ણન કર્યા પ્રમાણેનુ તેનું ચરિત્ર રાજાને કહી સંભળાવ્યું. શ્રેણિક ઘણા ખુશી થયા. ફરી પ્રભુને ત્રણ વખત પ્રદક્ષિણા દઇ વંદન કર્યું. તે પછી રાજા ધન્નાઅણગાર પાસે ગયા, અને ત્રણ પ્રદક્ષિણા દઇ વંદન નમસ્કાર કરી આ પ્રમાણે તેમની સ્તુતિ કરી

'હે દેવાનુપ્રીય ! હે ઋષી ! તમને ધન્ય છે. ધન્ય, પુણ્યવાળા, સુકૃતાર્થ, કૃતલક્ષણ, સુલબ્ધ, એવુ મનુષ્યપણું અને મનુષ્ય જન્મના જીવીતનું જે ફળ છે. તે આપેજ પ્રાપ્ત કર્યું છે. એમ કહી ફરી વંદના અને નમસ્કાર કર્યો એ પ્રમાણે સ્તુતિ કરી ફરી પ્રભુ પાસે આવી પ્રદક્ષિણા દઇ વંદન કરી, રાજા પોતાના નગરમાં ગયા.

એક વખત મધ્ય રાત્રિએ તે મહામુનિ, ધર્મ જાગરણું જાગતાં મનોરથ કરે છે કે, " આ ઉદાર શરીરથી સાર શું લેવાનો છે ? "

"પ્રભુ મહાવીર સ્વામી પાસેથી ધર્મની પ્રાપ્તિ મેં કરી, તો તે ધર્મના પૂર્ણ ફળની પ્રાપ્તિના અર્થે જ્યાં સુધી આ ઉદારીક શરીર મ્હારા કબજામા છે, ત્યા સુધી ઉદ્યમ કરી તત્વ સાધી લઉં."

પછી પ્રાતઃ કાલે પ્રભુ પાસે જઇ વંદના કરી, પોતાના મનોરથ જણાવી સંલેખના કરવાની આજ્ઞા માગી.

પ્રભુની આજ્ઞા મેળવી વિપુલગીરી પર જઇ એક માસની સંલેખના ( અનશન ) કરી; અંતે શુભ ધ્યાનમાં આરૂઢ થઇ કાળ કરી સર્વાર્થસિદ્ધ વિમાનમા ઉત્પન્ન થયા. ત્યાંથી આયુષ્ય પૂર્ણ થએ, ચ્યવી મહાવીદેહ ક્ષેત્રમા ઉત્પન્ન થઇ, મોક્ષે પધારશે. આ મહામુનિનો દીક્ષાપર્યાય ફક્ત નવ માસનો છે.

૨ અધ્યયન બીજું—કાકંદી નગરીના સુનક્ષત્ર સાર્થવાહે બત્રીશ સ્ત્રીઓનો ત્યાગ કરી, પ્રભુની પાસે દીક્ષા લીધેલી, તેમના ચરિત્રના અંગે છે.

૩ અધ્યયન ત્રીજું-રાજગૃહ નગરીના ઋષીદાસ નામના શેઠે દીક્ષા લીધેલી તેમના અંગે છે.

૪ અધ્યયન ચોથું—રાજગૃહ નગરના પેલક શેઠે ચારિત્ર લીધેલું, તેમનું ચરિત્ર તેમાં છે.

૫ અધ્યયન પાચમું—શાકેત નગરીના રામપુત્ર સંબંધી છે.

૬ અધ્યયન છઠું—શાકેત નગરના ચંદ્રમાન સાર્થવાહ સંબંધી છે

૭ અધ્યયન સાતમું--વાણીજ્ય ગામના પૃષ્ટિ માત્રક સંબંધી છે.

૮ અધ્યયન આઠમું વાણીજ્ય ગામના પેઢાલ પુત્ર સંબંધી છે.

૯ અધ્યયન નવમું—હસ્તિનાપુરના પોટીલ શેઠ સંબંધી છે.

૧૦ અધ્યયન દશમું—રાજા શ્રેણિકના પુત્ર વિહલના અંગે છે.

આ બધા મહર્ષિઓએ પ્રભુના પાસે દીક્ષા અંગીકાર કરી,

શાસ્ત્રાધ્યયન કરી, ઉગ્ર તપશ્ચર્યાનું આચરણ કરી, પ્રાંતે અનશન કરી, સર્વાર્થસિદ્ધ વિમાનમાં ઉત્પન્ન થયા છે. આમાં વિહળ મુનિનો દીક્ષાપર્યાય ફક્ત છ માસનો છે. બાકીનાનો વિશેષ છે.

આ તમામ મુનિઓ બાહ્ય અને અભ્યંતર બન્ને પ્રકારના તપની આચારણા ઉત્કૃષ્ટ રીતે કરી, મહાન કર્મ નિર્જરા કરી, એકાવતારી થયા છે. કોઇ પણ જીવ નિર્જરા અને સંવર તત્વના આલંબન વિના, અનંતા કાલથી પ્રવાહ રૂપે ચાલતી આવેલી કર્મ રૂપ મલીનતાને, નિર્જરી શકે નહીં. જ્યાં આશ્રવનો રોધ અને નિર્જરા તત્વનું શુદ્ધ સેવન હોય છે, ત્યાં સંવરતત્વ પણ સાથે હોય છેજ. સંવરતત્વનું સેવન સાથે હોય, તોજ નિર્જરા તત્વનું ઉત્કૃષ્ટ આરાધન થઇ, કર્માવરણનો નાશ કરી શકે. જે મહાશયો નવ તત્વનું સ્વરૂપ યથાર્થ સમજે છે, તેમના સમજવામા આ વાત તુર્ત આવશે. બીજાઓને નવાઇ લાગશે, અથવા આ કથન ઉપર શ્રદ્ધાન થશે નહી. આ વિષય તત્વ શ્રદ્ધાનનો છે, અને તત્વ જ્ઞાનના અભ્યાસ વિના શ્રદ્ધાન ન થાય એ સ્વાભાવિક છે. જ્યારે જીવ જીનેશ્વર કથિત તત્વો ઉપર સમ્યક્ શ્રદ્ધાવાન બનશે, ત્યારેજ જૈન ધર્મના મર્મને સમજવાને તેનામાં રૂચી પેદા થશે. આ મર્મને સમજ્યા બાદ કર્મ સંજ્ઞા ઓછી કરવાની, અને જીવની સ્વસત્તા પ્રગટ કરવાની ઇચ્છા થાય. તેઓજ નિર્જરા તત્વનું કોઇને કોઇ રીતે આરાધન કરવા તૈયાર થશે. ઇચ્છાને અમલમાં મુકનાર પ્રાણી અંશે અંશે સત્તા પ્રગટ કરતો ઉંચ કોટી પર આવતો જશે. ઉચ્ચ કોટી પર જવાને આજ રસ્તાનું મહાપુરૂષોએ આલંબન કરેલું છે, અને આપણા માટે પણ એજ હિતાવહ છે

**શ્રી ધર્મદાસ ગણિ.**

વિજયપુર નગરના રાજા વિજયસેનને અજયા અને વિજયા નામની બે રાણીઓ હતી. વિજયાના ઉપર રાજાનો વિશેષ રાગ હતો. તે ગર્ભવતી થઇ. એ વાતની અજયાને ખબર થવાથી, પ્રસુતિ કાલ વખતે તેને જો પુત્ર થાય તો

વિજયાને મૃત બાલક આપ્યાનું જણાવી, તે પુત્રને મેળવવાને તેણે જાળ રચી, અને તેમાં તે ફતેહમંદ થઇ. પૂર્ણ માસે વિજયાએ પુત્રને જન્મ આપ્યો તે સમયે પાપી સૂયાણીએ કોઇ મૃત બાલકને લાવીને તેને બતાવ્યો, અને તેના પુત્રને તેની શોકય અજયાને સ્વાધીન કર્યો. તેણે એક દાસીને બોલાવીને કહ્યું કે, " આ બાલકને વનને વિષે કોઇ અંધ કુવામાં નાખી આવ" દાસી તે બાલકને લઇને વનમાં ગઇ, અને તેવા પ્રકારના કુવા સમીપ આવી. બાલકની પુણ્યાઇએ જોર કર્યું. દાસીને વિચાર થયો કે, મારા જેવી દુષ્ટ કર્મ કરનારીને ધિક્કાર છે, કે હું આ નિર્દોષ બાલકનો ઘાત કરવા તત્પર થઇ છું. આ મોટું પાપ છે. ફક્ત પેટની ખાતર આવું પાપ કર્મ કરીશ, તો મારી ગતિ શી થશે ? નોકરીના અંગે આવા પ્રકારના મહાપાપ કરવાની મહારી ફરજ નથી. ઇત્યાદિ સારા વિચારો આવવાથી કુવાના કાંઠે ઘાસવાળી જગ્યામાં તે બાલકને મુકી દઇને તે પાછી આવી, અને તેના હુકમ પ્રમાણે નાખી દીધો છે, એવી અજયા રાણીને ખબર આપી.

કેટલાક દિવસ પછી રાજાને આ કાવતરાની ખબર થઇ તેને ઘણુ દુઃખ થયું તે વિચારવા લાગ્યો કે, ' જેણે મારા પુત્રને મારી ન ખાવ્યો, તે દુષ્ટ રાણીને ધિક્કાર છે ! આ સંસાર સ્વરૂપને પણ ધિક્કાર છે કે, જેની અંદર રાગદ્વેષથી પરાભવ પામેલા પ્રાણીઓ સ્વાર્થવૃત્તિને વશ થઇને આવાં દુષ્ટ કર્મ આચરે છે. તેથી એવા સંસારમાં રહેવું તેજ અઘટિત છે. આ લક્ષ્મી ચલિત છે, પ્રાણ પણ ચળ છે, આ ગૃહવાસ પણ અસ્થિરને પાપરૂપ છે; તેથી પ્રમાદને છોડીને ધર્મને વિષે ઉદ્યમ કરવો જોઇએ. આ આ પ્રમાણે વૈરાગ્ય પરાયણ થયેલા વિજયસેન રાજાએ, પોતાની પ્રિયા વિજયા તથા સુજયા નામના તેના ભાઇ સહિત, પોતાના કોઇ કુટુંબીને રાજ્ય સોંપીને, વીર ભગવાનની પાસે ચારિત્ર અંગીકાર કર્યું. રાજાનું નામ ધર્મદાસ ગણિ અને સુજયનું નામ

જિનદાસગણિ રાખવામા આવ્યું. તે બન્નેને સ્થવિરોને સોંપી દીધા. રાણીને સાધવી સમુદાયમાં સોંપી. આ બન્ને મુનિઓ સિદ્ધાંતનુ અધ્યયન કરી મહાજ્ઞાની થયા. ચારિત્રની નિર્મળતાને લીધે ધર્મદાસગણિને અવધિજ્ઞાન થયું. ધર્મદાસગણિએ, પોતાનો પુત્ર જે શુભ કર્મોદયના ફળને પામીને રાજયનો અને ઘણી લક્ષ્મીનો માલીક થયો છે, અને જેણે કોઈ દુષ્ટ દેવે છળ વાથી પોતાના રાજયમા અન્યાયી પ્રવૃત્તિ ચલાવી છે, તે પુત્ર રણસિંહ કુમારને બોધ આપવાને માટે ઉપદેશમાળા નામનો ગ્રંથ રચ્યો છે તે ગ્રંથ વર્તમાનમા વિદ્યમાન છે. જૈનશાસનમા તે પ્રમાણભૂત ગ્રંથ છે. ઘણા આચાર્યોએ તે ગ્રંથનો આધાર પોતાના કથનની સત્યતા સાબીત કરવા લીધેલ છે. એ ઉપદેશમાળાની ઉપર ઘણી ટીકાઓ પૈકી, શ્રીમદ્ યશોવિજયજીના સમયમાં થયેલા શ્રી રામવિજયગણિની કરેલી ટીકાનું ભાષાંતર, ભાવનગર જૈન ધર્મપ્રસારક સભાએ વિક્રમ સંવત ૧૯૬૬ની સાલમાં છપાવી બહાર પાડેલ છે. આ ગ્રંથ ખાસ મનન કરવા લાયક છે.

એ ગ્રંથમાં કુમાર રણસિંહનું ચરિત્ર વિસ્તારથી આપવામા આવેલુ છે. જીવ શુભાશુભ કર્મને લઇને ભવાંતરમાં જાય છે રણસિંહ કુમારના ચરિત્રથી, તે કેવી રીતે મરણાંત આફતથી બચે છે, તે જોવા જેવુ છે

તે કુવા આગળ દાસીએ નાખેલા બાળકને એક કૌટુંબિક (ખેડુ) જે ઘાસ લેવા વનમાં આવેલો છે, તેણે લઇ જઇ પોતાની સ્રીને સોંપ્યો, ત્યા તેનુ પુત્રવત્ તે પાલન પોષણ કરે છે. રણમાંથી જડવાથી તેનું નામ રણસિંહ રાખવામાં આવ્યું છે. તે જિનપૂજાના પ્રતાપથી કેવી રીતે રાજ્યલક્ષ્મી અને રાજકન્યાઓનું પાણી ગ્રહણ કરે છે, એ જાણવાની જીજ્ઞાસાવાળાઓને તેનું ચરિત્ર વાંચવાની ભલામણ કરવામાં આવે છે અહિ ફકત તુર્તના જન્મેલા બાલકનુ, શુભ પુન્યઉદયમા આવ્યો કેવી રીતે રક્ષણ કરે

છે, એટલી વાતનોજ વિચાર કરવાનો છે. રણમાં મુકવા આવેલી દાસીના મનમાં જે શુભ વિચારો ઉત્પન્ન થયા, અને તેને જીવતો મુકીને તે ચાલી ગઈ, એને આપણે બાલકના શુભપુણ્યના વિપાકોદય ન માનીએ તો શું માનીયે ? જેઓ જગત કર્તા ઈશ્વરને માને છે, તેઓ કદાપિ આ બનાવને ઈશ્વરે તેનું રક્ષણ કર્યું એમ માને, તોપણ તેમાં પણ બાળકના શુભ પુણ્યને માનવું પડશે જેટલાં થાય તેટલાં સારાં કામ કરી પુણ્યરૂપી મુંડી ભેગી કરવી, એ મનુષ્ય જીવનનું મૂખ્ય કર્તવ્ય છે કદી સારાં કામ આપણાથી ન બને, તો કદી પણ પાપનાં કામ કરવાના વિચાર કરવા નહી. પાપના કામ કરવાં નહી એ તો મનુષ્યના સ્વાધીનપણાની વાત છે. જો એટલું થશે તોપણ અધોગતિ થતી બચશે. રણસિંહ રાજાએ પોતાના મામા જિનદાસગણિ તથા પોતાની માતા વિજયા સાધવીના ઉપદેશથી, ઉપદેશમાળા ગ્રંથનો શ્રી જિનદાસગણિ પાસે અભ્યાસ કર્યો છે. પછી તેના અર્થને ચિત્તમા વિચારતાં તે ભાવિત આત્માને વિચાર થયો કે, " મને ધિક્કાર છે ! મેં અજ્ઞાન વશ આ શુ આચર્યું ? ધન્ય છે મ્હારા પિતાને કે જેમણે મારા ઉદ્ધારને માટે અવધિજ્ઞાનવડે આગામી સ્વરૂપ જાણીને પ્રથમથીજ આ ગ્રંથ બનાવ્યો. આ પ્રમાણે વિચાર પરિવર્તન થવાથી તે રાજા ન્યાય અને ધર્મનું પતિપાલન કરવા લાગ્યો પછી કેટલેક કાળે પોતાની મૂખ્ય રાણી કમળવતીના પુત્રને રાજ્યે સ્થાપન કરીને, શ્રી મુનિચંદ્રસુરિ નામાના આચાર્ય પાસે રણસિંહ રાજાએ ચારિત્ર ગ્રહણ કર્યું; અને વિશુદ્ધ ચારિત્રનુ આરાધન કરી કાળ ધર્મ પામીને દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા

**પાંચસે ચોરની દીક્ષા.**

એક વખત પ્રભુના સમવસરણમાં એક મનુષ્યધારી પુરૂષ પ્રભુની પાસે આવ્યો. પ્રભુની નજિક ઉભો રહ્યો, અને મનવડેજ પોતાનો સંશય પ્રભુને પૂછયો. પ્રભુ બોલ્યા, ' અરે ભદ્ર ! તારો સંશય વચન દ્વારા કહી બતાવ કે

જેથી બીજા ભવ્ય પ્રાણીઓ પણ પ્રતિબોધ પામે." પ્રભુએ આ પ્રમાણે કહ્યું, તો પણ તે લજ્જા વશ થઇ સ્પષ્ટ બોલવાને અસમર્થ થયો. તે થોડા અક્ષરમાં બોલ્યો કે, "હે સ્વામી 'यासा सासा.' ! પ્રભુએ પણ ટુંકામાં તેનો 'एवमेव' એવો ઉત્તર આપ્યો. શ્રી ગૌતમ સ્વામીના પુછવાથી આ સંજ્ઞામયી પ્રશ્નોત્તરનો અર્થ કહ્યો પ્રભુએ એ પ્રશ્ન પુછનાર તથા તેની બહેનનો પૂર્વ ભવનો વૃત્તાંત, તથા તે ભવનાં તે બ્રાહ્મણ છતાં કેવી રીતે જંગલની અંદર ચોરનો સ્વામી થયો, અને તેની બહેન તેના તાબાના ૪૯૯ ચોરોના સહવાસમાં કેવી રીતે આવી, ઇંત્યાદિ સર્વ વૃત્તાંત કહી બતાવતાં જણાવ્યું કે, રાગદ્વેષાદિકથી મૂઢ થયેલા પ્રાણીઓ આ સંસારમાં ભવોભવ ભમે છે, અને વિવિધ દુઃખના પાત્ર થયા કરે છે.

પ્રભુની પાસેથી પોતાના સંશયનો ખુલાસો પુછયો. પોતાની બહેનનું દુષ્ટ ચરિત્ર તેના સમજવામાં આવ્યું, અને પોતાનો પૂર્વ ભવ તથા આ ભવનો સર્વ વૃત્તાંત જાણ્યો. પરમ સંવેગ પામીને પ્રભુ પાસે દીક્ષા લીધી, અને પાછો પલ્લીમાં આવ્યો. ત્યાં જઇ પોતાની સાથેના ચારસો નવાણું ચોરને પ્રતિબોધ આપ્યો. તે બધાઓએ પણ વ્રત ગ્રહણ કર્યું.

**મેતાર્યની દીક્ષા.**

રાજગૃહનગરમાં મેતાર્ય નામના એક શેઠપુત્ર હતા. પોતાના પૂર્વભવના દેવે તેને મદદ કરી, તેથી તેનું તેજ નગરના શ્રેષ્ઠિની આઠ કન્યાઓ અને શ્રેણિક રાજાની એક પુત્રી એમ નવની સાથે પાણી ગ્રહણ થયું હતું. દેવમીત્રની સાથેન સંકેત પ્રમાણે ચોવીશ વર્ષ સંસાર સુખ ભોગવ્યું. તે પછી ભગવાન વીર સ્વામીની પાસે વ્રત ગ્રહણ કરી, નવપૂર્વનું અધ્યયન કરી, જિનકલ્પીપણું અંગીકાર કરી, ભગવંતની આજ્ઞાથી એકલ-વિહારી થયા. એક વખત રાજગૃહનગરના એક સોનીને ત્યાં ભીક્ષા માટે ગયા હતા. ત્યાં સોનીએ કરેલા પ્રાણાંત ઉપસર્ગને સહન કરતાં તેમનાં બન્ને નેત્રો નીકળી પડયાં. તેથી ઘણું દુઃખ ઉત્પન્ન

થયા છતાં પણ, તેમણે તે સોની ઉપર ક્રોધ આણ્યો નહિં. ક્ષમા ગુણથી સઘળાં કર્મનો ક્ષય કરી, આયુષ્યને અંતે કેવળજ્ઞાન પામીને તે મેતાર્ય મુનિ મોક્ષે પધાર્યા.

સોનીએ ચારિત્ર ગ્રહણ કર્યું.

એ સોનીના સોના જવ ક્રૌંચ પક્ષી ગળી ગયો હતો, છતાં તેના મનમાં આ મુનિના ઉપર વહેમ આવ્યો હતો, અને તેમણેજ પોતાના સોનાના જવ લીધા છે એમ માનતો હતો. મુનિએ પુછતાં છતાં જવાબ આપ્યો નહિ તેથી વધારે વહેમે ભરાયો. મુનિએ એ બનાવ જોએલો હતો, પણ પક્ષીના પ્રાણ બચાવ અર્થે પોતે પ્રાણાંત ઉપસર્ગ સહન કર્યો, અને પોતે અબોલ રહ્યા. અનાયાસે લાકડાનો બોજો પડવાથી ઉત્પન્ન થએલા શબ્દના ભયના લીધે, વ્યાકુલ થએલા તે પક્ષીએ સઘળા જવો વમી નાખ્યા તે જવોને જોઇને ભય પામેલો સોની વિચાર કરવા લાગ્યો કે, " અરે ! મેં બહુ ખરાબ કામ કર્યું ! મેં રાજાના જમાઇ આ મુનિને હણ્યા. જો રાજા આ વાત જાણશે, તો જરૂર મહારો સહકુટુંબ નાશ કરશે." પછી ભયના માર્યા તેણે પરિવાર સહિત મહાવીરસ્વામી પાસે જઇને ચારિત્ર ગ્રહણ કર્યું. તે સોની ચારિત્ર પાળી, પાપની આલોચના કરીને સદ્‌ગતિએ ગયો.

ભગવતીસૂત્ર નામના પાંચમા અંગમાં " સ્કન્દક " તાપસે ભગવંતને પ્રશ્નો પૂછેલા અને તેમના ઉત્તરથી તેના મનનું સમાધાન થયેલું, અને તેને ભગવંત પાસે ચારિત્ર ગ્રહણ કરેલું તે સંબંધી અધિકાર છે. ( જુઓ ઉપદેશપ્રાસાદ સ્તંભ ૨૦ મો. વ્યાખ્યાન ૨૮૭ મું. )

સ્કન્દક તાપસના લોક સંબંધી પ્રશ્નોતર અને દીક્ષા

કલિંગપુરીના ઉદ્યાનમાં શ્રીવીરસ્વામી સમોસર્યા. તે પુરીની સમીપે શ્રાવસ્તિ નામની નગરીમાં સ્કન્દક નામે એક તાપસ રહેતો હતો. તે બ્રાહ્મણ સમસ્ત શાસ્ત્રો જાણતો હતો. એકદા મહાવીરસ્વામીના શિષ્ય પિંગલ નામના મુનિએ સ્કન્દકને પુછયું કે, 'હે સ્કન્દક !,

૧ લોક શાન્ત છે કે અનન્ત ?

૨ જીવ શાન્ત છે કે અનન્ત ?

૩ સિદ્ધિ ( મુક્તિ ) શાન્ત છે કે અનન્ત ?

૪ સિદ્ધ શાન્ત છે કે અનન્ત ?

૫ કેવા પ્રકારના મરણથી જીવ સંસારની વૃદ્ધિ અથવા હાનીને પામે છે ?

આ પ્રશ્નો સાંભળીને સ્યાદ્વાદને નહિ જાણતાં સ્કન્દકતાપસે મૌન ધારણ કર્યું. પિંગલ મુનિ એ ત્રણ વાર આ પ્રશ્નો કર્યા, પણ તે જવાબ આપી શક્યો નહિ.

તેવામાં શ્રાવસ્તિ નગરીના લોકો શ્રીવીરપ્રભુને વાંદવા જતા હતા. તે જોઇને સ્કન્દકે પણ પ્રભુના શિષ્યે પૂછેલા પ્રશ્નોના ઉત્તરો જાણવા માટે પ્રભુ પાસે જવાનો સંકલ્પ કર્યો. તે વખતે વીર પ્રભુએ ગૌતમ ગણધરને કહ્યું કે, ' આજે તેમને તમારા પૂર્વમીત્ર સ્કન્દકનો સમાગમ થશે. '

' હે સ્વામી ક્યારે થશે ? ' ગૌતમસ્વામીએ પ્રશ્ન કર્યો.

' હમણાં તે માર્ગમાં ચાલ્યો આવે છે. ' પ્રભુએ ઉત્તર આપ્યો.

' હે સ્વામીન્ ! તે આપનો શિષ્ય થશે કે નહી ? ' ગૌતમ સ્વામીએ પુછ્યું.

' થશે ' પ્રભુએ જવાબ દીધો.

ગૌતમસ્વામી તેના સન્મૂખ ગયા. ગૌતમસ્વામીએ પ્રથમ પિંગલ અને તેના વચ્ચે બનેલો બનાવ પ્રભુથી જાણ્યો હતો. સ્કન્દકને મલીને તેને આવવાનું કારણ જણાવ્યું. સ્કન્દકે શ્રી ગૌતમસ્વામીને પુછ્યું કે, તમે મારા મનની વાત શી રીતે જાણી ?

અમારા ગુરૂ ત્રિકાલમાં એકાન્તે કરેલું, પ્રત્યક્ષ કરેલું, અથવા ભવિષ્યમાં કરવાનું તે સર્વ જાણે છે. તેમને સાદિઅન્ત સાંગે જ્ઞાન રહેલું છે. તેમના વચનથી મેં તમારૂં આગમન વિગેરે જાણ્યું.

પછી તેઓ બન્ને ભગવંતની પાસે આવ્યા. પ્રભુએ તેમના

આવવાનું પ્રયોજન કહી બતાવ્યું. સ્કન્દકે પિંગલ મુનિએ પોતાને પુછેલા પ્રશ્નોના ઉત્તર તેમનાથી સાંભળવાની ઇચ્છા જણાવી. પ્રભુએ તે પ્રશ્નોના નીચે પ્રમાણે ઉત્તરો આપ્યા.

૧ " લોક દ્રવ્યાદિક ચાર પ્રકારનો છે. તેમાં ( ૧ ) દ્રવ્યથી લોક એક છે, પંચાસ્તિકાયના સ્વરૂપવાળો છે, શાન્ત છે, અને પરિમાણ યુક્ત છે. (૨) "ક્ષેત્રથી લોક આયામ, વિષ્કંભ, અને પરિધીથી અસંખ્યાતા કોટાકોટી યોજન પ્રમાણ છે, માટે શાન્ત છે. ( ૩ ) કાળથી અનાદિ અનન્ત છે; કોઇ પણ વખત આલોક ન હોતો, નથી, કે નહી હશે એમ નથી. અતિત કાળે હતો, વર્તમાન કાળે વિદ્યમાન છે, અને શાશ્વત છે. ( ૪ ) ભાવથી લોક અનન્ત છે, કેમકે અનન્તવર્ણ ગંધાદિક પર્યાયયુક્ત છે. "

૨ " જીવના પણ ચાર ભાગા થઇ શકે. ( ૧ ) દ્રવ્યથી જીવ પણ એક અને નિત્ય છે; ( ૨ ) ક્ષેત્રથી અસંખ્ય પ્રદેશની અવગાહનાવાળો અને શાન્ત છે. ( ૩ ) કાળથી ત્રણે કાળમાં અનન્ત છે, અને શાશ્વત છે, ( ૪ ) ભાવથી અનન્ત જ્ઞાનાદિ રત્નત્રયના પર્યાયોથી યુક્ત છે; કેમકે પ્રથમના ત્રણ શરીર ( ઔદારિક, વૈક્રિય, અને આહારક ) ને આશ્રયીને અનન્તા અગુરૂલઘુ પર્યાયો છે, તૈજસ તથા કાર્મણ શરીરને આશ્રયીને અનન્તા અગુરૂ લઘુ પર્યાયો છે, તેણે કરીને જીવ યુક્ત છે, તેથી ભાવથી અનન્ત છે. "

૩ " સિદ્ધિ એટલે સિદ્ધ. જીવની સમીપનું ક્ષેત્ર સિદ્ધ શિલા જાણવી તે સિદ્ધ શિલા દ્રવ્યથી એક, શાન્ત અને ધ્રુવ છે; ક્ષેત્રથી પીસ્તાલીશ લાખયોજન આયામ, વિષ્કંભ પરિમાણવાળી છે; કાળથી અનાદિ અનન્ત છે; અને ભાવથી અનન્ત વર્ણાદિક પર્યાયે કરી યુક્ત છે. "

૪ " સિદ્ધ એટલે સકળ કર્મનો ક્ષય કરવાથી જેને આત્મસ્વરૂપ પ્રાપ્ત થયું છે તે. તે સિદ્ધ દ્રવ્યથી એક અને શાન્ત છે; ક્ષેત્રથી અસંખ્ય પ્રદેશની અવગાહનાવાળા છે; કાળથી સિદ્ધ સાદિ

અનન્ત છે; અને ભાવથી અનન્ત જ્ઞાનાદિ પર્યાયોથી યુક્ત, શાન્ત તથા અનન્ત છે. ”

૫ “ બાલમરણથી સંસારની વૃદ્ધિ થાય, અને પંડિત મરણથી ભવ પરંપરાની હાની થાય છે. તેમાં બાલમરણ બાર પ્રકારનું છે. તેવું મરણ કરવાથી જીવ ચાર ગતિવાળા સંસાર રૂપ કાંતારમાં ભટકે છે. ( ૧ ) ક્ષુધાદિકની પીડાથી અથવા સંયમ ભ્રષ્ટ થઇ મરણ પામે, તે વલમરણ ( ૨ ) મનમાં શલ્ય રાખી રાખી મૃત્યુ પામે તે અન્તઃ શલ્યમરણ ( ૩ ) માણસ પોતાના ભવનું નિયાણુ કરીને મૃત્યુ પામે તે તદ્ભવમરણ ( ૪ ) પાંચ ઇન્દ્રિયોને આધીન રહીને તેની પીડાથી મૃત્યુ પામે તે વશાર્તમરણ ( ૫ ) પર્વતપરથી પડીને મરે તે ગીરીપતનમરણ. ( ૬ ) વૃક્ષપરથી પડીને મરે તે તરૂપતન મરણ ( ૭ ) જળમાં ડુબીને મરે તે જળપ્રવેશમરણ ( ૮ ) અગ્નિમાં પ્રવેશ કરીને મરેતેજવલનપ્રવેશમરણ ( ૯ ) વિષ ભક્ષણ કરીને મરે તે વિષભક્ષણમરણ ( ૧૦ ) શસ્ત્રથી મરે તે શસ્ત્રમરણ ( ૧૧ ) વૃક્ષની શાખાપર પાશબાંધીને મરે તે વૃક્ષ પાશમરણ (૧૨) ગીધ પક્ષી, હાથી વિગેરેના પ્રહારથી મરે તે ગૃધ પૃષ્ટ મરણ.

પંડિતમરણ બે પ્રકારનું છે (૧) પાદપોપગમન અને ( ૨ ) ભક્તપ્રત્યાખ્યાન. આ બે મરણથી અનન્ત ભવનો ક્ષયથાય છે.

આ પ્રમાણે સાંભળીને તે સ્કન્દક તાપસ સંદેહ રહિત થયા, અને પ્રભુને ત્રણ પ્રદક્ષિણા કરીને કહ્યુ કે, “ હે ભગવન્ ! આપનું વાક્ય ખરેખરૂં સત્ય છે.” તે પછી તે સ્કન્દકે પોતાના વેશનો ત્યાગ કરીને પ્રભુની પાસે દીક્ષા ગ્રહણ કરી. અનુક્રમે અગીઆર અંગનો અભ્યાસ કર્યો, અને પ્રભુની આજ્ઞા લઇને સાધુના લાયકની બાર પ્રતિમા અંગીકાર કરી; પછી પ્રભુની આજ્ઞાથી ગુણરત્નસંવત્સર નામનો તપ અંગીકાર કર્યો તે તપમાં પહેલે માસે એક ઉપવાસ કરીને બીજે દિવસે પારણું, બીજે મહીને નિરંતર છઠ તપ કરીને પારણું; એવી રીતે ચડતાં ચડતાં સોળમે મહીને સોળ ઉપવાસે પારણું

થાય છે. સ્કન્દક મુનિ એ પ્રમાણે તપ કરતાં દિવસે ઉત્કટ આસને સૂર્ય સન્મૂખ રહીને આતાપના લેતા, અને રાત્રે વીરાસનવાળીને વસ્ત્ર રહિત રહેતા હતા. આ ગુણરત્નસંવત્સર તપમાં બોંતેર પારણાના દિવસો આવે છે. એવી રીતે છઠ, અઠમ, અર્ધમાસ, તથા ક્ષમણાદિ તપે કરીને આત્માને ભાવતા સતા શરીરનું સઘળું માંસ શુષ્ક કરી નાખ્યું. માત્ર જીવના વીર્યવડેજ ગમન કરતા.

એકાદ ધર્મ જાગરણ કરતાં રાત્રિના પાછલા ભાગે તેમણે વિચાર કર્યો કે, ' હવે હું અનશન ગ્રહણ કરૂ. ' પછી પ્રાતઃકાળે શ્રીવીરપ્રભુની પાસે આવી, પ્રભુની આજ્ઞા મેળવીને અત્યંત હર્ષ પૂર્વક ધીમે ધીમે તેઓ વિપુલગીરીપર ચઢયા. ત્યાં પૃથ્વી શીળા-પટ્ટનું પ્રમાર્જન કરીને, પૂર્વાભિમુખે પદ્માસનવાળી, દર્ભના સંથારાપર બેસીને યોગમુદ્રાએ કરીને ' નમોત્થુણં ' ઇત્યાદિ ભણીને બોલ્યા કે ' હે ભગવંત્ ! આપ ત્યાં રહ્યા છતા મને અહીં રહેલાને જુઓ. પ્રથમ મેં આપની પાસે પાંચમહાવ્રત અંગીકાર કર્યાં છે. હવે અત્યારે પણ આપનીજ સાક્ષીએ અઢાર પાપસ્થાનોનું અને ચાર પ્રકારના આહારનું છેલ્લા શ્વાસોશ્વાસ સુધી પ્રત્યાખ્યાન કરૂં છું. ' આ પ્રમાણે કહી સર્વ પાપ આલોવીને તથા પ્રતિક્રમીને મૃત્યુને અનિચ્છતા એક માસની સંલેખના કરી.

આ સ્કન્દક મુનિ, બાર વર્ષ સુધી ચારિત્ર પાળીને કાળધર્મ પામી, અચ્યૂત દેવલોકમાં દેવતા થયા. ત્યાં લાંબુ આયુષ્ય ભોગવી, ત્યાંથી ચ્યવીને મહાવિદેહક્ષેત્રમાં મનુષ્યપણું પામી, સમસ્ત દુઃખનો અંત કરી સિદ્ધિપદને પામશે.

**સુભદ્ર મુનિ અને પાંચ ઇંદ્રિયોનું સ્વરૂપ.**

રાજગૃહનગરમાં ગુણશીલવનમાં પ્રભુ સમવસર્યા. તેમને વંદન કરવા સર્વ પૌરજનો જતા હતા. તેમની સાથે તેજ નગરનો એક શ્રેષ્ઠિપુત્ર સુભદ્ર, જે જન્મથી દરિદ્રી હોવાથી ભીક્ષા વૃત્તિથી ઉદર નિર્વાહ કરતો હતો, તે પણ ગયો. ત્યાં પ્રભુની દેશના સાંભળીને તે

આશ્ચર્ય પામ્યો. તે મનમાં વિચારવા લાગ્યો કે, " અહો ! આજે મેં અનંત ગુણનાનિધિસમાન કર્મમલથી રહિત એવા પ્રભુના દર્શન કર્યાં. આજે મારો જન્મ સફળ થયો. " પછી સમગ્ર જગતના જીવોનો ઉદ્ધાર કરનાર, અને બોધીબીજને આપનાર એવા પ્રભુએ તે સુભદ્રને ઉદ્દેશીને ઇન્દ્રિઓ સંબંધી ઉપદેશ આપ્યો. "જીતેલ ઇન્દ્રિઓ મોક્ષને માટે થાય છે, અને નહિ જીતેલ ઇન્દ્રિઓ સંસારને માટે થાય છે. માટે બન્નેનું અંતર જાણીને જે યુક્ત લાગે તેવું આચરણ કરવુ. ૧

ઇન્દ્રિઓ પાંચ છે. સ્પર્શ ( કાયા ), જીભ્હા,, નાસિકા, નેત્ર, અને શ્રોત. તે દરેક ઇંદ્રિય દ્રવ્ય અને ભાવથી બે પ્રકારની છે. દ્રવ્યાદિના પણ બે પ્રકાર છે. એક નિવૃત્તિ ઇન્દ્રિય અને બીજી ઉપકરણ ઇન્દ્રિય નિર્વૃતિ એટલે ઇન્દ્રિયનો આકાર. તે પણ બાહ્ય અને અભ્યંતર બે ભેદે કરીને બે પ્રકારનો છે. તેમાં બાહ્ય આકાર સ્ફુટ છે. તે દરેક જાતિને વિષે જૂદા જૂદા સ્વરૂપવાળો, કાનની પાપડી વિગેરે જે બહાર દેખાય છે તે છે. બાહ્ય આકાર વિચિત્ર આકૃતિવાળો હોવાથી અશ્વ, હાથી, મનુષ્ય, વિગેરે જાતિમાં સમાનરૂપવાળો નથી. અભ્યંતર આકાર સર્વ જાતિમાં સમાન હોય છે. તે આ પ્રમાણે.

૧ શ્રોતનો અભ્યંતર આકાર કંદબ પુષ્પના આકાર જેવા માંસના ગોળા રૂપ છે.

૨ નેત્રોનો અભ્યંતર આકાર મસૂરના ધાન્યની જેવો હોય છે.

૩ નાસિકાનો અભ્યંતર આકાર અતિમુક્તના--અગથીયાના ફૂલ–પુષ્પ જેવો હોય છે.

૪ જીહ્વાનો આકાર અસ્રા જેવો હોય છે. -

૫ સ્પર્શન ( શરીર ) ઇન્દ્રિયની આકૃતિ ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે. પણ તે બાહ્ય અને અભ્યંતર એકજ સ્વરૂપે હોય છે.

આ પ્રમાણે નિર્વૃતિ ઇન્દ્રિયનું સ્વરૂપ છે. ઉપકરણ ઇન્દ્રિયનું સ્વરૂપ એવું છે કે, જેમ ખડ્ગની ધારામાં છેદન કરવાની શક્તિ

છે, તેમ તેમ શુદ્ધ પુદ્ગલમય શબ્દાદિ વિષયને ગ્રહણ કરવાની જે શક્તિ વિશેષ તેને ઉપકરણ ઇન્દ્રિય કહે છે. તે ઇન્દ્રિયનો અતિ કઠોર મેઘ ગર્જનાદિક વડે ઉપઘાત થાય, તો બહેરાપણું વિગેરે પ્રાપ્ત થાય છે.

એ પ્રમાણે દ્રવ્યઇન્દ્રિયના નિર્વૃતિ અને ઉપકરણ એવા બે ભેદનું સ્વરૂપ છે.

ભાવ ઇન્દ્રિયના બે ભેદ છે લબ્ધિ, અને ઉપયોગ. તેમાં શ્રોત વિગેરે ઇન્દ્રિયોના વિષયવાળા સર્વ આત્મપ્રદેશને આવરણ કરનારા કર્મનો જે ક્ષયોપશમ તેને લબ્ધિ ઇન્દ્રિય કહે છે, અને પોત પોતાના વિષયમાં લબ્ધિરૂપ ઇન્દ્રિયને અનુસારે આત્માનો જે વ્યાપાર–પ્રણિધાન તેને ઉપયોગ ઇન્દ્રિય કહે છે.

પાંચે ઉપકરણ ઇન્દ્રિયો અંગુલના અસંખ્ય ભાગ પ્રમાણ સ્થુલ ( જાડાઇમાં ) છે. તેમાં શ્રોત, નાસિકા, અને નેત્ર અંગુલના અસંખ્યાત ભાગે પૃથુ છે; જિહ્વા ઇન્દ્રિય બેથી નવ અંગુલ વિસ્તારવાળી છે, અને સ્પર્શનેદ્રિય દેહ પ્રમાણ વિસ્તારવાળી છે.

પાંચે ઇન્દ્રિયોના વિષયનું માન આ પ્રમાણે છે. નેત્ર વિના બીજી ચાર ઇન્દ્રિયો જઘન્યથી અંગુલના અસખ્યાતમા ભાગ માત્રમાં રહેલા વિષયને જાણે છે, તેથી વધારે નજીક રહેલાને જાણતી નથી. નેત્રઇન્દ્રિય જઘન્યથી અંગુલના સંખ્યતા ભાગમાં રહેલા પદાર્થને જોઇ શકે છે, પણ અતિ સમીપે રહેલા અંજન, રજ, મેલ, વિગેરેને જોઇ શકતી નથી. નાસિકા, જિહ્વા અને સ્પર્શન એ ત્રણ ઇન્દ્રિયો ઉત્કૃષ્ટ નવ યોજનાથી આવતા ગંધ, રસ, તથા સ્પર્શને ગ્રહણ કરે છે. કર્ણઇન્દ્રિય ઉત્કૃષ્ટ ચાર યોજન દૂરથી આવતા શબ્દને સાંભળે છે અને ચક્ષુઇન્દ્રિય સાધિકલાખ યોજન દૂર રહેલા રૂપને જોઇ શકે છે.

એકેન્દ્રિયાદિક વ્યવહાર દ્રવ્યઇન્દ્રિયોથીજ કહેવાય છે. બકુલ વૃક્ષ પાંચે ઇન્દ્રિયોના ઉપયોગવાળું હોવાથી પંચેન્દ્રિ

કહેવાય છે ( પણ છે એકેન્દ્રિ ) પગમાં શબ્દ કરતા 'નૂપુર વિગેરે શૃંગાર ધારણ કરેલી સુંદર અને ચપલ નેત્રવાળી સ્ત્રીના મુખથી નીકળતા સુગંધી મદિરાના કોગળાથી બકુલ વૃક્ષ પુષ્પિત થાય છે. બકુલ વૃક્ષ એકેંદ્રિય છતાં તેને પાંચે ઇંદ્રિયના વિષયની ઘટના આ પ્રમાણે થાય છે.

નૂપુરના શબ્દવાળા પાદનો સ્પર્શ કરવાથી પ્રફુલ્લિત થાય છે, તેથી કર્ણ અને સ્પર્શ એ બે ઇન્દ્રિયનો ઉપયોગ; સુંદર નેત્રવાળી સ્ત્રીના લીધે પ્રફુલ્લિત થાય છે, તેથી નેત્ર ઇન્દ્રિયનો ઉપયોગ; અને સુગંધિ મદિરાના રસથી પ્રફુલ્લિત થવાના લીધે રસનેંદ્રિય અને ઘ્રાણેંદ્રિયનો ઉપયોગ; એમ પાંચે ઇન્દ્રિયના વિષયનો ઉપયોગ છે.

આ પ્રમાણે ઇન્દ્રિયોના સ્વરૂપને જાણીને તેના શબ્દાદિ વિષયોમાં ક્ષણમાત્ર પણ મનથી પ્રવૃત્તિ કરવી નહિ. ઇન્દ્રિયરૂપી ધૂર્તને તલના ફોતરા જેટલો પણ પ્રસાર ( અવકાશ ) આપવો નહી. જો કદાચ તેને એક ક્ષણમાત્ર પણ અવકાશ આપવામાં આવશે, તો તે જરૂર કોટી વર્ષ સુધી જશે નહિ.

રાગદ્વેષથી રહિત થઇને ઇન્દ્રિયના વિષયોને રોકનારા પ્રાણીઓ, મૃદંગદ્રહના સુખને પામનારા કાચબાની જેમ નિવૃત્તિ સુખને પાંમે છે, અને બીજા સંસારમાં પડેલા પ્રાણીઓ પાપકર્મના વશથી શિયાળે ગ્રસિત કરેલા કાચબાની જેમ અનર્થની પરંપરાને પામે છે. એ બે કાચબાની કથા આ પ્રમાણે છે.

વારાણસીપુરીને વિષે ગંગા નદીને કાંઠે મૃદંગ નામના દ્રહમાં ગુપ્તેંદ્રિય અને અગુપ્તેદ્રિય નામના બે કાચબા રહેતા હતા. તે બન્ને સ્થળચારી કીડાઓનું માંસ ખાવામા પ્રીતિવાળા હતા. તેથી તેઓ એકદા દ્રહની બહાર નિકળ્યા હતા. તેવામાં બે શિયાળીયાઓ તેમને જોયા. તે કાચબાઓ પણ શિયાળને જોઇને ભય પાંમ્યા. તેથી તેમણે પોતાના ચારે પગ તથા ગ્રીવાને સંકોચીને પૃષ્ટની ઢાલમાં ગોપવી દીધા, અને કાંઇ પણ ચેષ્ટા કર્યા વિના જાણે મરી ગએલા હોય તેમ પડયા રહ્યા. બન્ને શિયાળોએ પાસે આવીને તે

કાચબાઓને વારંવાર ઉંચા ઉપાડીને પછાડયા, ગુલાંટો ખવડાવી તથા પાદપ્રહાર કર્યો; પરંતુ તે કાચબાને કાંઇ પણ ઇજા થઇ નહિં. પછી થાકી ગએલા તે બન્ને શિયાળ થોડે દૂર જઇને સંતાઇ રહ્યા, એટલે પેલા અગુપ્તેંદ્રિય કાચબાએ ચપળતાને લીધે એક પછી એક એમ ચારે પગ તથા ગ્રીવાને બહાર કાઢી તે જોઇ બન્ને શિયાળોએ તત્કાળ દોડી આવીને તેની ડોક પકડીને મારી નાખ્યો. બીજો ગુપ્તેન્દ્રિય કાચબો તો અચપળ હોવાથી ચિરકાળ સુધી તેમનો તેમ પડયો રહ્યો. પછી ઘણીવાર સુધી રોકાઇને થાકી ગયેલા તે શિયાળ જ્યારે ત્યાંથી જતા રહ્યા, ત્યારે તે કાચબો ચોતરફ જોતો જોતો કુદીને જલદીથી દ્રહમાં જતો રહ્યો, અને સુખી થયો.

પાંચે અંગોને ગોપવનાર કાચબાની જેમ પાંચે ઇન્દ્રિયોને ગોપવનાર પ્રાણી સુખી થાય છે. આ પાંચે ઇન્દ્રિયોનો પ્રયોગ પ્રશસ્ત પરિણામ અને અપ્રશસ્ત પરિણામે કરીને બે પ્રકારનો છે. તેમાં શ્રવણ ઇન્દ્રિયનો દેવગુરૂના ગુણગ્રામ અને ધર્મદેશનાદિકના શ્રવણ કરવામાં શુભ અધ્યવશાયથી જે ઉપયોગ કરાય તે પ્રશસ્ત કહેવાય છે, અને ઇષ્ટ તથા અનિષ્ટ શબ્દો શ્રવણ કરીને રાગ દ્વેષનું જે નિમિત્ત થાય તે અ પ્રશસ્ત ઉપયોગ કહેવાય છે. ચક્ષુ ઇંદ્રિયનો દેવ, ગુરૂ, સંઘ, તથા શાસ્ત્રો જોવામાં અને પડિલેહણ, પ્રમાર્જન વિગેરેમાં, ઇર્યાસમિતિમાં, તથા ધર્મસ્થાનાદિક જોવામાં જે ઉપયોગ કરાય તે પ્રશસ્ત છે, અને હાસ્ય, નૃત્ય, ક્રીડા, રૂદન, ભાંડચેષ્ટા, ઇન્દ્રજાળ, પરસ્પર યુદ્ધ, તથા સ્ત્રીના સુરૂપ તથા કુરૂપ અંગોપાંગ વિગેરે જોવામાં જે ઉપયોગ કરાય તે અપ્રશસ્ત છે. નાસિકાનો અરિહંતની પૂજામાં ઉપયોગી પુષ્પો, કેસર, કપૂર, સુગંધી તેલ, વિગેરેની પરિક્ષામાં, ગુરૂ અને ગ્લાન મુનિ વિગેરેના માટે પથ્ય કે ઓષધ આપવામાં, તથા સાધુઓને અન્ન, જળ, ભક્ષ્ય, અભક્ષ્ય, વિગેરે જાણવામાં ઉપયોગ કરાય તે પ્રશસ્ત કહેવાય છે, અને રાગદ્વેષ ઉત્પન્ન કરનાર સુગંધી તથા દુર્ગંધી પદાર્થોમાં ઉપયોગ કરાય તો તે અપ્રશસ્ત છે જિહ્વા ઇન્દ્રિયનો સ્વાધ્યાય

કરવામાં, દેવગુરૂની સ્તુતિ કરવામાં, પરને ઉપદેશ આપવામાં, ગુરૂ વિગેરેની ભક્તિ કરવામાં, અને મુનિઓને આહાર પાણી આપતાં તે વસ્તુની પરિક્ષા કરવામાં અને ગુણીજનોના ગુણાનુવાદ કરવામાં ઉપયોગ કરાય તે પ્રશસ્ત છે; અને સ્ત્રી વિગેરે ચાર પ્રકારની વિકથા કરવામાં, પાપશાસ્ત્રનો અભ્યાસ કરવામાં, પરને તાપ ઉપજાવવામાં, પરનિંદા કરવામાં, પાપના વિષયમાં આદેશ ઉપદેશ કરવામાં, અને રાગદ્વેષ ઉત્પન્ન કરનાર ઇષ્ટ અનિષ્ટ આહારાદિકમાં જે ઉપયોગ કરાય તે અપ્રશસ્ત છે. સ્પર્શઇન્દ્રિયનો જિન પ્રતિમાનું સ્નાનાદિક કરવામાં તથા ગુરૂ અને ગ્લાન સાધુ વિગેરેની વૈયાવચ્ચ કરવામાં જે ઉપયોગ કરાય તે પ્રશસ્ત છે, અને સ્ત્રીને આલિંગન વિગેરે કરવામાં, તથા સ્થાવર અને ત્રસ જીવોની વિરાધના કરવામાં કે તેમને પરિતાપ ઉપજાવવામાં તથા બીજા પણ પાપસ્થાનકો સેવવામાં જે ઉપયોગ કરાય અપ્રશસ્ત છે. આ પ્રમાણે સર્વ વસ્તુઓમાં શુભ તથા અશુભ અધ્યવસાયની ફળ પ્રાપ્તિને અનુસારે પ્રશસ્ત તથા અપ્રશસ્ત ભાવની વિચારણા કરવી. તેવી રીતે વિચારતાં અહિં ચાર ભાગ થાય છે તે આ પ્રમાણે.

૧ કેટલાક જીવોને શુભ અધ્યવશાયના કારણ ( સાધક કારણ) ભૂત, જિનબિંબાદિક પ્રશસ્ત વસ્તુ જોઇને, કાલકશૌકરિક વિગેરેની જેમ અપ્રશસ્ત બાધક ભાવ ઉદય પામે છે

૨ કેટલાક જીવોને શુભ અધ્યવસાયને સાધનાર સાધક કારણ ભૂત સમવસરણાદિક પ્રશસ્ત વસ્તુ જોઇને, પંદરસો તાપસોની જેમ પ્રશસ્ત સાધક ભાવ ઉત્પન્ન થાય છે

૩ કેટલાક જીવોને બાધક કારણ ભૂત અપ્રશસ્ત વસ્તુ જોઇને પણ અષાઢ નામના નર્તક ઋષિની જેમ પ્રશસ્ત સાધક ભાવ વૃદ્ધિ પામે છે

૪ કેટલાક જીવોને અપ્રશસ્ત બાધક વસ્તુ જોઇને સુભૂમચક્રી, બ્રહ્મદત્તચક્રી વિગેરેની જેમ અપ્રશસ્ત બાધક ભાવ ઉત્પન્ન થાય છે.

ભવ વાસથી એટલે સંસારમાં રહેવાથી પરાઙ્મુખ થએલા એવા ઉદ્વિગ્ન વૈરાગી આત્માને પણ મોહરાજાના કિંકરરૂપ ઇન્દ્રિયો

વિષય રૂપી પાસવડે બાંધી લે છે, અને તેને પાછા સંસારમાં ભમાવે છે.

હે ભવ્ય ! આ ઇન્દ્રિયો કોઇ પણ વખતે તૃપ્ત થતીજ નથી. કેમકે નહી ભોગવેલા ભોગની ઇચ્છા રહે છે ભોગવતી વખતે તેમાં આસક્તિ રહે છે, અને ભોગવેલા ભોગનું સ્મરણ રહ્યા કરે છે. એટલે ત્રણે કાળમાં ઇન્દ્રિયોની અશુદ્ધ પ્રવૃત્તિ છે, અને ઇન્દ્રિયોના વિષયોમાં આસકત થયેલા જીવની તેના ભોગવડે કદાપિ તૃપ્તિ થતીજ નથી. હજારો નદીઓના પ્રવાહવડે નંહ પુરાતા સમુદ્ર જેવો, તે ઇન્દ્રિયોનો સમુહ છે. તે ઇન્દ્રિયોનો અભિલાષ સંતોષવડેજ પુરી શકાય તેમ છે. તેને માટે આ હિતકથન છે. તેથી હે ઉત્તમ જીવ ! તું તારા આત્મસ્વરૂપે કરીનેજ તૃપ્તથા.

આ જીવ સંસાર ચક્રમાં રહેલા પરભાવોને આત્મપણે ( પોતાપણે ) માનીને, આ શરીરજ આત્મા છે, એવી રીતના બાહ્ય ભાવને વિષે આત્મબુદ્ધિ ધારણ કરી, બહિરાત્મપણાને પામવાથી મોહમાં આસકત થયો છતો, અનન્ત પુદ્ગલ પરાવર્ત સુધી સંસારચક્રમાં પર્યટન કરે છે. તેજ જીવ નિસર્ગથી (સ્વમેવ) અથવા અધિગમથી (પરના ઉપદેશથી) આત્મ-રૂપ તથા પરરૂપનો વિભાગ કરીને,–' હું શુદ્ધ છું '–એવો નિશ્ચય કરી સમ્યક્ રત્નત્રય સ્વરૂપવાળા આત્માનેજ આત્મ-રૂપે જાણી, તથા રાગાદિકનો પરભાવપણે નિશ્ચય કરી, સમ્યક્ દૃષ્ટિવાળો અન્તરાત્મા થાય છે. ( તેજ અંતરાત્મા કહેવાય છે ) અને તેજ અંતરાત્મા સમ્યગ્દર્શન પ્રાપ્તિને અવસરે નિર્ધાર કરેલા સંપૂર્ણ આત્મસ્વરૂપની પ્રાપ્તિ થવાથી પરમાત્મા બને છે. માટે ઇંદ્રિયોના વિષયનો ત્યાગ કરવા યોગ્ય છે.

તત્વને નહિ જાણનારા (તત્વવિકળ) લોકો ઇંદ્રિયોના ભોગને સુખરૂપ માને છે પરંતુ તે સુખ નથી, પણ ભ્રાન્તીજ છે. ધીર પુરૂષોએ અનન્તિવાર ભોગવેલા, વમન કરેલા અને ત્યાગેલા ભો-ગને, તૃષ્ણાથી આકુળવ્યાકુળ થએલો જીવ, ફરી ફરીથી ભોગવવા-

ને ઇચ્છે છે. તેથીજ ચક્રવર્તી, વાસુદેવ, માંડલિક રાજાઓ, અને કંડરીક વિગેરે અનેક પુરૂષો વિષયોમાં મોહ પામવાથી નરકમાં દીન અવસ્થાને પામ્યા છે. ઘણું કહેવાથી શું ! વિષયોનો જરા પણ વિશ્વાસ કરવો નહિ. અહો ! પૂર્વભવે આસ્વાદન કરેલા સમતાસુખનું સ્મરણ કરીને લવસતમ દેવતાઓ અનુત્તર વિમાનના સુખને પણ તૃણ સમાન ગણે છે. ઇંદ્રાદિકપણ વિષયનો ત્યાગ કરવામા અસમર્થ હોવાથી મુનિઓના ચરણકમળમા પૃથ્વીપર આ લોટે છે માટે અનાદિકાળથી અનેકવાર ભોગવેલા વિષયનો ત્યાગ કરવો; તેનો કિંચિત્ માત્ર પણ સંગ કરવો નહિ. પૂર્વપરિચિત ( પૂર્વે ભોગવેલા ) વિષયનું સ્મરણ પણ કરવું નહિ નિર્ગ્રંથ મુનિજનો તત્વ જાણવાની ઇચ્છાથી શાસ્ત્ર અવલોકન વડેજ કાળ નિર્ગમન કરે છે; અને નિર્મળ, નિઃસંગ તથા નિષ્કલંક એવા સિદ્ધ ભાવનો અમે ક્યારે સ્પર્શ કરીશું, ઇંત્યાદિક ધ્યાનમાંજ મગ્ન રહે છે. ”

આ પ્રમાણે શ્રી વીરપ્રભુના મુખથી ધર્મદેશના સાભળીને, જેણે શેરીમાં પડેલાં ચીથરાંની કંથાઓ ઓઢેલી છે, અને જેના હાથમાં મૃતિકાનુ રામપાત્ર રહેલુ છે, એવો તે દરિદ્રી સુભદ્રક પ્રતિબોધ પામ્યો. તેથી તેણે તુર્તજ મૂર્છાનો ત્યાગ કરી દીક્ષા ગ્રહણ કરી. આકાશની પેઠે અસ્ખલીત વિહારવાળા થયા, અને પ્રભુની કૃપાથી તે અગીઆર અંગના સૂત્રાર્થના જ્ઞાતા થયા. એકદા તે મુનિની પૂર્વાવસ્થા સંભારીને, નિંદા અને હાંસી કરવાનો જન સ્વભાવ છે, એવા નગરજનો આ પવિત્ર મુનિને જોઇને હાંસી કરવા લાગ્યા. “ અહો ! આ સુભદ્ર કેવી રાજ સમૃદ્ધિને ત્યજીને મુનિ થયો છે ! હવે તો સારી રીતે આહારાદિક મળવાથી તે પૂર્વની અવસ્થા કરતાં વધારે સુખી થયો છે. પહેલા તો આ રંક પુરૂષો વડે પણ નિંદ્ય ( નિંદવા લાયક ) હતો અને હવે તો ઇંદ્રાદિક દેવોને પણ વંદ્ય ( વંદના કરવા યોગ્ય ) થયો છે. પહેલાંતો તેને ઉછિષ્ટ ( એઠું ) ભોજનની પ્રાપ્તિ પણ

દુર્લભ હતી, અને હવેતો યથેચ્છ ભોજન મળે છે. આના વૈરાગ્યનું વૃત્તાંત અને તેનું કારણ આપણે બરાબર સમજ્યા છીએ. "

આવા પ્રકારની લોક નિંદાની હકીકત શાસનભક્ત અભયકુમારના કાને ગઈ. પૌરજનોની આવી નિંદ્ય વૃત્તિ જોઈ તે મંત્રીએ વિચાર કર્યો કે, આ પૌરજનો વિનાં કારણ, મહા વૈરાગ્યવાન અને ત્યાગીમાં શ્રેષ્ઠ એવા આ મુનિનો વર્તમાન વૃત્તાંત સમજ્યા વગર, નિંદા કરે છે. પરમાર્થ તત્વને નહીં જાણનારા એવા મૂઢ લોકો આ નિસ્પૃહ મુનિ ઉપર ફોકટ વૈર રાખીને તેમના ગુણોને દોષ પણે વહન કરે છે તેમજ મુનિની નિંદા કરવાથી તેઓ દ્રઢતર પાપકર્મના સમુહને ઉપાર્જન કરે છે. માટે મારે આ સર્વ લોકને કોઇ પ્રકારે એવા પાપકર્મથી અટકાવવા જોઇએ.

અવસરના જાણ એવા અભયકુમાર એક વખત રાજમાર્ગે જતા હતા. રાજમાર્ગમાં સર્વ પૌરજનો કોઇ પણ પ્રકારના નિમિત્તથી ભેગા મળ્યા હતા. તેવામાં આ સુભદ્ર મુનિને ઇર્યાપથી શોધતા માર્ગે આવતા, અભયકુમારે જોયા. મુનિને જોઇને અભય કુમાર પોતાના વાહન પરથી નીચે ઉતર્યા, અને મુનિને ત્રણ પ્રદક્ષિણા પૂર્વક વંદન કર્યું. આ બનાવ સર્વ પૌરજનો પણ ત્યાં ઉભા રહી જોવા લાગ્યા. પૌરજનોના સમક્ષ અભયકુમારે મુનિને પૂછયું કે,

" હે પૂજ્ય ! એક કાલે કેટલી ઇન્દ્રિઓનો ઉપયોગ હોઇ શકે ? "

" એક કાળે એકજ ઇન્દ્રિયનો ઉપયોગ હોઇ શકે " મુનિએ ઉત્તર આપ્યો.

" એક એક ઇન્દ્રિયના સેવનથી જીવો દુઃખી થાય કે નહી ? " ફરીથી મંત્રીએ પૂછયું.

" એક એક ઇન્દ્રિય પણ મૃગાદિકની જેમ આલોકમાં તથા પરલોકમાં અનર્થનું કારણ થાય છે, તો પછી પાંચે ઇન્દ્રિઓનું સેવન કરવાથી કેટલો અનર્થ થાય ? મૃગ, હાથી, પતંગીયું,

ભ્રમર, અને મત્સ્ય એ પાંચ પ્રાણીઓ પાંચ ઇન્દ્રિઓમાંથી એક એકના સેવનથી હણાય છે, તો જે પ્રમાદી મનુષ્યો પાંચ ઇન્દ્રિયોવડે તે પાંચેના વિષયોને સેવે છે, તે કેમ ન હણાય ?" એ પ્રમાણે જણાવી લંબાણથી તે પ્રાણીઓ પોતપોતા વિષયમાં કેવી રીતે હણાય છે તે ખુલાસાથી સમજાવ્યુ.

આ પ્રમાણે ઇન્દ્રિયોનું સ્વરૂપ સુભદ્ર મુનિના મુખથી સાંભળીને અભયકુમારે સર્વ પૌરજનોને કહ્યું કે, 'હે પૌરજનો! તમારામાંથી જે કોઇ માત્ર એકએક ઇન્દ્રિયને વશ કરે, અને તેનું પ્રભુની સાક્ષીએ પચ્ચખાણ લે, તેને હું આ મૂલ્યવાન રત્ન આપું." તે સાંભળીને લોકમાંથી કોઇ પણ તેમ કરવાને તૈયાર થયો નહિ સર્વ લોકો મૌન ધરી રહ્યા, ત્યારે અભયકુમારે મુનિને નમીને કહ્યું કે,

"હે સ્વામી! આપે તો શ્રી વીરપ્રભુની સાક્ષીએ પાંચે ઇન્દ્રિઓના વિષયોનું પ્રત્યાખ્યાન કર્યું છે, તેથી આ પાંચ રત્નો આપ ગ્રહણ કરો."

"રત્નોને હુ શુ કરૂ ? મને તો કાંચન અને પાષાણમાં સમાન બુદ્ધિ છે. મે તો ત્રિવિધે ત્રિવિધે શરીરની શુશ્રૂષા કરવાનો અને પરિગ્રહ માત્રનો ત્યાગ કરેલો છે. ઇન્દ્રાદિકના સુખમાં પણ મને ત્રિકાળે ઇચ્છા નથી." મુનિએ જવાબ દીધો.

મુનિનો નિઃસ્પૃહ જવાબ સાંભળી સર્વ પૌરજનો વિસ્મય પામી કહેવા લાગ્યો કે, 'અહો ! આ મુનિ ખરેખરા નિઃસ્પૃહ છે. આપણે આજ સુધી તેમની ફોગટ નિંદા કરી." આ પ્રમાણે પૌરજનોના મુખથી મુનિની સ્તુતિ સાંભળીને કૃતાર્થ થયેલ અભયકુમાર, મુનિને નમન કરી, જૈનધર્મનો મહિમા વધારી ત્યાંથી ચાલી ગયા. સુભદ્રક મુનિ પણ જીવન પર્યંત પ્રભુના વચનો ઉપર અડગ શ્રદ્ધા રાખી, પંચ ઇન્દ્રિયના વિષયોને વશ કરી, આત્મ કલ્યાણના ભાગીદાર થયા.

જૈનધર્મમાં વિનય મૂલ ધમ કહ્યો છે. આપણા કરતાં વધારે

માન રાખવા લાયક ગુણી જનોનો વિનય કરવો, એ ભાવ શ્રાવકના ગુણોમાં એક ગુણ છે. આ ગુણનું વર્ણન કરતાં શાસ્ત્રકારો નીચે પ્રમાણે જણાવે છે.

(૧) ગુરૂજન અથવા ગુણીજનો પાસે આવેલા જોઇને ઉભા થવું, (૨) આવતા જોઇ તેમની સામા જવું, (૩) મસ્તકે અંજલી બાંધવી, (૪) પોતે પોતાના હાથે આસન આપવું, (૫) તેમના બેઠા પછી બેસવું (૬) તેમને વંદન કરવું અથવા પ્રણામ કરવા, (૭) તેમની ઉપાસના કરવી, (૮) તે જાય ત્યારે વળાવા જવું. એ રીતે આઠ પ્રકારનો વિનય છે.

**વિનય ગુણમાં રક્ત પુષ્પસાલ-સુતની દીક્ષા.**

મગધ દેશના ગોદ્બર ગામમાં પુષ્પસાલસુતનામે ગૃહપતિ રહેતો હતો. તેને એક પુત્ર પુષ્પસાલ નામનો હતો. તેનામાં જન્મથીજ વિનયગુણ હતો. તેણે એક વખતે ગુરૂના મુખમાંથી સાંભળ્યું કે, " જેઓ ઉત્તમ જનોનો વિનય કરે છે, તેઓ ઉત્તમ ગુણો પામીને સર્વોત્તમ સ્થાન પામે છે. " એ પ્રમાણે સાંભળી, તે ઘણાજ ભક્તિ ભાવથી માબાપનો ઉચિત વિનય કરવા લાગ્યો. પરંપરાએ ગામ-ધણી, શ્રી અભયકુમાર અને શ્રી શ્રેણિકમહારાજના પરિચયમાં આવી, તેમનો વિનય કરવા લાગ્યો.

એક વખત શ્રી વીરપ્રભુ આવી સમોસર્યાના સમાચાર જાણી તેમને વંદન કરવા શ્રેણિક મહારાજા ચાલ્યા, ત્યારેતે પુષ્પસાલસુત રાજાજીને પૂછવા લાગ્યા કે, ' હે સ્વામી ! આપને વળી પૂજવા યોગ્ય કોણ પુરૂષ છે ? '

' ત્રિલોક પૂજિત શ્રી વીર પ્રભુ છે ' રાજાએ જવાબ દીધો.

એ સાંભળી હર્ષિત થઇ રાજાની આજ્ઞા મેળવી, તેમની સાથે તે ભગવાન પાસે આવ્યો. તે પ્રભુને નમીને હાથમાં તલવાર રાખી, પ્રભુને કહેવા લાગ્યો કે, ' હે પ્રભુ ! હવેથી હું આપની સેવા કરીશ.'

ભ્રમર, અને મત્સ્ય એ પાંચ પ્રાણીઓ પાંચ ઇન્દ્રિઓમાંથી એક એકના સેવનથી હણાય છે, તો જે પ્રમાદી મનુષ્યો પાંચ ઇન્દ્રિયોવડે તે પાંચેના વિષયોને સેવે છે, તે કેમ ન હણાય ? ” એ પ્રમાણે જણાવી લંબાણથી તે પ્રાણીઓ પોતપોતાના વિષયમાં કેવી રીતે હણાય છે તે ખુલાસાથી સમજાવ્યું.

આ પ્રમાણે ઇન્દ્રિયોનું સ્વરૂપ સુભદ્ર મુનિના મુખથી સાંભળીને, અભયકુમારે સર્વ પૌરજનોને કહ્યું કે, ‘ હે પૌરજનો ! તમારામાંથી જે કોઇ માત્ર એકએક ઇન્દ્રિયને વશ કરે, અને તેનું પ્રભુની સાક્ષીએ પચ્ચખાણ લે, તેને હું આ મૂલ્યવાન રત્ન આપું.” તે સાંભળીને લોકમાંથી કોઇ પણ તેમ કરવાને તૈયાર થયો નહિ. સર્વ લોકો મૌન ધરી રહ્યા, ત્યારે અભયકુમારે મુનિને નમીને કહ્યું કે,

“ હે સ્વામી ! આપે તો શ્રી વીરપ્રભુની સાક્ષીએ પાંચે ઇન્દ્રિઓના વિષયોનું પ્રત્યાખ્યાન કર્યું છે, તેથી આ પાંચ રત્નો આપ ગ્રહણ કરો. ”

“ રત્નોને હું શું કરૂં ? મને તો કાંચન અને પાષાણમાં સમાન બુદ્ધિ છે. મેં તો ત્રિવિધે ત્રિવિધે શરીરની શુશ્રૂષા કરવાનો અને પરિગ્રહ માત્રનો ત્યાગ કરેલો છે. ઇન્દ્રાદિકના સુખમાં પણ મને ત્રિકાળે ઇચ્છા નથી.” મુનિએ જવાબ દીધો.

મુનિનો નિઃસ્પૃહ જવાબ સાંભળી સર્વ પૌરજનો વિસ્મય પામી કહેવા લાગ્યો કે, ‘ અહો ! આ મુનિ ખરેખરા નિઃસ્પૃહ છે. આપણે આજ સુધી તેમની ફોગટ નિંદા કરી. ” આ પ્રમાણે પૌરજનોના મુખથી મુનિની સ્તુતિ સાંભળીને કૃતાર્થ થયેલ અભયકુમાર, મુનિને નમન કરી, જૈનધર્મનો મહિમા વધારી ત્યાંથી ચાલી ગયા. સુભદ્રક મુનિ પણ જીવન પર્યંત પ્રભુના વચનો ઉપર અડગ શ્રદ્ધા રાખી, પંચ ઇન્દ્રિયના વિષયોને વશ કરી, આત્મ કલ્યાણના ભાગીદાર થયા.

જૈનધર્મમાં વિનય મૂલ ધર્મ કહ્યો છે. આપણા કરતાં વધારે

માન રાખવા લાયક ગુણી જેમોનો વિનય કરવો, એ ભાવ શ્રાવકના ગુણોમાં એક ગુણ છે. આ ગુણનું વર્ણન કરતાં શાસ્ત્રકારો નીચે પ્રમાણે જણાવે છે.

( ૧ ) ગુરૂજન અથવા ગુણીજનો પાસે આવેલા જોઈને ઉભા થવું, ( ૨ ) આવતા જોઇ તેમની સામા જવું, ( ૩ ) મસ્તકે અંજલી બાંધવી, ( ૪ ) પોતે પોતાના હાથે આસન આપવું, ( ૫ ) તેમના બેઠા પછી બેસવું ( ૬ ) તેમને વંદન કરવું અથવા પ્રણામ કરવા, ( ૭ ) તેમની ઉપાસના કરવી, ( ૮ ) તે જાય ત્યારે વળાવા જવું. એ રીતે આઠ પ્રકારનો વિનય છે.

**વિનય ગુણમાં રક્ત પુષ્પસાલ-સુતની દીક્ષા.**

મગધ દેશના ગોબ્બર ગામમાં પુષ્પસાલસુતનામે ગૃહપતિ રહેતો હતો. તેને એક પુત્ર પુષ્પસાલ નામનો હતો. તેનામાં જન્મથીજ વિનયગુણ હતો. તેણે એક વખતે ગુરૂના મુખમાંથી સાંભળ્યું કે, " જેઓ ઉત્તમ જનોનો વિનય કરે છે, તેઓ ઉત્તમ ગુણો પામીને સર્વોત્તમ સ્થાન પામે છે. " એ પ્રમાણે સાંભળી, તે ઘણાજ ભક્તિ ભાવથી માબાપનો ઉચિત વિનય કરવા લાગ્યો. પરંપરાએ ગામ-ધણી, શ્રી અભયકુમાર અને શ્રી શ્રેણિકમહારાજના પરિચયમાં આવી, તેમનો વિનય કરવા લાગ્યો.

એક વખત શ્રી વીરપ્રભુ આવી સમોસર્યાના સમાચાર જાણી તેમને વંદન કરવા શ્રેણિક મહારાજા ચાલ્યા, ત્યારેતે પુષ્પસાલસુત રાજાજીને પૂછવા લાગ્યા કે, ' હે સ્વામી ! આપને વળી પૂજવા યોગ્ય કોણ પુરૂષ છે ? '

' ત્રિલોક પૂજિત શ્રી વીર પ્રભુ છે ' રાજાએ જવાબ દીધો.

એ સાંભળી હર્ષિત થઇ રાજાની આજ્ઞા મેળવી, તેમની સાથે તે ભગવાન પાસે આવ્યો. તે પ્રભુને નમીને હાથમાં તલવાર રાખી, પ્રભુને કહેવા લાગ્યો કે, ' હે પ્રભુ ! હવેથી હું આપની સેવા કરીશ.'

ભ્રમર, અને મત્સ્ય એ પાંચ પ્રાણીઓ પાચ ઇન્દ્રિઓમાંથી એક એકના સેવનથી હણાય છે, તો જે પ્રમાદી મનુષ્યો પાંચ ઇન્દ્રિયોવડે તે પાંચેના વિષયોને સેવે છે, તે કેમ ન હણાય ? ” એ પ્રમાણે જણાવી લંબાણથી તે પ્રાણીઓ પોતપોતા વિષયમાં કેવી રીતે હણાય છે તે ખુલાસાથી સમજાવ્યુ.

આ પ્રમાણે ઇન્દ્રિયોનું સ્વરૂપ સુભદ્ર મુનિના મુખથી સાંભળીને અભયકુમારે સર્વ પારજનોને કહ્યું કે, ‘ હે પૌરજનો ! તમારામાંથી જે કોઇ માત્ર એકએક ઇન્દ્રિયને વશ કરે, અને તેનું પ્રભુની સાક્ષીએ પચ્ચખાણ લે, તેને હું આ મૂલ્યવાન રત્ન આપું.” તે સાંભળીને લોકમાથી કોઇ પણ તેમ કરવાને તૈયાર થયો નહિ સર્વ લોકો મૌન ધરી રહ્યા, ત્યારે અભયકુમારે મુનિને નમીને કહ્યુ કે,

“ હે સ્વામી ! આપે તો શ્રી વીરપ્રભુની સાક્ષીએ પાંચે ઇન્દ્રિઓના વિષયોનું પ્રત્યાખ્યાન કર્યું છે, તેથી આ પાંચ રત્નો આપ ગ્રહણ કરો. ”

“ રત્નોને હું શુ કરૂ ? મને તો કાંચન અને પાષાણમાં સમાન બુદ્ધિ છે. મેં તો ત્રિવિધે ત્રિવિધે શરીરની શુશ્રૂષા કરવાનો અને પરિગ્રહ માત્રનો ત્યાગ કરેલો છે. ઇન્દ્રાદિકના સુખમાં પણ મને ત્રિકાળે ઇચ્છા નથી.” મુનિએ જવાબ દીધો.

મુનિનો નિઃસ્પૃહ જવાબ સાંભળી સર્વ પૌરજનો વિસ્મય પામી કહેવા લાગ્યો કે, ‘ અહો ! આ મુનિ ખરેખરા નિઃસ્પૃહ છે. આપણે આજ સુધી તેમની ફોગટ નિંદા કરી. ” આ પ્રમાણે પૌર જનોના મુખથી મુનિની સ્તુતિ સાંભળીને કૃતાર્થ થયેલ અભય કુમાર, મુનિને નમન કરી, જૈનધર્મનો મહિમા વધારી ત્યાંથી ચાલી ગયા. સુભદ્રક મુનિ પણ જીવન પર્યંત પ્રભુના વચનો ઉપર અડગ શ્રદ્ધા રાખી, પંચ ઇન્દ્રિયના વિષયોને વશ કરી, આત્મ કલ્યાણના ભાગીદાર થયા.

જૈનધર્મમાં વિનય મૂલ ધર્મ કહ્યો છે. આપણા કરતાં વધારે

માન રાખવા લાયક ગુણી જનોનો વિનય કરવો, એ ભાવ શ્રાવકના ગુણોમાં એક ગુણ છે. આ ગુણનું વર્ણન કરતાં શાસ્ત્રકારો નીચે પ્રમાણે જણાવે છે.

(૧) ગુરૂજન અથવા ગુણીજનો પાસે આવેલા જોઇને ઉભા થવું, (૨) આવતા જોઇ તેમની સામા જવું, (૩) મસ્તકે અંજલી બાંધવી, (૪) પોતે પોતાના હાથે આસન આપવું, (૫) તેમના બેઠા પછી બેસવું (૬) તેમને વંદન કરવું અથવા પ્રણામ કરવા, (૭) તેમની ઉપાસના કરવી, (૮) તે જાય ત્યારે વળાવા જવું. એ રીતે આઠ પ્રકારનો વિનય છે.

**વિનય ગુણમાં રક્ત પુષ્પસાલસુતની દીક્ષા.**

મગધ દેશના ગોબ્બર ગામમાં પુષ્પસાલસુતનામે ગૃહપતિ રહેતો હતો. તેને એક પુત્ર પુષ્પસાલ નામનો હતો. તેનામાં જન્મથીજ વિનયગુણ હતો તેણે એક વખતે ગુરૂના મુખમાંથી સાંભળ્યું કે, “ જેઓ ઉત્તમ જનોનો વિનય કરે છે, તેઓ ઉત્તમ ગુણો પામીને સર્વોત્તમ સ્થાન પામે છે. ” એ પ્રમાણે સાંભળી, તે ઘણાજ ભક્તિ ભાવથી માબાપનો ઉચિત વિનય કરવા લાગ્યો. પરંપરાએ ગામધણી, શ્રી અભયકુમાર અને શ્રી શ્રેણિકમહારાજના પરિચયમાં આવી, તેમનો વિનય કરવા લાગ્યો.

એક વખત શ્રી વીરપ્રભુ આવી સમોસર્યાના સમાચાર જાણી તેમને વંદન કરવા શ્રેણિક મહારાજા ચાલ્યા, ત્યારેતે પુષ્પસાલસુત રાજાજીને પૂછવા લાગ્યા કે, ‘ હે સ્વામી ! આપને વળી પૂજવા યોગ્ય કોણ પુરૂષ છે ? ’

‘ ત્રિલોક પૂજિત શ્રી વીર પ્રભુ છે ’ રાજાએ જવાબ દીધો.

એ સાંભળી હર્ષિત થઇ રાજાની આજ્ઞા મેળવી, તેમની સાથે તે ભગવાન પાસે આવ્યો. તે પ્રભુને નમીને હાથમાં તલવાર રાખી, પ્રભુને કહેવા લાગ્યો કે, ‘ હે પ્રભુ ! હવેથી હું આપની સેવા કરીશ.’

"હે ભદ્ર! અમારી સેવા મુખવસ્ત્રિકા અને ધર્મધ્વજ ( રજોહરણ ) હાથમાં રાખીને કરાય છે." પ્રભુએ તેને વિનય સમજાવ્યો.

"હે પ્રભુ! મારે તે પ્રમાણ છે. મને તે આપો." પછી તેણે પ્રભુની પાસે દીક્ષા લીધી, અને વિનય ગુણનું સેવન કરી કલ્યાણનો ભાગી થયો

**લેપ શ્રેષ્ટિને સમજાવેલું અધ્યાત્મનું સ્વરૂપ.**

રાજગૃહ નગરમાં એક લેપ નામે શ્રેષ્ટિ હતો તે મિથ્યાત્વ ધર્મમાં આસક્ત હતો. તેના ગુરૂનું નામ શિવભૂતિ હતું. તે મિથ્યાધર્મમાં શ્રદ્ધાવાન હતો. જ્યારે તેના ગુરૂ બીજા દેશથી આવતા, ત્યારે તે મોટી ઋદ્ધિવડે ચાર પાંચ યોજન સુધી તેની સન્મૂખ જતો હતો. આ લેપશ્રેષ્ઠિને શિવભૂતિએ ધર્મનું જે સ્વરૂપ સમજાવ્યું હતું, તેમાં તે ઘણો શ્રદ્ધાવાન હતો, અને તેનું પાલન પણ તે કરતો હતો.

ભગવાન મહાવીર એક વખત રાજગૃહ નગર સમવસર્યા તે વખતે એ લેપશ્રેષ્ઠિ, પોતાના મીત્ર જિનદત્ત શ્રાવકની પ્રેરણાથી ભગવાનને વાંદવા, તથા આશ્ચર્ય જોવા ગયા. ભગવંતને લેપ શ્રેષ્ઠિએ નીચે મુજબ પ્રશ્ન કર્યો.

'હે ભગવાન્! મારા ગુરૂ અધ્યાત્મ સ્વરૂપનું વર્ણન કરે છે તે સત્ય છે કે અસત્ય?"

"હે શ્રેષ્ઠિ! અધ્યાત્મ નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એમ ચાર પ્રકારે છે. તેમાંના પહેલા ત્રણ ભેદો ભાવ અધ્યાત્મના કારણ રૂપ છે. જે પુરૂષમાં ભાવ અધ્યાત્મ રહેલું હોય, તેમના કાર્ય સંપૂર્ણ સિદ્ધ થાય છે. બીજા ત્રણ ભેદવાળાના થતા નથી. 'કોઈ માણસ એમ કહે કે, "હું અધ્યાત્મ જાણું છું, અને તેનુ સુખ અનુભવું છું," તો તે યોગ્ય નથી. તે શુદ્ધ અધ્યાત્મને વિષે અધ્યાત્મની ભજના જાણવી. અધ્યાત્મ એ કોઈ ઘટપટાદિકની જેવો મૂર્તિમાન પદાર્થ નથી, કે જેનો આપવા લેવામાં વ્યવહાર થઇ શકે. માટે તેવા શુદ્ધ અધ્યાત્મને વિષે અધ્યાત્મની ભજના જાણવી;

એટલે અધ્યાત્મ ગાય વા ન હોય પરંતુ અર્થ અધ્યાત્મને વિષે નિર્વિકલ્પ સ્વરૂપ ( સત્ય અધ્યાત્મ ) રહેલું છે; અને તેવા સત્ય અધ્યાત્મભાવના બીજું કોઈ આત્માને ઉપકારી નથી. અધ્યાત્મ-જ્ઞાનના સ્વાદરૂપી સુખસાગરની પાસે ઇંદ્રનુ તથા દોગુંદુકાદિ દેવાદિકનુ સુખ એક બિંદુ માત્ર નથી. તર્કશાસ્ત્ર અને વૈરાગ્યશાસ્ત્ર વિગેરેની યુક્તિઓને જાણનારા માણસો સત્ય અધ્યાત્મના જ્ઞાન વિના અનેક પ્રકારની શુષ્ક યુક્તિઓ કરે છે; પરંતુ તે સર્વ સંસારની વૃદ્ધિના માટે જાણવી." ભગવંતે શ્રેષ્ઠિને સમજાવ્યું.

લેપ શ્રેષ્ઠિ—હે ભગવાન ! આપ જેનું આવું વર્ણન કરો છો તે અધ્યાત્મ કેવું હોય છે ?

ભગવાન— હે શ્રેષ્ઠિ ! મિથ્યાત્વના અધિકારનો ત્યાગ કરીને, આત્માને અવલંબીને જે શુદ્ધ ક્રિયા ધર્મમાં પ્રવર્તવું, તે અધ્યાત્મ કહેવાય છે. અપૂનર્બંધક નામનું ચોથું ગુણસ્થાનક પ્રાપ્ત થાય ત્યારે સંપૂર્ણ મતયોગ પ્રગટ થાય છે; અને નવમા ગુણ-સ્થાનકથી ચૌદમા ગુણસ્થાનક સુધી અનુક્રમે જે વિશેષ શુદ્ધિવાળી ક્રિયાઓ નિપજે છે. તે અધ્યાત્મ ક્રિયા જાણવી. પરંતુ ભવાભિનંદી માણસ આહાર, ઉપધિ, પૂજા વિગેરેના ગૌરવ માટે જે ક્રિયા કરે છે, તે ક્રિયા તો અધ્યાત્મગુણનો નાશ કરનારી થય છે. અને તેજ કારણથી સમ્યક્જ્ઞાન સંયુક્ત ક્રિયા પાંચમા ગુણસ્થાનકથી આરંભીને થાય છે. ચોથા ગુણસ્થાનકે તો શુશ્રૂષા વિગેરે ઉચિત ક્રિયાઓ પ્રવર્તે છે તે શુશ્રૂષાદિક ક્રિયા પણ સુવર્ણના અલંકારના અભાવે રૂપાના અલંકાર જેવી શુભ છે, આત્માને હિત કર્તી છે. મોક્ષાર્થી પ્રાણીએ યથાર્થ પ્રરૂપણા કરનાર શાંત, દાંત સદ્ગુરૂનેજ ભજવા જોઈએ

અગીઆર પ્રકારની ગુણ શ્રેણિઓ છે. ( ૧ ) સમ્યક્ત્વ પ્રત્ય-યિકી, ( ૨ ) દેશવિરતિ પ્રત્યયિકી, ( ૩ ) સર્વવિરતિ પ્રત્યયિકી, ( ૪ ) અનંતાનુબંધી વિસંયોજના, ( ૫ ) દર્શનમોહનીક્ષપક, ( ૬ ) ચારિત્રમોહનીક્ષપક ( ૭ ) ઉપશાંતમોહનીય ( ૮ )

ક્ષેપકશ્રેણી, ( ૯ ) ક્ષીણમોહ ગુણશ્રેણિ, ( ૧૦ ) સયોગી કેવલી-ગુણશ્રેણિ, ( ૧૧ ) અયોગી કેવલી ગુણશ્રેણિ, એમ અગીઆર ગુણશ્રેણિઓ છે. આ ગુણશ્રેણિઓ ક્રમે ક્રમે અસંખ્ય ગુણી નિર્જરા કરનારી છે, તેથી અધ્યાત્મની વૃદ્ધિ કરવા માટે હમેશાં યત્ન કરવો.

શ્રેષ્ઠિએ વૈરાગ્યનો અર્થ અને તેનું સ્વરૂપ પૂછયું.

ભગવાન—સંસારવૃદ્ધિના કારણભૂત વિષયોમાં લુબ્ધ નહિ થવાથી ભવની નિર્ગુણતાને દેખાડનાર નિરાબાધ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે જે માણસો વિષયનો ત્યાગ કર્યા વિના, વૈરાગ્યદશા પામવાની ઇચ્છા કરે છે, તે કુપથ્યનો ત્યાગ કર્યા વિના રોગની શાંતિને ઇચ્છે તેના જેવું છે. જેઓ લજ્જાથી અથવા બગવૃત્તિથી નીચું જુવે છે, પણ દુર્ધ્યાન ત્યજતા નથી, તેવા ધાર્મિકાભાસો પોતાના આત્માને નીચી ગતિમાં લઇ જાય છે; અને જેઓ સમ્યક્જ્ઞાન-વાલા છે તેઓ વિષયોને જુએ છે, તો પણ તેમાં લેપાતા નથી, અને પોતાના વૈરાગ્યને ત્યજતા નથી. જ્યારે જ્ઞાનદશા પરિપાક અવસ્થાને પામે છે, ત્યારે વૈરાગ્ય ભાવ-ઉદાસીનતા—તેનામાં ઉત્પન્ન થાય છે. ત્યારે ચોથા ગુણસ્થાનકમાં પણ વૈરાગભાવ રહે છે.

વૈરાગ્યના ત્રણ પ્રકાર. વૈરાગ્યના ત્રણ ભેદ છે. ( ૧ ) દુઃખ ગર્ભિત, ( ૨ ) મોહ ગર્ભિત, ( ૩ ) જ્ઞાન ગર્ભિત. તેનું સ્વરૂપ આ પ્રમાણે છે

૧ દુઃખ ગર્ભિત વૈરાગ્યઃ—સ્ત્રી, પુત્ર, મીત્ર, ધન, ધાન્યાદિ, સુખને આપનાર માનેલી ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત ન થાય, અથવા પ્રાપ્ત થઇને નાશ પામે, ત્યારે મનમાં દુઃખ ઉત્પન્ન થવાથી, સંસાર ઉપર ઉદ્વેગ થવા રૂપ જે વૈરાગ્ય થાય, તેને દુઃખ ગર્ભિત વૈરાગ્ય કહે છે. જેને આવા પ્રકારનો વૈરાગ્ય થયો હોય, તેને કદાચ ચિંતિત વસ્તુ પ્રાપ્ત થાય છે, તો તે તુર્ત વૈરાગ્ય થકી ભ્રષ્ટ પણ થાય છેઃ તેવા વૈરાગ્યવાળો માણસ શુષ્ક તર્ક, સાહિત્ય, દોધક, ગીત, રૂપક વિગેરે જે કંઇ બોલે છે, સાંભળે છે, કે ચિંતવે છે, તે સર્વ પોતાને

ઇચ્છિત વિષયની અપ્રાપ્તિથીજ બોલે છે. આવા પ્રકારની વૃત્તિવાળા બાહ્યથી લોક આગળ બોલે છે કે, "અહો! આ સંસારમાં કોઇ કોઇનું નથી. દૈવે મારૂં સર્વ હરણ કર્યું, નાશ કર્યું. મૃત્યુએ સર્વનો ગ્રાસ કર્યો માટે આ દુઃખમય સંસારને ધિક્કાર છે." આ પ્રમાણે વારંવાર બોલે છે પણ તે સર્વ ચિંતિત વિષયની અપ્રાપ્તિથીજ તેથી તે સર્વ વ્યર્થ છે. આવા પ્રકારનો વૈરાગ્ય પરમાર્થિક નથી. આવો વૈરાગ્ય તો અનેક જીવોને અનેક પ્રકારે થાય છે. છતા આવા પ્રકારના વૈરાગ્યને વૈરાગ્યની કોટીમાં ગણવાનું કારણ એ છે કે "બીજ રૂપ આવા પ્રકારના વૈરાગ્યથી કોઇ વખત કોઇ જીવને તે વૈરાગ્ય પરમાર્થિક વૈરાગ્યના રૂપમા, રૂપાંતરપણાને પામે છે." તેથી તેને વૈરાગ્યની કોટીમાં મુકયો છે. આ વૈરાગ્ય કનિષ્ટ પ્રકારનો છે

૨. મોહગર્ભિત વૈરાગ્યઃ— આ વૈરાગ્ય મિથ્યાદર્શનના શાસ્ત્રાભ્યાસથી ઉત્પન્ન થયેલા ભવનૈર્ગુણ્યના દર્શનથી, બાલતપસ્વિઓને પ્રાપ્ત થાય છે જીવાજીવાદિ તત્વોના સ્વરૂપને વિપર્યયપણે ગ્રહણ કરવાથી તેઓનો વૈરાગ્ય અજ્ઞાન ( મોહ ) ગર્ભિત છે. જૈનદર્શનમાં પણ જેઓને વસ્તુ સ્વરૂપનુ યથાર્થ જ્ઞાનનથી, તેથી પદાર્થના સ્વરૂપના અર્થને વિપરિત રીતે પ્રરૂપેછે, સિદ્ધાંતનો અભ્યાસ કરીને તે ઉપર જેઓ આજીવિકા ચલાવે છે, અને અલ્પશકિતવાલા છતાં પણ પોતાનો અનાચાર ગુપ્ત રાખવા માટે મોટી શકિતથી ક્રિયાનો અથવા જ્ઞાનનો દેખાવ કરે છે, વાચાલતાથી ભદ્રિક પરિણામી જીવોના મનમાં પોતાના માટે ઉંચો અભિપ્રાય કેમ થાય તેવા પ્રકારનો બાહ્યદેખાવ કરે છે, તેઓનો વૈરાગ્ય પણ પરમાર્થિક વૈરાગ્ય નથી. શરીરની અંદર રહેલા જીર્ણજવરની પેઠે આવા પ્રાણીઓનો વૈરાગ્ય માત્ર ઘણાદોષોનું પોષણ કરનારા નીવડે છે. કોઇ જીવને વિરકતદશા છતાં પણ શાસ્ત્રાર્થના અલ્પબોધથી, કોઇ એક પક્ષમાં તણાઇ જઇ, એકાંત નય માનવાનો કદાગ્રહ થાય છે. જેઓને ઉત્સર્ગમાં, અપવાદમાં, વ્યવહારમા, નિશ્ચયમાં, જ્ઞાનમાં, અને ક્રિયામાં વાદવિવાદ હોય, તેઓના સ્વરૂપને યથાર્થ રીતે જાણે નહિ, અને

અંતરંગથી સદ્દહે નહિ, તેઓ પણ આજ કોટીમાં આવે છે. તેમનો વૈરાગ્ય પણ પરમાર્થિકની કોટીમાં આવી શકે નહિ.

૩. જ્ઞાનગર્ભિત વૈરાગ્યઃ—આ વૈરાગ્ય જેઓની બુદ્ધિ સ્યાદ્વાદશૈલીથી સ્વપર આગમમાં યથાસ્થિત પ્રવર્તતી હોય છે, તેમને થાય છે આ વૈરાગ્યવાળા પ્રાણીઓ પરના અપવાદ કદાપી બોલતા નથી; તેમ પરનો અપવાદ સાંભળતા નથી, કે અંતરંગમાં તેવા પ્રકારની રૂચી થતી નથી. હમેશાં તેઓ મધ્યસ્થવૃત્તિવાળા હોઇને સર્વના હિતચિંતક હોય છે. કારણ પરત્વે તેઓ વસ્તુના સ્વરૂપનો તથા કર્મનો વિચાર કરે છે. પણ પ્રાણિઓની કૃતિઓનો વિચાર કરતા નથી. તેઓ આજ્ઞારૂચીવાળા હોય છે. જિનેશ્વરની આજ્ઞા ઉપર તેઓનો દ્રઢવિશ્વાસ હોય છે. સર્વદા ચિદાનંદમય સ્વભાવથી ચલિત ન થવું એ તેમનું લક્ષણ છે. તેઓની પ્રવૃત્તિ આત્મહિતને મદદ કરનારી હોય છે તેઓ કદાપિ પરમાં પેસતા નથી કે ઇચ્છાપણ કરતા નથી.

આ પ્રમાણે વૈરાગ્યનું સ્વરૂપ સાંભળી લેપશ્રેષ્ઠિએ પુનઃ ભગવાનને પુછયું કે, "હે ભગવાન્! આપે પ્રથમ અધ્યાત્મનું જે વર્ણન કર્યું તે ભાવ અધ્યાત્મ કયા વૈરાગ્યવાળાને હોય?"

પ્રભુઃ—હે શ્રેષ્ઠિ! જગતને વિષે વિષયોમા અને ગુણોમાં એમ બે પ્રકારે આ વૈરાગ્ય પ્રવર્તે છે. વિષયમાં પ્રવર્તેલાનું પહેલું વૈરાગ્ય હલકી કોટીનું છે, અને ગુણે થી પ્રાપ્ત થએલું વૈરાગ્ય ઉત્કૃષ્ટ કોટીનું છે. પહેલામાં ઇચ્છિત વસ્તુની અપ્રાપ્તિથી વૈરાગ્ય થાય છે, અને બીજામાં ગુણ ઉત્પન્ન થવાથી થાય છે. પહેલા પ્રકારનું વૈરાગ્ય મિથ્યાત્વાદિક પાપના હેતુ સહિત હોવાથી અનુત્કૃષ્ટ છે આ વૈરાગ્યમાં પ્રથમના બે દુઃખ ગર્ભિત, અને મોહ ગર્ભિત વૈરાગ્યનો સમાવેશ થાય છે. ઉત્કૃષ્ટ અધ્યાત્મ જ્ઞાનગર્ભિત વૈરાગ્યથી ઉત્પન્ન થાય છે.

ઉત્કૃષ્ટ અધ્યાત્મભાવવાળા યોગીઓની પ્રવૃત્તિ આવા પ્રકારની હોય છે.

ઉત્તમ પ્રકારનાં શીળથી તેમનું શરીર સુગંધિત હોવાથી, તેઓને કસ્તુરી, માલતી, અને શ્વેત ચંદના વિગેરે સુગંધિ પદાર્થથી હર્ષ થતો નથી. તેઓને તો ઉત્તમ પ્રકારના શીળાદિ ગુણોની સુગંધથીજ હર્ષ થાય છે, અને તેના ઉપયોગમાંજ તેઓ આનંદી રહે છે. તેઓને ચિરકાલે પણ વિભાવદશા રૂપી વાયુની અસર થતી નથી. તેઓ શીળ રૂપી સુગંધને તજીને બીજા વિષયોમાં પ્રીતિ રાખતા નથી અધ્યાત્મ રૂપી અમૃતનું પાન કરનારા સત્પુરૂષોને બીજા મધુર રસો કંઇ અસર કરતા નથી, કે તેઓની પ્રાપ્તિની તેમને ઇચ્છા થતી નથી; તેમનું મન સદા જ્ઞાનમય વૈરાગ્ય ભાવમાંજ સ્થિર રહે છે આવા વિરક્ત ચિત્તવાળા જ્ઞાનીઓને, આ લોકના વિષયો ( વિષય સુખ ) માં હર્ષ તો નથી તેઓ પરમાનંદના રસને પામેલા હોવાથી, પરલોકના ( દેવતાદિના ) સુખમાં પણ સ્પૃહા રાખતા નથી વિરક્ત ચિત્તવાળાઓને વિપુલમતિ વિગેરે લબ્ધિઓ પ્રાપ્ત થએલી હોય છે, તોપણ તેથી તેમને મદ થતો નથી, કે પોતાના સુખના માટે તેનો ઉપયોગ કરવાની તેમને ઇચ્છા થતી નથી. એટલુંજ નહી પણ આવા વિરક્ત ચિત્તવાળા પુરૂષના હૃદયમા મોક્ષ મેળવવાનો પણ લોભ હોતો નથી. તેઓનુ શુભ ક્રિયાઅનુષ્ઠાન અસંગાનુષ્ઠાનના બલવડેજ થઇ જાય છે; અર્થાત તેમનું શુભ અનુષ્ઠાન અસગપણાને પામે છે. તેવા પુરૂષની અવસ્થાજ સહજાનંદના તરગોથી રંગીત બનેલી રહે છે.

આ પ્રમાણે ભગવાન પાસેથી તત્વસ્વરૂપ સાંભળી, લેપશ્રેષ્ટિ બોધ પામ્યા. પુનઃ તેમના પુછવાથી ભગવતે જણાવ્યુ કે " હે શ્રેષ્ટિ ! કેટલાક ઉત્તમ જીવો પૂર્વ ભવથી પુણ્ય લેઇને આવે છે, અને આ ભવમાં પણ પુણ્ય ઉપાર્જન કરે છે. તેઓ ભરતચક્રી, બાહુબળી, અભયકુમાર વિગેરેની જેમ પરલોકમાં અવિનાશી ( મોક્ષ ) સુખને પામે છે.

" કેટલાક જીવો પૂર્વભવથી પુણ્ય લઇ આવે છે, પણ આ ભવમાં પુણ્ય કર્યા વિનાજ કોણિક વિગેરેની જેમ ખાલી પાછા જાય છે. "

"કેટલાક જીવો પરલોકથી પુણ્ય રહિત આવે છે, પણ કાલિકકસાઇના પુત્ર સુલસની જેમ અહિં પુણ્ય ઉપાર્જન કરીને જાય છે.

"કેટલાક જીવો પુણ્ય રહિત આવે છે, અને દુર્ભાગી પુરૂષની જેમ પુણ્ય ઉપાર્જન કર્યા વિનાજ પાછા જાય છે. તેઓ તો આલોક અને પરલોક બન્નેમાં અતિ દુઃખી થાય છે માટે મનુષ્યે હમેશા આત્માને હિતકર્તા હોય તેવીજ પ્રવૃત્તિ કરવી. જગતના લોકના બોલવાની જેઓ બ્હીક રાખે છે, જેઓ જગતના તમામ જીવોને રાજી રાખવા ઇચ્છે, છે. તેઓનાથી કદાપિ પણ આત્મહિતની પ્રવૃત્તિ થઇ શકવાની નથી; કારણ કે એવો કોઇ ઉપાય છેજ નહી, કે જેથી સર્વ લોકને સંતોષ આપી શકાય "

ઇત્યાદિ ધર્મોપદેશ સાંભળી તે શ્રેષ્ટિએ તૂર્તજ ભગવંત પાસે શ્રાવક ધર્મ અંગીકાર કર્યો, અને મિથ્યાત્વની સર્વ ક્રિયાઓને છોડી દીધી. લેપશ્રેષ્ઠિનુ આવા પ્રકારનુ વર્તન જોઇ તેમના પ્રથમના સોબતીઓમીત્રો તેને ઠપકો આપવા લાગ્યા કે, ' અરે લેપ! તું તો મુર્ખ છે, તારી મતિ કેમ ફરી ગઇ ? કુળક્રમથી ચાલતા આવેલા ધર્મને તજી દઇને તે આશું કર્યું ? " તેઓ તેના સદ્અનુષ્ઠાનોની નિંદા કરવા લાગ્યા.

આ પ્રમાણે તેઓની વર્તણુંકથી લેપશ્રેષ્ટિના મન ઉપર કંઇ અસર થઇ નહી. તે તો પોતેઅંગીકાર કરેલા નિયમમાજ દ્રઢ રહ્યા. તે એટલે સુધીકે, તેના મિથ્યાત્વીગુરૂ શીવભૂતિ તેની હકીકત સાંભળી તેને પાછો ફેરવવા એ ગામમાં આવ્યા, તો પણ બાહ્ય વિવેકેની ખાતર પણ લેપશ્રેષ્ઠિ તેની પાસે ગયા નહી. જ્યારે તેણે પોતાના શિષ્યને બોલાવવા માટે મોકલ્યો, અને ગુરૂ તેમને બોલાવે છે એવો સંદેશો કહ્યો, ત્યારે લેપશ્રેષ્ઠિએ તે શિષ્યોને કહ્યું કે, " જે પૃથ્વી વિગેરે છકાય અને છ દ્રવ્યથી વ્યાપ્ત થએલા લોકના સ્વરૂપનું યથાર્થ વર્ણન કરે છે, તથા શુદ્ધ અધ્યાત્માહિક તત્વોનો ઉપ-

દેશ કરે છે, તેમજ તેને અનુસરતી પોતાની ચેતના કરીને જે તેવા ધર્મનું પ્રતિપાલન કરે છે, તેજ ગુરૂ કહેવાય છે; અને તેનેજ હું ગુરૂ માનું છું. બીજાઓ ગુરૂ હોઇ શકે નહિ, તેથી શામાટે તમારા ગુરૂ મને યાદ કરી બોલાવે છે ?"

"જો આપને અન્ન વિગેરેનો ખપ હોય તો, પહેલાંના કરતાં અધિક લઇ જાઓ. હું પહેલાં તમારી કંદમુલ, શાકપાન વિગેરે સદોષ તથા અલ્પમુલ્યવાલી વસ્તુઓથી ભક્તિ કરતો હતો, પણ હવે તો નિર્દોષ પણ મુલ્યવાળા પદાર્થનો જો ખપ હોય તો તે ગ્રહણ-કરો; કેમકે મારા ગુરૂએ 'અનુકંપાદાન' આપવાનો નિષેધ કર્યો નથી. મહારી પાસે આવીને ભગવંત જીનેશ્વરદેવના ધર્મની તમારે કદીપણ નિંદા કરવી નહિ"

આ પ્રમાણેનો જવાબ સાંભળી શિષ્યો શીવભૂતિ પાસે આવ્યા, અને તમામ વૃત્તાંત જણાવ્યો. તેથી શીવભૂતિ જાતે તેના ઘેર ગયા, તો પણ ગુરૂ તરીકે લેપે તેને માન આપ્યું નહિ. શીવ ભૂતિને ઘણો ક્રોધ થયો અને કહ્યું કે, "હે શ્રેષ્ટિ ! તને કયા ધૂર્તે છેતર્યો છે કે, જેથી મારા આવતા તું ઉભો પણ થયો નહિ તેં તે યોગ્ય કર્યું નથી. મારૂ સામર્થ્ય તેં હજુ જોયું નથી, પણ મારા ભક્તોને પ્રત્યક્ષ રીતે સ્વર્ગનું સુખ થયું છે, અને બીજાઓ તો નરકવાસી થયા છે, તે તું તારા નેત્રોથી જો." એમ કહીને તે શીવ ભૂતિએ વિદ્યાના બળથી સ્વર્ગનરકાદિ સર્વ બતાવ્યું.

આ જોઇને શ્રેષ્ઠિએ વિચાર કર્યો કે, ખરેખર આ ઇંદ્ર જાળજ છે સ્વર્ગમાં જવું કે નરકમાં પડવું, એ તો પોતાના કરેલાં કર્મને આધારેજ બને છે; પરંતુ શ્રી વીર પ્રભુનું કેવું ધૈર્ય છે કે, જેની પાસે અનંત લબ્ધિઓ છતાં પણ તે લેશ માત્ર માન કે અહંકાર ધરાવતા નથી. એમ વિચારી તેમણે તે શીવભૂતિ તાપસને કહ્યું કે, "ગમે તેવી લબ્ધિઓ પ્રાપ્ત થઇ હોય, છતાં પણ જો મમતાનો ત્યાગ થયો ન હોય તો, તે સર્વ અયોગ્યજ છે. તમો મમતાના સંગથી અધ્યાત્મનો એક લેશ પણ

જાણતા નથી ” ઇત્યાદિ તેનો જવાબ સાંભળીને શીવભૂતિ પોતાના સ્થાને પાછો ગયો.

લેપ શ્રેષ્ઠિ સર્વ પ્રકારનાં ગૃહકાર્ય કરે છે, તોપણ જ્ઞાન ધર્મને કદાપી પણ તજતા નથી. સર્વત્ર જ્ઞાનદશાની જાગૃતિ રાખે છે. એમ વર્તતા તેમણે પોતાના સમગ્ર કુટુંબને ધર્મના આચાર વાળું કર્યું.

આવી રીતે કુટુંબનું પરિપાલન કરતાં જ્યારે પોતાને સર્વ વિરતિ ધર્મ પાળવાને સમર્થપણું જણાયું, ત્યારે તેમણે ચારિત્ર અંગીકાર કર્યું. સારી રીતે ચારિત્ર ધર્મને પાળી, અનુક્રમે સર્વ કર્મનો ક્ષયકરી, કેવળજ્ઞાન પામીને મોક્ષપદ મેળવ્યું.

લેપશ્રેષ્ટિને ભગવંતે અધ્યાત્મ અને વૈરાગ્યનું જે સ્વરૂપ સમજાવ્યું છે, તેનો ન્યાયબુદ્ધિથી વિચાર કરવાથીજ તેમાં રહેલું રહસ્ય સમજવામાં આવશે. કુલપરંપરા ગત ચાલતા આવેલા ધર્મને છોડવાથી, સમુદાયમાં આપણી વાતો થશે, એવી બ્હીક સત્યના ઇચ્છકે મનમાં રાખવાની નથી. તેમજ પોતાના ઉદર નિર્વાહ, કે માનપ્રતિષ્ઠા, કે કીર્તિને માટે બાહ્ય પ્રવૃત્તિ શુદ્ધરાખી દેખાવ કરવાથી આત્મને હિત થવાનું નથી. આબોધ આત્માર્થિઓએ હૃદયમાં ધારી રાખવા જેવો છે. ભગવંતના ઉપદેશથી જીવોશુદ્ધ માર્ગનું આલંબન પામી, પોતાના આત્મનો ઉદ્ધાર કરે, એ ભગવતનો જગતના જીવોના ઉપર કેટલો બધો ઉપકાર !

મુનિમાર્ગ કેટલો ઉંચ કોટીનો છે, તે આ પ્રકરણની શરૂવાતમાંજ ભાવ સાધુના લક્ષણથી બતાવવા પ્રયત્ન કરેલો છે. તેમજ પ્રસંગોપાત ઉપર જે જે મુનિ મહાત્માઓનો પરિચય કરાવેલો છે, તેમના ચરિત્રના અંત ગંત પણ સાધુધર્મનું દિગ્દર્શન થયું છે. તે ઉપરાંત મુનિમાર્ગ સંબંધી કેટલાક ગુણોની આવશ્યકતા ભગવંતે જુદાજુદા પ્રસંગે બતાવેલી છે તેમાંના થોડાકનું સ્વરૂપ અત્રે બતાવવું હિતકતી થશે એમ લાગે છે.

ભગવંત વીતરાગનો ધર્મ ત્યાગમાં રહેલો છે. અનાદિ કાળથી જીવ પરની સોબતમાં રહી પુદ્‌ગલીક ભાવ અને પુદ્‌ગલીક વસ્તુ મેળવતો રહેલો છે તેમાં તે સુખ અને આનંદ માને છે. એ મેળવવાની બાબતોનો મૂખ્યત્વે ચાર પૈકી ત્રણ સંજ્ઞામાં સમાવેશ થઇ શકે. આહાર સંજ્ઞા, મૈથુન સંજ્ઞા, પરિગ્રહ સંજ્ઞા અને ચોથી ભય સંજ્ઞા છે. આ ચાર પૈકીની પૂર્વની ત્રણ સંજ્ઞાઓ એવા પ્રકારની છે, કે જેમાં જીવને કંઇને કંઇ પુદ્‌ગલાભીલાષ ઉત્પન્ન થઇ પુદ્‌ગલો મેળવી તેમાં તે રાચીમાચી અશુભ કર્મનો બંધ કરી, સંસાર વૃદ્ધિ કરે છે. એ મેળવવાના અભીલાષ અનાદિના સંસ્કારોને લીધે જીવને અવસરોચિત થયા કરે છે. ત્યાગધર્મ એ આત્મધર્મ પ્રગટ કરવાના બીજભૂત છે. તે તો અનાદિના વિપરિત અભ્યાસના લીધે જીવને આદરવો ગમતોજ નથી. એટલુંજ નહિ પણ તે શબ્દો પણ સાંભળવા ગમતા નથી. જ્યારે જીવ આત્મસ્વભાવ અને વિભાવનો ભેદ કરી લાભાલાભ સમજતો જાય છે, ત્યારે તેનામાં વૈરાગ્યના બીજ રોપાય છે; અને ત્યાગ કરવાની બુદ્ધિ જાગે છે, અને પરિણામે દ્રવ્ય અને ભાવ બન્ને પ્રકારથી ત્યાગનો આદર કરી સર્વસ્વનો ત્યાગ કરી, સંપૂર્ણ આત્મધર્મ પ્રગટ કરવાને શક્તિવાન બને છે.

ત્યાગ એટલે માતાપિતા વિગેરે પરવસ્તુને વિષે અભિષ્વંગ જે રાગ તેથી રહિત થવું તે. ત્યાગથી નિર્જરા થાય છે. જિનેશ્વરદેવે સર્વધર્મને વિષે મૂખ્યહેતુ પરભાવનો ત્યાગ કરવો તેજ જણાવેલો છે. તેમાં સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાલ, અને સ્વભાવપણાએ કરીને સ્યાદસ્તિ નામના પહેલા ભાંગાથી, ગ્રહણ કરેલો જે આત્માનો પરિણામ તે-પોતાના આત્માને વિષે રહેલો સ્વધર્મ છે. તેનો સમવાય સંબંધે કરીને અભેદ હોવાથી, તે આત્મધર્મ ત્યજવા યોગ્ય નથી; પણ અનાદિકાલથી ચાલ્યા આવતા મિથ્યાદષ્ટિપણાએ કરીને કુદેવાદિકને વિષે આસક્તિ વિગેરે જે અપ્રશસ્ત ભાવ છે, તેના ગ્રહણનો ત્યાગ કરવો યોગ્ય છે. તેમાં નામથી 'ત્યાગ' શબ્દના આલાપરૂપ

છે. શાસ્ત્ર, યતિધર્મ, અને જિનપૂજા વિગેરેમાં સ્થાપન કરેલો ત્યાગ તે સ્થાપના ત્યાગ છે. બાહ્યવૃત્તિથી ઇંદ્રિયોના અભિલાષનો, આહારનો, ઉપાધિ વિગેરેનો જે ત્યાગ કરવો તે દ્રવ્ય ત્યાગ છે, અને અંતરંગ વૃત્તિથી રાગદ્વેષ તથા મિથ્યાત્વ વિગેરે આશ્રવ પરિણતિ નો ત્યાગ કરવો તે ભાવત્યાગ છે.

સાતે નયથી ત્યાગનું સ્વરૂપ ગીતાર્થ ગુરૂથી સમજવાની જરૂર છે. તે સમજવાની ઇચ્છાવાળાને સરળતા થાય એ માટે અહિં નામ માત્રથી સૂચન કર્યું છે. વિષગરળ અનુષ્ટાનવડે કરીને જે ત્યાગ તે નૈગમ, સંગ્રહ અને વ્યવહારનયે ત્યાગ સમજવાનો છે. કડવા-વિપાકની ભીતીથી જે ત્યાગ, તે ઋજુસૂત્રનયે જાણવો. તદ્-હેતુ ક્રિયાપણે ત્યાગ તે શબ્દને સમભિરૂઢનયે સમજવો, અને વર્જ-વાના યત્નવડે સર્વથા વર્જન તે એવંભૂતનયે ત્યાગ સમજવો. આ ત્યાગ ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજવાથી અને તેની અંતરંગ અભિ-લાષા થવાથી ચારિત્ર મોહનીય કર્મનો ક્ષયોપશમ થઇ સર્વવિરતિ ગ્રહણ કરવાની બુદ્ધિ પેદા થાય છે

**સમતા ગુણ**

મોક્ષ પ્રાપ્તિની પિપાસાવાળાને બધા ગુણોના સારભૂત સમતાગુણ અવશ્યનો છે. સંકલ્પવિકલ્પ (ચિત્ત વિભ્રમ) ના વિષયથી વર્તેલો, સમ્યગ્રત્નત્રય સ્વરૂપ જે આત્માનો સ્વભાવ, તેનું (ગુણ પર્યાયનું) નિરંતર અવલંબન કરનાર-ચિંતવન કરનાર-એવો આત્માના ઉપયોગ લક્ષણવાળા જ્ઞાનનો જે પરિપાક પ્રૌઢ અવસર-તેને શમ કહે છે.

શમના પણ ચાર નિક્ષેપા ગુરૂગમથી સમજવા જેવા છે. નામ શમ એટલે જેનું શમ એવું નામ હોય તે. સ્થાપના શમ, કોઇ પદાર્થ કે વસ્તુને વિષે શમનો આરોપ કરવો તે. આગમથી દ્રવ્ય શમ તે શમના સ્વરૂપને જાણનાર જ્ઞાની, જે તેના ઉપયોગમાં વર્તતો ન હોય તે. નોઆગમથી દ્રવ્યશમ તે માયાએ કરી લબ્ધિની સિદ્ધિને માટે અથવા દેવગતિની પ્રાપ્તિ વિગેરેને માટે, ઉપકાર

અપકારના વિપાકને શમન કરવાના હેતુથી ક્રોધાદિકનો ઉપશમ કરે તે; અને ભાવશમ તે આત્મસ્વરૂપમાં ઉપયોગવાલો આત્મા. તેમાં આગમથી મિથ્યાત્વને તજીને યથાર્થ વસ્તુના ભાસપૂર્વક ચારિત્રમોહનીયકર્મના ઉદયનો અભાવ હોવાથી ક્ષમાદિક ગુણની જે પરિણતિ તે શમ કહેવાય છે. આ શમ લૌકિક અને લોકોત્તર ભેદે કરીને બે પ્રકારનો છે. જૈન પ્રવચનને અનુસાર જે શમ હોય છે, તે લોકોત્તર શમ છે; અને જૈનેતર દર્શનને અનુસાર જે શમ તે લૌકિક શમ છે. લોકોત્તર શમજ ખરેખરો શુદ્ધ છે.

શુદ્ધ રીતે સંયમનું પાલન કરનાર મુનિને જે શમગુણના સુખનો સ્વાદ મળે છે, તેજ મોટું સુખ છે. સમતા રસમાં મગ્ન થએલો જીવ, દેશેઉણા કોટી પૂર્વના કાળને પણ સુખે સુખે દીનતા રહિત નિર્ગમન કરે છે એક નિમેષ માત્ર પ્રમાદમાં પડતો નથી.

અર્ધ રજ્જુ પ્રમાણ છેલ્લો સ્વયભૂરમણ નામનો જે સમુદ્ર, તેના જળની સાથ સ્પર્ધા કરે તેટલો સમતા રસ જેના આત્મામાં વૃદ્ધિ પામ્યા કરે છે, એવા મુનિ ત્રિકાળે વિષયને ગ્રહણ કરતા નથી. તેઓને અતિતકાલમાં ભોગવેલા ભોગના સ્મરણનો અભાવ છે અનાગતકાલે મનોજ્ઞ વિષયોની ઇચ્છાનો અભાવ છે, અને વર્તમાનકાળે ઇંદ્રિયગોચર એવા વિષયોમાં રમણતાનો અભાવ છે. એવા મુનિને જે ઉપમાને કરીને ઉપમા અપાય એવો કોઇ પણ પદાર્થ આ સચરાચર જગતમાં નથી. કેમકે સર્વ પદાર્થો તો અચેતન પુદ્ગલ સ્કંધોથી ઉત્પન્ન થએલ અને રૂપી છે; અને સમતારસ તો સહજ, આત્યતિક અને નિરૂપમ આત્મસ્વભાવ છે; તો તેની સાથે તેની શી રીતે ઉપમા આપી શકાય ?

જે મહાત્માઓનું મન રાત્રિદિવસ કષાયાભાવથી પ્રાપ્ત થએલા શમરસથી સિંચન થયેલું હોય છે, તેઓ રાગરૂપી સર્પના વિષોર્મિથી કદાપિ દગ્ધ થતા નથી.

જગતના જીવો રાગાદિ સર્પથી ડસ્યા છતાં વિષયમાં ઘૂર્મિત

થઈને પરિભ્રમણ કરે છે. ઇષ્ટવસ્તુના સંયોગની અને અનિષ્ટ વસ્તુના વિયોગની ચિંતા અહર્નિશ કરીને અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પ કરે છે, અને બહુ પ્રકારની અથશોચાદિક જે કલ્પના તેનો કલ્લોલને ગ્રહણ કરે છે. તેમજ અનંત જીવોએ અનંતીવાર ભોગવીને મુકી દીધેલા જગતના ઉચ્છિષ્ટ એવા અનેક પુદ્ગલ સ્કંધોની યાચના કરે છે. માટે કોઇ પણ પ્રકારે શમ—સમતા ગુણને પ્રગટ કરવો એજ નિરૂપમ શ્રેયસ્કર છે.

જે માણસના હૃદયમાં અંતર્ગત ધ્યાનને વિશુદ્ધ કરનાર દેદીપ્યમાન સમતાગુણ હોય છે, તે તત્કાળ શુભ એવા રત્નત્રયને પ્રાપ્ત કરે છે.

ભગવંત મહાવીરદેવમાં ત્યાગ અને સમતાગુણ સંપૂર્ણ રીતે વર્તતા હતા. એજ ગુણો જીવોને શાન્તિ આપનાર છે. શાન્તિના ઇચ્છક જીવોએ આ ગુણો પ્રાપ્ત કરવાને પ્રયત્ન આદરવો જોઇએ. જેમ જેમ ત્યાગવૃત્તિથી નિરૂપાધિપણું પ્રાપ્ત થશું, તેમ તેમ શાન્તિના નિકટ પ્રદેશમાં આપણે આવતા જઇશું. સંપૂર્ણ ત્યાગ અને નિરૂપાધિકપણું એ સંપૂર્ણ શાન્તિ પ્રાપ્ત કરવાનો ઉત્કૃષ્ટ ઉપાય છે. સંપૂર્ણ ત્યાગ સર્વવિરતી—સાધુ ધર્મના અંગીકાર પણામાંજ રહેલો છે. સર્વવિરતી ધર્મનો અંગીકાર કર્યા શીવાય સર્વ ત્યાગ ઘટતો નથી, તેમજ તેનું પાલન પણ થઇ શકતું નથી, અને તેજ કારણથી અનંતાકાળથી અનંતા તીર્થંકરોએ તેને મૂખ્યતા આપી તેનું પોષણ કરેલું છે આવા ત્યાગવાળા સાધુમુનિઓજ શાસનના રક્ષક અને અગ્રપદે છે. તેજ વંદનીય અને પૂજનીય છે. પંચપરમેષ્ટિમાં તેમનીજ ગણના થએલી છે, અને ઇંદ્રાદિક દેવો તથા ચક્રવર્તી અને રાજાઓને પણ વંદનીય છે.

---



## પ્રકરણ ૨૧ મું.

### સાધવી.



**સાધવી સ્ત્રીને મોક્ષ છે.**

જૈન શાસનમાં સંઘ રચનામાં "સાધવી" સમુદાય એ પણ સંઘનું અંગ છે. જૈનમાં "દિગંબર" સંપ્રદાયવાળા સ્ત્રીઓને મોક્ષ માનતા નથી, પણ જૈનાગમના પુરાવાથી તે વાતને ટેકો નથી. ઉલટું સ્ત્રી વર્ગે દીક્ષા લીધાના અને મોક્ષે ગએલાના દાખલા આ ચોવીશીના પ્રથમ તીર્થંકર ભગવંત ઋષભદેવના વિદ્યમાન છતાંજ બનેલા છે. તેમના મારૂદેવીમાતાનો ગૃહસ્થપણામાં છતાંજ, મોક્ષે ગએલાનો દાખલો આગમમાં છે. આદિશ્વર ભગવતની પુત્રીઓ બ્રાહ્મી અને સુંદરી એ બન્નેએ ચારિત્ર અંગીકાર કરી મોક્ષ પ્રાપ્ત કરેલ છે. બાવીશમા તીર્થંકર ભગવંત નેમનાથના શાસનમાં રાજુમતી અને રૂક્મણી વિગેરે કૃષ્ણની આઠ પટરાણીઓ મોક્ષે ગએલ છે. ભગવંત મહાવીરના પાંચમા ગણધર સુધર્માસ્વામી કેવળજ્ઞાની હતા. ભગવંતથી પોતે સાંભળેલ ત્રિપદાદિ આગમ પોતાના શિષ્ય જંબુસ્વામીને કહેલ છે, અને તે પણ કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષે પધારેલા છે. આવા રાગદ્વેષ અને મોહથી રહિત કેવળજ્ઞાનધારી મહાપુરૂષોને આગમનો એક અક્ષર પણ મૃષા કહેવાને કંઇ કારણ નથી. જૈનશાસન અને જૈનાગમ એ છદ્મસ્થધારીઓનો

કહેલો ધર્મ નથી, પણ કેવળજ્ઞાનીઓનો પ્રકાશેલો ધર્મ છે તેથી તેમના વચનો ઉપર અંતરંગથી શ્રદ્ધા રાખવી જોઇએ.

સ્ત્રી વર્ગ સંસારથી વૈરાગ્ય પામી ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી સ્વતંત્રપણે રહીનેજ આત્મસાધન કરી શકે. સાધુઓ સ્ત્રીઓના સહવાસ કે સાધવીઓ પુરૂષોના સહવાસની સાથે આત્મહિતની સાધના કદી પણ કરી શકે નહી, એવો જૈનાગમનો ઉપદેશ છે. ભગવંતે પોતેજ સંઘની સ્થાપના કરી, તે વખતે મહાસતી ચંદના સાધવીને પ્રવર્તિનીપદે સ્થાપિત કરેલ છે.

સાધુના જે વ્રતો છે, તેજ વ્રતો સાધવીઓનાં છે. ચોથા વ્રતમાં સ્ત્રી વર્ગને પુરૂષથી વિરકત અને પુરૂષ વર્ગને સ્ત્રીઓથી વિરક્ત રહેવાનું વ્રત હોય છે; તે ઉપરાંત સ્ત્રી વર્ગની કોમળતાના લીધે સાધુ વર્ગના કઠિન આચાર કરતા સાધવી આચારમાં સહેજ સહેજ નરમાશ ભરેલી પ્રભુની આજ્ઞા છે. સાધુ અથવા સાધવીઓ પૈકી કોઇએ કદી પણ એકલા રહેવાનું નથી. ઓછામાં ઓછા સાધુઓને બે અને સાધવીઓને ત્રણથી ઓછા વિહાર કરવાને પ્રભુની આજ્ઞા નથી. કૌમારાવસ્થામાં પણ સ્ત્રીઓથી દીક્ષા લઇ શકાય છે. અને વર્તમાનમાં પણ જૈનસંઘમાંથી તેવા રત્નો નીકળશે. વિધવાઓના અંગે તો આ મહાન ઉત્તમ ક્ષેત્ર છે.

**ભગવંતની પુત્રીએ એક હજાર સ્ત્રીઓ સાથે દીક્ષા લીધી.**

ભગવંતની પુત્રી પ્રીયદર્શના, જે જમાળી રાજકુમારને પરણાવેલી હતી, અને જે વખતે પ્રભુની દેશના સાંભળી પાંચસો ક્ષત્રીઓ સાથે જમાલીએ પ્રભુની પાસે દીક્ષા લીધેલી હતી, તેજ વખતે ભગવંતપુત્રી પ્રીયદર્શનાએ એક હજાર સ્ત્રીઓ સાથે પ્રભુની પાસે દીક્ષા લીધી હતી, અને તે તમામને ચંદનાના સ્વાધીન કરી હતી.

**દેવાનંદા**

ભગવંતની માતા દેવાનંદા પ્રભુપાસે દીક્ષા અંગીકાર કરી કેવળજ્ઞાન પામી મોક્ષે ગએલ છે.

વૈસાળી નગરીના રાજા ચેટકમહારાજા, જે ભગવંતના શ્રાવક હતા, તેમને સાત પુત્રીઓ હતી. તે પૈકી પ્રભાવતી વીતભયનગરના રાજા ઉદયાનને આપેલી હતી. ચેટક મહારાજાની એ સાતે પુત્રીઓ સતી હતી. પ્રભુ વીરના ઉપર તેઓનો ભક્તિ રાગ હતો, ઉદાયન રાજા શરૂવાતમાં તાપસોના ભક્ત હતા.

**ચેડા રાજાની પુત્રીઓ પૈકી જેમણે દીક્ષા લીધેલી તેમનાં નામ.**

**પ્રભાવતી.**

એક વિદ્યુન્માલી દેવે, પોતાના ધર્મમીત્ર નાગિલ દેવની સુચનાથી ભગવંતના વિદ્યમાનપણામાંજ ભગવંત કાયોત્સર્ગે રહેલા હતા, તેવાજ આકારની ગોશીર્ષચંદનના કાષ્ટની મૂર્તિ બનાવરાવી, અને સર્વ અલંકાર યુકત જાતિવંતચંદનકાષ્ટના પોતે ઘડેલા સંપુટમાં તે પ્રતિમાને સ્થાપન કરી. સમુદ્રમાં જતા એક વહાણવટીને તે દેવે પ્રતિમાવાળો સંપુટ સોપીને કહ્યું કે " 'હે ભદ્ર ! તમારૂં કલ્યાણ થાઓ. તમે સમુદ્રનાપાર સિંધુ સૌવીર દેશમાં આવેલા વીતભય નગરમાં જજો, અને નગરના મધ્ય બજારમાં ઉભા રહી એવી ઉદ્દ્ઘોષણા કરજો કે, " આ દેવાધિદેવની પ્રતિમા કોઈ ગ્રહણ કરો, ગ્રહણ કરો. " વહાણવટીએ તે પ્રમાણે કબુલ કર્યું. પછી તે વહાણવટી પ્રતિમાના પ્રભાવથી તત્કાલ નદીની જેમ સમુદ્રને ઓળંગી કાંઠે આવ્યો. ત્યાં દેવની આજ્ઞા પ્રમાણે વીતભય નગરના બજારના વચ્ચે ઉભા રહી દેવે કહ્યા પ્રમાણે ઉદ્દ્ઘોષણા કરી. તે વખતે તાપસોનો પરમ ભકત ઉદાયન રાજા, કેટલાક ત્રિદંડીઓ, બ્રાહ્મણો તથા તાપસો ત્યાં આવ્યા. તેઓ શંકર, બ્રહ્મા, વિષ્ણુ અથવા બીજા પોતપોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરી, કુહાડાવતી તે કાષ્ટના સંપુટ ને તોડવા લાગ્યા. લોકોએ પણ પોતપોતાની રૂચી પ્રમાણે સ્તુતિ કરી, અને ઘણા પ્રહારો કર્યા, પણ પેટી ઉઘડી નહી, કે તેને કંઇ અસર કરી શકયા નહી. મધ્યાન્હનો સમય થયો, પણ સંપુટ

ઉઘડયો નહી. રાજાના ભોજનકાળનો અતિક્રમ થવાથી રાણી પ્રભાવતીએ રાજાને બોલાવવા એક દાસી મોકલી. રાજાએ આ આશ્ચર્યને જોવા માટે આવવાની પ્રભાવતીને આજ્ઞા કરી; એટલે રાણી ત્યાં આવ્યાં. રાજાએ સર્વ હકીકત રાણીને કહી બતાવી. તે સાંભળી પ્રભાવતીબોલી કે, " હે સ્વામી ! બ્રહ્માદિક દેવો કંઈ દેવાધિદેવ નથી, દેવાધિદેવ તો એક ભગવંત અરિહંત પરમાત્માજ છે તેથી આ સંપુટમાં તે પ્રભુનીજ પ્રતિમા હશે, તેમાં જરા પણ સંશય નથી. આપની આજ્ઞા હોય તો આપની આ દાસી, તે દેવાધીદેવના નામસ્મરણથી અરિહંત પ્રભુની પ્રતિમા ને આ સંપુટમાંથી કાઢી સર્વ લોકોને કૌતુક બતાવે !

રાજાને તો કૌતુકે જોવાની ઘણી જીજ્ઞાસા થઇ હતી. અત્યાર સુધી ઘણાઓ નિષ્ફળ થએલા છે. તે કાર્ય કરવાનું રાણીનું સાહસ, જોઈ, તે જરા વિચારમાં પડયો. જો સંપુટ નહી ઉઘડે, તો રાણીનું અને તેની સાથે પોતાનું પણ હાસ્ય થશે, એમ તેને લાગ્યું. રાણીને પોતાના નિર્મળ સમકિત ઉપર ઘણીજ શ્રદ્ધા હતી, તેથી તેના મનમાં જરાપણ ક્ષોભ થયો નહી. ઉલટું તેનો ઉલ્લાસ વૃદ્ધિ પામ્યો.

રાજાએ આજ્ઞા કરી. રાણીએ યક્ષકર્દમવડે સંપુટને સીંચી, પુષ્પાંજલી ક્ષેપન કરવા પૂર્વક પ્રણામ કરી, ઉંચે સ્વરે બોલી કે, " રાગ દ્વેષ અને મોહથી રહિત, તેમજ અષ્ટપ્રાતિહાર્યથી આવૃત્ત એવા દેવાધિદેવ સર્વજ્ઞ અરિહંત ભગવંત મને દર્શન આપો. " આ પ્રમાણે બોલતાંજ તે પ્રતિમાવાળો સંપુટ સ્વયમેવ ઉઘડી ગયો. તેની અંદર રહેલી ગોશીર્ષચંદનમયી, દેવનિર્મિત, અમ્લાનમાલ્યને ધારણ કરતી, સર્વઅંગે સંપૂર્ણ, અરિહંત પ્રભુની પ્રતિમા જોવામાં આવી. તે સમયે અર્હંત શાસનની અત્યંત પ્રભાવના થઇ.તેને રાણી પ્રભાવતી નમીને આ પ્રમાણે સ્તુતિ કરવા લાગી કે, ' સૌમ્યદર્શનવાળા, સર્વજ્ઞ, અપુનર્ભવ, જગતનાગુરૂ, ભવ્યજનને આનંદદાયક, અને વિશ્વને ચિંતામણી રૂપ' હે અર્હંત ! આપ જય પામો." પછી

રાણી તે વહાણવટીનો બંધુની જેમ સત્કાર કરીને, પ્રતિમાને ઉત્સવપૂર્વક પોતાના અંતઃપુરમાં લઇ ગઇ, અને એક સુંદર ચૈત્ય કરાવી તેમાં પ્રતિમાને સ્થાપન કરી. પછી ત્રિકાળ ગાનતાન પૂર્વક તેની પૂજા કરવા લાગી એક વખત પ્રભાવતીએ પતિની સાથે તે પ્રતિમાની પૂજા કરી, નિર્દોષ સંગીતનો આરંભ કર્યો. રાજા વિણાને વગાડવા લાગ્યા, અને રાણી સર્વ અંગના અભિનયને દેખાડતી તાંડવપૂર્વક પ્રીતિથી નૃત્ય કરવા લાગી. આ પ્રમાણે નૃત્ય ચાલતાં દરમ્યાન રાજાએ ક્ષણવાર પ્રભાવતીનું મસ્તક જોયું નહી, અને માત્ર ધડનેજ નાચતું જોયું. આ અનિષ્ટ જોવાથી રાજા તત્કાળ ક્ષોભ પામી ગયા, અને તેમના કરમાંથી વીણા વગાડવાની કાંબી પડી ગઇ. આ અકસ્માતથી રાણીએ રાજાને પુછયું, "અરે સ્વામી! તમે વાદ્ય વગાડતા બંધ કેમ થયા? શું હું તાલમાંથી ભ્રષ્ટ થઇ?" રાણીએ વારંવાર આગ્રહથી પુછવાથી રાજાએ જે જોયું હતું તે કહ્યું. રાણીએ રાજાને કહ્યું, "હે પ્રિય! આવા દુર્નિમિત્તથી મારૂં આયુષ્ય અલ્પ છે. એમ નિશ્ચય થાય છે. પણ જન્મથી અર્હંત ધર્મને પાલનારી એવી મને મૃત્યુનો કિંચિત્ પણ ભય નથી; ઉલટું તે દુર્નિમિત્તતો મને આનંદનો હેતુ છે, કેમકે તે મને સર્વવિરતિ અંગીકાર કરવાનો સમય સૂચવે છે. આ પ્રમાણે કહી રાણી અંતઃપુરમાં ગયાં. રાજાનું મન કચવાયું.

ફરી એક વખતે પ્રભાવતીએ સ્નાન શૌચ કરી, દેવાર્ચનને માટે યોગ્ય એવાં વસ્ત્રો માગ્યાં દાસીએ ઉજ્વળ વસ્ત્રો લાવી આપ્યાં. ભાવી અનિષ્ટને લીધે રાણીએ તે વસ્ત્રને રક્ત જોયાં. "આ વસ્ત્રો પૂજાના સમયે અનુચિત છે," એમ ધારી રાણીએ દાસી પર ક્રોધ પામી, દાસીને દર્પણ માર્યું. ભાવી બલવાન છે. તેટલાથીજ તે દાસી મૃત્યુ પામી. મૃત્યુની ગતિ વિષમ છે. પછી તુર્તજ રાણીએ તે વસ્ત્રને તેની મૂળ સ્થીતિમાં ઉજ્વળ જોયાં, તેથી ચિંતવવા લાગી કે, મને ધિક્કાર છે! મેં મારા પ્રથમ વ્રતને ખંડીત કર્યું; બીજા પંચેંદ્રિયનો વિઘાત કર્યો હોય, તો તે પણ નરકનું કારણ છે, તો આ સ્ત્રી-

ઉઘડયો નહી. રાજાના ભોજનકાળનો અતિક્રમ થવાથી રાણી પ્રભાવતીએ રાજાને બોલાવવા એક દાસી મોકલી. રાજાએ આ આશ્ચર્યને જોવા માટે આવવાની પ્રભાવતીને આજ્ઞા કરી; એટલે રાણી ત્યાં આવ્યાં. રાજાએ સર્વ હકીકત રાણીને કહી બતાવી. તે સાંભળી પ્રભાવતીબોલી કે, " હે સ્વામી ! બ્રહ્માદિક દેવો કંઈ દેવાધિદેવ નથી, દેવાધિદેવ તો એક ભગવંત અરિહંત પરમાત્માજ છે તેથી આ સંપુટમાં તે પ્રભુનીજ પ્રતિમા હશે, તેમાં જરા પણ સંશય નથી. આપની આજ્ઞા હોય તો આપની આ દાસી, તે દેવાધીદેવના નામસ્મરણથી અરિહંત પ્રભુની પ્રતિમાને આ સંપુટમાંથી કાઢી સર્વ લોકોને કૌતુક બતાવે !

રાજાને તો કૌતુક જોવાની ઘણી જીજ્ઞાસા થઇ હતી. અત્યાર સુધી ઘણાઓ નિષ્ફળ થએલા છે. તે કાર્ય કરવાનું રાણીનું સાહસ, જોઈ, તે જરા વિચારમાં પડયો. જો સંપુટ નહી ઉઘડે, તો રાણીનું અને તેની સાથે પોતાનું પણ હાસ્ય થશે, એમ તેને લાગ્યું. રાણીને પોતાના નિર્મળ સમકિત ઉપર ઘણીજ શ્રદ્ધા હતી, તેથી તેના મનમાં જરાપણ ક્ષોભ થયો નહી. ઉલટું તેનો ઉલ્લાસ વૃદ્ધિ પામ્યો.

રાજાએ આજ્ઞા કરી. રાણીએ યક્ષકર્દમવડે સંપુટને સીંચી, પુષ્પાંજલી ક્ષેપન કરવા પૂર્વક પ્રણામ કરી, ઉંચે સ્વરે બોલી કે, " રાગ દ્વેષ અને મોહથી રહિત, તેમજ અષ્ટપ્રાતિહાર્યથી આવૃત્ત એવા દેવાધિદેવ સર્વજ્ઞ અરિહંત ભગવંત મને દર્શન આપો. " આ પ્રમાણે બોલતાંજ તે પ્રતિમાવાળો સંપુટ સ્વયમેવ ઉઘડી ગયો. તેની અંદર રહેલી ગોશીર્ષચંદનમયી, દેવનિર્મિત, અમ્લાનમાલ્યને ધારણ કરતી, સર્વઅંગે સંપૂર્ણ, અરિહંત પ્રભુની પ્રતિમા જોવામાં આવી. તે સમયે અર્હંત શાસનની અત્યંત પ્રભાવના થઇ.તેને રાણી પ્રભાવતી નમીને આ પ્રમાણે સ્તુતિ કરવા લાગી કે, ' સૌમ્યદર્શનવાળા, સર્વજ્ઞ, અપુનર્ભવ, જગતનાગુરૂ, ભવ્યજનને આનંદદાયક, અને વિશ્વને ચિંતામણી રૂપ' હે અર્હંત ! આપ જય પામો." પછી

રાણી તે વહાણવટીનો બંધુની જેમ સત્કાર કરીને, પ્રતિમાને ઉત્સવપૂર્વક પોતાના અંતઃપુરમાં લઇ ગઇ, અને એક સુંદર ચૈત્ય કરાવી તેમાં પ્રતિમાને સ્થાપન કરી પછી ત્રિકાળ ગાનતાન પૂર્વક તેની પૂજા કરવા લાગી એક વખત પ્રભાવતીએ પતિની સાથે તે પ્રતિમાની પૂજા કરી, નિર્દોષ સંગીતનો આરંભ કર્યો રાજા વિણાને વગાડવા લાગ્યા, અને રાણી સર્વ અંગના અભિનયને દેખાડતી તાંડવપૂર્વક પ્રીતિથી નૃત્ય કરવા લાગી. આ પ્રમાણે નૃત્ય ચાલતાં દરમ્યાન રાજાએ ક્ષણવાર પ્રભાવતીનું મસ્તક જોયું નહી, અને માત્ર ધડનેજ નાચતું જોયું. આ અનિષ્ટ જોવાથી રાજા તત્કાળ ક્ષોભ પામી ગયા, અને તેમના કરમાંથી વીણા વગાડવાની કાંબી પડી ગઇ આ અકસ્માતથી રાણીએ રાજાને પુછયું, "અરે સ્વામી! તમે વાદ્ય વગાડતા બંધ કેમ થયા? શું હું તાલમાંથી ભ્રષ્ટ થઇ?" રાણીએ વારંવાર આગ્રહથી પુછવાથી રાજાએ જે જોયું હતું તે કહ્યું. રાણીએ રાજાને કહ્યું, "હે પ્રિય! આવા દુર્નિમિત્તથી મારૂં આયુષ્ય અલ્પ છે. એમ નિશ્ચય થાય છે. પણ જન્મથી અર્હંત ધર્મને પાલનારી એવી મને મૃત્યુનો કિંચિત્ પણ ભય નથી; ઉલટું તે દુર્નિમિત્તતો મને આનંદનો હેતુ છે, કેમકે તે મને સર્વવિરતિ અંગીકાર કરવાનો સમય સૂચવે છે. આ પ્રમાણે કહી રાણી અંતઃપુરમાં ગયાં રાજાનું મન કચવાયું

ફરી એક વખતે પ્રભાવતીએ સ્નાન શૌચ કરી, દેવાર્ચનને માટે યોગ્ય એવાં વસ્ત્રો માગ્યાં દાસીએ ઉજ્વળ વસ્ત્રો લાવી આપ્યાં. ભાવી અનિષ્ટને લીધે રાણીએ તે વસ્ત્રને રક્ત જોયાં. "આ વસ્ત્રો પૂજાના સમયે અનુચિત છે," એમ ધારી રાણીએ દાસી પર ક્રોધ પામી, દાસીને દર્પણ માર્યું. ભાવી બલવાન છે. તેટલાથીજ તે દાસી મૃત્યુ પામી. મૃત્યુની ગતિ વિષમ છે. પછી તુર્તજ રાણીએ તે વસ્ત્રને તેની મૂળ સ્થીતિમાં ઉજ્વળ જોયાં, તેથી ચિંતવવા લાગી કે, મને ધિક્કાર છે! મેં મારા પ્રથમ વ્રતને ખંડીત કર્યું. બીજા પંચેંદ્રિયનો વિધાત કર્યો હોય, તો તે પણ નરકનું કારણ છે, તો આ સ્ત્રી-

હત્યાની તો વાતજ શી કરવી ? માટે હવે તો મારે ચારિત્ર અંગીકાર કરવું, તેજ શ્રેયકારી છે. પછી રાણીએ પોતાથી થએલું પાપ અને વૈરાગ્ય ભાવ રાજાને જણાવી પ્રાર્થના કરી કે, ' હે સ્વામી ! હું ખરેખર અલ્પાયુષવાળી છું. તેથી સર્વવિરતીને માટે મને હમણાંજ આજ્ઞા આપો આવા દુર્નિમિત્તોથી મને અલ્પાયુષ્યનો નિશ્ચય થાય છે તેથી હવે આ સમયને યોગ્ય દીક્ષા ગ્રહણ કરવામા આપ મને વિઘ્ન કરશો નહી " આ પ્રમાણે જ્યારે તેણીએ ઘણા આગ્રહથી માગણી કરી, ત્યારે રાજાએ કહ્યુ " હે દેવી ! તમને રૂચે તે કરો પણ તમે જો દેવપણાને પામો તો જરૂર મને પ્રતિબોધ કરજો. " તે વાત કબુલ કરી પ્રભાવતીએ રાજાએ કરેલા ઓચ્છવપૂર્વક સર્વવિરતિપણુ અંગીકાર કર્યું. સારી રીતે સંયમનું આરાધન કરી, અંતે અનશન અંગીકાર કરી, પ્રથમ દેવલોકમા મહર્દ્ધિક દેવતા થઇ

શ્રી જિનપ્રતિમાનું પૂજન તો ભગવંત મહાવીરના શાસન પહેલાંથી ચાલી આવે છે, એમ આગમના પુરાવાથી જણાય છે. ભગવંત મહાવીરદેવના વિદ્યાનપણામા જિનપૂજન પ્રચલિત હતું, એમ ઉપરના પ્રભાવતી રાણીના ચરિત્રથી આપણી ખાત્રી થાય છે. રાણી પદ્માવતી પરમ શ્રાવિકા હતી, અને હમેશાં ત્રિકાલ જિનપૂજન કરતી હતી ભગવંતના જ્ઞાન બહાર તે વાત નં હતી. જો જિનપૂજાથી ગૃહસ્થને દોષ લાગે છે, એમ જ્ઞાનથી ભગવંતને જણાયુ હોત તો, ભગવંત નિષેધ કરત તેમ નહી કરતાં ભગવંતે તો વખતો વખત જિનપ્રતિમાના પૂજનને અનુમોદના આપેલું છે. પોતાના શિષ્ય ગૌતમગણધર અષ્ટાપદ પર્વત ઉપર યાત્રાએ ગયા. એ કોની યાત્રાએ ગયા હતા ? તે પર્વત ઉપર શ્રી જિનપ્રતિમાના જે ભવ્ય મંદિરો; અને પ્રાચીન પ્રતિમાઓ હતી, તેની યાત્રાએજ ગયા હતા , એ પણ એજ સૂચવે છે કે, શ્રી જિનપ્રતિમા પૂજન દર્શન એ આત્માના અને પ્રાણીઓના કલ્યાણના નિમિત્ત કારણ રૂપ છે.

**સાધ્વી મૃગાવતી તથા પ્રદ્યોતન રાજાની આઠ રાણીઓની દીક્ષા.**

કૌશાંબી નગરીના શતાનીક રાજાની રાણી મૃગાવતી, જે ચેડારાજાની સાત પુત્રીઓ પૈકીની એક હતી, તે પણ મહાસતી હતી શતાનીક રાજાએ રાજમહેલમાં પોતાના માટે એક ચિત્રસભા તૈયાર કરવા ચિતારા બેસાડયા. એક મહા હુંશીયાર ચિત્રકારે તે સભામાં રાણી મૃગાવતીનું ચિત્ર આલેખ્યું. તે ચિત્રકારના ઉપર એક યક્ષ પ્રસન્ન હતો, તેની કૃપાથી કોઇ પણ માણસના અંગનો એક પ્રદેશ જોઇને, તે તેનું યથાર્થ ચિત્ર આલેખી શકતો,-એવી તેનામાં કળા હતી દેવી મૃગાવતીનું સંપૂર્ણ ચિત્ર તૈયાર થયા પછી, તેના નેત્ર આલેખતાં પીછીંમાંથી મષીનું બીંદુ તેણીના સાથળ ઉપર પડયું ચિત્રકારે તે લુછી લીધું ફરી વાર પડયું એમ ઘણા વખત લુંછી લીધા છતાં, વારંવાર બિંદુ તેજ સ્થળે પડતું જોઇ ચિત્રકારે ચિંતવ્યું કે, " જરૂર રાણીના શરીરના આ ભાગ ઉપર તેવા પ્રકારનું લાંછન હશે ! તો તે લાંછન ભલે રહો. " એમ ચિંતવી તે રહેવા દીધું. પછી તે ચિત્ર પુરેપુરૂ આલેખી રહ્યો, તેવામાં ચિત્રસભા જોવા શતાનીક રાજા ત્યાં આવ્યા. અનુક્રમે જોતા જોતાં મૃગાવતીનું સ્વરૂપ તેના જોવામાં આવ્યું. સાથળ ઉપર લંછન જોઇ રાજાને ક્રોધ ચઢયો તેને વિચાર થયો કે જરૂર આ પાપી ચિત્રકારે રાણીને ભ્રષ્ટ કરી જણાય છે. નહિ તો વસ્ત્રની અંદર રહેલા આ લાંછનને તે દુરાશય શી રીતે જાણી શકે ? ક્રોધાવેશમાં ચિત્રકારને પોતાની પાસે પકડી મંગાવ્યો, અને તેને સજા કરવાનો હુકમ ફરમાવ્યો. તે વખતે બીજા ચિત્રકારોએ મળી રાજાને વિનંતી કરી કે, " હે સ્વામી ! એ ચિત્રકાર કોઇ યક્ષ દેવના પ્રભાવથી એક અંશ જોઇને આખું સ્વરૂપ યથાવત્ આલેખી શકે છે, માટે આમા તેનો અપરાધ નથી. રાજાની તેવી રીતની ખાત્રી કરી આપ્યા છતાં, ચિત્રકાર ઉપરની તેની ઇર્ષ્યા સર્વથા ગઇ નહીં; તેથી ક્રોધવડે તે ચિત્રકારના જમણા હાથનો અંગુઠો કપાવી

નંખાવ્યો. આ બનાવથી ચિત્રકારના મનમાં રાજાના ઉપર વૈર બુદ્ધિ જાગી. પોતે તદ્દન નિરાપરાધી છતાં રાજાએ વિના કારણ શીક્ષા કરી છે, માટે કોઇ પણ ઉપાયે તેનો બદલો લેવો. જગતમાં ઇર્ષ્યા, દ્વેષ, અને અજ્ઞાન શું નથી કરતા? તેના પ્રતાપથીજ મહાન્ યુદ્ધો થઇ હજારો જીવોનો નાશ થાય છે, અને રાજ્યનાં રાજ્ય નાશ પામે છે.

ચિત્રકારે વૈર લેવાની બુદ્ધિથી મૃગાવતીનું એક સુંદર ચિત્ર તૈયાર કર્યું. તે લઇને તે અવંતીના રાજા ચંડપ્રદ્યોતનની પાસે ગયો અને ચિત્ર બતાવ્યું. ચિત્ર જોઇને તેમને મોહ થયો. એ કોનું ચિત્ર છે, તેની સર્વ માહિતી ચિત્રકારથી મેળવી; ગમે તે ઉપાયે તેણીને મેળવવાનો સંકલ્પ કર્યો. તેણીની માગણી કરવાને દૂતને શતાનીક રાજા પાસે મોકલ્યો. શતાનીક રાજાએ દૂતનું અપમાન કરી વિદાય કર્યો. તે ઉપરથી ચંડપ્રદ્યોતન રાજાએ ક્રોધાવેશમાં શતાનીક રાજા ઉપર ચઢાઇ કરી. શતાનીક રાજાએ પોતાના ઉપર ચંડપ્રદ્યોતન રાજા ચઢી આવે છે, એ સમાચાર સાંભળ્યા; તેથી તેને ક્ષોભ થયો અને અતિસાર થવાથી મૃત્યુ પામ્યો. તે વખતે તેમને ઉદયન કુમાર નામનો નહાની ઉમરનો રાજપુત્ર હતો. દેવી મૃગાવતીએ વિચાર કર્યો કે, "મારા પતિ તો મૃત્યુ પામ્યા અને આ ઉદયન કુમાર તો હજુ અલ્પ બળવાળો બાળક છે બળવાનને અનુસરવું એવી નીતિ છે, પણ આ સ્ત્રીલંપટ રાજાના સંબંધમાં તેમ કરવાથી તો મને કલંક લાગે, માટે એની સાથે તો કપટ કરવું એજ યોગ્ય છે." એવા વિચારથી રાજાની સાથે સંદેશા ચલાવી તેને, લોભાવી, તે કૌશંબી નગરીની ચારે બાજુ ચેટક રાજાની મદદથી મજબુત કીલ્લેબંધી કરાવી લીધી. તે પછી બુદ્ધિમતી મૃગાવતીએ જાણ્યું, "હવે નગરી રોધ કરવાને યોગ્ય થઇ છે". તેથી તેણે કિલ્લાના દરવાજા બંધ કરાવ્યા અને કિલ્લા ઉપર સુભટોને ચઢાવ્યા. ચંડપ્રદ્યોતન રાજા આ બનાવથી વિલખો થઇ ગયો, અને નગરીને વીંટીને ત્યાંજ રહ્યો.

એકદા મૃગાવતીને વૈરાગ્ય આવ્યો કે, “ જયાં સુધી શ્રી વીર-પ્રભુ વિચરતા છે, ત્યાં સુધીમાં હું તેમની પાસે દીક્ષા લઉ.” તેણીનો આવો સંકલ્પ જ્ઞાનવડે જાણી, શ્રી વીરપ્રભુ સુરાસુરના પરિવાર સાથે તે નગરીના ઉદ્યાનમાં પધાર્યા. પ્રભુને બહાર સમોસર્યા સાંભળી મૃગાવતી પુરદ્વાર ઉઘડાવી નિર્ભયપણે મોટી સમૃદ્ધિ સાથે પ્રભુને વંદન કરવા આવી પ્રભુને વંદના કરી યોગ્ય સ્થાને બેઠી. ચંડપ્રદ્યોતન રાજા પણ પ્રભુનો ભક્ત હોવાથી ત્યાં આવી વૈર છોડી બેઠો. પ્રભુએ દેશના આપી. યોગ્ય સમયે મૃગાવતીએ ઉઠીને પ્રભુને નમીને કહ્યું કે, “ ચંડપ્રદ્યોતન રાજાની રજા મેળવીને હું આપ પ્રભુની પાસે દીક્ષા લેવાની ઇચ્છા રાખું છું.” તે રાજા પ્રભુના નજીકના ભાગમાં બેઠેલાજ હતા તેમની પાસે આવી રાણીએ વિનંતી કરી કે, “ જો આપ આજ્ઞા આપો તો હું દીક્ષા લઉ. કારણ કે હું આ સંસારથી ઉદ્વેગ પામી છું અને મારો પુત્ર તો આપને સોંપી દીધો છે.”

પ્રભુના પ્રભાવથી રાજાનું વૈરભાવ શાંત થઇ ગએલું હતું, અને વિકાર શાંત પામ્યો હતો. એટલે તેણે મૃગાવતીના પુત્ર ઉદયનને કૌશબ્બી નગરીની રાજગાદી ઉપર સ્થાપિત કર્યો. પછી મૃગાવતીએ પ્રભુ સમીપે દીક્ષા લીધી. તેની સાથે અંગારવતી વિગેરે પ્રદ્યોતન રાજાની આઠ સ્ત્રીઓએ પણ દીક્ષા લીધી. પ્રભુએ કેટલીક શીક્ષા આપી, તેમને ચંદના સાધવીને સોંપી. તેઓએ તે સાધવીની સેવા કરી, અને સર્વ સમાચારી જાણી લીધી. એક વખત પોતાની ગુરૂણી ચંદનબાળાએ આપેલા ઠપકાથી આત્મ-નિંદા કરતાં, શુદ્ધ નિર્મળ શુકલધ્યાનમાં ચઢી, કેવળજ્ઞાન પ્રાપ્ત કરી, ઘણા જીવોને પ્રતિબોધ આપી, અંતે તે મોક્ષે પધાર્યા છે.

વૈશાળી નગરીના રાજા ચેટક મહારાજાની સાત પુત્રીઓમાંથી ઉપર બે સાધવીઓનું વૃત્તાંત આપવામાં આવ્યું છે. ચેટકરાજા ભગવંતના શ્રાવક હતા. સાત પૈકી પાંચના લગ્ન થયા હતા. છઠી પુત્રી સુજયેષ્ટા અને સૌથી નહાની ચિલ્લણા એ બે કુંવારી હતી.

નંખાવ્યો. આ બનાવથી ચિત્રકારના મનમાં રાજાના ઉપર વૈર બુદ્ધિ જાગી. પોતે તદ્દન નિરાપરાધી છતાં રાજાએ વિના કારણ શીક્ષા કરી છે, માટે કોઇ પણ ઉપાયે તેનો બદલો લેવો. જગતમાં ઇર્ષ્યા, દ્વેષ, અને અજ્ઞાન શું નથી કરતા? તેના પ્રતાપથીજ મહાન્ યુદ્ધો થઇ હજારો જીવોનો નાશ થાય છે, અને ગન્યનાં રાજ્ય નાશ પામે છે.

ચિત્રકારે વેર લેવાની બુદ્ધિથી મૃગાવતીનું એક સુંદર ચિત્ર તૈયાર કર્યું. તે લઇને તે અવંતીના રાજા ચંડપ્રદ્યોતનની પાસે ગયો અને ચિત્ર બતાવ્યું. ચિત્ર જોઇને તેમને મોહ થયો. એ કોનુ ચિત્ર છે, તેની સર્વ માહિતી ચિત્રકારથી મેળવી; ગમે તે ઉપાયે તેણીને મેળવવાનો સંકલ્પ કર્યો. તેણીની માગણી કરવાને દૂતને શતાનીક રાજા પાસે મોકલ્યો. શતાનીક રાજાએ દૂતનુ અપમાન કરી વિદાય કર્યો. તે ઉપરથી ચંડપ્રદ્યોતન રાજાએ ક્રોધાવેશમા શતાનીક રાજા ઉપર ચઢાઇ કરી. શતાનીક રાજાએ પોતાના ઉપર ચંડપ્રદ્યોતન રાજા ચઢી આવે છે, એ સમાચાર સાંભળ્યા; તેથી તેને ક્ષોભ થયો અને અતિસાર થવાથી મૃત્યુ પામ્યો. તે વખતે તેમને ઉદયન કુમાર નામનો નહાની ઉમરનો રાજપુત્ર હતો. દેવી મૃગાવતીએ વિચાર કર્યો કે, "મારા પતિ તો મૃત્યુ પામ્યા અને આ ઉદયન કુમાર તો હજુ અલ્પ બળવાળો બાળક છે બળવાનને અનુસરવું એવી નીતિ છે, પણ આ સ્ત્રીલંપટ રાજાના સંબંધમા તેમ કરવાથી તો મને કલંક લાગે, માટે એની સાથે તો કપટ કરવું એજ યોગ્ય છે." એવા વિચારથી રાજાની સાથે સંદેશા ચલાવી તેને, લોભાવી, તે કૌશંબી નગરીની ચારે બાજુ ચેટક રાજાની મદદથી મજબુત કીલ્લેબંધી કરાવી લીધી. તે પછી બુદ્ધિમતી મૃગાવતીએ જાણ્યું, "હવે નગરી રોધ કરવાને યોગ્ય થઇ છે". તેથી તેણે કિલ્લાના દરવાજા બંધ કરાવ્યા અને કિલ્લા ઉપર સુભટોને ચઢાવ્યા. ચંડપ્રદ્યોતન રાજા આ બનાવથી વિલખો થઇ ગયો, અને નગરીને વીંટીને ત્યાંજ રહ્યો.

એકદા મૃગાવતીને વૈરાગ્ય આવ્યો કે, "જ્યાં સુધી શ્રી વીર-પ્રભુ વિચરતા છે, ત્યાં સુધીમાં હું તેમની પાસે દીક્ષા લઉં." તેણીનો આવો સંકલ્પ જ્ઞાનવડે જાણી, શ્રી વીરપ્રભુ સુરાસુરના પરિવાર સાથે તે નગરીના ઉદ્યાનમાં પધાર્યા. પ્રભુને બહાર સમોસર્યા સાંભળી મૃગાવતી પુરદ્વાર ઉઘડાવી નિર્ભયપણે મોટી સમૃદ્ધિ સાથે પ્રભુને વંદન કરવા આવી પ્રભુને વંદના કરી યોગ્ય સ્થાને બેઠી. ચંડપ્રદ્યોતન રાજા પણ પ્રભુનો ભક્ત હોવાથી ત્યાં આવી વૈર છોડી બેઠો. પ્રભુએ દેશના આપી. યોગ્ય સમયે મૃગાવતીએ ઉઠીને પ્રભુને નમીને કહ્યું કે, "ચંડપ્રદ્યોતન રાજાની રજા મેળવીને હું આપ પ્રભુની પાસે દીક્ષા લેવાની ઇચ્છા રાખું છું." તે રાજા પ્રભુના નજીકના ભાગમાં બેઠેલાજ હતા. તેમની પાસે આવી રાણીએ વિનંતી કરી કે, "જો આપ આજ્ઞા આપો તો હું દીક્ષા લઉં. કારણ કે હું આ સંસારથી ઉદ્વેગ પામી છું અને મારો પુત્ર તો આપને સોંપી દીધો છે."

પ્રભુના પ્રભાવથી રાજાનું વૈરભાવ શાંત થઇ ગએલું હતું, અને વિકાર શાંત પામ્યો હતો. એટલે તેણે મૃગાવતીના પુત્ર ઉદયનને કૌશંબી નગરીની રાજગાદી ઉપર સ્થાપિત કર્યો. પછી મૃગાવતીએ પ્રભુ સમીપે દીક્ષા લીધી. તેની સાથે અંગારવતી વિગેરે પ્રદ્યોતન રાજાની આઠ સ્ત્રીઓએ પણ દીક્ષા લીધી. પ્રભુએ કેટલીક શીક્ષા આપી, તેમને ચંદના સાધવીને સોંપી. તેઓએ તે સાધવીની સેવા કરી, અને સર્વ સમાચારી જાણી લીધી. એક વખત પોતાની ગુરૂણી ચંદનબાળાએ આપેલા ઠપકાથી આત્મનિંદા કરતાં, શુદ્ધ નિર્મળ શુકલધ્યાનમાં ચઢી, કેવળજ્ઞાન પ્રાપ્ત કરી, ઘણા જીવોને પ્રતિબોધ આપી, અંતે તે મોક્ષે પધાર્યાં છે.

વૈશાળી નગરીના રાજા ચેટક મહારાજાની સાત પુત્રીઓમાંથી ઉપર બે સાધવીઓનું વૃત્તાંત આપવામાં આવ્યું છે. ચેટકરાજા ભગવંતના શ્રાવક હતા. સાત પૈકી પાંચના લગ્ન થયા હતા. છઠી પુત્રી સુજ્યેષ્ટા અને સૌથી નહાની ચિલ્લણા એ બે કુંવારી હતી.

સાતે પુત્રીઓને નહાની ઉમરથી ધાર્મિક શિક્ષણ આપવામાં આવેલું હતું, તેથી તેઓને ધર્મતત્વોનો બોધ સારો હતો, અને શ્રદ્ધા નિર્મળ હતી. તે બન્ને દિવ્ય આકૃતિવાળી અને અનુપમ રૂપવાળી હતી. તે બન્ને દિવ્ય વસ્ત્રાલંકારને ધારણ કરતી હતી બન્ને સદા સાથેને સાથે રહેતી હતી. કલાકલાપમાં કુશળ અને સર્વ અર્થને જાણતી હતી તે બન્ને જાણે મૂર્તિમાન સરસ્વતી હોય, તેમ માંહોમાંહે વિદ્યાવિનોદ કરતી હતી. બન્ને સાથેજ દેવપૂજન કરતી અને ધર્મ સાંભળી પોતાને લાયકની ધર્મકરણી પણ સાથેજ કરતી હતી.

એક વખતે કોઇ સ્થવીરા તાપસી સુજ્યેષ્ટા અને ચિલ્લણાના અંતઃપુરમાં આવી. ત્યાં તેણે અજ્ઞાની માણસોની પાસે, "શૌચમૂળ ધર્મજ પાપને નાશ કરનાર છે," એવા પ્રકારનો ઉપદેશ કરવા લાગી. તે સાંભળી સુજ્યેષ્ટા બોલી, "અરે! શૌચ કે જે અશુભ આશ્રવરૂપ છે, અને અશુભ આશ્રવ પાપનો હેતુ છે, તે તો પાપને શી રીતે છેદી શકે ?" આ પ્રમાણે કહી કુવામાં રહેલા દેડકા વિગેરેના યુક્તિવાળાં દ્રષ્ટાંતો આપી તે તાપસીને નિરૂત્તર કરી નાખી. આ બનાવથી દાસી વિગેરે સેવકજનોએ તે તાપસીનું હાસ્ય કરી, તેને અંતઃપુરમાંથી બહાર કાઢી. માન મળવાની આશાથી આવેલી તાપસીને ઉલટું અપમાન મળ્યું. તેથી તેણે બહાર નિકળી વિચાર્યું કે, "આ સુજ્યેષ્ટા ગર્વવાળી છે, માટે તેને ઘણી સપત્નીઓમાં પાડી દુઃખનું પાત્ર કરૂં." આવું ધારી સર્વ કળાઓમાં ચતુર એવી તે તાપસીએ સુજ્યેષ્ટાનુ રૂપ મનમાં ધરીને એક પટ ઉપર આલેખી લીધું.

એ આલેખેલું ચિત્ર લઇ વેર લેવાની કુર ધારણાથી, તે તાપસી રાજગૃહ નગરે આવી. રાજા શ્રેણિકને મળીને તે ચિત્ર બતાવ્યું. અદ્વિતીય સૌંદર્ય, ઉજવળ લાવણ્ય, અને રૂપના નિધાનરૂપ તે બાળાનું ચિત્ર જોવાથી તેના પર મોહિત થઇ રાજાએ તાપસીને પછયું કે, "હે મહાભાગે! સ્રીઓમાં શ્રેષ્ટ એવી આ

સ્ત્રીનું ચિત્ર તમે તમારી બુદ્ધિથી આલેખ્યું છે, કે કોઇ સ્ત્રીના રૂપદર્શનથી આલેખ્યું છે."

"મેં જેવું રૂપ જોયું, તેવું યથાશક્તિ આલેખ્યું છે." તાપસીએ જવાબ દીધો.

"આ બાળા કોણ છે? કોના કુળમાં ઉત્પન્ન થઇ છે? તેનું નામ શું? અને કોઇ પુરૂષના કરે તેના કરને સ્પર્શ કર્યો છે કે નહી?" ઇત્યાદિ હકીકત જાણવાની રાજાએ ઇચ્છા જણાવી.

તાપસણીએ સર્વ માહિતી આપી જણાવ્યું કે, આનો બીજો કોઇ પતિ થશે તો આપને પછી પશ્ચાતાપ થશે. આપના લાયક આ રાજ્યકન્યા છે, અને તેનું આપની સાથેજ પાણી ગ્રહણ થાય, એવા શુભાશયથીજ હું લંબાણ મુસાફરી કરી અહીં આવી છું.

તાપસણીનું સન્માન કરી રાજાએ તેણીને વિદાય કરી, અને તેને ગમે તે પ્રયત્ને મેળવવી, એમ મનમાં ધારણા કરી

બીજે દિવસે શ્રેણિક રાજાએ સુજ્યેષ્ટાની માગણી કરવાને એક દૂતને શીખવીને ચેટક રાજા પાસે મોકલ્યો.

સંદેશો આપવામાં ચતુર એવો તે દૂત, વિશાળામાં આવી ચેટક રાજાને નમીને બોલ્યો. "હે રાજન્! મારો સ્વામી મગધપતિ આપની કન્યા સુજ્યેષ્ટાની માગણી કરે છે."

"મહાન્ પુરૂષોએ કન્યાની માગણી કરવી, તે યોગ્ય નથી, છતાં શ્રેણિક રાજાએ આ માગણી કરી એ એક મોહની પ્રબળતા સૂચવે છે. મોહને લીધે જીવોને કૃત્યાકૃત્ય અને વિવેકાવિવેકનું લક્ષ રહેતું નથી. જ્યારે પ્રાણી મોહને તાબે થાય છે, ત્યારે તે પોતે પોતાનું સ્વરૂપ ભુલી જાય છે અને તેથી ભાવિ ઘણા અનિષ્ટ પરિણામ તેને ભોગવવાં પડે છે."

દૂતની માગણીથી ચેટક રાજા ચીડાઇ ગયા. તેમણે દૂતને જણાવ્યું કે, "અરે દૂત! તારો સ્વામી પોતાથી અજાણ્યો લાગે છે, કે જે વાહીકુળમાં ઉત્પન્ન થઇ હૈહયવંશની કન્યા ઇચ્છે છે. સમાન

કુળના વર કન્યાનો વિવાહ થવો યોગ્ય છે, બીજાનો નહી તું અહીંથી ચાલ્યો જા, આવી અયોગ્ય માગણી હું સ્વીકારી શકતો નથી."

દૂતે ત્યાંથી આવી સર્વ વૃત્તાંત રાજા શ્રેણિકને જણાવ્યો. તેથી તે ઘણો ખેદ પામ્યો. આ વૃત્તાંત અભયકુમારના જાણવામાં આવવાથી, પિતાની ભક્તિમાં રક્ત એવા તેણે રાજાજી પાસે આવી તેમની ઇચ્છા પુર્ણ કરવાને પોતે પ્રયત્ન કરશે એમ જણાવ્યું

બુદ્ધિના નિધાન રૂપ અભયકુમારે રાજાનું ચિત્ર આલેખી પોતે વણિકનું રૂપ બદલી વૈશાળી નગરીએ ગયો, અને યુક્તિ પુરઃસર તે ચિત્ર સુજ્યેષ્ટાની દાસી મારફતે તેની પાસે મોકલાવ્યું. શ્રેણિક મહારાજાનું દૈવી રૂપ જોઇ તે તેના ઉપર મોહિત થઇ. દાસી મારફત તે વાણકને પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી.

"થોડા વખતમાં તમારી સખીનો મનોરથ હું પૂર્ણ કરીશ" અભયકુમારે દાસીને જણાવ્યું. વિશેષમાં જણાવ્યું કે. "હું એક સુરંગ ખોદાવી તે દ્વારારાજા શ્રેણિકને અહિં લાવીશ તે વખતે જે રથ આવે, તેમાં તમારી સખીએ તત્કાળ બેસી જવું." આ પ્રમાણે કહ્યા પછી અમુક સ્થાને અમુક દિવસે, અને અમુક વખતે શ્રેણિક રાજા સુરગ દ્વારા આવશે, એવો ચોક્કસ તેની સાથે સંકેત કર્યો.

દાસીએ આવી તે પ્રમાણે સુજ્યેષ્ટાને સર્વ વૃત્તાંત કહ્યો, અને તેની અનુમતિ મેળવી, પાછી તે વણિક પાસે આવી કહ્યું કે, "આપનું વચન પ્રમાણ છે." એ પ્રમાણે કહી પુનઃ તે અંતઃપુરમાં ચાલી ગઇ.

વણિક રૂપ ધારણ કરેલ અભયકુમાર રાજગૃહે આવી, રાજાને સર્વ હકીકત નિવેદન કરી, સંકેત પ્રમાણે જવાની તૈયારી કરવામાં તે -રોકાયો.

નિયત કરેલા દિવસે સુરંગદ્વારા રાજા શ્રેણિક, સુલસાના બત્રીશ પુત્રો સાથે સુજ્યેષ્ટાને મળ્યા સુજ્યેષ્ટાએ સર્વ વૃત્તાંત સખી

ભાવથી ચિલ્લણાને જણાવીને તેની રજા માગી. ચિલ્લણા પ્રતિજ્ઞા પૂર્વક બોલી કે, " હું તારા વગર એકલી રહીશ નહી " પછી બન્ને બહેનોએ સત્વર તૈયારી કરી, શ્રેણિક રાજા પાસે આવી, ચિલ્લણાને રથમાં બેસાડી, પોતે એક રત્નનો કરંડીઓ લેવાનો ભુલી ગઈ હતી, તે લેવાને એકલી પોતાના અંતઃપુરમાં ગઈ.

તે સમયે સુલસાના પુત્રોએ શ્રેણિક રાજાને જણાવ્યું કે, " હે સ્વામી ! શત્રુના ગૃહમાં ચીરકાળ રહેવું ઘટિત નથી. તેમની તેવા પ્રકારની પ્રેરણાથી, ચિલ્લણાને લઈને તે સુરંગને માર્ગે પાછો ચાલી નિકળ્યો.

સુજ્યેષ્ટા રત્નનો કરંડીઓ લઈ આવી, તો ત્યાં શ્રેણિકને જોયા નહિ. બહેનનું હરણ થયું, અને પોતાનો મનોરથ સિદ્ધ થયો નહિ, એવું ધારી તેણે ઉંચે સ્વરે પોકાર કર્યો.

આ બનાનથી ચેટક રાજાએ તેને પાછી મેળવવા પોતાનું લશ્કર મોકલ્યું, તેમાં સુલસાના બત્રીશ પુત્રો મરણ પામ્યા. એ હકીકત સાંભળી સુજયેષ્ટાને વૈરાગ્ય થયો. તેણે ચિંતવ્યું કે, " અહો ! વિષયની લોલુપતાને ધિક્કાર છે. વિષયસુખની ઇચ્છા કરનાર મનુષ્યો આવી વિટંબનાઓ પામે છે. " આવા વિચારથી સંસારપરથી વિરક્ત ભાવ ધારણ કરી, પોતાના પિતાની રજા મેળવી ભગવંત પાસે આવી, વંદન કરી ભગવંતની આજ્ઞા મેળવી, આર્યાચંદના પાસે તેણે દીક્ષા લીધી.

બાલિકાઓને કુમારી અવસ્થામાં ધાર્મિક તત્વનું જ્ઞાન આપવાથી કેવાં સુંદર પરિણામ આવે છે, તેનો આ સુજયેષ્ટાનો દાખલો આપણું ખાસ ધ્યાન ખેંચે છે. જૈનધર્મમાં કુમારી અવસ્થામાં ચારિત્ર ગ્રહણ કરેલાના અને યાવજજીવ શુદ્ધ ચારિત્ર પાલવાના તો અનેક દાખલા છે વર્તમાનમાં જે સાધવી સમુદાય વિચરે છે, તેમાં પણ કેટલાકે કુમારી અવસ્થામાં દીક્ષા ગ્રહણ કરેલી છે; અને જેનું ચારિત્ર નિર્મળ છે, એવી તથા સ્વપર ઉપકારક આત્મ-હિત સાધનમાં જીવન ગુજારનાર સાધવીઓ વિદ્યમાન છે. એટલુંજ

નહિ પણ પતિપત્ની બન્નેએ ચારિત્ર ગ્રહણ કરેલું, એવી સાધ્વીઓ પણ જૈનશાસનમાં છે. વિશેષ ભાગ વિધવા થયા પછી દીક્ષા લીધેલી એવો હોય છે. તેઓ પણ જ્ઞાનાભ્યાસ અને તપશ્ચર્યામાંજ જીવન ગુજારનાર હોય છે. જૈનશાસનમાં જે મહાન સતીઓ થઇ ગયેલી છે, અને જેના નામ દરરોજની પ્રાતઃકાળની પ્રતિક્રમણની ક્રિયામાં લેવામાં આવે છે, તેમાં આ પ્રકરણમાં જેનું વર્ણન કરવામાં આવેલું છે તેમનાં પણ નામ છે. બાળબ્રહ્મચારી સુજ્યેષ્ટાનું પવિત્ર નામ પણ તેમાં આવે છે.

શ્રી અંતગડદશાંગ સૂત્ર, વર્ગ સાત, અધ્યયન ૧૩ માં મહારાજા શ્રેણિકની પરવાનગીથી તેમની

શ્રેણિક મહારાજાની તેર રાણીઓએ દીક્ષા ગ્રહણ કરેલી છે રાણીઓએ લીધેલી તેમનું વર્ણન છે.

દીક્ષા. ૧ નંદા. ૨. નંદમતી; ૩ નંદોતરા, ૪ નંદસેના, ૫ મહતા, ૬ સુમરૂતા, ૭ મહામરૂતા. ૮ મરૂદેવા, ૯ ભદ્રા, ૧૦ સુભદ્રા, ૧૧ સુજાતા, ૧૨ સુમનાતીતા અને ૧૩ ભૂતદીપ્તા. આ દરેક અગીઆર અંગનો અભ્યાસ કરી, વીશ વર્ષનો દીક્ષાપર્યાય પાળી તપશ્ચર્યા કરી, પ્રાંતે અનશન કરી મોક્ષે ગએલ છે.

વર્ગ ૮ મો. અધ્યયન ૧૦: શ્રેણિકના પછી કોણીકની અપર માતા ( શ્રેણિકની રાણીઓ ) એ દીક્ષા લીધેલી હતી, તેમનાં નામ સાથે વર્ણન છે.

૧ કાલી ૨ સુકાલી ૩ મહાકાલી ૪ કૃષ્ણા. ૫ સુકૃષ્ણા. ૬ મહાકૃષ્ણા. ૭ વીરકૃષ્ણા. ૮ રામકૃષ્ણા. ૯ પિતૃશેનકૃષ્ણા. ૧૦ મહાસેનકૃષ્ણા

આ તમામ સાધવીએ અગીઆર અંગનો અભ્યાસ કરી જુદી જુદી રીતના તપનું સેવન કરી, ખંદકઋષીની માફક ભાવનાભાવી આઠ વર્ષનો દીક્ષાપર્યાય પાળી, અંતે એક મહીનાની સંલેખના કરી, સિદ્ધિપદ વરેલ છે. આ દરેક કયો કયો તપ કરેલો હતો તેનાં નામ.

૧ કાલી–રત્નાવલી તપ. ૨ સુકાલી–કનકાવલી તપ–દીક્ષાપર્યાય વર્ષ ૯. ૩ મહાકાલી–ક્ષુલકસિંહ નિષ્કૃત તપ. ૪ કૃષ્ણા–મહાસિંહ નિષ્ક્રીડીત તપ. ૫ સુકૃષ્ણા–ભીક્ષુપડીમા વહન કરી છે. ૬ મહાકૃષ્ણા–ક્ષુલક સર્વતોભદ્રપ્રતિમા તપ. ૭ વીરકૃષ્ણા–મહાસર્વતોભદ્રતપ. ૮ રામકૃષ્ણ–ભદ્રોતર પ્રતિમા. ૯ પિતૃસેન–મુક્તાવલી તપ. ૧૦ મહાસેનકૃષ્ણ–વર્ધમાન તપ ( આંબીલ ) શ્રી વીરપ્રભુ ચંપાનગરીએ સમોસર્યા. તે વખતે આ રાણીઓએ પુત્રોના મરણ વિગેરેના કારણથી પ્રભુની દેશના સાંભળી, સંસારથી વિરક્ત થઇ, પ્રભુની પાસે દીક્ષા ગ્રહણ કરી.

**શાળીભદ્રના બનેવી ધન્યશેઠની આઠ સ્ત્રીઓની દીક્ષા.**

રાજગૃહ નગરના ધન્યશેઠ જે સાળીભદ્રશેઠની કનિષ્ટ ભગીનીનો પતિ થતો હતો, તેને એકંદર આઠ સ્ત્રીઓ હતી. ધન્યશેઠનો નિશ્ચય સંસાર ત્યાગ કરવાનો જોઇ સર્વ બોલી, “અમે પણ તમારી પાછળ દીક્ષા લઇશું ?” એમ જ્યારે સર્વ સ્ત્રીઓ એક મતથી દીક્ષા લેવાના અભિપ્રાયવાળી જણાઇ, ત્યારે પોતાના આત્માને ધન્ય માનનાર મહામનસ્વી ધન્યે તેમાં સંમતિ આપી. તેમણે પણ તેમની સાથે ભગવંત પાસે દીક્ષા અંગીકાર કરેલી છે.

**અભયકુમારની માતાએ દીક્ષા લીધી.**

જ્યારે શ્રેણિક પિતાની આજ્ઞા મેળવી, અભયકુમારે પ્રભુ વીર પાસે દીક્ષા ગ્રહણ કરી, ત્યારે તેની માતા નંદાએ પણ પતિની આજ્ઞા મેળવી, શ્રી વીર પ્રભુના ચરણમાં આવી દીક્ષા લીધી.

**દુર્ગંધાની દીક્ષા.**

શ્રેણિક રાજાની માનીતી રાણીઓમાં દુર્ગંધા નામની એક દીવ્ય સ્વરૂપવાન રાણી હતી; તેણીએ પણ પોતાના પુર્વભવનો વૃત્તાંત જાણી વૈરાગ્ય પામી દીક્ષા લીધી છે.

**વિજયા રાણીની દીક્ષા.**

વિજયનગરના રાજા વિજયસેન જેમણે ભગવંતની પાસે દીક્ષા લીધેલી છે, અને જેમનું નામ ધર્મ-દાસગણી રાખવામાં આવ્યું છે, તેમની રાણી વિજયારાણીએ પણ પોતાના પતિની સાથે દીક્ષા લીધી હતી.

**જયંતિ શ્રાવિકાએ દીક્ષા લીધી છે.**

કોસંબી નગરીના રાજા ઉદયન, જે ભગવંતના સેવક હતા, તેમની ફોઇ જયંતી નામની હતી. તે જીન વચનમાં રૂચી રાખનારી, અને સ્વચ્છ આશયવાળી હતી. શાસ્ત્રમાં વસ્તી આપનાર પહેલી સયાતર તરીકે ગણાય છે.

એકદા શ્રી વીરપ્રભુ કોશંબી નગરીએ સમોસર્યા. તેમને વંદન-કરવાના રૂડાભાવવાળી જયંતી સ્વજન પરિજન સહિત પ્રભુને વદન કરવા આવી. પ્રભુને નમીને ઉદયન રાજાને આગળ કરીને પ્રભુની દેશના સાંભળવા બેઠી.

પ્રભુએ જીવાજીવ નવ તત્વના ઉપર રૂચી કરવાના માટે તેણી લંબાણથી દેશના આપી. પ્રભુએ જયતિને ઉદ્દેશી જણાવ્યું કે, “ હે જયંતિ ! જીવાજીવ પદાર્થના ગંભીર સ્વરૂપ તથા ઉછળતી યુક્તિના જોરવાળો શ્રુતવિચાર નિત્ય જેમને રૂચે છે, તે કર્મોથી ઝટ મુક્ત થાય છે. ”

ત્યારે શ્રમણોપાસિકા જયંતી હૃષ્ટતુષ્ટ થઇ તેમને વાંદી નમીને, ભગવંતને પ્રશ્ન પુછવા લાગી કે, “ હે પૂજ્ય ! જીવો ભારેપણું કેમ પામે છે ? ”

“ હે જયંતી ! પ્રાણાતિપાતથી તે મિથ્યાદર્શનશલ્ય સુધીના પાપસ્થાનકોના સેવનથી, ”

“ હે પૂજ્ય ! ભવસિદ્ધિપણું જીવોને સ્વભાવથી હોય છે કે પરિણામથી ? ”

“ હે જયંતી ! સ્વભાવથી, પરિણામથી નહી. ”

"શું સર્વભવસિદ્ધિયા જીવસિદ્ધિ પામશે ?" "હા યાવત્ સિદ્ધ પામશે."

"જ્યારે, હે પૂજ્ય ! સર્વ ભવસિદ્ધિયા જીવો સિદ્ધ થશે, ત્યારે લોક તેનાથી ખાલી થઇ જશે કે કેમ ?"

"ના, એમ નહિ બને."

"હે પૂજ્ય ! એમ કેમ કહો છો કે, સર્વ ભવસિદ્ધિયા જીવો સિદ્ધ થશે, છતાં તેમનાથી લોક ખાલી નહી થશે ?"

"જેમ એક સર્વાકાશની અનાદિ અનંત એક પ્રદેશની હોવાથી વિષ્કંભરહિતપણે પરિમિત અને બીજી શ્રેણિયોથી પરિવૃત શ્રેણિ-હોય, તે પરમાણું પુદ્ગલોથી તથા સ્કંધોથી સમય સમય ખેંચતા જઇએ, તો અનંત ઉત્સર્પિણી અવસર્પિણીઓ જતાં પણ આપ હૃતન થાય તે કારણે, હે જયંતી ! એમ કહેવાય છે."

"હે પૂજ્ય ! સુતાપણું સારૂ કે જાગતાપણું સારૂ ?"

"હે જયંતી ! કેટલાએક જીવોનું સુતાપણું સારૂ છે, અને કેટલાએક જીવોનું જાગતાપણું સારૂ છે."

"હે પૂજ્ય ! એમ કેમ કહો છો ?"

"હે જયંતી ! જે જીવો અધર્માનુંરત, અધર્મિષ્ટ, અધર્મ બોલનાર, અધર્મથી ઉપજીવીકા ચલાવનાર, અધર્મના જોનાર, અધર્મ ફળ ઉપાર્જન કરનાર, અધર્મશીળ આચરણવાળા, અને અધર્મથીજ પેટ ભરતા રહે છે, તેઓનું સુતાપણું સારૂં. કેમકે એ જીવો સુતા થકા ઘણા પ્રાણીઓને દુઃખ પરિતાપ આપી શકતા નથી. તેમજ જે જીવ સુતાથકી પોતાને કે બીજાને કે, બન્નેને અધર્મની યોજનાઓમાં જોડી શકતા નથી, માટે એ જીવોનું સુતાપણું સારૂ."

"હે જયંતી ! જે જીવો ધાર્મિક અને યાવત્ ધર્મથીજ નિર્વાહ ચલાવતા થકા વિચરે છે, તે જીવોનું જાગવું સારૂ છે, કેમકે એ જીવો જાગતા થકા ઘણા પ્રાણીઓને દુઃખ પરિતાપ આપ્યા વગર જીવન વ્યાપાર ચલાવે છે. એ જીવો જાગતા થકા પોતાને, પરને, કે

ઉદયને ઘણી ધાર્મિક યોજનાઓમાં જોડતા રહે છે. એ જીવો જાગતા થકા પાછલી રાતે ધર્મજાગરિકાએ જાગતા રહે, માટે એ જીવોનું જાગતાપણું સારૂં.

આ કારણોથી કેટલાક જીવોનું જાગતાપણું અને કેટલાકનું સુતાપણું સારૂં "

"એવીજ રીતે બલવાનપણા તથા દુર્બલપણા માટે જાણવું. વિશેષ એ કે તેવા બલવાન જીવો ચોથ, છઠ્ઠ, અઠ્ઠમ, દશમાદિ વિચિત્ર તપકર્મથી આત્માને ભાવતાથકા વિચરે છે."

"એજ પ્રમાણે ઉદ્યોગીપણા અને આળસપણા માટે જાણવું. વિશેષ એ છે કે, એવા ઉદ્યોગી જીવો આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર શિષ્ય, ગ્લાન, તપસ્વિ, કુળ, ગણ, સંઘ અને સાધર્મિનો વૈયાવૃત્યથી પોતાને જોડે છે."

આ પ્રમાણે પ્રભુના મુખકમળથી નિકળેલ સુક્ષ્માર્થરૂપ મકરંદને ભમરીની માફક રૂચીપૂર્વક જયંતી અતૃપ્તપણે પીતી હતી. હવે તે દ્રઢ સમ્યક્ત્વવાળી જયંતી ભવથી વીરક્ત થઇ, ઉદયનને પુછી, સર્વ સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરી, ભગવંત પાસે પ્રવજ્યા ગ્રહણ કરી, અગીયાર અંગ શીખી. મનોહર શ્રદ્ધા અને નિર્મળ ચારિત્ર પાળી કર્મજાળ તોડીને સુખભરપુર સ્થાન પામી. (ધર્મ-રત્ન પ્રકરણ ભાગ ૨. ૧૯૦ થી ૨૧૩)

જે કાળમાં અને જે દેશમાં સતી જયંતિ જેવી સિદ્ધાંતના આશયને જાણનારી અને નિર્મળ શીળને ધારણ કરનારી વિદ્યમાન હોય, તે કાળ અને તે દેશ ખરેખર પવિત્રજ ગણાય.

જગતમાં કયા જીવો ઉત્તમ ગણાય ? અને તેમની પ્રવૃત્તિ કેવા પ્રકારની હોવી જોઇએ ? એ વિષયમાં ભગવંતે ટુંકાણમાં જયંતીના ઉત્તરમાં જે જણાવ્યું છે, તેનો આશય સમજી હમેશાં ધારી રાખવા જેવો છે. એટલુંજ નહિ પણ પોતાના જીવનને કર્તવ્યપરાયણ બનાવવા સારૂ જીવનને તેવા રૂપમાં ઘડવાનું છે. તત્વજ્ઞાનના ગૂઢ પ્રશ્નો જયંતિએ ભગવાનને પુછેલા છે. એ

ઉપરથી તે કાળમાં સ્ત્રી વર્ગ પણ તત્વજ્ઞાનના અભ્યાસમાં કેટલો આગળ વધેલો હતો, તે વિચારવા જેવું છે. આ કાળમાં તત્વજ્ઞાનના વિષયના શુદ્ધ અભ્યાસના અભાવે, આગમ વચનો ઉપર અશ્રદ્ધા ન થાય, તે માટે આત્મજાગૃતિ રાખવાની ખાસ જરૂર છે.

ભગવંતની પુત્રી પ્રિયદર્શનાએ, પોતાના પતિની સાથે દીક્ષા લીધી હતી. જમાળીના અશુભ કર્મે જોર કરવાથી તેણે નવીન મત સ્થાપન કરવાની પ્રવૃત્તિ શરૂ કરી, તે વખતે પ્રીયદર્શના પણ પોતાની સાધવીઓ સાથે જમાળીસાધુના મતના પ્રવાહમાં તણાઇ. તેની સાથે વિચરતી હતી. જ્યારે ભગવંતના પરમ શ્રાવક ઢંકે તેની શંકાનું સમાધાન કર્યું, અને જમાળીની માન્યતા ખોટી છે, એમ યુકિતપુરઃસર સમજાવ્યું, અને તેનું કહેવું સત્ય છે, ભગવંતના વચન ઉપર અશ્રદ્ધા કરવામાં પોતે ભુલ કરી છે, એમ તેને લાગ્યું કે તુરંજ તે જમાળીથી છુટા પડી ભગવંતના પાસે જઇ પ્રાયશ્ચિત લઇને શુદ્ધ થઇ. આ આગમ નીતિને અનુસરવામાં તેણે જે વિવેક વાપરી શ્રદ્ધા બતાવી છે, તે અનુકરણ કરવા લાયક છે. બેશક, જ્ઞાનાવરણીયકર્મના ઉદયથી શાસ્ત્રના સુક્ષ્મ બોધમાં શંકાઓ તો ઉપજે, પણ તે શંકાઓનું સમાધાન કરી લેવા પ્રયત્ન કરવામાં ન આવે, અથવા શંકાનું નિવારણ કરનાર મળે તે વખતે પોતે કદાગ્રહને પકડી રાખે, એ વાત ન્યાયીપણાને શોભતી નથી. હંમેશાં શાસ્ત્રના અર્થ સમજવામાં ન્યાયીપણાને વળગીનેજ ચાલવું જોઇએ.

ભગવંતના શાસનમાં છત્રીશ હજાર સાધવીઓની સંખ્યા હતી, તેમાંથી આ પ્રકરણમાંથી દાખલા તરીકે થોડાની માહિતી આપી છે.

સંઘમાં સાધવી વર્ગ તત્વજ્ઞાનનો અભ્યાસ કરી, સ્ત્રી વર્ગમાં ધાર્મિક જ્ઞાન તથા આચાર શુદ્ધિના માટે શુદ્ધ ઉપદેશ આપવા પ્રયત્ન કરે, તો તેથી શાસનની પ્રભાવના થવામાં ઘણી મદદ થાય.

અજ્ઞાનનો નાશકરી, કલેશ, કંકાશ, અને જઘડાઓના જે કવચિત દાખલાઓ બહાર આવે છે, તેથી વર્તમાનમાં પણ જે ઉત્તમ સાધવીઓ વિચરે છે, તેની કિંમતને તેઓ આઘાત રૂપ નિવડે છે. સાધવી વર્ગ ખાસ આ વાત લક્ષમાં રાખશે કે, તેઓ ભગવંતના શાસનના એક અંગ તરીકે છે, ને તેઓ ધારેતો સ્વપર કલ્યાણ કરવાને ઘણી શકિત ફેરવી શકે તેમ છે. ધાર્મિક આચારમાં જે કંઇ શ્રાવક શ્રાવિકા વર્ગમાં મંદતા જણાય છે, તે દુર કરવામાં તેઓ ઘણી મદદ કરી શકે તેમ છે. માટે પોતાના ઉંચ જીવનને પ્રમાદમાં નહિ કાઢતાં, સ્વપર કલ્યાણમાં જીવન કેમ ગુજરે, તેનો તેઆ ખાસ અભ્યાસ કરી, સમાજને લાભ આપશે, તો ભાવી ઉજવળ થશે.





# પ્રકરણ ૨૨ મું.

## શ્રાવક ( ગૃહસ્થધર્મનું ભગવંતે બતાવેલું સ્વરૂપ. )



ભગવંતને કેવલજ્ઞાન પ્રગટ થયા પછી, તેમણે જગતના જીવોના ઉદ્ધાર માટે અવિશ્રાંત વિહાર અને ઉપદેશ આપવાનું કાર્ય કરેલું છે. તેના લીધે ઘણા પ્રાણીઓ આત્મહિત સાધનામાં જોડાઈ ઉચ્ચ કોટીમાં આવ્યા છે. અનાદિકાળથી ચાલતી આવેલી અજ્ઞાનદશામાંથી સમ્યક્જ્ઞાનની પ્રાપ્તિ થવી, આત્માનું સ્વરૂપ સમજવું, અને આત્મહિત સાધનની પ્રવૃત્તિમાં જોડાઈ લઘુકર્મી થઈ, મોક્ષ પ્રાપ્તિના નજીકમાં આવવું, એ તો પુન્યાનુબંધી-પુન્યનું લક્ષણ છે. ચારગતિરૂપ સંસારમાં ભમતા, અને જન્મ મરણાદિ મહાન્ દુઃખ ભોગવી રહેલ, સંસારી જીવોને ઉપદેશ આપી મોક્ષના અનંતા સુખના સન્મૂખ બનાવવાને, પ્રભુએ યાવજ-જીવ પ્રયત્ન કરેલો છે, એજ પ્રભુનામાં રહેલી ભાવદયાની નિશાની છે. શ્રાવકધર્મના અંગે ભગવંતનો ઉપદેશ નીચે પ્રમાણે હતો.

શ્રાવક ધર્મ

મોક્ષ પ્રાપ્તિના માટે ધર્મારાધન જીવોએ કરવું જોઇએ મુનિધર્મનું, અને મુનિધર્મ પાલન કરવા જેટલી પોતાની માનસિક અને આત્મિકશક્તિ ન હોય તો પછી શ્રાવકધર્મનું પાલન કરવું જોઈએ. શ્રાવકધર્મનું પાલન સમ્યક્ત્વમૂલ બારવ્રતના આરા-

ધનથી થઇ શકે છે. એ સમ્યક્ત્વમૂલ બારવ્રતને તથા સાધુના પંચ મહાવ્રતોને ધર્મરત્નની ઉપમા આપવામાં આવેલી છે. એ ધર્મરૂપ રત્નોની પ્રાપ્તિ પૂર્વે તે મેળવવાને પ્રાણીઓએ તેના લાયકના કેટલાક ગુણો પ્રથમ મેળવવાના છે. માર્ગાનુસારીના તથા શ્રાવકના લાયકના ગુણો જેનામાં હોય, તેજ ધર્મરત્ન પામવાને લાયક ગણાય છે. તેઓજ ધર્મરૂપ રત્ન મેળવી તેનું યથાર્થ પાલન અને રક્ષણ કરી શકે છે; અને તેજ ઉત્તરોત્તર ઉંચ કોટીમાં જવાને શક્તિવાન બને છે. ધર્મરત્નના અર્થી દેશચારિત્રી તથા સર્વ ચારિત્રી ( વ્રતધારી શ્રાવક અને સાધુ ) નાં ચિન્હો ભગવંતે બતાવેલાં છે.

જે કોઇ લઘુકર્મી પુરૂષ એ ધર્મચિન્હો ( લિંગો )ના ભાવાર્થને સમ્યક્ રીતે, મધ્યસ્થપણે, સિદ્ધાંત ગર્ભ યુક્તિઓથી એટલે આગમના પુરાવાવાળી યુક્તિઓથી બરાબર જાણે અને વિચારે, તેજ પ્રાણી મુક્તિ–નિર્વાણ નગરના રસ્તામાં લાગ્યો રહે એટલે ચાલવા માંડે અને તેજ પુરૂષ કુગ્રહ એટલે દુઃષમ કાળમાં થનાર મતિ મોહરૂપ કુવાઓ કે ખાડાઓમાં, ગતિ કરતાં અટકાવ કરી શકે છે. એટલુંજ નહિ પણ આત્મહિતને નુકશાન કરનાર–અનર્થ પેદા કરનાર–પ્રવૃત્તિમાં પડતા બચી શકે છે; અને તેવા પુરૂષોજ સન્માર્ગે ચાલ્યા જાય છે. જે કોઇ આસન્ન મુક્તિગામિ જીવો, ધર્મરત્નને લાયકના ગુણો તથા ધર્મરત્નનું સ્વરૂપ મનમાં ભાવે એટલે વિવેકપૂર્વક ચિંતવે છે, તેઓજ શુભ શુભતર અધ્યવસાયવાળા થઇ પાપપંકથી રહિત થઇને નિર્વાણ સુખને પ્રાપ્ત કરે છે. મતલબ સિદ્ધના અનંતાસુખો મેળવી શકે છે.

ગૃહસ્થઃ—શ્રાવકના સામાન્ય ધર્મ–ગુણો–જે માર્ગાનુસારીના નામથી ઓળખાય છે, તેના પાંત્રીશ ભેદ છે. તેના પહેલા ગુણમાં ગૃહસ્થે ન્યાયસંપન્નવૈભવ–લક્ષ્મી પ્રાપ્ત કરવાની છે; એટલુંજ નહી પણ સર્વ પ્રકારના કાર્યમાં ન્યાયપૂર્વક વર્તવાનું છે, અન્યાયથી ચાલવાનું નથી. અન્યાયથી દ્રવ્ય મેળવવું અથવા અન્યાયથી

ચાલવું, તે પાછળથી અનિષ્ટકર્તા અને અપથ્ય ભોજનની માફક દોષરૂપ થઇ પડે છે. અન્યાયથી ઉપાર્જન કરેલું દ્રવ્ય અશુદ્ધ છે. અશુદ્ધ વ્યવહારથી આહાર પણ અશુદ્ધ થાય છે, અને તેથી શરીર પણ અશુદ્ધ રહે છે; અને અશુદ્ધ દેહવડે કોઇ વેળા જે કોઇ શુભ કૃત્ય કરવામાં આવે છે, તે ઉખર–ખારી–ભૂમિમાં વાવેલા બીજની માફક સફળ થતું નથી.

અન્યાય માર્ગે ચાલવાથી લોકોને જે અપાય થાય, તેનો વિચાર કરવો જોઇએ. પહેલું તો કાજળથી પણ કાળું અપયશ જગતમાં ફેલાય છે. કવચિત બંદીખાને પડવાનો અને વધ થવાના પ્રસંગો પ્રાપ્ત થાય છે. ઘણે ભાગે પ્રાણીઓ પંચેંદ્રિયના વિષયોની પ્રાપ્તિ, અને ધનની પ્રાપ્તિના માટે અન્યાયી પ્રવૃત્તિનું સેવન કરે છે. પંચેંદ્રિયના વિષયો અનિત્ય છે, ધન વિજળીના ઝબકારા જેવું છે; અને તે ધન, જળ, અગ્નિ અને રાજા વિગેરેના સ્વાધીન છે. અન્યાયથી ઉપાર્જેલું ધન પણ અંતે અતિવિરસ બને છે; અને તે આ દુ:ખજંય સંસારનું મૂળ થઇ પડે છે. અતિલોભરૂપ સ્નેહથી ભરેલા અન્યાયરૂપ દીવાથી ઉત્પન્ન થતા પાપરૂપ કાજળથી, પોતાના આત્માને મલીન કોણ કરે ? કોઇ પણ સમજુ અને આત્માર્થી પુરૂષ તેવી આચરણા કરેજ નહી. એવું વિચારી અન્યાયી પ્રવૃત્તિનો અટકાવ કરી ન્યાયીપ્રવૃત્તિ કરવી જોઇએ.

ન્યાયસંપન્નવૈભવની પ્રાપ્તિ તથા આચરણારૂપ માર્ગાનુસારીના પહેલા ગુણ ઉપરાંત, બીજા ચોત્રીશનું યથાર્થ સ્વરૂપ જાણી, તે ગુણો ધર્માર્થી પુરૂષોએ મેળવવા જોઇએ. તે ગુણો તથા શ્રાવકના એકવીશ ગુણોના નામ.

## માર્ગાનુસારી પાંત્રીશ ગુણો.

(૧) ન્યાયસંપન્નવિભવ. (૨) શિષ્ટાચાર. (૩) સરખા ધર્મ આચરણવાળા સાથે વિવાહ કરવો. (૪) સર્વ પ્રકારના પાપથી

કરવું. (૫) દેશાચાર પ્રમાણે વર્તવું. (૬) કોઇના અવર્ણવાદ બોલવા નહી. (૭) બહુ પેસવા નિકળવાના રસ્તાવાળા ઘરમાં વસવું નહી. (૮) અશુદ્ધ સ્થાનકવાળા ઘરમાં વસવું નહિ. (૯) અતિગુપ્ત સ્થાનમાં રહેવું નહી. (૧૦) અતિ પ્રગટ સ્થાનમાં પણ રહેવું નહી. (૧૧) ગુણી પુરૂષોનો સંગ કરવો (૧૨) માતાપિતાની આજ્ઞામાં રહેવું. (૧૩) જ્યાં સ્વરાજાનો અથવા પરરાજ્યનો ભય હોય ત્યાં રહેવું નહી (૧૪) પેદાશના પ્રમાણમાં ખર્ચ કરવું. (૧૫) ધનના અનુસારે વસ્ત્રાભૂષણ પહેરવાં (૧૬) શાસ્ત્ર શ્રવણ કરવામાં ચિત્ત રાખવું. (૧૭) અજીર્ણ છતાં આહાર કરવો નહી. (૧૮) અકાળે ભોજન કરવું નહી (૧૯) ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગ સાધવા. (૨૦) સુપાત્રદાન દેવું, તેમજ અનુકંપાદાન પણ દેવું. (૨૧) સર્વજ્ઞ ભગવંતના કહેલા ધર્મ ઉપર સન્માનપૂર્વક રાગ ધરવો (૨૨) ગુણીજનનો પક્ષ કરવો (૨૩) જે દેશમાં જવાની શાસ્ત્રકાર આજ્ઞા આપતા ન હોય, અથવા રાજાની મનાઇ હોય તે દેશમાં ઉદ્ધતાઇ કરી જવું નહીં. (૨૪) વ્રતને વિષે સ્થિર ચિત્ત-વાળા અને જ્ઞાને કરીને સાવધાન એવા ગુણી પુરૂષની પૂજા કરવી. (૨૫) પોષણ કરવા યોગ્ય કુટુંબનુ પોષણ કરવુ. (૨૬) કાર્યની શરૂવાતમાં દીર્ઘદ્રષ્ટિથી વિચાર કરવો. (૨૭) વિશેષજ્ઞ થવું. (૨૮) લોકવલ્લભ થવું. (૨૯) લજ્જાવાન થવું. (૩૦) વિનય ધારણ કરવો. (૩૧) દુઃખીજનોની દયા કરવી. (૩૨) સૌમ્યદ્રષ્ટિ રાખવી. (૩૩) કામ–ક્રોધ, લોભ, માન, હર્ષ અને મદ એ વૈરીને જીતવા. (૩૪) કૃતજ્ઞવાન થવું (૩૫) ઇંદ્રિયજીત થવું

આ ગુણોનું વિસ્તારપૂર્વક સ્વરૂપ, ધર્મબિંદુ, શ્રાદ્ધગુણ વિવરણ, પ્રશ્નોત્તર રત્નચિંતામણી વિગેરે ગ્રંથોથી સમજવા ભલામણ છે.

ગૃહસ્થ ધર્મના વિશેષ ધર્મરૂપ અને ધર્મરત્ન સમાન શ્રાદ્ધને આદરવા લાયક સમ્યક્ત્વમૂલ બારવ્રતોના અર્થી જનોએ શ્રાવકના એકવીશ ગુણો પણ પ્રાપ્ત કરવા જોઇએ

जहचिंतामणि रयणं, सुलहं नहु होइ तुच्छ विहवाणं;
गुण विहववज्जियाणं, जियाण तह धम्मरयणंपि ॥ ३ ॥

( ધર્મરત્નપ્રકરણ, ભાગ ૧૦ પૃષ્ઠ ૧૮ )

ભાવાર્થ—જેમ ધનહીન જનોને ચિંતામણિ રત્ન મળવું સુલભ નથી, તેમ ગુણરૂપી ધને કરીને રહિત જીવોને ધર્મરત્ન પણ મળી શકતું નથી. મતલબ પુણ્યહીન મનુષ્યો અથવા થોડા પુણ્યવાળાઓને ધર્મની પ્રાપ્તિ થતી નથી. તેથી પુણ્ય પ્રાપ્તિના કારણરૂપ, ઉપર જણાવેલા માર્ગાનુસારીના ગુણો ઉપરાંત નીચે જણાવેલા ગુણો પ્રાપ્ત કરવા જોઇએ.

૧ અક્ષુદ્ર—ક્ષુદ્ર શબ્દના જો કે બીજા અર્થો થાય છે, પણ અહિં ક્ષુદ્ર એટલે અગંભિરના આશયમાં વાપરેલો છે. અર્થાત્ અગંભીર, ઉછાંછળી બુદ્ધિવાળો, જે હોય તે ધર્મ સાધી શકતો નથી. જે ગંભીર સ્વભાવનો હોય, તેજ સ્વપર ઉપકાર કરવા સમર્થ થઇ શકે છે.

૨ રૂપવાન—સંપૂર્ણ અંગોપાંગવાલો, પાંચ ઇંદ્રિયોથી સુંદર દેખાતો, અને સારા સંહનન ( બાંધા ) વાળો હોય, તે રૂપવાન ગણાય. તેવો પુરૂષ ધર્મ પાળવામાં સમર્થ થઇ શકે છે. તેમજ શાસન પ્રભાવના અને તીર્થ ઉન્નતિનું કારણ થાય છે. આ ગુણના અંગે પંચેંદ્રિય સંપૂર્ણ હોય તેને ગણવાનો છે. એકલા ગૌર રંગવાળો હોય, તેનેજ રૂપવાન ગણવાનો નથી.

૩ પ્રકૃતિ સોમ—સ્વભાવે શાંત, અને પ્રાઃયે પાપ ભરેલાં કામમાં નહિ પ્રવર્તેલ, અને સુખે સેવી શકાય તે. તેમજ તે બીજાઓને પણ શાંતિનો આપનાર થઇ પડે છે.

૪ લોકપ્રિય—જે પુરૂષ દાતા, વિનયવંત, અને સુશીલ થઇ આલોક અને પરલોકથી જે વિરૂદ્ધ કામો હોય તેને નહિ કરે, તે લોકપ્રિય થઇને લોકોને ધર્મમાં બહુમાન ઉપજાવે.

( ક ) આલોક વિરૂદ્ધ કાર્ય—સર્વ કોઇની નિંદા કરવી, અને

તેમાં પણ વિશેષે કરીને ગુણવાન પુરૂષોની નિંદા કરવી, ભોળે ભાવે ધર્મ કરનાર ઉપર હસવું, પૂજનીય પુરૂષોનું અપમાન કરવું, બહુ લોકથી જે વિરૂદ્ધ હોય તેની સોબત રાખવી, દેશ, કુળ, જાત, વિગેરેના જે આચાર હોય તેનું ઉલ્લંઘન કરવું, ઉદ્‌ભટ વેષ કે ભપકો રાખવો, બીજા દેખે તેમ (નાદે ચઢી) દાન કરવું, ભલા માણસને કષ્ટ પડતાં રાજી થવું, પોતાનું સામર્થ્ય છતાં ભલા માણસને પડતું કષ્ટ નહિ અટકાવવું ઇત્યાદિ.

( ખ ) પરલોક વિરૂદ્ધ—ખરકર્મ એટલે જે કામ કરતાં સખતાઇ વાપરવી પડે તે. જેવા કે જલાદનું કામ, જકાત વસુલ કરવાનું કામ.

આવા પ્રકારનાં કામ સુકૃતી પુરૂષે વિરતિ લીધી ન હોય તો પણ કરવાં નહિ.

( ગ ) ઉભયલોક વિરૂદ્ધ.

જુગાર, માસ, દારૂ, વેસ્યા, શિકાર, ચોરી, અને પરસ્ત્રીગમન, આ સાત વ્યસનોનું સેવન કરનાર લોકની અપ્રીતિનું કારણ થાય છે; અને તેનો ત્યાગ કરનાર સુજન પુરૂષોના સહવાસને લાયક નીવડે છે.

દાન, વિનય, સદાચારસંપન્ન એવા પ્રકારના સારા ગુણો પ્રાપ્ત કરનાર લોકપ્રિય થાય છે.

આવા પ્રકારના ગુણવાળો લોકપ્રિય પુરૂષ, સમ્યક્‌દષ્ટિ જનોને ધર્મમાં એટલે ખરેખરા મુક્તિ માર્ગમાં બહુ માન ઉપજાવવાનું નિમિત્ત કારણ બને છે. ઓથી બીજને ઉત્પન્ન કરે છે.

૫ અક્રુરપણું—ક્લિષ્ટ પરિણામી જે હોય, તે ધર્મને સમ્યક્‌પણે સાધવાને સમર્થ થઇ શકે નહિ. જે અક્રુર હોય તેજ ધર્મ સાધન માટે યોગ્ય છે.

૬ ભીરૂ—આલોકના અપાય એટલે રાજ તરફથી થતી ધરપકડ, અને પરલોકના અપાય એટલે નરકાદિ નીચી ગતિમાં ગમન, તથા અપશય. એના દુઃખોને વિચાર કરીને હિંસા જુઠ

વિગેરે પાપકાર્યનું સેવન કરવું નહી. એવા પ્રકારના દુઃખની બ્હીક રાખવી. ધર્મ સાધનની ઇચ્છાવાન પુરૂષે એવા પાપકાર્યથી ડરવું જોઇએ.

૭ અશઠ—નિષ્કપટી પુરૂષ બીજાને ઠગતો નથી, તેથી વિશ્વાસ કરવા લાયક, પ્રતીતિ કરવા લાયક છે; તથા વખાણવા યોગ્ય છે. તેવા પુરૂષ ભાવપૂર્વક ઉદ્યમ કરે છે, તે કારણથી તે ધર્મને યોગ્ય ગણાય છે.

> यथाचित्तं तथा वाचो, यथावाचस्तथा क्रिया,
> धन्यास्ते त्रितये येषां, विसंवादो न विद्यते ॥ १ ॥

જેવું ચિત્તમાં હોય તેવી વાણી હોય, અને જેવી વાણી હોય તેવી કૃતિ હોય, એ રીતે ત્રણ બાબતમાં જે પુરૂષોનો અવિસંવાદ-મળતાપણું-હોય, તેઓજ ધર્માનુષ્ઠાનમાં સદ્દભાવપૂર્વક પ્રવર્તે છે.

૮ સુદાક્ષિણ્ય—સારા દાક્ષિણ્યવાળો માગણી કરતાં પોતાનો કામધંધો મુકીને બીજાને ઉપકાર કરતો રહે છે, તે કારણથી તેનું ગ્રાહ્યવાક્ય કોઇ ઉલ્લંઘે નહિ એવો તે થાય છે, તથા અનુવર્તનીય રહે છે. એટલે બધા ધાર્મિકજનોને તેની ચેષ્ટા સારી લાગે છે; કારણ ધાર્મિકલોકો તેના દાક્ષિણ્યગુણથી ખેંચાઇને મરજી નહિ છતાં પણ ધર્મને સેવે છે. દાક્ષિણ્યતા સારા એટલે પુણ્યકાર્યની અંદર કરવી, કેમકે તે ઉભયને ઉપકાર કરનાર હોય છે પરંતુ પાપના હેતુઓમાં અથવા પાપકાર્યને ઉત્તેજન મળે તેવા કાર્યમાં દાક્ષિણ્યતા રાખવી નહિ

૯ લજ્જાળુપણું—લજ્જાવાળો પુરૂષ નાનામાં નાના અકાર્યને પણ દૂર વર્જે છે, સેવતો નથી. તેથી તે સદાચારને સેવી શકે છે. સદાચરણનુ સેવન કરવામાં કશી શરમ તેને લાગતી નથી, તેમજ સ્વીકારેલ વાતને કોઇ રીતે મુકતો નથી. કારણ કે સત્કાર્યને છોડવું એ પણ લજ્જાનું કારણ છે.

સુકુલમાં જન્મેલા પુરૂષમાં આવો ગુણ હોય છે.

૧૦ દયાળુપણું—દયા એ ધર્મનું મૂળ છે, અને દયાને અનુકૂળજ સઘળા અનુષ્ઠાન જિનેંદ્રના સિદ્ધાંતમાં કહેલ છે. પ્રાણીની રક્ષાને માટેજ સર્વ વ્રતો છે. શ્રી આચારાંગ સૂત્રમાં ભગવંતે કહ્યું છે કે, "જે તીર્થંકર ભગવાન થઇ ગયા, જે હાલ-વર્તે છે, અને અને આવતા કાળમાં થશે, તે સર્વે જણાવે છે કે;-'સર્વ પ્રાણ, સર્વ ભૂત, સર્વ જીવ, અને સર્વ સત્વને હણવું નહિં; તેમના ઉપર હુકમ ચલાવવો નહિ, તેમને કબજે કરવા નહિ, તેઓને મારી નાખવા નહિ, અને તેઓને હેરાન કરવા નહિ આવો પવિત્ર અને નિત્ય ધર્મ પાળવો.'

૧૧ મધ્યસ્થ-સૌમ્યદષ્ટિપણું—મધ્યસ્થ એટલે કોઇપણ દર્શનમાં પક્ષપાત રહિત, તેનામાં દ્વેષ નહિ હોવાથી, સૌમ્યદષ્ટિ રહે છે. રાગદ્વેષ રહિત હોય તે મધ્યસ્થ ગણાય છે. એવો પુરૂષ ખરા ધર્મવિચારને સાંભળી શકે છે, અને ગુણોના સાથે જોડાઇ દોષોને દૂર તજી શકે છે.

૧૨ ગુણાનુરાગી—ધાર્મિક લોકોમાં હોનારા ગુણોમાં, જે હમેશાં રાજી રહેતો હોય, તે ગુણાનુરાગી ગણાય. તેવો પુરૂષ ગુણવાન જનો-ગુણવાનયતિ શ્રાવકાદિનું-બહુમાન કરે છે; નિર્ગુણિઓની ઉપેક્ષા કરે છે; ગુણોનો સંગ્રહ કરવામાં પ્રવર્તે છે, અને મેળવેલા ગુણોને મેલા કરતો નથી. ગુણીઓના ગુણની પ્રસંશા કરવી, પણ નિર્ગુણીઓની નિંદા કરવી નહીં. તેઓની ઉપેક્ષા કરવી. તેમજ પરાયા દોષો સાંભળવા નહિ, કેમકે તેથી સાંભળનારનું ચિત્ત મલિન થાય છે, અને કુબુદ્ધિ ઉત્પન્ન થાય છે.

૧૩ સત્કથા—શોભન અર્થાત્ તીર્થંકર ગણધર અને મહર્ષિઓના ચરિત્ર સંબંધી કથા-વાતચીત-જે કરે તે સત્કથ કહેવાય છે. માટે ધર્માર્થી જનોએ સત્કથ થવું જોઇએ, કે જેથી ધર્મ રત્નને યોગ્ય થઇ શકે. અશુભ કથાના પ્રસંગથી કલુષિત થએલ મનવાળાનું વિવેકરત્ન નાશ પામે છે, અને ધર્મ તો વિવેક પ્રધાન રહેલ છે, તેથી ધર્માર્થી પુરૂષે સત્કથ થવું જોઇએ. સારી યા ખરાબ અથવા ખરી

યા ખોટી વસ્તુનું પરિજ્ઞાન, તેમજ હિતાહિતનો વિચાર વિવેકીજ કરી શકે છે. વિવેક અજ્ઞાનનો નાશ કરનાર છે, તેથી વિવેકને રત્નની ઉપમા આપવામાં આવેલી છે. વિકથા કરનાર પાસે વિવેકરત્ન રહી શકતું નથી. વિકથામાં પ્રવૃત્ત રહેલો પ્રાણી યુક્તાયુક્તનો વિવેક કરી શકતો નથી. તેથી તેનો પોતાનો અર્થ બગડે છે, તે પણ તે જાણી શકતો નથી; અને ધર્મ તો વિવેકસારજ છે, એટલે કે હિતાહિતના જ્ઞાનપૂર્વકજ થાય છે.

૧૪ સુપક્ષયુક્ત—જેનો પરિવાર અનુકુળ અને ધર્મશીલ હોઇ સદાચાર યુકત હોય, તે પુરૂષ સુપક્ષ કહેવાય. તેવો પુરૂષ નિર્વિઘ્નપણે ધર્મ કરી શકે છે. અનુકૂળ પરિવાર ધર્મના કામ કરતાં ઉત્સાહ વધારનાર અને મદદગાર રહે છે ધર્મશીલ પરિવાર ધર્મના કામમાં રોકવામાં આવતાં, પોતાના પર દબાણ થયું નહિ માનતાં અનુગ્રહ થયો માને છે. ધર્મશીલ પરિવાર અકાર્ય કરનાર નહિ હોવાથી લઘુતા—અપકીર્તિ—નો પ્રસંગ આવતો નથી.

( આ ઉપરથી ધર્મરત્નની પ્રાપ્તિ કરવાની ઇચ્છાવાળા પુરૂષની ઉપર એક જાતની જવાબદારી છે, કે તેણે પોતાના પરિવારને સદાચારસંપન્ન બનાવવાની કાળજી રાખી, તે માટે ઘટીત ઉપાય અગાઉથી કરવા જોઇએ એવા અગાઉથી ઉપાય લીધા હોય, તોજ પરિવાર સદાચારસંપન્ન થઇ શકે. તે તરફ જો ઉપેક્ષા કરવામાં આવે, તો સદાચારસંપન્ન પરિવાર બનવો અશકય છે )

૧૫ દીર્ઘદર્શિ—લાંબી દષ્ટિથી વિચારકરનાર પુરૂષ જ, જે જે કામ પરિણામે સુંદર હોય, બહુ લાભ અને થોડા કલેશવાળું હોય, અને ઘણા જનોને વખાણવા લાયક હોય, તે તે કામજ શરૂ કરે છે મતલબ આગામીકાળે જે કાર્ય સુખ આપનાર હોય, અને થોડી મહેનતથી પુષ્કળ લભ આપનાર હોય, અને કેળવાયલા બુદ્ધિશાળી પુરૂષો જેની શ્લાઘા કરે તેવું હોય, તેવા કાર્યનો

આરંભ કરનાર દીર્ઘદર્શિ ગણી શકાય. તેવો પુરૂષ આલોક સંબંધી—સાંસારિક—કાર્યનો પણ પરિણામિકીબુદ્ધિવડેજ આરંભ કરે છે.

૧૬ વિશેષજ્ઞ—( વિશેષજ્ઞ પુરૂષ ) વસ્તુ એટલે સચેતન અચેતન દ્રવ્યો—પદાર્થો—અથવા ધર્માધર્મોના હેતુઓ, તેના ગુણો અને દોષોનો, અપક્ષપાત—મધ્યસ્થ ભાવથી વિચાર કરનાર. તેવો પુરૂષજ વસ્તુને તેના યથાર્થ સ્વરૂપમાં ઓળખી જાણી શકે છે જે પુરૂષો પક્ષપાતી હોય છે, તે દોષોને ગુણ માની લે છે, અને ગુણોને દોષો માની લેછે. મતલબ એ છે કે, સારાનરસાને જાણનારોજ ઉત્તમધર્મને લાયક થઇ શકે છે.

૧૭ વૃદ્ધાનુગ—અવસ્થાવાન્ પુરૂષ પરિપક્વ બુદ્ધિવાળો વિવેક વિગેરે ગુણોથી યુક્ત હોય છે.

तपः श्रुत-धृत-ध्यान-विवेक-यम-संयमैः
ये वृद्धा स्तेत्र शस्यंते, न पुन पलितां कुरः ॥ १ ॥

જેઓ તપ, શ્રુત, ધૈર્ય, ધ્યાન, વિવેક, યમ, અને સંયમથી વધેલા હોય તેઓને વૃદ્ધ જાણવા. નહિ કે જેમને ધોળા વાળ આવ્યા હોય તે વૃદ્ધ કહેવાય.

ખરા તત્વરૂપ કસોટીથી પ્રગટેલું, અને વિવેકરૂપ પ્રકાશથી વૃદ્ધિ પામેલું, જ્ઞાનમય તત્વ જેમણે મેળવ્યું હોય, તેમને પંડિત જનો વૃદ્ધ ગણે છે.

પ્રાપ્ત થએલા મનહરનાર વિષયો વડે જેનું ધૈર્ય તુટે નહિ, જેમના સદાચાર સંબંધી સ્વપ્નમાં પણ કોઇ વિરૂદ્ધ બોલી શકે નહિ, તેવા ભાગ્યશાળી પુરૂષો યૌવન છતાં પણ વૃદ્ધની કોટીમાં આવે છે.

વૃદ્ધ પુરૂષ પાકી બુદ્ધિવાળો હોવાથી પાપાચારમાં નહિજ પ્રવર્તે, તેથી તેની પાછળ ચાલનાર હોય તે પણ પાપાચારમાં નહિ પ્રવર્તે, કેમકે સોબત પ્રમાણે ગુણ આવે છે.

ઉત્તમ ગુણવાનની સોબત શીળહીનને પણ શીળવાન કરે છે; જેમકે મેરૂ પર્વતપર ઉગેલુ ઘાસ પણ સોનારૂપે થઇ જાય છે.

૧૮ વિનય ગુણ—જેનાથી આઠ પ્રકારના કર્મોનો નાશ કરી શકાય, દૂર કરી શકાય, તેને વિનય કહે છે.

"વિનય એજ સમ્યક્જ્ઞાન દર્શન વિગેરે સઘળા ગુણોનું મૂળ છે, અને તે ગુણોજ સુખના મૂળ છે, તેથી વિનય એ પ્રશસ્ત ગુણ છે."

વિનયજ જિનશાસનનું મૂળ છે, માટે સંયત સાધુએ વિનીત થવું જોઇએ. કારણકે વિનયથી રહિત જનને તપ અને ધર્મની પ્રાપ્તિ થઇ શકતી નથી.

વિનયથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, જ્ઞાનથી દર્શન પ્રાપ્ત થાય છે, દર્શનથી ચારિત્ર પ્રાપ્ત થાય છે, ચારિત્રથી મોક્ષ પ્રાપ્ત થાય છે, અને મોક્ષ પ્રાપ્ત થતાં અનંત અવ્યાબાધ સુખ પ્રાપ્ત થાય છે.

૧૯ કૃતજ્ઞપણું—બીજાએ કરેલા ઉપકારને વીસાર્યા વગર જાણતો રહે તે કૃતજ્ઞ કહેવાય છે.

કૃતજ્ઞપુરૂષ ધર્મ, ગુરૂ વિગેરેને ખરી બુદ્ધિથી પરમોપકારી ગણીને તેમનું બહુમાન કરે છે. તેથી ગુણોની વૃદ્ધિ થાય છે, માટે કૃતજ્ઞજ બીજા ગુણોને યોગ્ય ગણાય છે.

૨૦ પરહિતાર્થકારી—જેમનો કુદરતી સ્વભાવજ બીજાઓનું હિત કરવામાં અતિશય રક્ત હોય, તે પરહિતકારી કહેવાય છે.

પરનું હિત સાધવામાં તૈયાર રહેનાર ધન્ય પુરૂષ છે; કેમકે તે ધર્મના ખરા રહસ્યને બરાબર જાણનાર હોવાથી, નિઃસ્પૃહ મહાસત્વવાન રહી બીજાઓને પણ માર્ગમાં સ્થાપે છે.

ધર્મના રહસ્યને જાણનાર ગીતાર્થ પુરૂષ બીજા અજાણ જનોને સદ્ગુરૂ પાસે સાંભળેલ આગમના વચનોના પ્રમાણથી શુદ્ધ ધર્મમાં સ્થાપે છે, એટલે પ્રવર્તાવે છે, અને જાણકારોમાં પણ જે સીદાતા હોય તેમને સ્થિર કરે છે.

આ ગુણ સાધુ અને શ્રાવક બન્નેએ ઉપાર્જન કરવા લાયક છે. શ્રાવક પણ પોતાની ભૂમિકાના અનુસારે-અધિકાર પ્રમાણે-પર-

હિતકારી દેશના આપવાનો અધિકારી છે, એટલે ઉપદેશ આપી શકે છે.

પરહિત સાધનાર મહાપુરૂષે કોઇપણ જાતનો બદલો મેળવવાની ઇચ્છા રાખવી નહિ જોઇએ. કેવળ નિઃસ્પૃહ વૃત્તિથી પરોપકાર કરવાને તત્પર થવું જોઇએ. કેમકે સ્પૃહાવાનને કંઇ ફાયદો થતો નથી.

તપ અને શ્રુત એ બે પરલોકથી પણ અધિક તેજવાળા છે, પણ તેજ સ્વાર્થી બનેલા માણસ પાસે હોય, તો તે નિઃસાર થઇ જાય છે.

પરોપકાર તત્પરતા, નિઃસ્પૃહતા, વિનીતતા, સત્યતા, ઉદારતા, વિનોદિતા, અને હમેશાં અદીનતા, એ ગુણો સત્વવાન પુરૂષમાંજ હોય છે.

૨૧ લબ્ધ લક્ષ્ય—લબ્ધલક્ષ્ય પુરૂષ સુખે કરીને સઘળું ધર્મ કર્તવ્ય જાણી શકે છે. તે ડાહ્યો હોવાથી જલદી કેળવાય છે.

આ ગુણવાળો પુરૂષ જ્ઞાનાવરણીકર્મ હલકું હોવાથી, વગર કલેશે સમસ્ત ધર્મકૃત્ય-ચૈત્યવંદન, ગુરૂવંદન વિગેરે-પૂર્વભવે શીખેલું હોય, તેમ બધુ જલદી જાણી શકે છે. હરેક જન્મમાં જીવોએ જે કાંઇ શુભાશુભ કામનો અભ્યાસ કરેલો હોય છે, તે તેજ અભ્યાસના યોગે કરીને ઇહાંપણ સુખે શીખી શકે છે.

આ એકવીશ ગુણો પ્રાપ્ત કરવા, એ હરેક શ્રાવકની ફરજ છે. એ ગુણો ધારણ કરનાર ધર્મરત્નને પેદા કરી શકે છે. આ ગુણો ઉપરાંત ભાવશ્રાવકના છ દ્રવ્યગતલિંગ અને સત્તર ભાવગુણો પેદા કરવાથી તે ઉત્તમ શ્રાવકની કોટીમાં આવવાને લાયક નીવડે છે. તેનું સંક્ષિપ્ત સ્વરૂપ નીચે પ્રમાણે છે.

**ભાવ શ્રાવકના છ દ્રવ્યગતલિંગ.**

વ્યાખ્યા (૧) વ્રતની ફરજો બજાવનાર હોય, (૨) શીળવાન હોય, (૩) ગુણવાન હોય, (૪) ઋજુવ્યવહારી હોય, (૫) ગુરૂની શુશ્રૂષા કરનાર હોય, (૬) અને પ્રવચનમાં કુશળ હોય, તે ભાવ શ્રાવક કહેવાય છે.

૧ કૃતવ્રતકર્મ-વ્રતની ફરજો બજાવનાર કૃતવ્રતકર્મ શ્રાવક કહેવાય છે. સાંભળવું, જાણવું, લેવું, અને પાળવું, તેમાં તત્પર એમ કૃતકર્મ ચાર પ્રકારનું છે.

(ક) ગીતાર્થ પાસેથી વિનય બહુમાન સહિત વ્રતનું સ્વરૂપ તેમજ શાસ્ત્ર શ્રવણ કરે. ગીતાર્થ શીવાય બીજો વખતે ખોટી પ્રરૂપણા કરે, તો તેથી વિપરીત બોધ થાય.

(૧) અવિનીત, (૨) વિકૃતિરસિક, (૩) અવિજોતિપ-પ્રાભૃત, (अविओ सिय पाहुडे) (૪) અતિકપાયી. આ ચાર વાંચના લેવાને, આગમનો અભ્યાસ કરવાને લાયક નથી. તેથી આવા પ્રકારના દુર્ગુણો પોતાનામાં દાખલ ન થાય, તેના માટે શ્રાવકે કાળજીવંત રહેવું જોઇએ.

સામાન્યપણે જે આજ્ઞાવાન્ હોય, વિનીત હોય, તેમને વિભાગ પાડીને મધુર વાણીથી, જ્ઞાનાદિકની વૃદ્ધિ કરે એવી રીતે ઉપદેશ આપવો, એમ ફરમાન છે. તેથી તેવી રીતે જ્ઞાન મેળવવાથી ગુણ પ્રાપ્ત થઇ શકે છે.

પૂર્વાપર અવિરૂદ્ધ એવું આગમનું શ્રવણ પ્રાણીને દુર્લભ છે. (૧) આલસ, (૨) મોહ, (૩) અવજ્ઞા, (૪) માન, (૫) ક્રોધ, (૬) પ્રમાદ, (૭) લોભ, (૮) ભય, (૯) શોક, (૧૦) અજ્ઞાન, (૧૧) વિક્ષેપ, (૧૨) કુતુહલ, (૧૩) રમત ગમત. આ તેર કારણથી હિતકારક, સંસારથી તારનાર એવો ધર્મ જીવ શ્રવણ કરી શકતો નથી. સામાન્યતઃ જીવને ધર્મ સાંભળવો દુર્લભ છે, તો પછી ખુદ તીર્થંકરના મુખથી ધર્મ સાંભળવાની જોગવાઇ મળવી એ તો ઘણી દુર્લભ છે.

(ખ) વ્રતના ભાંગા, ભેદ, અને અતિચારનો સારી રીતે વિચાર કરે.

(ગ) ગુરૂના પાસે ટુંકા વખત માટે અથવા યાવજ્જીવ વ્રતને અંગીકાર કરે.

( ૪ ) રોગ અને ઉપસર્ગ આવી પડે, તો પણ વ્રતનું સ્થિરતા રાખી રૂડી રીતે પાલન કરે.

એ રીતે ચાર પ્રકારથી પહેલા ગુણનું પાલન કરવું જોઇએ.

૨ શીળગુણ. શીળનું સ્વરૂપ આ પ્રમાણે છે.

( ૧ ) આયતન સેવે, ( ૨ ) વગર પ્રયોજને પારકાના ઘરમાં પ્રવેશ કરે નહિ, ( ૩ ) હમેશાં અનુદ્ભટ વેષ રાખે, ( ૪ ) વિકારવાળાં વચન બોલે નહિ, ( ૫ ) બાળક્રિડાનો પરિહાર કરે, ( ૬ ) મધુરનીતિથી કામની સિદ્ધિ કરે એમ છ પ્રકારના ગુણોથી જે યુક્ત હોય તે શીળવાન કહેવાય છે. આયતન એટલે ધાર્મિકજન મળવાનું સ્થાન. જ્યાં શીળવંત, બહુશ્રુત અને ચારિત્રના આચારવાળા ઘણા ધર્મિ બંધુઓ રહેતા હોય, મળતા હોય, તેને આયતન કહે છે. ભાવશ્રાવક આયતનજ સેવે, કેમકે સારા માણસને કુસંગતી કરવાની મનાઇ છે. આયતન સેવવાથી દોષ નાશ પામે છે, અને ગુણોનો સમૂહ વધે છે. જ્યાં દર્શન નિર્ભેદિની અને ચારિત્ર નિર્ભેદિની વિકથા નિરંતર થતી હોય, તેને દુષ્ટ આયતન કહે છે. તે બહુ દુષ્ટ આયતન જાણવું.

બીજાઓને ઘેર ભારે જરૂરી કારણ વગર જવાથી શંકા આવે છે, કલંક આવવાનો સંભવ છે.

ધર્મિજનનો વેષ સાદો અને શોભનીક હોય પોતાની શક્તિ પ્રમાણેનો મલિનતા રહિત વેષ, દેશકાળને અનુસરીને પહેરવાથી શીળવાન શોભે છે. તેમને ઉદ્ભટ વેષ સારો ન લાગે. રાગદ્વેષાદિ વિકાર ઉત્પન્ન કરનાર વચનો શીળવાને બોલવા નહિ, કેમકે તે ઘણા અનર્થનું કારણ છે. સવિકાર કહેલાં વાક્યો, નિશ્ચિતપણે રાગરૂપ અગ્નિ વધારવાનું કારણ છે.

બાળક્રિડા એટલે મુર્ખજનને વિનોદ આપનાર જુગારાદિ રમતોનું સેવન શીળવાને કરવું નહિ. બાળજનની રમત ગમત અનર્થદંડવાળી, અને મોહને વધારનાર છે.

પ્રિયજનોથી મધુર વાણીથી એટલે, "હે ભાઇ! આમ કરશો? એમ શામ વચનોથી કામ લે. કાર્યને સિદ્ધ કરે. પુરૂષ વચનથી હુકમ કરવો, એ શુદ્ધધર્માચારનું સેવન કરનારને ઉચિત નથી.

આ છ પ્રકારના શીળનું પાલન કરનાર ભાવશ્રાવક ગણાય છે.

૩ ગુણવાન—ગુણો જો કે બહુ પ્રકારના છે. તો પણ સ્વાધ્યાયમાં, ક્રિયાનુષ્ઠાનમાં, અને વિનયમાં નિત્ય ઉદ્યમી રહે, તથા સર્વ બાબતોમાં કદાગ્રહ રહિત રહે, અને જિનાગમમાં રૂચી રાખે તેને ગુણવાન કહે છે.

ઔદાર્ય, ગાંભીર્ય, ધૈર્ય, પ્રિયવદનત્વ, વિગેરે બહુ પ્રકારના ગુણો છે, તો પણ ભાવ શ્રાવકને આમથી કમતીમાંકમતી પાંચ ગુણની ખાસ આવશ્યકતા છે.

ભાવશ્રાવકઃ—

૧ વિધિ સહિત વૈરાગ્યકારક પઠન વિગેરે સ્વાધ્યાય કરે. બધા ધર્મોમાં દાન, શીળ, તપ, ભાવના રૂપ ચાર પ્રકારનો જિનેશ્વરનો ધર્મ ઉત્તમ છે, તેમાં પણ નિકાચિત કર્મ હણવાને તપજ ઉત્તમ છે. તપમાં પણ સ્વાધ્યાય ઉત્તમ છે. અપૂર્વ શ્રૂતગ્રહણ, પ્રચ્છન, પરાવર્તન, અનુપ્રેક્ષા અને ધર્મકથા, એમ સ્વાધ્યાયના પાંચ પ્રકાર છે. વૈરાગ્યતાના કારણવાળા શાસ્ત્રોનો વિધિપૂર્વક સ્વાધ્યાય કરવાથી વિશેષ લાભ છે. સ્વાધ્યાયનો વિધિ આ પ્રમાણે છે.

૧ ગુરૂપાસે શીખતાં પલાંઠી, ઓઠીગણ, પાદપ્રસારણ, વિકથા અને હાસ્ય વર્જન કરવાં.

૨ આસનમાં કે શૈય્યામાં રહીને પુછવું નહિ. ગુરૂ પાસે આવી ઉત્કુટુકાસને રહી અંજલી બાંધી પુછવું.

૩ પરાવર્તનની વિધિ એવી છે કે, ઇર્યાવહી પડીકમી, સામાયિક કરી, બરોબર મુખ ઢાંકીને નિર્દોષપણે પદચ્છેદ પૂર્વક સૂત્ર શ્રાવકે ભણવું.

૪ અનુપ્રેક્ષા એટલે અર્થ ચિંતવન. તેની વિધિ એવી છે કે,

જિનાગમ સમજાવવામાં કુશળ ગુરૂના પાસેથી પૂર્વે સાંભળેલ વચનથી, એકાગ્રમને ચિત્તમાં ખુબ વિચાર ચિંતવવા.

૫ ધર્મ કથાની વિધિ એછે કે, ગુરૂના પ્રસાદથી શુદ્ધ ધર્મોપદેશ જે બરાબર સમજાયો હોય, અને પોતાને તથા પરને જે ઉપકારક હોય, તે કેવળ ધર્માર્થિ થઇને યોગ્ય જનને કહેવો.

આ રીતે સ્વાધ્યાય–સઝાય–કરવાથી તે અભ્યંતર તપની કોટીમાં આવે છે.

૨ ક્રિયાનુષ્ઠાનમાં એટલે તપ નિયમ અને વંદન વિગેરે કરવામાં નિત્ય ઉદ્યમવાન રહેવું.

(ક) તપ–છ પ્રકારના બાહ્ય અને છ પ્રકારના અભ્યંતર તપમાં કોઇને કોઇ તપ સમતા પૂર્વક કરવો.

(ખ) નિયમ–એટલે રસ્તે ચાલી થાકેલા, ગ્લાન, આગમભણતા, લોચ કરનાર, તેમજ તપસ્વિ સાધુના ઉત્તરપારણે દીધેલું દાન. આ દાન વિશેષ ફળવાળું થાય છે.

(ગ) વંદના એટલે દેવ–પ્રતિમા તથા ગુરૂનું વંદન તથા જિનપૂજાદિ કરવામાં નિત્ય ઉદ્યમવાન રહેવું.

(૩) ગુણીજનો એટલે વધુ માન રાખવા યોગ્ય હોય, તેમના તરફ અભ્યુત્થાન વિગેરે વિનય જરૂર બતાવવો જોઇએ. તેના આઠ પ્રકાર છે.

૧ પાસે આવેલા જોઇને ઊભા થવું. ૨ મસ્તકે અંજલી બાંધવી. ૩ ગુરૂજન બેઠા પછી બેસવું. ૪ તેમની ઊપાસના કરવી. ૫ આવતા જોઇ તેમના સામા જવું. ૬ પોતેપોતાના હાથે આસન આપવું. ૭ તેમને વંદન કરવું. ૮ જાય ત્યારે વળાવા જવું.

(૪) ઋજુવ્યવહારી—અનાભિનિવેશવાનનામાં કદાગ્રહ હોતો નથી. કારણ મોહનું જોર ટળવાથી કદાગ્રહ રહેતો નથી. મોહનો ઊછાળો ટળતાં કોઈ બાબતમાં સ્વઆગ્રહ નથી રહેતો આ મોહનો ઉછાળો ટાળવાનું સાધન એ છે કે, તેવા પુરૂષે તીર્થંકર, ગણધર કે ગુરૂનું

ઉપદેશેલું તહત્તીકરી અંગીકાર કરવું. તેમના વચનમાં પરતંત્ર રહેવું એજ ગુણો મેળવવા, ગુણો પેદાકરવાનું મૂલ છે.

૫ જિનાગમમાં રૂચી રાખવી, એટલે જિનાગમ સાંભળવામાં તથા અનુષ્ઠાનાદિ ક્રિયા કરવામાં શ્રદ્ધાન સંયુક્ત—પ્રતીતિ સહિત–તીવ્ર અભિલાષ રાખવો; તેને રૂચી કહેવામાં આવે છે. તેવા પ્રકારની રૂચીથી સમ્યક્ત્વરત્નની શુદ્ધિ થાય છે.

આ પ્રકારે ગુણવાનપણા રૂપ દ્રવ્યલિંગથી ભાવશ્રાવકના ગુણો પ્રાપ્ત થાય છે.

૪ ઋજુવ્યવહાર એટલે સરળ રીતે ચાલવું, વર્તવું. તેના ચાર પ્રકાર છે.

(ક) યથાર્થ ભણુન એટલે ધર્મની બાબતમાં, અથવા ક્રયવિક્રયની બાબતમાં, અગર સાક્ષી પુરવામાં, અવિસંવાદિ બોલવું. પરને ઠગવાની બુદ્ધિથી ધર્મને અધર્મ અથવા અધર્મને ધર્મ કહેવું નહિં, પણ સાચું અને મધુર બોલવું. ક્રયવિક્રયના સાટાઓમાં પણ ઓછું અધિક મૂલ્ય કહેવું નહિ. વળી સાક્ષી પુરવાના પ્રસંગે અસત્ય ન બોલવું. જે સત્ય હોય તેજ કહેવું. રાજ્યસભામાં પણ ખોટું બોલી કોઇને દુષિત કરવો નહિં; તેમજ ધર્મને લાંછન લગાડનારૂં–લજાવનારૂં–વચન પણ બોલવું નહિં.

સત્યવાનને દુર્ગતિનો ભય થતો નથી. સત્યથી સુગતિ પ્રાપ્ત થાય છે. તેમજ શિષ્ટજનોમાં તેની કીર્તિ ગવાય છે. તેથી સામાન્યજનોએ સત્યનુંજ આલંબન કરવું. તેમાં જિનવચનના જાણ શ્રાવકે તો વિશેષ રીતે સત્યનોજ આશ્રય કરવો. કદી પણ જુઠું બોલવું નહિ.

(ખ) અવંચકક્રિયા—એટલે મન વચન અને કાયા, એ ત્રિકરણ યોગથી બીજાને ઠગવો નહિં, કે હેરાન કરવો નહિં, કે તેવા પ્રકારની ક્રિયા યા કોઈ કામ કરવું નહિ. એજ સરળ વ્યવહારનું લક્ષણછે. વંચન ક્રિયાથી એટલે પરને ઠગવાથી

કેવળ પાપ પેદા થાય છે, એમ જાણી સુમતિવાન પુરૂષ–ભાવશ્રાવકે–તેમાંથી સર્વ પ્રકારે નિવૃત્તિ રાખવી.

( ગ ) ભાવીઅપાયપ્રકાશન એટલે—અશુદ્ધ વહિવટ કરનારને સંકટો આવતા રહે છે, એવું પોતાના આશ્રિતોને શીખવવું. હે ભાઈ ! ચોરી વિગેરે પાપ, આ ભવમાં અને પર ભવમાં અનર્થકારક છે, તેથી તેવા પ્રકારનું કોઇ પણ પાપકર્મ કરવું નહિં, અને પોતાના પુત્રો કદાપિ તેવી રીતે વર્તતા હોય, તો તેની ઉપેક્ષા કરવી નહિ. સદુપદેશ આપી નીતિ માર્ગે ચલાવવાને પુરતી કાળજી રાખવી, એ માતાપિતાની ફરજ છે.

( ઘ ) સદ્ભાવથી મૈત્રી કરવી. એટલે ખરા ભાવથી નિષ્કપટ મૈત્રી કરવી. કેમકે મૈત્રી અને કપટથી ભાવ એ બન્નેને પરસ્પર છાયા અને તડકા જેટલો વિરોધ છે. જેઓ કપટથી મીત્ર કરવા ઇચ્છે છે, પાપથી ધર્મ સાધવા ઇચ્છે છે, પરને દુઃખી કરી સમૃદ્ધિ મેળવવા ઇચ્છે છે, સુખ શીળવાળા થઈ વિદ્યા શીખવા ઇચ્છે છે; અને કઠોરવાણીથી સ્ત્રીને વશ કરવા ઇચ્છે છે, તેઓ ખુલ્લી રીતે અપ હિત છે.

ધર્મથીજ જીવોને પુરતું દ્રવ્ય, નિર્મળકુળ, અખંડઆજ્ઞા, ઐશ્વર્ય, બળ, સુરસંપદા, અને શિવપદ એ નિશ્ચયથી મળે છે. જો પાપથી ઋદ્ધિ, સિદ્ધિ થતી હોય, તો જગતમાં કોઇપણ જીવ દરિદ્રી, અસિદ્ધ કે દુઃખી રહેજ નહિં.

આ પ્રમાણેના ઋજુવ્યવહારના નિયમનું ભાવશ્રાવકે પાલન કરવું જોઇએ. આથી વિપરીત રીતે ચાલવાથી આ પ્રમાણે નુકશાન છે.

" અન્યથા ભાષણ વિગેરે કરતાં, બીજાને નિયમા અબોધિ બીજના કારણ થવાય, અને તેથી સંસાર વધી પડે છે; માટે ઋજુ-વ્યવહારી થવું. "

" અબોધિ બીજનું કારણ એટલે કે, તેથી બીજા ધર્મ પામી શકતા નથી. તેમને અધર્મ પામવાના નિમિત્ત કારણભૂત બને છે.

કારણ કે દોષોમાં વર્તતા શ્રાવકને જોઇ, તેઓ એવું બોલે છે કે, જિનશાસનને ધિક્કાર થાઓ કે, જ્યાં શ્રાવકોને, આવા શિષ્ટજનને, નિંદનીય મૃષાભાષણ વિગેરેના કુકર્મથી અટકાવવાનો ઉપદેશ કરવામાં આવતો નથી. આવી રીતે નિંદા થવાથી તે પ્રાણીઓ ક્રોડ જન્મો લગી પણ બોધીબીજને પામી શકતા નથી, તેથી તે અબોધિબિજ કહેવાય છે. અબોધિબિજથી તેવી નિંદા કરનારનો સંસાર વધે છે, એટલુંજ નહિં, પણ તેના નિમિત્તભૂત શ્રાવકનો પણ સંસાર વધે છે."

"જે પુરૂષ અજાણતાં પણ શાસનની લઘુતા કરાવે, તે બીજા પ્રાણીઓને તેવી રીતે મિથ્યાત્વનો હેતુ થઇ, તેના જેટલાજ સંસારનું કારણ કર્મ બાંધવાને સમર્થ થઇ પડે છે; જે કર્મવિપાક દારૂણ, ઘોર અને સર્વ અનર્થને વધારનાર છે."

માટે શ્રાવકોએ હમેશાં ઋજુવ્યવહારી થવાને માટે કાલજી રાખવી જોઇએ, અને એ પ્રમાણે વર્તવું જોઇએ.

૫ ગુરૂ શુશ્રૂષા—ગુરૂની શુશ્રૂષા કરનાર શ્રાવક, ગુરૂ શુશ્રૂષક કહેવાય છે. શુશ્રૂષા ચાર પ્રકરથી થઇ શકે છે.

૧ ગુરૂજનની સેવા કરવાથી
૨ ઓષધાદિક આપવાથી.
૩ બીજાને તેમાં પ્રવર્તાવવાથી.
૪ ચિત્તના ભાવથી, તેમના અભિપ્રાય પ્રમાણે વર્તવાથી.

ગુરૂજન એટલે આરાધ્યવર્ગ. માતાપિતા વિગેરે પણ ગુરૂ જન ગણાય છે, તો પણ અહિં ધર્માધિકારના પ્રસંગમાં આચાર્ય વિગેરે જ ગણાય છે; અને તેમને ઉદ્દેશીનેજ આ ગુરૂશુશ્રૂષાનો અધિકાર છે.

ગુરૂ—ધર્મના જાણ, ધર્મના કહેનાર, હમેશાં ધર્મના પ્રવર્તક, અને જીવોને ધર્મશાસ્ત્રનો ઉપદેશ આપનાર હોય, તેને ગુરૂ કહે છે. ઉપલક્ષણથી આ જણાવેલા ગુણોથી લક્ષિત હોય, તે બધાનો ગુરૂજનમાં સમાવેશ થાય છે.

ગુરૂજનની સેવા—તેમના ધ્યાનમાં હરકત નહિ પાડતાં, કાળ અવસરે, તથા પ્રત્યુપેક્ષણા અને આવશ્યકાદિ યોગમાં વ્યાઘાત હરકત પડે નહિ, એવી રીતે તેમની સેવા કરવી.

ગુરૂના ખરા ગુણોનું વર્ણન કરીને બીજા પ્રમાદવાળાઓને ગુરૂ સેવામાં પ્રવર્તાવવા તે પણ એક રીતની શુશ્રૂષા છે.

ઔષધ—એટલે કેવળ એક દ્રવ્ય રૂપ અથવા બાહેર ચોપડવાને ખપ લાગે તે.

ભેષજ—એટલે ઘણા દ્રવ્યોની મેળવણીથી બનેલા અથવા ખાવાના પદાર્થ. એ આદિ બીજી સંયમમાં મદદગાર થાય, તેવી ચીજો આપવાથી ગુરૂ શુશ્રૂષા થઇ શકે છે.

ગુરૂનું બહુમાન રાખવું અને તેમના અભિપ્રાયને અનુસરવું; એટલે હમેશાં મનની પ્રીતિપૂર્વક તેમના ગુણાનુવાદ કરવા. તેમજ તેમના ભાવ એટલે ચિત્તના અભિપ્રાયને અનુકૂળપણે વર્તવું. તેમને અભિમત હોય તેજ પ્રમાણે કરવું.

એ રીતે શ્રાવકે ગુરૂશુશ્રૂષા કરવી.

૬ પ્રવચનમાં કુશળપણું. એ છઠું લક્ષણ છે.

સૂત્રમાં, અર્થમાં, તેમજ ઉત્સર્ગમાં, અપવાદમાં, ભાવમાં, નિશ્ચયમાં અને વ્યવહારમાં જે કુશળતા ધરાવતો હોય, તે પ્રવચનકુશળ ગણાય છે.

પ્રવચન કે આગમ એટલે ઉત્કૃષ્ટ વાક્ય. અર્થ એટલે સૂત્રનો અભિપ્રાય. ઉત્સર્ગ એટલે સામાન્ય કથન. અપવાદ એટલે વિશેષ કથન. ભાવ એટલે વિધિસાહત ધર્માનુષ્ઠાન કરવાં તે અને વ્યવહાર એટલે ગીતાર્થ પુરૂષોના આચરણમાં કુશળતા ધરાવવી. એ ભાવ શ્રાવકનું લક્ષણ છે.

શ્રાવકને તેમના ઉચિત સૂત્ર શીખવવાનું છે. એટલે દશવૈકાલિક સૂત્રના પ્રવચનમાત્રા નામના અધ્યયનથી માંડીને છજીવણીયા અધ્યયન સુધી, તથા પંચસંગ્રહ, કર્મપ્રકૃતિ વિગેરે બીજા ઘણા શાસ્ત્રોનો ગુરૂકૃપાથી પોતાની બુદ્ધિના પ્રમાણમાં શ્રાવકે

અભ્યાસ કરવાનો છે. સૂત્રનો અર્થ ગુરૂથી સાંભળે; અને સૂત્ર ભણવા તથા સાંભળવામાં વિધિ અને વિનયાદિ ઔચિત સાચવવું જોઇએ.

ઋષિભદ્ર પુત્ર નામના શ્રાવકને ઉપદેશ કરતાં ભગવંતે તેને કહ્યું છે કે, “ હે ભવ્યો ! અતિ દુર્લભ મનુષ્ય જન્મ પામીને, અજ્ઞાનને હણવામાં મલ્લ સમાન, પ્રવચનમાં કહેલા અર્થના કુશળપણામાં નિરંતર ઉદ્યમ કરો.”

ઉત્સર્ગ અને અપવાદના વિભાગનું જાણપણું મેળવવું જોઇએ. કેવળઉત્સર્ગ યા કેવળ અપવાદને નહિ સેવતાં, અવસરને ઓળખવો જોઇએ. ઉંચાની અપેક્ષાએ નીચું કહેવાય, અને નીચાની અપેક્ષાએ ઉંચું કહેવાય, એમ અન્યોન્યની અપેક્ષા રાખતાં ઉત્સર્ગ અને અપવાદ બન્ને સરખાં છે. તેથી તેના સ્વરૂપને બરોબર જાણી, અવસરના અનુસારે એ બેમાં, જેમાં સ્વલ્પ વ્યય–હાનિ, અને બહુ લાભ હોય તેવી પ્રવૃત્તિ કરવી જોઇએ.

વિધિવાળા સર્વ ધર્માનુષ્ઠાન એટલે દેવ, ગુરૂ વંદનાદિકમાં હમેશાં બહુમાન ધારણ કરવું, તેમજ બીજા વિધિપાળનારાનું બહુમાન કરવું. છતી સામગ્રીએ યથાશક્તિ વિધિપૂર્વક ધર્માનુષ્ઠાનમાં પ્રવૃત્તિ કરવી. સામગ્રી ન હોય યા શક્તિ ન હોય, તો પણ વિધિપૂર્વક ધર્માનુષ્ઠાન કરવાના મનોરથો હમેશાં કરવાથી પણ આરાધક થઇ શકાય છે. એમાં છતી શક્તિ ગોપવવી નહીં જોઇએ. છતી શક્તિ ગોપવી લુખા મનોરથો કરવાથી આત્માને લાભ થતો નથી.

વ્યવહાર કુશળ એટલે દેશ, કાળ વિગેરેને અનુરૂપ ગીતાર્થના વ્યવહારને જાણવો જોઇએ. દેશ આબાદ છે કે દરિદ્ર છે, કાળ સુકાળ છે કે દુષ્કાળ છે, વસ્તુની પ્રાપ્તિ સુલભ છે કે દુર્લભ છે, માંદાં છે કે સાજાં છે, વિગેરેનું જાણપણું રાખવું જોઇએ.

ઉત્સર્ગ અપવાદના જાણ, ગુરૂલાઘવતા જ્ઞાનમાં નિપૂણ, એવા ગીતાર્થોએ દેશ, કાળ અને ભાવને જોઇને, જે વ્યવહારનું આચરણ કરેલું હોય તેને અનુસરવું. તેને દુષણ લગાડવું નહિ. તેમજ

જ્ઞાનાદિ ત્રણ ભાવોમાં કુશળતા મેળવવી એ વ્યવહારકુશળપણા રૂપ છઠ્ઠો ભેદ છે.

ઉપર પ્રમાણે ભાવ શ્રાવકનાં ક્રિયાગત એટલે ક્રિયામાં જણાતાં મૂખ્યવૃત્તિએ છ લિંગો છે. તેમાં ઉત્તર-પેટા-ભેદ ત્રીસ છે.

શ્રાવકનામને સાર્થક કરનાવાળા આ લક્ષણો છે. લક્ષણોમાં જણાવેલા ગુણો પ્રાપ્ત કરવાથીજ ભાવ શ્રાવકની કોટીમાં સામાન્ય રીતીએ આવી શકાય છે.

આ ક્રિયાગત લિંગ ઉપરાંત ભાવશ્રાવકે બીજા ભાવગત સત્તર પ્રકારના ગુણો મેળવવા જોઇએ, એમ જિનેશ્વરની આજ્ઞા છે. તેનું સંક્ષિપ્ત સ્વરૂપ નીચે પ્રમાણે છે.

૧ સ્ત્રી ત્યાગ—સ્ત્રી અનર્થની ખાણ, મોહને વધારનાર, રાગનું બંધન, ચંચલ, અને નરકની વાટ સમાન છે. એવું જાણી હિતકારી પુરૂષે તેના વશવર્તી થવું નહિ જોઇએ.

૨ ઇંદ્રિય દમન—ઇંદ્રિઓરૂપ ઘોડા હમેશાં દુર્ગતિના માર્ગ તરફ દોડનારા છે. તેમને સંસારનું સ્વરૂપ સમજનારા પુરૂષે સમ્યક્જ્ઞાન રૂપ રસીથી રોકી રાખવા.

૩ અર્થ—ધન સકળ અનર્થનું નિમિત્ત, અને આયાસ તથા ક્લેશનું કારણ હોવાથી અસાર છે, એમ જાણી ધીમાન્ પુરૂષ તેમાં લગારે લોભાતો નથી.

ભાવ શ્રાવક હોય, તે અન્યાયથી ધન કમાવવા પ્રવર્તતો નથી; અને ઉપાર્જિતમાં તૃષ્ણાવાળો થતો નથી. તેમજ આવકમાંથી અધિક અર્થ તો ધર્મમાં વાપરવાનું કાઢી, તેને યથાયોગ્યપણે સાતે ક્ષેત્રમાં ખરચે છે; અને બાકીનાથી જેમ તેમ અર્થ નભાવી લે છે.

૪ સંસાર—સંસારને દુઃખરૂપ, દુઃખ ફળ, દુઃખાનુબંધિ વિટંબના રૂપ, અને અસાર જાણીને તેમાં રતિ કરવી નહિ.

દુઃખરૂપ અર્થાત જન્મ, જરા, મરણ, રોગ, શોક વિગેરેથી ભરેલ હોવાથી સંસાર દુઃખમય છે; તથા જન્માંતરમાં નરકાદિ દુઃખ આપનાર છે; તથા વારંવાર દુઃખના કારણ સંધાતાં હોવાથી

દુઃખાનુબંધિ છે; તથા ભવઇયા માફક એમાં જીવોના સુર, નર, નરક, તિર્યંચ, સુભગ, દુર્ભગ વિગેરે રૂપો થાય છે. એ રીતે ચતુર્ગતિ રૂપ સંસારમાં સાર નથી, એવું વિચારી તેમાં રતિ કરવી નહિ.

૫ વિષય—ક્ષણમાત્ર સુખદાઇ વિષયોને હમેશાં વિષ સમાન ગણીને, ભવભીરૂ અને તત્વાર્થને સમજનાર પુરૂષે વિષયોમાં ગૃદ્ધિ કરવી નહિં.

પંચેંદ્રિયના ભોગવિલાસ ભોગવતા કિંપાક ફળ જેવા મીઠા લાગે છે, પણ કિંપાક ફળ ખાંવામાં સ્વાદિષ્ટ છતાં ઝેરી હોવાથી મૃત્યુ આપનાર છે-વિપાકે વિરસ છે. દાદર અને ખુજલી માફક સુખ દુઃખજનક હોઇ સુખમાં બુદ્ધિ ઉપજાવે છે તે પણ ક્ષણમાત્ર થોડા વખતનું હોય છે. બપોરના વખતે દેખાતી મૃગતૃષ્ણાની માફક ખરેખર ભૂલ ખવડાવનાર છે, અને ભોગવ્યાથકા કુયોનિમાં જન્મ અપાવનાર હોવાથી મહા વૈરી સમાન છે. એવું સ્વરૂપ વિચારી ભાવશ્રાવકે તેમાં અતિ આસક્તિ કરવી નહિં.

૬ આરંભ—ભાવશ્રાવક તીવ્રારંભ વર્જે. નિર્વાહ નહિ થતાં કદાચ કંઇ કરવું પડે તો, અનેચ્છાથી કરે; છતાં નિરારંભી જનને વખાણે, અને સર્વે જીવોમાં દયાળુ રહે

મૂખ્યતાએ તો જે વ્યવસાય-કાર્યથી સ્થાવર અને ત્રસ જીવોને પીડાનું કારણ થાય, તેવા કાર્ય કરવાં નહિ. જો તે કર્યા વિના ચાલે તેમ ન હોય, અને ખરકર્માદિ કરવાં પડે તો, તે મંદ ઇચ્છાથી ગુરૂલાઘવપણું વિચારીને પ્રવૃત્તિ કરવી, પણ નિર્ધ્વંસપણે પ્રવૃત્તિ કરવી નહિ.

આવા પ્રકારની પ્રવૃત્તિ નહિ ચાલતાં કરવી પડે, તો પણ તેવા વખતમાં નિરારંભજન એટલે સાધુજનની પ્રસંશા કરે, કે ધન્ય છે તે મહા મુનિઓને કે જેઓ મનથી પણ પર પીડા કરતા નથી, અને આરંભ તથા પાપથી દૂર રહી ત્રિકોટી પરિશુદ્ધ આહાર કરે છે.

વળી ભાવશ્રાવકે સર્વ પ્રાણી માત્રમાં દયા રાખી, એવો. વિચાર કરવો કે, પોતાના એક જીવ માટે અનંતા જીવોને હું દુઃખનું કારણ ન બનું તો ઠીક; કેમકે મારૂં જીવન શું શાશ્વત રહેનાર છે ?

૭ આરંભ—શ્રાવક ગૃહવાસને પાશની માફક માનતો થકો દુખીત થઇને તેમાં વસે, અને ચારિત્રમોહનીય કર્મ જીતવાને ઉદ્યમ કરે.

ફાંસામાં પડેલ પ્રાણી ઉડી શકતો નથી, તેથી તેમાં મહા મુશીબતે રહે છે; એમ સંસારભીરૂ ભાવશ્રાવક પણ માતાપિતા વિગેરેના પ્રતિબંધથી દીક્ષા લેઇ શકતો ન હોય, તો અનેચ્છાયે ગૃહવાસમાં રહે, અને ચારિત્ર મોહનીય કર્મને ટાળવાને માટે તપ સંયમમાં પ્રવૃત્તિ રાખે.

૮ દર્શન—શ્રાવક આસ્તિકય ભાવ સહિત રહે, પ્રભાવના અને વર્ણવાદ વિગેરે કરતો રહે, અને ગુરૂની ભકિત યુકત હોઇ નિર્મળ દર્શન ધારણ કરે.

દેવગુરૂ અને ધર્મમાં દૃઢ શ્રદ્ધા રાખવી. શ્રી જિન, શ્રી જિન મત, શ્રી જિનમત સ્થિત, એ ત્રણ શીવાય બાકીનું તમામ જગત સંસાર વધારનાર છે, એમ શ્રદ્ધા રાખવી.

શક્તિ હોય તો પ્રભાવના એટલે શાસન ઊન્નતિના કાર્ય કરવાં. શક્તિ ન હોય તો તેવાં કાર્ય કરનારને મદદ કરવી, તથા તેમનું બહુમાન કરવું, તેમની પ્રસંશા કરવી; શક્તિ હોય તો ચૈત્ય બંધાવવા, તીર્થયાત્રા કરવી, ધર્માચાર્યની વિશેષ રીતે ભક્તિ કરવી, અને પોતાના લાયક નિરતિચાર ચારિત્રનું પાલન કરવું. તોજ નિર્મળ દર્શનનો નિર્વાહ થઇ શકે તથા તે ટકી શકે.

ચોખ્ખા સોનાની માફક ધર્મ બરાબર પારખીને લેવો જોઇએ. માત્ર કુળાગતપણાથીજ ધર્મ ન માનવો. જોઇએ.

૯ ગડ્ડરિકા પ્રવાહ–ગાડરિયા પ્રવાહથી ગતાનુગતિક લોકને જાણીને, લોક સંજ્ઞાનો પરિહાર કરી, ધીર પુરૂષ સુસમીક્ષિતકારી થાય.

વગર વિચારે ચાલતી લોક રૂઢીને તજીને, સુપરિક્ષા કરીને, લાભાલાભનો ખરેખર વિચાર કરીને, દરેક ક્રિયા કરવી. ગાડરો ઘેટાં—જેમ એકની પાછળ બીજા ચાલે છે તેવા ગાડરિયા પ્રવાહની માફક કોઇ પણ ક્રિયા કરવી નહિં.

૧૦ આગમપુરસ્સરપ્રવૃત્તિ—પરલોકના માર્ગમાં જિનાગમ શીવાય બીજું પ્રમાણ નથી, માટે આગમને અનુસરતી—આગમ-પુરસ્સર—સર્વ ક્રિયાઓ કરવી.

રાગાદિક દોષોને જીતનાર જિનેશ્વરોએ જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ પ્રધાન મોક્ષ માર્ગ કહેલો છે વળી પૂર્વાપર અવિરોધ એવા આગમમાં કરૂણા કરી ધર્મનું મૂળ સમાયિકાદિ સર્વ ક્રિયાઓ બતાવેલી છે; તેમજ તેનાજ રક્ષણ કરનારા ક્ષાંતિ પ્રમુખ ધર્મ બતાવેલા છે. માટે આગમની આજ્ઞાનુસાર સર્વ દેવવંદન, પ્રત્યાખ્યાન પ્રતિક્રમણાદિ ક્રિયાઓ કરવી.

૧૧ યથાશક્તિ દાનાદિનુ પ્રવર્તન કરવું. શક્તિ ગોપવ્યા શીવાય, આત્માને બાધા ન થાય તેમ, જેમ ઝાઝુ થાય તેમ સુમતિ-માન પુરૂપે દાનાદિક ચતુર્વિધ ધર્મને આદરવો, પ્રવૃત્તિ કરવી.

આવક પ્રમાણે દાન કરનારા થવું; આવક પ્રમાણે ખરચ રાખ-નાર થવું; અને આવક પ્રમાણે ભંડારમાં સ્થાપન કરનારા થવું.

એ પ્રમાણે કરવાથી લાંબા કાળે ઘણું દઈ શકે છે; એજ પ્રમાણે શીલ, તપ, ભાવમાં પણ સમજી લેવું.

એ પ્રમાણે સુમતિ એટલે પારિણામિક બુદ્ધિવાળા પુરૂપે દાનાદિક ચતુર્વિધ ધર્મનું પાલન કરવું.

આ ચાર પ્રકારનો ધર્મ ચાર ગતિરૂપ ગહન વનનો નાશ કરવાને અગ્નિ સમાન છે

૧૨ વિહ્રીક—ચિંતામણી રત્ન માફક દુર્લભ, હિતકારી, નિર્દોષ ક્રિયા અંગીકાર કરીને તેનું પાલન કરવામાં મુગ્ધ જનોના હસવાથી શરમાવું, નહિ.

આ ભવ તથા પરભવમાં ફાયદો કરનાર નિષ્પાપ ષડાવશ્યક, જિનપૂજા વિગેરે સમ્યક્ક્રિયાઓ, નિયમો, ગુરૂ પાસેથી વિધિપૂર્વક પ્રાપ્ત કરીને તેને બરોબર સેવતાં શરમ રાખવી નહિં. આ બધા અનુષ્ઠાન ચિંતામણી રત્નની માફક દુઃખે પામી શકાય તેવા છે, અને તેના સેવનથી ચિંતામણી રત્નની માફક તે ફળ આપનાર નીવડે છે.

૧૩ અરક્ત દ્વિષ્ટ—શરીરની સ્થિતિના કારણ ધન, સ્વજન, આહાર, ઘર, વિગેરે સાંસારિક પદાર્થોમાં પણ અરક્તદ્વિષ્ટ થઈને રહેવું.

શરીરનો નિર્વાહ કરનાર વસ્તુઓ યાને શરીરને મદદગાર ધન, સ્વજન, આહાર, ઘર, ક્ષેત્ર, કલત્ર, વસ્ત્ર, શસ્ત્ર, યાન, વાહન, વિગેરે સાંસારિક નિર્વાહના સાધનમાં અરક્તદ્દષ્ટિ એટલે મંદ આદરવાળા થઈને વર્તવું. વિચાર કરો કે કોઈ સગુ, શરીર કે ઉપભોગ સાથે આવનાર નથી. જીવ સઘળું છોડીને પરભવમાં એકલો જાય છે

વળી દુર્વિનીત ચાકર વિગેરે ઉપર પણ અંતરથી વિદ્વેષ ન રાખવો, કિંતુ કારણ પરત્વે બહારથીજ ગુસ્સો બતાવવો.

૧૪ મધ્યસ્થ-ભાવશ્રાવક—ઉપશમ ભરેલા વિચારવાળો હોય, કેમકે તે રાગ દ્વેષમાં ફસાયેલો હોતો નથી; માટે હિતાર્થી પુરૂષ મધ્યસ્થ રહીને સર્વથા અસદ્દગ્રહનો ત્યાગ કરે

કષાયોનો ત્યાગ કરી—ઊપશમ કરી, દાબી રાખી, રાગદ્વેષથી રહિત થઇ, ધર્માદિકનું સ્વરૂપ વિચારવું. પણ અસદ્ગ્રહ એટલે મેં ઘણા લોકો સમક્ષ આ પક્ષ સ્વીકાર્યો છે અને ઘણા લોકોએ તે પ્રમાણ કર્યો છે, માટે હવે મેં પોતે માનેલાને શી રીને અપ્રમાણ કરૂં? યાને શી રીતે તેનો ત્યાગ કરૂં? એવો વિચાર કરી સ્વપક્ષના અનુરાગમાં પડવું નહિ.

વળી "આ મારો દુશ્મન છે, સામા પક્ષનો છે માટે એને ઘણા જનોમાં હલકો પાડું," એ પ્રમાણે ચિંતવી તેના ઊપર ખરા ખોટાં દૂષણ મુકવાં નહિં, કે તેના દોષ બોલવા નહિ, અથવા ગાળો દેવી

વિગેરે શરમાવનારી પ્રવૃત્તિ કરવી નહી. તેમજ તેના દ્વેષી થવું નહી, પણ સર્વ સ્થળે સમભાવ રાખી સ્વપરનો ઉપકાર થાય તેવી ઇચ્છા રાખવી. કદી પણ અસદ્ગ્રહ એટલે ભુંડા અભિનિવેસવાળા થવું નહિ.

૧૫ અસંબદ્ધ—જગતમાં રહેલી સમસ્ત વસ્તુઓ-પદાર્થ માત્ર-ક્ષણભંગુર છે, એમ નિરંતર વિચાર કરી તેના સંબંધમાં રહેવા છતાં, મનથી તેમાં બંધાવુ નહિ, એટલે તન, ધન, યૌવન, જીવિત, સ્વજન, કુટુંબ, નોકર વિગેરે દ્વિપદ, હાથી, ઘોડાદિ ચતુસ્પદ, ક્ષેત્ર, ગૃહ, ધાન્ય, સોનું, રૂપુ, મણિ, માણિક્યાદિ લક્ષ્મિ, અને જગતના વિવિધ પ્રકારના વૈભવાદિ ભોગવિલાસની સામગ્રી, અનિત્ય, અશાશ્વત, વિનશ્વર છે, એવા વિચાર પ્રતિક્ષણ મન ઉપર કાયમ રાખી, તેના સંબંધમાં રહી તેનું પાલન વર્ધન વિગેરે કરતા રહેવા છતાં તેમાં પ્રતિબંધ એટલે મૂર્છારૂપ સંબંધ રાખવો નહિ. કેમકે એ સઘળું છોડીને કર્મવશ થયેલો જીવ સારા યા નરસા ભવમાં ભટકતો રહે છે. સમકિતધારી જીવે કુટુંબમાં રહેવા છતાં કેમ વર્તવું, એ જણાવતાં એક ઠેકાણે કહ્યું છે કે,

" સમકિત ધારી જીવડા, કરે કુટુંબ પ્રતિપાલ
અંતરંગથી ન્યારો રહે, જેમ ધાવ ખેલાવત બાલ."

ધાવમાતા બાહ્ય પ્રેમથી બાલકનું પ્રતિપાલન કરતાં છતાં, અંતરંગથી તે સમજે છે કે—આ બાલક મારૂં નથી. એમ સમજી અંતરંગપ્રેમથી તે રહિત હોય છે; તેમ ભાવશ્રાવક કુટુંબનું પ્રતિપાલન કરતો રહે, છતાં અંતરંગથી તેમાં બંધાય નહી; અલગ રહે, આસક્તિ રાખે નહિ.

૧૬ પરાર્થકામભોગી—સંસારથી વિરક્ત મન રાખી, ભોગોપભોગથી તૃપ્તિ થતી નથી, એમ જાણી કામભોગમાં પરની અનુવૃત્તિથી પ્રવૃત્તિ કરવી. એટલે ", આ સંસાર અનેક પ્રકારના દુઃખોનું આશ્રય સ્થાન છે. જેમકે પહેલું દુઃખ તો ગર્ભાવાસમાં માતાની કુક્ષીમાં રહેવાનું હોય છે; ગર્ભમાં ઉંધે મસ્તકે મળમૂત્રમાં

લગભગ નવમાસ સુધી રહેવાનું દુઃખ કેટલું છે ? તેનો પ્રાણી મોટી ઉમરમાં ખ્યાલ કરતા નથી, પણ ખરેખર તેનો ખ્યાલ પ્રથમ કરવાનો છે. પછી જનમ્યા પછી બાળપણમાં મેલા શરીર વાળી માતાના ધાવણનું દુધ પીવાનું અને વિવિધ પ્રકારના રોગો તથા વ્યાધિઓ ભોગવતાં યુવાવસ્થામાં આવવાનું દુઃખ રહેલું છે. બાદ યૌવનાવસ્થામાં વિરહજનિત દુઃખ રહે છે; અને વૃદ્ધાવસ્થા તો અસારજ રહે છે. સંસારમાં ભોગવિલાસમાં આરોપિત-માની લીધેલા સુખ શીવાય—વાસ્તવિક સુખ જેવું કંઇ છેજ નહિ. એવું વિચારી સંસારથી વિરક્ત મન રાખવું ” અને પંચેંદ્રિયના વિષય, રૂપ, રસ, ગંધ, સ્પર્શ, વિગેરે ભોગોપભોગના વિષયમાં તે ભોગવતાં તેમાં ગૃદ્ધ-આસક્ત-થવું નહિ.

વેશ્યાની માફક નિરાસંશ રહી, આજકાલ છોડીશ, એમ
ચિંતવતો રહી ઘરવાસને, પરાયો હોય
તેમ ગણીને શિથિલ ભાવે પાળવો; એટલે

**વેશ્યાની માફક ઘરવાસ પાળે.**

કે વેશ્યા જેમ નિર્ધન કામુક પાસેથી વધારે લાભ થવાનો અસંભવ જાણીને થોડો લાભ મેળવતી થકી “ આજ કે કાલ એને છોડવો છે ”, એમ વિચારીને મંદ આદરથી સેવે છે, તેમ ભાવશ્રાવકે આજકાલ આ સંસાર છોડવો છે, એવા મનોરથો રાખીને જાણે તે પરાયો હોય, તેમ મંદભાવથી ઉત્સુકતા રહિત ગૃહવાસનું પાલન કરવું. મતલબ કોઇપણ વાસ્તવિક કારણથી તે સંસારને છોડી શકતો ન હોય તો તેણે સંસારમાં મંદ આદર રાખવો.

આ રીતે સત્તર ગુણ સહિત જિનાગમમાં ભાવશ્રાવક કહેલ છે; અને એ સારા ગુણોના યોગથી જલદી ભાવસાધુપણું પામે છે. ભાવશ્રાવક-સુશ્રાવક-હોય તે દ્રવ્યસાધુ તુલ્ય ગણાય છે. અને એવા પુરૂષ પરિણામથી ઉપાર્જિત કરેલા યોગથી ભાવસાધુપણું એટલે ખરેખરૂં યતિપણું પામી શકે છે.

જે ગૃહસ્થ સમ્યક્ત્વમુલ બારવ્રત અંગીકાર કરે છે, તે પાંચમા દેશવિરતિ ગુણસ્થાનકની કોટીમાં આવે છે. સમ્યક્ત્વ બોધથી, જે જીવને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, તેને સ્વભાવથી સર્વવિરતિપણાની વાંચ્છા થાય; પરંતુ સર્વવિરતિઘાતકપત્યાખ્યાન નામના કષાયના ઉદયથી તેનામાં સર્વવિરતિપણું અંગીકાર કરવાનું સામર્થ્ય હોતું નથી; પરંતુ જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ દેશવિરતી તે થઇ શકે છે.

જઘન્ય દેશવિરતિપણામાં આકુટિસ્થુલ હિંસા પ્રમૂખનો ત્યાગ, મદ્યમાંસાદિ સપ્ત વ્યસનનો પરિહાર, તેમજ પંચપરમેષ્ટિ નમસ્કાર સ્મરણાદિ છે.

મધ્યમ દેશવિરતિપણામાં જે ન્યાયસંપન્નવૈભવાદિ યુક્ત, તથા અક્ષુદ્રાદિ એકવીશ ધર્મયોગ્યતાના ગુણો સહિત ગૃહસ્થ ઉચિત ષટ્ કર્મધર્મમાં તત્પર, દ્વાદશ વ્રતના પાલક, સદાચારવાન હોય, તે મધ્યમ શ્રાવકની કોટીમાં ગણાય છે. ષટ્કર્મ આ પ્રમાણેનાં છે.

૧ વીતરાગ સર્વજ્ઞ પ્રભુની પ્રતિમા દ્વારા વિધિવત્ પૂજા કરવી. ૨ ગુરૂની સેવા કરવી. ૩ સ્વાધ્યાય કરવો. ૪ સંયમ એટલે ઇંદ્રિયદમન કરવું. ૫ તપ કરવો ૬ દાન દેવું.

ઉત્કૃષ્ટ દેશવિરતિ સચિત આહારના ત્યાગી હોય, પ્રતિદિન એકાસણું કરે, બ્રહ્મચારી હોય, મહાવ્રત અંગીકાર કરવાની ઇચ્છાવાળા હોય, અને ગૃહસ્થનો ધંધો ત્યાગેલો હોય; તેમજ એકાદશ પ્રતિમા ધારક હોય.

દેશવિરતિવાન શ્રાવકમાં રૌદ્રધ્યાન, જેના ચાર ભેદ છે; તે મંદ હોય. ૧ હિંસાનંદ રૌદ્ર, ૨ મૃષાનંદરૌદ્ર ૩ ચૌર્યાનંદ રૌદ્ર ૪ સંરક્ષણાનંદ રૌદ્ર. આ ચાર ધ્યાન મંદ હોય છે.

ચાર પ્રકારના આર્તધ્યાન. ૧ અનિષ્ટ યોગાર્ત, ૨ ઇષ્ટયોગાર્ત, ૩ રોગ ચિંતાર્ત, ૪ અગ્રશોચાર્ત; આ ચાર પ્રકારનું આર્તધ્યાન દેશવિરતિપણામાં હોય છે. જેમ જેમ દેશવિરતિપણામાં વિશેષ

શુદ્ધિ થતી જાય છે, તેમ તેમ આર્તરૌદ્રધ્યાન મંદ મંદતર થતું જાય છે. જેમ જેમ દેશવિરતિપણું અધિક થતું જાય છે, તેમ તેમ ધર્મધ્યાન અધિક થતું જાય છે. પરંતુ તે મધ્યમરૂપેજ રહે છે; ઉત્કૃષ્ટ ધર્મધ્યાન દેશવિરતિપણામાં હોતું નથી. ઉત્કૃષ્ટ ધર્મધ્યાન થઇ જાય તો સર્વવિરતિપણું થઇ જાય.

ગૃહસ્થને લાયકના ન્યાયસંપન્નાદિ પાંત્રીશ ગુણ, અક્ષુદ્રાદિ એકવીશ ગુણ, તથા સમ્યક્ત્વમુલ બારવ્રતનું સ્વરૂપ વિસ્તારથી સમજીને, તેનો આદર કરવો એજ ગૃહસ્થ ધર્મનું ભૂષણ છે. એ દરેક વિષયના વિસ્તારના સ્વરૂપને બતાવનાર સ્વતંત્ર ગ્રંથો, જેવાકે શ્રાદ્ધગુણવિવરણ, ધર્મરત્નપ્રકરણ ભાગ ૩, ધર્મસંગ્રહ, જૈનતત્વાદર્શ, આત્મપ્રબોધ, શ્રાવકપ્રજ્ઞપ્તિ વિગેરે ઘણા ગ્રંથો છે, તેનો અભ્યાસ કરવાની અને વાંચી મનન કરવાની ખાસ ભલામણ છે.

શ્રાવકની અગીઆર પ્રતિમાનું સ્વરૂપ નીચે પ્રમાણે છે.

૧ દર્શન સમકૂત્વપ્રતિમા—એક માસ સુધી શંકાદિ દોષ તથા રાજાભિયોગ આદિ છ આગાર રહિત કેવળ શુદ્ધ સમ્યકૂત્વને ધારણ કરવાથી પહેલી પ્રતિમા વહન કરાય છે.

૨ બે માસ સુધી અતિચાર રહિત, અને પ્રમાદ વર્જિતપણે વ્રતોને ધારણ કરવાથી, તથા સમ્યકૃત્વને ધારણ કરવાથી બીજી પ્રતિમા વહન કરાય છે.

૩ ત્રણ માસ સુધી ઉપરની બે પ્રતિમા સહિત પ્રતિદિન ઉભય સંધ્યા સામાયિક કરવાથી, ત્રીજી પ્રતિમા ધારણ કરી શકાય છે.

૪ ચાર માસ સુધી ઉપરની ત્રણ પ્રતિમા સહિત પ્રત્યેક માસે છ પર્વને વિષે ચાર પ્રકારે પૌષધ કરવાથી ચોથી પ્રતિમા વહન કરી શકાય છે.

૫ પાંચ માસ સુધી સ્નાન રહિત દિવસે પ્રકાશવાળા ભાગમાં ભોજન કરતાં અને રાત્રે સર્વથા ભોજનનો ત્યાગ કરતાં, પહેરવાના

વસ્ત્રનો કચ્છ નહિ બાંધતાં, દિવસે બ્રહ્મચારી અને રાત્રે અપર્વ તિથિમાં સ્ત્રીઓનું અને ભોગનું પરિમાણ કરતાં,- અને પર્વતિથિએ રાત્રે ચૌટાદિકને વિષે કાયોત્સર્ગ કરતાં, પાંચમી પ્રતિમા વહન કરી શકાય છે. અહિં રાત્રીભોજનના વર્જન માટે સૂચન છે. શ્રાવકોએ તો કોઈ કાલે રાત્રિ ભોજન કરવું નહિ જોઇએ. પરંતુ જે કોઈ શ્રાવક તે નિયમ કરવાને શક્તિમાન ન હોય, તેને પાંચમી પ્રતિમાથી અવશ્ય રાત્રિ ભોજનનો ત્યાગ કરવો જોઇએ. એટલા માટે અહિં સૂચન કરેલું છે.

૬ છ માસ સુધી દિવસ અને રાત્રિને વિષે સર્વથા બ્રહ્મચર્ય ધારણ કરવાથી, આ પ્રતિમાનું વહન થઇ શકે છે.

૭ સાતમી પ્રતિમામાં સાત માસ સુધી અચિત અનશનાદિ ભોગવવાથી તેનું પાલન થઇ શકે છે.

૮ આઠમી પ્રતિમામાં આઠ માસ સુધી આરંભનો ત્યાગ કરવો જોઇએ.

૯ નવમી પ્રતિમામાં નવ માસ સુધી બીજા પાસે આરંભ કરાવવાનો તથા આદેશ ઉપદેશ આપવાનો ત્યાગ કરવાનો હોય છે.

૧૦ દશમી પ્રતિમામાં દશ માસ સુધી ક્ષુરમુંડ અને શિખાને ધારણ કરવાનો અથવા ઉદ્દિષ્ટ આહારનો ત્યાગ કરવાનો હોય છે.

૧૧ અગીઆરમી પ્રતિમામાં અગીઆર માસ સુધી ક્ષુરમુંડ અથવા લોચ કરીને, લુપ્ત કેશ એટલે કેશ રહિત પણે રજોહરણ તથા પાત્રાદિ સાધુના ઉપકરણો ગ્રહણ કરી, સાધુની જેમ એષણીય અશનાદિકને ગ્રહણ કરતાં, અને સ્વજનને વિષે અવ્યવછિન્ન સ્નેહ વાલા થઈ, તથા ગોચરીના અવસરે "જેણે પ્રતિમા અંગીકાર કરેલી છે, એવા શ્રાવકને ભિક્ષા આપો" એ પ્રકારે ઉચ્ચાર કરીને ભિક્ષા ગ્રહણ કરવાની હોય છે. એ પ્રમાણે કરીને આ પ્રતિમાનું વહન થઈ શકે છે.

આ દરેક પ્રતિમામાં તેના પૂર્વ પૂર્વ પ્રતિમામાં જે નિયમોના-પાલનનો અધિકાર બતાવ્યો છે, તે પણ પાલવાનો હોય છે.

, વિસ્તારથી સ્વરૂપ શાસ્ત્રમાં વર્ણન કરેલું છે. ખપી જીવોએ ત્યાંથી તેની માહિતી મેળવવાની તજવીજ કરવી.

માતાપિતાની ભક્તિ કરવી, સમાન શીલ અને આચાર વાળાની સાથે વિવાહ સંબંધ જોડવો, અને યોગ્યતા પ્રમાણે દીન, અતિથિ અને સાધુઓની ખરદાશ કરવી, એ ઉત્તમ શ્રાવકનાં સામાન્ય ધર્મ છે. વિરૂદ્ધ કુલ શીલવાળાની સાથે વિવાહ સંબંધ જોડવાથી નિરંતર ઉદ્વેગ રહેવાને લીધે ધર્મની હાની થાય છે. દીન પુરૂષોને અનુકંપા બુદ્ધિથી દાન આપવું; અને સાધુ મુનિરાજની બહુમાન પૂર્વક ભક્તિ કરવી; તથા સુપાત્રદાનનો લાભ મેળવવો; લોક વિરૂદ્ધ કૃત્યો જેવાં કે સર્વ પ્રાણીઓની નિંદા કરવી, વિશેષે કરીને ગુણો વડે સમૃદ્ધ થએલા જનોની નિંદા કરવી, સરળ સ્વભાવી પ્રાણીઓની મશ્કરી કરવી, પૂજ્ય જનોની હીલના કરવી, બહુ જન-વિરોધી મનુષ્યોનો સંસર્ગ, અને દેશાચારનું ઉલ્લંઘન, આ કૃત્યોનો ત્યાગ કરવો; તેમજ દીર્ઘકાલનો રોષ અને મર્મવચનનો ત્યાગ કરવો; ઇત્યાદિ સદાચારનું સેવન એ તો ઉત્તમ શ્રાવકના સામાન્ય ધર્મ છે.

ભગવંતના શાસનમાં ૧૫૯૦૦૦ વ્રતધારી શ્રાવકો હતાઃ એ વ્રતધારીઓમાં પણ શ્રેષ્ટ એવા શ્રાવકોના અંગે ઉપાશકદશાંગ સૂત્રમાં દશ શ્રાવકોનો વિસ્તારથી વૃત્તાંત આપેલો છે. તેમના ચરિત્રોથી ભગવંતના સમયમાં હિંદની આર્થિક સ્થીતિ કેટલી બધી ઉત્તમ હતી તે આપણને માલમ પડે છે. શાસ્ત્રમાં આ દેશની રિદ્ધિનું લંબાણથી વર્ણન કરેલું છે. તે સર્વ કોટયાધિપતીઓ હતા. તેઓ શ્રીમંત હતા, તેટલા કારણથી તેમના ચરિત્ર પવિત્ર આગમમાં દાખલ કરવામાં આવેલ છે એમ નથી, પણ તેઓ સર્વે ઉપર જણાવેલા શ્રાવકધર્મના લાયકના ઉત્તમ પંક્તિના ગુણો ધરાવતા હતા શ્રાવક-પણાને યોગ્ય સમ્યક્ત્વમૂળ બારવ્રત, તેઓએ ભગવંત પાસે અંગી કાર કરી, તેમનું ઉત્કૃષ્ટિ રીતે પાલન કરેલું હતું. તેઓ ભાવશ્રાવક પણાને લાયકના ગુણો ધરાવતા હતા. વ્રતોના પાલનના અંગે કામ દેવ વિગેરે કેટલાક મહાપુરૂષોએ તો દેવકૃત ઉપસર્ગો પણ સહન

કર્યા છે; પણ પોતાના વ્રત નિયમમાંથી ચલિત થયા નથી. તેમના તેવા પ્રકારના ધૈર્યતાના ગુણોનું વર્ણન, ભગવંતે સાધુઓ પાસે કરી, તેમને ચારિત્રધર્મમાં વિશેષ સ્થિર કર્યાં હતા. તે દશના નામ.

**દશ શ્રાવકના નામ.**

૧ આનંદ. ૨ કામદેવ. ૩ ચુલ્લનીપિતા. ૪ સુરાદેવ. ૫ ચુલશતક. ૬ કુંડકોલિક ૭ સદ્દાલપુત્ર ૮ મહાશતક. ૯ નંદનીપિતા. ૧૦ તેતલીપિતા.

આ દશ મહા પુરૂષોના ચરિત્રનો ભગવંતના ચરિત્રના અંગે સંબંધ હોવાથી તેમનો સંક્ષિપ્ત વૃત્તાંત નીચે આપ્યો છે.

**આનંદાદિ શ્રાવક**

આનંદ શ્રાવક વાણિજ્ય ગામમાં રહેતા હતા. તેની પાસે બારકોટી સોનૈયા હતા. તેમાંથી ચારકોટી સોનૈયા નિધાનમાં દાટેલા હતા. ચાર કોટી વ્યાજમાં અને ચાર કોટી વ્યાપારમાં રોકેલા હતા. તે ઉપરાંત ચાર ગોકુલ હતા. એક એક ગોકુલમાં દશ હજાર ગાયો હોય છે. તેમને શીલ અને સૌભાગ્ય વિગેરે સદ્ગુણોને ધારણ કરનારી શિવાનંદા નામે સ્ત્રી હતી.

એક વખતે તે વાણિજ્યગામની સમીપમાં આવેલા દ્યુત પલાસ નામના ચૈત્યને વિષે, ભગવંત મહાવીર પ્રભુ સમોસર્યા. આ ખબર સાંભળી આનંદશ્રાવક સ્નાન કરી તથા દેવપૂજન કરી, શુદ્ધ વસ્ત્રો પહેરી પોતાના ઘણા પરિવારને સાથે લઈ, પ્રભુને વંદન કરવા આવ્યા. પ્રભુને વંદન કરી યોગ્ય સ્થાને બેઠા. તે સમયે પ્રભુએ દેશના આપી. પ્રભુની દેશના સાંભળી શુદ્ધ શ્રદ્ધાન પ્રાપ્ત કરી, વિનંતી કરી કે, "હે ભગવંત ! આપનો કહેલો ધર્મ મને રૂચ્યો છે, માટે હું આપની પાસે ગૃહસ્થને લાયકના સમ્યક્ત્વ સહિત બારવ્રત લેવા ઇચ્છું છું. પ્રભુએ તેમની ઇચ્છાથી સમ્યક્ત્વ તથા બારવ્રતનું સ્વરૂપ તથા તેને લગતા અતિચારનું સ્વરૂપ સમજાવ્યું; અને તેને પ્રભુની પાસેથી વ્રત અંગીકાર કર્યાં.

શ્રમણોપાસક આનંદજીની પાસે જેટલી ઋદ્ધિ હતી, તેજ પ્રમાણે ચંપાનગરીના ગૃહસ્થ કામદેવ પાસે અઢારકોટી સોનૈયા,

અને દશ હજારગાયોની સંખ્યાવાળા છ ગોકુલ હતા. વારાણસી નગરીના ચુલ્લીનીપિતા નામના ગાથાપતિ–ગૃહસ્થ પાસે ચોવીશ કોટી સોનામહોર અને આઠ ગાયોના ગોકુલ હતા. એજ નગરીના સુરાદેવ નામના શ્રાવક ગૃહસ્થ પાસે પણ કામદેવના જેટલીજ સમૃદ્ધિ હતી. આલભિકાનગરીના ચુલ્લશતક નામના ગૃહસ્થ પાસે પણ કામદેવના જેટલીજ લક્ષ્મિ હતી. કાપિલ્યનગરના કુંડકોલિક નામનો ગૃહસ્થ કામદેવ શ્રાવકના જેટલી સમૃદ્ધિવાન હતો. પોલાસપુર નગરના સદ્દાલપુત્ર પાસે ત્રણ કોટી સોનામહોર અને એક ગાયોનું ગોકુલ હતું. આ સદ્દાલપુત્ર જ્ઞાતે કુંભાર હતા, અને તેના તાબામાં કુંભારની પાંચસો દુકાનો હતી. રાજગૃહિનગરીમાં મહાશતક નામના ગાથાપતિ હતા.તેમની પાસે ચોવીશ કોટી સોનૈયા દ્રવ્ય હતું.તે ઉપરાંત તેમની મુખ્ય સ્ત્રી રેવતીના પિતા તરફથી આઠ ક્રોડ સોનૈયા અને આઠ ગોકુલ મલ્યા હતા. બીજી બાર સ્ત્રીઓ પોતાના પીયેરથી બાર બાર કોટી સોનૈયા અને બાર બાર ગાયોના ગોકુલ લાવી હતી આ પ્રમાણે મહાશતકની પાસે સમૃદ્ધિ હતી શ્રાવતીનગરીનાનંદનીપિતા નામના ગાથાપતિ પાસે આનંદ શ્રાવકના જેટલું દ્રવ્ય અને ગોકુલ હતા. તેમજ એજ નગરીના દશમા શ્રાવક તેતલીપિતા પાસે પણ એટલીજ લક્ષ્મિ હતી.

આ તમામ મહાશયોએ ભગવંત મહાવીર પાસે ગૃહસ્થ ધર્મનું સ્વરૂપ સમજી, ગૃહસ્થના લાયકના વ્રતો અંગીકાર કરેલા હતા, અને તેનું અતિચાર રહીત પાલન કરેલું હતું.

આ દશે શ્રમણોપાસકો વ્રત લીધા પછી, પંદર પંદર વર્ષ ગ્રહસ્થના વ્યાપારમાં રહ્યા છતાં નિરતીચારપણે વ્રતોનું પાલન કરતા હતા. તે પછી તેઓએ ગૃહભાર પોતાના લાયક વડીલપુત્રોને અથવા બીજાઓને સોંપી, બાકીનું જીવન પૌષધશાળામાં રહીને ગુજાર્યું હતું. તે દશમાં પહેલા, છઠા, નવમા અને દશમાને ઉપસર્ગો થયા નથી. બાકીના છ શ્રાવકોને જુદી જુદી રીતે દેવકૃત ઉપસર્ગો થયા છે. તે ઉપસર્ગોને તેઓએ સારી રીતે સહન કરીને પોતાના

વ્રતોનું પાલન કર્યું હતું. પહેલા આનંદશ્રાવકને શ્રી ગૌતમસ્વામી સાથે અવધિજ્ઞાન સંબંધે પ્રશ્નોત્તર થયા હતા. છઠા શ્રાવકને દેવની સાથે ચર્ચા થઇ હતી. સાતમા સદ્દાલપુત્રને પ્રતિબોધ કરવા નિમિત્તે તેના મનનું ભગવંતે કરેલું સમાધાન, અને તે પછી એજ સદ્દાલપુત્ર પ્રથમ ગોશાળાનો ભગત હતો, તેથી તેની સાથે થએલો સંવાદ જાણવા લાયક છે. મહાશતક શ્રાવકને પણ અવધિજ્ઞાન ઉત્પન્ન થએલું હતું. તેમણે પોતાની સ્ત્રીને સત્યવાત પણ જરા આક્રોશ ભાવથી કહી હતી. તે પણ આત્મહિતૈષિઓને લાયક નથી, એમ જાણી તેનું પ્રાયશ્ચિત કરવાનો ઉપદેશ ભગવંતે ગૌતમગણધરને મોકલીને કરાવ્યો હતો. આ સંબંધી હવે પૃથક પૃથક વિવેચન કરવામાં આવ્યું છે.

**કામદેવના ઉપસર્ગ** પોતાના જ્યેષ્ટ પુત્રને કુટુંબનો ભાર સોંપીને, ગૃહકાર્યથી નિવૃત્ત થઈ, પૌષધશાળામાં રહી પોતે જીવન ગાળતા હતા. એક વખત પૌષધશાળામાં પૌષધવ્રત લઈને તે બેઠેલા છે. અર્ધ રાત્રિનો સમય થતાં કોઈ મિથ્યાત્વિદેવ તેમની પાસે આવ્યો. વિકરાળ પિશાચનું સ્વરૂપ વિકુર્વી, હાથમાં તીક્ષ્ણ ધારવાળું ખડ્ગ લઇ, તેની પાસે ઉભો રહ્યો; અને વિવિધ પ્રકારના કટાક્ષના વચન કહી ભય બતાવી પૌષધનો ત્યાગ કરવાનું કહ્યું. પણ તેથી કામદેવ ભય પામ્યા નહી;તે અધીક ક્ષોભ પામ્યા શીવાય, અચલિત, મૌનધારી અને ધર્મધ્યાનથી મુક્ત થયા શીવાય ઉભા રહ્યા. ધર્મમાં આવી નિશ્ચલતા જોઇ તે દેવને ભારે કોપ થઇ આવ્યો. ભૃકુટી ચઢાવી તેને તેની પર ખડ્ગ ઉગામ્યું.તો પણ કામદેવ જરાએ ડગ્યા નહી. પછી તેણે કામદેવના શરીરને ખડ્ગના ઘા કર્યા. તો પણ તેની પીડાને સહન કરી પોતાના ધ્યાનમાં તે નિશ્ચલ રહ્યા. તે શીવાય તે દેવે એકજ રાતમાં બીજા પણ ઘણા ઉપસર્ગો કરી, ધર્મધ્યાનથી ચુકાવવા તેમના શરીરને વિવિધ રીતની વેદના પમાડી છે; છતાં પણ તે મહાવેદનાને સહન કરી, અને ધર્મધ્યાનમાં સ્થિર રહ્યા છે.

આખરે તે દેવ પૌષધશાળામાંથી બહાર નિકળી, અતિ મનોહર, શીતળ, સૌમ્યઆકૃતિવાળું દેદીપ્યમાન, દેવનું સ્વરૂપ વિકુર્વી પાછો પૌષધશાળામાં કામદેવ પાસે આવી, આ પ્રમાણે બોલ્યો." હે કામદેવ ! તમને ધન્ય છે. તમેજ પુણ્ય કર્યું છે. દેવલોકમાં ઇંદ્ર મહારાજે તમારી પ્રસંશા કરી હતી, તે નહી માની તમારી પરીક્ષા કરવા હું આવ્યો હતો. તમારી શક્તિના જે વખાણ દેવલોકમાં થયા હતા, તે સત્ય છે; એવી મહારી ખાત્રી થઇ છે. હું હવે આપને ખમાવું છું. મહારો કરેલો અપરાધ આપ ક્ષમા કરશો." એ પ્રમાણે કહી કામદેવના ચરણમાં મસ્તક નમાવી તે દેવ પોતાના સ્થાનકે ગયો.

પ્રભુ એજ નગરના ઉદ્યાનમાં હતા. તેઓતો પોતાના જ્ઞાનબળથી કામદેવને થએલો ઉપસર્ગ અને તેણે નિશ્ચલમનથી તથા ધૈર્યથી, તે સહન કરી પોતાના ધ્યાનમાં અડગ રહ્યાનું સ્વરૂપ જોએલું અને જાણેલું હતું. દેવકૃત ઉપસર્ગો થઇ રહ્યા પછી રાત્રી પુરી થઇ, અને પૌષધના લાયકની ક્રિયા કરી કામદેવે મનમાં ચિંતવ્યું કે, " હું શ્રી વીર પ્રભુને વંદના કરી પછી પૌષધ પારૂં તો વધારે સારૂં." આ પ્રમાણે ચિંતવી તે ઘણા લોકોથી પરિવૃત થઇ શ્રી વીર પ્રભુની પાસે આવ્યા, ને પ્રભુને વંદન કરી યોગ્ય સ્થાનકે બેઠા. પ્રભુએ રાત્રે થએલા ઉપસર્ગોનો વૃત્તાંત કહી સંભલાવ્યો, અને પૂછ્યું કે, " હે કામદેવ ! આ હકીકત સત્ય છે ! " ત્યારે કામદેવે કહ્યું કે, " હે સ્વામી ! એમજ છે. " તેજ વખતે ભગવંતે ઘણા નિગ્રંથોને તથા સાધ્વીઓને ઉદ્દેશીને જણાવ્યું કે, " હે આર્યો ! આ કામદેવ તો ગૃહસ્થ શ્રાવક છે.તે ગૃહસ્થાવાસમાં રહીને જ્યારે આ પ્રમાણે દેવ તથા મનુષ્યના કરેલા ઉપસર્ગોને સમ્યક્પ્રકારે સહન કરે છે, તો તમારે તો તેવા પ્રકારના ઉપસર્ગોને સહન કરવા વિશેષ સમર્થ થવું જોઇએ. " આ પ્રમાણે કામદેવના દ્રષ્ટાંતથી ઘણા સાધુ તથા સાધ્વીઓને પ્રભુએ ધર્મમાં સ્થિર કર્યાં હતા.

એજ પ્રમાણે બીજાઓ પણ ધૈર્યતાથી ઉપસર્ગો સહન કરી, ધર્મધ્યાનથી ચુક્યા ન હતા.

**કુંડકોલિક શ્રાવકની સાથે દેવતાને થએલો સંવાદ.**

કુંડકોલિક શ્રાવક એક વખત મધ્યરાત્રે, પોતાની અશોક વાડીમાં પૃથ્વીપર રહેલી શિલાના પટ ઉપર, પોતાની નામાંકતમુદ્રા અને ઉત્તરાસંગ રાખી, ધર્મ ધ્યાન કરતા હતા.તે વખતે એક દેવે ત્યાં આવી તેમની મુદ્રા તથા વસ્ત્ર ઉપાડી લીધા, અને આકાશમાં રહી આ પ્રમાણે કુંડકોલિકને કહ્યું.

"અરે કુંડકોલીક ! ગોસાલે કહેલા ધર્મની પ્રજ્ઞપ્તિ સુંદર છે, કારણ જેમાં ઉદ્યમાદિક કાંઇ પણ નથી. જીવોનો પુરૂષાકાર છતાં પુરૂષાર્થની સિદ્ધિનું પામવાપણું નથી. તેથી સર્વ ભાવનિયત છે; અને વીરે કહેલી પ્રજ્ઞપ્તિ સારી નથી." દેવે કહ્યું.

"હે દેવ ! જો એમ હોય તો, તું આ દેવની ઋદ્ધિથી ઉપમાદિકથી પામ્યો કે, ઉદ્યમાદિક વિના ?" કુંડકોલીકે દેવને પ્રશ્ન કર્યો.

"હું આ દેવઋદ્ધિ ઉદ્યમાદિક વિના પામ્યો છું." દેવે જવાબ દીધો.

"જો તમે ઉદ્યમાદિકવિના દેવઋદ્ધિ પામ્યા છો, તો જે જીવોએ ઉદ્યમ નથી કર્યો, તેમને દેવપણું કેમ પ્રાપ્ત થતું નથી ? અને જો ઉદ્યમાદિક વડે આ દેવઋદ્ધિ તમોને પ્રાપ્ત થઇ છે, એમ કહેશો, તો પછી તમે પ્રથમ કહેલી વાત મિથ્યા છે, એમ આપોઆપ નિશ્ચિત થાય છે." કુંડકોલિકે દેવને જવાબ દીધો.

દેવ આખરે કુંડકોલિકના જવાબોથી નિરૂત્તર થઇ, વસ્ત્ર તથા મુદ્રિકા પરત આપી ચાલ્યો ગયો. આ પછી જ્યારે કુંડકોલિક પ્રભુની પાસે ગયા, ત્યારે દેવની સાથે થએલ વાદમાં દેવને નિરૂત્તર કરેલો, એ બનાવથી તેની પ્રસંશા કરી.

પ્રથમ નિયત વાદને માનનાર સદાલપુત્રનો ગોશાળ સાથે થયેલો સંવાદ.

પ્રભુ મહાવીરના વખતમાં ગોશાળાએ નિયતિવાદનો પ્રચાર કર્યો હતો. જનસમાજની સામાન્ય રીતિ એવા પ્રકારની છે કે, તેને જેમ ઝુકાવનાર હોય, તેમ તે ઝુકે છે. વિચારવાન માણસો પ્રમાણમાં તેનાથી થોડા હોય છે. સદાલપુત્ર ગોશાળાનો ઉપાસક હતો, અને નિયતિવાદને માનનાર હતો. પ્રભુ ત્રિકાળજ્ઞાની છે, એવી તેને ખબર મળવાથી, પ્રભુ જ્યારે તેના ગામના ઉદ્યાનમાં સમોસર્યા હતા, ત્યારે તે પ્રભુને મળવા ગયો હતો. પ્રભુએ તેના મનની વાત કહેવાથી, પ્રભુ ઉપર તેને વિશ્વાસ આવ્યો. તેની વિનંતીથી તે કુંભારની દુકાનોમાં પ્રભુ રહ્યા હતા. તે વખતે સદાલપુત્ર પોતે બનાવેલા ભાંડોને દુકાનમાંથી બહાર લઈ જઈ તાપમાં મુકતો હતો, તે વખતે પ્રભુએ પુછ્યું.

" સદાલપુત્ર ! આ વાસણ કેવી રીતે ઉત્પન્ન થાય છે ? "

સદાલપુત્રે મૃત્તિકાથી આરંભી તે વાસણોની ઉત્પત્તિનું સ્વરૂપ કહી બતાવ્યું.

"આ વાસણો ઉદ્યમાદિકથી બનેલા છે, કે અનુદ્યમાદિકથી ?" પ્રભુએ સદાલપુત્રને પુછ્યું.

" હે સ્વામી ! આ વાસણો બનાવવામાં ઉદ્યમાદિકની કંઈ જરૂર નથી. તે તો બનવાના તેથી બન્યાં. તેમાં ઉદ્યમાદિક કાંઈ નથી. સર્વભાવનિયતજ છે. " સદાલપુત્રે પ્રભુને જવાબ દીધો.

" જો કોઈ પુરૂષ આ તમારાં ભાંડોને અપહરે અથવા વિનાશ કરે તો તમે તેને શું કરો ? " સ્વામીએ પ્રશ્ન કર્યો.

" હું તેને શીક્ષા કરૂં. " સદાલપુત્રે જવાબ દીધો. આ જવાબથી નિયતિવાદનો નાશ થાય છે. એ સદાલપુત્રના સમજવામાં આવ્યું. તો પણ પ્રભુએ વિશેષ રીતે તેને સમજાવ્યું કે, "જો નિશ્ચયથી તમારા વાસણોને કોઈ લઈ જાય નહી, અથવા તેને નુકશાન કરે નહી, તો તેને તમે શિક્ષા કરો નહી; અને તમારો

અપરાધ કરે તેને તમે શિક્ષા કરો. તો પછી ઉદ્યમાદિક કાંઈ નથી, અને સર્વ ભાવીભાવ બનવાનું હોય તેમ બને છે, એમ તમારૂં એકાંત માનવું છે, એ મિથ્યા થાય છે, એ તમને સમજાય છે. ?"

પ્રભુની આ પ્રમાણેની સમજુતીથી તેને બોધ થયો. પ્રભુને વંદના કરી અને પ્રભુના મુખથી ગૃહસ્થના લાયકનો ધર્મ સાંભળી, આનંદ પામી પ્રભુ પાસે બારવ્રત અંગીકાર કર્યાં.

ગોસાળાને આ વાતની ખબર થઈ. તેથી તેને પાછો પોતાના પક્ષમાં લાવવાને પોતાના પક્ષના કેટલાક માનનાવાંલાને સાથે લંઈ સદાલપુત્રને ત્યાં આવ્યો.

સદાલપુત્રની શ્રદ્ધા અને સમકિતીને લાયકની તેની વર્તણુંક.

સદાલપુત્રે ગોશાળાને આવતો જોયો, પણ તેનો આદર સત્કાર કર્યો નહી. તે મૌન ધરીનેજ બેસી રહ્યો. ગોસાળાએ તેના આગળ પ્રભુ મહાવીરના ગુણોનું વર્ણન કર્યું, અને પુંછ્યું કે, " હે દેવાનુપ્રિય ! અહિં મહામાહણ, મહાગોપ, મહાસાર્થવાહ, મહાધર્મકથક, અને મહાનિર્યામક આવ્યા હતા ?"

" તે એવી ઉપમાના ધારક કેમ છે ?" સદાલપુત્રે પુછ્યું. ગોશાળાએ તેનાં કારણો કહી બતાવ્યાઃ સદાલપુત્રે કહ્યું કે તમે મહાવીર પ્રભુની સાથે વાદ કરવા તૈયાર છો ? ગોશાળાએ ના પાડી.'

જ્યારે ગોશાળાએ એ પ્રમાણે જવાબ દીધો, ત્યારે સદાલપુત્રે ગોશાળાને કહ્યું, હે દેવાનુપ્રિય ! તમે મારા ધર્માચાર્યનું આ પ્રમાણે ગુણોત્કીર્તન કરો છો, માટે આપને જે કાંઈ જોઈએ તેની યાચના કરો. તે હું આપને આપીશ, પણ ધર્માચાર્ય તરીકે નિમંત્રણ કરતો નથી.

સદાલપુત્રને તેની શ્રદ્ધામાંથી ચલીત કરવાને પોતાને અશક્ત જાણી, તેની પાસેથી જે કંઇ ચીજ ગ્રહણ કરવા જેવી હતી, તે ગ્રહણ કરીને ત્યાંથી ચાલ્યો ગયો.

વ્રતધારી શ્રાવકોમાં જેઓ શુદ્ધ રીતે વ્રતોનું પાલન કરી આત્મભાવની નિર્મળતા કરે છે, એવા વ્રતધારીઓને ક્વચિત અવધિજ્ઞાન થાય છે. આ દશે વ્રતધારી શ્રાવકોએ શ્રાવકના લાયકની અગીઆર પ્રતિમાને અંગીકાર કરી, તેનું પાલન કરેલું છે. તોપણ આ દશ પૈકી પહેલા આનંદ અને આઠમા મહાશતકજીને શુભ અધ્યવશાયના યોગે અવધિજ્ઞાન ઉત્પન્ન થયું હતું.

**અવધિજ્ઞાનવાળા આનંદ અને મહાશતક**

આનંદજીને વ્રત ગ્રહણ કર્યા પછી ચઢતા ભાવથી, નિર્મળ પ્રણામથી, દેવપૂજન તથા પૌષધ ઉપવાસાદિ ધર્મકૃત્યો વડે, આત્માને ભાવતાં ચૌદ વર્ષ વ્યતિત થઈ ગયાં: જ્યારે પંદરમા વર્ષમાં પ્રવેશ થયો એટલે અગીઆર પ્રતિમા અંગીકાર કરવાની ઇચ્છાથી, પોતાના જ્ઞાતીબંધુ, સ્વજન અને મિત્રોને એકઠા કરી સરસ ભોજનથી તૃપ્ત કરી, સત્કાર કર્યો. પછી તેમની સમક્ષ પોતાના જ્યેષ્ટ પુત્રને કુટુંબના સ્વામીત્વ ઉપર સ્થાપન કરી, તે સર્વ અને પુત્રાદિકની રજા મેળવી, એજ વાણીજ્ય ગામમાં કોલ્લાકસંનિવેશમાં પોતાની પૌષધશાળામાં આવ્યા. ત્યાં ભૂમિને પ્રમાર્જી; અને ઉચ્ચાર તથા પ્રશ્રવણની ભૂમિને પડી લેહી, દર્ભના સંથારા ઉપર આરૂઢ થઈ, શ્રાવકની પહેલી પ્રતિમાને અંગીકાર કરી. તેને સૂત્રોક્ત વિધિ પૂર્વક આરાધી, અનુક્રમે શ્રાવકની અગીઆર પ્રતિમાનું આરાધન કર્યું.

તપશ્ચર્યાથી તેમનું શરીર સુકાઇ ગયું છે; તોપણ પોતાના વ્રત નિયમનું શુદ્ધ અને ચઢતા પરિણામથી તે આરાધન કરે છે. એક એક દિવસે નિર્મળ અધ્યવસાય અને જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ થવાથી, તેમને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું છે. તેવામાં પ્રભુ તે ગામની બહાર સમોસર્યા છે. પ્રભુની આજ્ઞા મેળવી ઇંદ્રભુતિગણધર મહારાજ ત્રીજી પોરસીમાં તે ગામમાં ગૌચરીએ નીકલ્યા છે: લોકોના મુખથી આનંદજીની હકીકત તે મહાનુભાવે સાંભળી, અને આનંદજી જે ભાગમાં રહેલા છે તે તરફ પોતે આવ્યા.

ભગવાન ગૌતમસ્વામીને આવતા જોઇ, આનંદજી ઘણા ખુશી થયા; અને તેમને વંદના કરી; અને નમ્રભાવે વિનંતી કરી કે, "હે સ્વામી ! તપસ્યાને લીધે મારા શરીરમાં માત્ર નાડી અને અસ્થિ રહેલાં છે, તેથી હું આપની સમીપે આવવાને શક્તિમાન નથી; માટે- આપ મારી ઉપર કૃપા કરીને પધારો. જ્યાં આનંદજી હતા, ત્યાં ગૌતમસ્વામી આવ્યા. ત્યાં તેમના ચરણમાં ત્રણવાર નમીને ગણધર મહારાજને પુછયું કે,

"હે સ્વામી ! ગૃહસ્થને ઘરમાં રહેતાં છતાં અવધિજ્ઞાન ઉત્પન્ન થાય કે નહી. ?"

"હા થાય". ગૌતમસ્વામીએ જવાબ દીધો.

"મહારાજ ! મને પણ અવધિજ્ઞાન ઉત્પન્ન થયું છે. તેનાથી હું પૂર્વ દક્ષિણ અને પશ્ચિમ દિશામાં પાંચસો પાંચસો યોજન ક્ષેત્રરૂપ લવણસમુદ્ર સુધી હું દેખી શકું છું. ઉત્તર દિશામાં હિમવંત વર્ષધર સુધી, ઉર્ધ્વલોકે સૌધર્મદેવલોક, અને અધોભાગે રત્નપ્રભા પૃથ્વીના લોલુચ્ચય નામના નરકાવાસ સુધી જાણું છું, દેખી શકું છું." આનંદજીએ ગૌતમસ્વામીને કહ્યું."

"હે ભદ્ર ! ગૃહસ્થને અવધિજ્ઞાન ઉત્પન્ન થાય, પણ એટલું બધું મોટું ન થાય, માટે આ સ્થાને તમે તેની આલોચના નિંદા દિક કરો." ગૌતમસ્વામીને આનંદજીના બોલવા ઉપર વિશ્વાસ આવ્યો નહી, તેથી આ પ્રમાણે જણાવ્યું.

"હે સ્વામી ! જિન પ્રવચનમાં સાચા અર્થની આલોચણા હોય ?" આનંદજીએ પુછયું.

"ના હોય." ગૌતમસ્વામીએ કહ્યું.

"મહારાજ ! જો એમ છે તો પછી આપનેજ એ પ્રમાણે આલોચના કરવી ઘટે છે." આનંદજીએ ગૌતમસ્વામીને કહ્યું.

આનંદજીના બોલવા ઉપરથી પોતાને શંકા પડી, અને ત્યાંથી તેઓ જ્યાં પ્રભુ છે ત્યાં આવ્યા. ગમનાગમન પ્રતિક્રમણાદિ પૂર્વક, સ્વામીને નમીને સર્વ વૃત્તાંત નિવેદન કર્યો, અને પુછયું,

"હે સ્વામી ! આલોચના આનંદજીએ કરવાની કે મ્હારે કરવાની ?"

" તમેજ આલોચના કરો, અને તેને માટે આનંદને ખમાવો." ભગવંતે ગૌતમસ્વામીને કહ્યું.

ભગવંતના આ વચનને અંગીકાર કરી ગૌતમસ્વામી આનંદજી જ્યાં હતા, ત્યાં આવીને તેમને ખમાવ્યા, અને જણાવ્યું કે તમારી વાત સત્ય છે.

**અહિં ભગવંત ગૌતમસ્વામીની સરળ પ્રકૃતિ અને પ્રભુની આજ્ઞાના પાલનના બહુમાન માટે જેટલી પ્રસંશા કરીએ તેટલી ઓછી છે.** ભગવંતના પહેલા ગણધર જેવી મહાન પદ્ધિના ધારક છતાં, પ્રભુની આજ્ઞાને માન આપી એક ગૃહસ્થને પોતે ખમાવા જાય છે. એજ તેમનામાં રહેલી સરળતા જણાઇ આવે છે. જ્યારે આત્મહિત સાધન પ્રવૃત્તિ કરનારા સજ્જનોમાં, આવા પ્રકારની સરળતા અને આજ્ઞામાં બહુ માન આવશે, ત્યારેજ તેઓ ઉંચ્ચ કોટીમાં આવી શકશે આવા પ્રકારની સરળતા પ્રાપ્ત કરવાને માટે પ્રયત્ન કરવો એ ધર્મસાધનના અંગે મુખ્ય ફરજ છે.

આઠમા શ્રાવક મહાશતકજીને એકંદર તેર સ્ત્રીઓ હતી.

**અપ્રીતિકારી વચન નહીં બોલવા માટે મહાશતકજીને ઉપદેશ.**

મહાશતકજીએ બારવ્રત અંગીકાર કરવાથી, રેવતી નામની સ્ત્રી વિના, બાર સ્ત્રીઓના મનમાં કંઇ વિકાર ઉત્પન્ન થયો ન હતો. પણ રેવતીના મનમાં કુવિકલ્પો ઉત્પન્ન થયા હતા. જગતમાં બધા જીવો એક સરખા વિચાર અને પ્રકૃતિવાળા હોતા નથી. તેના મનમાં એવો કુવિકલ્પ ઉત્પન્ન થયો કે, "મારી બાર શોકયોના વ્યાઘાતથી હું મારા પતિની સાથે એકલી ભોગ ભોગવાને શક્તિમાન થતી નથી, માટે હું કોઇ ઉપાયથી તેમને મારી નાખું, તો હું એકલી ભર્તારની સાથે ભોગ ભોગવું; અને વળી તેમના દ્રવ્યની પણ હું એકલી માલીક થાઉં." આવા વિચારથી તે પાપિ-

ણિએ અનેક પ્રકારે છલ કરીને છ શોકયોને શસ્ત્રથી અને છ શોકયોને વિષ પ્રયોગથી મારી નાખી, અને તેમના દ્રવ્યની પોતે સ્વામિની થઇ.

આનંદજીની પેઠે મહાશતકજીએ પણ વ્રત લીધા પછી, ચૌદ વર્ષ અતિક્રમણ કરી, આનંદજીની પેઠે પુત્રને કુટુંબ ઉપર સ્થાપી, પૌષધશાળામાં આવી ધર્મધ્યાન કરવા માંડયું. ત્યાં આ પાપિણી રેવતી વખતો વખત આવતી. તેમને વ્યાઘાત કરવાનો ઉદ્યમ કરતી હતી. પણ મહાશતકજી તેવા પ્રયત્નથી પોતાના ધર્મકૃત્યમાં ખામી આવવા દેતા ન હતા. મહાશતકજીએ શ્રાવકની અગીઆર પડિમા આરાધી, અને બહુ પ્રકારના તપ કરીને શરીરને કૃશ કરી નાખ્યું હતું.

એક દિવસે શુભ અધ્યવસાયે કરીને તેમને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું; અને તે પૂર્વ, દક્ષિણ અને પશ્ચિમ દિશાના લવણ સમુદ્રમાં એક એક હજાર યોજન પ્રમાણ ક્ષેત્રને જોવા અને દેખવા લાગ્યા; બાકીની દિશાઓમાં આનંદજીની જેમ દેખતા હતા.

એક વખતે રેવતી પૂર્વની જેમ મહાશતકજીને ઉપસર્ગ કરવા આવી, ત્યારે તે ગાથાપતિ ક્રોધાયમાન થઈ ગયા, અને અવધિજ્ઞાન પ્રયોજી તેણે રેવતીને કહ્યું કે, " અરે રેવતી ! તું સાત દિવસમાં અલસક વ્યધિથી પરાભવ પામી, અસમાંધિ વડે કાળ કરી પહેલી નરકે લોલુચ્ચય નામના નરકાવાસમાં ચોરાસી હજાર વર્ષની સ્થિતીએ નારકીપણે ઉત્પન્ન થઇશ. "

રેવતી તેના આ વચનો સાંભળી ભય પામી, મનમાં આ પ્રમાણે ચિંતવવા લાગી કે, " આજે આ મહાશતક મહારાપર રૂષ્ટમાન થયો છે; તેથી તે કોઇ કદર્થનાથી મને મારશે. " એવું ચિંતવીતે ઘેર આવી, અને દુઃખે રહેવા લાગી. મહાશતકજીના કહેવા પ્રમાણે તે કાળ કરી નરકે ગઇ.

એ અવસરમાં પ્રભુ તે પ્રદેશમાં સમોસર્યા. પ્રભુએ ગૌતમને

પોતાની પાસે બોલાવી મહાશતકને ક્રોધ ઉત્પન્ન થયાનું અને રેવતીને તે ક્રોધાવેશમાં વચનો કહ્યાનો વૃત્તાંત કહ્યો, અને જણાવ્યું કે,

"હે ગૌતમ ! પૌષધશાળામાં છેલ્લી સંલેખના કરીને મહાશતકે અનશન કર્યું છે; તેમનું શરીર દુર્બલ થયું છે, ભાત પાણીનો ત્યાગ કરેલો છે. એવા શ્રાવક "બીજા અર્થે સાચા હોય તો પણ અપ્રીતિકારી વચન બોલે તે ઘટીત નથી," માટે તમો મહાશતકની પાસે જાઓ, અને તેમને જણાવો કે, "તમે રેવતીને જે વચનો કહ્યાં તે સાચા હતા, પણ તે અનિષ્ટ વચન હોવાથી અઘટિત હતાં; માટે તેની આલોચના તમે કરો."

પ્રભુની આજ્ઞાથી ગૌતમસ્વામી જ્યાં મહાશતકજી હતા, તે પૌષધશાળાએ આવ્યા. ગૌતમસ્વામીને આવતા જોઈ મહાશતકજી મહા ખુશી થયા, અને વંદના કરી. ગૌતમસ્વામિએ ભગવંતનો સંદેશો અક્ષરશઃ કહી સંભળાવ્યો એટલે મહાશતકે ગૌતમસ્વામીના વચનને અંગીકાર કરી, આલોયણા લીધી, અને ગૌતમ સ્વામી પ્રભુની પાસે આવ્યા.

આ દશે પવિત્ર શ્રાવકોએ આયુષ્યના અંતે અનશન કરી, સર્વે સૌધર્મદેવલોકમાં સમાન આયુષ્યે

દેવગાતમાં ઉમ્રજ્ઞ ઉમજ્ઞ થયા છે.

થયું.

આ દશે મહાપુરૂષોનું સવિસ્તર વૃત્તાંત જાણવાની ઇચ્છાવાળાઓને ઉપાશકદશાંગસૂત્રથી તથા વર્ધમાનદેશના આદિ ગ્રંથોથી જાણવાને માટે ભલામણ કરવામાં આવે છે ઉત્તમ શ્રાવકના આચાર અને વિચાર કેવા પ્રકારના હોવા જોઇએ, તેનો તેમના ચરિત્રથી આપણને બોધ થાય છે. તેમના જેવી મોટી સમૃદ્ધિવાન ગૃહસ્થો ભગવંતના ઉપદેશને પામીને, પોતાના આત્માને પવિત્ર કરવાને પ્રયત્નવાન થયા, એજ આપણને બોધ લેવા જેવું છે.

ધનવાનો પાસે જે ધન હોય તેના કેવા ભાગ પાડીને, તેનો ઉપયોગ કરવો, તે આ દશની નીતિ ઉપરથી શિક્ષણ લેવા જેવું છે.

પોતાની પાસેની રોકડ મિલકતમાંથી ત્રીજા ભાગની રકમ તો તેઓ નિધાનમાંજ રાખી મુકતા હતા. અને ૨ે ભાગની રકમ, વ્યાજે અને વ્યાપારમાં રોકતા હતા. પોતાની તમામ મુંડી ફક્ત વ્યાપારમાંજ રોકતા ન હતા. એ ઉપરથી એ સમજાય છે કે વ્યાપારના અંગે કદાપી જોખમકારક પ્રસંગ આવે, તે વખતે નાણાના અંગે તેમની સ્થીતિમાં એકદમ ફેરફાર થઇ જાય નહી, અથવા કોઇનું કરજ કાઢવાનો પ્રસંગ આવે નહી. ગૃહસ્થાચારના અંગનાં જે જે ગ્રંથો છે, તે તમામમાં ગૃહસ્થને પોતાની મીલકતમાંથી અમુક ભાગ તો રોકડ તરીકે ઘરમાં રાખી મુકવાની પૂર્વાચાર્યોની ભલામણ છે. વર્તમાનમાં કેટલીક વખત વ્યાપારના અંગે જોખમ લાગવાના બનાવના પ્રસંગે ધનાઢયોની સ્થીતિમાં જે એકદમ ફેરફાર થઇ જાય છે, તે જો ભગવંતની આજ્ઞા પ્રમાણે વર્તતા હોય તો, એવો પ્રસંગ આવે નહી. ગૃહસ્થ અને મુનિ સર્વ કોઇના અંગે ભગવંતની જે જે આજ્ઞાઓ છે, તે પ્રમાણે વર્તવાથી, નિકાચિત પૂર્વ અશુભ કર્મનો ઉદય થાય, તે શીવાય દુઃખ આવવાનો સંભવ નથી.

**અન્ય તીર્થીઓ અને મંડુક શ્રાવકનો સંવાદ.**

રાજગૃહ નગરમાં મંડુક નામના શ્રાવક રહેતા હતા. તે મહાન સમૃદ્ધિવાલા, સર્વલોકમાન્ય, જીવાજીવાદિ પદાર્થોના સ્વરૂપને જાણનાર, અને નિરંતર ધર્મકૃત્ય વડે આત્માને ભાવનાર હતા.

એક વખત એ મંડુકે ભગવંત વીરને સમોસરેલા જાણી, તેમને વંદન કરવા નિકળ્યા. નગરની બહાર કેટલાક તાપસો રહેતા હતા ભગવંત જે ધર્માસ્તિકાયાદિનું સ્વરૂપ જગતના જીવોને સમજાવતા તે તેઓ સમજી શકતા નહી, અને પોતાનામાં અરસપરસ મિથ્યા આલાપ સંલાપ કરતા હતા.

મંડુકજીને ભગવંતના તરફ જતા જોઇ, તે તાપસો મંડુકજીની પાસે આવ્યા, અને આ પ્રમાણે બોલ્યા. " હે મંડુક ! તારો ધર્માચાર્યજ પંચાસ્તિકાયાદિકની પ્રરૂપણા કરે છે. તે શી રીતે

મનાય ? તેમને શી રીતે જણાય ?" મંડુકે કહ્યું, "જે ધર્માસ્તિકાયાદિકે કરી પોતાનું કાર્ય કરાય છે, તે કાર્ય ઉપરથી. તે ધર્માસ્તિકાદિકને અમે જાણીએ છીએ. જેમ ધુમાડાથી અગ્નિ જણાય છે, તેમ તેમના કાર્ય ઉપરથી તે જણાય છે. વળી જો તેઓથી કાર્ય કરાતુ ન હોય, તો અમારાથી ન જાણી શકાય. એટલે કાર્યાદિક લિંગદ્વારે કરીનેજ છદ્મસ્થ જીવોને અતીંદ્રિય પદાર્થોનું જ્ઞાન થાય છે; તેમ વળી ધર્માસ્તિકાયાદિકનું કાર્યાદિલિંગ અમોને પ્રતીતવાળું દેખાતું નથી. તે પ્રસંગે તેના અભાવથી અમે નથી જાણતા."

આ વખતે ધર્માસ્તિકાયદિક સંબંધી અપરિજ્ઞાનને અંગીકાર કરતા મંડુકને ઉપાલંભ આપતા, તે અન્ય તીર્થીઓ બોલ્યા,

"હે મંડુક ! જો તું આ અર્થને જાણતો નથી, તો તું શ્રાવક કેમ ?"

આવા ઉપાલમ્ભથી તે મંડુક શ્રાવક જેમણે અદ્રશ્યમાનપણે ધર્માસ્તિકાયાદિકનો અસંભવ કહેલો છે; તેમનો તે વિષય ખંડન કરવા આ પ્રમાણે બોલ્યો, "હે આયુષ્મંત ! વાયુકાય વાયછે ?" ત્યારે તેમણે કહ્યું, 'હા વાય છે' મંડુકે પૂછ્યું.

"તમે તે વાયુકાયને વાતરૂપે દેખો છો ?"

તેમણે ઉત્તર આપ્યો, "એ પદાર્થ સમર્થ નથી એટલે રૂપ દેખતા નથી.

મંડુક—"ગંધવાળા પુદ્ગલો છે ?"

અન્ય તીર્થિઓ—"હા. છે.

મંડુક—"ત્યારે તમે પ્રાણસહગત પુદ્ગલોના રૂપને દેખો છો ?"

અન્ય તીર્થિઓ—"નથી દેખતા."

મંડુક—"કાષ્ટ સહચારી અગ્નિકાય છે ?"

અન્યતીર્થિઓ—"હા છે."

મંડુક—"ત્યારે તમે અગ્નિકાયના રૂપને દેખો છો ?"

અન્યતીર્થિઓ—" નથી દેખતા."
મંડુક—" સમુદ્રનું રૂપ પારગંત છે ?"
અન્યતીર્થિઓ—" હા છે."
મંડુક—" તમે તે દેખી શકો છો ?"
અન્યતીર્થિઓ—" નથી દેખતા"
મંડુક—" દેવલોક સંબંધી રૂપ છે ?"
અન્યતીર્થિઓ—" હા છે."
મંડુક—" ત્યારે તે રૂપને તમે દેખો છો."
અન્યતીર્થિઓ—" નથી દેખતા."

મંડુક—" હે આયુષ્મંતો ! હું તમે અને બીજા છદ્મસ્થ જીવો જ્યારે તે દેખતા નથી, તો શું તે સર્વ નથી? તમારા મત પ્રમાણે તો ઘણા લોકો પણ ન હોય." આવા પ્રશ્નોથી તે અન્યતીર્થિઓને નિરૂતર કરી દીધા. તે પછી મંડુકશ્રાવક ગુણશીલચૈત્યને વિષે રહેલા શ્રી વીરસ્વામી પાસે જઇ, વંદનાપૂર્વક યોગ્ય સ્થળે બેઠો ત્યારે ભગવાને મંડુકને કહ્યું, " ભદ્ર ! તું શોભનિક છે. કારણ કે તેં અસ્તિકાયોને ન જાણતાં છતાં, અન્યતીર્થિઓની આગળ હું નથી જાણતો એમ કહ્યું. જો તું અજાણતો છતો, ' હું જાણું છું ' એમ કહ્યું હોત, તો તું અરિહંતાદિકની આશાતના કરનારો થાત." પ્રભુના આવાં વચન સાંભળી મંડુક ખુશી થઇ ગયો. પછી પ્રભુને વંદના કરી ધર્મદેશના સાંભળી, પોતાને સ્થાને ચાલ્યો ગયો. આયુષ્યના ક્ષયથી અરૂણાભ નામના વિમાનમાં પ્રથમ દેવલોકે ઉત્પન્ન થયો. તે પછી ત્યાંથી ચ્યવી મહાવિદેહક્ષેત્રમાં સિદ્ધિપદને પ્રાપ્ત થશે.

આ ઉપરથી ધાર્મિક વિવાદના પ્રસંગે કે ધર્મ નિમિત્તે લેશ માત્ર આગમ વિરૂદ્ધ કે પ્રભુ આજ્ઞા વિરૂદ્ધ મૃષા ન બોલાય, તેના માટે આત્મજાગૃતિ રાખવાનું શીખવાનું છે. આગમની જે વાત જાણવામાં ન હોય, તેવી વાત કોઇના આગળ કહેવાથી અરિહંતાદિકની આશાતના થાય છે, એ વાત ભગવંતે જણાવી છે, તે આત્માર્થિઓએ લક્ષમાં રાખવા જેવી છે. પ્રભુનો ઉપદેશ કેટલો

પવિત્ર અને સત્ય છે, તે પણ આ ઉપરથી સમજવા જેવું છે. રાગ દ્વેષ અને મોહથી રહિત પ્રભુ કદી પણ મૃષા વચન બોલતા ન હતા, કે મૃષા ઉપદેશ આપતા ન હતા, કે મૃષા ઉપદેશની પુષ્ટિ કરતા ન હતા, એમ આ ઉપરથી આપણી ખાત્રી થાય છે.

**સંખજીનો પૌષધ અને તેમનો અભિનિવેશ ન કરવા ભગવંતનો ઉપદેશ.**

શ્રાવસ્તી નગરીમાં સંખજી રહેતા હતા. તેઓ ઘણા ધર્મિષ્ટ હતા. પ્રભુ એક વખત તે નગરીએ પધાર્યા, ત્યારે સંખજી પોતાના ધર્મમીત્રોની સાથે ભગવંતને વાંદવા ગયા. ભગવંતને વાંદીને પાછા વળ્યા, અને પોતાના સોબતીઓને કહ્યું કે, "આજે વિપુલ અશનપાન તૈયાર કરાવો; અત્તરવાયણું કરીને આવતી કાલ પાખીનો પૌષધ આપણે કરીશું." એ પ્રમાણે કહીને સંખજી તેમનાથી છુટા પડી, પોતાના ઘેર ગયા, અને વિચાર ફર્યો, અને પૌષધશાળામાં જઇ પૌષધ લીધો. તેમના મીત્રોએ તેમના સાથેના સંકેત પ્રમાણે અશનપાન તૈયાર કર્યું; અને તેમની વાટ જોવા લાગ્યા. આખરે એક પુષ્કલિ નામના શ્રાવક તેમને બોલાવવા ગયા. તેમને ઘેર તેમની પત્ની ઉપ્પલા પુષ્કલિને આવતા જોઇ તેમના સામી સાત આઠ ડગલાં આવી. તેમને બેસવાનું આસન આપ્યું, અને આવવાનું પ્રયોજન પુછ્યું.

"સંખજેવા ઉજ્વળ ગુણવાળા અમારા મીત્ર સંખજી ક્યાં છે?"

"તે તો પૌષધશાળામાં પૌષધ લેઇને બેઠા છે." બાઇએ જવાબ દીધો. તે સાંભળી તે શ્રાવકજી પૌષધશાળાએ ગયા; અને સંખજીને પ્રણામ કરી કહ્યુ કે, "રસોઇ પાણી તૈયાર થઇ ગયા છે, માટે આપ જલ્દી પધારો."

"મેં તો પૌષધ લીધો છે, માટે તમો સર્વની ઇચ્છા હોય તેમ વર્તો". સંખે જવાબ દીધો.

સંખજીનો જવાબ લઇ પુષ્કલિ શ્રાવક બીજા શ્રાવકોની પાસે આવ્યા, અને સર્વ વૃત્તાંત જણાવ્યો. શ્રાવકો હઠે ચઢયા. તેના ઉપર ક્રોધે ભરાયા અને આખરે જમ્યા.

સંખજી પૌષધમાં ભગવંતને વંદન કરવા આવેલા છે, તે વખતે તેમના મીત્રો પણ ભગવંતને વંદન કરવા આવ્યા હતા.

સંખને જોઇને તેમના ઉપર તેમના મીત્રોને અભિનિવેશ આવ્યો (ક્રોધે ભરાયા), અને સંખજીને કહ્યું કે, "તમને શું આમ કરવું યુક્ત હતું ? જમીને સાથે પૌષધ લેવાનો ઠરાવ આપણે કર્યો હતો, અને તમે વગર જમે પૌષધ લીધો. તમે અમારી ઠીક મશ્કરી કરી."

આ બનાવ જોઇ ભગવંતે તે શ્રાવકોને કહ્યું, "તમે સંખના ઊપર ક્રોધ કરો નહી, અને તેમને નિંદ્યો નહી; કેમકે તે ધર્મમાં રક્ત, દૃઢ, અને પ્રીતિવાન છે. ધર્મ જાગરિકા કરે છે.

" ક્રોધના વશે જીવ શું કર્મ ઉપાર્જે, અને સંસાર રૂપ અટવીમાં ભટકે. " એવો પ્રશ્ન ભગવંતને સંખે પુછયો.

"ક્રોધના વશે જીવ સાત આઠ કર્મ બાંધે." ભગવંતે સંખને જવાબ આપ્યો.

ભગવંતનો આ પ્રમાણેનો જવાબ સાંભળી, તે ભદ્રિક શ્રાવકો ભયભીત થઇ અભિનિવેશ છોડી દઇ, સંખશ્રાવકને ખમાવી, પ્રભુને વંદન કરી પોતાના સ્થાનકે ગયા.

સંખજી પણ ઉત્તમ પ્રકારે ધર્મારાધન કરી, અંતે સૌધર્મ કલ્પમાં અરૂણાભવિમાનમાં ચાર પલ્યોપમના આયુષ્યવાળા દેવ પણે ઉત્પન્ન થયા.

**ઋષિભદ્ર પુત્ર.**

શાસ્ત્રમર્યાદા એવી છે કે ભાવશ્રાવકે સંવિગ્ન અને ગીતાર્થ ગુરૂની પાસે શાસ્ત્ર સાંભળીને, પ્રવચનના અર્થમાં કુશળતા મેળવવી જોઇએ શાસ્ત્રનો અભ્યાસ પોતાની મરજી માફક, સ્વતંત્ર કરવાની આગમમાં મર્યાદા નથી. આગમના વચનો નય–અપેક્ષા ગર્ભિત હોય છે, તેથી જે જે ઠેકાણે જે જે વચનો આગમમાં કહેલ હોય, તેની અપેક્ષા ગુરૂગમથી ધારવાથી શાસ્ત્રનો યથાર્થ બોધ

થાય છે. ગુરૂગમ શીવાય મતિકલ્પનાથી આગમના અર્થ કરવાથી, કદી વિપરિત અર્થ થઇ તેવા પ્રકારની શ્રદ્ધા દ્રઢ થવાથી, આત્માને હિતકર્તા થતું નથી. પરિણામે કદાગ્રહ બંધાઇ અનર્થ ઉત્પન્ન થાય છે. ઋષિભદ્ર પુત્ર શુદ્ધ શ્રદ્ધાવાન શ્રાવક હતા. તેમણે ગીતાર્થ અને સંવિગ્ન ગુરૂની પાસેથી પ્રવચનના અર્થ સાંભળ્યા હતા, અને તે ધારી રાખ્યા હતા. ભગવંતના શ્રાવકોમાં ઋષિભદ્ર પુત્ર આલભિકા નગરીના રહેવાસી હતા. એ ગામમાં બીજાપણ ઘણા શ્રાવકો રહેતા હતા. તે શ્રાવકો આપત્તિમાં પણ ધર્મમાં દ્રઢ રહેનાર હતા તેઓએ મળીને એક વખત ઋષિભદ્ર પુત્રને પુછયું કે, "તમે અમને દેવતાની સ્થીતિ કહી સંભળાવો." ત્યારે તે પણ પ્રવચનમાં કહેલા અર્થમાં કુશળ હોવાથી, શાસ્ત્રમાં વર્ણન કર્યા પ્રમાણે ચારનિકાયના દેવોની સ્થીતિ કહી સંભાળાવી. પણ તેમના બોલવા ઉપર તેમને શ્રદ્ધા આવી નહી. પણ જ્યારે પ્રભુ તેમના ગામે પધાર્યો, ત્યારે ઋષિભદ્ર પુત્રની સાથે તેઓ પ્રભુને વંદન કરવા ગયા. પ્રભુની પાસે દેશના સાંભળ્યા પછી, તે શ્રાવકોએ પ્રભુને પુછયું કે, " અમે દેવોની સ્થીતિના સંબંધે જે પ્રશ્ન ઋષિભદ્ર પુત્રને પુછયા હતા, ને તેમણે અમોને દેવોની જે સ્થીતિ કહી સંભળાવી છે, તે ખરી છે ? "

" હા. તેમણે જે પ્રમાણે દેવોની સ્થીતિનું વર્ણન કર્યું છે, તેજ પ્રમાણે હું કહું છું. " પ્રભુએ તે શ્રાવકોને ઉત્તર આપ્યો.

એ ઉપરથી તે આત્માર્થિ શ્રાવકોએ ઋષિભદ્ર પુત્રને ખમાવ્યા અને ઘેર ગયા.

ઋષિભદ્ર પુત્ર ચિરંકાળ ગૃહસ્થ ધર્મ પાળીને, માસ ભકત કરીને સૌધર્મ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા છે.

આ ઋષિભદ્રપુત્ર ભગવંતના વિદ્યમાનપણામાં થયા છે. તેઓ ભગવંતના શ્રાવક હતા. પ્રવચનના અર્થ તેમણે સંવિજ્ઞ ગીતાર્થ ગુરૂ પાસેથી ધાર્યા હતા. પોતે સ્વતંત્ર ધાર્યા ન હોતા, અને ભગવતે પણ તેવા પ્રકારના તેના વર્તનની પ્રસંશા કરી હતી. એ ઉપરથી વર્તમાનમાં આગમનો સ્વતંત્ર અભ્યાસ કરવાની, જીજ્ઞાસાવાળાને પુરતો જવાબ મળે છે.

ભગવંતના સમયમાં શ્રાવકો કેટલા બધા સૂત્રાર્થના જાણકાર હતા, એનો દાખલો ભગવંતની પુત્રી

**ઢંકકુલાલ શ્રાવક.** પ્રિયદર્શનાને બોધ આપનાર, આવસ્તી નગરીમાં એક સમૃદ્ધિવાન ઢંકકુલાલ નામના કુંભારનો છે. તે પરમ શ્રાવક હતો. જમાળીના ચરિત્રના પ્રસંગે તેનો સંબંધ જાણવામાં આવ્યો છે, તો પણ આ ઠેકાણે તેના સંબંધમાં કંઇ માહિતી આપવાથી પુનરૂક્તિ દોષ વહોરી લેવા જેવું થશે નહિ.

પ્રિયદર્શના પોતાના પરિવાર સાથે તેની શાળામાં ઉતર્યાં હતા. જમાળીના કુમતથી તે જાણકાર હતો. પ્રિયદર્શનાને પ્રતિબોધ આપવાનું તેના મનમાં આવ્યું. તેણે નીભાડામાંથી પાત્રને એકઠા કરતા કરતાં,બુદ્ધિપૂર્વક અગ્નિનો તણખો પ્રિયદર્શના ન જાણે તેમ તેના વસ્ત્ર ઉપર નાખ્યો. વસ્ત્રને બળતું જોઇ પ્રિયદર્શના બોલી કે, "અરે ઢંક ! જુવો તમારા પ્રમાદથી આ મહારૂં વસ્ત્ર બળી ગયું."

"હે સાધવી ! તમે મૃષા બોલો નહી. તમારા મત પ્રમાણે.તો જ્યારે બધુ વસ્ત્ર બળી જાય, ત્યારે બળ્યું એમ કહેવું ઘટીત છે. બળતું હોય તેને બળી ગયું કહેવું,એ તો શ્રી અર્હંતનું વચન છે, અને અનુભવથી તેમનું તે વચન સ્વીકારવાને યોગ્ય જણાય છે." ઢંકે જવાબ દીધો. ઢંકના આ પ્રમાણેના શિક્ષણથી પ્રિયદર્શનાને સુબુદ્ધિ ઉત્પન્ન થઇ, અને જમાળીનો મત ખોટો લાગ્યો. તેણે ઢંકને કહ્યુંકે. "હે ઢંક ! હું ચિરકાળથી વિમૂઢ થઇ ગઇ હતી, તેને તેં સારો બોધ કર્યો. જમાળીની સુચનાથી તે પ્રભુ પાસે ગઇ, અને પોતાની ભુલ જણાવી, તેનો મિથ્યા દુષ્કૃત દઇ પ્રાયશ્ચિત લીધું.

આ ઉપરથી પૂર્વકાળમાં શ્રાવકો આગમના કેટલા અભ્યાસી હતા તે જણાય છે. એટલુંજ નહિ પણ ભગવંતના વચનોથી શ્રદ્ધા ભ્રષ્ટ થએલાને કેવી રીતે યુક્તિથી પુનઃ શ્રદ્ધાવાન બનાવવા, તેમાં પણ કુશળ જણાતા હતા. એમાં મૂખ્ય કારણ સંવિજ્ઞ અને ગીતાર્થ ગુરૂ પાસેથી આગમના અર્થની ધારણા કરવાની પ્રવૃત્તિજ છે,

કેમકે તેથી જ્ઞાન પરિપકવ થાય છે. આગમ ભણવાના બીન અધિકારી શ્રાવકો, પોતે સ્વચ્છંદી બની આગમનો પોતાની સ્વતંત્ર બુદ્ધિથી, ગમે તેમ અર્થ કરી વાંચે, ને તેમને તથા શાસનને હિતકર્તા નથી.

ભગવંતના સમયમાં શ્રાવકોની સંખ્યા તો ઘણી હતી, પણ ભગવંતની પાસે વ્રત ગ્રહણ કરનારની સંખ્યા એક લાખ ઓગણસાઠ હજારની હતી. તેમાં પણ જેઓ ઉત્તમ હતા, તેમનો સંક્ષિપ્ત વૃત્તાંત ઉપર આપવામાં આવ્યો છે, એ શીવાય શીવરાજરૂપી વિગેરે ઘણા શ્રાવકોનો વૃત્તાંત આગમમાં છે. તે તમામની હકિકત આપવાથી વિષયાન્તર થવાનો ભય રહે છે. તેથી તે નહી આપતાં, ભગવંતના હસ્ત દીક્ષિત શ્રી ધર્મદાસગણિ મહારાજે શ્રી ઉપદેશ માળા નામના ગ્રંથમાં ગાથા ૨૩૦ થી ૨૪૬ સુધીમાં, શ્રાવકના ગુણોનું વર્ણન કરતાં કર્ત્તવ્યનું સૂચન કરેલું છે, તે આપવાથી શ્રાવકના કર્તવ્યના અંગે ભગવંતનો ઉપદેશ કેવો હતો, તે સમજાય તેથી ફક્ત તે સંક્ષિપ્તમાં નીચે આપવામાં આવેલ છે.

૧ ચૈત્યોને ( જિન બિંબોને ) ત્રણે કાળ વંદના કરે, પ્રધાન સ્તવ અને સ્તુતિ કરે; તથા શ્રી જિનવરની પ્રતિમાઓ અને તેમના ચૈત્યોને વિષે અગરૂ પ્રમુખ ધૂપ, માલતી વિગેરે પુષ્પો,અને સુંગધી દ્રવ્યોએ અર્ચન ( પૂજા ) કરવાને ઉદ્યમવાન હોય.

૨ જિનધર્મના વિષે નિશ્ચલ એકાગ્રમતિવાળો, શ્રીજિનેશ્વર શીવાય બીજો દેવ નથી એવી શ્રદ્ધાવાળો, શ્રાવક પૂર્વાપર વિરૂદ્ધ અર્થવાળા કુસમય–કુશાસ્રોને વિષે રક્ત થતો ન હોય.

૩ કુત્સિત લિંગધારી બૌદ્ધાદિકના સ્વયંપાકાદિકમાં વિવિધ પ્રકારે ત્રસ અને સ્થાવર પ્રાણીઓનું મર્દન થતું જોઇને, તથા ઇન્દ્ર સહિત દેવતાઓથી પણ, શ્રાવક શ્રી જિનભાષિત ધર્મ થકી ચળાયમાન થતો નથી.

૪ શ્રાવક નિરંતર મુક્તિમાર્ગના સાધક એવા સાધુઓને વંદના કરે છે. તેમને પોતાનો સંદેહ પુછેછે,અને તેમની પર્યુપાસના સેવા

કરે છે. વળી તે સુશ્રાવક ધર્મશાસ્ત્ર ભણે છે. તે જિનભાષિત ધર્મને અર્થથી શ્રવણ કરે છે, અને ભણેલાનો અર્થથી વિચાર કરે છે, તથા અજ્ઞાની જનોને પોતાની બુદ્ધિ પ્રમાણે બોધ પમાડે છે.

૫ શીલ અને અણુવ્રતોનો નિયમ જેને દ્રઢ હોય, વળી પૌષધ અવશ્ય કરવાલાયક સામાયિક વિગેરે છ આવશ્યકને વિષે જે અતિચાર રહિત હોય, તથા જે મધ, મદિરા, માંસ, અને વડ ઉંબર, વિગેરે પાંચ પ્રકારના વૃક્ષના જીવવાળા ફળો તથા બહુબીજવાળા ફળો વિગેરેથી નિવૃત્ત પામેલો હોય, એટલે અભક્ષ્યાદિકના ત્યાગવાળો હોય, તે શ્રાવક કહેવાય છે.

૬ પંદર પ્રકારના કર્માદાન પૈકી કોઇ પણ પ્રકારના અધર્મ કર્મથી આજીવિકા કરતો ન હોય, તથા દશ પ્રકારના પ્રત્યાખ્યાનમાં નિરંતર ઉદ્યમવાન હોય, વળી જેને ધન ધાન્ય વિગેરે નવવિધ પરિગ્રહનું પરિમાણ કરેલું હોય, અને જે કંઇ આરંભાદિકમાં પ્રવૃત્તિ કરે તે પણ શંકિત થઇને કરે, અને કર્યા પછી પણ આલોચણ લઇને તે દોષથી શુદ્ધ થાય, તે શ્રાવક કહેવાય.

૭ શ્રી જિનેશ્વરની દીક્ષા, કેવળજ્ઞાન, નિર્વાણ અને જન્મભૂમિ રૂપ સ્થાનોને વંદના કરે છે; અને બીજા ઘણા ગુણ હોય, ઘણી જાતનાં દ્રવ્યાદિકની પ્રાપ્તિનાં સાધન હોય, છતાં પણ સાધુજનના વિહાર રહિત દેશમાં વસે નહીં.

૮ બૌદ્ધ, તાપસ, વિગેરે પરતીર્થિકોને વંદન ન કરવું, ઉદ્ભાવન એટલે બીજાની પાસે તેઓના ગુણની પ્રસંશા ન કરવી, તેમના દેવની સ્તુતિ ન કરવી, તેમના ઉપર ભક્તિ રાગ ન કરવો, તેમનો સત્કાર ન કરવો, તેઓનું સન્માન ન કરવું, તેઓને સુપાત્રની બુદ્ધિએ દાન ન આપવું,[1] તથા તેમનો વિનય ન કરવો.

---

૧ શ્રી જિનેશ્વરના શાસનને વિષે અનુકંપાદાનનો નિષેધ નથી, એટલે અનુકંપા—દયાની બુદ્ધિથી ગમે તેવા યાચકને આપવાની આજ્ઞા છે. સુપાત્રને સુપાત્રની બુદ્ધિથી દાન આપવું, સુપાત્ર શીવાયનાને દાન આપતી વખતે અનુકંપા-દયાની બુદ્ધિથી આપવાની આજ્ઞા છે

૯ શ્રાવકે પ્રથમ યતિઓને પ્રણામપૂર્વક દાન આપીને ભોજન કરવું. કદાચ સાધુઓ ન હોય તો, સાધુઓ જે દિશા તરફ વિચરતા હોય, તે દિશા તરફ જોઇને " જો સાધુઓ આવે તો સારૂં " એમ વિચારતો ભોજન કરે.

૧૦ સુશ્રાવકના માર્ગે ચાલનાર ધીર–સત્યવાન–શ્રાવક, જે વસ્તુ મુનિરાજ ગ્રહણ કરે, તેજ વસ્તુ પોતે વાપરે છે. બીજી વસ્તુ તે ન વાપરે.

૧૧ શ્રાવકે પોતાની શક્તિને અનુસાર, પોતાની પાસેના થોડા-માંથી પણ થોડું, વાસસ્થાન, સુવાનીપાટ, આસન, અન્ન, જળ, ઓષધ, વસ્ત્ર, વિગેરે આપવું. અતિથિસંવિભાગ કર્યા વિના પોતે વાપરતો નથી.

૧૨ શ્રાવકે સંવત્સરીપર્વમા, ત્રણે ચાતુર્માસમાં ચૈત્ર, આસો વિગેરેની અઠ્ઠાઇમાં, અને અષ્ટમી વિગેરે શુભ દિવસોમાં, વિશેષે કરીને આદરવડે શ્રીજિનેશ્વરની પૂજા કરવી, છઠ્ઠ અઠ્ઠમાદિક તપ કરવો, તથા જ્ઞાનાદિક ગુણોને વિષે ઉદ્યમ કરવો.

૧૩ સાધુઓ, શ્રીજિનપ્રાસાદ, તથા જિનપ્રતિમાઓના પ્રત્ય-નિક તથા અવર્ણવાદ બોલનારને, તથા શ્રી જિનેશ્વરના શાસનના અહિત કરનારને, સુશ્રાવકે પોતાના સર્વ પ્રકારના બળે કરીને નિવારણ કરવો.

૧૪ શ્રાવકે હમેશાં પ્રાણીવધ, અલીકવચન એટલે મિથ્યા ભાષણ, ચોરી, તથા પરસ્ત્રીગમનનો ત્યાગ કરવો. તેના ત્યાગનો નિયમ કરવો જોઇએ.

૧૫ પરિગ્રહનું પરિમાણ નહિ કરવાથી અનંત તૃષ્ણા–લોભ-ઉત્પન્ન થાય છે. બહુ પ્રકારના દોષો પેદા થાય છે, તથા નરક ગતિના આયુષ્યના બંધનું કારણ થાય છે, માટે ધનધાન્યાદિક નવ પ્રકારના પરિગ્રહનું પરિમાણ કરવું.

૧૬ શ્રી જિનેશ્વરના માર્ગને ગ્રહણ કરનારે, દુર્જનની મૈત્રી કરવી નહિ; તેમજ પારકી નિંદા કરવી નહિ.

૧૭ જેઓ બાર પ્રકારના તપ, નિયમ, શીલસંપન્ન, તથા સારા ગુણોવાળા હોય, તેઓને મુક્તિ અને સ્વર્ગના સુખ દુષ્પ્રાપ્ય નથી. અર્થાત્ સ્વર્ગનાં સુખો ભોગવીને અનુક્રમે મુક્તિને પ્રાપ્ત કરે છે.

આ પ્રમાણે શ્રાવકના કર્તવ્ય બતાવ્યા છે. તેનો તથા આ પ્રકરણના શરૂવાતમાં ભાવશ્રાવકના જે કર્તવ્ય બતાવ્યાં છે, તેનો ભગવંત મહાવીરના શાસનમાં વર્તતા દરેક બંધુ અને બહેનોએ શાંત ચિત્તથી વિચાર કરી, તેને પોતાના વર્તનમાં મુકવાને, પોતાની શક્તિ મુજબ પ્રયત્ન કરવો જોઇએ; અને તે પ્રમાણે વર્તન કરવામાં આવે તોજ ભગવંતનું શાસન પામ્યાનું સ ર્થક છે. આવા પ્રકારના સદ્ગુણો પ્રાપ્ત કરવા તરફ દુર્લક્ષ કરવાથી, અને પ્રમાદ તથા વિષય કષાયમાં જીવન ગુજારવાથી, પ્રાણીઓ પોતેજ પોતાનું હિત સાધી શકતા નથી. આ વાત હમેશાં લક્ષમાં રહેવી જોઇએ. ગુણી અને શીલસંપન્ન પ્રાણીઓને આલોકનું ઐશ્વર્ય પણ સુલભ રીતે પ્રાપ્ત થાય છે.





# પ્રકરણ ૨૩ મું.

---

## શ્રાવિકા.



પ્રભુ મહાવીરના શાસનમાં શ્રાવક અને શ્રાવિકાઓ તો ઘણી હતી. શાસ્ત્રમાં દરેક તીર્થંકરના પરિવારમાં શ્રાવક અને શ્રાવકાની સંખ્યા બતાવી છે. આ સંખ્યા વ્રત નિયમધારી શ્રાવક શ્રાવિકાની હોય છે. પ્રભુના પરિવારમાં ૩૧૮૦૦૦ વ્રતધારી શ્રાવિકાઓ હતી. સામાન્ય રીતે સ્ત્રીઓના સંબંધમાં તે પતિવ્રતા હોવી જોઇએ, અને પતિવ્રતાના અંગે જે સામાન્યધર્મ બતાવેલા છે, તે પાળના જોઇએ, આવા પ્રકારની માન્યતા છે. ભગવંત મહાવીર દેવનો ઉપદેશ એ ઉપરાંત વિશેષ છે. સ્ત્રીઓએ પતિવ્રતાવ્રત પાલન ઉપરાંત ગૃહસ્થધર્મની યોગ્યતાવાળા સમ્યક્ત્વમૂળ બારવ્રતો અંગીકાર કરી, ધાર્મિક જીવન ગુજારવું જોઇએ. શીલ પાળવું એતો સ્ત્રીઓનો મૂળ ધર્મજ છે. શીલ સહિતની સ્ત્રીજ શ્રાવિકા નામને લાયક છે. સ્ત્રીઓ પણ સર્વવિરતિ ધર્મની અધિકારી છે.

**ભાવી ચોવીશીમાં સુલસાદિ ૯ તીર્થંકર થનારનાં નામ.**

ભગવંતના શાસનમાં શ્રાવિકાઓ સર્વવિરતિ અંગીકાર કરી, મોક્ષ પ્રાપ્ત કરવાને સમર્થ થઇએ છે. એના દાખલા સાધવી પ્રકરણમાં આપવામાં આવ્યા છે. ભગવંત મહાવીરના પરિવારમાં બે શ્રાવિકા સુલસા અને રેવતી એતો, તીર્થંકરનામકર્મ નામની પુણ્ય

પ્રકૃતિનો બંધ કરેલો છે.ભાવી ચોવીશીમાં સુલસા "નિર્મમ" નામના પંદરમા તીર્થંકર થશે.રેવતી સત્તરમા "સમાધિ" નામના તીર્થંકર થશે. પ્રભુ મહાવીરનું આલંબન પામી એ બે મહાસતીઓ ઉપરાંત, બીજા સાત પુરૂષોએ તીર્થંકરનામકર્મનો બંધ કરેલો છે. એકંદર નવ તો તીર્થંકરની પદ્ધિ પામનાર છે. તે સાતના (પુરૂષો) નામ નીચે પ્રમાણે છે.

૧ શ્રેણિક રાજા શ્રી 'પદ્મનાભ'નામના પહેલા તીર્થંકર થનાર છે.

૨ પ્રભુના કાકા સુપાર્શ્વ આવતી ચોવીશીમાં બીજા 'સુરદેવ' નામના તીર્થંકર થનાર છે.

૩ શ્રેણિક રાજાના પૌત્ર અને કોણિક રાજાનો પુત્ર ઉદાયન, જેમનો પોષધશાળામાં વિનયરત્નનામના અભવ્ય સાધુથી ઘાત થયો હતો, તે 'સુપાર્શ્વ' નામના ત્રીજા તીર્થંકર થનાર છે.

૪ પાટીલઅણગર 'સ્વયંપ્રભ'નામના ચોથા તીર્થંકર થનાર છે.

૫ દ્રઢાયુ શ્રાવક પાંચમા' સર્વાનુભુતિ'નામે તીર્થંકર થશે.

૬ શંખનામે શ્રાવક 'ઉદય' નામના સાતમા તીર્થંકર થશે. ઉપદેશપ્રાસાદભાગ ૩ ના પૃ. ૨૮૪ માં જણાવે છે કે, ભગવતી સૂત્રમાં જે શંખશ્રાવકનો અધિકાર આવે છે, તે સંખજી આ નહીં, પણ આ બીજા કોઇ છે.)

૭ આનંદ નામના શ્રાવકોનો જીવ આઠમા 'પેઢાલ' નામના તીર્થંકર થનાર છે. ઉપલાજ ગ્રંથમાં ખુલાસો કરવામાં આવ્યો છે કે, સાતમા અંગમાં જે આનંદશ્રાવકનું વર્ણન આવે છે, તે આનંદ આ નહી, પણ બીજા છે.

ઉપર પ્રમાણે નવજણે તો પ્રભુએ બતાવેલા માર્ગનું આરાધન કરી તીર્થંકરનામકર્મનો બંધ કરેલો છે. પ્રભુના શાસનમાં ઘણા જીવો મોક્ષના અધિકારી બન્યા છે, અને આ નવ તીર્થંકરની પદ્ધિ પ્રાપ્ત કરનાર છે,આથી પ્રભુના ચરિત્રમાં વિશેષ કયા ચમત્કારની આશા રાખીએ ? પ્રભુના શ્રાવક શ્રાવિકાઓના ચરિત્રોજ ચમત્કારથી ભરપૂર છે. શ્રાવિકાઓ પૈકી કેટલીક મહાસતી શ્રાવિકાઓનો સંબંધ આ પ્રકરણમાં જણાવવામાં આવ્યો છે.

પ્રભુના ભક્ત શ્રેણિક રાજાના રાજગૃહ નગરમાં, નાગ નામનો એક રથિક હતો. તે જૈનધર્મ પાળતો હતો.

**સુલસા.** દયા, દાન, પરનારીસહોદર, વીર, ધીર ઇત્યાદિ ગુણો તેનામાં હતા. તે રાજસેવક હતો. તેમને સુલસા નામની સ્ત્રી હતી. તેનામાં પતિવ્રતાપણાના ગુણ સાથે સમકિત, સરળતા વિગેરે સદ્ગુણો હતા; તે હમેશાં પુણ્યકર્મમાં આદરવાળી હતી. પ્રભુના ઉપર તેનો દ્રઢ રાગ હતો. જીનેશ્વરદેવની તે પરમ ભક્ત હતી. તેને કંઇ પ્રજા થએલી ન હતી, તોપણ તે બાબત તેના મનમાં લગીર પણ અરતિ થતી ન હતી.

સુલસાના પતિ નાગરથિકના મનમાં એક વખત પુત્ર વિનાનું જીવન નકામું ભાસવા લાગ્યું. "જેઓએ બાલ્યાવસ્થામાં બ્રહ્મચર્ય પાળ્યું નહી, અને યુવાવસ્થામાં પુત્રનું મુખ જોયું નહી, તેઓના બન્ને લોકના ઠગનારા કામીપણાને ધિક્કાર છે." આવા સામાંન્ય વિચારોએ તેના મન ઉપર દબાણ કર્યું. તેથી તે ઉદાસ થઇ ગયો. તેનો ચહેરો લેવાઇ ગયો. હાથમાં માથું રાખી ઉદાસચિત્તથી પુત્રના સંબધેજ તે વિચારવા લાગ્યો, અને પુત્ર વિના પોતાનું જીવન તેને નકામું લાગ્યું. આ બનાવ સુલસાના જોવામાં આવ્યો.

"હે નાથ! આપ કાંઇ ઘણી ચિંતામાં હો, એમ આપની મુખાકૃતિ ઉપરથી જણાય છે. તો આપ શી ચિંતા કરો છો? તે કહો; અને મને તેની ભાગીદાર બનાવો." સુલસાએ પોતાના પતિને બે હાથ જોડી નમ્રતાથી પુછ્યું.

"હું અપુત્ર છું. મને પુત્રની ઘણી લાલશા છે. પરંતુ પુત્ર કે પુત્રીની ઇચ્છા કરતાં, મને કઇ ઉપાય સૂઝતો નથી." નાગરથિકે ઉદાસચિત્તે જવાબ આપ્યો.

"સ્વામી! આપ બીજી ઘણી કન્યાઓ પરણો. તેઓમાંથી શું એક પણ પુત્રનો પ્રસવ કરનારી નહિ થાય?" સુલસાએ ખુલ્લા હૃદયથી અને આનંદિત ચહેરે પતિને કહ્યું.

"હે પ્રિયે ! આ જન્મમાં તો મ્હારે તારા શીવાય બીજી સ્ત્રી કરવી નથી. મને તારાથી ઘણોજ સંતોષ છે. બીજી સ્ત્રી કદિ પરણવાનો નથી, તો પછી તેમનાથી પુત્રોની વાતજ શી કરવી."

નાગરથિકે વિશેષ રીતે કહ્યું કે, "હે પ્રિયા ! હું તો તારાથી થએલા પુત્રનેજ ઇચ્છું છું. તુજ મારા પ્રાણ, શરીર; મંત્રી, અને મિત્ર છો. માટે પુત્રને અર્થે કોઇ દેવીની માનતા-બાધા વિગેરે કરવા યત્ન કર."

"હે સ્વામી ! હું શ્રી અરિહંત પ્રભુની આરાધના કરીશ, કારણકે શ્રી અરિહંતની આરાધના સર્વ કાર્યમાં ઇચ્છિત ફળને આપનારી છે." સુલસાએ ધર્મને દૂષણ ન પમાડનારી નીતિનો જવાબ આપ્યો. તે પછી પતિના મનને સમાધાન થાય, તેવા પ્રકારના ઉપાયમાં શ્રી જિનેશ્વરની પૂજામાં વિશેષ રક્ત થઇ, સર્વ વિઘ્નોનો નાશ કરવા અને સર્વ સંપત્તિના કારણરૂપ આચામ્લતપ-આંબીલનું વિશેષ રીતે આરાધન કરી, સમાધિમાં રહેવા લાગી. તેમજ વિશેષ પ્રકારે બ્રહ્મચર્ય ગુણનું પાલન કરવા માંડયું.

સતી અને પતિવ્રતા સ્ત્રીઓ કષ્ટના પ્રસંગમાં આચામ્લ તપનું આરાધન વિશેષ પ્રકારે કરી, શ્રી જિનેશ્વરની ત્રીકાળ ભક્તિમાં મગ્ન બની જાય છે. તપ અને શ્રી જીનેશ્વરની પૂજા શું ફળને નથી આપતી ? તપથી અશુભ કર્મનો ક્ષય થાય છે. શ્રી જિનેશ્વર દેવની ભક્તિના માટે, શાસ્ત્રકારોએ જણાવ્યું છે કે, 'તે વિઘ્નનો નાશ કરે છે, ઉદયને વધારે છે, અને પરંપરા મોક્ષ ફળને આપે છે. શ્રી જિનેશ્વર દેવની, જે પવિત્ર આચરણવાળાઓ શુદ્ધ ભાવથી સાત પ્રકારની શુદ્ધિ સહિત ભક્તિ કરે છે, તેમને તો એ ભક્તિ કલ્પવૃક્ષ અને ચિંતામણિ રત્નની પેઠે ઇચ્છિત ફળને આપનારી નીવડે છે. આવો સુલસાના મનમાં દ્રઢ વિશ્વાસ હતો. તેને પોતાને પુત્ર પ્રાપ્તિ માટે ઇચ્છાજ ન હતી, પણ ધર્મપરાયણ એક પત્નિ નિષ્ટાવાળા પોતાના પતિની ચિંતા દૂર થાય એવા પ્રકારની તેની ભાવના હતી શુદ્ધ ધર્મના પાલનને બાધા ન પહોંચે એવા પ્રકારના વિશુદ્ધ

વિચાર, અને આચારનું પાલન કરવું એતો શ્રી જિનેશ્વર ભગવંતની શુદ્ધ શીળ ધારણ કરનારી શ્રાવિકાઓનો ધર્મજ છે.

સુલસાની ખરેખરી દ્રઢ શ્રદ્ધા અને ધર્મભાવના તથા પવિત્ર આચરણની એક વખતે દેવલોકમાં ઇંદ્રે પ્રસંશા કરી. તે સાંભળી એક કૌતુકિ દેવને વિસ્મય લાગ્યું, અને તે સુલસાની પરિક્ષા કરવા રાજગૃહ નગરમાં આવ્યો. સુલસા તે વખતે ઘર દહેરાંસરમાં પ્રભુ ભક્તિમાં ગુંથાએલી હતી. દેવે સાધુનું રૂપ લીધું. "નીસ્સિહી" બોલતો તે ઘરદહેરાસર આગળ આવ્યો.

વાદળા વગરની વૃષ્ટિની જેમ એકાએક અચાનક મુનિને આવેલા જોઇ, સુલસાએ ભક્તિથી તેમને વંદનાકરી, અને આવવાનું કારણ પુછયું.

"મને કોઇ વૈદ્યે કહ્યું છે કે, તમારે ઘેર લક્ષપાક તેલ છે." દેવે આવવાનું કારણ જણાવ્યું.

"હા, મહારાજ છે." મસ્તક નમાવી બે હાથ જોડી ચઢતા પ્રણામથી સુલસાએ સાધુ મહારાજ ને જવાબ આપ્યો.

"ગ્લાન સાધુના માટે મારે તેનો ખપ છે." સાધુએ તેલની-યાચના કરી.

"મારૂં લક્ષપાકતેલ સાધુ મહારાજના ઉપયોગમાં આવવાથી સફળ થશે." એમ બોલતી તેલનો કુંભ લેવાને સુલસા ગઇ.

લક્ષપાકતેલનો કુંભ લઇ આવતાં, દેવતાએ તેની પરિક્ષા કરવા માટે પોતાની શકિતથી અપરોક્ષ રીતે, તે તેલનો કુંભ તેના હાથમાંથી પાડી નાખ્યો. તેલનો કુંભ પુટી ગયો. તેલના બીજા કુંભો ઘરમાં હતા, તેથી સુલસા ખેદ પામ્યા વગર બીજો કુંભલેવા ગઇ, અને લાવી. તેને પણ દેવે ફોડી નાખ્યો. તેથી તે જરા પણ ખેદ પામી નહિ; અને ત્રીજો ઘડો લાવી. તે પણ તેજ રીતે પુટી ગયો. એટલે તેને ચિંતા થઇ કે, "હું અલ્પ પુણ્યવાળી છું. તેલના ઘડા પુટી જવાથી સાધુમહારાજની યાચના નિષ્ફળ જશે, અને હું દાન દેવાને શકિતમાન થઇશ નહી."

આ પ્રમાણે તે પોતાના મનમાં વિશુદ્ધ ભાવથી ;ખેદ કરવા લાગી. દેવને તેના આવા વિશુદ્ધભાવની ખાત્રી થવાથી, મુનિનો વેષ છોડી દઇ, પોતાનું દેવનું સ્વરૂપ પ્રગટ કર્યું. સુલસાને કહ્યું કે, "હે પરમ શ્રાવિકા ! દેવલોકમાં ઇંદ્રમહારાજે તારામાં રહેલા શ્રાવિકાપણાના ઉત્તમ ગુણોની પ્રસંશા કરી, તેથી વિસ્મય પામી હું તારી પરિક્ષા કરવા માટે અહિં આવ્યો હતો. તે હવે તારા આવા ઉત્તમ આચાર અને ભાવ જોઇ સંતુષ્ટ થયો છું.માટે વર માગ."

"હે દેવ ! મહારે પુત્ર શીવાય હાલ બીજી કંઇ ઇચ્છા નથી." સુલસાએ દેવને કહ્યું.

' દેવ સુલસાના ઉપર પ્રસન્ન થઇ, બત્રીશ ગુટિકા આપીને કહ્યું કે, " અનુક્રમે આ ગુટિકાનું તમે ભક્ષણ કરજો, તેથી જેટલી ગુટિકા છે તેટલા પુત્ર થશે. હે પુણ્યશાળી સતી ! વળી કોઇ પ્રસંગે તમને પ્રયોજનપડે, ત્યારે મારૂં સ્મરણ કરજો. હું તુર્ત આવીશ." એ પ્રમાણે કહી દેવ અંતર્ધ્યાન થઇ ગયો.

દેવની પ્રસન્નતા છતાં ભવિતવ્યતાના યોગે કેવી ભુલો થાય છે, અને વિપરીત બનાવ બને છે, તેનો સુલસાના સંબંધે આપણને અનુભવ થશે.

દેવના ગયા પછી સુલસાને વિચાર થયો કે, આ બધી ગુટિકા જુદાજુદા વખતે ખાવાથી ઘણા પુત્રો થાય, તો તેમના લીધે દરેક વખતે ગર્ભધારણની પીડા સહન કરવા ઉપરાંત, તેમના ઉછેરવામાં મહારો ઘણો કાળ જાય. એટલુંજ નહી પણ દરેક બાળકના અંગે, તેમની અશુચી ચુંથવાના પ્રસંગો પ્રાપ્ત થાય, અને મહારા જીવનનો ઘણો ભાગ બાળકોના લાલનપાલનમાં જાય. આવા વિચારમાં ને વિચારમાં દરેક ગુટિકાથી એક એક પુત્ર થશે, એ દેવનું કહેવું તેના સ્મરણમાં રહ્યું નહી; અને તેણે વિચાર કર્યો કે, બટિશ ગુટિકા એકસાથે ખાઉં, તો તેના યોગે બત્રીશ લક્ષણોવાલો એકજ પુત્ર મને થશે. એ પ્રમાણે પોતાની બુદ્ધિથી વિચાર કરી, બત્રીશ ગુટિકા એકી સાથે ખાઇ ગઇ. જેવી ભવિતવ્યતા હતી, તેવી

બુદ્ધિ થઈ. સમકાલે બત્રીશ ગુટિકાઓ ખાવાથી, એકી વખતે તેના ઉદરમાં બત્રીશ ગર્ભ ઉત્પન્ન થયા. તેમના વૃદ્ધિ પામવાથી, ઘણા-ફૂળોવાળી વલ્લીની જેમ, તે ઘણા ગર્ભોના ભારને સહન કરી શકી નહી, અને તેને અતિશય પીડા થવા લાગી. વજ્રજેવા ભારવાલા ગર્ભને સહન કરી ન શકવાથી કાયોત્સર્ગ કરી ગુટિકાઓ આપનાર દેવનું સ્મરણ કર્યું. સ્મરણ કરતાંજ તે દેવ હાજર થયો.

" હે સતી ! મને શા માટે સંભાર્યો છે ? " દેવે સુલસાને પુછયું.

ગુટિકા સંબંધી બધો વૃત્તાંત દેવને સુલસાએ કહી બતાવ્યો.

" અરે ભદ્રે ! તમે એક સાથે બધી ગુટિકા શા માટે ભક્ષણ કરી ? " દેવે સુલસાને પ્રશ્ન કર્યો.

બત્રીશ ગુટિઓ જુદા જુદા કાળે નહિ ખાતાં, એક સાથે ખાવાના માટે, પોતાના મનમાં જે વિચારો ઉત્પન્ન થયા હતા, તે સાચે સાચા દેવના આગળ સુલસાએ જણાવી દીધા.

" એ ગુટિકાઓ અમોઘ છે, તેથી તેટલા ગર્ભ એક સાથે તને ધારણ થશે. ભદ્રે ! સરળ બુદ્ધિથી તેં આ સારૂ કર્યું નહિ, કારણકે આ પ્રમાણે થવાથી તે બત્રીશ પુત્રો સરખા આયુષ્ય વાળા થશે. "

" જ્ઞાનીએ જે ભાવ દીઠા હશે, તે બનશે. જે વાત થઈ ગઇ તે ન થઇ શકવાની નથી. " સુલસાએ શરમની સાથે નમ્રતાથી દેવને જવાબ દીધો.

" હે મહાભાગે ! હવે એ સંબંધમાં ખેદ કરશો નહિ. કારણ કે ભવિતવ્યતા બલવાન છે."

" પ્રભુ શ્રી જિનેશ્વરદેવને ભજનારી, જેના ઉપર આપના જેવા દેવની ધર્મના પ્રભાવથી પ્રસન્નતા છે, તેથી ખેદ કરવાને કે આર્તધ્યાન કરવાને કારણ નથી. જીવો કર્મવશ છે. પાંચ કારણમાં જ્યારે ભવિતવ્યતાનું જોર વિશેષ હોય છે, ત્યારે ડાહ્યા માણસો

પણ ભુલ કરે છે. તો પછી મ્હારા જેવી અબલાથી ભુલ થાય, એમાં કંઇ નવાઇ નથી." સુલસાએ સરળતાથી દેવના આગળ પોતાની ભુલ કબુલ કરી.

"હે સત્વશીલ સુલસા ! ભવિતવ્યતા બલવાન હોય છે, ત્યારે એમજ બને છે. હવે તમે જરાપણ મનમાં, અરતિ ધારણુ કરશો નહિ. હું તમારી ગર્ભની પીડાને હરી લઇશ. માટે સ્વસ્થ થાઓ." દેવે પોતાની દૈવીશક્તિથી સુલસાને સહાય કરી, તેની ગર્ભથી થતી પીડા હરી લીધી; અને પોતાના સ્થાનકે ગયો. સુલસા પણ સ્વસ્થ થઇ, અને ભૂમિની જેમ ગુઢ ગર્ભા થઇ.

ગર્ભ સમય પૂર્ણ થતાં શુભ દિવસે અને શુભ મુહૂર્તે સુલસાએ બત્રીશ લક્ષણુવાળા બત્રીશ પુત્રોને જન્મ આપ્યો.

ધાત્રિઓથી લાલિત થતા તે પુત્રો અખંડિત મનોરથે મોટા થયા. તે પુત્રોને પોતાના ઘેર રમતા જોઇ, નાગરથિક તે કુમારોને ખોળામાં લઇને સ્નેહવડે આનંદના અશ્રુ જળથી, સ્નાન કરાવતો હતો.

સત્વશીલ મહાશયો પોતાના સત્વમાં કાયમ રહે છે. તેમના મનોરથો કેવી રીતે પુરા થાય છે, તેના દાખલામાં નાગરથિક અને સુલસાનો દાખલો લક્ષમાં રાખવા જેવો છે. પુત્રની તીવ્ર ઇચ્છા છતાં બીજી સ્ત્રીઓ કરવાને સુલસાએ અનુકૂળ જવાબ આપી, પોતાની સંપૂર્ણ અનુકૂળતા જણાવ્યા છતાં, એક પત્નીવ્રતના નિયમવાળા, આ નગરથિકશ્રાવકે સુલસાને બીજી સ્ત્રી નહિ કરવા, જે જવાબ આપ્યો હતો, તે તેમનો પોતાના દ્રઢ નિયમને પાલન કરવાની શ્રદ્ધાનો નમુનેદાર જવાબ છે.

સુલસાએ પણ પુત્રની લાલસાએ મિથ્યા બાધાઓ નહિ રાખતાં, કે શ્રી જિનેશ્વરના માર્ગનું ઉલ્લંઘન નહિ કરતાં, પોતાની શુદ્ધ શ્રદ્ધામાં તે મક્કમ રહી; એજ તેનામાં શુદ્ધ સમ્યક્ત્વનો ગુણ જાણવાને બાહ્યલિંગ છે. હજુપણ તેના શુદ્ધ સમ્યક્ત્વની પરિક્ષા આગળ થવાની છે. ધર્મિ જીવોએ યાદ રાખવા જેવું છે કે,

" જિન ભક્તિએ જે નવી થયું રે, તે બીજાથી નવી થાયરે."

આવા દ્રઢ શ્રદ્ધાવાન જીવનું સમ્યકત્વ નિર્મળ છે, એમ આપણે અનુમાન કરીએ તો તે વાસ્તવિક છે. નાગરથિકના સર્વે કુમારો, વયમાં સરખા હતા. તેથી પ્રશેનજિત રાજાના કુમાર શ્રેણિકકુમારના તે અનુયાયિ—અંગરક્ષક—થયા.

પ્રશેનજિત રાજાને ઘણા કુમારો હતા. તે સર્વમાં રાજ્યને લાયક શ્રેણિકકુમાર છે, એમ જાણી તેમને રાજયગાદિ આપી. ત્યારથી તે નાગરથિકપુત્ર રાજાના અંગરક્ષકમાં મૂખ્ય પદ્વિ ભોગવવા લાગ્યા.

સુલસાના પુત્રોનો એકી સાથે નાશ થયો.

તે સમયમાં વૈશાળીનામની નગરીમાં મહાપ્રભાવિક તે નગરીના રાજા ચેટક નામે રાજા હતા. તેમને પૃથા નામની રાણી હતી. તે રાણીથી તેમને સાત પુત્રીઓ થઇ હતી. ચેટકરાજા ભગવંત મહાવીરના શ્રાવક હતા. તેમણે બીજાના તેમજ પોતાના પુત્ર અને પુત્રીઓના વિવાહ પોતે નહી કરવાની બાધા લીધી હતી. તેથી તેમણે પોતાની કન્યા કોઇને પણ આપી નહિ.

પ્રભાવતી, પદ્માવતી, મૃગાવતી, શિવા, જયેષ્ટા, સુજયેષ્ટા અને ચિલ્લણા, આ પ્રમાણે સાત પુત્રીઓ જાણે દેવલોકની દેવીઓ ન હોય, એવી સ્વરૂપવાન, સુલક્ષણી અને સતીઓ હતી. તેઓ પણ પિતાની પેઠે શ્રાવિકાઓ હતી, અને પ્રભુ મહાવીરની ભકત હતી.

પુત્ર પુત્રીઓના વિવાહ પોતે નહિ કરવા, અને તેમના લગ્ન પોતે નહિ કરવાના નિયમવાળો રાજા, તેમના વિવાહ અને લગ્નની બાબતમાં ઉદાસીન રહેતો હતો. રાણીઓ યુકિતપૂર્વક રાજાની ગર્ભિત સંમતિ મેળવી, રાજ્યને લાયક એવી પોતાની સાત રાજકુમારીઓ પૈકી, પ્રભાવતીને વીતભયનગરના રાજા ઉદાયનને આપી. પદ્માવતીને ચંપાનગરીના રાજા દધિવાહનને આપી. મૃગાવતીને કોશંબીના રાજા શતાનીકને આપી. શિવને ઉજજયિની

ના રાજા પ્રદ્યોતનને આપી; અને જ્યેષ્ટાને કુંડગ્રામના અધિપતિ નંદિવર્ધન રાજા, જે વીર ભગવંતના જેષ્ટ બંધુ હતા, તેમને આપી હતી. સુજ્યેષ્ટા અને ચિલ્લણા એ બે કુંવારી હતી. તે બન્ને પરસ્પર રૂપશ્રીની ઉપમા રૂપ હતી. દિવ્ય આકૃતિવાળી અને દિવ્ય વસ્ત્રાલંકારને ધારણ કરતી, તે બન્ને સદા અવિયેગી (સાથે સાથે) રહેતી હતી. કલાકલાપમાં કુશળ અને સર્વ અર્થને જાણતી, તે બન્ને જાણે મૂર્તિમાન સરસ્વતી હોય, તેમ માંહોમાહે વિદ્યા વિનોદ કરતી. બન્ને સાથેજ દેવપૂજા કરતી. સાથેજ ધર્મ સાંભળતી, અને એક સ્વરૂપવાળી હોય તેમ બીજું સર્વકાર્ય સાથેજ કરતી હતી.

સુજ્યેષ્ટાએ શ્રેણિકમહારાજાના રૂપ ગુણથી મોહિત થઇ, તેમની સાથે લગ્ન સંબંધથી જોડાવાનો અભયકુમારની મારફત સંકેત કર્યો હતો. પ્રથમ સુજ્યેષ્ટાની માગણી શ્રેણિકરાજાએ ચેટક રાજા પાસે દૂત મોકલી કરાવી હતી, પણ તે માગણીનો ચેટક રાજાએ સ્વીકાર કરેલો ન હતો. ચેટકરાજા હૈહય વંશના હતા શ્રેણિક રાજાનું વાહીકુલ હતું. તેથી તે પોતાના સમાન કુલના નથી એમ ચેટકરાજા માનતા હતા. સમાનકુલ અને સમાન ધર્મના વર કન્યાનો વિવાહ થવો યોગ્ય છે, બીજાનો નહીં, એવી નીતિ છે. આથી છુપી રીતે બન્નેનો સંકેત થયો હતો, અને કયા દિવસે રાજા શ્રેણિક સુરંગ દ્વારા સુજ્યેષ્ટાને લેવાને આવશે, તે મુકરર કરવામાં આવ્યું હતું.

સંકેતનો નિર્ણય કરેલો દિવસ આવ્યો, એટલે શ્રેણિક રાજા સુલસાના બત્રીશ પુત્રોની સાથે સુરંગના દ્વારપાસે આવ્યો. પછી સુલસના પુત્રોને રથસહિત સાથે લઇ, વૈતાઢયની ગુફામાં ચક્રવર્તીની જેમ શ્રેણિકરાજા સુરંગમાં પેઠો. સુરંગના બીજે દ્વારે નિકળ્યા, એટલે મગધપતિએ સુજ્યેષ્ટાને દીઠી. તેને ચિત્ર પ્રમાણે-મલતી જોઇ ઘણો હર્ષ પામ્યા સુજ્યેષ્ટાએ આ વૃત્તાંત સખી ભાવથી ચિલ્લણાને જણાવીને તેની રજા માગી, એટલે ચિલ્લણા પ્રતિજ્ઞા પૂર્વક બોલી કે, " હું તારા વગર એકલી રહીશ નહી. "

પછી સુજ્યેષ્ટા ચિલ્લણાને રથમાં બેસાડી, પોતે સત્વર રત્નનો કરંડીઓ લેવા ગઇ. તે સમયે સુલસાના પુત્રોએ શ્રેણિકરાજા ને કહ્યું કે, " હે સ્વામી ! શત્રુના ગૃહમાં ચિરકાળ રહેવું ઘટિત નથી. " સુલસાના પુત્રોની પ્રેરણાથી રાજા ચિલ્લણાને લઇ, તે સુરંગને માર્ગે જેમ આવ્યો હતો, તેમ પાછો ચાલી નિકળ્યો. સુજ્યેષ્ટા રત્નનો કરંડીઓ લઇ આવી, ત્યાં તો વાદળમાં ઢંકાયેલા ચંદ્રની જેમ શ્રેણિકને ત્યાં જોયાં નહિ. તેથી પોતાની બેનનું હરણ થયું, અને પોતાનો મનોરથ સિદ્ધ થયો નહી, એવું ધારી તેણે ઉંચે સ્વરે પોકાર કર્યો કે, " અરે ! દોડો ! દોડો ! હું લુટાઇ ગઇ. મારી બેન ચિલ્લણાનું હરણ થયું."

ચેટકરાજાને ખબર થઇ. ખબર થતાની સાથેજ પોતે તેની પાછળ જવાને તૈયાર થઇ ગયા. તે જોઇ વીરંગક નામના રથીએ કહ્યું, " હે સ્વામી ! હું છતાં તમારે જાતે જવું યોગ્ય નથી આપની આજ્ઞાથી હું જાઉં છું." એમ કહી વીરંગક યુદ્ધ કરવાને સજ્જ થઇ, કન્યાને પાછી લાવવા માટે સુરંગના દ્વારપાસે ગયો. ત્યાં સુલસાના પુત્રોને જતા જોઇ, મહાબાહુ વીરંગકે તેમને એક બાણથી મારી નાખ્યા. સુરંગ સાંકડી હોવાથી તેમના રથોને વીરંગક બાજુ ઉપર કરવા રહ્યો, તેટલામાં તો મગધપતિ શ્રેણિક દૂર નીકળી ગયો. પછી વીરગકે પાછા ફરી, તે સર્વ વૃત્તાંત ચેટકરાજાને કહ્યો, અને સુજ્યેષ્ટાએ પણ તે હકીકત સાંભળી.

સુજ્યેષ્ટાના ઉપર નાનપણથી ધાર્મિક કેળવણીના ઉંચ સંસ્કાર પડેલા હતા તેનામાં શ્રાવિકાને લાયકના ઉત્તમ ગુણો હતા. ભગવંત મહાવીરના શાસનમાં તે હતી. તેના મનમાં સદ્વિચારો ઉદ્ભવ પામ્યા. તેણીને વિચાર થયો કે, " અહો ! વિષયની લોલુપતાને ધિક્કાર છે. વિષય સુખની ઇચ્છા કરનાર મનુષ્યો આવી વિટંબનાઓ પામે છે ". આવા પ્રકારના વૈરાગ્યભાવના વિચારથી સંસાર ઉપર તેને વૈરાગ્ય આવ્યો, અને દીક્ષા લેવાના પરિણામ થયા, તેથી તેણે પિતાની પાસે પરવાનગી માગી.

પિતાએ વૈરાગ્ય થવાના અને દીક્ષા લેવાના પરિણામ થવાના કારણો જાણવાની ઇચ્છા જણાવી.

લજ્જાળુ સુજયેષ્ટા લજ્જાને લઇને સ્વમુખેસવિસ્તર સત્ય હકીકત પિતાને કહેવાને શક્તિવાન થઇ નહી. પણ પોતાની દાસી દ્વારા આ સર્વ અનર્થનું મૂલ પોતે છે, તેથી તેને વિષય ઉપર વૈરાગ્ય ભાવ જાગ્યો છે, એ સર્વ વૃત્તાંત સત્ય રૂપે પિતાશ્રીને જણાવ્યો.

યુવાન બાળાઓએ દીક્ષા લેવી અને તે શુદ્ધ રીતે પાળવી એ કેટલી કઠન છે, તે વિચાર દીક્ષા લેવાના વિચારના આવેશમાં એકદમ આવતો નથી. પણ સાધવીધર્મની સાધનામાં જીવન ગુજારવામાં, અસ્ખલિત રીતે મહાવ્રતોના પાલનમાં જીવન વ્યતિત કરવું; અને સ્ત્રીઓના સ્વાભાવિક ગુણ નિંદા વિકથામાં, કલેશ અને કજીયામાં, તથા પ્રમાદમાં કાળ ન જાય તેના માટે કેમ વર્તવું, તેનો ખ્યાલ દીક્ષા લેતી વખતે સ્ત્રી વર્ગને આવતો નથી. એ વાત સુજયેષ્ટાના લક્ષ ઉપર આણી, દીક્ષા લેવાની રજા આપવામાં આનાકાની બતાવી.

"હે પિતાજી! આ સંસારના વિષયી જઘડામાં હું હવે પરવશ પડવા ઇચ્છતી નથી. આપે મને બાળપણથી ઉત્તમ શિક્ષણ આપ્યું છે. શ્રી જિનેશ્વર ભગવંતના માર્ગથી મને આપે માહિતગાર કરી છે. પંચેંદ્રિયના વિષયો મને વિષ જેવા લાગે છે. તપ સંયમનું આલંબન લઇ, હું મ્હારા ધર્મને અને આપના નામને શોભા પમાડે એવી રીતે જીવન વ્યતીત કરીશ. સ્ત્રીઓના સ્વાભાવિક ગુણ નિંદા, વિકથા, કલેશ, કંકાશ, કજીયા કરવા, વિગેરે જે આપે જણાવ્યું, તેના વશ હું નહી પડું. હું ભગવંત મહાવીર દેવની પાસે દીક્ષા ગ્રહણ કરી, તેમની આજ્ઞાથી આર્યાચંદનબાલા પાસે રહી, અપ્રમત્તપણે નિર્દૂષણ રીતે ચારિત્રનો નિર્વાહ કરીશ. માટે આપ મને દીક્ષા લેવાની આજ્ઞા આપો."

પોતાની પ્રજાને લગ્ન સંબંધમાં જોડી આપવી, એટલે મોહના બંધનમાં બાંધી આપી સંસારવૃદ્ધિ અને ભવચક્રમાં નાખવા એ

પોતાનું કર્તવ્ય નથી, એવું ચેટકરાજા માનતા હોવાથીજ તેમણે પોતાના પુત્રપુત્રીઓના લગ્ન પોતે નહિ કરવા પ્રતિજ્ઞા લીધી હતી. ધાર્મિકવૃત્તિવાળા માતાપિતાઓ સ્વપ્રજાને સારી રીતે ઉછેરી, તેમને વ્યવહારિક અને ધાર્મિક ઉંચાપ્રકારની કેળવણી આપી, તેમને સારા સંસ્કારી બનાવવાની પોતાની પહેલી ફરજ માને છે. જો તેઓ ગુણી અને શરીરે સુદ્રઢ હશે, અને તેમને ભોગાવલી કર્મનો ઉદય હશે, તો પૂર્વના સંબંધના યોગે તેમના લાયકની કન્યા અથવા પતિ યોગ્યવયે મળી આવશે. તેમને કેળવણી નહી આપતાં, નહાની વયમાં પ્રજાને વિવાહ સંબંધથી જોડી દેવાની, જે ઉતાવળ વર્તમાન કાળમાં માતાપિતા કરતા જોવામાં આવે છે, તે વ્યાજબી નથી. માતાપિતા પોતાના અધિકારનો ક્રૂર ઉપયોગ કરી, સમાન વયના અથવા અસમાન વયના વિવાહ સંબંધ જોડે છે, તે કેવળ પાપમય સાથે ધીક્કાર પાત્ર છે. પોતાના યુવાન પુત્રપુત્રીઓને વિવાહના બંધનમાં નાખતા પહેલાં, સંસાર વિટંબનાઓ સમજાવી, આત્મહિત સાધનના માર્ગે જવાની સવડ કરી આપનાર, અને તેમને રજા આપનાર માતાપિતાઓને હજારવાર ધન્યવાદ ઘટે છે. વર્તમાનમાં પણ એવા રત્નો જૈનશાસનમાં વિદ્યમાન છે. તેથી સંપૂર્ણ આશા છે કે, ભગવંતમહાવીરનું શાસન આ પાંચમા આરાના છેવટ સુધી જયવંતુ વર્તશે.

સુજ્યેષ્ટાનો ઉંચપ્રકારનો વૈરાગ્ય ભાવ જોઈ, પિતાએ તેને દીક્ષા લેવા આજ્ઞા આપી. પિતાની આજ્ઞા મેળવી સુજ્યેષ્ટાએ ભગવંત મહાવીરની આજ્ઞા મેળવી, આર્યાચંદના પાસે દીક્ષા લઇ, પોતાના જીવનને સાર્થક બનાવ્યું. શુદ્ધ રીતે સંયમ પાળી સર્વ કર્મ ક્ષય કરી મોક્ષ પ્રાપ્ત કર્યું.

રાજા શ્રેણિક રથમાં બેઠેલી ચિલ્લણાને સુજ્યેષ્ટા ધારી, 'હે સુજ્યેષ્ટા ! હે સુજ્યેષ્ટા !' એમ કહી બોલાવવા લાગ્યો, ત્યારે ચિલ્લણાએ કહ્યું કે, 'રાજન ! સુજ્યેષ્ટા આવી નથી. હું તો સુજ્યેષ્ટાની નાની બહેન ચિલ્લણા છું.

શ્રેણિકે કહ્યું, 'હે સુંદર ભ્રકુટીવાળી સ્ત્રી ! મારો પ્રયાસ વ્યર્થ ગયો નથી. તું પણ સુજ્યેષ્ટાથી કંઇ ન્યુન નથી.". તે પછી પવન જેવા વેગવાળા રથવડે શીઘ્ર રાજા પોતાના નગરમાં આવ્યો, અને ગાંધર્વ વિવાહથી ચિલ્લણાની સાથે પાણીગ્રહણ કર્યું.

પછી રાજા અભયકુમારને સાથે લઇ, સુલસાના પુત્રોની ખબર કહેવા નાગરથીકના સ્થાને ગયા, અને યુક્તિસર બત્રીશે પુત્રના મૃત્યુના સમાચાર કહ્યા.

રાજાના મુખથી પુત્રોનું અમંગળ સાંભળી, દંપતી મુક્ત કંઠે રૂદન કરવા લાગ્યા. પુત્રો ઉપરના ગાઢ સ્નેહને લીધે નાગરથીકને અને માતૃ પ્રેમને લીધે સુલસાને અત્યંત ખેદ થયો. આ પ્રમાણે ગાઢ સ્વરે રૂદન કરતા જોઇ તેમને શાંત પમાડવા, બુદ્ધિનિધાન અભયકુમારે તે દંપતીને બોધ કરતાં જણાવ્યું કે, "અરે મહાશયો ! જન્મધારી પ્રાણીઓને મૃત્યુ તો પ્રકૃતિ છે, અને જીવિત વિકૃતિ છે. તો સ્વભાવસિદ્ધ એવા બનાવમાં તમારા જેવા વિવેકીજનોએ શોક કરવો યોગ્ય નથી." ઇત્યાદિ સુયુક્તિ વચનોથી બોધ પમાડી તેમને શાંત કર્યા.

એ પ્રમાણે દંપતીને સાંત્વન આપી તેઓ સ્વસ્થાનકે ગયા.

**અંબડ પરિવ્રાજકે સુલસાની કરેલી પરિક્ષા.**

પ્રભુના ભક્તોમાં અંબડપરિવ્રાજક નામનો સેવક હતો. તેની મૂલ દીક્ષા અને વેશ પરિવ્રાજકનો છતાં, પ્રભુના સહવાસમાં આવવાથી અને તેમના વચનો સાંભળવાથી, શ્રી જિનેશ્વર માર્ગ ઉપર તેની શ્રદ્ધા થએલી હતી. એક વખત પ્રભુના સમવસરણમાં પોતાના પરિવ્રાજકના વેશથી આવ્યો. પ્રભુને ત્રણ પ્રદક્ષિણા કરીને પ્રભુને નમ્યો, અને ભક્તિથી રોમાંચિત થઇ અંજલી જોડી, આ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરી.

"હે નાથ ! હું તમારા ચિત્તમાં વર્તું, એવી તો વાર્તા પણ

દુર્લભ છે, પણ જો તમે મારા ચિત્તમાં વર્તો, તો પછી મારે બીજા કોઈનું પ્રયોજન નથી." છેતરવામાં તત્પર એવા અન્યજનો મૂઢ બુદ્ધિવાળા પુરૂષોમાં કોઈને કોપથી, તુષ્ટિથી અને કોઈને અનુગ્રહ વડે છેતરે છે. તેવાઓ કહે છે કે,—

"જે પ્રસન્ન ન થાય તેની પાસેથી શી રીતે ફળ મેળવી શકાય ? પરંતુ ચિંતામણી વિગેરે અચેતન છે, તો પણ શું તે ફળ નથી આપતા? હે વીતરાગ ! આપની સેવા કરવી તે ઉત્તમ છે, તે કરતાં પણ આપની આજ્ઞા પાળવી તે વિશેષ ઉત્તમ છે, કેમકે આપની આજ્ઞાનું આરાધન મોક્ષ ફળને આપનાર છે, અને આજ્ઞાવિરોધ હોય તો સંસાર માટે થાય છે." આપની આજ્ઞા અનાદિકાળથી હેય અને ઉપાદેય ગોચર છે. એટલે કે આશ્રવ સર્વથા હેય—ત્યાગવા યોગ્ય—છે, અને સંવર સર્વથા ઉપાદેય—આદરવા યોગ્ય છે, એવી આપની આજ્ઞા છે. આશ્રવસંસારનો હેતુ છે, અને સંવર મોક્ષનો હેતુ છે. આ પ્રમાણે શ્રી જિનેશ્વરનો માર્ગ છે. એજ મૂળજ્ઞાન છે. બાકી બીજો બધો તેનો વિસ્તાર છે. આ પ્રમાણેની આજ્ઞાની આરાધનામાં તત્પર એવા અનંતા જીવો મોક્ષ પામ્યા, અનંતા પામે છે, અને અનંતા પામશે. ચિત્તની પ્રસન્નતાવડે દીનતાને છોડી દઈને, માત્ર આપની આજ્ઞાનુંજ આરાધન કરનારા પ્રાણીઓ સર્વથા કર્મરૂપ મળથી મુકાઈ નિર્મળ થાય છે."

આ પ્રમાણે સ્તુતિ કરી સમવસરણમાં યોગ્યસ્થાનકે બેસી, પ્રભુની દેશના સાંભળી. દેશના પૂર્ણ થયા પછી તે-અંબડસંન્યાસી રાજગૃહ નગર તરફ જવાને તૈયાર થયો. તે વખતે પ્રભુએ તેમને કહ્યું કે, તમે રાજગૃહમાં જઈને નાગરથિકની સ્ત્રી સુલસાને અમારી આજ્ઞાથી કોમળ વાણીવડે કુશળતા પુછજો.

"હા, પ્રભુ આપના ફરમાન પ્રમાણે હું કરીશ." એમ કહી અંબડપરિવ્રાજક આકાશ માર્ગે ઉડી તત્કાળ રાજગૃહી નગરીએ આવ્યો. તે વખતે તેના મનમાં વિચાર આવ્યો કે, 'સુર, અસુર,

નરેશ્વરોના સમક્ષ પ્રભુએ સુલસાનો પક્ષપાત કર્યો, તેનું શું કારણ ? માટે હું તેની પરિક્ષા કરૂં.'

અંબડને વૈક્રિય લબ્ધિ પ્રાપ્ત થયેલી છે. તેથી ઉપર પ્રમાણેના વિચારની સાથેજ, તેણે પોતાનું રૂપ ફેરવી, તેના ઘરમાં પ્રવેશ કર્યો; અને ભિક્ષા માગી. સુલસાએ એવો નિયમ કરેલો હતો કે, મારા હાથથી જે સુપાત્ર હોય તેનેજ ભિક્ષા આપવી;તેથી તેણીએ આ યાચના કરતા તાપાસને ભિક્ષા ન આપી.

તે પછી અંબડ રાજગૃહ નગરીની બહાર જઇ, પૂર્વ તરફના દરવાજે બ્રહ્માનું રૂપ વિકર્વીને બેઠો. તેણે પદ્માસન વાળ્યું; ચાર બાહુ અને ચાર મુખ કર્યાં; બ્રહ્માસ્ત્ર, ત્રણ અક્ષસૂત્ર અને જટામુગટ ધારણ કર્યાં; સાવિત્રીને સાથે રાખી, અને પાસે હંસનું વાહન ઉભું રાખ્યું. પછી ધર્મઉપદેશ કરીને સાક્ષાત્ બ્રહ્મા આવ્યા છે, એમ માનનારા જનોનાં મન હરી લીધાં. આ ખબર સુલસાની સખીઓએ સાંભળી અને સુલસાને આવીને કહ્યું કે, આપણા નગરની બહાર સાક્ષાત્ બ્રહ્મા આવ્યા છે, માટે ચાલો જોવા જઇએ. આ પ્રમાણે ઘણી રીતે બોલાવી, તોપણ મિથ્યાદ્રષ્ટિના પરિચયથી ભય પામી, તે સુલસાએ તેમને કંઇ ઉત્તર આપ્યો નહિ, અને ત્યાં ગઇ નહિ.

બીજે દિવસે તે અંબડ દક્ષિણ દિશાના દરવાજા બહાર ગરૂડ પર બેસી, શંખ, ચક્ર, ગદા અને ખડ્ગને ધારણ કરી, સાક્ષાત્ વિષ્ણુનું સ્વરૂપ લઇને બેઠો. લોકોને વ્યામોહ કરનારા સાક્ષાત્ વિષ્ણુ પધાર્યાના ખબર સુલસાએ સાંભળ્યા, તોપણ સમ્યક્દર્શનમાં નિશ્ચલ એવી સુલસા ત્યાં ગઇ નહિ.

ત્રીજે દિવસે અંબડ પશ્ચિમ દિશાને દરવાજે શંકરનું રૂપ ધરીને બેઠો. તેમાં નીચે વૃષભનું વાહન રાખ્યું. લલાટે ચંદ્રને ધારણ કર્યો. પાર્વતીને પાસે રાખી. મૃગચર્મના વસ્ત્ર ધારણ કર્યાં. ત્રણ લોચન કર્યાં, શરીરે ભસ્મ લગાવી, ભૂજામાં ત્રીશુળ અને પિનાક

નાખ્યા. કપાળોની રૂંડમાળ ગળામાં ધારણ કરી, અને ભૂતોના વિવિધ ગણો વિકુર્વ્યા. તેવા રૂપે ધર્મોપદેશ કરીને, તેણે નગરજનોનાં મનને હરી લીધાં. પરંતુ તે ખબર સાંભળીને પણ પરમ શ્રાવિકા સુલસાને જોવા જવાનું મન થયું નહિ.

ચોથે દિવસે તેણે ઉત્તર દિશામાં ત્રણ ગઢથી શોભતું, અને દેદિપ્યમાન તોરણવાળું દિવ્ય સમોસરણ વિકુર્વ્યું; અને તેમાં પોતે જિનેશ્વરનું રૂપ ધારણ કરી બેઠો. તે સાંભળી નગર જનો વિશેષ મોટી સમૃદ્ધિ સહિત ત્યાં આવી ધર્મ સાંભળવા લાગ્યા. આ ખબર સાંભળીને પણ સુલસા ત્યાં ગઈ નહી. એટલે અંબડે તેને ચલાવવા કોઈ પુરૂષને-તેની પાસે મોકલ્યો. તેણે સુલસાની પાસે આવીને આ પ્રમાણે કહ્યું.

" હે સુલસા ! શ્રી વિશ્વસ્વામી જિનેશ્વર નગરની બહાર સમોસર્યા છે, માટે તમે તેમને વાંદવાં ચાલો. વિલંબ ન કરો. "

" એ ચોવીશમા તીર્થંકર જગદ્ગુરૂ શ્રી વીરપ્રભુ નથી. " સુલસાએ તે આવેલા પુરૂષને જવાબ આપ્યો.

" અરે મુગ્ધા ! આ તો પંચવીશમા તીર્થંકર છે. માટે તેમને પ્રત્યક્ષ આવીને જુઓ. " તે આવેલા પુરૂષે સુલસાને ખુલાશો કર્યો.

" કદીપણ પંચવીશમા તીર્થંકર હોય જ નહી, માટે આ તો કોઈ માઠીબુદ્ધિવાળો મહાપાખંડી જણાય છે તે બિચારા ભોળા લોકોને ઠગે છે. " સુલસાએ શાંત રીતે પણ કડકડતો જવાબ પેલા આવેલા પુરૂષને આપ્યો.

" ભદ્રે ! આવું બોલો નહી. તમારા આવવાથી તો શ્રી જિન શાસનની પ્રભાવના થશે. તેથી તમોને શી હાનિ થવાની છે ? માટે આપ ચાલો. " પેલા આવેલા પુરૂષે પુનઃ સુલસાને કહ્યું.

આવા ખોટા પ્રપંચથી કાંઈ જૈનશાસનની પ્રભાવના થતી નથી, પણ તેથી તો અપ્રભાવના થાય છે. માટે હું કાંઈ ત્યાં

"હે મહાશય ! તમે જાણો છો, તે છતાં અજ્ઞાનીની જેમ કેમ પુછો છો ? તે બીચારા બ્રહ્માદિક તે કોણ માત્ર છે ? હિંસા કરવાને શસ્ત્ર રાખનારા અને ભોગ કરવાને સ્ત્રીને પાસે રાખનારા, પોતેજ અધર્મમાં તત્પર હોવાથી તેઓ ધર્મના વ્યાખ્યાનો શું આપશે ? જગતમાં અદ્વિતીય આ પુરૂષ શ્રી મહાવીર ભગવંતને જોયા પછી, અને તેમના ધર્મને અંગીકાર કર્યા પછી, જે તેવા દેવને જુવે છે, તે ખરેખરા પોતાના સ્વાર્થના ઘાતક છે." સુલસાએ અંબડના પ્રશ્નનો જવાબ આપ્યો.

"સાબાશ, સાબાશ. તમેજ ઉત્તમ સમ્યક્ત્વમાં શ્રદ્ધાવાન શ્રાવિકા છો." સુલસાના જવાબથી ચિત્તમાં હર્ષ પામતો તે સુલસા પ્રત્યે બોલ્યો. આ પ્રમાણે કહીને તે પોતાના સ્થાનકે ગયો. મહાસતી સુલસા આનંદિત રહી આર્હંત ધર્મનું આરાધન કરી, પોતાનું જીવન પવિત્ર રીતે ગુજાર્યું.

સુલસાનો જીવ વર્તમાનમાં પાંચમા દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થએલ છે, અને તે દેવલોકના સુખનો અનુભવ કરે છે. આવતી ચોવીશીમાં તે 'નિર્મમ' નામના પંદરમા તીર્થંકર થશે.

**રેવતી શ્રાવિકા.**

રેવતી નામની શ્રાવિકાએ ભગવંતના શાસનમાં તીર્થંકર નામકર્મનો બંધ કરેલો છે, અને તે આવતી ચોવીશીમાં 'સમાધિ' નામના સત્તરમા તીર્થંકર થનાર છે આ બાઇ શુદ્ધ શીળવતી શ્રાવિકા હતી, અને ભગવંતની ભક્ત હતી. ગોશાળા નામના કહેવાતા શિષ્યે પ્રભુના ઉપર તેજો લેશ્યા મુકી હતી, તેથી પ્રભુને રક્ત અતિસાર તથા પિત્તજ્વર થયો હતો. તેના લીધે પ્રભુનું શરીર અતિકૃશ થઇ ગયું હતું, તોપણ પ્રભુએ તેનું કંઈ ઔષધ કર્યું નહિ. પ્રભુના શરીરમાં એવો ઉગ્રવ્યાધિ જોઇને લોકમાં એવો પ્રવાદ ચાલ્યો કે, ગોશાળની તેજો લેશ્યાથી પ્રભુ છ માસમાં મૃત્યુ પામશે. આવી વાત સાંભળીને સિંહ નામના એક પ્રભુના અનુરાગી શિષ્ય, એકાંતમાં જઇને ઉંચે સ્વરૂપે રૂદન કરવા લાગ્યા. પ્રભુએ

તે વાત જાણી, તેને પોતાની પાસે બોલાવીને કહ્યું કે, " અરે ભદ્ર ! લોકોની વાતો સાંભળીને તું શા માટે ભય રાખે છે ? અને હૃદયમાં કેમ પરિતાપ પામે છે ? તીર્થંકરો કદિપણ એવી આપત્તિથી મૃત્યુ પામતા નથી. સંગમ વિગેરેના પ્રાણાંત ઉપસર્ગો શું વૃથા થયા નથી ? "

સિંહ મુનિએ પ્રભુને વિનંતી કરી કહ્યું કે, " હે ભગવાન ! જો કે આપનું કહેવું સત્ય છે, તથાપિ આપને આવી આપત્તિ જાણી બધા લોક પરિતાપ પામે છે. માટે હે સ્વામી ! મારા જેવાના મનની શાન્તિના માટે આપ ઔષધનું સેવન કરો આપનું દુઃખ મારાથી જોઇ શકાતું નથી. "

સિંહ મુનિના અતિઆગ્રહથી પ્રભુએ તેને કહ્યું કે, 'રેવતી નામની એક શ્રાવિકાએ મારા ઉપરના ભક્તિરાગના લીધે, મારા માટે કોળાનો કટાહ પકાવ્યો છે, તે તમે લેશો નહીં; અને પોતાના ઘરના માણસોના ઉપયોગ માટે તેણે બીજોરાનો પાક પકાવ્યો છે, તે તું લેઇ આવ. તારા આગ્રહથી હું તે ઔષધ તરીકે ગ્રહણ કરીશ, કે જેથી તને ધૈર્ય પ્રાપ્ત થાય. "

પ્રભુની આવી આજ્ઞા થવાથી સિંહમુનિ રેવતી શ્રાવિકાને ઘેર ગયા. રેવતીએ પ્રભુના રોગની શાંતિ નિમિત્તે અત્યંત ભાવપૂર્વક બીજોરાપાક વહોરાવ્યો અને આપેલા દાનની ઘણી અનુમોદના કરવા લાગી.

સિંહમુનિએ આણેલા પ્રાસુક ઔષધના સેવનથી પ્રભુનો તે વ્યાધિ સમી ગયો. અહિં એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે, ચાર પ્રકારના ઘાતિકર્મનો સત્તામાંથી નાશ થવાથી કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. પ્રભુને કેવળજ્ઞાન થયા પછી અશાતા વેદનીકર્મ ઉદય આવ્યું. તત્વદષ્ટિએ જોતા વેદનીકર્મ સત્તામા હતું, માટે આ વ્યથાનો પ્રસંગ આવ્યો. વેદની આદિ ચાર કર્મ અઘાતિ કર્મ છે, અને તેની કેટલીક પ્રકૃતિઓ તો સત્તામાં હોય છે; તે તો તેરમા ગુણસ્થાનકના અન્તે અને ચૌદમા ગુણસ્થાનકે તેની સત્તા નાશ

પામે છે; એટલે પ્રભુને આ વ્યાધિ થયો એ પણ વાસ્તવિક તો કર્મ જનીત પીડાજ માનવા જેવી છે.

ભગવંતના શાસનમાં થએલી ઘણી શ્રાવિકાએતો દિક્ષા ગ્રહણ કરેલી છે, ને તેમાંથી કેટલીક શ્રાવિકાઓની હકીકત સાધ્વી પ્રકરણમાં આપવામાં આવી છે. આ પ્રકરણમાં આ બે ઉત્તમોત્તમ શ્રાવિકાઓનો સંબંધ જણાવી સંતોષ પકડવામાં આવ્યો છે. લક્ષમાં રાખવા જેવી વાત એ છે કે, ઉત્તમ પ્રકારથી શીળ પાળવાથી અને જીનેશ્વરની આજ્ઞાપૂર્વક શ્રાવિકાધર્મનું આરાધન કરવાથી, શ્રાવિકાઓ પણ આત્મકલ્યાણના માર્ગને સાધી, મનુષ્ય જીવનને સાર્થક બનાવી શકે છે.





# પ્રકરણ ૨૪ મું.

## ભગવંતના ભક્ત શ્રેણિક રાજા તથા બીજા જૈન રાજા.



શ્રી મદ્ વિજયાનંદસૂરી વિરચીત જૈનધર્મ વિષયક પ્રશ્નોત્તરના પ્રશ્ન ૭૬ માં પ્રશ્ન છે કે, " શ્રીમહાવીરજીના સમયમેં કેટલા રાજા શ્રી મહાવીરના ભક્ત હતા. ? ઉત્તર—" ( ૧ ) રાજગૃહીના રાજા શ્રેણિક જેમનું બીજું નામ ભંભસાર હતું. ( ૨ ) ચંપાના રાજા ભંભસારનો પુત્ર અશોકચંદ્ર, જેમનું પ્રસિદ્ધનામ કોણિક હતું. ( ૩ ) વૈશાલિનગરીના રાજા ચેટક. ( ૪ થી ૨૧ ) કાશીદેશના નવમલ્લિક જાતના રાજા, તથા કોશલ દેશના નવ લોછિક જાતના રાજા. ( ૨૨ ) અમલકલ્પાનગરીના સ્વેત નામના રાજા. ( ૨૩ ) વીતભયપટનના ઉદાયન રાજા. (૨૪) કૌશાંબીકા નગરીના ઉદાયનવત્સ રાજા. ( ૨૫ ) ક્ષત્રિયકુંડગ્રામ નગરના નંદિવર્દ્ધન રાજા. ( ૨૬ ) ઉજ્જયનીના ચંદપ્રદ્યોતન રાજા. ( ૨૭ ) હીમાલય પર્વતના ઉત્તર તરફ પૃષ્ટચંપાના રાજા શાળ અને મહાશાળ; બે ભાઈ. ( ૨૮ ) પુલાસપુરના વિજય નામના રાજા. ( ૨૯ ) પોતનપુરના પ્રશનચંદ્ર રાજા. ( ૩૦ ) હસ્તીશીર્ષ નગરના અદિન શત્રુ રાજા. ( ૩૧ ) રૂષભપુરના ધનાવહનામારાજા. ( ૩૨ ) વીરપુર નગરના વીરકૃષ્નમિત્ર નામના રાજા. ( ૩૩ ) વિજયપુરના વાસવદત્ત રાજા. ( ૩૪ ) સોગંધિક નગરીના અપ્રતિહત નામના રાજા. ( ૩૫ ) કનકપુરના પ્રિયચંદ્ર રાજા, ( ૩૬ ) મહાપુરના બલરાજા ( ૩૭ ) ચંપાના દતરાજા. ( ૩૮ ) શાકેત

પુરના મીત્ર નંદિરાજા. " ઇત્યાદિ બીજા પણ કેટલાક રાજા ભગવંત મહાવીરના ભક્ત હતા. આ સર્વ રાજાઓનાં નામ અંગોપાંગશાસ્ત્રમાં લખેલાં છે.

આ રાજાઓ બોધના ભક્ત હતા, તેથી બોધશાસ્ત્રમાં તેમનાં નામ જોવામાં આવે છે. તો તેનું શું કારણ ? એ સંબંધે એજ બુકના પ્રશ્ન ૭૭ ના ઉત્તરમાં સુરિશ્વરજી જણાવે છે કે,

" જેટલા રાજા ભગવંત મહાવીરના ભક્ત હતા, તે તમામના નામ બોધશાસ્ત્રમા લખેલા નથી. પરંતુ કેટલાક રાજાઓનાં નામ જોવામાં આવે છે. તેનું કારણ એમ જણાય છે કે, પહેલાં તે રાજાઓ એ બુદ્ધનો ઉપદેશ સાંભળી, બૌધમત અંગીકાર કર્યો હશે; પછી શ્રી મહાવીર ભગવંતનો ઉપદેશ સાંભળી, જૈનધર્મમાં આવેલા જણાય છે. કેમકે શ્રી મહાવીર ભગવંતની પહેલા ૧૬ વર્ષ અગાઉ બુદ્ધે કાલ કર્યો છે. અર્થાંત ગૌતમબુદ્ધના મરણ પછી, શ્રી મહાવીર ૧૬ વર્ષ સુધી કેવલીપણે વિચર્યા હતા તેમના ઉપદેશથી કેટલાક બૌધરાજાઓએ જૈનધર્મ અંગીકાર કર્યો. તેથી કેટલાક રાજાઓના નામ બન્ને મતમાં લખેલાં જણાય છે. "

ભગવતના ભક્ત રાજાઓ પૈકી કેટલાક રાજાઓની હકિકત બીજા પ્રકરણમા પ્રસંગે પ્રસંગે છુટી આવી ગઇ છે. એ બધા રાજાઓમાં રાજગૃહ નગરના રાજા શ્રેણિક મહારાજા એ મૂખ્ય છે. તેમના જીવનનો જેટલો ભાગ ભગવતના ચરિત્ર સાથે સંબંધ કર્તો છે, તે આ ચરિત્રના અંગે આવવાથી, ભગવતનાથી તેમને તથા તેમના રાજ્યકુટુંબને આધ્યાત્મિક કેટલો લાભ થયેલો છે, તે સમજાય છે. તેથી શ્રેણિક મહારાજાનો વૃત્તાંત વિસ્તારથી આપવાનું યોગ્ય ધાર્યું છે.

**શ્રેણિક રાજાનો વૃત્તાંત.**

શ્રેણિક રાજાના પિતાની રાજ્યધાની મગધદેશના કુશાગ્રપુર નગરમા હતી તેઓ શ્રીપાર્શ્વનાથ પ્રભુના શાસનમાં વર્તતા હતા, અને જૈનધર્મ પાળતા હતા. એ રાજ્યધાનીના નગરમાં વાર વાર અગ્નિનો ઉપદ્રવ થતો હતો, તેથી

રાજગૃહે નામનું બીજું નગર વસાવ્યું, અને ત્યાં રાજધાની આણી. તેમના પિતા પ્રસેનજીતને ઘણા રાજકુમારો હતા, તેમાં શ્રેણિક બુદ્ધિશાળી અને રાજ્ય ચલાવવાને લાયક જાણી, તેમને પોતાની અંતાવસ્થા વખતે ગાદીએ સ્થાપી, તેઓ કાળ કરી ગયા હતા. શ્રેણિક રાજા ન્યાયથી રાજ્યનું પાલન કરતા હતા. તેમના પિતા શ્રી પાર્શ્વનાથ પ્રભુના શ્રાવક છતાં, તેમને પાછળથી બુદ્ધનો પરિચય થવાથી. તે તેમના અનુયાયી થયા હતા.

શ્રેણિક મહારાજાને ઘણી રાણીઓ હતી છતાં ચેટક રાજાની કુંવરી ચેલ્લણા સાથે તેમનું લગ્ન થયું હતું. ચેટક રાજાને ચિલ્લણા સાથે સાત રાજકુમારિઓ હતી તે સર્વે ભગવંત મહાવીરની સેવા કરતી. જૈનધર્મ ઉપર તેની પૂર્ણ શ્રદ્ધા હતી; પોતાના પતિનું આત્મહિત થાય, અને મનુષ્ય જન્મની સફળતા પ્રાપ્ત કરે, એ હેતુથી ભગવંત મહાવીરના પરિચયમાં લાવવાને, એ સતીએ સ્ત્રી ધર્મના લાયક સ્વામીઆજ્ઞાન પાલન સહિત, સયુક્તિક પ્રયત્નો કરી ભગવંતનો પરિચય કરાવેલો છે. ભગવંતના પરિચયમાં આવ્યા પછી, તેમની જૈનધર્મ અને જૈનધર્મના તત્વો ઉપર પૂર્ણ શ્રદ્ધા થઈ હતી. ભગવંતના વચનો ઉપર તમનો અડગ વિશ્વાસ હતો. જેના પરિણામે ઉત્કૃષ્ટ સમ્યક્ત્વ પ્રાપ્ત થયું હતું.

આઠ પ્રકારના કર્મમાં મોહનીય નામનું કર્મ છે તેના મૂખ્ય બે ભેદ છે. દર્શન મોહનીય અને ચારિત્ર મોહનીય. દર્શન મોહનીયના પેટાભેદ ત્રણ છે. તે ત્રણ અને અનંતાનુબંધિ કષાયની ચોકડી, એ સાતના ઉદયના લીધે જીવોને શુદ્ધ તત્વ ઉપર નિર્મળ શ્રદ્ધા ન થતું નથી ચારિત્રમોહનીય કર્મના પેટાભેદ પચીશ છે તેની સત્તાના બળે જીવનેચારિત્ર ઉદય આવતુ નથી. દર્શનમોહનીય કર્મની ત્રણ પ્રકૃતિ, મિથ્યાત્ત્વ મોહની–મિશ્ર મોહનીય–અને સમ્યક્ત્વ મોહનીય નામની છે. ચારિત્રમોહનીય કર્મની પચીશ પકૃતિમાં અનંતાનુબંધિ ક્રોધ, માન, માયા, લોભ, આ ચાર પ્રકૃતિ છે. આ ચાર અને દર્શનમોહની કર્મની ત્રણ પ્રકૃતિનો ઉદય, જીવને સમ્યક્ત્વ પ્રાપ્તિમાં અંતરાય કરનાર છે. તેનો ઉપશમ, ક્ષયોપશમ,

અથવા ક્ષય થવાથી અનુક્રમે ઉપશમ, ક્ષયોપશમ, અથવા ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. આ ત્રણમાં ક્ષાયિક સમ્યક્ત્વનો એવો પ્રભાવ છે કે, એક વખત જીવને પ્રાપ્ત થયા પછી, તે જતું નથી. એટલુંજ નહિ પણ તે પ્રાપ્ત થતા પૂર્વે જો પરભવના આયુષ્યનો બંધ કરેલો ન હોય, તો તે પ્રાપ્ત કરનારા પ્રાયે તેજ ભવમાં મુક્તિ પ્રાપ્ત કરે છે. બાકીના બે સમ્યક્ત્વમાં આયુષ્યનો બંધ વૈમાનિક દેવગતિનો કરે છે. શ્રેણિક રાજાએ સમ્યક્ત્વ પ્રાપ્ત કરતાં પહેલાં પરભવના આયુષ્યનો બંધ કરી નારકીનું આયુષ્ય બાંધ્યું હતું. ભગવંતના પરિચયમાં આવ્યા પછી, તેમણે સમ્યક્ત્વ પ્રાપ્ત કરેલું હતું. તેમની શ્રદ્ધા દૃઢ હતી, જેના પરિણામે તીર્થંકર નામકર્મ નામની ઉત્કૃષ્ટિ પુણ્યપ્રકૃતિનો બંધ કરેલો છે. તેના મહાત્મ્યથી તેઓ આગામી કાળમાં આવતી ચોવીશીમાં ‘ પદ્મનાભ ’ નામના પહેલા તીર્થંકર થનાર છે.

**શ્રેણિક રાજાના સમકિતની પરિક્ષા.**

એક વખત ઇંદ્ર મહારાજાએ શ્રેણિક રાજાના સમ્યક્ત્વની, પોતાની સભામાં પ્રસંશા કરી. દર્દુરાંક નામના દેવને ઇંદ્ર મહારાજના વચન ઉપર શ્રદ્ધા બેઠી નહિ. તેજ સમયમાં ભગવંત રાજગૃહ નગરમાં પધારેલા હતા દેવોએ રચેલા સમવસરણમાં બેસી પર્ષદા આગળ ભગવંત દેશના આપતા હતા. શ્રેણિક રાજા પણ તે પર્ષદામાં હતા. તે સ્થળે એ દર્દુરાંક દેવ, શ્રેણિક રાજાના સમ્યક્ત્વની પરિક્ષા કરવા માટે,સમવસરણમાં આવ્યો, અને ગોશીર્ષચંદનવડે પ્રભુની ભક્તિ કરી. પણ તે દેવે પોતાની વૈક્રિયલબ્ધિના બળથી એવો દેખાવ કર્યો કે, જાણે તે કુષ્ટી હોય અને પોતાના કોઢનો રસ ( પરૂ વિગેરે ) લઇ લઇને પ્રભુના પગે ચોપડતો હોય. શ્રેણિક રાજાએ એવો દેખાવ જોયો. તે અયુક્ત કાર્ય જોઇને, રાજા તે કુષ્ટી ઉપર અતિ ક્રોધાયમાન થયો. તેવામાં પ્રભુને છીંક આવી, ત્યારે તે કુષ્ટિ બોલ્યો કે, “ મરો ”. થોડી વારે રાજાને છીંક આવી, ત્યારે તે બોલ્યો કે, “ ચિરકાળ જીવો ”. તેવામાં અભય કુમારને છીંક આવી, ત્યારે તે બોલ્યો કે,

" મરો અથવા ન મરો " તેટલામાં કાલસૌરિક નામના કસાઇને છીંક આવી. ત્યારે તે બોલ્યો કે, "મા મર ને મા જીવ" આ પ્રમાણે તે કુંટી બોલ્યો. તેમાં ભગવાનને મરવાનું કહેલું સાંભળીને અધિક ક્રોધ પામેલા શ્રેણિક રાજાએ વિચાર કર્યો કે, ' અરે આ કુષ્ટી કેવો દુષ્ટ છે ? એને જરૂર સજા કરવી જોઇએ ". એમ વિચાર કરીને કુષ્ટી સમવસરણની બહાર નિકળ્યો એટલે તેને પકડીને અટકાવવા પોતાના સેવકોને આજ્ઞા કરી પછી કુષ્ટી બહાર ગયો, ત્યારે રાજ પુરૂષો તેને પકડવા ગયા. એટલામાં તો તે આકાશ માર્ગે ઉડી ગયો. સેવકોએ તે સમાચાર રાજાને કહ્યા. તે સાંભળીને રાજાએ પ્રભુને પુછ્યું કે, " હે ભગવાન ! તે કુષ્ટી કોણ હતો ? અને તેણે આવી ચેષ્ટા કેમ કરી ? " પ્રભુએ કહ્યું કે, " હે રાજન્ ! તે કુષ્ટી મનુષ્ય ન હતો, પણ તે તો દર્દુરાંક નામનો દેવ હતો. તેણે તો બાવનાચંદનવડે અમારા ચરણની પૂજા કરી છે. પણ દેવી માયાથી તમને કુષ્ટીની બ્રાંતિ કરી હતી " રાજાના પુછવાથી તે દર્દુરાંક દેવનો પુર્વભવનો અને દેવપણે ઉત્પન્ન થવાના હેતુનો વૃત્તાંત કહ્યો તેની સાથે સમવસરણમાં છીંકના પ્રસંગે જુદી જુદી રીતે કહેલા માર્મિક શબ્દો શા હેતુથી કહ્યા હતા, તે માટે પ્રભુએ જણાવ્યું કે, " હે રાજા ! તે દેવે ભક્તિના રાગથી અમને એમ કહ્યું કે, હે સ્વામી ! તમે સમસ્ત કર્મનો ક્ષય કરીને, જન્મજરા મરણ વિગેરેથી રહિત સ્વાભાવિક સુખવાળા મોક્ષ પદને જલદી પામો તમને ચિરકાળ જીવવાનું એવા હેતુથી કહ્યું કે, તમે જીવતા છો, ત્યાં સુધી રાજ્યસુખને અનુભવો છો. પણ કાળ કરી ગયા પછી ઘોર નરકમાં જવાના છો. માટે ઘણો કાળ જીવતા રહો એમ કહ્યું. અભયકુમાર મંત્રીને જે કહ્યું, તે એવા હેતુથી કે, જીવતો છતો અહીં સુખ ભોગવે છે અને મરણ પામીને સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવ થનાર છે,[1] માટે મરો, વા જીવો એમ કહ્યું. કાલસૌરિકને એવા

1 ઉપદેશપ્રાસાદ સ્થંભ પહેલાના વ્યાખ્યાન ૪ થામા, શ્રેણિક રાજાના અધિકારમા આ પ્રમાણે છે. અનુત્તરોવાઇ નામના ૯ મા આગમમાં

અભિપ્રાયથી કહ્યું કે, તે અહીં જીવીને હમેશાં પાંચશો પાડાનો વધ કરે છે, અને મરીને ઘોર નરકમા જવાનો -છે, માટે તેને જીવવાનું કે મરવાનું, એકે લાભકારી ન હોવાથી, મમર મજીવ એમ કહ્યું ”

આ સર્વ ખુલાસા સાંભળી રાજાએ પોતે નરક ન જાય, તેના માટે નિવારણનો ઉપાય પુછયો. પ્રભુ બોલ્યા કે “ પૂર્વ મિથ્યાત્વ પણામાં જે નારકીનું આયુષ્ય બાંધ્યું છે, તે અવશ્ય ભોગવવુંજ પડશે. તેની બીજી પ્રતિક્રિયા છેજ નહીં. તે પછી શ્રેણિકરાજા પ્રભુને પુનઃવંદન કરીને પોતાના નગર તરફ ચાલ્યા માર્ગમાં પેલા દર્દુરાંક દેવે, રાજાના સમકિતની પરિક્ષા કરવા સારૂ, જૈન સાધુ અને સાધવીનો વેશ લઇ, વિપરીત ચેષ્ટાઓ કરી બતાવી. તે પ્રસંગે “ વીર પરમાત્માના સાધુ અને સાધવીનું આવું વર્તન હોય નહી; આ તો તારા પાપોદયથી તનેજ આવું મલીન કૃત્ય ઉદય આવ્યું છે; તારૂંજ કમભાગ્ય છે કે તું બીજા પવિત્ર સાધુ સાધવીનું ખોટું બોલે છે;” એ પ્રમાણે રાજા તેનો તિરસ્કાર કરીને આગલ ચાલ્યા. તેવામાં તે દેવતાએ પોતાનું દિવ્ય સ્વરૂપ પ્રગટ કરી, રાજાને પ્રણામ કરીને કહ્યુ કે, “ હે રાજા ! તને ધન્ય છે. ઇન્દ્રે જે પ્રમાણે તમારી પ્રસશા કરી હતી, તેવાજ તમે છો ” ઇત્યાદિ સ્તુતિ કરીને તે દેવ રાજાને એક દેવીહાર તથા બે ક્ષૌમવસ્ત્ર આપી અદ્રશ્ય થયો.

બીજે દિવસે પ્રાતઃકાળમાં રાજા પ્રભુ પાસે જઇ, તેમને વંદન કરી બોલ્યો કે, “ આપનું શરણ મુકી હવે હું કોને શરણે જાઉં ! આપના સેવકને નરકે જવાનું બંધ થવાનો કઇ ઉપાયજ નથી ?” પ્રભુએ ઉત્તર દીધો કે, “ હે રાજન્ ! ગાઢ નિકાચીત બાંધેલું કર્મ, જીવને અવશ્ય ભોગવવુંજ પડે છે પણ હે વત્સ ! તું ખેદ મ કર. તમે સમકિતના પ્રભાવથી આ ભવથી ત્રીજા ભવે મારા જેવા

પહેલા વર્ગના દશમા અધ્યયનમા, શ્રેણિકરાજાના - દશ પુત્રો દીક્ષા લઇ કઇ કઇ ગતિમા ગયા તેનુ વર્ણન છે. તેના દશમા અધ્યયનમા અભય કુમારના વર્ણનમા વિજય વિમાનમા ગયાનું જણાવેલું છે.

પદ્મનાભ નામે તીર્થંકર થવાના છે. ”. તે સાંભળી રાજાનો ખેદ દૂર થયો, અને હર્ષ પામ્યો.

શ્રેણિકરાજા નિરંતર ધર્મકૃત્યો કરતા હતા. તે ત્રણ કાળ જિનેશ્વરની પૂજા કરતા. હંમેશાં જિનેશ્વરની સન્મુખ એક સો આઠ સુવર્ણના ચોખાવડે સાથિયો પુરતા. શ્રેણિક રાજાને ઘણી રાણીઓ અને પુત્રો હતા. જે જે રાણીઓને પ્રભુની દેશના સાભળી વૈરાગ્ય ભાવ જાગતો, તેમને દીક્ષા લેવાની પરવાનગી આપતા. પૂત્રોના સંબધે તેમણે સામાન્ય આજ્ઞા કરી મુકી હતી કે, ‘ અભય કુમાર શીવાય જેમણે દીક્ષા લેવાના પરિણામ થાય, તેમણે પ્રથમ પોતાની માતાની પરવાનગી મેળવવી. મારા તરફથી તો તમને પરવાનગી છે એમ માનવું. ’ શ્રેણિક જેવા રાજ્યાધિકાર ભોગવતા રાજા, આ પ્રમાણે પોતાના અનુયાયીઓના આત્મકલ્યાણ માટે પ્રબંધ કરે, એટલુંજ નહી પણ તેમના દીક્ષાના પ્રસંગે સારી રીતે ઓચ્છવ મહોત્સવ કરી, તેમને પ્રભુની પાસે લઇ જઇ, પોતે દીક્ષા આપવામાં ભાગ લે, એજ તેમનામાં ઉત્પન્ન થએલા દ્રઢ સમકિતનું ચીન્હ છે. જેઓએ આત્મકલ્યાણનો માર્ગ જોયો છે, તથા પોતાના અનુયાયીનું વાસ્તવિક હિત શામાં રહેલું છે, તે જેઓ યથાર્થ રીતે સમજી શકે છે, તેઓજ સંસારિક મોહના બંધનોની દરકાર નહી કરતા, આવા પ્રકારની પ્રવૃત્તિ કરે છે.

શ્રેણિકરાજાના આ વૃત્તાંત ઉપરથી એ સમજાઇ આવે છે કે, ધાર્મિક શ્રદ્ધાવાળા જણાતા પુરૂષો પણ દીક્ષાદિ પ્રસંગે, પોતાનું કર્તવ્ય ભુલી જઇ બાળચેષ્ટા કરે છે, તથા યથ્વાતથ્વા અનુચિત ગમે તેમ બોલે છે, એ સર્વ આંતર નિર્મળતાનો અભાવ બતાવનાર છે.

સંસારનું તથા મોહનું વાસ્તવિક સ્વરૂપ જેમના સમજવામાં આવ્યું હોય, અને જિનેશ્વરના વચનો ઉપર જેમને પૂર્ણ શ્રદ્ધા હોય, તેવાઓ તો કદી પણ કુચેષ્ટા કરી પોતાના આત્માને મલીન કરે નહિ.

**શ્રેણિક રાજાના સમકિતના પ્રાપ્તકાળ સંબંધી વિચારણા.**

શ્રેણિકરાજાએ પ્રભુની પાસે સમકિત અંગીકાર કર્યું હતું, અને પછી શુદ્ધ શ્રદ્ધાના યોગે ભાવ સમકિત પ્રાપ્ત કર્યું હતું. પ્રભુના શાસનમાં થએલા અનાથીનામના મુનિની સઝાય, જે સઝાયમાલા ભાગ ૧ લાના પૃષ્ટ ૭૪ ઉપર તથા બીજા ઘણા ગ્રંથોમાં છપાએલ છે, તેના કર્તા ગણિ સમયસુંદર સઝાયની ગાથા આઠમાં નીચે પ્રમાણે જણાવે છે.

" કર જોડી રાજા ગુણસ્તવે, ધન ધન એહ અણુગાર ॥
" શ્રેણિક સમકિત પામીઓ, વાંદી પહોત્યોરે નગર મઝાર ॥ ૮ ॥

આ ઉપરથી એવી માન્યતા કેટલાકની થએલી જણાય છે કે, શ્રેણિક રાજાને અનાથીમુનિના ઉપદેશથી સમકિતની પ્રાપ્તિ થએલી છે. પણ આ કથનને શાસ્ત્રીય આધાર હોય, એમ જણાતું નથી ઉપદેશપ્રાસાદ વ્યાખ્યાન ૪૨ માં સમકિતના બીજા સંવેગ નામના વિવેચનના સમર્થનમા, અનાથીમુનિની કથા આપવામાં આવી છે તેમાં અનાથીમુનિએ રાજા શ્રેણિકની પ્રાર્થનાથી અનાથ અને સનાથનું સ્વરૂપ સમજાવતાં, મુનિએ શ્રેણિક રાજાને પોતે શી રીતે અનાથ છે તે સંબંધે પોતાનો વૃત્તાંત જણાવ્યો, અને કહ્યું કે

**અનાથીમુનિએ અનાથ સનાથનું સમજાવેલું સ્વરૂપ.**

" હે રાજન્ ! હુ કૌશાંબી નગરીના મહિપાલ રાજાનો પુત્ર છું. મને બાલ્યાવસ્થામાં નેત્રની પીડા થઇ. તેથી મ્હારા આખા શરીરમાં દાહજ્વર પેદા થયો. મારી વ્યથા દૂર કરવા માટે અનેક મંત્રવાદીઓએ તથા વૈદ્યોએ અનેક ઉપાય કર્યા. પરંતુ તેઓ મારી વ્યથા દૂર કરી શક્યા નહી. મારા પિતાએ મારા માટે પોતાનું સર્વસ્વ આપી દેવાનુ કબુલ કર્યું, પરંતુ મને દુઃખથી મુક્ત કરી શક્યા નહી. મારા પિતા, માતા, ભ્રાતા, બહેન, અને સ્ત્રી વિગેરે સર્વ

સ્વજનો, મારી પાસે બેસીને રૂદન કરતા હતા, અને ભોજનનો પણ ત્યાગ કરી મારી પાસે બેસી રહેતા હતા. પરંતુ તેઓ મ્હારા દુઃખનો નાશ કરી શકયા નહી. તેજ મારી અનાથતા છે. ત્યાર પછી મેં એવો વિચાર કર્યો કે, આ અનાદિ સંસારમાં આ કરતાં પણ અધિક વેદનાઓ અનેક વખત સહન કરી હશે, પણ આજે આટલી વેદના પણ સહન કરી શકતો નથી; તો હવે આગામી કાળે અનાદિ સંસારમા આવી વેદના કેમ સહન કરીશ ? માટે જો હું ક્ષણવાર પણ આ વેદનાથી મુક્ત થાઉં, તો તરતજ પ્રવજ્યા ગ્રહણ કરૂં; કે જેથી આગામીકાળે આવી વેદના સહન કરવી પડે નહી. હે રાજા ! આ પ્રમાણે વિચાર કરતાં હું સુઇ ગયો, અને તુર્તજ મારી વેદના શાંત થઇ ગઇ. તેથી યોગ અને ક્ષેમનો કરનાર હોવાથી આ આત્માજ નાથ છે, એવો નિશ્ચય કરી, મેં પ્રાતઃકાળે સ્વજનોને સમજાવી, તેમની રજા લઇને, ચારિત્ર અંગીકાર કર્યું છે. તેથી હવે હું મારો તથા બીજા ત્રસાદિક જીવોનો પણ નાથ થયો છું. કેમકે યોગક્ષેમ કરનાર આત્માજ છે વળી હે રાજા ! જેઓ પ્રવ્રજ્યા ગ્રહણ કરીને અતિ પ્રમાદને લીધે પાંચ મહા વ્રતોનું પાલન કરતા નથી, રસોને વિષે ગૃદ્ધ રહે છે, અને ઇન્દ્રિયોને નિયમમાં રાખતા નથી, તેઓને જિનેદ્રોએ અનાથ કહેલા છે.”

આ પ્રમાણે મુનિએ પોતે અનાથ શી રીતે છે, તેનું સ્વરૂપ સમજાવ્યું. રાજા અત્યંત ખુશી થયા, અને હાથ જોડીને કહ્યું કે, “ હે મુનિરાજ ! આપે મને સનાથ અને અનાથપણાનું રહસ્ય કહ્યું તે ખરેખર સત્ય છે. આપ મનુષ્ય જન્મ પામ્યા તે સફળ છે; આપે શ્રી જિનેશ્વરનો ધર્મ અંગીકાર કર્યો છે, તેથી આપજ સનાથ છો; વળી આપે જ્યારથી ચારિત્ર લીધું ત્યારથી તો આપ સ્થાવર અને જંગમ એવા અનાથ પ્રાણીઓના નાથ થયા છો. હું અપરાધ નાશ કરવા આપને ખમાવું છું. ” ઇત્યાદિ કહી ભક્તિ પૂર્વક તેમની સ્તુતિ કરી, રાજા ધર્મમાં અનુરક્ત થઇ, પોતાના અંતઃપુર અને પરિવાર સહિત પોતાની નગરીમાં આવ્યા.

અમિત ગુણ સમૂહથી સમૃદ્ધ એવા તે નિગ્રન્થ મુનિ, શુદ્ધ ચારિત્રનું પાલન કરી, મોહાદિકનો નાશ કરી, સંવેગના પ્રભાવથી અનુક્રમે મોક્ષ પદને પામ્યા છે.

ઉપર પ્રમાણે અનાથી મુનિનો વૃત્તાંત આપવામાં આવ્યો છે. તે ઉપરથી ગણિ સમયસુંદરની બનાવેલી સઝાયમાં જણાવેલા સમકિતના ભાવાર્થને ટેકો મલતો નથી, અને સામાન્ય રીતે ભગવંતથી સમકિત પ્રાપ્ત કર્યું, એમ માનવું સયુક્તિક છે.

શ્રેણીકરાજાને નંદા નામની રાણીથી અભયકુમાર નામનો મહા બુદ્ધિશાળી કુમાર હતો. ચેલણા નામની રાણીથી થએલા જેષ્ટપુત્રનો જન્મ થયો કે તુર્તજ તે પુત્રને રાણીએ તજી દીધો હતો; કારણ તે પુત્ર ગર્ભમા આવ્યો તે સમયમાં રાણીને પતિનું માંસ ખાવાનો દોહદ ઉત્પન્ન થયો હતો. તેથી રાણીએ આ પુત્ર તેના પિતાનો વૈરી છે; એવું અનુમાન કર્યું. પોતાના પતિના વૈરી પુત્રને પોતે ઉછરવો એ તેને વ્યાજબી લાગ્યું નહીં, તેથી તેને જંગલમાં મુકી આવવા દાસીને સોંપ્યો. દાસી તેને લઇને અશોકવનની ભૂમિમાં જઇને મુકી આવી હતી. રાજાને તે દાસી અચાનક મળી ગઇ રાજાના પુછવાથી દાસીએ સત્ય હકીકત કહી દીધી. રાજા તુર્ત અશોકવનમાં ગયા, અને પુત્રને પોતે લઇ લીધો. સ્વસ્થાનકે આવી રાણીને કહ્યુ, "અરે ! કુલીન અને વિવેકી થઇને તેં આવું અકાર્ય કેમ કર્યું ! કે જે ચંડાળો પણ કરે નહી." ચિલ્લણાએ નમ્રતાથી ઉત્તર આપ્યો કે, "હે નાથ ! આ પુત્રરૂપે આપનો વૈરી છે; કારણ કે તે ગર્ભમા આવતાંજ મને મહાપાપકારી દોહદ ઉત્પન્ન થયો હતો. તેથી મેં તેને જન્મ થતાંજ છોડી દીધો. કેમકે પતિનું કુશળ ઇચ્છનારી કુલીન સ્ત્રીઓને પુત્ર હોય કે બીજો ગમે તે હોય, પણ જો પતિને અહિતકારી હોય તો તેથી શું ?" ચિલણાનો જવાબ અને તેની આ વર્તણુંક સતિ સ્ત્રીઓનો પોતાના પતિ પ્રત્યે વિશુદ્ધ ધર્મ અને પ્રેમ કેવો હોવો જોઇએ, તે જણાવે છે. ગૃહસ્થના સામાન્ય ધર્મના અંગે પતિવ્રતાપણું એ સ્ત્રીઓનો

મૂખ્ય ધર્મ છે. એક વખત જે પતિની સાથે લગ્ન સંબંધ કોઇપણ પ્રકારના લગ્નની રીતથી જોડાયા પછી, તે પતિના સુખમાંજ પોતાનું સુખ માનવું, એ સ્ત્રીઓનો પવિત્ર ધર્મ છે. સ્ત્રીઓએ પોતાના અંગત લાભનો કે ઐહિક સુખનો કદિપણ વિચાર કરવાનો નથી. જે સ્ત્રીઓ ત્રીકરણ—મન, વચન, અને કાયા-યોગથી શુદ્ધ રીતે પતિવ્રતાપણાનો ધર્મ પાળે છે, તે સ્ત્રીઓમાં કુદરતી કંઇ દૈવી શક્તિ ઉત્પન્ન થાય છે. ચિલ્લણાના આ કૃત્યને આપણે બીજી કોઇ રીતે દૂષણ આપી શકીએ તેમ નથી. એ પુત્રને ચિલ્લણા અંતઃકરણથી ઇચ્છિત નહોતી, તો પણ તે બાળકને તેણીએ ઉછેર્યો હતો.

**અશોકચંદ્ર તથા કોણીક નામ પાડવાના હેતુ.**

ચિલ્લણાનો તે પુત્ર કાંતિએ ચંદ્ર જેવો હતો, અને અશોકવનમાંજ પ્રથમ જોવામાં આવ્યો હતો, તેથી રાજાએ તેનું "અશોકચંદ્ર" નામ પાડયું. જ્યારે તેને વનમાં છોડી દીધો હતો, ત્યારે તેની કનિષ્ટ આંગળી કુકડીએ કરડી ખાધી હતી. તેની પીડાથી રૂદન કરતા તે બાળકની આંગળી જે રૂધિર—પરૂથી વ્યાપ્ત હતી, તેને રાજાએ સ્નેહવડે મુખમાં નાખી તેથી તે રોતો બંધ રહ્યો, અને તે પ્રમાણે કરવાથી તે આંગળીનું વ્રણ કેટલેક દિવસે રૂઝાઇ ગયું. પણ તે આંગળી બુઠી રહી, તેથી તેને "કુણક" પણ કહેતા હતા. ચિલ્લણાને એ પુત્ર શીવાય હલ્લ અને વિહલ્લ નામે બીજા બે પુત્ર થયા હતા. ચિલ્લણાના ઉપર શ્રેણિકરાજાનો બહુ પ્રેમ હતો. તેના માટે એક સ્થંભનો સુંદર મહેલ બનાવવાને અભયકુમારને આદેશ કર્યો. તે માટે અભયકુમારે કોઈ દેવનું આરાધન કર્યું; ને તેની પાસે એક સ્થંભનો મહેલ બનાવરાવ્યો; તથા સર્વ ઋતુના ફળ પુળ આપનારો એક બગીચો કરાવ્યો. એટલે ત્યાં રહીને સતી એકાગ્ર ચિત્તે ધર્મનું આરાધન કરવા લાગી તે ચિલ્લણા શીળ વ્રતને વિષે એવી દ્રઢ થઈ કે, શ્રી વીરપ્રભુએ પણ તેના શીલની શ્લાઘા કરી હતી.

એકવાર મધ્ય રાત્રીએ તાઢને સમયે ઉંઘને વિષે ચિલ્લણા બોલી, " તેને કેમ હશે ? " એ સાંભળીને શ્રેણીકને રોષ ચઢયો, અને તેના શીળના માટે શંકા થઇ. તેથી પોતાના તમામ અંતે ઉરનો નાશ કરવાને અભયકુમારને શ્રેણિકે આજ્ઞા કરી, અને પછી પ્રભુ વીર ભગવંત પાસે ખુલાસો પુછવા ગયા. અભયકુમારે પોતાના બુદ્ધિબળથી મહાન્ અનર્થને અટકાવ્યો, અને રાજાની આજ્ઞાનું પાલન કરવા રાજમહેલના કોઈ પ્રદેશનો અગ્નિથી નાશ કરાવ્યો.

શ્રેણિક રાજાએ ભગવંતના સમવસરણના વિષે જઇ પ્રભુને પુછયું કે, "રાણી ચિલ્લણા સતી છે કે અસતી ? " ભગવતે જવાબ દીધો કે, " હે રાજા ! તમારી સર્વ રાણીઓ સતી છે. તમોએ ગઇ કાલે કાયોત્સર્ગે રહેલા સાધુને વાંદ્યા હતા, તેમની પાસે ઉત્તરી વસ્ત્ર પણ ન હોતું. તે સ્મરણમાં આવવાથી તેણીએ એમ કહ્યું. ઘણી તાઢમાં તે મહાનુભાવ મુનિનું શું થતું હશે ? એવા કૃપાળુ વિચાર આવવાથી એ પ્રમાણે તે બોલી હતી તેના મનમાં કાંઇ મનોવિકાર ન હતો. " શ્રેણિક નિઃશંક થયા.

શ્રેણિકના પશ્ચાત રાણી ચિલ્લણા, ભગવંતની પાસે દીક્ષા લઇ, શુદ્ધ રીતે સંયમનું આરાધન કરી, સર્વ કર્મક્ષય કરી મુક્તિએ ગઇ છે. તેની બહેન સુજયેષ્ટા પણ શુદ્ધ ચારિત્ર પાળીને કર્મ ખપાવી સિદ્ધિ પદને પામી છે.

ધારણી નામની રાણીથી મેઘકુમાર નામનો પુત્ર થયો હતો તે શીવાય નંદિષેણ, કાળ, વિગેરે ઘણા પુત્રો શ્રેણીક રાજાને હતા.

**પ્રભુનું રાજગૃહી પધારવું; અને શ્રેણીક રાજાએ સમકિત અંગીકાર કરવું.**

શ્રી વીરપ્રભુ ભવ્ય પ્રાણીઓને બોધ કરવા માટે વિહાર કરતા– સુર અસુરોના પરિવાર સાથે રાજગૃહનગરે પધાર્યા. તે નગરના ગુણશિલચૈત્યમા દેવતાઓએ સમવસરણની રચના કરી હતી. તેમાં પ્રભુએ પ્રવેશ કર્યો પ્રભુને પોતાના નગરે સમવસરેલા સાંભળી, શ્રેણિક રાજપુત્રો સહિત મોટી સમૃદ્ધિથી વંદન કરવા

આવ્યા. પ્રભુને પ્રદક્ષિણા કરી, નમી, સ્તુતિ કરી, યોગ્ય સ્થાનકે બેઠા. પ્રભુએ અમૃતવૃષ્ટિ જેવી ધર્મદેશના આપી. પ્રભુની દેશના સાંભળી શ્રેણિક રાજાએ સમકિત અંગીકાર કર્યું, અને અભયકુમાર વિગેરેએ શ્રાવકધર્મ અંગીકાર કર્યો. પછી શ્રેણિક રાજા પરિવારસહ સ્વસ્થાનકે ગયા.

રાજા શ્રેણિકની ધર્મશ્રદ્ધા પરિપકવ થએલી હતી. સમકિત પ્રાપ્તિના યોગે ચૈતન્ય અને પુદ્ગલના ભેદનું તેમને જ્ઞાન થયું હતું. ચારિત્રમોહનીયકર્મના પ્રબળ ઉદયથી જો કે તેમને વિરતિ ઉદય આવી ન હતી, તો પણ જેઓ સર્વવિરતિ લેવા તૈયાર થતા, તેમને તે સારી રીતે મદદ કરતા. તેમજ દેશવિરતિઓ પ્રત્યે તેમની સહાનુભૂતિ હતી. પોતાના રાજકુટુંબમાંથી સ્ત્રી વર્ગ કે પુત્રો પૈકી જેમની ઇચ્છા દીક્ષા લેવાની થતી હતી, તેમને તે મદદ કરતા હતા. તેમના કુટુંબીજનો અંગે આગમમાં નીચે પ્રમાણે વર્ણન છે.

**શ્રેણિક રાજાની પરવાનગીથી તેર રાણીઓએ દીક્ષા લીધી તેનું વર્ણન છે.**

* અંતગડદશાંગસૂત્રના વર્ગ ૭ ના અધ્યયન ૯ માં, નીચે જણાવેલી તેર રાણીઓએ શ્રેણિક રાજાની પરવાનગીથી ભગવંત મહાવીરના ઉપદેશથી ચારિત્ર ( દિક્ષા ) ગ્રહણ કરેલ છે, અને મોક્ષે ગઈ. *

( ૧ ) નંદા. ( ૨ ) નંદમતી. ( ૩ ) નંદોતરા. ( ૪ ) નંદસેના. ( ૫ ) મરુતા. ( ૬ ) સુમરુતા. ( ૭ ) મહામરુતા. ( ૮ ) મરુદેવા. ( ૯ ) ભદ્રા. ( ૧૦ ) સુભદ્રા. ( ૧૧ ) સુજાતા. ( ૧૨ ) સુમનાતી ( ૧૩ ) ભૂતદીપ્તા.

આ દરેક શુદ્ધ સંયમનું આરાધન કરી, અગીઆર અંગનો અભ્યાસ કરી, યથાયોગ્ય તપશ્ચર્યા કરી, વીશ વર્ષનો દીક્ષાપર્યાય પાળી મોક્ષે ગએલ છે.

**દુર્ગંધા રાણીનું વૃત્તાંત. તેણીએ લીધેલી દીક્ષા.**

આ તેર ઉપરાંત દુર્ગંધા નામની રાણી હતી. તેનું રૂપ ઘણું સુંદર અને લાવણ્યમય હતું. તે દુર્ગંધાએ પુર્વભવમાં મુનિદાનના પ્રભાવથી શુભ કર્મ ઉપાર્જન કરેલું હતું, તેની સાથે તેજ મુનિના બાહ્ય સ્વરૂપને જોઇને તેમની જુગુપ્સા કરેલી હતી. તેથી જુગુપ્સારૂપ અશુભ કર્મ પણ ઉપાર્જન કરેલું હતું. તેના યોગે તે ભવનું આયુષ્ય પુરૂ કરી, આ ભવમાં તે ગણીકાની કુક્ષીમાં ઉત્પન્ન થઇ હતી. જન્મની સાથેજ તેને અશુભ કર્મ ઉદય આવ્યું, તેથી તેના શરીરમાંથી ઘણી દુર્ગંધ નીકળતી. તેથી ગણીકાએ તેને તજી દીધી હતી.

તેજ સમયમાં ભગવંત મહાવીર રાજગૃહના ઉદ્યાનમાં સમવસરેલા હતા. તેમને વાંદવા રાજા શ્રેણિક પોતાના સૈન્ય સહિત જતા હતા. માર્ગમાં દુર્ગંધ સહેન ન થવાથી વસ્ત્રના છેડાવડે નાસિકા બંધ કરીને ચાલતા સૈનિકોને જોઇને, રાજાએ પોતાના કોઇ સેવકને તેમ કરવાનું કારણ પુછ્યું. ત્યારે તેઓએ જણાવ્યું કે, "હે સ્વામી! અહીં માર્ગમાં તુર્તની જન્મેલી એક બાળિકા પડી છે, તેના શરીરમાંથી અંત્યંત દુર્ગંધ છુટે છે" એ સાંભળીને રાજા, "એ તો પુદ્ગલનો પરિણામ છે," એમ કહી તે બાળીકાને જોઇ સમવસરણમાં ગયો. શ્રી વીરસ્વામીને પ્રણામ કરી દેશના સાંભળી અવસર જોઇ રાજાએ તે દુર્ગંધવાળી બાળીકાનો પૂર્વભવ પુછયો. ભગવંતે તેનો પુર્વભવ કહી સંભાળ્યો. તે સાંભળી રાજાએ ભગવંતને ફરી પુછ્યું, "હવે પછી તેની શી ગતિ થશે ?" ત્યારે ભગવંતે જણાવ્યું કે, "હે રાજા ! તે દુર્ગંધાએ પુર્વે કરેલી મુનિની જુગુપ્સારૂપ અશુભ કર્મ ભોગવી લીધુ છે; હવે તે મુનિને આપેલા દાનના ભોગ રૂપ ફળને ભોગવવાની છે તેથી તેનું શરીર કસ્તુરી કરતાં પણ અધિક સુગંધીમય થઇ ગયુ છે. હે રાજા ! આઠ વર્ષની થશે, ત્યારે તારી પટરાણી થશે. તમે બન્ને સોગઠે રમશો. તેમાં

એવી શરત-થશે કે; ' જે જીતે તે હારનારના પૃષ્ટ પર ચઢે. ' પછી તે રમતમાં તમો હારશો ત્યારે તારા પૃષ્ટ પર તે દુર્ગંધા ચઢશે. " તે સર્વ વૃત્તાંત સાંભળીને શ્રેણિક રાજા આશ્ચર્ય પામી, પ્રભુને વંદના કરી, પોતાને સ્થાને ગયા.

શ્રેણિક રાજાએ દુર્ગંધાને જોયા પછી, તેનું અશુભ કર્મ ખપી ગયાથી, પુર્વ પુણ્યના યોગે તેનું શરીર સુગંધમય થઇ ગયું હતું. તેવામાં કોઇ ગોવાળની સ્ત્રી તે માર્ગે જતી હતી. તેણી એ તે બાળાને જોઇને લઇ લીધી. પોતે સંતતિ વિનાની હોવાથી તેને પુત્રી તરીકે પાળી, પોષી મોટી કરી.

એકદા કૌમુદી ઉત્સવ આવતાં નગરીના સર્વ લોકો નગરની બહાર ઉદ્યાનમાં ક્રિડા કરવા ગયા હતા. તે વખતે સ્ત્રીઓની ક્રિડા જોવા માટે શ્રેણિક રાજા પણ અભયકુમાર ને સાથે લઇને ગયા હતા. તે ઉત્સવમાં દુર્ગંધા પોતાની માની સાથે આવી હતી. તે વખતે ખીલતી યુવાવસ્થાવાળી મનોહર સ્વરૂપ અને અનુપમ લાવણ્યવાળી જણાતી હતી. એકાએક રાજાની દ્રષ્ટિ તેના ઉપર પડી. તેણીને જોઇ રાજા તેણીના પર અત્યંત મોહિત થઇ કામાતુર થયા. અનુક્રમે રાજાનો આશય અભયકુમારના જાણવામાં આવવાથી, તેણીના માબાપને સમજાવ્યા. રાજાએ તેણીની સાથે લગ્ન કર્યું, અને તેને પટરાણી બનાવી.

ભગવંત મહાવીર દેવે કહેલું ભવિષ્ય રાજાને કંઇ યાદ ન હતુ. ત્રીકાળજ્ઞાની ભગવંતનું વચન કેવી રીતે સત્ય ઠરે છે, એનો આપણને ખ્યાલ થાય છે. એકદા રાજા તથા દુર્ગંધા પાસે રમવા લાગ્યા, તેમાં હારનારના પૃષ્ટ પર જીતનાર ચઢે એવી શરત કરી. તેમાં રાજા હાર્યા. તેથી રાણી રાજાના પૃષ્ટ ભાગપર શંકા રહિત આરૂઢ થઇ.

તે વખતે રાજાને શ્રી વીરપ્રભુનું વચન યાદ આવવાથી હસવું આવ્યું. રાણીએ તત્કાળ રાજાના પૃષ્ટ પરથી ઉતરીને અકસ્માત

હાસ્ય થવાનું કારણ પુછયું. ત્યારે રાજાએ તેણીના પુર્વ જન્મથી આરંભીને હાસ્ય પર્યંતનું સર્વ વૃત્તાંત ભગવાનના કહ્યા પ્રમાણે કહી સંભળાવ્યું: તે સાંભળીને તેણી વૈરાગ્ય પામી. રાજાની રજા લઇ શ્રી વીર પ્રભુ પાસે દીક્ષા ગ્રહણ કરી.

ઉપર પ્રમાણે ચૌદ રાણીઓએ તો શ્રેણિક રાજાની રજા મેળવી ભગવંત પાસે દીક્ષા લીધી હતી. તે ઉપરાંત શ્રેણિક રાજાની પશ્ચાત જે રાણીઓએ દીક્ષા લીધી હતી, તેમના નામ સાથે વીગતવાર વર્ણન ઉપર કહેલા સૂત્રના વર્ગ ૮ માના અધ્યયન ૧૦ મામાં આપવામાં આવેલ છે.

**શ્રેણિક રાજાની પશ્ચાત દશ રાણીઓએ દીક્ષા લીધી હતી.**

( ૧ ) કાલી, ( ૨ ) સુકાલી, ( ૩ ) મહાકાલી, ( ૪ ) કૃષ્ણા, ( ૫ ) સુકૃષ્ણા ( ૬ ) મહાકૃષ્ણા, ( ૭ ) વીર કૃષ્ણા, ( ૮ ) રામકૃષ્ણા, ( ૯ ) પિતૃસેન કૃષ્ણા, ( ૧૦ ) મહાસેન કૃષ્ણા.

આ વખતે ચંપાનગરીમાં કોણીક રાજાનું રાજ્ય હતું. આ સર્વે કોણીકની અપરમાતાઓ હતી. ભગવંતના ઉપદેશથી તેમને સંસાર ઉપરથી વૈરાગ્ય તો ઉપજેલો, પણ ચારિત્રમોહનીકર્મના ઉદયથી બીજી રાણીઓની માફક રાજાના વખતમાં દીક્ષા તેમને ઉદય આવી ન હતી. આ સર્વ રાણીઓએ આર્યાચંદના પાસે દીક્ષા લીધેલી હતી.

આ દશે સાધવીઓએ કયા પ્રકારના તપનું આલંબને લીધું હતું-તેનું વર્ણન અધ્યયન અગીઆરમાં આપવામાં આવ્યું છે. તપની વીગત નીચે પ્રમાણે છે.

| નામ | તપનું નામ |
|---|---|
| ૧ કાલી, | રત્નાવલી તપ. |
| ૨ સુકાલી, | કનકાવલી તપ. |
| ૩ મહાકાલી, | ક્ષુલકસીહનિષ્ક્રીડીત તપ |
| ૪ કૃષ્ણા, | મહાસીંહ નિષ્ક્રીડીત તપ. |

| | | |
|---|---|---|
| ૫ | સુકૃષ્ણા, | ભીક્ષુપડીમા વહન કરી છે. |
| ૬ | મહાકૃષ્ણા, | ક્ષુલક સર્વતોભદ્રપ્રતિમા તપ. |
| ૭ | વીરકૃષ્ણા. | મહાસર્વતો ભદ્ર. |
| ૮ | રામકૃષ્ણા, | ભદ્રોતર પ્રતિમા. |
| ૯ | પિતૃસેન | મુક્તાવલી તપ. |
| ૧૦ | મહાસેન કૃષ્ણા, | વર્ધમાન ( આંબીલ ) તપ. |

એ પ્રમાણે જુદા જુદા પ્રકારનો તપ કરી, પ્રાંતે દરેક એક મહીનાની સંલેખના કરી, ઉત્તમ પ્રકારની ભાવના ભાવી, સિદ્ધિ-પદને પામેલ છે.

**શ્રેણિકના સુપુત્રોએ દીક્ષા લીધી હતી તેનું વર્ણન.**

શ્રેણિકરાજાના ઘણા પુત્રોએ ભગવંતના શાસનમાં દીક્ષા લીધેલી છે. તે પૈકી દશપુત્રોનું વર્ણન અનુત્તરોવાઇ નામના નવમા અંગના પહેલા વર્ગમાં આપેલું છે. દરેકની માતાના નામ, કેટલી સ્ત્રીઓ હતી, દીક્ષા લીધા પછીના તપ, આગમનો અભ્યાસ, દીક્ષા પર્યાય, ભાવના અને છેવટ અનુત્તર વિમાનના પાંચ વિમાન પૈકી કયામાં કેટલા આયુષ્યથી ઉત્પન્ન થયા, ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થઇ મોક્ષે જશે, એ તમામ માહીતી વીગતવાર આપવામાં આવેલી છે. એજ પ્રમાણે બીજા વર્ગના તેર અધ્યયનમાં તેર પુત્રોનું વર્ણન આપવામાં આવેલું છે.

### વર્ગ ૧ લો.

| | | માતાનું નામ | દીક્ષાપર્યાય | કાળ કરી કયાં ઉત્પન્ન થયા. |
|---|---|---|---|---|
| ૧ અધ્યયન | ૧ લું જાલી | ધારણીદેવી | સોળ વર્ષ | વિજય વિમાન |
| ૨ „ | ૨ જું મયાલી | „ | „ | વૈજયંત વિમાન |
| ૩ „ | ૩ જું ઉવયાલી | ધારણીમાતા | „ | જયંત વિમાન |
| ૪ „ | ૪ થું પુરૂષસેન | „ | „ | અપરાજીત વિમાન |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૫ | ,, | ૫ મું | વારીસેન | ,, | ,, | સર્વાર્થસિદ્ધ વિમાન |
| ૬ | ,, | ૬ ઠું | દીર્ઘદંત | ,, | ,, | ,, |
| ૭ | ,, | ૭ મું | લષ્ટદંત | ,, | બાર વર્ષ | ,, |
| ૮ | ,, | ૮ મું | વીહલ | ,, | બાર વર્ષ | અપરાજીત વિમાન |
| ૯ | ,, | ૯ મું | વેહાસ | ચિલ્લણામાતા | પાચ વર્ષ | જયંત વિમાન |
| ૧૦ | ,, | ૧૦ મું | અભય કુમાર | ,, | પાચ વર્ષ | ૧વિજય વિમાન |

વર્ગ બીજાના તેર અધ્યયન.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૧ | અધ્યયન | ૧ લું | દીર્ઘસેન | ધારણીમાતા | સોળ વર્ષ | વિજય વિમાન |
| ૧૨ | ,, | ૨ જુ | મહાસેન | ,, | ,, | ,, |
| ૧૩ | ,, | ૩ જુ | લષ્ટદંત | ,, | ,, | વિજયંત વિમાન |
| ૧૪ | ,, | ૪ થું | ગુઢદંત | ,, | ,, | ,, |
| ૧૫ | ,, | ૫ મું | શુદ્ધદંત | ,, | ,, | જયંત વિમાન |
| ૧૬ | ,, | ૬ ઠું | હળ | ,, | ,, | ,, |
| ૧૭ | ,, | ૭ મું | દ્રુમ | ,, | ,, | અપરાજીત વિમાન |
| ૧૮ | ,, | ૮ મું | દ્રુમસેન | ,, | ,, | ,, |
| ૧૯ | ,, | ૯ મું | મહાદ્રુમસેન | ,, | ,, | સર્વાર્થસિદ્ધ વિમાન |
| ૨૦ | ,, | ૧૦ મું | સિંહ | ,, | ,, | ,, |
| ૨૧ | ,, | ૧૧ મું | સિંહસેન | ,, | ,, | ,, |
| ૨૨ | ,, | ૧૨ મું | મહાસિંહસેન | ,, | ,, | ,, |
| ૨૩ | ,, | ૧૩ મું | પૂર્ણસેન | ,, | ,, | ,, |

ઉપર પ્રમાણે આ બે આગમમાં શ્રેણિકરાજાના ત્રેવીશ પુત્રનો અધિકાર છે. આ બધા પુત્રો ભગવંતની દેશના સાંભળીને વૈરાગ્યવાન થયા છે. એ તમામને એકથી અધિક સ્ત્રીઓ હતી. તે તમામને છોડીને દીક્ષા લીધેલી છે. માતાપિતાની રજા મેળવ્યા પછી, તેમણે સ્ત્રીઓના મોહને મચક આપી નથી.

---

૧ ઉપદેશપ્રાસાદ ગ્રંથમા સર્વાર્થસિદ્ધ વિમાનમા ગયાનુ દર્શાવેલ છે. એ બન્ને પાચ અનુત્તર વિમાનમાજ છે.

**મેઘકુમારની દીક્ષા.**

આ ઉપરાંત ધારણી રાણીના પુત્ર મેઘકુમારે, પ્રભુની દેશના સાંભળી વૈરાગ્ય પામી, માતા પિતાની રજા મેળવી, મહાસ્વરૂપવતી અને ગુણી-અલ આઠ સ્ત્રીઓને તજી, પ્રભુ પાસે દીક્ષા લીધાનો અધિકાર જ્ઞાતાસૂત્રના પહેલા અધ્યયનમાં છે. તેમાં વિસ્તારથી મેઘકુમારનું ચરિત્ર આપવામાં આવ્યું છે. કલ્પસૂત્રની અંદર તથા ત્રીશષ્ઠિસલાકા પુરૂષ ચરિત્રમાં, ભગવંત મહાવીરના ચરિત્રના અંગે જે વર્ણન આપવામાં આવ્યું છે તે સંક્ષિપ્ત છે. ભગવંતની સાથે ઘણા સાધુ છે.

મેઘકુમારે દીક્ષા લીધી. ભગવંતે તેમને શિક્ષા ગ્રહણ કરવા માટે સ્થવિર ( વૃદ્ધ ) મુનિને સુપ્રત કર્યા દીક્ષાની રાત્રીએ પૌરૂષી ભણાવ્યા પછી, સંથારો કરતાં નાના મોટાના વ્યવહારથી તેમનો સંથારો સર્વ સાધુની પછી ઉપાશ્રય બારણા નજીક આવ્યો. ત્યાં રાત્રીએ જતાં આવતાં સાધુના ચરણના પ્રહારથી, અને તેમના અથડાવા વિગેરેથી, મેઘમુનિ બહુ ખિન્ન થયા તે વિચારવા લાગ્યો કે, “ અરે મારો સુખકારી આવાસ ક્યાં ! મારી કોમલ પુષ્પશૈય્યા ક્યાં ! અંગનાના અંગસંગથી ઉત્પન્ન થતું સુખ ક્યાં ! અને આ કઠીન ભુમિમાં આળોટવું ક્યાં ! આ સાધુઓ પ્રથમ તો મારા પ્રતિ આદરવાળા હતા, અને હવે તો તેજ સાધુઓ મને પગ વિગેરેનો સંઘટ્ટ કરે છે. તેથી જો આજની રાત્રિ સુખે સુખે જાય તો, પ્રાતઃ કાલમાં વીર પ્રભુને પૂછી, રજોહરણ આદિ વેષ પાછો સોંપીને હું મ્હારા ઘેર ચાલ્યો જઇશ. ” એ પ્રમાણે ચિંતવી મેઘમુનિ પ્રાતઃ કાળે પ્રભુ પાસે આવ્યા. ભગવંતે તેઓને આવતાંની સાથેજ કહ્યું કે, “ હે મેઘ ! તેં આજ રાત્રિના ચારે પહોર દુઃખ અનુભવ્યું છે, અને ઘેર જવાનો વિચાર કરેલો છે. આ હકીકત ખરી છે ? ” મેઘમુનિએ વિનયથી જવાબ આપ્યો કે, હા ! પ્રભુ ખરી છે. ત્યારે ભગવંતે કહ્યું કે, “ હે મેઘમુનિ ! આ દુઃખ તો શું છે ? પણ જે દુઃખ તે આ ભવથી ત્રીજે ભવે અનુભવેલું છે તે સાંભળ. એમ

કહી આ મેઘકુમારના ભવના પહેલાંના બે ભવનો વૃત્તાન્ત કહી સંભળાવ્યો. પહેલાંના ભવમાં એમનો હાથીનો અવતાર હતો. પહેલા હાથીના ભવમાં ભોગવેલા મહાન્ દુઃખનું વૃત્તાંત ભગવંતે વિસ્તારથી કહી સંભળાવ્યું. ત્યાંથી કાળ કરી વિંધ્ય ભૂમિમાં ચાર દાંતવાળો, રક્ત વર્ણવાળો, ને સાતસો હાથણી પતિ મેરૂપ્રભ નામે હાથી થયો. ત્યાં અગ્નિ લાગેલો જોઇ જાતિ સ્મરણથી તેં તારો પુર્વભવ દીઠો. પછી દાવાનળથી ભય પામીને તેં એક યોજન પ્રમાણ ભૂમિની અંદરનું તૃણકાષ્ઠ આદિ સર્વ દૂર ફેંકી દીધું, અને નવા ઉગેલા તૃણવલ્લી અંકુરો વિગેરેને સુંઢવડે પરિવારની મદદથી મુળમાંથી ઉખેડી નાખવા લાગ્યો એક વખત ફરીથી દાવાનળ પ્રગટયો. તે વખતે તું પરિવાર સહિત પેલા યોજન પ્રમાણવાળા મંડળમાં આવી ગયો. બીજા પણ ઘણાં વનચર પ્રાણીઓ ત્યાં આવ્યાં. તે વખતે તેં શરીર ખણવાને માટે એક પગ ઉંચો કર્યો. તેવામાં એક સસલો કોઇ જગ્યાએ તેને સ્થાન નહિં મળવાથી તારા પગ નીચેની જગ્યાએ આવીને ઉભો રહ્યો. પગ નીચે મુકતાં તેં સસલાને જોયો, એટલે તેના ઉપરની દયાના લીધે તારૂં મન આર્દ્ર થવાથી, તેં તારો પગ ઉંચો ને ઉંચો રાખ્યો. એ પ્રમાણે અઢી દિવસ સુધી એક પગ ઉંચો રાખીને રહ્યો. દાવાનળ શાંત થતાં સર્વ પ્રાણીઓ પોતપોતાને સ્થાને ગયા. એટલે પગ નીચે મુકતાં શરીર ઘણું સ્થુળ હોવાથી પર્વત તુટી પડે તેમ તું પડી ગયો; અને ઘણી વેદના ભોગવી, સો વર્ષનું આયુષ્ય પુરૂં કરી, દયાના પરિણામથી શુભ કર્મ બાંધી શ્રેણિક રાજાનો પુત્ર થયો. હવે તું વિચાર કર કે, સમકિતનો પણ લાભ મળ્યો ન હતો, તે વખતમાં તિર્યંચના ભવમાં થોડું કષ્ટ સહન કરવાથી તે મનુષ્યનું આયુષ્ય બાંધ્યું, તો ચારિત્ર ગ્રહણ કર્યા પછી કષ્ટ સહન કરવાથી તો મોટું ફળ મળે છે; અથવા આ જીવે ઘણીવાર નરકાદિનાં ઘણાં દુઃખો ભોગવ્યાં છે, તો તું આ સાધુઓના પાદ સંઘટ્ટના લીધે ઉત્પન્ન થએલા દુઃખથી શા માટે દુભાય છે ?

સાધુના ચરણુની રજ પણુ વંદ્ય છે. તેથી આ ચારિત્ર તજી દેવાનો તારો મનોરથ યોગ્ય નથી. અગ્નિમાં પ્રવેશ કરવો સારો, વિષનું ભક્ષણુ કરવું સારૂં, પણુ ગ્રહણુ કરેલા વ્રતનો ભંગ કરવો એ સારૂં નહિં," ઇત્યાદિ ભગવંતના ઉપદેશ શ્રવણુથી મેઘમુનિને જાતિ-સ્મરણુજ્ઞાન ઉત્પન્ન થયું, એટલે સઘળું પ્રભુના કહેવા પ્રમાણે પ્રત્યક્ષ તેમના જોવામાં આવ્યું. પ્રભુના નિષ્કારણુ ઉપકારનું તેમને ભાન થયું. પછી પ્રભુને વાંદીને મેઘમુનિએ પ્રભુને બે હસ્ત જોડી વિનંતી કરી કે, "હે ભગવન્! ભવ કુપમાં પડતાં આપે મારો બચાવ કર્યો છે. જો આપશ્રીએ મહારો બચાવ કર્યો ન હોત, તો હું પાછો અનન્ત સંસારમાં રઝળી મરત. મને મારા આત્માનું અને હિતાહિતનું ભાન થયું છે. આજથી માંડીને બે ચક્ષુ શીવાય બીજા કોઇ અંગની મારે શુશ્રૂષા કરવી નહિં, એવો હું અભિગ્રહ કરૂં છું." આ પ્રમાણેનો અભિગ્રહ લઇ, નિર્દોષ ચારિત્ર પાળી, ગુણુરત્નસંવત્સરાદિ તપ કરી, નિર્મળ ધ્યાન વડે પોતાનું આયુષ્ય પૂર્ણ કરી, સમાધિથી મૃત્યુપામીને વિજય નામના અનુત્તર વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવી મહ વિદેહક્ષેત્રમાં મનુષ્ય થઇને મોક્ષે જશે.

**શ્રેણિકપુત્ર નંદિષેણનો વૈરાગ્ય અને દીક્ષા.**

શુભ વા અશુભ કર્મોના બંધમાં નિકાચિત કર્મનો બંધ જો જીવે કરેલા હોય છે, તો તેના ફળ વિપાક ભોગવ્યા વિના કર્મ છુટી શકતું નથી. રાજકુમાર નંદિષેણે આ ભવના પુર્વે ત્રીજા ભવમાં, ન્યાયોપાર્જિત દ્રવ્ય ( અશન )થી સુપાત્રને વિષે દાન આપવાથી, નિકાચિત ભોગ કર્મનો બંધ કર્યો હતો. શ્રેણિક રાજાએ પાંચસો સુલક્ષણી રાજકન્યાઓ સાથે તેમનું લગ્ન કરેલું હતું. મનુષ્યલોકમાં તે દેવી પુદ્ગલીક સુખ ભોગવતા હતા. રાજકુમાર નંદિષેણુ કળાકુશળ હતા. રાજગૃહ નગરના જંગલમાં તાપસોનો આશ્રમ હતો. તેમણે એક હાથીના બચ્ચાને ઉછેરીને આશ્રમમાં

રાખ્યું હતું. તેનું નામ "સેચનક" રાખવામાં આવ્યું હતું. તે સેચનક હાથી વયમાં આવ્યા પછી, એક વખત બહુ તોફાનમાં આવી, પોતાને ઉછેરનાર તાપસોનાજ આશ્રમનો નાશ કરવા લાગ્યો. તેથી તાપસોએ આવી રાજા શ્રેણિકને તે હાથીને પકડીને પોતાનું રક્ષણ કરવા વિજ્ઞપ્તિ કરી. શ્રેણિક રાજાએ તે હાથીને પકડાવ્યો, અને પોતાનો પટહાથી બનાવ્યો. તેથી રાજ્યને યોગ્ય એવા આહાર વસ્ત્રો વિગેરેથી પોષણ કરાતો તે સુખી થયો. એકદા ફરી તે હાથી આલાનસ્થંભને ઉખેડી નાખી, વનમાં જઇ તે તાપસોનો આશ્રમ ભાગી નાખી અત્યંત તોફાન કરવા લાગ્યો. રાજાએ ઘણો પ્રયાસ કર્યો, પણ કોઇ તે હાથીને પકડી શકયું નહી. રાજાની આજ્ઞાથી રાજકુમાર નંદિષેણે તેને પકડયો, અને આલાન સ્થંભ આગળ લઇ જઇને તેને બાંધ્યો. આથી રાજાને ઘણું આશ્ચર્ય થયું.

અન્યદા શ્રી મહાવીરસ્વામી વૈભારગિરિ પર સમવસર્યા તેમને વંદન કરવા માટે શ્રેણિક રાજા, અભયકુમાર, નંદિષેણ વિગેરે ગયા. પ્રભુના મુખથી દેશના સાંભળી અને રાજાએ પ્રભુને પુછયું કે,—"હે સ્વામી! સેચનક હાથી નંદિષેણ કુમારથી કેમ શાંત થયો?" ત્યારે પ્રભુએ નંદિષેણના સુપાત્રદાનનો તથા હાથીના જીવે કરાવેલા લક્ષ બ્રાહ્મણના ભોજનનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. ફરીથી રાજાએ તેમની ભવિષ્યની ગતિ પુછી, ત્યારે ભગવાન બોલ્યા કે,-"હે રાજા! ન્યાયથી પ્રાપ્ત કરેલા દ્રવ્યનુ સુપાત્રે દાન કરવાથી નંદિષેણ કુમાર અનેક દીવ્ય ભોગ ભોગવી, ચારિત્ર ગ્રહણ કરી સ્વર્ગમાં જઇ, અનુક્રમે મોક્ષપદ પામશે; અને આ હાથીનો જીવ, પુર્વે પાત્ર અપાત્રનો વિચાર કર્યા વિના દાન કરવાથી થોડા ભોગ પામ્યો છે. પરંતુ હવે તે મરીને પહેલી નરકમાં જશે."

ભગવંતના મુખથી પોતના પૂર્વભવનું વૃત્તાંત સાભળવાથી નંદિષેણને વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેને વિચાર થયો કે,—"જ્યારે

સાધુઓને અન્નાદિક આપવાથી આટલું બધું પુન્ય ઉપાર્જન થયું છે, ત્યારે જો દીક્ષા લઇ તપસ્યા કરી હોય, તો તો ઘણું મોટું ફળ મળે." એ પ્રમાણે વિચાર કરી તેણે ભગવાનને વિજ્ઞપ્તિ કરી કે,–"હે પ્રભુ ! દીક્ષા આપી મારો ઉદ્ધાર કરો." પ્રભુએ તેને કહ્યું કે,–"હે વત્સ ! તારે નિકાચિત ભોગકર્મ હજુ બાકી રહેલું છે, તેથી હાલ તારે દીક્ષા ગ્રહણ કરવી યુક્ત નથી." તે વખતે શાસનદેવીએ તેને અંતરિક્ષથી કહ્યું કે,–"હજુ તારે ભોગકર્મ ઘણાં બાકી રહ્યાં છે, માટે હાલ દીક્ષા લઇશ નહીં."

આ પ્રમાણે નિષેધ કર્યા છતાં પણ નંદિષેણ દ્રઢ ચિત્તવાળા થઇને, પાંચસો સ્ત્રીઓના ઉપભોગનો ત્યાગ કરી, ચારિત્ર ગ્રહણ કરવા ઉદ્યુક્ત થયા; અને પોતાનો આગ્રહ મુકયો નહીં. પરાક્રમવાન પુરૂષો લાભહાયી કાર્યમાં ભાવી વિઘ્ન આવશે, એવા નિર્માલ્ય વિચારથી પોતાના દ્રઢ નિશ્ચયમાં ચલાયમાન થતા નથી, અને હિતકારી કાર્યનો આરંભજ કરે છે. ભાવી થનારા અનર્થથી નંદિષેણનું ચિત્ત લગીર પણ ચલાયમાન થયું નહીં.

ભગવાને પણ તેવો ભાવી ભાવ જાણીને તેને દીક્ષા આપી, અને સ્થવીર સાધુઓને સોંપ્યો. સ્થવીર–વૃદ્ધ–ની પાસે તેમણે સામાયિકથી આરંભીને દશપૂર્વનો અભ્યાસ કર્યો. તે નંદિષેણ મુનિ જેમ જેમ છઠ્ઠ, અઠ્ઠમ, આતાપના વિગેરે તપસ્યાપુર્વક મહાકષ્ટ કરવા લાગ્યા, અને ઉપસર્ગો સહન કરવા લાગ્યા, તેમ તેમ તેમને ઘણી લબ્ધિઓ પ્રાપ્ત થઇ. તે સાથે દિન પ્રતિદિન કામનો ઉદય પણ વૃદ્ધિ પામવા લાગ્યો. નંદિષેણ મુનિ મનમાં જાણતા હતા, કે,–"શાસનદેવી, અને ભગવાને નિષેધ કર્યા છતાં પણ મેં દીક્ષા ગ્રહણ કરી છે. પણ કામદેવના પરતંત્રપણાથી મહારા વ્રતનો ભંગ ન થાય, તેના માટે મહારે કાળજીવંત રહેવું જોઇએ." તેઓ પોતાના વ્રતપાલન માટે પ્રાણાંત થાય એવા ઉપાય કરવા, પણ વ્રતને દૂષણ લાગવા દેવું નહી, એવા દઢ નિશ્ચયવાળા થયા.

કેટલાક કાળે ભોગાવળી કર્મનો ઉદય થવાથી નંદિષેણ મુનિને કામ વિકાર ઉત્પન્ન થવા લાગ્યો. ભોગની ઇચ્છા થવા લાગી. તેને રોકવા માટે તેમણે ઘણી ઉગ્ર તપસ્યા કરવા માંડી. આતાપના લેવા માંડી. તો પણ ઇંદ્રિઓનો વિકાર શાન્ત પામ્યો નહીં. તેથી ચારિત્રનું રક્ષણ કરવાના હેતુથી પર્વત પર ચઢી ઝંપાપાત કરવાનો તેમણે વિચાર કર્યો, અને અમલમાં મુક્યો. તેવામાં શાસનદેવતાએ તેમને ઉપાડી લીધા, અને કહ્યું કે, "હે મહાનુભાવ! આ પ્રમાણે આત્મઘાત કરવાથી શું નિકાચિત કર્મનો ક્ષય થશે? નહીં થાય. માટે આવા વૃથા વિચારો છોડી દો. તીર્થંકરોને પણ ભોગકર્મ ભોગવ્યા વિના સર્વ કર્મનો ક્ષય થતો નથી. તો તમારા જેવા માટે શું કહેવું?" એ પ્રમાણે કહી દેવ અદ્રશ્ય થઇ ગયો. નંદિષેણમુનિ છઠ્ઠ અઠ્ઠમાદિક તપસ્યા કરતાં શુદ્ધ રીતે ચારિત્રનું પાલન કરતા કરતા, એકદા છઠ્ઠના પારણાના દિવસે રાજગૃહી નગરીમાં ગયા. આહાર માટે નગરીમાં ફરતાં અજાણતાં એક ગણિકાના ઘરમાં જઇ ચઢયા અને ધર્મલાભ આપ્યો. તે સાંભળી ગણિકા હસતાં હસતાં બોલી કે, "હે સાધુ! અમારે ઘેર તો અર્થ લાભની જરૂર છે, અને તમે તો રાંક અને ધનરહિત છો. અમારે તમારા ધર્મલાભનું કંઇ કામ નથી," એમ મજાકમાં કહ્યું. આ વચન સાંભળતાં ભવિતવ્યતાના યોગે મુનિ પોતાનું લક્ષ્ય બિંદુ ચુકી ગયા. ગણિકાનું વચન સાંભળતાંજ તેમને અભિમાન આવ્યું. "અરે આ સ્રી શું મારી મશ્કરી કરે છે? શું મારામાં કંઇ સત્ત્વ નથી? હું તેને ચમત્કાર બતાવું." આવા પ્રકારના ચારિત્રને નુકસાન કરનારા અશુદ્ધ વિચારોએ તેમનામાં જોર કર્યું. મુનિઓને પ્રાપ્ત થએલી લબ્ધિઓનો ઉપયોગ શાસન પ્રભાવના અને પરહિતના કામમાં કરવાનો છે. પોતાના લાભ અથવા પરિસહથી બચવા માટે તેનો ઉપયોગ કરવાનો હોતો નથી. આ મુનિધર્મ આ વખતે તે ભૂલી ગયા. તે વખતે તે ગણિકાના ઘરમાં મુનિના નજીકમાં ઘાસના તૃણ પડયાં હતાં. તેમાંથી

એક તૃણ ખેંચીને પોતાના તપની લબ્ધિથી સાડાબારક્રોડ સોનૈયાની વૃષ્ટિ કરી, અને કહ્યું કે, "જો તારે ધર્મલાભનું પ્રયોજન ન હોય તો, આ ધનનો ઢગલો ગ્રહણ કર." એમ કહી તે મુનિ પાછા વળી તેના ઘરમાંથી નિકળવા જાય છે, તેટલામાં તે ગણિકા તેમની આગળ આવીને મુનિના વસ્ત્રનો છેડો પકડી ઉભી રહી. મુનિને લલચાવનારી વાણીવડે, તેમને ઘણી નમ્રતાપૂર્વક આજીજી કરી, પોતાને ઘેર રહેવાને માટે પ્રાર્થના કરી. તેણીના કોમળ વચનોએ તેમના મન ઉપર અસર કરી. શાસન દેવે કહેલું વચન તેમને યાદ આવ્યું. તેથી તેના વચનોથી રક્ત થઇને નંદિષેણમુનિ તેના ઘરમાંજ રહ્યા. પરંતુ તે વખતે તેમણે એવો અભિગ્રહ લીધો કે, "અહીં આવતા નટ વિગેરે પુરૂષોને ધર્મોપદેશ આપીને, તેમાંથી દરરોજ દશજણને પ્રતિબોધ પમાડી, તેમને ભગવંત પાસે દીક્ષા લેવા મોકલીને મારે ભોજન કરવું." પછી મુનિના વેશનો ત્યાગ કરી રજોહરણ તથા મુનિને લાયકનાં કપડાં તથા ઉપધી ઉંચી ખુંટીએ મુકી, ગણિકા સાથે વિષય સુખ ભોગવવા લાગ્યા. હમેશાં દશ માણસોને પ્રતિબોધ કરી દીક્ષા ગ્રહણ કરવા માટે પ્રભુ પાસે મોકલવા લાગ્યા. એવી રીતે બાર વર્ષ વ્યતીત થયા પછી, એક દિવસ તેમણે નવ માણસોને પ્રતિબોધ પમાડયા. દશમા એક સોની કોઇ રીતે પ્રતિબોધ પામ્યો નહી. ભોજન સમય વીતી ગયો. ગણિકાએ બે વખત રસોઇ કરી, પણ ઠરી ગઇ. તેણી વારંવાર ભોજન માટે પ્રાર્થના કરવા લાગી, ત્યારે તેમણે કહ્યું કે, "હજુ દશમો માણસ બોધ પામ્યો નથી." તે સાંભળી ગણિકા હસીને બોલી કે "હે સ્વામી ! ત્યારે દશમા તમેજ થાઓ." તે સાંભળીને નંદિષેણ ભોગકર્મ ક્ષીણ થવાથી તૂર્ત ઉઠયા. ગણિકાએ ઘણા મોહક વાકયોથી આગ્રહ કર્યો, છતાં તેણીની કિંચિત્ પણ દરકાર કર્યા વિના તેને તૃણની જેમ છોડી દઇને શ્રી વીરપ્રભુ પાસે જઇને ફરીથી દીક્ષા ગ્રહણ કરી; અને પોતાના દુષ્કર્મની આલોચના કરી. પછી શુદ્ધ નિરતીચાર ચારિત્રનું પાલન કરી, છેવટે અનશન ગ્રહણ કરીને દેવલોકે ગયા. આ નંદિષેણ મુનિ દશપૂર્વધારી હતા. તેમજ

દેશનાની અપૂર્વ લબ્ધિવાળા હતા. તો પણ નિકાચિત ભોગકર્મથી મુકાયા નહીં. માટે કર્મની ગતિ વિચિત્ર છે. આવા બનાવના પ્રસંગે જ્ઞાનીઓ કર્મસ્વરૂપની વિચારણા કરી, મધ્યસ્થ ભાવમાં રહે છે, જ્યારે સામાન્ય બાળજીવો જ્ઞાનાભાવે, તે વ્યક્તિ ઉપરાંત શાસનના નિંદક થઇ ભારેકર્મી બને છે. તેમ ન થવા માટે ઉપયોગની જાગૃતિ રાખવાની જરૂર છે.

દશાર્ણ દેશના રાજા પણ ભગવંતના સેવક હતા. તેમનો

**દશાર્ણ ભદ્રરાજા** વૃત્તાંત સાધુ પ્રકરણમાં આવી ગયો છે.

જૈનક્ષત્રીયરાજાઓ પ્રાયઃ રાજ્યપાલનના પ્રસંગે ન્યાયથી રાજ્ય ચલાવવાને માટે પોતાનું લક્ષ ચુકતા નહીં. તેઓ મહાન્ યોદ્ધાઓ હોઇ, લઢાઇના પ્રસંગે પોતાનું પરાક્રમ બતાવવાને ચુકતા નહી. છતાં તેઓ કેવળ નિર્દોષ પશુ પક્ષીઓનો શીકાર કરી હિંસા કરતા નહી. નિર્દોષ અને બીન અપરાધી જીવોને પોતાથી પીડા થાય નહી, એ નિયમનું તેઓ પાલન કરતા. ભગવંત ઋષભદેવના પુત્ર ભરત અને બાહુબલે તો, તેમના વચ્ચેની લઢાઇના પ્રસંગે લશ્કરનો નાશ થતો જોઇ, લઢાઇને અટકાવી, બન્ને પક્ષના રાજાઓ જાતેજ દ્વંદયુદ્ધમાં ઉતર્યા ;હતા. હાલના જમાનામાં લઢાઇના પ્રસંગે યાંત્રિકબળથી લાખો મનુષ્યોનો સંહાર થાય અને રાજા, પ્રધાનો, અને સેનાપતિઓ યુદ્ધના મોખરે ઉભા રહે નહિ. જૈન રાજાઓ, પ્રધાનો તથા સેનાપતિઓ પોતાના ધર્મના પાલનમાં તત્પર છતાં, લઢાઇના પ્રસંગે વીરત્વ બતાવવાને પાછી પાની કરતા નહી, એટલુંજ નહીં પણ જૈન પ્રધાનો અને સેનાપતિઓ લઢાઇમાં જાતે ઉતરી વિજય મેળવ્યાના દાખલાઓ ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. છતાં કેટલાંક લેખકો જૈનધર્મ અંગીકાર કરવાથી ક્ષત્રીય રાજાઓ ક્ષાત્રધર્મ ભુલી જાય છે, આવા પ્રકારના સત્યથી રહિત આક્ષેપો કરે છે, એ તેઓ ખરેખર જૈનધર્મના ઇતિહાસના યથાર્થ જ્ઞાનના અભાવે જૈનોને અન્યાય કરે છે તે પ્રમાણે પ્રસગો ન થાય અને જૈનધર્મના શાસ્ત્ર અને ઇતિહાસનું તેના અભ્યાસીઓ પાસેથી જ્ઞાન મેળવી,તેઓ ન્યાયી પ્રવૃત્તિ ચલાવશે એવી આપણે આશા રાખીશું.

---



## પ્રકરણ ૨૫ મું.

### ગોશાળો.



ભગવંતના હસ્ત દીક્ષીત શિષ્ય શ્રી ધર્મદાસગણિ ઉપદેશમાળા પ્રકરણના અંતિમ ભાગમાં જણાવે છે કે, જેઓ ભારે કર્મી છે, ઘણાં ચિકણા કર્મથી લેવાયેલ છે, તેઓને તત્વનો વારંવાર ઉપદેશ કર્યો હોય, તો પણ તે તેના હૃદયને અસર કરતો નથી. તેમજ સદ્ભાવથી ધર્મને જાણે, તોપણ તે ભારે કર્મી હોવાથી, ધર્મને વિષે પ્રમાદિ થાય છે. એટલુંજ નહિ પણ તત્વજ્ઞાનનો વિષય સાંભળીને ધર્મ કરવાને જે ઉદ્યમ કરતા નથી, તથા પંચેન્દ્રિય વિષય ત્યાગ રૂપ વૈરાગ્ય જેને ઉત્પન્ન થતો નથી, તે જીવ અનંત સંસારી છે એમ જાણવું.

ભારે કર્મીપણાનું સ્વરૂપ એજ ગ્રંથની ગાથા ૪૮૭ થી ૪૮૯માં બતાવ્યું છે. તે મહાપુરૂષ જણાવે છે કે, ગુરૂકર્મીસાધુ, સાધુ-સમુદાયમાં રહી સિદ્ધાંતના રહસ્યનો અભ્યાસ કરે, તત્વને સમજે તોપણ તે ચારિત્રથી ભ્રષ્ટ થાય છે. હિતકારી ઉત્તમ વૈદ્ય અસાધ્ય રોગવાળા દર્દીને ઉત્તમ દવા આપે, તોપણ તે દવા તેને ગુણકારી થતી નથી; વખતે રોગને વધારનાર થાય છે. તેજ પ્રમાણે શ્રી જિનેશ્વર રૂપી વૈદ્ય જ્ઞાનાવરણાદિક કર્મ રોગનો નાશ કરવાને, સિદ્ધાંતરૂપી ઔષધ પાય છે, તોપણ તેના અસાધ્ય એવા કર્મ

રૂપી રોગ વૃદ્ધિ પામે છે. બળેલી લાખ કાંઇ કામની નથી, ભાગી ગએલો શંખ ફરી સંધાતો નથી, તેમજ તાંબાથી મિશ્રિત થએલું લોઢું સાંધી શકાતું નથી, તેવીજ રીતે અસાધ્ય કર્મથી વીંટાયેલ ભારેકર્મી જીવને ધર્મમાં જોડી શકાતો નથી.

અલ્પકાળમાંજ જેઓની સંસારમાંથી મુક્તિ થવાની હોય છે, તેવા જીવનું સ્વરૂપ એજ ગ્રંથની ગાથા ૨૮૯ તથા ૨૯૦ માં બતાવતાં તેઓ જણાવે છે કે, આ ચારગતિરૂપ સંસાર, કારાગૃહની જેવો જેમને આકરો લાગે છે, તેમાંથી છુટવાને જેઓ હમેશાં પ્રયત્નવાન હોય છે, તે પુરૂષનું મન સંસારમાં ઉદ્વેગ પામેલું હોય છે. તેઓ પાંચ ઇંદ્રિઓના શબ્દાદિક વિષયમા આસક્ત થતા નથી, તેમજ તપ સંયમાદિક સર્વત્ર શાસ્રોક્ત અનુષ્ઠાનમાં પોતાની સર્વ શક્તિ વડે ઉદ્યમ કરે છે. તેઓ આસન્ન સિદ્ધ જાણવા.

ભગવંત મહાવીર દેવ જેવા સમર્થ કેવળજ્ઞાની આખા જગતના જીવોના ઉદ્ધારને માટે મહાન પ્રયત્ન કરે છે, અને ઉપદેશ આપે છે, તે ઉપદેશની અસર લઘુકર્મી જીવોને થએલી છે. પ્રભુના બતાવેલા માર્ગનું આલંબન લઇ, સર્વ શક્તિ વડે કર્મ રૂપ શત્રુઓને જીતીને, શ્રી ગૌતમગણધરાદિક અનેક મહાપુરૂષો અને ચંદનબાળાદિ સાધવીઓ મુક્તિપદને પામ્યા છે. તેમજ ધન્ના અણગાર–ધન્યકુમાર–વિગેરે સર્વાર્થસિદ્ધ વિમાનમાં ઉત્પન્ન થઇ એકાવતારી થયા છે, તથા કેટલાક અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થઇ બે ત્રણ ભવમાં નિર્વાણપદને પ્રાપ્ત કરશે. જ્યારે આનંદાદિ શ્રાવકો દેવગતિ-ને પ્રાપ્ત થયા છે, સુલસાદિ નવ જણે તો તીર્થંકરની પદ્વિને લાયકનો ઉત્તમ બંધકરેલો છે, ત્યારે ભગવંતના જમાઇ જમાળી ભગવંતથી ઉપદેશપામી,ચારિત્ર લઇ પાછળથી ભગવંતના માર્ગથી ભ્રષ્ટ થયા, અને હજુ ઘણો કાળ સંસારમાં પરિભ્રમણ કરશે. તેજ પ્રમાણે ગોશાળો પ્રભુના સહવાસમાં આવ્યો, અને તેમનાથી તેજો લેષ્યા જેવી શક્તિ પ્રાપ્ત કરી,અજ્ઞાન અને મોહને વશ પડી અહંકારમાં આવી,મિથ્યાત્વ માર્ગની પુષ્ટિ કરી; એટલુંજ નહિ પણ એજ તેજો લેષ્યા ભગવંતના

ઉપર મુકી તેમનો વિનાશ કરવાને ઉદ્યમ કર્યો,એજ કર્મની બહુલતા સૂચવનાર છે. પ્રભુએ તેના ઉપર કરેલો ઉપકાર અને તેના બદલામાં પ્રભુના ઉપર તેણે કરેલા અપકારનું કાંઇ અંશે સ્વરૂપ આપવું જરૂરનું જાણી તે આપેલું છે.

પ્રભુએ દીક્ષા અંગીકાર કરી અને વિહાર કરતા રાજગૃહ નગરની બહાર નાલંદાપાડામાં વણકરની શાળામાં, તેની રજા લેઇ વર્ષાકાળ નિર્ગમન કરવા, માસક્ષમણ કરતા, શાળાના એક ભાગમાં કાયોત્સર્ગ ધ્યાનમાં રહેલા હતા તે સમયમાં મંખલી નામના એક ચિત્રકળા જાણનાર ભિક્ષાચરનો પુત્ર, જેનો જન્મ ગોશાળોમાં થવાથી નામ ગોશાળો રાખવામાં આવ્યું હતું, તે પ્રભુની પાસે આવ્યો. એ ગોશાળો યુવાવસ્થા પામ્યો હતો. પોતાના પિતાનો ધંધો તેણે શીખી લીધો હતો. ગોશાળાનો સ્વભાવ જન્મથીજ ક્લેશી હતો. તે માતાપિતાની આજ્ઞા માનતો ન હતો. એક વખત માતાપિતાની સાથે કલહ કરી ચિત્રપટ લેઇને ભિક્ષાને માટે નિકળી પડયો. ફરતો ફરતો રાજગૃહ નગરમાં, પ્રભુ જે શાળામાં ચાતુર્માસ રહેલા હતા ત્યાં આવીને વસ્યો પ્રભુને માસક્ષમણનું પારણું આવ્યું, અને વિજયશ્રેષ્ટને ત્યાં પારણું કર્યું. તે વખતે રત્ન વિગેરે પાંચ દિવ્ય પ્રગટ થયાં. તે હકીકત સાંભળી ગોશાળે ચિંતવ્યું કે, " આ મુનિ કોઇ સામાન્ય નથી. કારણ તેમને અન્નાદિ આપનારના ઘરમાં આવી સમૃદ્ધિ થઇ ગઇ. માટે હું તો આ ચિત્રપટનું પાખંડ છોડી દઇને આ મુનિનોજ શિષ્ય થાઉં." એમ ચિંતવતો હતો તેવામાં તો પ્રભુ પારણું કરીને પાછા તે શાળામાં આવીને કાયોત્સર્ગ કરીને રહ્યા. ગોશાળો પ્રભુની પાસે ગયો, અને નમીને બોલ્યો કે, " હે ભગવાન્! હું સુજ્ઞ છતાં પણ તમારાજેવા મહામુનિનો પ્રભાવ જાણી શકયો નહિ. પણ હવે હું તમારો શિષ્ય થઇશ. આજથી આપજ મારૂં શરણ છો." આ પ્રમાણે કહીને તેણે તેમ કર્યું. તો પણ પ્રભુ તો મૌન ધરીનેજ રહ્યા ગોશાળો ભિક્ષા માગીને પ્રાણવૃત્તિ કરતો હતો, અને પોતાની બુદ્ધિથી પ્રભુનો શિષ્ય થઇને પ્રભુનું પડખું રાત દિવસ

છોડતો ન હતો. કાર્તિક માસની પૂર્ણિમાએ ગોશાળે હૃદયમાં ચિંતવ્યું કે, "આ મોટા જ્ઞાની છે, એમ સાંભળું છું. આજે હું તેમના જ્ઞાનની પરિક્ષા કરૂં." પછી તેણે પુછયું, "હે સ્વામી ! આજે પ્રત્યેક ગૃહને વિષે વાર્ષિક મહોત્સવ થાય છે, તો મને આજે ભિક્ષામાં શું મળશે તે કહો." પ્રભુ તો મૌન હતા, પણ પ્રભુની સેવામાં રહેલા સિદ્ધાર્થવ્યંતરે જવાબ દીધો કે, "હે ભદ્ર ! ખાટું થઇ ગએલું કોદ્રવ અને કુરનું ધાન્ય અને દક્ષણામાં એક ખોટો રૂપીઓ મળશે". તે સાંભળી ગોશાળો દિવસના પ્રારંભથી ઉત્તમ ભોજન માટે ઘેર ઘેર ભમવા લાગ્યો, તથાપિ તેને કોઇ પણ ઠેકાણેથી કાંઇ પણ મળ્યું નહી. જ્યારે સાયંકાળ થયો, ત્યારે કોઇ સેવક તેને પોતાને ઘેર લઇ ગયો, અને ખાટા થઇ ગયેલ કોદરા અને કુર આપ્યાં. અતિ ક્ષુધાને લીધે તે તેવું અન્ન પણ ખાઇ ગયો. પછી તેને દક્ષણામાં એક રૂપીઓ આપ્યો. તે ખોટો નિકળ્યો. તેથી તેણે વિચાર કર્યો કે, "જે ભાવિ હોય છે તેજ થાય છે." એવા નિયતિવાદને તેણે ગ્રહણ કર્યો.

દીક્ષા લીધા પછી આ બીજું ચોમાસુ નાલંદાપાડામાં નિર્ગમન કરી, ત્યાંથી નીકળીને પ્રભુ કોલ્લાક નામના ગામ પાસે આવ્યા. ત્યાં બાહુળ નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તેને ઘેર પ્રભુ ભિક્ષાને અર્થે આવ્યા. તેણે શ્રદ્ધાથી ઘી સાકર સહિત ખીર વહોરાવી. પ્રભુએ ચોથા માસક્ષમણનું પારણું કર્યું. દેવતાઓએ તેને ઘેર પાંચ દિવ્ય પ્રગટ કર્યાં. પ્રભુ તે પ્રદેશમાં કોઇક સ્થળે કાયોત્સર્ગે રહ્યા. ગોશાળો શોધ કરતો જ્યાં પ્રભુ કાયોત્સર્ગ ધ્યાને રહેલા હતા, ત્યાં આવ્યો તેણે મસ્તકને મુંડાવી નાખ્યું હતું, અને વસ્ત્રાદિનો ત્યાગ કરી દીધો હતો. તે પ્રભુને પ્રણામ કરીને બોલ્યો કે, "હે પ્રભુ ! પૂર્વે હું દિક્ષાને યોગ્ય ન હતો. હવે આ વસ્ત્રાદિનો સંગ છોડી દેવાથી ખરેખર નિઃસંગ થયો છું, માટે મને શિષ્ય તરીકે કબુલ કરો; અને તમે મારા યાવજ્જીવ ગુરૂ થાઓ. તમારા વિના હું ક્ષણવાર પણ રહી શકતો નથી. તેના આવાં વચન સાંભળી, જોકે પ્રભુ વીતરાગ હતા, તો પણ દયાળુ પ્રભુએ તેના ઉદ્ધારમાટે તેનું વચન સ્વીકાર્યું.

પ્રભુએ આઠ ચોમાસા સુધી જ્યાં જ્યાં વિહાર કર્યો, તે રસ્તાના પ્રદેશમાં તથા તે તે સ્થળોએ ગોશાળો તેની કુતુહલી પ્રકૃતિ અનુસાર કુચેષ્ટાઓ કરતો હતો, ત્યાં ત્યાં તેની ઘણી અપભ્રાજના થતી. પ્રભુ તો મૌનાવસ્થામાંજ રહેતા હતા. ગોશાળો જો કે પ્રભુના શિષ્ય તરીકે પ્રભુની સાથે ફરતો હતો, તો પણ જ્યાં તેના અંગત લાભની વાત આવતી, ત્યાં તે પ્રભુના માર્ગથી વિપરિત આચરણા કરવા ચુકતો નહીં. પ્રભુ વિહાર કરતા કરતા કૂર્મગ્રામે આવ્યા. તે કુર્મ ગામની બહાર એક વૈશિકાયન નામનો તાપસ મધ્યાન્હ સમયે ઉંચા હાથ કરી, સૂર્યમંડળ સામે દ્રષ્ટિ રાખી, સ્થિર રહેતો હતો. તે સ્વભાવથીજ વિનીત, દયા દાક્ષિણ્યથી યુક્ત અને સમતાવાન હતો. આ વૈશિકાયન તાપસને જોઇને ગોશાળો પ્રભુની પાસેથી ત્યાં આવ્યો, અને તેને પુછ્યુ કે, " અરે તાપસ ! તું શું તત્ત્વ જાણે છે ? " એ પ્રમાણે કહી તેને કેટલાક અપમાનકારક શબ્દો કહ્યા; તોપણ એ ક્ષમાવાન તાપસ કાંઇ પણ બોલ્યો નહી. ગોશાળો વારંવાર તેની મજાક કરવા લાગ્યો. છેવટ તે તાપસને કોપ ચઢયો, એટલે તેણે તેજોલેષ્યા મુકી. " અતિશય ઘસવાથી ચંદનના કાષ્ટમાંથી પણ અગ્નિ ઉત્પન્ન થાય છે. " જવાળાઓથી વિકરાળ એવી તેજોલેષ્યાથી ભય પામેલો ગોશાળો, પ્રભુની પાસે આવ્યો. દયાળુ પ્રભુએ ગોશાળાની રક્ષા કરવાને સારૂ શીત લેષ્યા મુકી. તેથી જળવડે અગ્નિની જેમ તેજોલેષ્યા સમી ગઇ. પ્રભુની તેવી શક્તિ જોઇને વૈશિકાયન વિસ્મય પામ્યો; તેથી તે પ્રભુની પાસે આવી નમ્રતાથી આ પ્રમાણે બોલ્યો કે, " હે ભગવાન્ ! મેં આપનો આવો પ્રભાવ જાણ્યો ન હતો. માટે મારૂં આ વિપરીત આચરણ ક્ષમા કરો." આ પ્રમાણે પ્રભુની પાસે ક્ષમાની યાચના કરી તે તાપસ ચાલ્યો ગયો. તેના ગયા પછી ગોશાળાએ પ્રભુને પુછયું કે, "હે ભગવંત ! આ તેજોલેષ્યા લબ્ધિ શી રીતે થતી હશે ? " પ્રભુએ જવાબ દીધો કે, "જે મનુષ્ય નિયમધારી થઇ સર્વદા છઠ્ઠ કરે અને એક મુષ્ટિ કુલ્માષ ( અડદ ) તથા અંજલિ માત્ર જળથી પારણું

કરે, તેને છ માસને અંતે અસ્ખલિત અને પ્રતિપક્ષીને ભયંકર એવી મહા તેજોલેષ્યા ઉપજે છે. ”

પ્રભુએ તેજોલેષ્યા સાધવાનો વિધિ બતાવવાથી, તે સાધવાનો તેને લોભ લાગ્યો. તે પ્રભુની આજ્ઞા મેળવ્યા શીવાય પ્રભુને છોડીને શ્રાવસ્તી નગરીએ ગયો. ત્યાં એક કુંભારની શાળામાં રહીને પ્રભુએ જેમ કહ્યુ હતું, તેમ છ માસ પર્યંત તપ કર્યું, અને તેજો લેષ્યા સિદ્ધ કરી. કુપાત્રના પાસે આવી જોખમ કારક સિદ્ધિઓ આવવાથી, તે જગતના જીવોને ઉપકાર કરવાને બદલે અપકાર કરે છે. તેજોલેષ્યા પોતાને સાધ્ય થઇ છે કે નહી, તેની પરિક્ષા કરવાને માટે એક કુવાના કાંઠે ગયો ત્યાં એક દાસી પાણી ભરવા આવી હતી, તેનો ઘડો કાંકરો મારીને ફોડી નાંખ્યો. તેણીએ ગોશાળાને ગાળો આપી, તેથી ગોશાળાએ ક્રોધાવેશમાં તે દાસીના ઉપર તેજોલેષ્યા મુકી; જેથી તે દાસી વીજળી પડવાથી બળે તેમ બળી ગઇ. આ બનાવથી ગોશાળાને તેજોલેષ્યાની પ્રતીતિ થઇ. પછી કૌતુક જોવાની બુદ્ધિવાળો તે લોકથી પરિવૃત થઇને વિહાર કરવા લાગ્યો.

•

વર્તમાનમાં ચારિત્રવાન સાધુઓમાં પણ, કેટલાક ભારેકર્મી જીવોને મોહનો ઉછાળો મારે છે, ત્યારે ચારિત્રને દૂષણ કરનાર કારણોનું સેવન કરી ચારિત્રથી ભ્રષ્ટ થાય છે, અને શાસ્ત્રમર્યાદાથી અજાણ જનો મુનિધર્મના નિંદક બની વિના કારણ ભારેકર્મી બને છે. તેઓએ જાણવું જોઇએ કે કોઇ પણ કાળમાં એકાંત એકલા ઉત્કૃષ્ટા આચારવાળાજ હોય અને પતિત બીલકુલ ન હોય એમ બનેજ નહીં. ખુદ ભગવંતના વખતમાંજ જમાળીએ જુદો મત કાઢયો હતો. કુવિકારને ખુદ ગૌતમસ્વામિએ દીક્ષા આપી હતી, અને ભગવંતને દેખીને ચારિત્ર તજી તે ચાલ્યો ગયો હતો. તેજ પ્રમાણે તે કાળમાં ભગવંત પાર્શ્વનાથપ્રભુના શાસનના છ શિષ્યોએ, જેઓ અષ્ટાંગ નિમિત્તના જ્ઞાનમા પંડિત હતા, છતાં પણ ચારિત્ર તજી દીધું

હતું. તેઓ ફરતા ફરતા ગોશાળાને મલ્યા. તેઓએ ઉદારભાવથી ગોશાળાને અષ્ટાંગનિમિત્તનું જ્ઞાન બતાવ્યું.

તેજોલેષ્યા અને અષ્ટાંગનિમિત્તનું જ્ઞાન મળવાથી તેને મદ થયો આવા પ્રસંગેજ સુપાત્ર કુપાત્રની પરિક્ષા થાય છે. તે ગર્વ સહિત હું જિનેશ્વર છું, એમ કહેતો પૃથ્વીપર વિહાર કરવા લાગ્યો.

અષ્ટાંગનિમિત્તના જ્ઞાનથી લોકોના મનની વાત જાણી શકાય છે. તેમજ કેટલીક ભૂત ભવિષ્યની વાતો કહી શકાય છે. જૈન મુનિઓને તેવા પ્રકારના જ્ઞાનથી લોકસમુદાય સંસારિક નિમિત્તના પ્રશ્ન પુછે, તો તેના જવાબ દેવાની મનાઇ છે. કેમકે ભાવિ અનર્થનું કારણ બને છે. અષ્ટાંગનિમિત્તનું જ્ઞાન એ પણ શ્રુતજ્ઞાનના ભેદમાં આવે છે. તે પરોક્ષ જ્ઞાન છે. એ કંઇ આત્મ પ્રત્યક્ષ જ્ઞાન નથી. અષ્ટાંગનિમિત્ત જ્ઞાનના શાસ્ત્રઅભ્યાસીઓ જન સમુદાયમાં લોકને તેમના મનની વાત કહે છે. તેવા પ્રસંગે ચમત્કાર પામી લોકો મુઝાઇ જાય છે, અને તે જાણે શાક્ષાત્ દેવ કે પરમેશ્વર હોય એમ માની તેના સેવક બની જાય છે. તેજ પ્રમાણે જિન નહી છતાં જિન નામને ધારણ કરી, અષ્ટાંગનિમિત્ત શાસ્ત્રના જ્ઞાનથી ગોશાળો, લોકોના મનની વાત કહેતો દેશમાં ફરવા લાગ્યો, અને ચમત્કારથી લોક સમુદાયમાંથી તેના નિયતિવાદપક્ષમાં ઘણા ભળ્યા. “ દુનીયા ઝુકતી હૈ, ઝુકાનેવાલા ચાહીયે. ”

કેવળજ્ઞાન થયા પછી પ્રભુ વિહાર કરતા શ્રાવસ્તી નગરીએ પધાર્યા, અને નગરની બહાર કોષ્ટક નામના ઉદ્યાનમાં સમોસર્યા. ગોશાળો પણ પોતાના પરિવાર સહ તે પ્રદેશમાં પ્રથમથી આવેલો હતો. તે હાલાહલા નામના કોઇ કુંભારની દુકાનમાં ઉતર્યો હતો. તેની “ અર્હંત” તરીકેની ખ્યાતી સાંભળી મુગ્ધલોકો પ્રતિદિન તેની પાસે આવી ઉપાસના કરતા હતા. એવા અરસામાં શ્રી ગૌતમસ્વામી, પ્રભુની આજ્ઞાથી છઠ્ઠનું પારણું કરવા માટે નગરમાં ભિક્ષા લેવા ગયા. ત્યાં તેમણે સાંભળ્યું કે, અહીં ગોશાળો અર્હંત અને સર્વજ્ઞના

નામથી વિખ્યાત થઈને આવેલો છે. તે સાંભળતાંજ તેમને આશ્ચર્ય થયું. તેઓ ભિક્ષા લઈને પ્રભુની પાસે આવ્યા. પછી વિધિપૂર્વક પારણું કરી યોગ્ય અવસરે તેમણે બધા લોકોની સમક્ષ નિર્મળ બુદ્ધિથી પ્રભુને પુછ્યું કે, " હે સ્વામી ! આ નગરીમાં લોકો ગોશાળાને સર્વજ્ઞ કહીને બોલાવે છે, તે યથાર્થ છે, કે નહી ? "

પ્રભુએ ઉત્તર આપ્યો કે " એ મંખ અને મંખલીનો પુત્ર ગોશાળો છે. એ કપટિ અજિન છતાં પોતાના આત્માને જિન માને છે. તે મ્હારી પાસે શિષ્ય તરીકે રહેતો હતો તે મિથ્યાત્વને પામેલો છે. તે સર્વજ્ઞ નથી." પ્રભુનાં આવાં વચન સાંભળી નગરજનો નગરના તમામ પ્રદેશમાં પરસ્પર કહેવા લાગ્યા કે, " અહો ભાઈ ! શ્રી વીરજિનેશ્વર અહિં આવેલા છે. તેઓના કહેવાથી જણાય છે કે આ ગોશાળો મંખલીનો પુત્ર છે, અને પોતે મિથ્યા સર્વજ્ઞ માને છે " જન સમુદાયથી આ પ્રમાણેની વાતો સાંભળી ગોશાળાને કાળા સર્પની જેમ અંત્યત કોપ ઉત્પન્ન થયો, અને આ બાબતનો કાંઈ ઇલાજ કરવો જોઈએ એવા વિચારમાં તે પડયો.

એ અરસામાં પ્રભુના શિષ્ય અને સ્થવિરોના અગ્રણી આનંદમુનિ છઠ્ઠનુ પારણું કરવાને માટે નગરીમાં ભિક્ષા લેવાને માટે આવ્યા. ગોશાળાનો જ્યાં મુકામ હતો તે ભાગ તરફથી તેઓ જતા હતા. એટલે ગોશાળે તેમને બોલાવ્યા, અને તિરસ્કારપૂર્વક આ પ્રમાણે કહ્યું, " અરે આનંદ ! તારો ધર્માચાર્ય લોકોમાં પોતાનો સત્કાર કરાવાની ઇચ્છાથી સભા વચ્ચે મારો અત્યંત તિરસ્કાર કરે છે, અને કહે છે કે, ગોશાળોતો મંખપુત્ર છે; અર્હંત તથા સર્વજ્ઞ નથી. પરંતુ હું તેને પરિવાર સહિત ભસ્મ કરી દઈશ માત્ર તને એકલોજ છોડી દઈશ માટે તું તારા પ્રભુને એ પ્રમાણે કહેજે "

આનંદમુનિ તેની પાસેથી નીકળી ભિક્ષા લઇ પ્રભુ પાસે આવ્યા, અને ગોશાળે કહ્યું હતું તે બધું કહી સંભળાવ્યું પછી તેણે શંકિત થઈને પૂછયું કે, " હે સ્વામી ! ગોશાળે કહ્યું, તે તેનું ઉન્મત્ત ભાષણ છે, કે તેમ કરવાને તે સમર્થ છે ? "

" તે અર્હંત શીવાય બીજાની ઉપર તેમ કરવા સમર્થ છે, અને અનાર્ય બુદ્ધિથી અર્હંતને સંતાપ માત્ર કરી શકે છે, માટે આનંદ ! તું જઇ ગૌતમ વિગેરે સર્વ મુનિને આ ખબર કહે, કે જેથી તેવી પ્રેરણા કરવાથી તારૂં હિત થાય. કેમકે ધર્મના વિઘ્નો પણ આપણને પીડે છે." પ્રભુએ આનંદને કહ્યું.

આનંદે સર્વ મુનિ પાસે જઇ તે પ્રમાણે કહ્યું. તેવામાં ગોશાળો પ્રભુની પાસે આવ્યો અને પ્રભુને કહ્યું કે, "અરે કાસ્યપ ! તું આ ગોશાળો મંખલિ પુત્ર છે, અને મારો શિષ્ય છે, ઇત્યાદિ જે લોકો પાસે બોલે છે, તે તારૂં ભાષણ મિથ્યા છે; કેમકે તારો જે શિષ્ય ગોશાળો હતો તે સુકુળકુળનો હતો; તે તો ધર્મધ્યાનથી મૃત્યુ પામીને દેવગતિમાં ઉત્પન્ન થયેલો છે. તેનું શરીર ઉપસર્ગો અને પરિસહો સહન કરી શકે એવું છે, એમ મને લાગવાથી મારૂં શરીર છોડી દઇને હું તેમાં પેઠો છું. મારૂ નામ ઉદાયનામે મુનિ છે. તેથી મને જાણ્યા વગર મારા અવર્ણવાદ તું કેમ બોલે છે ? તું કાંઇ મારો ગુરૂ નથી."

પ્રભુએ તેને સમજાવી કહ્યું કે, " અરે ગોશાળા ! જેમ કોઇ અલ્પબુદ્ધિવાળો ચોર આ રક્ષક પુરૂષોની દ્રષ્ટિએ પડે ત્યારે કોઇ ખાડાનું, કે બીજા કોઇ તેવા પ્રકારનું છુપાવવાનું સાધન નહી મળવાથી, તે ઉન, શણ, રૂ કે ઘાસથી પોતાના શરીરને ઢાંકી પોતાની જાતને ગુપ્ત થએલી માને; તેમ તું પણ ' હું ગોશાળો નથી ' એવું બોલી તારી જાતને ઢાંકવા માગે છે. પણ તું શા માટે અસત્ય બોલે છે ? અરે ! તું પાપથી કેમ ડરતો નથી? તું તારા આત્માને મલીન શા માટે કરે છે ? તું તેજ છે. બીજો નથી."

પ્રભુના આ પ્રકારના જવાંબથી ગોશાળાને ઘણો ક્રોધ ચઢયો અને ક્રોધાવેશમાં પ્રભુના સામુ જોઇને કહ્યું કે, " અરે કાસ્યપ ! આજે તું ભ્રષ્ટ થઇ જઇશ, નષ્ટ થઇ જઇશ, નાશ પામી જઇશ."

પ્રભુના શિષ્ય સર્વાનુભૂતિ મુનિ પ્રભુના નજીક બેઠેલા હતા. પ્રભુ ઉપરના રાગ અને ભક્તિભાવના લીધે, ગોશાળાના ઉપલા

વચનો તેનાથી સહન થઇ શક્યા નહિં. તેથી ગોશાળા પ્રત્યે બોલી ઉઠયા કે, " અરે ગોશાળા ! તું પ્રભુના શરણે આવ્યો હતો અને પ્રભુનો શિષ્ય થઇને ફરતો હતો. અરે ! પ્રભુએ તને કેટલીક વિદ્યાઓ શીખવી છે. પ્રભુએ તારા ઉપર ઉપકાર બુદ્ધિથી મરણાંત કષ્ટથી તારૂં રક્ષણ કર્યું હતું. તું કેમ તે ધ્યાન ઉપર રાખતો નથી ? તે બધી વાતો તું કેમ છુપાવે છે ? તુંજ ગોશાળો છું, અને પ્રભુના ઉપર વિના કારણ ક્રોધ કરી આશાતના કરે છે. "

ગોશાળાથી આ સત્યવાત સહન થઇ શકી નહી, અને અત્યંત ક્રોધ કરી, દ્રષ્ટિવિષ સર્પ જેમ દ્રષ્ટિરૂપ જવાળા મુકે, તેમ તેણે સર્વાનુભૂતિ મુનિ ઉપર તેજોલેષ્યા મુકી મહાશય સર્વાનુભૂતિ મુનિ તેથી દગ્ધ થઇ શુભધ્યાને મરણ પામીને સહસાર દેવલોકમાં દેવતા થયા.

પોતાની લેષ્યાની શક્તિથી ગર્વ પામેલો ગોશાળો, પછી વારંવાર ભગવંતની નિર્ભત્સના કરવા લાગ્યો. એટલે બીજા સુનક્ષત્ર નામે ભક્તિમાન શિષ્યે પ્રભુની નિંદા કરનાર તે ગોશાળાને સર્વાનુભૂતિ મુનિની જેમ ઘણા શિક્ષા વચનો કહ્યા. તેથી ગોશાળે તેમની ઉપર પણ તેજોલેષ્યા મુકી, એટલે તેમનું શરીર પણ બળવા લાગ્યું. તત્કાળ તે મુનિએ પ્રભુને પ્રદક્ષિણા કરીને ફરીવાર વ્રત લેઇ, આલોચના, પ્રતિક્રમણ કરી બધા મુનિઓને ખમાવ્યા, અને કાળ કરીને અચ્યુત કલ્પમાં દેવતા થયા. ગોશાળો પોતાને વિજયી માનતો પુનઃ પ્રભુને કઠોર વચનવડે આક્રોશ કરવા લાગ્યો.

દયાળુ પ્રભુએ એકાંત કારૂણ્યભાવથી તેને કહ્યું કે, " અરે ગોશાળા ! તારી બુદ્ધિ કેમ ફરી ગઈ છે ? તું આવા અનર્થ કરનાર આચરણ કેમ કરે છે ? એનાથી તું મહાન્ અશુભ કર્મનો બંધ કરે છે. તેના કટુકવિપાક તારે પોતાનેજ ભોગવવા પડશે. એ તું ધ્યાનમાં કેમ રાખતો નથી ? અરે તું મારો શિષ્ય થઇને મારાજ અવર્ણવાદ બોલી, મારી સાથે અસભ્ય આચરણ કરી, તારા આત્માને ભારે શા માટે બનાવે છે ? તું આવા દુર્લભ મનુષ્ય ભવને શા માટે હારી જાય છે ? વીચાર કર ! વિચાર કર ! "

મદમાં ચઢેલા તે ગોશાળાને પ્રભુની શીક્ષાએ કંઇ અસર કરી નહી. ઉલટ પ્રભુના ઉપર કોપ કરી, પ્રભુના નજીક આવી, પ્રભુની ઉપર પણ તેજોલેષ્યા મુકી. પરંતુ તે તેજોલેષ્યા પ્રભુને બાળવાને અસમર્થ થઇ, અને પ્રભુની પ્રદક્ષિણા કરી. તે તેજોલેષ્યાથી પ્રભુના અંગમાં સંતાપ ઉત્પન્ન થયો. અરિહંતને કેવળજ્ઞાન થયા પછી ઉપસર્ગ થાય નહી, છતાં આ ઉપસર્ગ થયો એ પણ દશ આશ્ચર્યમાંનું એક આશ્ચર્ય છે. પ્રભુની પ્રદક્ષિણા કરી તે તેજોલેષ્યાએ પાછી ફરીને તે ગોશાળાના શરીરમાંજ પ્રવેશ કર્યો. તેનાથી અંદર દહન થતા છતાં પણ ગોશાળે ધૃષ્ટ થઇને ઉદ્ધતપણે પ્રભુને કહ્યું કે, "અરે કાસ્યપ ! મારી તેજોલેષ્યાથી હાલ તો તું બચી ગયો છું. તો પણ મારા તપના તેજથી છ માસમાં તારૂં મૃત્યુ થશે." પ્રભુએ તેને જવાબ દીધો કે, "હું તો હજી કેવળી અવસ્થામાં સોળ વરસ વીચરીશ. પરંતુ તું તો પીતજ્વરના વ્યાધિથી સાત દિવસમાંજ છદ્મસ્થપણે મરણ પામીશ." આ વખતે ગોશાળની શક્તિ હીણ થઇ હતી, કેમકે તેના શરીરમાં તેજોલેષ્યાએ પ્રવેશ કરવાથી તેના શરીરમાં દાહ ઉત્પન્ન થયો હતો.

દયાળુ પ્રભુએ તેના આત્માના કલ્યાણ માટે, ગૌતમ આદિ મુનિને બોલાવીને કહ્યું કે, "તમે ધર્મ વાક્યોવડે આ ગોશાળાને ઉપદેશ આપો."

પ્રભુના આદેશથી ગોતમાદિ તેને ઉપદેશ આપવા લાગ્યા. પરંતુ તે તો ઉલટો તેથી કોપ પામીને તે મુનિઓને બાધા ઉપજાવવાના ઉપાય ચિંતવવા લાગ્યો. પણ તેની શક્તિનો નાશ થઇ ગયેલો હોવાથી તે સર્વ પ્રયત્નમાં નિષ્ફળ થયો.

ગોશાળાના શરીરમાં દાહ ઉત્પન્ન થયો હતો. તેને ભાન આવ્યું કે આ મહાપુરૂષે જે કહ્યું છે તે કેવળ સત્યજ હશે. તેમનું વચન કદી પણ નિષ્ફળ નહી થાય. એમ ચિંતવતો તે દીર્ઘ

નિઃશ્વાસ નાખવા લાગ્યો, અને વિચારવા લાગ્યો કે, "અરે રે ! આ શું થયું !" એમ બોલતો ત્યાંથી નીકળી પોતાના મુકામ ઉપર આવ્યો.

ગોશાળાએ ભગવંતના કહેલા વચનોથી પોતાનું મૃત્યુ નજીક જાણ્યું. છેવટના સાતમા દિવસે તેનું હૃદય ખરેખરૂં શુદ્ધ થયું. તેથી તેણે અત્યંત પશ્ચાતાપ કરવા માંડયો. "અહો ! હું કેવો પાપી ! કેવો દુર્મતિ ! મેં મારા ધર્મગુરૂ શ્રી વીર અર્હંત પ્રભુની મન વચન કાયાથી અત્યંત આશાતના કરી. મેં સર્વ ઠેકાણે મને પોતાને મિથ્યા સર્વજ્ઞ કહેવરાવ્યો અને સત્ય જેવા જણાતા મિથ્યા ઉપદેશ વડે સર્વ લોકોને છેતર્યાં. અરે ! મને ધિક્કાર છે. મેં ગુરૂના બે ઉત્તમ શિષ્યોને તેજોલેષ્યા વડે બાળી નાખ્યા; વળી છેવટે મારા ઉપકારી ગુરૂના ઉપર પણ તેજોલેષ્યા મુકી. મને ધિક્કાર છે ! અરે ! થોડા દિવસને માટે ઘણા કાળ સુધી નરકાવાસમાં નિવાસ થાય તેવું આ કાર્ય મેં આચર્યું. વળી મેં મારા આત્માને ઠગ્યો; એટલુંજ નહિ પણ અસત્‌માર્ગના ઉપદેશથી આ બધા લોકોને મેં નીચી ગતિના અતિથિ કર્યા છે. ભવતુ ! હવે આટલેથીજ સર્યું. હવેતો લોકો પાછા સન્માર્ગે ચાલો." આવો વિચાર કરી તેણે પોતાના સર્વ શિષ્યોને બોલાવીને કહ્યું કે, "હે શિષ્યો ! સાંભળો. હું અર્હંત નથી. તેમ કેવળી પણ નથી. હુંતો મંખલિનો પુત્ર અને શ્રી વીર પ્રભુનો શિષ્ય ગોશાળો છું મેં આટલા કાળ સુધી દંભથી મારા આત્માને અને લોકોને ઠગ્યા છે. મારી પોતાની તેજોલેષ્યાથીજ દહન થયો છતાં હું છદ્મસ્થપણેજ મૃત્યુ પામીશ." વળી તેણે પોતાના શિષ્યોને કહ્યું કે, "હું મરણ પામું ત્યારે મારા શરીરને સુગંધી જળવડે સ્નાન કરાવી, ગોશીર્ષ ચંદન વડે વિલેપન કરી, અને હજાર પુરૂષોએ વહન કરાતી શિબિકામાં બેસાડીને શ્રાવસ્તિનગરીના દરેક બજારમાં લઇ જવું, અને તમારે મોટા શબ્દથી ઉદ્‌ઘોષણા કરવી કે, આ મંખલીપુત્ર જિન નહી છતાં 'હું જિન છું ?' એમ બોલનારો, ચરમ તીર્થંકરની આશાતના કરનારો,

એ મુનિનો ઘાત કરનારો, તથા અનેક જીવોને મિથ્યાત્વી બનાવનારો, તે પોતાનીજ તેજોલેશ્યાથી છદ્મસ્થપણે મરણ પામ્યો છે; અને શ્રી વીરપ્રભુએ કહેલી વાત સત્ય ઠરી છે. આ પ્રમાણે વારંવાર બોલવું. પછી જો તમે મારા શિષ્ય હો, તો મારે ડાબે પગે દોરડું બાંધીને, ત્રણવાર મારા મુખમાં થુંકીને, શ્રાવસ્તિનગરીની બજારમાં સર્વત્ર મને ઘસડવો, અને ત્યાર પછી મારા દેહનો સંકાર કરવો." આવી રીતે ગોશાળો અંત અવસ્થામાં કંઇ સમકિત પામ્યો, અને વીતરાગના વચન ઉપર વિશ્વાસવાળો થયો. છેવટે પોતાના સર્વ શિષ્ય સમક્ષ અરિહંતનું શરણ કરી કાળ ધર્મ પામ્યો.

ગોશાળાના કાળ કરી ગયા પછી શ્રી ગૌતમસ્વામીએ પ્રભુને પુછયુ કે, "સ્વામી ! ગોશાળો કઇ ગતિને પામ્યો ?"

"અચ્યુત દેવલોકમાં ગયો." પ્રભુએ ખુલાસો કર્યો.

"હે ભગવંત ! એવો ઉન્માર્ગી અને અકાર્ય કરનાર દુરાત્મા ગોશાળો દેવતા કેમ થયો ?" ફરી ગૌતમસ્વામીએ પુછયું, "એમાં મને મોટું આશ્ચર્ય થાય છે."

પ્રભુએ કારણ જણાવતાં ગૌતમસ્વામીને કહ્યું કે, "હે ગૌતમ ! જે અવસાનકાળે પણ પોતાના દુષ્કૃત્યની નિંદા કરે છે, તેને દેવપણું દુર નથી. ગોશાળે પણ તેવી રીતે કર્યું હતું. તે પછી ગૌતમસ્વામીના પુછવાથી ભગવંતે જણાવ્યું કે, દેવપણામાંથી ચ્યવિને ઘણો કાળ દરેક ગતિમાં તેનો જીવ જન્મ મરણ કરી, તે તે ગતિ આશ્રિત દુઃખો સહન કરી, ઉપાર્જન કરેલાં કર્મ ખપાવી, મહાવિદેહક્ષેત્રમાં કોઇ ધનાઢય ગૃહસ્થનો 'દ્રઢ પ્રતિજ્ઞ' નામે બુદ્ધિમાન પુત્ર થશે. તે વિરક્ત થઇને દીક્ષા લેશે તે ભવમાં કેવળજ્ઞાન ઉત્પન્ન થતાં, તે ગોશાળાના ભવથી માંડીને પોતાના સર્વભવને જાણી લેશે; કે પોતે ગુરૂની અવજ્ઞા અને મુનિવધથી દુષિત થએલા હતા. પોતાના સર્વ ભવોની હકીકત તે પોતાના શિષ્યોને જણાવશે, અને પોતાના થયેલા અનુભવથી તે શિષ્યોને કહેશે કે,

" હે આર્યો ! આરહંત, આચાર્ય અને ઉપાધ્યાય વિગેરેની આશાતના કરવાથી હું અનંતકાળ સંસારમાં ભટક્યો છું. માટે તેવી રીતે તમારે કરવું નહી; મેં તો અજ્ઞાનપણાથી મહાસુખંતા કરી હતી. અરે ! ત્રણ ભુવનને તારવામાં સમર્થ અને ત્રિલોકના સમસ્ત પદાર્થ સમૂહને જોનારા અને અનંત ગુણયુક્ત, એવા શ્રી મહાવીર તીર્થંકર ગુરૂ તરીકે મળ્યા છતાં, મેં મનમાં કાંઈ પણ શુભધ્યાન કર્યું નહી. તે જગત્ ગુરૂએ અનેક ભવ્યજીવોની બન્ને પ્રકારની દરિદ્રતાનો નાશ કર્યો, પણ હું નિર્ભાગ્યશેખર કાંઇ પણ ગ્રહણ કરી શક્યો નહી. તોપણ એ ક્ષમાસાગરે મારે વિષે શુભ અધ્યવસાયનો અવકાશ આપ્યો છે. તેના પ્રભાવથીજ હું આ ભવમાં પણ ચારિત્ર અને કેવળજ્ઞાન પામી શક્યો છું." એ પ્રમાણે પોતાનુ ચરિત્ર કહીને અનેક ભવ્યજીવોને આપ્તધર્મમાં રસિક કરશે. પ્રાંતે અનશન ગ્રહણ કરીને ગોશાળાનો જીવ અનંત સુખના સ્થાનરૂપ મોક્ષપદને પામશે.

ગોશાળો ભવ્ય અને મોક્ષગામી જીવ હતો. તેને સાક્ષાત તીર્થંકર ભગવાન જેવા પવિત્ર, મહાન્ સમર્થ જ્ઞાની અને ચારિત્ર વાન, મહાપુરૂષના સહવાસનો યોગ પ્રાપ્ત થયો હતો. જે દયાળુ પ્રભુ આખા જગતના જીવોના ઉદ્ધાર માટે દેશોદેશમાં વિચરી ઉપદેશ આપતા હતા, અને તેમના ઉપદેશથી ઘણા જીવો મોક્ષ અને દેવગતિને પ્રાપ્ત કરનાર થયા, છતાં ગોશાળો પ્રભુનાથી આત્મહિત સાધી શક્યો નહિ; એટલુંજ નહી પણ તેજોલેશ્યાની પ્રાપ્તિ અને અષ્ટાંગયોગના સામાન્ય જ્ઞાનથી તે પોતાને સાક્ષાત્ જિન માનવા અને મનાવા લાગ્યો; અને મિથ્યાત્વનો ફેલાવો કરી અનેક જીવોને મિથ્યાત્વી બનાવ્યા. આમાં કાઇ પણ હેતુ હોય, તો તે એજ છે કે તેનામાં મિથ્યાત્વ અને અજ્ઞાનનું જોર હોવાની સાથે તે ભારેકર્મી અને દીર્ઘસંસારી હતો. શાસ્ત્રકાર કહે છે કે;

" किंकरोति गुरुः प्राज्ञः, मिथ्यात्वमूढचेतसां ।
शिष्याणां पापरक्तानां, मंखलीपुत्र सदृशां ॥ १ ॥

ભાવાર્થ—પાપકર્મમાં રક્ત અને મિથ્યાત્વવડે મૂઢ ચિત્ત વાળા ગોશાળા જેવા શિષ્યોને જ્ઞાની ગુરૂ પણ શું કરી શકે ?

ગોશાળો પોતાની ઇચ્છાએજ ભગવંતનો શિષ્ય થયો હતો. ભગવાને પણ તેને શિષ્ય જાણીને ઉપદેશ કર્યો હતો; છતાં તે વિપરીત વિચાર અને આચારવાળો થયો. તેમાં તત્વજ્ઞાનની દૃષ્ટિએ જોતાં, તેના પુર્વના ગાઢ કર્મનો ઉદયજ છે. પુર્વની ચોવીશીમાં ' ઉદાય ' નામે તીર્થંકર ભગવંતના સમયમાં, તે મનુષ્ય ગતિમાં હતો. તેનું નામ ઇશ્વર હતું. તીર્થંકર ભગવંત મોક્ષે પધાર્યા. તેમનો મોક્ષ મહિમા કરવા સુર અસુરો આવ્યા. તે વખતે નજીકમાં રહેનાર કોઇ ભવ્ય મનુષ્યને તે જોઈ જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. તે મહાશયે પ્રત્યેકબુદ્ધ થઇને તત્કાળ દીક્ષા લીધી. એટલે શાસન દેવતાએ તેમને મુનિવેશ અર્પણ કર્યો. લોકોથી પૂજાતા તે મહામુનિ તીવ્ર તપસ્યા કરવા લાગ્યા. તે જોઇને એ ' ઇશ્વર ' નામના મિથ્યાત્વિને દીક્ષા લેવાના ભાવ થયા. તેણે ગણધર મહારાજ પાસે દીક્ષા લીધી. આ દીક્ષા તેણે મોહગર્ભિત વૈરાગ્ય ઉત્પન્ન થવાથી લીધી હતી. ગણધરમહારાજ પર્ષદામાં બેસી ધર્મ દેશના દેતા હતા, તેમાં પ્રસંગમાં તેઓશ્રીએ જણાવ્યું કે, " જે મુનિ પૃથ્વીકાયના એક જીવને પણ હણે, તે જિનેંદ્ર-શાસનમાં અસંયત કહેવાય છે. " તે સાંભળી ઇશ્વરે વિચાર્યું કે, "પૃથ્વીકાય જીવોનું તો સર્વત્ર મર્દન થાય છે. તેનું સર્વથા રક્ષણ કરવા કે તેને જોવા કોણ સમર્થ છે ? આ વાક્યજ શ્રદ્ધા કરવા યોગ્ય નથી. કેવળ મુનિની લઘુતા માટેજ છે. જેમ ઉન્મત્ત બોલે તેમ બોલેલું આ વાક્ય સાંભળ્યા છતાં પણ તે પ્રમાણે કોણ આચરે ? જો આવું કહેવું છોડી દઇને એઓ મધ્યમપક્ષના સાધુપણાની વાત કહે, તો તેની ઉપર જરૂર સર્વ લોક અનુરક્ત થાય." તે આવા મિથ્યા વિચારમાં પડયો હતો. વળી તેને શુભ વિચાર આવ્યા, અને લાગ્યુ કે મેં ભૂલ કરી. જો હું આ વાક્ય ન માનું અને તે પ્રમાણ ન આચરૂં તો મેં જિનેશ્વરને પણ માન્યા ન કહેવાય. કેમકે આ સર્વજ્ઞનુંજ વચન છે.

મેં તેમના વચનને અન્યથા ધાર્યું, તેથી તેનું પ્રાયશ્ચિત મારે હમણાંજ લેવું જોઇએ. આવી રીતે પશ્ચાતાપ કરતો તે ઉપર જણાવેલા પ્રત્યેક બુદ્ધ મહામુનિ પાસે ગયો. ત્યાં પણ ધર્મના વ્યાખ્યાનમાં તેણે સાંભળ્યું કે, " મુનિએ મન, વચન, અને કાયાથી પૃથ્વીકાય વિગેરે જીવોનો સમારંભ ત્યજી દેવો." તે સાંભળી વળી ઇશ્વરે ચિંતવ્યું કે, " આવી રીતે તો કોનાથી પળી શકે ? કોણ પૃથ્વી કાયાદિકનો ત્રીધા આરંભ કરતું નથી ? આ મુનિ પણ પૃથ્વી પર બેસે છે, આહાર કરે છે, અને અગ્નિ પકવજળ પીવે છે. આ કહુવાદી તો પોતાથી પણ ન પળી શકે તેવું બોલે છે. માટે આથી તો પેલા ગણધર સારા, જો કે તેની પણ વાણી તો વિરૂદ્ધ છે; ત્યારે મારે એ બંનેની કાંઇ જરૂર નથી. હું પોતેજ એવો ધર્મ કહું કે, જેને લોકો અવિરક્તપણે સુખે સુખે પાળી શકે." આવું ચિંતવન કરતાં તેના મસ્તક પર વિજળી પડી, જેથી તે મૃત્યુ પામી સાતમી નરકે નારકી થયો. શ્રુત, જૈનશાસન અને સમકિતના પ્રત્યનીકપણાથી બાંધેલા તીવ્ર પાપવડે ત્યાં ચિરકાળ દુઃખ ભોગવી, ઘણા ભવો મનુષ્ય, તિર્યંચ અને નરક ગતિના કરી, અંતે આ ગોશાળાનો ભવ તેને પ્રાપ્ત થયો હતો. આ ભવમાં પણ પૂર્વભવના અભ્યાસથી તથા દુષ્ટ વાસનાના આવેશથી તે તીર્થંકર, ધર્મ, અને સાધુઓનો અત્યંત દ્વેષી થયો હતો.

જીવને કોઇ વખત અશુદ્ધ વિચારો ઉત્પન્ન થઇ, તેની દ્રઢ વાસનાના સંસ્કાર બેસી જાય છે, તો તે તે ભવમાંજ નુકશાન કરે છે, એટલુંજ નહિ પણ ભવાંતરમાં પણ પ્રસંગ આવે, તે વાસનાઓ ઉદય પામી જીવને મુંઝાવી નાખે છે. ભગવંત મહાવીરના જીવને મરીચિના ભવમાં અને આ ગોશાળાના જીવને તેના પ્રથમના ભવમાં જે અશુદ્ધ વિચારો ઉત્પન્ન થઇ તેના ગાઢા સંસ્કાર તેમના આત્મા ઉપર પડયા હતા, તે ભવાન્તરમાં ઉદયમાં આવી તેમને ઘણો કાળ સંસારમાં રઝળાવનાર થયા. જીવનમાં જીવને વિવિધ પ્રકારના વાતાવરણમાં જીવન ગુજારવાનું હોય છે, અને જુદી જુદી પ્રકૃતિના

મનુષ્યોના સહવાસમાં આવવાનું થાય છે. તેવા સમયમાં પોતાના ઉપર અશુદ્ધ વ સનાના મલિન સંસ્કારો દાખલ ન થાય અને તેનો પોતે ભોગ ન થઈ પડે, તે માટે તેને ખુબ ચેતતા રહેવાનું છે. આવે વખતે જો શુદ્ધ આત્મ જાગૃત ન રાખે, તો તે પોતે તો અશુદ્ધ વાતાવરણમાં સપડાઇ જાય છે; એટલુંજ નહિ પણ તે બીજા ઘણા ભદ્રિક પ્રકૃતિવાળા જીવોને અવળે રસ્તે ચઢાવવાનું નિમિત્ત થઇ પડે છે. તેની ગોશાળાના વૃત્તાંતથી ખાત્રી થાય છે.

જીવને જેવા જેવા નિમિત્ત મળે તે વખતે તેવા પ્રકારના સંસ્કારો તેના ઉપર પડે છે.

જેમ અશુદ્ધ અધ્યવસાયના સંસ્કારો ભવાંતરમાં ઉદય આવે છે, તેજ પ્રમાણે શુદ્ધ અધ્યવસાયના સંસ્કારે, પણ નિમિત્ત કારણ પામી ઉદયમાં આવી શુભયોગ મેળવી આપે છે. ગોશાળાના જીવને પુર્વભવમાં પ્રત્યેક બુદ્ધ મુનિને જોઇને દીક્ષા લેવાના પરિણામ થયા હતા તો આ ભવમાં ભગવંતને જોઇને તેમના શિષ્ય થવાનો ભાવ તેને થયો. એટલે શુભાશુભ બન્ને પ્રકારના સંસ્કારો ભવાંતરમાં વિકાસ પામે છે, એમ જણાય છે. દરેક મનુષ્યને જીવનમાં શુભ અને અશુભ બન્ને પ્રકારના સંજોગો પ્રાપ્ત થાય છે. તેવા પ્રસંગે ઘણા થોડા સ્થીર બુદ્ધિથી વિચાર કરી, અશુભ સંજોગોમાંથી પોતે પોતાને બચાવી લે છે. ઘણાઓ ચકડોળની પેઠે વિચાર ચકડોળમાં ચઢી, તાત્કાળીક સારા દેખાતા જાદુઇ દેખાવો જોઇ, તેમાં અંજાઇ જાય છે. શ્રી વીર વિજયજી નવાણું પ્રકારની પૂજામાં જણાવે છે કે,

" નિમિત્તવાસી આત્મા મનમોહન મેરે,
ભાવના ચંદન શીત મનમોહન મેરે."

તેમજ શ્રીમદ્ દેવચંદ્રજી મહારાજ શ્રી વીર પ્રભુના સ્તવનમાં સ્તુતિ કરતાં જણાવે છે કે,

" સ્વામિ દર્શન સમુ નિમિત્ત લહી નિર્મળુ,
જો ઉપાદાન આ શુચિ ન થાશે;

દોષ કો વસ્તુનો અહવા ઉદ્યમ તણો,
સ્વામિ સેવા સહિ નિકટ લાશે. ”

આ પ્રમાણે જ્ઞાનીઓનું કથન છે. તેનો વિચાર કરી આપણે આપણા જીવનને શુદ્ધ સંસ્કારી બનાવવા માટે સારા નિમિત્તો મેળવવાં જોઇએ, અને તેનું આલંબન લેવું જોઇએ. ગોશાળાને ભગવંતના આલંબન જેવું નિર્મળ નિમિત્ત મળેલું, છતાં પણ તે કાંઈ ફાયદો મેળવી શક્યો નહિ, તેમાં તેના અશુદ્ધ આત્માના ઉપાદાન કારણનોજ દોષ છે.

ગોશાળે તેજોલેષ્યા ભગવંત ઉપર મુકી પ્રાણાંત ઉપસર્ગ કર્યો; તે વખતે પણ દયાળુ પ્રભુએ તેનો કાળ નજીક જાણી, તેના ઉપર અનુકંપા લાવી, ગૌતમાદિ પાસે તેને બોધ અપાવ્યો. પ્રભુના આ ક્ષમા અને દયાળુ ગુણની પરિસીમા છે. અપકારી ઉપર ઉપકાર કરવો, તેનું હિત ચિંતવવું એ ઉત્તમોત્તમ મહાપુરૂષનું લક્ષણ છે. જ્ઞાનીઓ અપકાર કરનારના નિમિત્તથી પોતાના અશુભ કર્મ ખપી જાય છે તે અપેક્ષાએ, તેને પોતાનો ઉપકારી માને છે. વાસ્તવિક આવી દશા જીવને પ્રાપ્ત થશે, ત્યારેજ તે જીવનને ઉચ્ચ કોટીમાં લઇ જઇ શકશે.

ગોશાળો ભવ્ય જીવ છે. અંતિમ વખતે તેને કર્મે વિવર આપ્યું. તેને પોતાની ભુલ માલમ પડી. પોતે અજ્ઞાન દશામાં પ્રભુના સત્ય માર્ગનું ઉલ્લંઘન કર્યું એમ તેને લાગ્યું, અને પશ્ચાતાપ થયો. સત્ય સ્વરૂપ પોતાના શિષ્ય અને અનુયાયિઓને જણાવ્યું. સમકિતના સન્મુખ થનાર જીવની પરિણતી કેવી સુધરવી જોઈએ, તેનો આ દાખલો ધ્યાનમાં લેવા જેવો છે. ગોશાળાના જીવનના અશુભ કૃત્યોના લીધે, જો કે તે ઘણો કાળ સંસારમાં અસહ્ય દુઃખ ભોગવશે, તો પણ આ અંત સમયના તેના શુદ્ધ વિચાર અને પશ્ચાતપના અંગે, તેને તાત્કાળીક લાભ એ થયો કે, તેને અંત સમયે દેવગતિનું આયુષ્ય બાંધ્યું, ને ત્યાં ઉત્પન્ન થયો.

મિથ્યાત્વ અને અજ્ઞાન દશામાં વર્તનાર, અને સમકિત

સન્મુખ થઇ સમકિત દશામાં વર્તનારના વચમાં શું તારતમ્યતા રહેલી હોય છે, તે આ પ્રસંગથી આપણને માલમ પડે છે. મિથ્યાત્વ અને અજ્ઞાનદશામાં વર્તનાર જીવને ગમે તેવો સંત સમાગમ હોય કે સતશાસ્ત્રનો ઉપદેશ હોય, તોપણ તેને પોતાના વિચાર અને વર્તનમાં પોતાની ભુલ જણાતી નથી. ઉલટ તેઓ તો જ્ઞાનીઓ, સતપુરૂષો અને તેમને ઉપદેશ આપનારનો દોષ માલુમ પડે છે. તેમજ રાગ દ્વેષ અને મોહથી રહિત શ્રીજિનેશ્વર કથિત આગમના વચનોમાં પણ દુધમાં પોરા જોનારની માફક દુષણ દેખે છે. સંમકિતવાન જીવને શ્રી જિનેશ્વર વચન ઉપર અડગ શ્રદ્ધા હોય છે જ્યાં સુધી તેસમ્યક્-દર્શનમાં કાયમ હોય છે, ત્યાં સુધી તેના કષાયો પાતળા પડી જાય છે, સત્યાસત્યનો તે વિવેક કરી જાણે છે, અજ્ઞાનદશાના લીધે વખતે કોઇ વાતને તે પકડે, તોપણ તેને યથાર્થ સ્વરૂપ સમજાતાં કદાગ્રહને છોડી દે છે.

આ કાળમાં વિશિષ્ઠ જ્ઞાનીઓનો અભાવ છે. તેવા સમયમાં જ્ઞાનીઓના અનુભવગમ્ય વચનો ઉપર જ આપણે આધાર રાખવો જોઇએ. કેવળજ્ઞાનીઓએ પદાર્થનું જ્યાં સૂક્ષ્મ સ્વરૂપ વર્ણવેલું હોય, તે વિષય જો આપણને ન સમજાય, તો તે બાબત ગીતાર્થ જ્ઞાનીઓથી ખુલાસો મેલવવો; કદાપિ તેમનાથી આપણને સંતોષ ન થાય તો આપણા ક્ષયોપશમની ખામી એમ મનમાં લાવી, શ્રી જિનેશ્વર કથિત વચનો ઉપર અશ્રદ્ધા તો નજ કરવી, એજ આત્માને હિતકર્તા છે.

વર્તમાનમાં કોઇ જૈનતર લેખક જિનગામના યથાર્થ અભ્યાસ શીવાય એમ જણાવે છે કે, ગોશાળાના સંબંધમાં જૈનસાહિત્યમાં જે વર્ણન આપવામાં આવ્યું છે, તે બ્રાહ્મણો પરના દ્વેષના લીધે આપાયલું છે. આ તેમની કલ્પનાને જગ્યા નથી. કારણ શ્રીજિનેશ્વરને બ્રાહ્મણોપર દ્વેષજ ન હતો તેમના તમામ ગણધર અને તેઓના શિષ્યો તમામ બ્રાહ્મણોજ હતા. ભગવંતના પશ્ચાત્ શ્રી સુધર્મા ગણધર તેમની પાટે હતા, અને સર્વ જિનાગમ તેમણેજ શ્રી જમ્બુ-

સ્વામીને સંભળાવ્યા હતા. શ્રી સુધર્માગણધર પણ જ્ઞાતે બ્રાહ્મણ હતા. તેઓને ગોશાળાના સંબંધે ખોટી હકીકત જણાવવાનું કંઇ પ્રયોજન ન હતું. બીજી વાત એ ધ્યાનમાં રાખવાની છે કે, અંતિમ વખતે ગોશાળાની લેષ્યા સુધરી અને તે દેવગતિમાં ઉત્પન્ન થયો છે, અને ઘણો કાળ સંસારમાં ભ્રમણ કરી અંતે તે મોક્ષે જશે. આ હકીકત ભગવંતે શ્રી-ગૌતમગણધરને જણાવી, તેજ કેવળ ભગવંતનું નિષ્પક્ષપાતપણું જણાવે છે.

શ્રી ધર્મદાસગણિ મહારાજે લઘુકર્મીનું લક્ષણ બતાવ્યું છે, તે આ પ્રકરણની શરૂવાતમાંજ ટાંકવામાં આવ્યું છે. એ લઘુકર્મી-પણાના લાયકની આચરણા કરી, ગુરૂકર્મી થતા બચવું, એ પણ જીવનનું સાધ્ય હોવું જોઇએ.





# પ્રકરણ ૨૬ મું.

## નિર્વાણ.



નિર્વાણ શબ્દનો અર્થ શ્રીમદ્ આત્મારામજી મહારાજ, પોતાના બનાવેલા પ્રશ્નોત્તર ગ્રંથના પંચાણુંમા પ્રશ્નના ઉત્તરમાં નીચે પ્રમાણે જણાવે છે.

" सर्व कर्मजन्य उपाधिरुप अग्निका जो बुजजाना तिसको निर्वाण कहते है. अर्थात् सर्वोपाधिसे रहित केवल, शुद्धबुद्ध सच्चिदानंद रुप जो आत्माका स्वरुप प्रगट होना, तिसको निर्वाण कहते हैं."

જ્યારે જીવના સર્વ શુભાશુભ કર્મ નષ્ટ થઇ જાય છે, ત્યારે જીવને નિર્વાણપદ પ્રાપ્ત થાય છે. નિર્વાણ થયા પછી જીવ-આત્મા -લોકના અગ્રભાગમાં-લોકાંતમાં-જાય છે, અને સાદિઅનંતકાળ સુધી સદા ત્યાંજ રહે છે. કર્મ રહિત આત્માનો ઉર્ધ્વ ગમન સ્વભાવ છે, તેથી તે છેવટનું શરીર છોડી-ભવનો અંત કરી એક સમયમાં સમશ્રેણિએ લોકાંતમાં જાય છે.

**અંતિમ ચોમાસું અપાપામાં.**

સુરાસુરોએ સેવેલા પ્રભુ, પોતાના આયુષ્યનો અંત જાણી અપાપાનગરી તરફ સમોસર્યા. ત્યાં દેવોએ સમવસરણની રચના કરી. તેમાં છેલી દેશના આપવા બેઠા પ્રભુને સમોસર્યા જાણી, અપાપાપુરીના રાજા હસ્તિપાળ ત્યાં આવ્યા, અને પ્રભુને નમીને દેશના સાંભળવા માટે બેઠા.

દેવતાઓ પણ પ્રભુની અંતિમ દેશના સાંભળવાની ઇચ્છાએ ત્યાં આવ્યા. તે સમયે ઇંદ્રે આવી આ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરી.

"હે પ્રભુ ! ધર્માધર્મ એટલે પુણ્યપાપ વિના શરીરની પ્રાપ્તિ હોતી નથી. શરીર વિના મુખ હોતું નથી; અને મુખ વિના વાચ-કત્વ હોતું નથી, તેથી અન્ય ઇશ્વરાદિક દેવ બીજાને શિક્ષા આપ-નારા શી રીતે થઇ શકશે ? વળી દેહ વિનાના ઇશ્વરની આ જગત રચવામાં પ્રવૃત્તિજ ઘટતી નથી. તેમજ સ્વતંત્રપણાથી કે બીજાની આજ્ઞાથી તેમને જગત સ્રજવાની પ્રવૃત્તિમાં કાંઇ પ્રયોજન નથી હવે જો તે ઇશ્વર ક્રીડાને માટે આ જગત સ્રજવા પ્રવર્તે, તો તે બાળકીની જેમ રાગવાન ઠરે; અને કૃપાવડે સ્રજે તો સૌને સુખી સ્રજવા જોઇએ. હે નાથ ! દુઃખ, દરિદ્રતા, અને દુષ્ટ યોનિમાં જન્મ, ઇત્યાદિ કલેશે કરીને વ્યાકુળ એવા લોકોને સ્રજવાથી તે કૃપાળુ ઇશ્વરની કૃપાળુતા કયા ઠરી ? અર્થાત ન ઠરી. હવે જો તે ઇશ્વર કર્મની અપેક્ષા ધરાવીને પ્રાણીને સુખી કે દુઃખી કરે છે એમ હોય તો તે પણ અમારી સરખા સ્વતંત્ર નથી એમ ઠરશે; અને જો આ જગત-માં કર્મથીજ થયેલી વિચિત્રતા છે, તો પછી એવા વિશ્વકર્તા નામ ધરાવનારા નપુંસક ઇશ્વર વડે શું કર્તવ્ય છે ? અથવા મહેશ્વરની આ જગત રચવામાં સ્વભાવેજ પ્રવૃત્તિ થાય છે, તેથી તેનો વિચારજ ન કરવો એમ કહેશે, તો તે પરીક્ષકોને પરીક્ષાના આક્ષેપ માટે ઠરશે. હવે જો સર્વ ભાવને વિષે જ્ઞાતૃત્વરૂપ કર્તૃત્વ કહેતા હોય, તો તે અમારે માન્ય છે. કારણકે સર્વજ્ઞ બે પ્રકારના હોય છે. એક મુક્ત અને બીજા દેહધારી. હે નાથ ! તમે જેના ઉપર પ્રસન્ન થાઓ છો, તે ઉપર જણાવ્યા પ્રમાણેના અપ્રમાણિક એવા સૃષ્ટિના કર્તૃત્વ-વાદને તજીને તમારા શાસનને વિષે રમે છે "

આ પ્રમાણે ઇંદ્રમહારાજ સ્તુતિ કરી રહ્યા બાદ, અપાપાપૂરિ-ના રાજા હસ્તિપાળે નીચે પ્રમાણે સ્તુતિ કરી

"હે સ્વામિન્ ! વિશેષજ્ઞ એવા આપની કોમળ વિજ્ઞાપનાજ કરવી એમ કાંઈ નથી. તેથી અંતઃકરણની વિશુદ્ધિના અર્થે કાંઇ

કઠોર વિજ્ઞાપના કરૂં છું. હે નાથ ! તમે પક્ષી, પશુ કે સિંહાદિક વાહન ઉપર જેમનો દેહ બેઠેલો હોય એવા નથી. તેમજ તમારા નેત્ર, મુખ અને ગાત્રની વિકારવડે વિકૃતઆકૃતિ પણ નથી. વળી તમે ત્રિશૂળ, ધનુષ્ય અને ચક્રાદિ શસ્ત્રોવડે યુક્ત કરપલ્લવવાળા નથી, તેમજ સ્ત્રીના મનોહર અંગનું આલિંગન દેવામાં તત્પર એવા પણ તમે નથી. વળી નિંદનિક આચરણો વડે કરી શિષ્ટ જનોને જેમણે કંપાયમાન કરી દીધા છે, તેવા પણ તમે નથી. વળી આ જગતની ઉત્પત્તિ, પાલન અને નાશ એ કરવામાં આદરવાળા તમે નથી. તેમજ નૃત્ય, હાસ્ય અને ગાયનાદિક ઉપદ્રવો વડે ઉપદ્રવિત તમારી સ્થિતિ નથી. આ પ્રમાણે હોવાથી, પરીક્ષકોએ તમારી દેવપણે પ્રતિષ્ઠા શી રીતે કહેવી ? કારણકે તમે તો સર્વ દેવ કરતાં સર્વથા વિલક્ષણ છો. હે નાથ ! જળના પ્રવાહની સાથે પાંદડા, તૃણ, ને કાષ્ટાદિ તણાય તે તો યુક્તિવાળું છે, પણ સામે પૂરે તણાય એમ કહેવું તે કાઇ યુક્તિએ માની શકાય ? પણ હે સ્વામી ! એવા મંદ બુદ્ધિવાળા પરીક્ષકોના પરીક્ષણથી સર્યું, અને મારા પણ તેવા પ્રયાસથી સર્યું. કારણ કે સર્વ સંસારી જીવોનાથી વિલક્ષણ એવુ જ તમારૂ લક્ષણ છે તેની બુદ્ધિમાન પ્રાણીઓ પરીક્ષા કરો. આ જગત–બધું ક્રોધ, લોભ અને ભય વડે આક્રાંત છે, અને તમે તેથી વિલક્ષણ છો પરંતુ હે પ્રભુ ! વીતરાગ એવા જે તમે તે કોમળ બુદ્ધિવાળાને ગ્રાહ્ય થઇ શકતા નથી, અર્થાત તીક્ષ્ણ બુદ્ધિવાળાઓજ આપને દેવપણે ઓળખી શકે છે."

( શ્રી ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર ભાગ ૧ પૃ ૨૮૭-૨૮૮

ઉપરની બન્ને સ્તુતિઓ ઉપર જણાવેલા ગ્રંથમાંથી એટલા માટે ઉતારવામાં આવી છે કે, પ્રથમની સ્તુતિમાં જગત કર્તા ઇશ્વર-માનવામાં શું વ્યાઘાત આવે છે, તેનું ટુંકાણમાં સ્વરૂપ સારૂ સમજાવેલું છે. એટલે આ જગતની રચના કોઇપણ ઇશ્વરે કરેલી નથી, પણ અનાદિકાળથી આ જગત ચાલતું આવ્યું છે, એમ જે જૈના-ગમમાં પ્રભુ મહાવીરે બતાવેલું છે તેનું દિગ્દર્શન થાય છે.

બીજી સ્તુતિમાં વીતરાગ દેવ અને અન્ય દર્શનકારોએ દેવનું જે સ્વરૂપ આલેખેલું છે, તે એની વચ્ચે તુલના કરતાં નિર્દૂષણ દેવપણું કોનામાં ઘટે છે, એનું સ્વરૂપ ટુંકાણમાં સમજાવેલું છે.

હસ્તિપાળ રાજાએ તે રાત્રે આઠ સ્વપ્ન જોયા હતા, ને તેના ખુલાસા પ્રભુએ કર્યા હતા, અને તેથી ભાવિ શાસનની સંતતિ ઉપર શું અસર થશે તેનું સ્વરૂપ બતાવ્યું હતું. તે જાણવાની ઇચ્છાવાળાએ તે ગ્રંથોથી જાણી લેવું. હસ્તિપાળ રાજાને ભગવંતે ટુંકાણમાં ધર્મ સમજાવ્યો હતો તે નીચે પ્રમાણે છે.

" આ જગતમાં ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચાર પુરૂષાર્થ છે. તેમાં કામ અને અર્થ તો પ્રાણીઓને નામથીજ અર્થ રૂપ છે. પરમાર્થે અનર્થ રૂપ છે. ચાર પુરૂષાર્થમાં ખરી રીતે અર્થ રૂપતો એક મોક્ષ છે, અને તેનું કારણ ધર્મ છે. તે ધર્મ સંયમ વિગેરે દશ પ્રકારનો છે, અને સંસારસાગરથી તારનારો છે. અનંત દુઃખરૂપ સંસાર છે, અને અનંત સુખરૂપ મોક્ષ છે. તેથી સંસારના ત્યાગનો અને મોક્ષની પ્રાપ્તિનો હેતુ ધર્મ વિના બીજો કોઇ નથી. પાંગળો માણુસ વાહનના આશ્રયથી દૂર જઇ શકે છે, તેમ ઘનકર્મી (ભારેકર્મી ) હોય છતાં પણ ધર્મનો આશ્રય કરવાથી તે મોક્ષે જાય છે."

ભગવંતનો કાળ સમય નજીક આવવાથી, ઇંદ્રાદિક દેવો અને ગણધર મહારાજાએ પૂછવાથી, ઘણી બાબતોના ખુલાસા ભગવંતે આપેલા છે. ભગવંતની પછીજ જગતમાં અને પોતાના શાસનમાં મૂખ્યત્વે કેયા કેયા બનાવો બનશે, એનું સ્વરૂપ બતાવેલું હતું અને તે વિસ્તારપૂર્વક શ્રી ત્રીષષ્ટીસલાકા પુરૂષ ચરિત્રમાં ભગવંતના ચરિત્રમાં વર્ણન કરેલું છે, તે વાંચવા ભલામણ કરવામાં આવે છે.

ભગવંતે છઠ તપ કરેલો હતો. કાર્તિક માસની અમોવાસ્યા ( ગુજરાતી આશોવદી અમોશ ) ની પાછલી રાત્રે સ્વાતિ નક્ષત્રનો જોગ આવ્યો હતો. તે વખતે પ્રભુએ પંચાવન અધ્યયન પુણ્યફળ

વિપાક સંબંધી અને પંચાવન અધ્યયન પાપફળ વિપાક સંબંધી કહ્યાં. પછી છત્રીશ અધ્યયન અપ્રશ્ન વ્યાકરણ એટલે કોઇના પુછયા વિના કહી, છેલ્લું પ્રધાન નામે અધ્યયન કહેવા લાગ્યા, અને તે સમયે પ્રભુ મોક્ષે સિધાવ્યા. આ કથન સંદેહવિષૌષધી નામે તાડ પત્રપર લખેલી પ્રાચીન કલ્પસૂત્રની ટીકામાં છે.

શ્રીમદ્ વિજયાનંદ સૂરિશ્વર અપરનામ આત્મારામજી મહારાજ કૃત પ્રશ્નોત્તર ગ્રંથના પ્રશ્ન ૯૩ ના ઉત્તરમાં જણાવે છે કે, ઉપર જણાવેલા સર્વ અધ્યયન શ્રી સુધર્માસ્વામીજીએ સૂત્રરૂપે ગુંથેલાં છે કે નહી, એ સંબંધી કંઇ લેખ મહારા દેખવામાં શાસ્ત્રમાં આવ્યો નથી.

ઉત્તરાધ્યયન સૂત્ર પ્રભુએ અંતિમ વખતે કથન કરેલું છે, અને તેનું સાડત્રીસમું અધ્યયન કથન કરતાં કરતાં પ્રભુ મોક્ષે પધાર્યા, એમ જૈન સમાજમાં કેટલાકની માન્યતા છે. તે સંબંધે એજ પ્રશ્નોત્તર ગંથના ૯૪ મા પ્રશ્નના ખુલાસામાં તેઓએ જણાવ્યું કે, એ વાત સત્ય નથી. કારણમાં તેઓ જણાવે છે કે,

૧ કલ્પસૂત્રની મૂળ ટીકાની વિરૂદ્ધ છે.

૨ શ્રી ભદ્રબાહુ સ્વામીએ ઉત્તરાધ્યયનની નિર્યુક્તિમાં એવું કથન કરેલું છે કે, " ઉત્તરાધ્યયન સૂત્રનો બીજો પરીષહાધ્યયન તો કર્મપ્રવાદ પૂર્વના ૧૭ મા પાહુડમાંથી ઉદ્ધાર કરી રચ્યો છે, અને આઠમું અધ્યયન શ્રી કપિલ કેવળીએ રચ્યું છે, અને દસમું અધ્યયન તો જે વખતે શ્રી ગૌતમસ્વામી અષ્ટાપદથી પાછા આવ્યા, ત્યારે ગૌતમસ્વામીને ધૈર્ય આપવાને વાસ્તે ચંપાનગરીમાં ભગવંતે કથન કરેલું છે, તેમજ ૨૩ મું અધ્યયન કેશી અને ગૌતમગણધરના પ્રશ્નોત્તર રૂપ સ્થવીરોએ રચ્યું છે. કેટલાક અધ્યયન પ્રત્યેક બુદ્ધ મુનિઓએ રચ્યાં છે, અને કેટલાંક શ્રી જિનેશ્વર ભાષિત છે.

આ ઉપરથી પ્રભુએ અંતિમ વખતે દિવાળીની પાછલી રાત્રે ઉત્તરાધ્યયનસૂત્ર કથન કર્યાની જે માન્યતા છે, તેને શાસ્ત્રીય ટેકો નથી.

પ્રભુનો મોક્ષ સમય નજીક આવ્યો, તે વખતે જ્યોતિષચક્રમાં ભસ્મકગ્રહ સંક્રાત થવાનો હતો. તેવામાંજ જો પ્રભુ નિર્વાણ પામે,

તો પ્રભુની પાછળ બે હજાર વર્ષ સુધી પ્રભુના શાસનના સાધુ સાધ્વીઓને બાધા ઉત્પન્ન કરશે, એવું જાણી ઇંદ્ર મહારાજે ભગવંતને વિનંતી કરી કે, "હે પ્રભુ ! આપ આયુષ્યને ક્ષણવાર ટકાવો; એટલે એ ગ્રહ ઉપશાંત થઇ જશે, અને પછી કોઈ બાધા પીડા થશે નહી."

પ્રભુએ ઉત્તર આપ્યો કે "શક્રેંદ્ર ! આયુષ્યને વધારવાને કોઇપણ સમર્થ નથી, તે તમે જાણો છો; છતાં તીર્થના પ્રેમથી મોહિત થઇને તમે આમ કહો છો, પણ તેમ બનવાનું નથી. આગામી દુઃષમકાળની પ્રવૃત્તિથીજ તીર્થને બાધા થવાની છે, તેમાં ભવિતવ્યતાને અનુસરીને આ ભસ્મકગ્રહનો પણ ઉદય થયો છે."

એ પ્રમાણે જવાબ દીધા પછી, પર્યંકાશને બેઠેલા પ્રભુએ બાદર કાયયોગમાં રહી, બાદર મનોયોગ અને વચનયોગને રૂંધ્યા. પછી વાણી તથા મનના સૂક્ષ્મયોગને પણ રોકયા. એવી રીતે સૂક્ષ્મ ક્રિયાવાળું ત્રીજું શુકલધ્યાન પ્રાપ્ત કર્યું. પણ સૂક્ષ્મકાયનો રોધ કર્યો. આ વખતે સર્વ ક્રિયાનો ઉચ્છેદ થાય છે, એવા સમુચ્છિન્નક્રિય નામના ચોથા શુકલધ્યાનને ધારણ કર્યું. પછી પાંચ હ્રસ્વાક્ષરનો ઉચ્ચાર કરીએ તેટલા કાળમાનવાળા, અવ્યભિચારી, એવા ચોથા શુકલધ્યાનના ચોથા પાયાવડે એરંડના બીજની જેમ કર્મબંધથી રહિત થયેલા પ્રભુ, યથાસ્વભાવ ઋજુ ગતિવડે ઉર્ધ્વ ગમન કરી, મોક્ષે પધાર્યો

પ્રભુના નિર્વાણને લીધે તે સમયે ભાવ દીપકનો ઉચ્છેદ થવાથી, પ્રભુના ભક્ત સર્વ રાજાઓએ દ્રવ્ય દીવા કર્યા. ત્યારથી લોકોમા દીવાળીનું પર્વ પ્રવર્ત્યું. અદ્યાપિ તે રાત્રે લોકોમાં દીવા કરવામાં આવે છે.

તે સમયે જગદ્‌ગુરૂના શરીરને દેવતાઓએ નેત્રોમાં અશ્રુ લાવી પ્રણામ કર્યા; અને પોતે અનાથ થઇ ગયા

**દેવોએ પ્રભુના શરીરને કરેલો અગ્નિ સંસ્કાર.**

હોય, તેમ પાસે ઉભા રહ્યા પછી શક્રેંદ્રે ધૈર્ય ધારણ કરીને નંદનવન વિગેરે સ્થાનકેથી દેવતા પાસે ગોશીર્ષ ચંદનના કાષ્ટો મંગાવ્યા, અને તેના વડે એક ચિતા રચી. પછી ક્ષીરસાગરના જળથી પ્રભુના શરીરને સ્નાન કરાવ્યું અને ઇંદ્ર મહા-

રાજે પોતાના હાથે દિવ્ય અંગરાગ વડે વિલેપન કર્યું. પછી દિવ્ય વસ્ત્ર ઓઢાડી શ્રેષ્ઠ શિબિકામાં પ્રભુઅંગને પધરાવ્યું. પછી મહા પ્રયાસે શોકને રોકીને, પ્રભુના શાસનને ધારણ કરે તેમ ઇંદ્રોએ શિબિકા ઉપાડી. તે સમયે દેવતાઓ બંદીજનની માફક 'જય જય' ધ્વની કરતા, તેમની ઉપર દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. ગંધર્વ દેવો પ્રભુના ગુણોને વારંવાર સંભારી ગાવા લાગ્યા. સેંકડો દેવતાઓ શોકદર્શક મૃદંગાદિ વાદ્ય વગાડવા લાગ્યા. દેવાંગનાઓ શોકથી સ્ખલિત થતી પ્રભુની શિબિકા આગળ નૃત્ય કરતી ચાલવા લાગી. ચતુર્વિધ દેવનાઓ દિવ્ય રેશમી વસ્ત્રોથી, હારાદિ આભૂષણોથી અને પુષ્પમાળાથી પ્રભુની શિબિકાનું પૂજન કરવા લાગી; અને શ્રાવક શ્રાવિકાઓ ભક્તિ અને શોકથી આકુળવ્યાકુળ થઇ રાસડાના ગીત અને રૂદન કરવા લાગ્યા તે સગાયે સાધુ સાધ્વીના હૃદયમાં શોકે મોટું સ્થાન કર્યું. પછી શોકરૂપ શંકુથી વિદીર્ણ થતા હૃદયવાળા ઇંદ્રે પ્રભુનું શરીર ચિતા ઉપર મુકયું. અગ્નિકુમાર દેવોએ તેમાં અગ્નિ પ્રજવલિત કર્યો, અને વિશેષ પ્રજવલિત કરવાને વાયુ કુમાર દેવોએ તેમાં વાયુ વિકુર્વ્યો. અન્ય દેવોએ સુગંધી પદાર્થો અને ઘૃતના સેંકડો ઘડા અગ્નિમાં ક્ષેપન કર્યા.

**પવિત્ર દાઢા તથા અસ્થિઓ દેવો પૂજન માટે લઇ ગયા.**

તીર્થંકરના શરીરના અંદરના હાડાદિ પણ અત્યંત પવિત્ર મનાય છે, અને હાડાદિ જુદા જુદા દેવો પૂજા માટે પોતાના સ્થાનકે લઇ જાય છે. જ્યારે પ્રભુના શરીરમાંથી અંદરના માંસાદિ દગ્ધ થઇ ગયા, ત્યારે મેઘકુમાર દેવોએ ક્ષીરસાગરના જળવડે ચિતાને બુઝાવી દીધી. એટલે શક્ર તથા ઇશાન ઇંદ્રે પ્રભુની ઉપરની દક્ષિણ અને વામદાઢાઓ લીધી, અને ચમરેદ્રે તથા બલિંદ્રે નીચેની બે દાઢાઓ ગ્રહણ કરી બીજા ઇંદ્રો અને દેવતાઓ બીજા દાંત અને અસ્થિ લઇ ગયા. મનુષ્યો કલ્યાણના અર્થે તેમની ચિતાની ભસ્મ લઇ ગયા. પછી દેવતાઓએ તે ચિતાને સ્થાને કલ્યાણ–સંપત્તિના સ્થાનરૂપ એક રત્નમય સ્થંભ રચ્યો.

આ પ્રમાણે શ્રી વીરપ્રભુનો નિર્વાણ મહિમા કરીને સર્વે ઇંદ્રો તથા દેવતાઓ નંદીશ્વર દ્વિપે ગયા, અને ત્યાં શાશ્વત પ્રતિમાઓનો અષ્ટાન્હિક ઉત્સવ કર્યો. પછી પોતે પોતાના સ્થાનકે જઇને, પોત પોતાના વિમાનમાં મણિમય સ્થંભની ઉપર રહેલા વજ્રમય ગોળ ડાબડામાં પ્રભુની દાઢા તથા અસ્થિને સ્થાપન કર્યા.

ગૃહસ્થપણામાં ત્રીશ વર્ષ, અને વ્રતમાં બેતાળીશ વર્ષ, એમ બોંતેર વર્ષનું આયુષ્ય શ્રી વીર પ્રભુએ પૂર્ણ કર્યું. શ્રી પાર્શ્વનાથ પ્રભુના નિર્વાણ પછી અઢીસો વર્ષ વ્યતિત થયે પ્રભુનું નિર્વાણ થયું.

ભગવંતનો આ છેલ્લો સત્તાવીશમો ભવ છે. આ છેલ્લા ભવમાં આવતા ભવના આયુષ્યનો બંધ કરેલો નહિ. ચરમ શરીરી શીવાય દરેક જીવ આવતા ભવના આયુષ્યનો બંધ કર્યા શીવાય કાળ કરે નહી, એ જગતના તમામ જીવો માટે સામાન્ય નિયમ છે. દરેક જીવે પૂર્વે અનંતાકાળમાં અનંતા પુદ્‌ગલ પરાવર્તન કરેલા હોય છે. ફક્ત જે ભવમાં જીવ સમકિત પ્રાપ્ત કરે છે, ત્યારથી તે વધારેમાં વધારે અપાર્ધ પુદ્‌ગલ પરાવર્તન કાળમાં નિયમા સંસારનો અંત કરી મોક્ષે જાય છે. જો સમકિત શુદ્ધ હોય છે, અને તેમાં જીવ ટકી રહે છે, તો પછી થોડાજ ભવમાં તે સંસારનો અંત કરે છે. ભગવંતના જીવે સમકિત પ્રાપ્ત કર્યું, ત્યારથી મોટા સત્તાવીશ ભવ કરેલા છે. આ શીવાય બીજા ક્ષુલ્લક ભવો કર્યા છે, તે શાસ્ત્રકારોએ ગણત્રીમાં લીધા નથી. ખુદ ભગવંતેજ લીધા નથી, એમ કહેવાને હરકત નથી એ સત્તાવીશ ભવોનું વર્ણન આ ચરિત્રમાં આપવામાં આવ્યું છે. તોપણ કયો ભવ કયાં થયો, એની નામ સાથે નોંધ આપવાથી, વાંચક મહાશયોને વધારે અનુકૂળતા થશે, એમ ધારી તે ભવો ફરી અહીં નીચે બતાવવામાં આવ્યા છે.

| ભવનો અનુક્રમ. | કયા ઉત્પન્ન થયો. | જાણવા લાયક સંક્ષિપ્ત હકીકત |
|---|---|---|
| ૧ લો ભવ. | નયસાર ગ્રામચિંતક | આ ભવમા જંગલમા ભુલા પડેલા મુનિઓને દાન આપ્યુ, અને રસ્તો બતાવ્યો. સમકિત ઉપાર્જન કર્યું. |

| | | |
|---|---|---|
| ૨ બીજો ભવ. | સૌધર્મ દેવલોકમા પલ્યોપમના આયુષ્ય-વાળા દેવતા થયા. | |
| ૩ ત્રીજો ભવ. | ભરતચક્રવર્તીના પુત્ર મરિચીનો ભવ. | આ ભવમાં ભગવંત ઋષભદેવ પાસે દીક્ષા લીધી. પાછળથી તે છોડી દીધી. ઉંચકુળનું અભિમાન કરવાથી નીચ ગોત્રનો બંધ કર્યો. ઉત્સૂત્ર ભાપણુ કરવાથી એક કોડા કોડી કાળ પ્રમાણ સંસાર વધાર્યો. |
| ૪ થો ભવ. | પાચમાં બ્રહ્મ દેવલોકમા દશ સાગરોપમના આ-યુષ્યથી દેવપણે ઉત્પન્ન થયા. | મિથ્યાત્વિ જીવો અજ્ઞાન કષ્ટ અને દ્રવ્ય ચારિત્રના પાલનના પુણ્યથી નવ ગ્રેવક સુધી કોઇ પણ દેવ લોકનું આયુષ્ય બાધી, મિથ્યાત્વિ દેવપણે ઉત્પન્ન થઇ શકે છે. |
| ૫ મો ભવ. | કોલ્લાક નામના ગામમા એંશીલાખ પૂર્વના આ-યુષ્યવાળો કોશીક નામે બ્રાહ્મણ. | ઉત્તરાવસ્થામા ત્રિદંડી સન્યાસી થએલ છે આ ભવમા કાલ કર્યા પછી ક્ષુલક ભવો કર્યા છે. |
| ૬ ઠો ભવ. | સ્થુણુ નામના ગામમા પુષ્પમિત્ર નામે બ્રા-હ્મણ. બોતેર લાખ પૂર્વનું આયુષ્ય. | ઉત્તરાવસ્થામા ત્રિદંડી સન્યાસી થયા છે. |
| ૭ મો ભવ. | સૌધર્મ દેવલોકમા મધ્યમ સ્થીતિવાળા દેવપણે ઉત્પન્ન થયા. | |
| ૮ મો ભવ. | ચૈત્ય નામના ગામમા ચોસઠલાખ પૂર્વના આયુષ્યવાળો અગન્યુ-દ્યોત નામે બ્રાહ્મણ. | પાછલી અવસ્થામા ત્રિદંડી સંન્યાસી થયા છે, |

| | | |
|---|---|---|
| ૯ મો ભવ. | ઇશાન દેવલોકમા મધ્યમ આયુષ્યવાળા દેવ પણે ઉત્પન્ન થયા. | |
| ૧૦ મો ભવ. | મંદિર નામના સંનિવેશમા અગ્નિભૂતિ નામે બ્રાહ્મણ છપ્પન લાખ પૂર્વનું આયુષ્ય. | આ ભવમા પણ ત્રિદંડી સંન્યાસીપણુ ગ્રહણ કરેલ છે |
| ૧૧ મો ભવ. | સનત્કુમાર દેવલોકમા મધ્યમ આયુષ્યવાલા દેવપણે ઉત્પન્ન થયા. | |
| ૧૨ મો ભવ | શ્વેતાબિક નગરીમા ભારદ્વજ નામે વિપ્ર. ચુંવાળીશલાખ પૂર્વનુ આયુષ્ય. | આ ભવમા ત્રિદંડી સન્યાસીની દીક્ષા લીધેલી છે. |
| ૧૩ મો ભવ. | માહેંદ્ર કલ્પમા મધ્યમ સ્થીતિવાલા દેવપણે ઉત્પન્ન થયા છે. | આ ભવનુ આયુષ્ય પુરૂ કરી દેવલોકમાથી ચ્યવી ઘણા નાના ભવો કર્યા છે. |
| ૧૪ મો ભવ. | રાજગ્રહ નગરમા સ્થાવર નામે બ્રાહ્મણ ચોત્રીશ લાખ પૂર્વનુ આયુષ્ય | ઉત્તરાવસ્થામા ત્રિદંડી સંન્યાસી થયા છે. |
| ૧૫ મો ભવ. | બ્રહ્મદેવલોકમાં મધ્યમ આયુષ્યવાળા દેવપણે ઉત્પન્ન થયા છે | આ દેવભવનું આયુષ્ય પુરૂં કરી ઘણા નાના ભવો કર્યા છે. |
| ૧૬ મો ભવ | રાજગ્રહ નગરમા વિશ્વનંદિરાજાને ત્યા તેના નાના રાજપુત્ર વિશાખાભૂતિની ધારણી નામે રાણીથી વિશ્વભૂતિ નામે પુત્ર. | યુવાવસ્થામાં સભૂતિ મુનિ પાસે ચારિત્ર ગ્રહણ કર્યું. શુદ્ધ ચારિત્રનુ પાલન કર્યું અને ઉગ્ર તપશ્ચર્યા કરી મથુરા નગરીમા માસક્ષમણના પારણે ગોચરીએ જતા, તેમનું ક્ષીણ શરીર જોઇ વિશાખાનંદીએ હાસ્ય કરવાથી ક્રોધ કરી, તેને મારવાનુ નિયાણું કર્યું. |

| | | |
|---|---|---|
| ૧૭ ગો ભવ. | મહાશુક્ર દેવલોકમા ઉત્કૃષ્ટ આયુષ્યવાલા દેવપણે ઉત્પન્ન થયા. | |
| ૧૮ મો ભવ. | ત્રિપૃષ્ટવાસુદેવનો ભવ. ચોરાશીલાખ પૂર્વનું આયુષ્ય. | વિશાખાનંદિનો જીવ ઘણા ભ્રમણ કરી, તુંગગિરિમા કેશરીસિંહ થયો હતો. તે સિંહનો વધ કર્યો. ગૌતમસ્વામિનો જીવ આ ત્રિપૃષ્ટ-વાસુદેવના સારથી પણે હતો. શૈયાપાલકના કાનમાં તપાવેલું શીશું રેડાવી તેને મારી નાખ્યો. તેથી અશાતા વેદનીય નિકાચિત કર્મ બાંધ્યું. એ કર્મ તીર્થંકરના ભવમા, કાનમા ખીલા નાખવારૂપે ઉદય આવ્યું છે. |
| ૧૯ મો ભવ. | સાતમી નરકે નારકી પણે ઉત્પન્ન થયા. | |
| ૨૦ મો ભવ. | કેશરીસિંહ | |
| ૨૧ મો ભવ. | ચોથી નરકે નારકીપણે ઉત્પન્ન થયા. | નારકીના ભવમાંથી આયુષ્ય પૂર્ણ થયે તિર્યંચના ભવમા. ત્યાથી મનુ-ષ્ય અને તિર્યંચના ઘણા ભવ-કર્યા. |
| ૨૨ મો ભવ. | રથપુર નગરમાં વિમલ નામે રાજા થયા. | રાજ્ય પાલન કાળમાં વનમાં ક્રીડા કરવા ગએલા. ત્યા પાશમાથી હરણોને છોડાવ્યા. તે દયાભાવ અને ભદ્રિક પરિણામથી મનુષ્યગતિ નો બંધ કર્યો. પ્રાંતે દીક્ષા લીધી. તીહા ઉગ્ર તપ કર્યું ચક્રવર્તીની પદ્વિને લાયક કર્મ ઉપાર્જન કર્યું આયુષ્યના અંતે એક માસનું અન-શન કરી શુભભાવથી કાળ કર્યો. |

| | | |
|---|---|---|
| ૨૩ મો ભવ. | અપરવિદેહમા પ્રિય મિત્ર નામે ચક્રવર્તીનો ભવ. ચોરાશી લાખ પૂર્વનુ આયુષ્ય. | ઉત્તરાવસ્થામા ચારિત્ર ગ્રહણ કર્યું. શુદ્ધ સંયમ પાળી ગ્યાન પૂર્વક કોટી વર્ષ સુધી ઉત્કૃષ્ટ તપ કર્યું. |
| ૨૪ મો ભવ. | શુક્ર દેવલોકમા સત્તર સાગરોપમના આયુષ્ય વાળા દેવપણે ઉત્પન્ન થયા. | |
| ૨૫ મો ભવ. | ભરતખંડમા છત્રા નામની નગરીમાં નન્દન નામે રાજા. પચીશ લાખ પૂર્વનુ આયુષ્ય. | ચોવીશલાખ વર્ષની ઉમર સુધી રાજ્ય ચલાવ્યુ. પછી રાજ્યથી વિરક્ત થઇ પોટીલાચાર્ય પાસે દીક્ષા લીધી નિરંતર માસોપવાસ. વીશસ્થાનક પદનુ આરાધન કર્યું. તીર્થંકર નામ કર્મનો બંધ પાડયો. છેવટ આયુષ્યના અંતે સાઠ દિવસનું અનશન કર્યું. |
| ૨૬ મો ભવ. | પ્રાણતનામ દશમા દેવલોકમા પુષ્પોત્તર નામના વિમાનમાં ઉપપાદ શૈય્યામા વીશ રાગરોપમના આયુષ્ય વાળા દેવપણે ઉત્પન્ન થયા. | |
| ૨૭ મો ભવ. | શ્રી મહાવીરસ્વામિ તીર્થંકરનો ભવ. | બોતેર વર્ષનું આયુષ્ય ભોગવી, પ્રાંતે સર્વકર્મ ક્ષય કરી મોક્ષ પદ પ્રાપ્ત કર્યું. |

ભગવંતે આ છેલ્લા ભવમાં છદ્મસ્થાવસ્થામાં અપ્રમત્ત દશામાં રહી કર્મનિર્જરારૂપ કાર્ય નિપજાવવાને બાહ્ય અને અભ્યંતર તપની આચરણા કરી, મોક્ષ પ્રાપ્તિના માટે અવિશ્રાંત પરાક્રમ કરેલું છે. મોક્ષપદ એ શાશ્વતપદ છે. એ પદ પ્રાપ્ત કરનાર જીવો પોતાનું

આત્મદ્રવ્ય શુદ્ધ નિર્મળ બનાવે છે. આત્મા અસંખ્ય પ્રદેશી છે. સંસારી જીવોના આત્માના પ્રત્યેક પ્રદેશે અનંતિકર્મ વર્ગણા લાગેલી હોય છે. તેથી જીવનું શુદ્ધ સ્વરૂપ આચ્છાદન થયેલું હોય છે. જીવનું મૂળ સ્વરૂપ નિર્મળ, સ્ફટિકમણિ રત્નના જેવું શુદ્ધ છે, અને તેની અનન્તિ શક્તિ છે. તે ચૌદમાગુણસ્થાનકના અન્તે જીવને પ્રગટ થાય છે. એવંભૂતનય જે સાતનયમાં અંતિમ શુદ્ધનય છે, તે નયની અપેક્ષાએ જીવ પોતાની કેવળજ્ઞાન, કેવળદર્શન અને યથાખ્યાતચારિત્રરૂપ આત્મિકલક્ષ્મી, ક્ષાયીકભાવથી પ્રગટ કરે છે. તેથી જીવ સ્વસ્વરૂપમાં રમણતા કરી અવ્યાબાધ સુખનો સાદિ અન્તભાગે અનુભવ કરે છે. સિદ્ધના જીવને અનન્તુ સુખ હોય છે. તે સુખનો યથાર્થ અનુભવ છદ્મસ્થજીવોને હોઇ શકેજ નહિ. કેવળજ્ઞાની ભગવંતજ તે જાણી અને જોઇ શકે. કેવળજ્ઞાનીઓએ તેનું જે વર્ણન આપેલું, તેનું યત્કિંચિત્ સ્વરૂપ આગમમાં વર્ણન કરેલું છે. જ્ઞાનીઓ જ્યારે એકાન્તમાં નિજસ્વરૂપની વિચારણામાં લયલીન થાય છે, ત્યારે તેમને આત્માની શુદ્ધતાનો કંઇ ભાસ થાય છે. જ્ઞાનીઓને આ વખતે આત્મિક સ્વસુખનો જે અનુભવ થાય છે, તે સુખની બરાબરી કરી શકે એવું જગતમાં કોઇ સુખ છેજ નહી. જગતની ઉપાધિથી રહિત જ્ઞાનીઓ છદ્મસ્થાવસ્થામાં જ્યારે સિદ્ધસુખની વાનગીરૂપ સ્વસુખનો આવો અનુભવ કરે છે, ત્યારે સિદ્ધપદને પ્રાપ્ત થએલા પવિત્ર આત્માઓના સુખની કલ્પના, સંસારના પૌદ્ગલીક સુખમાં રાચીમાચી રહેલા જીવોને ક્યાંથી આવે ?

ભગવંતે છેવટના ભવના અન્તમાં જે આત્મિક અનન્તિ ઋદ્ધિ પ્રાપ્ત કરી છે, તેવી ઋદ્ધિ પ્રાપ્ત કરવાને જગતના સર્વ જીવો સમર્થ બનો એજ ભાવના.





# પ્રકરણ ૨૭ મું.

## શ્રી ગૌતમ ગણધર.



ગણધર પદ એ તીર્થંકરથી ઉતરતું પણ બીજા તમામ કરતાં ઉંચ પદ છે. તીર્થંકર દેવના ગણધરપદને તીર્થંની ઉપમા છે, અને મહાન પુણ્યાઇવાળા ઉત્તમ જીવોજ તે પદના અધિકારી થઇ શકે છે વર્તમાન ચોવીશીના ચોવીશ તીર્થંકરના તમામ ગણધરોમાં પણ જૈનશાસનમાં શ્રી ગૌમત ગણધર વધારે પ્રભાવશાળી ગણાય છે. શ્રી ગૌતમ ગણધરમાં સ્વભાવિકજ કેટલીક લબ્ધિઓ હતી. વર્તમાનમાં જૈન ધર્મવાળાઓ દીવાળીના દીવસે ચોપડામાં શારદાપૂજા કરે છે, તેમાં તેઓ લખે છે કે, "શ્રી ગૌતમ સ્વામીની લબ્ધિ હોજો." હિંદુ બેસતા વર્ષે એટલે કારતક સુદી ૧ ના દીવસે સવારમાં મંગલિકના અર્થે પવિત્ર મુનિઓના મુખથી શ્રી ગૌતમસ્વામીનો રાશ સંઘ સમક્ષ વંચાય છે.

ભગવંત મહાવીર પ્રભુની સાથે ગણધરનો સંબંધ કેવી રીતે જોડાયો તે સંબંધી પ્રકરણ ૧૮ માં વિવેચન કરવામાં આવ્યું છે. પરંતુ ભગવંત મહાવીરના પૂર્વભવોમાં ગણધર મહારાજના જીવનો કેવો સંબંધ તેમના સાથે હતો, તે જાણવાથી આપણને વિશેષ વિશેષ વિચારવાનું મળશે. કેમકે એક વખત કોઇપણ નિમિત્ત કારણથી, કોઇજીવ કોઇની સાથે સંબંધમાં આવે છે, તો પછીના

ભવોમાં કેવી કેવી અજબ રીતે તેમનો મેલાપ થાય છે, તે પણ વિચારવા જેવું છે. ભગવંત મહાવીર દેવે ગૌતમ ગણધરને કુષિકારના જીવના ઉપર ઉપકાર કરવા મોકલ્યા આજ્ઞાપાલક ગૌતમ ભગવંતની આજ્ઞા મળતાંજ કુષિકારની પાસે જઇ તેને ઉપદેશ આપી દીક્ષા આપી, ભગવંતની પાસે લઇ જવા લાગ્યા.

" તમે મને ક્યાં લઇ જાવ છો ? " કુષિકારમુનિએ ગૌતમ ગણધરને પુછયું.

" મહારા ગુરૂપાસે. " ગણધર મહારાજે જવાબ દીધો.

" તમારે વળી ગુરૂ છે ? તમો આવા તેજસ્વી છો, તો તમારા ગુરૂ કેવા હશે ? ચાલો ત્યારે જલદી ચાલો. તેમની પાસે જઇએ " એમ કહી તે મુનિ ગણધર મહારાજની સાથે ચાલ્યા. ભગવંતના સમવસરણની નજીક આવ્યા સમવસરણની ભવ્યતા જોઇ,તે આશ્ચર્ય ચકિત થઇ ગયા. " અહા ! મહારા ગુરૂના ગુરૂ આમાં રહે છે ? એ કેવા હશે ! હું ઘણો ભાગ્યશાળી છું કે મને આજે તેમના દર્શનની જોગવાઇ પ્રાપ્ત થઇ. " આવા પ્રકારની ચઢતી ભાવનામાં તે મુનિ સમવસરણમાં દાખલ થયા. સમવસરણના મધ્ય પ્રદેશમાં ભગવંત બીરાજેલા હતા; ત્યાં આવ્યા. તેમને દીઠા. પૂર્વભવના વૈરે ઉછાળો માર્યો. " ગુરૂને પુછયું ક્યાં છે આપના ગુરૂ ? "

" આ વચમાં બીરાજે છે તેજ ભગવંત અમારા અને તમારા ગુરૂ છે. "

" જો એજ તમારા ગુરૂ હોય તો મહારે તમારી દીક્ષાથી સર્યું. મહારે તમારી દીક્ષા નથી જોઇતી.મહારી ખેતી અને મહારૂં કુટુંબજ મહારે સારૂં છે. " એમ કહી વેશ છોડી, કુષિકાર ચાલતો થયો, અને પોતાના ખેતરમાં આવી પાછા હળ વિગેરે ગ્રહણ કર્યા.

" હે ભગવન્ ! આપના જેવા સમર્થ લોકને આનંદ ઉપન્ન

કરનારા પુરૂષ ઉપર પણ આને દ્વેષ ઉત્પન્ન થયો, તે જોઇ મને આશ્ચર્ય થાય છે. હે નાથ! આપને જોતાંજ તેણે સ્વીકાર કરેલું ચારિત્ર પણ છોડી દીધું. તેનું શું કારણ? " ગૌતમસ્વામીએ ભગવંતને પ્રશ્ન કર્યો.

"હે ગૌતમ! સાંભળો. મેં ત્રિપૃષ્ટના ભવમાં જે સિંહને માર્યો હતો, તેનો જીવ તે એ ખેડુત થએલો છે. તે વખતે ક્રોધથી ફડ ફડતા સિંહને, તમે મારા સારથી હતા તેથી મીઠા વચને શાંત કર્યો હતો, ત્યારથી તે મહારા ઉપર દ્વેષી અને તમારી ઉપર સ્નેહી થયો હતો. તેથીજ એને બોધ કરવાને માટે મેં તમને મોકલ્યા હતા." આ પ્રમાણે ભગવંતે ખુલાસો કર્યો. ગૌતમ શાંત થયા. આ સારથીના ભવથી તે છેવટના ભવના દરમ્યાન ભવોમાં, શ્રી ગૌતમ ગણધરનો જીવ કયા કયા ઉત્પન્ન થયો, અને તે ભવોમાં શું સાધન કરી ઉત્તરોત્તર ગણધરપદને લાયક બન્યા, એ હકીકત જણાઇ આવતી નથી. પણ કૃષિકારના જીવનો સંબંધ તો સોળમા ભવથી શરૂ થએલો છે. સોળમા ભવમાં પ્રભુ રાજગૃહના રાજાને ત્યાં યુવરાજની પટરાણીને પેટે પુત્રપણે ઉત્પન્ન થયા હતા. તેમનું નામ વિશ્વભૂતિ હતુ. તેમણે તે ભવમાં દીક્ષા ગ્રહણ કરી હતી. પોતાના કાકાના દીકરા રાજકુમાર વિશાખાનંદી લગ્ન કરવા મથુરામાં આવ્યા હતા. વિશ્વભૂતિ તેના મુકામ આગળ થઇને તપના પારણાના દિવસે ભીક્ષા લેવા જતા હતા, ત્યાં તેણે મુનિનું કૃષ શરીર જોઇ મજાક કરી હતી. ત્યારથી એ બન્ને વચ્ચે કલહનું બી રોપાયું હતું. નિષ્કારણ મુનિઓની મજાક કરવાથી રાજકુમારનો જીવ ઉત્તરોત્તર કેટલી ઉતરતી કોટીમાં આવ્યો હતો, તે વિચારવા જેવું છે. એક વખત જીવ અધોગતિનો ભોક્તા થયા પછી, પડતાં પડતાં કયાં અટકશે, તે કળી શકાતું નથી; અને નીચી ગતિના લાયકના દારૂણ વિપાક દુઃખ ભોગવવું પડે છે. માટે તેવા પ્રસંગે સાધ્ય ઠેકાણે રાખવું જોઇએ. ભગવંતના જીવ મુનિએ તેને મારવાનું નિયાણું કર્યું. તે અઢારમા ભવમાં વાસુદેવ થયા. આ વિશાખા

નંદીનો જીવ તે સમયમાં સિંહની જાતિમાં સિંહપણે ઉત્પન્ન થયો હતો. એકવાર નાહની સરખી કરેલી ભુલનું કેવું ભયંકર પરિણામ આવે છે ? તે રાજકુમાર અનંતા ભવ રઝળતાં રઝળતાં કૃષિકાર પણે ઉત્પન્ન થયો હતો. અહિં પ્રભુએ જો તેના પર કરૂણ દ્રષ્ટિ ન કરી હોત, તો હજુ પણ તેના સંસારનો અંત આવત નહી. પ્રભુની કૃપાથી ગણધર મહારાજે તેને દીક્ષા આપી. ભગવંત પાસે લાવતાં ઉત્તમ પ્રકારના ભાવથી તેણે સમકિત પ્રાપ્ત કર્યું હતું અને તેથી તેનો સંસાર પરિમીત થઇ ગયો હતો. અહાહા ! પ્રભુની ભાવદયાનો આ ઉત્તમ નમુનો છે. પ્રભુ પોતાના વૈરીનો ઉદ્ધાર કરવાને પણ દયાવાન બન્યા, એજ તીર્થંકરોની ભાવદયા, અને જગતના જીવોનો ઉદ્ધાર કરવાનો જવલંત દાખલો છે.

ભગવંતને કેવલજ્ઞાન ઉત્પન્ન થયા પછી, તીર્થની સ્થાપના કરવામાં ગણધરપદને લાયક ઇંદ્રભૂતિ વિગેરે અગિઆર વિપ્રો જણાયા. તેથી ભગવંત વિહાર કરી જ્યાં તે વિદ્વાન પણ મહા અહંકારી વિપ્રો યજ્ઞના માટે એકત્ર મળેલા હતા, ત્યાં પધાર્યા, અને તે સ્થલે જ ઇંદ્રભૂતિ વિગેરે અગીઆરને ગણધર પદ્વિ આપી. એ અગીઆરે સર્વશાસ્ત્રોના અભ્યાસી તો હતા, પણ તેમાં ગુરૂગમ અને સમ્યક્ત્વનો અભાવ હોવાથી જ્ઞાનીની પંક્તિમાં તેમની ગણત્રી થઇ શકે તેમ ન હતું. ભગવંતનાથી તેમના મનના સંદેહ દુર થયા, અને પરિણતી બદલાઇ. ભગવંતે લાયકાત આવી જાણી ગણધર પદ્વિ આરોહણ કરી, અને વાસક્ષેપ કર્યો. તૂર્તજ મિથ્યાજ્ઞાન સમ્યક્જ્ઞાનમાં રૂપાંતર થઇ ગયું, અને ચાર જ્ઞાનના ધારણ કરનાર થયા. અહાહા ! ભગવંતના વાસક્ષેપમાં કેટલો બધો ચમત્કાર ! જેઓનામાં સમ્યક્જ્ઞાનની ગંધ ન હતી, એટલુંજ નહી પણ થોડા વખત પહેલાં તો જેઓ મિથ્યાજ્ઞાનમાં મશગુલ હતા, અને ભગ વંતને પણ " ઇંદ્રજાળીયો " ઇત્યાદિ વિશેષણોથી અલંકૃત કરવામા બાકી રાખતા ન હતા, તેવાને અલ્પકાળમાં ઉજ્વી જ્ઞાની બનાવી દીધા. જે જ્ઞાનની પ્રાપ્તિના માટે સામાન્ય મુનિગણને આખા ભવના

ભવ તપશ્ચર્યાદિ કરવી પડે છે, અને ઉંચ કોટીમાં આવવા ભગીરથ પ્રયત્ન કરવો પડે છે, તે જ્ઞાન ભગવંતના દર્શનથી અને થોડા કાળના સહવાસથી પ્રાપ્ત થાય છે. ગણધરો હંમેશ ચતુર્થજ્ઞાન ધારી હોય છે. ચતુર્થ મનઃપર્યંવ જ્ઞાનની શક્તિ કેટલી છે, તે આગળ આપણે જ્ઞાનના પ્રકરણમાં જોઇ ગયા છીએ. જગતમાં રહેલા સંજ્ઞી પંચેંદ્રિય જીવોના મનોગત ભાવ જાણવાની તેમનામાં શક્તિ હોય છે. સંપૂર્ણ શ્રૂતજ્ઞાનીઓના તેઓ સરદાર હોય છે.

આટલી બધી લબ્ધિ અને જ્ઞાન શક્તિ ગણધર મહારાજ ગૌતમસ્વામીમાં હતી, છતાં તેમનામાં ગુરૂભક્તિ અને ગુરૂ ઉપરનો ભકિતરાગ અને આજ્ઞાપાલન ગુણ અનુપમ હતા. પ્રભુની આજ્ઞા શીવાય તેઓ કંઇ પણ પ્રવૃત્તિ કરતા ન હતા. પ્રભુ ગમે તે વખતે ગમે તે આજ્ઞા ફરમાવતા, તેનો તૂર્તજ પોતે ઉલ્લાસ પૂર્વક અમલ કરતા. પ્રભુની આજ્ઞાનો અમલ કરવાથી પોતાની મહત્વતાને કંઇ પણ ઉણપ આવશે, એવો તેમના આત્માના એક પ્રદેશમાં પણ વિચાર ઉત્પન્ન થતો નહી. એટલુંજ નહી પણ પોતે પદાર્થનું સ્વરૂપ આગમ શૈલીથી જે જાણતા હતા, તે યથાર્થ છે કે નહિ તે વખતો વખત પ્રભુને પુછીને ખાત્રી કરતા. ' હું જાણું છું તે યથાર્થ છે; ભગવંતને કંઇ પુછવાની જરૂર નથી, ' એવું કદી પણ તેમના મનમાં આવ્યું નથી. જ્ઞાનનો ગર્વ કદી પણ તેમને થયો નથી.

આટલી ઉંચ કોટીએ પહોંચ્યા છતાં તેઓ તપ કરવામાં શુરા હતા. બાહ્ય અને અભ્યંતર તપજ આત્માને ઉંચ કોટીમાં લઇ જનાર છે, એમ તેમનો શ્રુતજ્ઞાનના બળથી અને પ્રભુની આજ્ઞાથી નિશ્ચય હતો, અને તે નિશ્ચયમાં અનુપમ શ્રદ્ધા હતી. તેઓ હંમેશા છઠને પારણે છઠનો તપ કરતા હતા છતાં તેઓનું શરીર મહા ભવ્ય અને તેજસ્વી હતું, એમ નીચેના બનાવ ઉપરથી જણાઇ આવે છે.

પૃષ્ટ ચંપાનગરીના રાજાના પુત્રો સાલ અને મહાસાલ બન્ને યુવરાજ હતા. એક વખતે નગરીમાં શ્રી વીર પ્રભુ પધાર્યા. પ્રભુને વાંદવા માટે તે બન્ને ભાઈઓ મોટી ઋદ્ધિ સહિત ગયા. ત્યાં પ્રભુની દેશના સાંભળી વૈરાગ્ય પામ્યા. ત્યાંથી પોતાના મહેલમાં જઈ પોતાના ભાણેજ ગાંગિલને રાજ્ય સોંપીને જીનેશ્વર પાસે તેમણે દીક્ષા ગ્રહણ કરી. સ્થવિર સાધુ પાસે તેઓએ સંપૂર્ણ અગીઆર અંગનો અભ્યાસ કર્યો. એકદા શ્રી વીરપ્રભુની આજ્ઞા લેઈને શ્રી ગૌતમસ્વામીની સાથે પોતાના કુટુંબને પ્રતિબોધ કરવા માટે તેઓ પૃષ્ટ ચંપાએ આવ્યા. તેમનું આગમન સાંભળીને ગાંગિલ રાજા તેમને વાંદવા આવ્યો. ગણધર મહારાજને તથા અને સાલ–મહાસાલ મુનિને નમીને તે દેશના સાંભળવા બેઠા. તે વખતે ચાર જ્ઞાનને ધારણ કરનાર શ્રી ગણધર મહારાજે 'જ્ઞાન અને અજ્ઞાન' નું સ્વરૂપ સમજાવવા નીચે પ્રમાણે દેશના આપી.

**અષ્ટાપદ તીર્થની યાત્રા કરવા જવાને થએલી ભાવનાનો હેતુ.**

"અજ્ઞ એટલે આત્મભાવ અને પરભાવને નહી જાણનારો માણસ."

"અજ્ઞાની અયથાર્થ ઉપયોગમાં વિષ્ટામાં શૂકરની જેમ મગ્ન થાય છે, અને જ્ઞાની માન સરોવરમાં હંસની જેમ યથાર્થ ઉપયોગવાળા તત્વાવબોધમાં (આત્મસ્વરૂપમાં) મગ્ન થાય છે.

**જ્ઞાન અને અજ્ઞાન વચ્ચે ભેદ.**

નિર્વાણપદ એટલે કર્મ રહિત થવાને હેતુભૂત, એવા એક મોક્ષપદનીજ સ્યાદ્વાદની સાપેક્ષાએ વારંવાર ભાવના કરાય, એટલે આત્માને તન્મય કરાય, સ્વરૂપમાં એકતા થાય, તેજ ઉત્કૃષ્ટ જ્ઞાન છે. જે જ્ઞાનવડે આત્મા અનાદિ કાળથી નહી પામેલા આત્મ સુખનો અનુભવ કરે છે. બાકી આત્મજ્ઞાનથી વ્યતિરિક્ત બીજા વાણીના વિસ્તારવાળા અને કળાકૌશલ્યને બતાવનારા સંવેદન જ્ઞાન

વડે કાંઇ આત્મસુખનો નિશ્ચય થતો નથી. કેમકે થોડું પણ અમૃત સદૃશજ્ઞાનજ અનાદિ કર્મરોગનો નાશ કરનારૂં છે.

વાદ અને પ્રતિવાદ તેમજ અનિશ્ચિત પદાર્થને કહેનારા માણસો ઘાણીના બળદની ગતિની જેમ તત્વના પારને પામતા નથી. વાદ એટલે પૂર્વપક્ષ અને પ્રતિવાદ એટલે ઉત્તરપક્ષ. તેને પરના પરાજય માટે તથા પોતાના જય માટે કરવાથી વસ્તુ ધર્મ રૂપ–તત્વના અંતને પામી શકાતું નથી. વળી પદાર્થના સ્વરૂપનો નિશ્ચય કર્યો વિના, તેનું અનિર્ધારિત સ્વરૂપ કહેવાથી પોતાના અત્યંત સ્વાભાવિક આત્મજ્ઞાનના અનુભવને પામી શકાતું નથી. જેમ ઘાણીમાં નાખેલો બળદ ગમે તેટલું ફરે તોપણ કોઇ બીજા સ્થાને પહોંચતો નથી, તેમ તત્વજ્ઞાનને નહિ ઇચ્છનારો મનુષ્ય અનેક શાસ્ત્રોમાં શ્રમ કર્યો છતાં પણ તત્વના અનુભવનો સ્પર્શ માત્ર પણ કરતો નથી.

સાતે નયની અપેક્ષાએ જ્ઞાનનું સ્વરૂપ આ પ્રમાણે છે. જ્ઞાનના ચાર નિક્ષેપા આ પ્રમાણે ઘટે છે. શબ્દના આલાપ રૂપ જે જ્ઞાન તે નામજ્ઞાન કહેવાય છે. સિદ્ધચક્રાદિકમાં સ્થાપન કરેલું જ્ઞાનપદ તે સ્થાપનાજ્ઞાન કહેવાય છે. ઉપયોગ રહિત પાઠ માત્રજ કરવો તે દ્રવ્યજ્ઞાન કહેવાય છે. તત્વાર્થનું જ્ઞાન જે પુસ્તકમાં લખેલું હોય છે, તે પણ દ્રવ્યજ્ઞાન કહેવાય છે ઉપયોગ વિના સ્વાધ્યાય કરવો, તે પણ દ્રવ્યજ્ઞાન છે; અને ઉપયોગ પરિણતિ તે ભાવજ્ઞાન છે. તેમાં ભાષાદિકના સ્કંધરૂપ જે જ્ઞાન તે નૈગમનયની અપેક્ષાએ જ્ઞાન કહેવાય છે. સંગ્રહનયની અપેક્ષાએ અભેદ ઉપચારથી સર્વ જીવો જ્ઞાન રૂપ જાણવા. વ્યવહારનયની અપેક્ષાએ અભેદ ઉપચારથી પુસ્તકાદિકમાં રહેલું જ્ઞાન જાણવું. ઋજુસૂત્રનયની અપેક્ષાએ તત્વ પરિણામ સંકલ્પરૂપજ્ઞાન જાણવું. અથવા જ્ઞાનના હેતુભૂત વીર્યને નૈગમનય જ્ઞાન કહે છે. સંગ્રહનય આત્માને જ્ઞાન કહે છે. વ્યવહારનય ક્ષયોપશમ પ્રમાણે જ્ઞાન સંબંધી વ્યવહાર પ્રવૃત્તિને જ્ઞાન કહે છે, અને ઋજુસૂત્ર વર્તમાન યથાર્થ અયથાર્થ વસ્તુતત્વના

બોધને જ્ઞાન કહે છે. શબ્દનયની અપેક્ષાએ સમ્યક્દર્શન પૂર્વક યથાર્થ વસ્તુ સ્વરૂપના બોધરૂપ લક્ષણવાળું, કારણ તથા કાર્યની અપેક્ષાવાળું, પોતાને તથા પરને પ્રકાશ કરનારૂં, અને સ્યાદ્વાદથી યુક્ત, જે જ્ઞાન તેને જ્ઞાન જાણવું. સમભિરૂઢનયની અપેક્ષાએ જ્ઞાનવાચી સમગ્ર વચન પર્યાયોની શક્તિની પ્રવૃત્તિરૂપ જ્ઞાન જાણવું; અને એવંભૂતનયની અપેક્ષાએ કેવળજ્ઞાનને જ્ઞાન કહે છે.

સમ્યક્ રત્નત્રયના ઉપાદેય લક્ષણવાળું પરમજ્ઞાન તે શુદ્ધ જ્ઞાન છે. સમુદ્ર વિના ઉત્પન્ન થયેલા અમૃત રૂપ, ઔષધ વિના ઉત્પન્ન થયેલા જરા મરણને નાશ કરનાર રસાયણરૂપ, અને સૈન્યાદિક અન્ય કોઇ પણ વસ્તુની અપેક્ષા રહિત શક્ર ચક્રીપણાના ઐશ્વર્યરૂપ એવું જ્ઞાન છે. એવું તત્વજ્ઞાન એજ મનુષ્યને તારનાર અને પરંપરા મોક્ષના કારણ રૂપ છે. માટે ભવ્ય પ્રાણીઓએ જ્ઞાનનો સમ્યગ પ્રકારે આદર કરવો જોઇએ. જ્ઞાનાનંદ એ પુદ્ગલીક આનંદ કરતાં અનંતઘણો શ્રેષ્ટ આનંદ છે. પુદ્ગલીક આનંદ કર્મબંધના હેતુરૂપ છે, ત્યારે જ્ઞાનાનંદ કર્મ નિર્જરાના હેતુ રૂપ છે." ઇત્યાદિ દેશના સાંભળીને ગાંગિલરાજા વૈરાગ્ય પામ્યો. તુર્ત પોતાના પુત્રને રાજ્ય સોંપી માતાપિતા સહિત મોટા ઉત્સવ પૂર્વક દીક્ષા ગ્રહણ કરી. પછી સાલ, મહાસાલ અને ગાંગિલ વિગેરેને સાથે લઇને શ્રી ગૌતમસ્વામી શ્રી જિનેશ્વર પાસે જવા માટે ચંપા તરફ ચાલ્યા. માર્ગમાં સાલ મહાસાલ વિચાર કરવા કરવા લાગ્યા કે, "આ મારી બેન, બનેવી, અને ભાણેજને ધન્ય છે, કે જેઓએ આપણને પ્રથમ રાજ્ય લક્ષ્મી આપી, અને હમણાં મહાનંદ સુખને પમાડનારૂં ચારિત્ર અપાવ્યું." આવી રીતે પાંચે જણા લોકોત્તર ધ્યાનમાં મગ્ન થઇ, ક્ષપકશ્રેણિપર આરૂઢ થઇને, કેવળજ્ઞાન પામ્યા. તેઓ શ્રી વીરપ્રભુ પાસે આવ્યા. પ્રભુના કહેવાથી તેઓને કેવળજ્ઞાન ઉત્પન્ન થયાની ગણધર મહારાજને ખબર પડી. ત્યારે તેઓ ચિંતવવા લાગ્યા કે," શું મને કેવળ જ્ઞાન પ્રાપ્ત નહીં થાય ? શું હું આ ભવમાં સિદ્ધિપદ પ્રાપ્ત નહીં

કરૂં ? ” આવા પ્રકારના વિચારો તેમના મનમાં ઉત્પન્ન થયા. તેવામાં તેમણે દેવવાણી સાંભળી કે, “ આજે શ્રી જિનેશ્વરે કહ્યું છે કે, જે કોઇ મનુષ્ય પોતાની લબ્ધિ વડે અષ્ટાપદ ઉપર જઇ જિનેશ્વરોને વંદન કરે, તે જરૂર તેજ ભવે સિદ્ધિને પામે. ” આ પ્રમાણેની દેવવાણી સાંભળીને ગૌતમગણધરે પ્રભુની પાસે ઉપર રહેલા અષ્ટાપદ તીર્થના શ્રી જિનબિંબોના દર્શન માટે જવાની આજ્ઞા માગી. ત્યાં જવાથી ત્યાં રહેલા તાપસોને પ્રતિબોધ થવાનો જાણી, પ્રભુએ તેમને તે તીર્થની યાત્રા કરવા જવાને આજ્ઞા આપી.

પોતાની ઇચ્છા પ્રમાણે પ્રભુની આજ્ઞા મળવાથી ગૌતમ હર્ષ પામ્યા, અને ચારણલબ્ધિથી વાયુ જેવા વેગ વડે ક્ષણમાં અષ્ટાપદ સમીપે આવી પહોંચ્યા.

ક્ષણમાં મહાગિરી પર ચઢી ગયા, અને ભરત મહારાજાએ કરાવેલા નંદીશ્વરદ્વિપના ચૈત્યમાં પ્રવેશ કર્યો, અને તેમાં રહેલા ચોવીશ તીર્થંકરોના અનુપમ બિંબને તેમણે ભક્તિથી વંદના કરી પછી ચૈત્યમાંથી નીકળીને ગૌતમગણધર એક મોટા અશોક વૃક્ષનીચે બેઠા. ત્યાં અનેક સુરાસુર અને વિદ્યાધરોએ તેમને વંદના કરી. ગૌતમ સ્વામીએ તેમને યોગ્યતા પ્રમાણે ધર્મદેશના આપી, અને તેમણે પુછેલા સંદેહો તર્કશક્ત વડે કેવલીની જેમ દૂર કર્યા દેશના આપતાં પ્રસંગોપાત તેમણે જણાવ્યું કે,

“ સાધુઓ ઉગ્ર તપવડે, જેમના ઉપર માત્ર અસ્થિચર્મ બાકી રહ્યા છે, જેમના સાંધાઓ શિથિલ થઇ ગયા છે, અને જેઓ ગ્લાની પામી જવાથી માત્ર જીવ સત્તા વડે ધ્રુજતા ધ્રુજતા ચાલે છે, એવા થઇ જાય છે. ”

ગૌતમ સ્વામિના આ વચનો સાંભળી વૈશ્રમણ (કુબેર) દેવને આશ્ચર્ય થયું; કારણ તેઓનું શરીર સુવર્ણ જેવી કાંતિવાળું હતું, અને પુષ્ટ આકૃતિ હતી. તેથી વૈશ્રમણ દેવને ઉપરના વચનોના સંબંધમાં સંદેહ આવ્યો, અને એ વચનો તેમનામાંજ અઘટિત જાણી જરા હસ્યા.

ગૌતમસ્વામી મનઃપર્યવજ્ઞાની હતા, તેથી વૈશ્રમણ દેવના મનોવિચારો જાણી ગયા, અને તેના મનની શંકાનો ઉપદેશદ્વારા ખુલાસો કર્યો.

"મુનિપણામાં શરીરની કુશળતાનું પ્રમાણ એકાંત નથી; પણ શુભ ધ્યાનવડે આત્માનો નિગ્રહ કરવો તે પ્રમાણ છે. તે ઉપર પુંડરીક અને કુંડરીક બે ભાઈનો વૃત્તાંત સાંભળો."

**પુંડરીક અને કુંડરીકનું વૃત્તાંત.**

આ જંબુદ્વિપના મહાવિદેહ ક્ષેત્રમાં પુષ્કલાવતી નામના વિજયમાં પુંડરીકેણી નામે નગરી છે. તે નગરીમાં મહાપદ્મ નામે રાજા હતો. તેની પદ્માવતી નામની રાણીથી પુંડરીક અને કુંડરીક નામે બે પુત્રો થયા હતા. મોટો પુત્ર રાજ્ય ચલાવવાને લાયક થયો જાણી, મહાપદ્મ રાજાએ તેને ગાદી ઉપર બેસાડી, પોતે દીક્ષા અંગીકાર કરી. શુદ્ધ ચારિત્ર પાળી, ગીતાર્થ થઈ, કર્મોનો નાશ કરી, કેવળજ્ઞાન પ્રાપ્ત કરી, અંતે મોક્ષે પધાર્યા.

કોઈક વખત કેટલાક મુનિઓ તેજ નગરીએ પધાર્યા. તે સમાચાર પુંડરીક અને કુંડરીક બન્ને ભાઈઓએ જાણ્યા. તેથી તેમની પાસે તેઓ ધર્મ સાંભળવા ગયા. પુંડરીકના મન ઉપર ધર્મ દેશનાની અસર થઈ, તેથી શુભ ભાવમાં ચઢયો, અને ભાવ યતિ થઈને પોતાના સ્થાને આવ્યો, અને મંત્રિઓને બોલાવી તેમના સમક્ષ કુંડરીકને તેડાવીને કહ્યું કે. "વત્સ ! તું આ પિતાના રાજ્યને ગ્રહણ કર. હું સંસારથી ભય પામ્યો છું. તે ભયમાંથી બચાવનારી—રક્ષણ કરનારી દીક્ષા ગ્રહણ કરવાનો મારા મનનો વિચાર છે. માટે મારી માગણીનો સ્વીકાર કરી, મારા વિચારની પુષ્ટિ કર."

"હે બંધુ ! શું તમે મને સંસારમાં નાખવા માગો છો ? મારી તેમાં પડવાની ઇચ્છા નથી. માટે હું પણ દીક્ષા લઈશ, અને ભવસાગરને તરી જઈશ." કુંડરીકે વડીલ ભાઈને જવાબ આપ્યો.

પુંડરીકે તેને ઘણું સમજાવ્યો, પણ કુંડરીકના માનવામાં તે વાત આવી નહિ. છેવટે પુંડરીકે કુંડરીકને કહ્યું કે, "હે ભાઇ! ઇંદ્રિયો બહુજ દુર્જય છે. મન સદા ચંચલ છે. તારૂણ્યવય વિકારનું ધામ છે, અને પ્રાણીને પ્રમાદ તો સ્વાભાવિક છે. વળી પરિસહ તથા ઉપસર્ગો સહન કરવા દુઃસહ છે. તેથી તારે દ્રઢ પ્રતિજ્ઞાવાળા થવું પડશે, કેમકે દીક્ષા પાળવી ઘણી દુષ્કર છે. તેથી હાલ ગૃહસ્થ ધર્મ લાયક શ્રાવકના વ્રત ગ્રહણ કર, અને તેના પાલન પૂર્વક રાજ્ય કર, અને યૌવનવય ગયા પછી, દીક્ષા લેજે. એમ કરવું ઘણું યોગ્ય છે."

કુંડરીકે કહ્યું, "ભાઇ! આપે કહી એ વાત સત્ય છે. પણ હું જે બોલ્યો તે મારે પાળવું જોઇએ. માટે હું તો જરૂર દીક્ષા ગ્રહણ કરીશ" એ પ્રમાણે કહીને કુંડરીકે દીક્ષા ગ્રહણ કરી. પુંડરીક મંત્રિઓએ નિવાર્યો એટલે તે ભાવ યતિના ભાવમાં, ગૃહસ્થપણામાં રહી રાજ્ય ચલાવવા લાગ્યો.

કુંડરીક વિવિધ પ્રકારના તપથી શરીરને ક્લેશ પમાડતો હતો, તેમજ સામાચારીને બરાબર પાળતો હતો. તેથી તે બીજા સાધુઓને પ્રીય થઇ પડ્યો. એક વખત વસંત ઋતુ આવતાં ચારિત્રાવરણીયકર્મના ઉદયથી કુંડરીકનું મન ચલિત થયું. તેના મનમાં વિચાર થયો કે, "મ્હારે આ દીક્ષાથી સર્યું. મારો ભાઇ જે પ્રથમ મને રાજ્ય આપતો હતો, તે હું ગ્રહણ કરીશ." આવા પ્રકારના વિચારો કરી ભગ્ન ચિત્તે તત્કાળ તે પોતાની રાજ્યધાનીની નગરીએ આવ્યો. ઉદ્યાનમાં એક વૃક્ષ નીચે લીલાપત્ર વિગેરેના શીતળ સંથારા ઉપર આલોટવા લાગ્યો, અને પોતાની ઉપધી ઝાડ સાથે લટકાવી દીધી. ઉદ્યાનપાલકની મારફત પોતાના આવવાના સમાચાર રાજાને પહોંચાડયા; એટલે રાજા પ્રધાન સહિત ત્યાં આવ્યો, અને તેમને વંદના કરી. ઉપધીને ઝાડ સાથે લટકાવેલી અને લીલાપત્રો ઉપર સંથારો કરેલો જોઇ, મુનિપણામાંથી ચલિત થયાનું અનુમાન રાજાએ કર્યું. રાજાએ પોતાના મંત્રિને કહ્યું કે, "તમોને યાદ છે કે, જ્યારે

કુંડરીક બાલ્યપણુમાં સાહસ કરી વ્રત ગ્રહણુ કરવા તૈયાર થયો હતો, તે વખતે મેં તેને તેમ કરતાં વાર્યો હતો. ખેર. હાલ પણુ હું તેને રાજ્ય આપવા તૈયાર છું, પણુ મને દીલગીરી એટલીજ થાય છે કે, આટલી મુદ્દત સુધી તેણે ચારિત્ર ધર્મ પાલ્યા પછી, તે મેળવેલ ચિંતામણીરત્ન સમાન ધર્મને ગુમાવી દેવા તૈયાર થયો છે. એ રાજ્ય ગ્રહણુ કરશે તેથી મને તો ફાયદાજ છે. પણુ એના આત્માનું તે અહિત કરે છે."

આ પ્રમાણે કહી પુંડરીકે તેની ઇચ્છા મુજબ તેને રાજ્ય ઉપર બેસાડયો. રાજ્ય ચિન્હો અર્પણુ કર્યાં, અને પોતે તેની પાસેનું, યતિલિંગ ગ્રહણુ કરી, શુદ્ધ બુદ્ધિએ દીક્ષા લઇ, ત્યાંથી વિહાર કર્યો. તે પુંડરીક મુનિ શુભ ભાવથી ચિંતવવા લાગ્યા કે, "સારા ભાગ્યે ચિરકાળથી ઇચ્છેલો યતિધર્મ મને પ્રાપ્ત થયો છે. તો હવે તેને ગુરૂની સાક્ષીએ ગ્રહણુ કરૂં." આ પ્રમાણે વિચાર કરતા તે ગુરૂની પાસે જવા ચાલ્યા. ગુરૂની સમીપે જઇ વ્રત ગ્રહણુ કરીને પુંડરીક મુનિએ અઠ્ઠમનુ પારણું કર્યું. પરંતુ નિરસ, ટાઢો અને લુખો આહાર લેવાથી, તેમજ ગુરૂપાસે આવવા માટે ઉતાવળા ચાલ્યા આવવાથી, કોમળ ચરણુમાંથી નિકળતા રૂધીરથી બહુ પરિશ્રમ પામતાં, ગામની અંદર જઇ ઉપાશ્રય માગી, અતિશ્રમથી ઘાસના સંથારાપર સુતા. તેજ રાત્રીએ શુભ ચિંતવન કરતા છતાં આરાધન કરી, શુભ ધ્યાન પરાયણુપણે પુષ્ટ અંગેજ કાળ કરી, સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા.

કુંડરીક રાજા થયો. કુંડરીકે અન્નને માટે રાંકની જેમ વ્રત ભંગ કર્યું, એમ કહી કહીને સેવક લોકો તેનું ઉપહાસ્ય કરવા લાગ્યા. તેથી તે હૃદયમાં ઘણો કોપાયમાન થયો. પરંતુ તેણે ચિંતવ્યું કે, "પ્રથમ હું સારૂં સારૂં ભોજન કરૂં, પછી આ ઉપહાસ્ય કરનારાઓને વધ વિગેરે શિક્ષા કરીશ." આવું ચિંતવી તે રાજ્ય મહેલમાં ગયો. પછી પ્રાતઃકાળે યુવાન પારેવું ખાય તેમ તેણે જઘન્ય, મધ્યમ, અને ઉત્કૃષ્ટ એમ ત્રણે પ્રકારને। આહાર કંઠ સુધી ખાધો; અને રાત્રે વિષય ભોગને માટે જાગરણુ કર્યું. તે રાત્રીજાગરણુથી

અને અતિ આહારના દુર્જરપણાથી તેને વિસૂચિકા થઇ. તેથી મોટી અરતિ ઉત્પન્ન થઇ. પવનથી પુરાયેલી ધમણની જેમ, તેનું ઉદર પ્રફુલીત થયું. પવનનો રોધ થયો અને મોટો તૃષાનો દાહ થયો: તે વખતે આ પાપી પ્રતિજ્ઞા ભ્રષ્ટ થયો, એવું ધારી તેના મંત્રિ વિગેરેએ તેની ચિકિત્સા કરી નહી કે કરાવી નહી. તેથી તે અતિ દુઃખથી પીડાવા લાગ્યો, અને મનમાં ચિંતવવા લાગ્યો કે, "જો હું આ રાત્રિ કોઇપણ પ્રકારે નિર્ગમન કરૂં, તો પ્રાતઃકાળે આ બધા અધિકારીઓને કુટુંબ સહિત મારી નંખાવું." આવી રીતે કૃષ્ણલેશ્યાથી અને મહારૌદ્રધ્યાનથી તે મૃત્યુ પામીને, સાતમી નરકે અપ્રતિષ્ઠાન નરકાવાસમાં ઉત્પન્ન થયો.

"તેથી હે સભાજનો! તપસ્વીઓને કૃશપણું હોય કે પુષ્ટ પણું હોય એવું કંઇ પ્રમાણ નથી. શુભ ધ્યાનજ પરમ પુરૂષાર્થનું કારણ ભૂત છે." આ પ્રમાણે ગૌતમસ્વામીએ કહેલું પુંડરીક અને કુંડરીકનું અધ્યયન પાસે બેઠેલા વૈશ્રમણના સામાનિક દેવે એક નિષ્ઠાથી શ્રવણ કર્યું. વૈશ્રમણે સમકિત પ્રાપ્ત કર્યું, અને ગૌતમ સ્વામીએ પોતાનો અભિપ્રાય જાણી તેનો ખુલાસો કર્યો, તેથી હર્ષ પામી પુનઃ વંદન કરી તે પોતાના સ્થાન પ્રત્યે ગયો.

આ પ્રમાણે દેશના આપી, અને રાત્રિ ત્યાંજ નિર્ગમન કરી. ગૌતમમુનિ પ્રાતઃકાળે તે પર્વત ઉપરથી ઉતરવા લાગ્યા.

**પંદરસો તાપસોની દીક્ષા.**

ગણધર મહારાજ અષ્ટાપદ પર્વત ઉપર યાત્રાર્થે ચઢયા. તે અરસામાં કોડન્ય, દત્ત, અને સેવાળ વિગેરે પંદરસો તપસ્વીઓ અષ્ટાપદને મોક્ષનો હેતુ સાંભળી તે ગિરી ઉપર ચઢવા આવ્યા હતા. તેમાં પાંચસો તપસ્વીઓ ચતુર્થ તપ કરીને આર્દ્ર કંદાદિનું પારણું કરતા છતા અષ્ટાપદની પહેલી મેખલા સુધી આવ્યા. બીજા પાંચસો તાપસો છઠ તપ કરી સુકા કંદાદિનું પારણું કરતા છતા બીજી મેખલા સુધી આવ્યા. ત્રીજા પાંચસો તાપસો અઠમનો તપ કરી સુકી સેવાળનું પારણું કરતા

છતા ત્રીજી મેખલા સુધી આવ્યા. ત્યાંથી ઉંચે ચઢવાને અશક્ત હોવાથી, તે ત્રણે સમૂહ પહેલી બીજી અને ત્રીજી મેખલાએ અટકી રહ્યા. તેવામાં સુવર્ણ જેવી કાંતિવાળા અને પુષ્ટ આકૃતિવાળા ગણુધર મહારાજને તેમણે આવતા દીઠા. તેમને જોઇ તેઓ પરસ્પર કહેવા લાગ્યા કે, આપણે શરીરે કૃશ થઇ ગએલા છીએ; તથાપિ અહિંથી આગળ ચઢી શકતા નથી. તો આ સ્થુળ શરીરવાળા મૂનિ કેમ ચઢી શકશે? આ પ્રમાણે તેઓ વાતચીત કરે છે, તેવામાં તો ગણુધર મહારાજ તે મહાગીરી ઉપર ચઢી ગયા, અને ક્ષણુમાં દેવ માફક અદ્રશ્ય થઇ ગયા. પછી તેઓ પરસ્પર બોલ્યા કે આ મહર્ષિની પાસે કોઇ મહા શકિત છે, તેથી જો તે અહિં પાછા આવશે, તો આપણે તેમના શિષ્યો થઇશું. આવો નિશ્ચય કરી, તે તાપસો એક ધ્યાને બંધુની જેમ આદરથી તેમના પાછા આવવાની રાહ જોઇ રહ્યા.

ગણુધર મહારાજ મહાગિરી ઉપરથી ઉતરતા હતા, તે રાહ જોઇ રહેલા તાપસોએ દીઠા. ગણુધર મહારાજ પોતાના નજીકના પ્રદેશમાં આવ્યા, ત્યારે તાપસોએ તેમની પાસે જઇ પ્રણામ કરી વિનંતી કરી કે, હે તપોનિધિ! મહાત્મા! અમે આપના શિષ્યો થવાની ઇચ્છા ધરાવીએ છીએ; આપ કૃપા કરી અમારી માગણી સ્વીકારો.

"જે સર્વજ્ઞ પરમેશ્વર શ્રી મહાવીરપ્રભુ છે, તેજ તમારા ગુરૂ થાઓ." એમ ગૌતમસ્વામીએ તેમને કહ્યું.

તાપસોએ આગ્રહ કર્યો કે અમને તો આપજ અહિં દીક્ષા આપી આપના શિષ્ય બનાવી કૃતાર્થ કરો. એટલે ગૌતમસ્વામિએ તેઓના અતિઆગ્રહપણાને લીધે ત્યાંજ તેમને દીક્ષા આપી. દેવતાઓએ તૂર્ત તે તમામ માટે યતિપણુના લિંગને લાયકની તમામ સામગ્રી પુરી પાડી. તેઓ તમામ ગણુધર મહારાજની સાથે પ્રભુની પાસે જવા ચાલ્યા. માર્ગમાં કોઈ ગામ આવતાં ભિક્ષાનો સમય થયો, એટલે ગૌતમસ્વામિએ તમામ મુનિઓને પુછયું

કે, તમારે માટે પારણું કરવા શું ઇષ્ટ વસ્તુ લાવું ? તેમણે કહ્યું કે, " પાયસાન્ન લાવો " એટલે ગૌતમસ્વામિ પોતાના ઉદરનું પોષણ થાય તેટલી ક્ષીર ગોચરીએથી લાવ્યા, એને પોતાની લબ્ધિના પ્રભાવથી તમામને પારણું કરવાને બેસી જવાની આજ્ઞા કરી, અને ' આ પાયસાન્નથી પારણું કરો ' એમ કહ્યું.

' આટલા પાયસાન્નથી શું થશે ? ' એમ એકી સાથે સર્વના મનમા આવ્યું. તથાપિ ગુરૂની આજ્ઞા આપણે માનવી જોઇએ, આ વિવેક બુદ્ધિથી કંઇપણ પુછયા ગાછયા શીવાય અને શંકા રાખ્યા શીવાય તે મહર્ષિઓ પોત પોતાના આસન ઉપર પારણું કરવા બેસી ગયા.

પછી ગણધર મહારાજે " મહાનશ " લબ્ધિ વડે, તે સર્વને તૃપ્તિ થતા સુધી પોતે આણેલી ક્ષીરથી આહાર કરાવ્યો; અને પછી પોતે આહાર કરવા બેઠા. નવીન દીક્ષિત સાધુઓ સર્વ વિસ્મય પામી ગયા.

જ્યારે એ તપસ્વી સાધુઓ ભોજન કરતા હતા, ત્યારે "આપણા પુરાભાગ્ય યોગથી શ્રી વીરપરમાત્મા જગદ્‌ગુરૂ આપણને ધર્મગુરૂ તરીકે પ્રાપ્ત થયા છે, તેમજ પિતા જેવા આવા મુનિ બોધ કરનાર મળવા તે પણ દુર્લભ છે; માટે આપણે સર્વથા પુણ્ય-વાન છીએ," આ પ્રમાણે ભાવના ભાવતાં શુષ્ક સેવાળ ભક્ષી પાંચસો તાપસોને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. દત્ત વિગેરે પાંચસો તાપસોને પ્રભુના દુરથી પ્રાતિહાર્ય જોતાં ઉજવળ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તેમજ કૌડિંસ વિગેરે પાંચસોને ભગવંતના દર્શન દુરથી થતાં જ કેવળજ્ઞાન થયું. પછી તેઓ શ્રી વીરપ્રભુને પ્રદક્ષિણા કરી, કેવળીની સભા તરફ ચાલ્યા. એટલે ગૌતમ બોલ્યા કે,

" પ્રભુને વંદના કરો. "

" હે ગૌતમ ! કેવલીની આશાતના ન કરો " ભગવંતે ગૌતમ ગણધરને કહ્યું.

ગણુધર મહારાજે પ્રભુની એ પ્રમાણે વાણી થતાંજ, સર્વ કેવળીઓને ક્ષમાવ્યા. તે વખતે ગૌતમસ્વામિને ફરી વિચાર આવ્યો કે, " જરૂર હું આ ભવમાં સિદ્ધિને પામીશ નહિ, કારણુ કે હું ગુરૂકર્મી છું. આ મહાત્માએને ધન્ય છે, કે જેઓ મારા દીક્ષિત છતાં તેમને ક્ષણુમાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. "

આ પ્રમાણે ચિંતવન કરતા જોઇ, પ્રભુએ ગણુધર મહારાજને કહ્યું, " હે ગૌતમ ! તીર્થંકરોનું વચન સત્ય કે દેવતાનું ? "

" તીર્થંકરોનું " ગણુધર મહારાજે વિનય અને નમ્રતાથી જવાબ દીધો. ત્યારે પ્રભુએ તેમને આ આશ્વાસન આપતાં કહ્યું કે, હવે અધૈર્ય રાખસો નહી. ગુરૂનો સ્નેહ શિષ્ય ઉપર દ્વીદળ ઉપરના તૃણુની જેવો હોય છે, તે તત્કાળ દુર થઇ જાય છે; અને ગુરૂ ઉપર શિષ્યને હોય, તે તમારો સ્નેહ તો ઉણુની કડાહ ( ચટાઇ ) જેવો દ્રઢ છે; ચિરકાળ સંસર્ગથી અમારી ઉપર તમારો સ્નેહ બહુ દ્રઢ થયેલો છે. તમારૂં કેવલ રૂંધાયું છે તે સ્નેહનો જ્યારે અભાવ થશે, ત્યારે તે પ્રગટ થશે. "

પછી પ્રભુએ ગૌતમને અને બીજાઓને બોધ કરવાને માટે દ્રુમપત્રીય અધ્યયનની વ્યાખ્યા કરી.

દ્રુમપત્રીય અધ્યયનથી પ્રમાદ ન કરવા માટે ઉપદેશ.

" ઝાડ ઊપરના પાકી ગએલા પાંદડાં ખરી પડે છે. અને નવીન પાંદડાં આવે છે. તે વખતે તે ઘણાં સુંદર દેખાય છે, અને ચલકાટ મારે છે. તે જાણે ખરી ગએલા પાંદડાંને હસતા હોય એમ જણાય છે. તે વખતે ખરી ગએલાં પાંદડાં તેમને કહે છે કે, તમે અત્યારે ગર્વ કરશો નહી. એક વખત અમારો તમારા જેવોજ વખત હતો, અને અમો પણુ તમારી પેઠે ચમકચમક કરી રહ્યા હતા. પણુ આજે અમારી આ સ્થીતિ છે, તેથી તમો ગર્વ કરશો નહી. કેમકે કાળાંતરે તમારી પણુ અમારા જેવી સ્થીતિ થવાની છે."
આ દ્રષ્ટાંત આપી ભગવંત ગૌતમસ્વામીને કહે છે કે,

"હે ગૌતમ ! સમય માત્ર પણ પ્રમાદ કરવો નહી." ગૌતમ સ્વામી જેવા સમર્થ પુરૂષને પણ પ્રમાદ ન કરવા માટે વિવિધ રીતે પ્રભુ સમજાવે છે.

"શરદ્ ઋતુમાં ઘાસના તણખલાપર ઝાકળના પાણીનું ટીપું હોય, તે જેમ બહુ થોડો વખત ટકે છે, તેવી રીતે મનુષ્ય જીવન પણ બહુ થોડો વખત ટકે છે. એમ સમજી હે ગૌતમ ! એક સમય પણ પ્રમાદ કરવો નહી"

"આવી રીતે મનુષ્ય ભવના આયુષ્યને અનેક પ્રકારે ઉપક્રમ લાગે છે, અને જીવન ઉપર અનેક પ્રકારના ઉપઘાતો લાગ્યા કરે છે; માટે ગૌતમ, એક સમય પણ પ્રમાદ કરવો નહી."

"મનુષ્યપણું પામવું મહા દુર્લભ છે. સર્વ પ્રાણીઓને ચિરકાળે તે મેળવવું અત્યંત મુશ્કેલ છે, અને કર્મના વિપાકો બહુ આકરા છે, એમ સમજી હે ગૌતમ ! એક સમય પણ પ્રમાદ કરવો નહી."

"પૃથ્વી કાયમાં પ્રાણી અસંખ્ય કાળ રહે છે; પણ જલદી મનુષ્ય ભવ મેળવી શકતો નથી, માટે ગૌતમ ! એક સમયપણ પ્રમાદ કરવો નહિ."

"તેવીજ રીતે પ્રાણી અપકાયમાં અસંખ્ય કાળ રહે છે. તેજ પ્રમાણે તેઉકાયમાં, વાઉકાયમાં અસંખ્ય કાળ રહે છે. વનસ્પતિમાં અનંતો કાળ કાઢી નાખે છે. તેવીજ રીતે બે ઇંદ્રિયપણામાં, ચૌરેંદ્રિયપણામાં અસંખ્ય કાળ કાઢી નાખે છે, તેમજ પચેંદ્રિયપણામાં મનુષ્ય તિર્યંચના સાત આઠભવ કરી નાખે છે. નરક અને દેવ ગતિમાં મોટા તેત્રીશ સાગરોપમના આયુષ્ય કાઢી નાખે છે. માટે ગૌતમ ! એક સમય પણ પ્રમાદ કરવો નહિ"

"પ્રમાદથી ભરેલો જીવ એ પ્રમાણે સંસારમાં શુભાશુભ કર્મોથી રખડયા કરે છે. માટે ગૌતમ ! એક સમય પણ પ્રમાદ કરવો નહિ."

" કદાચ મહામુશ્કેલીએ મળવું દુર્લભ મનુષ્યપણું મળી જાય, તો પણ આર્યદેશમાં જન્મ થવો ઘણો મુશ્કેલ છે. શક, યવન, મ્લેચ્છ દેશમાં જન્મ થાય, તો મળેલું મનુષ્યપણું વ્યર્થ થાય છે. માટે ગૌતમ ! એક સમય પણ પ્રમાદ કરવો નહિં."

" કદાચ મહામુશ્કેલીએ આર્યદેશમાં જન્મ થાય, તોપણ પાંચે ઇંદ્રિયો સુંદર હોય, કોઇ પણ પ્રકારની ખોડ ખાંપણ વગરની હોય, એમ થવું ઘણું મુશ્કેલ છે, એમ જાણી, ગાતમ ! એક સમય પ્રમાદ કરવો નહિં."

" કદાચ ખોડખાંપણ વગરની ઇંદ્રિયો મળી જાય, તોપણ મિથ્યાત્વમાં લપટાયલા પ્રાણીને વિશુદ્ધ ધર્મ સાંભળવાનું બનતું નથી. માટે ગૌતમ ! એક સમય પ્રમાદ કરવો નહિ."

" કદાચ વિશુદ્ધ ધર્મ સાંભળવાની તક અથવા તકો મળી આવે, તોપણ ધર્મ ઉપર શ્રદ્ધા થતી નથી. માટે ગૌતમ ! એક સમય પણ પ્રમાદ કરવો નહી."

" ધર્મ ઉપર શ્રદ્ધા થાય તોપણ શરીરે કરીને, સ્પર્શઇંદ્રિયે કરીને કામની બાબત તરફ (વિષય સેવન તરફ) મન વધારે જાય છે. ધર્મ કરવાનું શરીરથી બનતું નથી. માટે ગૌતમ ! એક સમય પણ પ્રમાદ કરવો નહીં"

" શરીર જીર્ણ થતું જાય છે. વાળ ધોળા થતા જાય છે; અને કાનની સાંભળવાની શક્તિ ઘટતી જાય છે. માટે સમય માત્ર પણ હે ગૌતમ ! પ્રમાદ કરવો નહીં."

" તેવીજ રીતે આંખનું બળ ઘટતું જાય છે. સુંઘવાની શકિત મંદ પડતી જાય છે. જીભની ચાખવાની સત્તા ઓછી થતી જાય છે. ચામડીની સ્પર્શ શકિત ઘટતી જાય છે. એમ સર્વ પ્રકારનાં બળ શક્તિઓ ઓછી થતાં જાય છે. માટે ગૌતમ ! એક સમય પ્રમાદ કરવો નહિ."

" વાત પિતનો ઉદ્વેગ શરીરમાં ભોકાયા કરે છે. શરીરમાં આંકડીઓ આવ્યા કરે છે. વિવિધ પ્રકારના ઉપદ્રવો શરીરને ત્રાસ

આવ્યા કરે છે, અને હેરાન હેરાન કરી મુકે છે. માટે ગૌતમ ! એક સમય પણ પ્રમાદ કરવો નહિં."

"જેવી રીતે કમળ જળમાં પ્રથમ ડુબેલું હોય છે, પણ પાછળથી જળની ઉપર આવી જાય છે; તેવી રીતે ચિરકાળથી વળગેલા પરિચિત વિષયોમાં તું ડુબેલ હો, તો પણ ઉપર આવી જવું, કમળ પેઠે તને યોગ્ય છે; એમ જાણી હે ગૌતમ ! એક સમય પણ પ્રમાદ કરવો નહિં."

"ઘર અને સ્ત્રીનો એક વાર ત્યાગ કરી અણુગારપણું આદર્યો પછી, વળી પાછો વમન કરેલ વસ્તુઓને ખાવાનો કે ચાટવાનો વિચાર કરવો તે અયોગ્ય છે. એમ સમજી એક સમય માત્ર પ્રમાદ કરવો નહિ."

"મિત્ર, બાંધવ, તેમજ મોટા ધનના ઢગલાઓને છોડી દઇને, ફરીવાર તેને શોધવા જવું યોગ્ય નથી. એમ સમજી એક સમય પણ પ્રમાદ કરવો નહિ."

"આજે જિનવર દેખાતા નથી. તો પણ મુક્તિમાર્ગ દેખાડનાર ધર્મ છે. હમણાં મોક્ષ માર્ગને વિષે વિચરે છે, એમ જાણી હે ગૌતમ ! કદિ પ્રમાદ કરીશ નહિ."

"જે માર્ગમાંથી ( પાખંડ રૂપી ) મોટા કંટક દૂર કરેલા છે, એવો મહામાર્ગ તને પ્રાપ્ત થયેલો છે, માટે હે ગૌતમ ! મુક્તિમાર્ગને વિષે તું ચાલ્યો જા અને કદી પ્રમાદ કરીશ નહિ."

"નિર્બળ ભાર વાહકની માફક તું વિષમ માર્ગે વહીશ નહિ. નહિં તો તને પાછળથી પશ્ચાતાપ થશે. માટે હે ગૌતમ ! કદિ પ્રમાદ કરીશ નહિં."

"જેમ કોઇ ભારવાહક સુવર્ણાદિ ધનનો બોજો માથે લઇને વિષમમાર્ગે જતોહોય અને ઘરના નજીકના પ્રદેશમાં આવ્યા પછી તે બોજાથી કંટાળીને તેને ફેંકી દે, અને પાછળથી પસ્તાય, તેમ પંચ મહાવ્રતનો ભાર મુનિઓએ યુવાવસ્થા રૂપી વિષમ માર્ગમાં

વહન કર્યા પછી, પાછળથી તે ફેંકી દે; એટલે વ્રતનો ભંગ કરે તેને પેલા ભાર વાહકની માફક પશ્ચાતાપ થશે."

"હે ગૌતમ! તું સંસાર સમુદ્ર તરી ગયો છું. હવે કાંઠે આવીને શા માટે અટકી બેસે છે? ત્વરાથી ભવપાર ઉતરી જા અને કદિ પ્રમાદ કરીશ નહિં."

"ક્ષપક શ્રેણીને વિષે સંયમથી ઉત્તરોત્તર ચઢીને અંતે તું લોકાંતે આવેલ સિદ્ધને વિષે જઇશ. એ સર્વોત્તમ મુક્તિ ક્ષેમ કલ્યાણની કરણહાર અને ઉપદ્રવો રહિત છે. માટે હે ગૌતમ! કદિ પ્રમાદ કરીશ નહિ."

"બુદ્ધ અને નિવૃત્ત સાધુસંયમ તત્વને બરાબર જાણતો થકો ગામ અને નગરને વિષે વિચરે છે, અને ભવ્ય જનોને શાન્તિ માર્ગનો ઉપદેશ કરે છે. માટે હે ગૌતમ! કદિ પ્રમાદ કરીશ નહિ."

આ પ્રમાણે ભગવંતે શ્રી ગૌતમગણધરને સાંત્વન આપી, સમય માત્ર પ્રમાદ નહિ કરવા અને મુક્તિ માર્ગનું આરાધન કરવા ઉપદેશ આપ્યો છે.

ગણધર મહારાજ તો ચાર જ્ઞાનના ધરવાવાળા અને વિપુળ-જ્ઞાની હતા; તેથી તેમને પ્રમાદની વ્યાખ્યા સમજાવવાની જરૂર નહતી. પ્રમાદનું સ્વરૂપ કેવા પ્રકારનું છે, તે તેઓ સ્વયં પોતે જાણતા હતા. ફક્ત આયુષ્યના એક સમયમાં પણ પ્રમાદ કરવાથી આત્મ-હિતને નુકશાન થાય છે, તે તેમના ખ્યાલ ઉપર લાવવા, અને વિસ્તારથી જીવની નિગોદમાંથી નિકળ્યા પછી મનુષ્ય ભવની કેટલી દુર્લભતા છે, અને જીવને ઉંચે આવવામાં કેટલો કાળ ગએલો હોય છે, તે તેમના ખ્યાલ ઉપર લાવવા ભગવંતે ઉપદેશ આપ્યો છે. એવો અનંતો કાળ ગયા પછી દુર્લભ મનુષ્યનો અવતાર પ્રાપ્ત કર્યા પછી, કેવી રીતે સંસારમાંથી બહાર નિકળી જવું, તે ભગવંતે બુડેલું કમળ પાણીથી બહાર નિકળી ગયા પછી, પાછું પાણીમાં ડુબતું નથી એ દ્રષ્ટાંતથી બતાવ્યું છે. ઉંચી હદે ચઢેલો માણસ પાછો પ્રમાદથી કંટાળી જઇ ઉત્તમ વ્રતોનો ત્યાગ કરે,

તો તેને ભાર વાહકની માફક પશ્ચાતાપ થશે. માટે તેવો પશ્ચાતાપ થવાનો વારો આવે નહિ, તેના માટે મનુષ્યે હમેશાં જાગૃતિ રાખવી જોઇએ. એ બે દ્રષ્ટાંતો ભગવંતે જે આપેલા છે તે ખાસ મનન કરવા લાયક છે. જો મનુષ્યને સામાન્ય કોટીમાંથી ઉંચી હદે જવું હોય, તો તેણે પ્રમાદનોજ ત્યાગ કરવો જોઇએ. પ્રમાદના ઉપર ભગવંતે ઘણોજ ભાર મુકેલો છે. ત્યારે એ પ્રમાદનું સ્વરૂપ સામાન્ય રીતે આપણે જાણવું જોઇએ. પ્રમાદ એટલે આળસ; આટલી સામાન્ય વ્યાખ્યા નથી. પણ ભગવંતે પ્રમાદમાં નીચેની વાતોનો સમાવેશ કરેલો છે.

૧ મદ્ય વિગેરે કોઇપણ કેફી પીણું પીવું અને તેમાં જીવન ગાળવું તે પ્રમાદ છે.

૨ પંચેંદ્રિયના વિષય ભોગમાં જેટલો કાળ ગાળવો એ તમામ પ્રમાદ છે.

૩ ક્રોધ, માન, માયા અને લોભ, એ ચાર કષાય અધ્યાહાર થી; હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગંચ્છા; અને પુરૂષવેદ, સ્રીવેદ, અને નપુંસકવેદ, એ ભોગવવામાં જે કાળ ગુમાવવો એ તમામ પ્રમાદ છે.

૪ રાજકથા, દેશકથા, સ્રીકથા, અને ભક્ત ( ભોજન ) ની કથા, વાતોમાં જે કાળ ગુમાવવો તે પણ પ્રમાદ છે.

૫ પાંચ પ્રકારની નિંદ્રામાં જે કાળ કાઢવો તે પણ પ્રમાદ છે.

આ પાંચ પ્રકારના પ્રમાદનું વિસ્તારથી સ્વરૂપ વિચાર કરવાથી આપણા ખ્યાલમાં આવશે. મનુષ્ય જીવનનો ઘણો કાળ એ ખાતેજ જાય છે, અને તેણે તેઓ કર્તવ્ય માની તેમાં કાળ નિર્ગમન કરે છે પણ તેમાં તેઓ મોટી ભુલ કરે છે. એ ભગવંતે ગણધર મહારાજના ધ્યાન ઉપર આણેલું છે.

બીજી અપેક્ષાથી આઠ પ્રકારના પ્રમાદ છે. તે આ પ્રમાણે.

૧ અજ્ઞાન ( મૂઢપણું )

૨ સંશય–આ વાત આમ છે તેનો સંદેહ. કંઇ પણ નિશ્ચય નહિ.

૩ મિથ્યા–ઉપરાઠું જ્ઞાન; તેના ઉપર પ્રતિપત્તિ–શ્રદ્ધા–હોય.

૪ રાગ–અભિષ્યંગ લક્ષણ.

૫ દ્વેષ–અપ્રીતિ રૂપ.

૬ સ્મૃતિભ્રંશ–વિસ્મરણ શીળપણું,

૭ ધર્મને વિષે અનાદરપણું, આળસ.

૮ યોગ–મનાદિયોગની અપ્રશસ્તપણે પ્રવૃત્તિ કરવી.

ઉપર પ્રમાણે આઠ જાતના પ્રમાદથી બચવું એ પણ જીવનનું કર્તવ્ય છે.

જ્યારે મનુષ્ય ભવમાં પ્રમાદ કરવો નહિ, તો કરવું શું? તેનું સૂચન પણ બહુજ ટુંકાણમાં ભગવંતે કરેલું છે. આજે શ્રી જિનેશ્વર દેવનો અને કેવળજ્ઞાનીઓનો વિરહ છે. પણ તેમનો બતાવેલો માર્ગ તો પ્રચલિત છે. તે માર્ગે ચાલવું એટલે શ્રી જિનેશ્વર દેવે સમ્યક્ જ્ઞાન, દર્શન, ચારિત્ર મોક્ષમાર્ગ છે, એમ જણાવેલું છે, એ માર્ગનું આરાધન પ્રમાદ છોડીને કરવું; એજ દુર્લભ મનુષ્ય ભવ પામ્યાનું ફળ છે. આ વાત હંમેશાં લક્ષ ઉપર રાખવા જેવી છે.

## કેશીકુમાર અને ગૌતમ

ભગવંત વીરના પહેલાં તેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ થએલા છે. તેમના શાસનના લોકપ્રદીપ, મતિ, શ્રુત અને અવધિ એ ત્રણજ્ઞાને સહિત, કેશીકુમાર શ્રમણ તે કાળમાં ઘણા શિષ્ય સમુદાય સાથે વિચરતા હતા. તે વિચરતા વિચરતા શ્રાવસ્તી નગરીએ પધાર્યા. તે નગરીના પ્રદેશમાં તિન્દુક નામના ઉદ્યાનમાં શુદ્ધ ભૂમિમાં તેમણે વાસ કર્યો.

છેલ્લા તીર્થંકર ભગવંત મહાવીરના આ ગૌતમ શિષ્ય પણ મહા યશસ્વી હતા. તે જ્ઞાન; દર્શન, ચારિત્રના પારગામી હતા. દ્વાદશ અંગના જાણ અને સંબુદ્ધ હતા. તેમને પણ શિષ્ય વર્ગનો મોટો સમુદાય હતો. તેઓ પણ ગામો ગામ વિહાર કરતાં શ્રાવસ્તી

નગરીએ પધાર્યા, અને તે નગરીના પ્રદેશમાં કોષ્ટક નામના ઉદ્યાનમાં નિર્દોષ ભૂમિમાં વાસ કર્યો.

આ બન્નેના સમાગમમાં ઘણા ગૂઢ પ્રશ્નો ભગવંત ગૌતમ સ્વામીને કેશીકુમારે પુછેલાછે; અને તેના ઉત્તરો ગૌતમસ્વામીએ આપેલા છે. તે સંબંધમાં ઉત્તરાધ્યયના સૂત્રમાં ત્રેવીશમું અધ્યયન છે. તેનો સારાંશ અત્રે આપવા પ્રયત્ન કરેલો છે. વિસ્તારથી જાણવાની રૂચીવાળાને તે વાંચવાની ભલામણ કરવામાં આવે છે. અત્રે એ સારાંશ આપવાનો હેતુ એ છે કે, કેશીકુમાર ઘણા સમર્થ મુનિ હતા. અવધિજ્ઞાની હતા. છતાં શ્રી ગૌતમસ્વામીના માટે તેમને કેટલું માન પેદા થયું હતું, તે જણાઇ આવે છે; અને તે ઉપરથી ગણધર મહારાજની શક્તિના માટે આપણને પણ બહુમાન કરવાને કારણ મલે છે. કેશીકુમાર શ્રીપાર્શ્વનાથ ભગવંતના ગણધર ન હતા, પણ તેમના શાસનમાં વર્તતા આચાર્ય હતા. ગણના ધારણ કરનારને ગણધર નામથી બોલાવાય છે. તેથી કેશિ ગણધર એમ પણ કેટલાક ઠેકાણે વ્યાખ્યા છે. ગણધર નામથી તે· મને સંબોધ્યાથી તેઓ ગણધર હતા એમ આપણી માન્યતા થવી ન જોઇએ. તેઓ સમર્થ આચાર્ય હતા, એ વાત નિઃસંશય છે. શ્રી પાર્શ્વનાથ ભગવંતના શાસનના સાધુઓની સમાચારી અને ભગવંતના સાધુની સમાચારીમાં કેટલોક તફાવત હતો. તે ઉપરથી દરેક શાસનના સામાન્ય સાધુઓના મનમાં એવા વિચાર પેદા થયા કે, આપણો આચાર સત્ય હશે કે તેમનો ? આ પ્રમાણેના વિચારો કેશીકુમાર શ્રમણ અને ગૌતમ સ્વામીના જાણવામાં આવ્યા, તે ઉપરથી તે બન્નેએ એકબીજાને મળવાનો નિશ્ચય કર્યો.

વર્તમાનમાં જૈન શાસનમાં આચાર્યો એક બીજાને સહજ મળી શકતા નથી. કેશીકુમાર અને ગૌતમસ્વામીના મળવાના અંગે અને તેમાં શ્રી ગૌતમસ્વામીએ બતાવેલા વિવેકના અંગે, આપણને ઘણું માન પેદા થાય છે. સામાન્ય આચાર્યો કે અવધિજ્ઞાનીઓ કરતાં ગણધરની પદ્ધિ ઉંચો દરજ્જો ધરાવનારી છે. છતાં વિનયનું-

સ્વરૂપ વિચારીને અને જ્યેષ્ટ કુળનું માન સાચવીને, ગણધર મહારાજ પોતાના શિષ્યવૃંદ સહિત, તિન્દુક ઉદ્યાનમાં જ્યાં કેશીકુમાર શ્રમણ હતા ત્યાં આવ્યા. ગૌતમસ્વામીને આવતા જોઇને કેશીકુમાર શ્રમણે તેમનું યોગ્ય સન્માન કર્યું. તેઓને બેસવા માટે પાંચ પ્રકારનું બીજ રહિત પલાલ ( ઘાસ ) અને દર્ભનું આસન હાજર કર્યું.

બન્ને સમર્થ જ્ઞાનીઓ જ્યાં ભેગાં મલ્યા, તે વખતે તે સ્થાન ચંદ્ર અને સૂર્યના સરખી કાન્તિથી શોભવા લાગ્યું. ત્યાં હજારો લોકો પણ તેઓની મુલાકાતનો પ્રસંગ જોવાને માટે આવ્યા હતા. તેમાં તત્વાભિલાષી માણસો તેમજ પાખંડી લોકો અને દેવદાનવ ગાંધર્વાદિ પણ હતા સમર્થ પુરૂષોનું મલવું થાય તે વખતે એવી રીતે લોક સમુદાય જોવા ભેગા મલે એ સ્વાભાવિક છે. એ બન્ને એક બીજાનું કેવી રીતે માન સાચવી શંકા અને સમાધાન કરે છે, તે અનુકરણીય છે. દરેક પ્રશ્ન પુછનાર શ્રમણ શીરોમણી કેશીકુમાર છે, અને સમાધાન કરનાર ભગવંત ગૌતમ ગણધર મહારાજ છે.

" હે પવિત્ર પુરૂષ ! હું આપને કાંઇક પૂછવા ઇચ્છું છું. "

" હે મહાભાગ ! યથા રૂચી પ્રશ્ન કરો. "

ગૌતમસ્વામીની આજ્ઞા મળવાથી કેશીકુમારે પ્રશ્ન પુછયો.

" મહામુનિશ્રી પાર્શ્વનાથ ભગવંતે ઉપદેશેલા ધર્મમાં ચાર મહાવ્રતનો સ્વીકાર કરેલો છે. જ્યારે શ્રી વીર ભગવાને પંચ મહા વ્રતનો ઉપદેશ કરેલો છે. બન્ને એકજ કાર્યને વિષે ઉદ્યમવાન છતાં, આવો મતભેદ શાથી ઉત્પન્ન થયો હશે ?

હે મેધાવિન ! આવો બે પ્રકારનો ધર્મ—મતભેદ—જોઇને આપના મનમાં કોઇ સંદેહ નથી ઉપજતો ? "

ગૌતમ સ્વામી—" બુદ્ધિવડે ધર્મનું રહસ્ય પારખી શકાય છે, અને બુદ્ધિવડેજ જીવાદિતત્વનો નિશ્ચય કરી શકાય છે. પ્રથમ તીર્થંકરના સમયનાં મનુષ્યો સરળ પ્રકૃતિના અને જડ બુદ્ધિના હતા. વર્તમાન ભગવંત મહાવીરના સમયના જીવો વક્ર અને જડબુદ્ધિના છે; અને એ બેની વચેના મનુષ્યો સરળ અને

પંડીત હતા. તેથી એવો ભેદ પાડેલો છે. પ્રથમ તીર્થંકરના સમય ના સાધુઓને ધર્મ સમજવો દોહિલો જણાતો હતો. ભગવંત મહાવીરના શાસનના સાધુઓને તે પાળવો દોહિલો લાગે છે. તે બેની વચેના સાધુઓને ધર્મ સમજવો અને પાળવો સરળ લાગતો હતો. તેથી એ ભેદ પડેલો છે. ”

કેશીકુમાર-“ હે ગૌતમ ! આપ પ્રજ્ઞાવંત, ( બુદ્ધિશાળી ) છો. આપે મારો સંશય દૂર કર્યો છે, પણ મને બીજો સંશય છે. તેનો ઉત્તર આપ કૃપા કરી આપશો. શ્રી વર્દ્ધમાન ભગવાને અચેલ ( વસ્ત્ર રહિત ) ધર્મનો ઉપદેશ કરેલો છે. જ્યારે ભગવંત પાર્શ્વનાથે અન્તરોત્તર ( ઉપરનું અને અંદરનું ) વસ્ત્ર પહેરવા ફરમાન કરેલું છે. આવો મતભેદ શાથી ઉત્પન્ન થયો હશે ? ”

ગૌતમસ્વામી-“ તીર્થંકરોએ પોતાના કેવળજ્ઞાન વડે શું કરવું ઉચિત છે, તે વિચારીને ધર્મનાં સાધનો નક્કી કરેલાં છે. સાધુઓનાં નાના પ્રકારના બાહ્ય લક્ષણો ‘ ચિન્હો ’ થી લોકો તેમને લોકો ઓળખી શકે, તેટલા માટે દાખલ કરવામાં આવેલાં છે. સંયમના નિર્વાહના અર્થે અને જ્ઞાન ગ્રહણને અર્થે ભિન્ન ભિન્ન વેષ યોજાયલા છે. પરંતુ હે કેશીકુમાર ! શ્રી પર્શ્વનાથ અને શ્રી વર્દ્ધમાન ભગવાનની એવી આજ્ઞા છે કે, જ્ઞાન, દર્શન, અને ચારિત્ર એજ મોક્ષનાં સાધન રૂપ છે. બાહ્ય લક્ષણો મુક્તિનાં સાધન નથી. ”

કેશી કુમાર—“ હે ગૌતમ ! આપ હજારો શત્રુઓની વચ્ચે ઉભા છો અને તે શત્રુઓ આપની સન્મુખ ધસી આવે છે, તેને આપ શી રીતે જીતી શકો છો ? આપ શત્રુ કોને કહો છો ? ”

ગૌતમ—“ એકને જીતવાથી પાંચને જીતી શકય છે; અને પાંચને જીતવાથી દશને જીતી શકાય છે; અને આ દશ ગણી જીતથી સર્વ શત્રુઓને જીતી શકાય છે. એક આત્મા જે અજિત શત્રુ ગણાય છે, તેને જીતવાથી ક્રોધ, માન, માયા, અને લોભ એ ચાર કષાયને જીતી શકાય છે; અને તેને જીતવાથી પાંચ ઇંદ્રિયોને વશ

કરી શકાય છે. એ રીતે દશ શત્રુઓને જીતવાથી સર્વ શત્રુઓ જીતાય છે, અને તેમને યથાન્યાય જીતીને હું સુખે વિચરૂં છું."

ટીપઃ આ ઉત્તરમાં પોતાના આત્માને અજિત શત્રુ તરીકે ગણવામાં આવેલો છે. આ ખુલાસો ઘણો વિચારણીય છે. પોતાનો આત્મા પોતાના શત્રુ તરીકે કામ કરે છે. આ વાત સામાન્ય રીતે જીવોના સમજવામાં આવવી મુશ્કેલ છે. તત્વદ્રષ્ટિથી વિચાર કરતાં જ્યાં સુધી આત્મા વિવેક દ્રષ્ટિથી લાભાલાભનો વિચાર કરી, જે લાભ કર્તા હોય તે અંગીકાર કરતો નથી, અને કર્મ બંધ કરી સંસાર વધારે છે, ત્યાં સુધી પોતાનો આત્માજ પોતાનો શત્રુ છે. પોતાના આત્માને વશ કરવો અને કર્મબંધના કાર્યથી રોકવો, એજ મહાભારત કાર્ય છે. તે કાર્ય કરે તોજ બીજા શત્રુઓને જીતવા સહેલ થાય છે. ખરેખર આ તત્વજ્ઞાન ગણધર મહારાજે બતાવી મહાન ઉપકાર કરેલો છે.

કેશીકુમાર–"હે મુનિશ્વર! આ લોકને વિષે અનેક જીવ પાશથી બંધાયલા નજરે આવે છે. આપ તે બંધન તોડીને શી રીતે મુક્ત થયા છો, તે મને કહો."

ગૌતમ–"હે મુનિશ્વર! સર્વ પાશ છેદીને અને બુદ્ધિપૂર્વક ઉપાયો વડે તે થકી મુક્ત થઇને, હું સુખે વિચરૂં છું."

કેશીકુમાર–"આપ પાશબંધ કોને કહો છો?"

ગૌતમ–"રાગદ્વેષાદિ અતિ તીવ્રપાશ છે, અને સ્નેહ પાશ અતિ ભયંકર બંધન છે. તેને યથાન્યાય છેદીને હું સાધ્વાચારે વિચરૂં છું."

કેશીકુમાર–"હે ગૌતમ! અંતર હૃદયને વિષે એક લતા ઉત્પન્ન થાય છે, જેને વિષમય ફળ લાગે છે. તે લતાનું નામ શું? એ લતા આપે શી રીતે ઉખેડી નાખી?"

ગૌતમ–"એ લતાનું નામ ભવતૃષ્ણા છે. એ ભવતૃષ્ણા રૂપી ભયંકરલતાને દુષ્ટકર્મના વિપાકરૂપી ભયંકર ફળ તેને લાગેલાં

છે. એ લતાને મૂળમાંથી છેદી નાંખી છે, અને તેના વિષરૂપ ફળથી મુક્ત થઇ સુખ સમાધિમાં હું વિચરૂં છું."

કેશીકુમાર—"જાજ્વલ્યમાન ઘોર અગ્નિ સંસારમાં સળગી રહ્યો છે; જે શરીરને દહે છે, તે અગ્નિ આપ કોને કહો છો ? ને તે અગ્નિને આપ શી રીતે બુઝાવી શકયા છો ?"

ગૌતમ—"ચાર કષાય અગ્નિરૂપ છે; અને જ્ઞાન, શીલ તથા તપ જળરૂપ છે. જ્ઞાનરૂપી જલધારાએ સીંચાયલો અગ્નિ ઓલવાઇ જાય છે. મહામેઘ–જ્ઞાનથી ઉત્પન્ન થયેલી નદીના ઉત્તમ જળવડે હું એ અગ્નિને નિરંતર સીંચુ છું. તેથી તે અગ્નિ મને બાળી શકતો નથી."

કેશીકુમાર—"અતિ સાહસિક, ભયંકર, અને દુષ્ટ અશ્વ ઉન્માર્ગને વિષે દોડે છે, એવા અશ્વ ઊપર આરૂઢ થયેલ હોવાં છતાં, આપને ઉન્માર્ગને વિષે કેમ ઘસડી જતો નથી ? એ અશ્વનું નામ શું ? અને કોને આપ અશ્વ કહો છો ?"

ગૌતમ—"મન એ અતિ સાહસિક, ભયંકર અને દુષ્ટ અશ્વ છે. એ મન રૂપી અશ્વને જ્ઞાન અને ધર્મ શિક્ષારૂપી લગામ વડે વશ કરૂં છું. હું તે અશ્વને ઉન્માર્ગને વિષે જતાં અટકાવું છું. તેથી તે મને આડે માર્ગે લઇ જઇ શકતો નથી, પણ તે સન્માર્ગે ચાલે છે, અને જાતવંત અશ્વ બની રહે છે."

કેશીકુમાર—"આ લોકને વિષે કુમાર્ગો ઘણા છે, જે મનુષ્યને આડે માર્ગે દોરી જાય છે. એમ છતાં આપ ઉન્માર્ગે ન દોરવાઇ જતાં, સન્માર્ગને વિષે શી રીતે રહી શકો છો ? આપ માર્ગ કોને કહો છો ?"

ગૌતમ—"હે મહામુનિ ! કુમાર્ગીઓ અને પાખંડીઓ ઉન્માર્ગને વિષે સ્થાપિત થયેલા છે. જીનોક્ત માર્ગ એ સન્માર્ગ છે, અને તે મુક્તિનો દાતા છે. જેઓ સન્માર્ગે ચાલે છે, અને જેઓ ઉન્માર્ગે પ્રવર્તે છે, તે સર્વને હું સારી પેઠે જાણું છું. તેથી હું ઉન્માર્ગે દોરવાઇ જતો નથી."

કેશીકુમાર—" હે ગૌતમ! મહા જળપ્રવાહે ઘસડાતાં પ્રાણીઓના નિવારણ અર્થે કોઇ આધાર, શરણું અથવા દ્રઢ સ્થાનક છે? એવો કોઇ દ્વીપ આપના જાણવામાં છે? એ દ્વીપ આપ કોને કહો છો?"

ગૌતમ—" સમુદ્રની વચ્ચે એક પ્રૌઢ અને વિસ્તીર્ણ દ્વીપ છે; મહા જળપ્રવાહની રેલ તે દ્વીપ ઉપર ફરી વળી શકતી નથી. એનો આશય એવો છે કે, જરા અને મરણ એ જળપ્રવાહ છે, અને તેમાં પ્રાણીઓ ઘસડાય છે. એ જલની વચ્ચે ધર્મ રૂપી મહા દ્વીપ છે, અને તે દ્રઢ સ્થાનક, આધાર અને ઉત્તમ શરણું છે."

કેશીકુમાર—"મહાસાગરના મહા પ્રવાહોમાં એક નાવ પરિભ્રમણ કરે છે. તે નાવ ઉપર આરૂઢ થઇને આપ સમુદ્રનો પાર શી રીતે પામી શકશો? આપ એ નાવ કોને કહો છો?"

ગૌતમ—"શરીર નાવરૂપ છે, જીવ નાવીક રૂપ છે; અને સંસાર (ભવભ્રમણ) સમુદ્રરૂપ છે. તે સંસાર સમુદ્રને મહર્ષિઓજ તરી શકે છે. જે નાવઆવણી (છીદ્રવાળી) છે, તે પાર પહોંચશે નહિં; પણ જે નાવ છીદ્ર રહિત છે, તે સમુદ્રને તીરે પહોંચી શકશે."

કેશીકુમાર—"હે ગૌતમ! આ ઘોર અને ભયોત્પાદક અંધકારને વિષે અનેક પ્રાણીઓ વસે છે. એ સકળલોકનાં સર્વ પ્રાણીઓ માટે પ્રકાશ કોણ કરશે?"

ગૌતમ—"સર્વ લોકપ્રકાશક નિર્મળ ભાનુ (સૂર્ય) ઉગ્યો છે તેજ ઉદ્યોત કરશે."

કેશીકુમાર—" પ્રાણીઓ શારીરિક અને માનસિક દુઃખથી પીડાય છે. તેમને વાસ્તે કોઇ ક્ષેમ (નિર્ભય, વ્યાધિ રહિત), શિવ (કલ્યાણકારી, જરામરણાદિ ઉપદ્રવ રહિત), અને અનાબાધ (પિડા રહિત) સ્થાનક આપના જાણવામાં છે? તે સ્થાનકનું નામ શું?"

ગૌતમ—" એ સ્થાનકનું નામ નિર્વાણ અથવા વ્યાધિ રહિત સ્થળ, અથવા સિદ્ધિ સ્થાનક છે. તે લોકના અગ્રભાગે છે. તે સ્થાનક ક્ષેમ, શિવ, અને અનાબાધ (નિર્ભય, કલ્યાણકારી અને ઉપદ્રવ

રહિત ) છે; અને ત્યાં મહર્ષિઓ પહોંચી શકે છે. તે સ્થાનક શાશ્વતુ છે. તે સૌ લોકની નજર આગળ છે, પણ તે પ્રાપ્ત થવું દુર્લભ છે; જે મુનિશ્વરો ત્યાં પહોંચ્યા છે, તે શોચથી મુક્ત થયા છે અને સંસાર પ્રવાહનો (ભવભ્રમણ) અંત આણી શકયા છે."

કેશીકુમાર પોતાના દરેક સંદેહના સમાધાનકારક ઉત્તર સાંભળી, તેઓ શ્રી ગણધર મહારાજને કહે છે કે "હે ગૌતમ! આપ પ્રજ્ઞાવંત છો. આપે મારો સંદેહ દૂર કર્યો છે. આપ સંદેહ રહિત અને સર્વ સૂત્રના મહોદધિરૂપ (પારગામી) હોવાથી, હું આપને વંદન કરૂં છું." એમ કહીને તે ઘોર, પરાક્રમી કેશીકુમાર શ્રમણે મહાયશસ્વી ગૌતમ ગણધરને મસ્તક નમાવી વંદન કર્યું, અને તે ઉદ્યાનને વિષે તે કેશીકુમારશ્રમણે પહેલા અને છેલ્લા તીર્થંકર ભગવાને પ્રરૂપેલા પંચ મહાવ્રતરૂપ ધર્મનો, પૂર્ણ શ્રદ્ધાથી અંગીકાર કર્યો.

તે નગરીને વિષે કેશી અને ગૌતમનો સમાગમ થવાથી, જ્ઞાન અને ચારિત્રનો ઉત્કર્ષ થયો; અને તત્વાદિ અગત્યના વિષયનો નિર્ણય થયો. સકળ સભા અતિ પ્રસન્ન થઇ, અને સમ્યક્ માર્ગને વિષે સાવધાન થઇ; અને સૌ કોઇ બન્ને મહાપુરૂષોની પ્રસંશા કરવા લાગ્યા કે, તે જ્ઞાનવંત ભગવંતો આપણા ઉપર પ્રસન્ન રહો"

અહિં કેશીકુમારશ્રમણની અદ્‌ભૂત સરળતા અને અકદાગ્રહિપણું આપણને પ્રદર્શિત થાય છે. ગણધર મહારાજે કરેલા સમાધાનપૂર્વક સમ્યક્ ખુલાસાથી પોતાની શંકાનું નિવારણ થતાંજ, પંચ મહાવ્રતોનો તેઓએ અંગીકાર કર્યો. સત્ય સમજાતાં જેઓ કદાગ્રહનો ત્યાગ કરે છે, તેઓજ પોતાનું કલ્યાણ કરી ગયા છે, અને તેઓજ જગતને અનુકરણીય છે. કદાગ્રહનો ત્યાગ એજ શાસનની પ્રભાવના અને શોભા છે; કેમકે મહાપુરૂષો જ્યારે કદાગ્રહનો ત્યાગ કરી સત્યને અંગીકાર કરે છે, ત્યારે જગતના લોકો તેમનું અનુકરણ કરી આત્મકલ્યાણના માર્ગે પ્રવૃત્તિ કરે છે.

ગૌતમસ્વામીએ પચાસ વર્ષની વયે ગૃહસ્થધર્મનો ત્યાગ

ફરી પાંચશો શિષ્યો સહિત ભગવંત પાસે દીક્ષા ગ્રહણ કરી. તેઓ પ્રથમ ગણધર હતા. તેમનો દેહ સાત હાથ ઉંચો હતો. વર્ણ કંચન જેવો હતો. અનેક લબ્ધિઓથી યુક્ત શુદ્ધ ચારિત્રનું પાલન કરવાથી મનઃપર્યવ જ્ઞાન પામેલા, ક્ષયોપશમ સમકિતથી યુક્ત, યાવજ્જીવ છઠ્ઠ તપ કરનાર, વિષય અને કષાયનો જય કરવા રૂપ ગુણને પામેલા, ઇંદ્રભૂતિ ( ગૌતમ ) ગણધરે ત્રીશ વર્ષ સુધી શ્રી મહાવીર પ્રભુની સેવા કરી.

પ્રભુએ પોતાના નિર્વાણનો સમય નજીક જાણીને વિચાર કર્યો કે, ગૌતમનો રાગ મારી પર અત્યંત છે; અને તેજ તેમને કેવળ જ્ઞાનની પ્રાપ્તિમાં અંતરાય કરે છે, તેથી તે સ્નેહને મારે છેદી નંખાવવો જોઇએ, કે તેમને કેવળ જ્ઞાનની પ્રાપ્તિ થાય; અંતિમ વખતે હું તેમને મારો વિરહ કરાવીશ, તેથી જો કે તેમને આઘાત થશે; તોપણ પરિણામે જે લાભ કર્તા છે તે વાત કરવી જોઇએ. એવા વિચારથી નજીકના કોઇ ગામમાં દેવશર્મા નામનો બ્રાહ્મણ રહેતો હતો, તેને પ્રતિબોધ કરવા જવાને આજ્ઞા કરી.

**કેવળજ્ઞાનની પ્રાપ્તિ.**

'જેવી પ્રભુની આજ્ઞા' એમ કહી પ્રભુને નમીને ગણધર મહારાજ દેવશર્મા બ્રાહ્મણના ગામ ગયા, અને પ્રભુની આજ્ઞાનો અમલ કર્યો. દેવશર્માને પ્રતિબોધ પમાડ્યો, અને ત્યાંથી પાછા ફર્યા. પ્રભુની પાસે જતા હતા, તેવામાં માર્ગમાં પ્રભુના મોક્ષ કલ્યાણકના માટે આવેલા દેવતાઓના મુખથી ભગવાનનું નિર્વાણ જાણી, વજ્રના પ્રહારથી હણાયા હોય, તેમ મહાદુઃખી થયેલા ચિત્તથી વિચાર કરવા લાગ્યા કે, "અહો ! કૃપાસાગર પ્રભુએ આ શું કર્યું ? કે જેથી આવા સમયે મને દૂર મોકલ્યો ! શું મને પોતાની સાથે લઇ ગયા હોત, તો મોક્ષનો માર્ગ સાંકડો થઇ જાત ? હે ત્રણ જગતમાં સૂર્ય સમાન પ્રભુ ! હવે મારા પ્રશ્નના જવાબ કોણ આપશે ? હે પ્રભુ ! મેં આટલા વખત સુધી આપની સેવા કરી, પણ અંતકાળે મને આપના દર્શન થયાં નહીં; તેથી હું સર્વથા અધન્ય છું.

જેઓ તે વખતે આપની સેવામાં હાજર હતા તેમને ધન્ય છે." ગૌતમ સ્વામી પોતાને ઉદ્દેશીને કહે છે કે, "અરે ગાતમ ! તું ખરેખર વજ્રમય છું. વજ્રથી પણ અધિક કઠીન છું, કે જેથી પ્રભુનું નિર્વાણ સાંભળીને તારા હૃદયના સેંકડો કકડા થઇ જતા નથી ?" આ પ્રમાણે પ્રભુના ઉપરના અત્યંત રાગને લીધે શોક કરતાં વારંવાર 'મહાવીર' 'મહાવીર' એ શબ્દનો મોટે સ્વરે જાપ કરવા લાગ્યા. એમ કરતાં તેમના કંઠ અને તાળું સુકાઇ ગયાં; એટલે પછી 'વીર' 'વીર' અને છેવટ એકલા 'વી' શબ્દનોજ ઉચ્ચાર થવા લાગ્યો. તે વખતે પોતે દ્વાદશાંગીના જાણ હોવાથી એક 'વી' શબ્દે કરીને તેનાથી શરૂ થતા, અનેક સારા શબ્દો સ્મરણમાં આવ્યા. જેમકે હે વીતરાગ ! હે વિશુદ્ધ ! હે વિષયત્યાગી ! હે વિજ્ઞાની ! હે વિકારજીત ! હે વિદ્વેષી ( ગયો છે દ્વેષ જેમનો એવા ) ! હે વિશિષ્ટ શ્રેષ્ટ ! હે વિશ્વપતિ ! હે વિમોહી ( ગયો છે મોહ જેમનો એવા ) ! ઇત્યાદિ શબ્દો યાદ આવતાં અને તેમાંના પ્રથમ વીતરાગ શબ્દનો અર્થ વિચારતાં તેમનો સર્વ મોહ ક્ષય થઇ ગયો. તેમની વિચારશ્રેણિએ રૂપ બદલ્યું. "હે પ્રભુ ! હું ખરેખર ભુલ કરૂં છું. આપ તો પરમ કરૂણાસાગર હતા, અને આપે મને આપનાથી અંતિમ વખતે દુર કર્યો; તેમાં પણ આપે મ્હારૂં હિત વિચાર્યું. રાગદશામાં હું આપનું સત્ય સ્વરૂપ સમજી શકયો નહી. હું અત્યાર સુધી ભ્રાંત થઇ ગયો કે આપના જેવા વીતરાગ, નિરાગી અને નિર્મળ એવા પ્રભુમાં, મેં રાગ અને મમતા રાખી. પ્રશસ્ત રાગ પણ મને નુકશાન કર્તા છે, એમ જાણી તેનો ત્યાગ કરાવવા માટેજ આપ પ્રભુએ મારો ત્યાગ કર્યો હશે ! આપતો પરમ ઉપગારી છો. મારા હિતના કર્તા છો. આપ તો મમતા રહિત હતા, એ મારા લક્ષમાં આવ્યું નહિં. એવા પ્રશસ્ત રાગથી પણ સર્યું. કેમકે મુનિઓને તો કોઇ પણ વસ્તુ ઉપર મમત્વ રાખવો એ તેમને હિતકર્તા નથી" આ પ્રમાણે વૈરાગ્ય યુકત શુકલ ધ્યાનમાં લીનથતાં, તે મહામુનિ ક્ષપકશ્રેણિને પ્રાપ્ત થયા. ઘાતિકર્મનો ક્ષય થતાં કારતક વદી અમાવાસ્યા ( ગુજરાતી આસો )ની પાછલી રાત્રે તેમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું.

દેવતાઓએ કેવળજ્ઞાનનો મહિમા કર્યો. પછી બારવર્ષ સુધી પૃથ્વી પર વિહાર કરી અનેક ભવ્ય પ્રાણીઓને પ્રતિબોધ આપી, કેવળજ્ઞાનરૂપ અચળ સમૃદ્ધિથી પ્રભુની જેમ દેવતાઓથી પૂજાતાં પ્રાંતે રાજગૃહ નગરે આવ્યા. ત્યાં એક માસનું અનશન કરી, ભવોપગ્રાહી ચાર કર્મોનો નાશ કરી, અક્ષય, અવ્યાબાધ સુખવાળા મોક્ષ પદને પ્રાપ્ત થયા.

શ્રી ગૌતમસ્વામી મોક્ષે ગયા પછી, પાંચમા ગણધર સુધર્મા સ્વામીએ પણ કેવળજ્ઞાન પ્રાપ્ત કરી, ઘણા કાળ પર્યંત પૃથ્વીપર વિચરીને લોકોને ધર્મ દેશના આપી. છેવટ તેઓ પણ રાજગૃહ નગરે પધાર્યા, અને પોતાના નિર્દોષ સંઘને પટધર શ્રી જંબુસ્વામીને સ્વાધીન કરી દીધો. પછી સુધર્મા ગણધર પણ રાજગૃહ નગરમાં ઉજ્વલ શુક્લ ધ્યાન ધરતાં સર્વ કર્મોનો નાશકરી, અખંડ, અચળ, સુખવાળા સિદ્ધ સ્થાનને પ્રાપ્ત થયા.

તેમની પાટે ચરમ કેવળી શ્રી જંબુસ્વામી થયા. શ્રી જંબુ સ્વામીનાનપણથીજ પરમ વૈરાગ્યવાન હતા. ગણધર મહારાજ સુધર્મા સ્વામી તેમના ગામ પધાર્યા, ત્યારે તેમની દેશના સાંભળી નહાની વયમાં દીક્ષા લેવાના ભાવ થયા. તે વખતે તેમનું લગ્ન થએલું ન હતું. તેમના પિતા મોટા ગર્ભશ્રીમંત હતા, તેથી મોટા શ્રેષ્ઠિઓની આઠ કન્યાઓ સાથે તેનું વેવીશાળ કરવામાં આવેલું હતું. સુધર્માસ્વામી પાસે પોતે વ્રત ગ્રહણ કરવાની ઈચ્છા જણાવી. ગુરૂ મહારાજે માતાપિતાની આજ્ઞા મેળવી, આવા ઉત્તમ કાર્યમાં પ્રમાદ ન કરવા ઉપદેશ દીધો.

પરમ વૈરાગ્યવાન જંબુકુમારે ગણધર મહારાજ પાસેથી પોતાને ઘેર જતાં રસ્તામાં ઉત્કૃષ્ટ ભાવમાં ચઢતાં, શ્રીસિદ્ધ ભગવંત અને આત્માની સાખે યાવત્જીવપર્યંત બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા કરી, અને તે પ્રતિજ્ઞા કરીને પછી ઘેર ગયા.

માતાપિતાને દીક્ષાની વાત જણાવી. તેમને ઘણો આઘાત

થયો. સંસાર સ્વરૂપ સમજાવી પોતે દ્રઢ નિશ્ચય કર્યો છે, તે વાત પણ જણાવી દીધી. માતાએ એક યુક્તિ શોધી કાઢી. જો પુત્રનાં લગ્ન કરી દેવામાં આવે તો પછી તેઓ સામાન્ય મનુષ્યની જેમ સંસાર સુખમાં લુબ્ધ થઇ જશે, અને દીક્ષાની વાત સ્વાભાવિક રીતેજ બંધ પડશે. એવા વિચારથી તેમણે જંબુકુમારને જણાવ્યું કે, " તમારૂં વેવીશાળ કરવામાં આવ્યું છે. મારા મનમાં તમારૂં લગ્ન કરી સંસારનો લ્હાવો લેવાની ઇચ્છા છે. તે ઇચ્છા પુરી પાડી તમોને ઘટીત લાગે તે કરજો. "

જંબુકુમાર માતાપિતાની આ યુક્તિનું રહસ્ય સમજી ગયા. પણ તેઓનું માનસિક બળ ઘણું જબરૂં હતું; તેમજ માતાપિતાની આજ્ઞા મેળવવાની હતી. તેઓની આ માગણી સ્વીકારવાથી પોતાના નિશ્ચયમાં કંઇ ફેરફાર થવાનો નથી, એમ ધારી તે માગણી મંજુર રાખી.

માતાપિતાએ શ્રીમંતને લાયક મોટી ધામધુમથી એકી સાથે દેવાંગનાના સ્વરૂપને પણ હઠાવે એવા સ્વરૂપ અને ગુણવાળી કન્યાઓ સાથે લગ્ન કર્યું. કન્યાના માતપિતાઓએ કન્યાદાનમાં કરોડો રૂપીઆની મીલકત અને મહોરો જંબુકુમારને ભેટ આપી. જંબુકુમારે જે દિવસે લગ્ન કરીને આવ્યા, તેજ રાત્રે પોતાની આઠે સ્ત્રીઓની પાસે દીક્ષા લેવાની પરવાનગી માગી. તુર્તજ પરણીને આવેલી; અને સંસારના સુખોને ભોગવવાની ભાવના-વાળી. તે આઠે સ્ત્રીઓને પોતાના પતિની આ માગણીથી બહુ આશ્ચર્ય થયું. જૈની દીક્ષા કેટલી કઠણ છે, યૌવન વયમાં દીક્ષા લેવાથી કેટલીક વખત ઇંદ્રિયવિકારને વશ થઇ અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થવાય છે, એ હકીકત જણાવી તે આઠે સ્ત્રીઓએ દાખલા દ્રષ્ટાંતથી પોતાના પતિને પોતાનો આગ્રહ છોડી દેવા સમજાવ્યા.

પરમ વૈરાગ્યભાવને ધારણ કરનાર, મહા સત્ત્વશાળી, દ્રઢ સંકલ્પવાળા, જંબુકુમાર આ સંસારમાં લલચાવનારી મૂખ્ય બે

વસ્તુઓ, કંચન અને કામિનીથી લગીર પણ લલચાયા નહિં. જે દિવસે લગ્ન કરી આવ્યા, તે વખતે તેમના મોઢા આગળ મોટા ધનના ઢગલા પડેલા હતા, તથા અનેક દિવ્ય વસ્તુઓ, અલંકારો, વસ્ત્રો વિગેરે વિવિધ પ્રકારની ભોગસામગ્રી પડેલી હતી. એવી ભોગ સામગ્રી મેળવવા આ વીશમી સદીમાં સમાજ હજારો પ્રકારના પ્રયત્નો આદરે છે, અને તેના માટે આરંભ સમારંભ કરવામાં પાછું વાળી જોતા નથી. જ્યારે આ જંબુકુમારની પાસે તો કરોડોની મીલકત અને ઐહિક સુખને પોષનાર આઠ સ્ત્રીઓ તૈયાર હતી. અહિં તત્વજ્ઞાનીઓ અને તત્વજ્ઞાનથી બેનશીબ પ્રાણીઓના વચ્ચેનો તફાવત જણાઇ આવે છે. સંસારમાં રહેવું, ભોગવિલાસ ભોગવવા અને જ્ઞાનીમાં ખપવાનો દાવો કરવો, અને તેમાંજ મુક્તિ છે, એવી વર્તમાનમાં કેટલાકની સમજુન છે; તે સમજુત વાસ્તવીક નથી, અને તેમાં તેઓઃ ગોથું ખાઇ મનુષ્ય જન્મનું ઉત્તમ પ્રકારનું કેરોય ચુકી જાય છે; એમ આપણને આ જંબુકુમારના ચરિત્રથી જણાઇ આવશે. જંબુકુમારને તો ધન મેળવવાને જીંદગીમાં પ્રયત્ન કરવો પડે તેમ ન હતું, કેમકે તેમની એકંદર સમૃદ્ધિ નવાણું કરોડ રૂપીઆની ગણાતી હતી તે પ્રત્યક્ષ તે ઠેકાણે તૈયારજ હતી. અનાશક્તિ શીવાય સંસારી વૈભવો અને વિલાસ છોડી શકાતા નથી. સંસારમાં આશક્ત રહી મુક્તિ મેળવવાની જે વાતો કરવામાં કે કહેવામાં આવે, તે હથેળીમાં ચાંદ બતાવવા જેવી એક યુક્તિ છે, અને તે યુક્તિમાં મુગ્ધજીવો ફસાઇ સત્ય તત્વજ્ઞાન મેળવવાથી બેનશીબ રહે છે. વિન ત્યાગ શીવાય મુક્તિજ નથી. સર્વસ્વ ત્યાગ એજ મુક્તિ મેળવવાનો માર્ગ છે, અને અંતરંગથી સર્વ વિકારોનો જય એજ મુક્તિનો મૂખ્ય માર્ગ છે. કંચન અને કામિનીનો સંબંધ એતો અતરંગ વિકારોનું ધામ છે. એ વાત જંબુકુમાર સારી રીતે સમજતા હોવાથી, તેઓ તે બન્નેથી વિરક્ત હતા. કંચન અને કામિનીઓએ તેમના મન પર જરા પણ અસર કરી નહિ. ઉલટ તેમના સાત્વિક જ્ઞાન અને મજબુત માનસિક બળની અસર તે આઠે સ્ત્રીઓ અને તેમના

માતાપિતા ઉપર થઇ. એ પણ પુત્ર અને પુત્રવધૂઓની સાથે દીક્ષા લેવાને તૈયાર થયા.

જે રાત્રિએ જંબુકુમાર પોતાના મહેલમાં પોતાની સ્ત્રીઓ સાથે દિક્ષા લેવાની પરવાનગી મેળવવા વાદવિવાદ કરે છે, તે વખતે જે એક ચમત્કારિ બનાવ બને છે, તે બનાવ આપણું ધ્યાન ખેંચ્યા શીવાય રહેતો નથી. પ્રભવો નામનો કોઇ શુરવીર ક્ષત્રી ચોરીનો ધંધો કરી પોતાની આજીવિકા ચલાવે છે. પાંચસો ચોરોનો નાયક છે. મતલબ તેના તાબામાં પાંચસો ચોરો છે. તે રાત્રિએ પ્રભવો રાજગ્રહ નગરીમાં ચોરી કરવાને માટે આવે છે. તેને ખબર મલી છે કે જંબુકુમારને ત્યાં પુષ્કળ દ્રવ્ય છે, તેમજ તેમના સ્વસુરપક્ષ તરફથી પણ ઘણું દ્રવ્ય તેમને મળેલું છે; તેથી તેમને ત્યાં જવાથી આપણું કાર્ય સરળતાથી સિદ્ધ થશે એવા વિચારથી તે પોતાના સાથીત સાથે તેજ રાત્રે જંબુકુમારના મહેલમાં, જે ભવ્ય ખંડમાં જંબુકુમાર, સ્ત્રીઓ અને ધન પડેલું હતું, તેના પડખેના ખંડમાં તે દાખલ થયો. જંબુકુમારના વિલાસભૂવનમાં શું બનાવ બને છે, તે જોવાની અને સાંભળવાની તેને ઇચ્છા થઇ, અને છુપી રીતે તે બનાવ જોવા અને સાંભળવા લાગ્યો. જંબુકુમારના તત્વજ્ઞાનના બોધની અસર તેના મન પર થઇ. ચોરી કરી ધન લુંટી જવાના વિચાર બદલાઇ ગયા, અને પરમ વૈરાગ્યભાવે તેના મનમાં પ્રવેશ કર્યો. તેને હવે ચોરી કરવાની ન હતી તેથી તે અને સાથેના માણસો નિડર થઇ ગયા તેઓ નિડરપણે જંબુકુમારના ભૂવનમાં દાખલ થયા, અને તેના પગે પડયા. પોતાનો સર્વ વૃત્તાંત જણાવ્યો, અને કેવી બુરી ઇચ્છાથી તેમના મહેલમાં દાખલ થયા હતા તે પણ જણાવી દીધું. એટલુ જ નહિ પણ પોતાના પાંચસો સહાયકો સાથે તેઓની સાથે દીક્ષા લેવાની ઇચ્છા જણાવી. જંબુકુમારના મજબુત માનસિક બળે પોતાના કુટુંબ અને આ ચોરો ઉપર વિજય મેળવ્યો. કન્યાઓના માતાપિતાને આ બનાવની ખબર પડી, અને તેમને પણ આથી વૈરાગ્ય થયો. જંબુકુમાર એ પ્રમાણે પોતાના માતાપિતા, આઠ સ્ત્રીઓ, અને તમામ સાસુસસરાઓ

તથા પાંચસો ચોરો, મળી એકંદર પાંચસો સતાવીશ સહ ભગવંત સુધર્મોસ્વામી પાસે ગયા, અને પવિત્ર, આત્મકલ્યાણ કરનારી, મોક્ષને પ્રાપ્ત કરાવનારી, દીક્ષા અંગીકાર કરી. આ આશ્ચર્યકારી બનાવ વર્તમાન સમયના સંસારલોલુપી જીવોને દંતકથા રૂપ લાગશે, પણ આ દંત કથા નથી, પણ ખરેખર બનેલો ઐતિહાસિક બનાવ છે. ભગવંત મહાવીરની પાટ પરંપરામાંજ જંબુસ્વામી અને તેમના શિષ્ય પ્રભવાસ્વામી થએલા છે.

શ્રી વીર પ્રભુના શાસનમા જંબુસ્વામી ચરમકેવળી છે. તેઓએ પણ ઘણા વર્ષો સુધી ભવ્ય જનોને ધર્મ સંબધી ઉપદેશ કર્યો; અને અંતે મોક્ષે ગયા

આ ભરત ક્ષેત્રમાં તેમના પછી કોઇ મોક્ષે ગયા નથી. આ કાળ આશ્રિત આ ક્ષેત્રમાં મોક્ષમાર્ગ બંધ છે. શ્રી મહાવિદેહ ક્ષેત્રમાં જ્યાં સદાય ચોથાઆરાના ભાવ વર્તે છે, જ્યાં વીશ તીર્થંકરો અને સંખ્યાબધ કેવળજ્ઞાનીઓ જુદા જુદા પ્રદેશમાં વિચરી રહ્યા છે, તે પ્રદેશમાં મોક્ષ માર્ગ ચાલુ છે.

જંબુસ્વામીના મોક્ષે પધાર્યો પછી, નીચે પ્રમાણે દશ વસ્તુઓનો પણ આ ભરતક્ષેત્રમાં વિચ્છેદ થયો છે.

(૧) કેવળજ્ઞાન (૨) મનઃપર્યવજ્ઞાન (૩) પુલાક લબ્ધિ અને પરમાવધિજ્ઞાન (૪) ક્ષપકશ્રેણિ, (૫) ઉપશમ શ્રેણિ (૬) આહારક શરીર (૭) જિનકલ્પ અને (૮-૯-૧૦) ત્રણ પ્રકારના ચારિત્ર—પરિહારવિશુદ્ધિ, સુક્ષ્મસંપરાય અને યથા ખ્યાત ચારિત્ર

જંબુસ્વામિના શિષ્ય પ્રભવાસ્વામી ચૌદપૂર્વધારી થયા છે. તેમના શિષ્ય સ્વયંભવસૂરિપણ ચૌદપૂર્વધારી થયા છે તેઓએ પોતાના પુત્ર અને શિષ્ય મનકમુનિનું અલ્પ આયુષ્ય જાણી તેમના કલ્યાણના માટે પૂર્વમાંથી ઉદ્ધરીને દશવૈકાલિક સૂત્રની રચના કરી છે. આ સૂત્રના દશ અધ્યયન છે. તેના પહેલા ચાર અધ્યયન આત્માર્થિ વિરતિવંત શ્રાવકને ગીતાર્થ ગુરૂની પાસે ભણવાનો અધિકાર છે. તેમના શિષ્ય યશોભદ્રસૂરિ પણ ચૌદ

પૂર્વધારી. થયા છે. તેમના શિષ્ય સંભૂતિવિજય અને ભદ્રબાહુ સ્વામી પણ ચૌદ પૂર્વિ થયા છે. સંભૂતિવિજયના શિષ્ય સ્થુળભદ્રજી જેઓએ કોષ્યાનામની ગણિકાને બોધ પમાડી હતી, અને જેઓએ કોષ્યા વેશ્યાને ત્યાં ચાતુર્માસ રહીને, પોતાનું ચારિત્ર શુદ્ધ રીતે પાળ્યું હતું, તેઓ પણ ચૌદપૂર્વના જ્ઞાનવાન હતા. દશ પૂર્વનું જ્ઞાન અર્થ સહિત ગુરૂથી મેળવ્યું હતું, અને ચારપૂર્વનું જ્ઞાન મૂળ સૂત્રેથી મેળવ્યું હતું. ભગવંત આદિશ્વરના સમયથી જૈનધર્મ આ ક્ષેત્રમાં વર્તી રહ્યો છે, અને તે આ પાંચમા આરાના એકવીશહજાર વર્ષના અંત સુધી ચાલુ રહેશે. વર્તમાનમાં પણ ગીતાર્થ, સૂત્રાર્થના પારગામી, પવિત્ર આચાર્યો પ્રભુના શાસનમાં વિદ્યમાન છે, અને તેમનાથી આત્માર્થિઓએ પોતાનું કલ્યાણ સાધી લેવા પ્રયત્ન કરવો ઘટે છે

જૈનશાસન સદા જયવંતુજ રહેવાનું છે. જૈનશાસનમાં વર્તમાનમાં પણ કેટલાક છુપા રત્નો રહેલાં છે, કે જેમનો પરિચય થવાથી મહાન આલ્હાદ થાય છે. આ પાંચમા આરાના કાળનો સ્વભાવજ એવો છે, કે તેમાં દિવસે દિવસે ધર્મની હાની થશે, એ વાત ખરી છે; પણ તેવા પ્રકારની હાની થતાં પણ છેવટ એકવીસ હજાર વર્ષ ધર્મ ચાલુ રહેશે. આ આરાના દુઃષમકાળમાં છેલ્લા દુઃપ્રસહ નામે આચાર્ય, ફલ્ગુશ્રી નામે સાધવી, નાયળ નામે શ્રાવક, અને સત્યશ્રી નામે શ્રાવિકા, એ પ્રમાણે ચતુર્વિધ સંઘ કાયમ રહેશે, એમ ભગવંત મહાવીરદેવે પોતાના અંતિમ કાળ વખતે કહેલું છે, અને સત્ય વચન સત્યજ ઠરશે જેઓને પોતાનું આત્મ કલ્યાણ કરવાની ભાવના હોય, તેમણે તો પ્રભુના પ્રરૂપેલા નવ તત્વાદિ તત્વજ્ઞાનનો ગીતાર્થ ગુરૂથી જ્ઞાન ભ્યસ કરી, તેના ઉપર દ્રઢ શ્રદ્ધા રાખી, જ્ઞાનના ફળરૂપ પોતાના ચારિત્રને સુધારનાર, યથા શક્તિ વિરતિપણું અંગીકાર કરી, સમ્યક્ જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ મોક્ષમાર્ગનું આરાધન કરવું, એજ પરમ કલ્યાણકારી છે.

शिवमस्तु सर्व जगतः, परहित निरता भवतु भूतगणाः ॥
दोषाः प्रयान्तुनाशं, सर्वत्र सुखीभवन्तु लोकाः ॥

# ઉપસંહાર.

—૦૦—

## ઉપદેશ રહસ્ય.

ભગવંત મહાવીર દેવને કેવળજ્ઞાન થયા પછી, જગતના જીવોના કલ્યાણ માટે, તેમણે જે ઉપદેશ કરેલો છે, તેનો સાર એ છે કે, જીવોએ મનુષ્ય જન્મ પ્રાપ્ત કરી, અનંતા કાલથી ચારગતિરૂપ સંસારમાં જે જન્મ મરણ કરવું પડે છે, તેનાથી બચવું; સંસારથી મુક્ત થવું, અને તેના માટે પ્રયત્ન કરવો; એજ મનુષ્યજન્મની સફલતા છે. જોકે પુદ્ગલિક વૈભવ, બાહ્ય સુખ, દેવગતિમાં મનુષ્યગતિ કરતાં અસંખ્યાતગણું વિશેષ છે; તોપણ મુક્તિમાર્ગની સાધનાને માટે દેવગતિ કરતાં મનુષ્યગતિનીજ મહત્વતા કેવળજ્ઞાનીઓને જણાઇ છે. અનંતા તીર્થંકરો થઇ ગયા, તે તમામને મનુષ્યગતિનીજ કિંમત વિશેષ જણાઇ છે. કેમકે અનાદિકાળથી અશુદ્ધતામાં રહેલા જીવને, શુદ્ધ, નિર્મળ બની આત્મિક સુખ મેળવવું છે, ( જે પુદ્ગલિક સુખ કરતાં અનંતગણું સુખદાયી છે, અને જે આત્મિક નિર્મળતામાંજ રહેલું છે, ) તે આત્મિકસુખની સાધના મનુષ્યગતિવાળા જીવોજ કરી શકે; દેવોનામાં તે શક્તિ નથી. તેજ કારણથી સમ્યક્ત્વવાન દેવો મનુષ્યગતિનીજ વાંચ્છા કરે છે. ભગવંતના ઉપદેશનુ રહસ્ય એ છે કે,

હેય, જ્ઞેય, અને ઉપાદેય.

આ ત્રણનું જ્ઞાન મેળવી તેમાં ઉદ્યમ કરો; પુરૂષાર્થ ફેરવો; સંસારના મોહમાં, સંસારીક સુખમાંજ રાચી માચી જીવન પુરૂ કરી જીવનને નિરર્થક ન બનાવો; તમે પોતેપોતાના આત્માને ઓળખો; તેનું સ્વરૂપ સમજો, અને આત્મા જે અનંત સુખનું ધામ છે, તે પ્રાપ્ત કરવા, પ્રગટ કરવાને માટે ક્રમસર પ્રયત્ન કરો. તેનો ઉપાય ભગવંતે ઉપર જણાવેલા ત્રણ પદમાંજ બતાવેલો છે. તેનો સાર એ છે કે,

૧ હેય—એટલે ત્યાગ કરવા લાયક પદાર્થનો ત્યાગ કરવો.

જીવ અજ્ઞાનદશામાં પોતાનું તાત્ત્વિકહિત શામાં રહેલું છે, તેનો નિર્ણય કરી શકતો નથી, અને તેથી આત્મા અહિતકર્તા પ્રવૃત્તિમાં જીવનયાત્રા પુરી કરી સફળતા માને છે. તે અહિતકર્તા પ્રવૃત્તિને અટકાવી, તેનો ત્યાગ કરો. એ ત્યાગ કરવા લાયક પ્રવૃત્તિ એ 'પાપ' પ્રવૃત્તિ છે. પાપના કારણો ઘણાં છે તે તમામનો સમાવેશ ઘણા ભાગે અઢારમાં થઇ જાય છે; જેને અઢાર પાપ સ્થાનકો કહે છે. એ અઢાર પાપસ્થાનકો જીવ અનંતા કાળથી સેવતો આવ્યો છે, તેથી તેને એમ લાગતું નથી કે આ પ્રવૃત્તિ મ્હારા આત્માને અહિતકર્તા છે. ભગવંત કહે છે કે પાપપ્રવૃત્તિના અઢાર કારણોનુ સેવન ત્યાગો; તેને બંધ કરો; પાપ પ્રવૃત્તિને અટકાવો, કે જેથી સમય સમય આત્મા મલીન થતો જાય છે, તે મલીન થતો બચે

૨ ઉપાદેય—પ્રથમ પાપ પ્રવૃત્તિને અટકાવો; પછી જે આત્માને હિતકર્તા કારણ હોય, તેનું સ્વરૂપ સમજી યથાશકિત તેનો આદર કરો; તેમાં તમારી શક્તિ ફેરવો; નવીન કર્મબંધનના કારણોને અટકાવી, અનંતાકાળથી જે અશુદ્ધતા જીવને લાગેલી છે, તે કર્મનો નાશ કરવાને પુરૂષાર્થ કરો. તે પુરૂષાર્થ સમ્યક્‌જ્ઞાન પૂર્વક તપ અને સંયમ રૂપ છે; તેનો આદર કરો.

૩ જ્ઞેય—જગતમાં કેટલાક પદાર્થો એવા છે કે જેનો ત્યાગ કરવાનો હોતો નથી, કે આદર કરવાનો પણ હોતો નથી. ફક્ત તેનું સ્વરૂપ જાણવા જેવું હોય છે, તે જાણવું.

આ ત્રણના સેવનથી જીવનને સફળ બનાવવાનો પ્રભુનો ઉપદેશ છે.

રોગી માણસને જે રોગ થયો હોય, તેનો નાશ કરવાને માટે તે રોગનો નાશ કરવાવાળી દવાનું સેવન કરવામાં આવે, અને વૈદ્ય કે ડૉકટરના કહેવા પ્રમાણે પથ્ય પાળવામાં આવે, તો રોગ મટી નિરોગતા પ્રાપ્ત થાય છે; તેમ નીચે બતાવેલા અઢાર પ્રકારના પાપરૂપ રોગને મટાડવાને, તેના પ્રતિસ્પર્ધિ કારણોનું સેવન કરવામાં આવે, તોજ તે પાપથી બચી શકાય છે. તે અઢાર

પ્રકારના પાપ અને તેનો નાશ કરવાના ઉપાય, પ્રભુએ જણાવેલા છે, તેનું ટુંકાણમાં સ્વરૂપ નીચે પ્રમાણે છે,

| પાપસ્થાન | તેના પ્રતિસ્પર્ધિ ધર્મસ્થાન. |
|---|---|
| ૧ પ્રાણાતિપાત-હિંસા. ( સ્થાવર અને ત્રસ, યાને સુક્ષ્મ કે બાધર (મોટા); જીવોનો વધ કરવો એટલે દશ પ્રકારના પ્રાણનો વિનાશ કરવો. ) | ૧ અહિંસા—જીવદયા. કોઇપણ જીવને હણવો નહિં; તેનો નાશ કરવો નહી; તેને કોઇપણ રીતે પરિતાપ આપવો નહી; જયણાથી ચાલવું; જયણાથી બેસવું; જયણાથી સુવું; જયણાથી બોલવું ઇત્યાદિ તમામ પ્રવૃત્તિ જયણા પૂર્વક કરવી. એ પ્રમાણે કરવાથી હિંસા પાપસ્થાનથી જીવ પોતાને બચાવી શકે છે. |
| ૨ મૃષાવાદ ( અસત્ય બોલવું. ) | ૨ સત્ય બોલવું. મન, વચન, અને કાયાથી સત્ય બોલવું. મૂખ્યત્વે ક્રોધ, લોભ, ભય અને હાસ્યથી અસત્ય, મૃષાવાદ બોલાય છે. તે કારણોનું સેવન કરવું નહી. જે સત્ય બોલવાથી સામાના જીવને ખેદ કે અપાય થાય, તેવા સત્ય વચનને અસત્યની કોટીમાં ગણેલ છે. માટે તેમ ન કરવું સત્ય વચન પણ સામાને હિતકર્તા હોય, તેવું પ્રીય વચન બોલવું. મિત અને લલિત વચન બોલવું. |
| ૩ અદત્તાદાન (આપ્યા વગર પારકી વસ્તુનું લેવું) | ૩ બીજાની કંઇ પણ ચીજ તેના આપ્યા સીવાય લેવી નહી હમેશાં ન્યાયી પ્રવૃત્તિ રાખવી. ન્યાયસપન્ન વૈભવ, ધન પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરવો. |
| ૪ મૈથુન સેવન. | ૪ બ્રહ્મચર્ય પાળવું. મન, વચન અને કાયાથી સર્વથા બ્રહ્મચર્ય પાળવું. ગૃહસ્થે સ્વદારામાં સંતોષ રાખવો. તેમાં પણ |

| | |
|---|---|
| | જેટલી પ્રવૃત્તિ ઓછી થઇ શકે તેમ કરવું. વીર્ય રક્ષણ કરવું. પંચેંદ્રિયના વિષયોના સેવનની આસક્તિ કમી કરી ઇંદ્રિય દમન કરવું. |
| ૫ પરિગ્રહ. | ૫ મુનિએ ધન, ધાન્યાદિ નવ પ્રકારના બાહ્ય પરિગ્રહ, અને કષાયાદિ અભ્યંતર પરિગ્રહનો સર્વથા ત્યાગ કરવો. ગૃહસ્થે પરિણામ–મર્યાદા કરવી. |
| ૬ ક્રોધ, | ૬ ક્ષમા રાખવી; સમતાનું સેવન કરવું; શાંતવૃત્તિ રાખવી. |
| ૭ માન. | ૭ નમ્રતા ધારણ કરવી. |
| ૮ માયા. ( કપટ ) | ૮ સરળતા રાખવી; નિષ્કપટી થવું; કોઇને ઠગવો નહી. |
| ૯ લોભ. | ૯ સંતોષ રાખવો, નિર્લોભી થવું; કોઇપણ પદાર્થ કે વસ્તુનો લોભ કરવો નહી આત્મિક ગુણો મેળવવા, જ્ઞાન મેળવવું, ઇત્યાદિ પ્રશસ્ત પ્રવૃત્તિ કરવાની જીજ્ઞાસા ઉત્તરોત્તર વધતી જાય, એ તત્વદ્રષ્ટિએ લોભ નથી. તેવા પ્રકારનો લોભ તો આત્માને ગુણ કર્તા છે. |
| ૧૦ રાગ. | ૧૦ વીતરાગ દશા પ્રાપ્ત કરવા મોહનો ત્યાગ કરવો. પ્રથમ અપ્રશસ્ત રાગનો નાશ કરવો; છેવટે તો પ્રશસ્ત રાગનો પણ નાશ કરી વીતરાગ થવું. |
| ૧૧ દ્વેષ | ૧૧ જગતના તમામ જીવો ઉપર મૈત્રી ભાવ રાખવો. લોકમાં રહેલા તમામ જીવોની સાથે આપણો જીવ અનંતીવાર સંબંધ કરી આવ્યો છે, તે અપેક્ષાએ જગ- |

| | |
|---|---|
| | તેના તમામ જીવો આપણા સંબંધીઓ, કુંટુંબીઓ છે, તેથી કોઇના પણ ઉપર દ્વેષ કરવો નહી. તેમનું હિત ચિંતવવું. તેમની સદ્પ્રવૃત્તિ કે ઉત્કર્ષ જોઇ પ્રમોદ ધારણ કરવો. દુઃખી જીવોની અનુકંપા કરવી, અને મધ્યસ્થ વૃત્તિ રાખવી. કોઇનું દુષ્ટાચરણ જોઇ તેને બોધ આપવો. તે બોધનો તે સ્વીકાર કરે નહિ, તો તેના ભારે કર્મીપણાનું સ્વરૂપ વિચારી, મધ્યસ્થવૃત્તિ રાખવી, પણ તેનો દ્વેષ કરવો નહી. |
| ૧૨ કલહ ( કલેશ ) | ૧૨ શાન્તિ રાખવી. આનંદી રહેવું. |
| ૧૩ અભ્યાખ્યાન. ( બીજાને અછાજતા દોષ દેવા. ) | ૧૩ બીજાના ગુણો જોવા. |
| ૧૪ પૈશુન્યપણું કરવું. ( ચાડી કરવી ) | ૧૪ પોતાનામાં જે દુર્ગુણો હોય, તેનું નિરીક્ષણ કરી, તેની નિંદા કરવી. પારકી નિંદા કરવી નહિ. |
| ૧૫ રતિ, અરતિ (ખુશી થવું. ) ( દીલગીર થવું. ) | ૧૫ સમભાવ રાખવો.લાભના પ્રસંગે રાજી થવું નહી, હાની કે દુઃખના પ્રસંગે દીલગીર થવું નહી. સમતાપણું જાળવવું. |
| ૧૬ પરપરિવાદ (પારકાના તેની પાછળ દૂષણ બોલવા.) | ૧૬ બીજાના ગુણો જોવા. ગુણોની સ્તુતિ કરવી. |
| ૧૭ કપટ સહિત જુઠું બોલવું. | ૧૭ સરળતાથી સત્ય બોલવું. |
| ૧૮ મિથ્યાદર્શન એટલે કુદેવ, કુગુરૂ અને કુધર્મનું સેવન કરવું. તેમજ મિથ્યાત્વ સેવન કરવું. | ૧૮ સુદેવ, સુગુરૂ, અને સુધર્મને ઓળખી તેના ઉપર શ્રદ્ધા કરવી;તેનો આદર કરવો. તેમજ પાંચ પ્રકારના મિથ્યાત્વનું સ્વરૂપ સમજી તેનો ત્યાગ કરવો. |

ઉપર પ્રમાણે[1] અઢાર પ્રકારના જે પાપસ્થાનકો છે, તે ત્યાગ કરવા લાયક છે. તે ત્યાગ કરવાને માટે તેના પ્રતિસ્પર્ધિ જે કારણો બતાવ્યાં છે, જે ધર્મસ્થાનકો છે, તેનું સેવન કરવું. તેનું સેવન કરવાથી પાપસ્થાનકોનું સેવન બંધ થશે. પાપનું સેવન બંધ થશે, એટલે કર્મબંધ થતો અટકશે. સંવર તથા નિર્જરા તત્વનો આદર કરવો. તેમજ અષ્ટપ્રવચનમાતા તેનું સેવન કરવું. તેથી શુદ્ધ ચારિત્ર ગુણની પ્રાપ્તિ થશે. એ અષ્ટપ્રવચનમાતા એટલે પાંચસમિતિ અને ત્રણ પ્રકારની ગુપ્તિ તેનું સ્વરૂપ આ પ્રમાણે છે.

પાંચસમિતિ

૧ ઇર્યાસમિતિઃ—જોઇને ચાલવું, ઉપયોગ પૂર્વક ચાલવું કે જેથી કોઇ પણ જીવને કીલામણા થાય નહી.

૨ ભાષાસમિતિ—વિચારીને પાપરહિત વચન બોલવું.

૩ એષણાસમિતિ—શુદ્ધ અને નિર્દોષ આહાર પાણી મેળવવાનો ઉદ્યમ કરવો.

૪ આદાનભંડમત્તનિક્ષેપણા સમિતિ—કોઇ પણ ચીજને દ્રષ્ટિથી તથો બીજી રીતે પુંજી પ્રમાજીંને લેવી, તથા મુકવી.

૫ પારિષ્ઠાપનિકાસમિતિ — વડીનિતિ, તથા લઘુનિતિ નિર્દોષ જગ્યાએ કરવી, તથા કોઇ પણ ચીજને પરઠવવી હોય તે નિર્દોષ જગ્યાએ કોઇ પણ ત્રસ જીવને હરકત કે પિડા ન થાય તેવી જગ્યાએ પરઠવવી.

ત્રણ ગુપ્તિ.

૧ મનગુપ્તિ—મનને ગોપવવું. પ્રથમતો મનમાં અશુભ વિચારો થતા અટકાવવા, અને શુભ વિચારો કરવા. એટલે અપ્રશ-

---

૧ પ્રવચનસારોદ્ધારના બસોનેસાડત્રીસમા દ્વારમા અઢાર પાપસ્થાનકોના વર્ણનમા, છઠું રાત્રિભોજન ગણ્યું છે. તેમા રતિઅરતિ પાપસ્થાન ગણેલુ નથી, એટલે અટારની સંખ્યા બરોબર થાય છે.

સ્ત મનોયોગને રોકવા, અને પ્રશસ્ત મનોયોગમાં મનને જોડવું. આ પ્રશસ્ત મનોયોગ વ્યાપાર તેરમા ગુણસ્થાનકના અંત સુધી હોય છે. સર્વથા મનોયોગનો નિરોધ તો ચૌદમા ગુણસ્થાનકે હોય છે. મતલબ એ છે કે મનુષ્ય જીવનમાં, હમેશાં પાપમય વિચારોનો ત્યાગ કરી, શુભ અને શુદ્ધ વિચારોમાં મનની પ્રવૃત્તિ કરવી.

૨ વચનગુપ્તિ–મૌન રહેવું.

૩ કાયગુપ્તિ–પાપમયકાર્યમાં કાયાનો વ્યાપાર થતો રોકવો.

આ આઠ પ્રવચનમાતાના સેવનથી ચારિત્રની શુદ્ધિ થાય છે. તેનું શુદ્ધ પાલન થઇ શકે છે. આ આદરવા લાયક છે.

ઉપર જણાવ્યા પ્રમાણે ત્યાગ કરવાલાયક અને આદરવા લાયક વસ્તુનું સ્વરૂપ સમજી, ત્યાગવાલાયક વસ્તુઓનો ત્યાગ કરી, એટલે દુર્ગુણોનો ત્યાગ કરી, આદરવા લાયક જે ગુણો તેનો આદર કરી, તેનું સેવન કરવું. સમ્યક્જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ મોક્ષમાર્ગનું સ્વરૂપ સમજી, તેનું યથાશક્તિ પાલન કરવાને વીર્ય ફોરવી, જીવનને ઉત્તરોત્તર ઉંચ કોટીમાં લઇ જવાને પુરૂષાર્થ કરવો. પવિત્ર જીવન ગુજારવું. પવિત્ર જીવનવાળાના સર્વ ક્રિયાનુષ્ટાન તેના આત્માને વિશેષ શુદ્ધ બનાવવાને કારણ રૂપ બને છે. શ્રીજીનેશ્વરની આજ્ઞા પ્રમાણે વર્તવું, એજ તેમની ભાવપૂજા છે. શ્રીજિન આજ્ઞાનું પાલન કરવુ, નિર્દોષ અને પવિત્ર જીવન ગુજારવું, એજ પરમેશ્વરની ઉત્તમોત્તમ ભક્તિ છે; અને તેજ પરમ શાન્તિનું કારણ છે. એજ મનુષ્ય જીવનનું સાર્થકપણું છે, અને તેજ ભગવંત મહાવીરદેવના ઉપદેશનું રહસ્ય છે.

जइ इच्छह परमपयं, अहवा कित्तिं सुवित्थडं भुवणे ।
ता तेलुक्कुद्धरणे, जिणवयणे आयरं कुणह ॥

---

# પરિશિષ્ટ

## અકારાદિવિષયાનુક્રમ. ( Index. )

## આ

ચ

પૃષ્ટ



છ

જ



ઢ



ત

| ત્ર | પૃષ્ઠ |
|---|---|



દ

# શુદ્ધિપત્રક.

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૧૦ | ચારે બાજુ જોતા, હતા | ચારે બાજુ જોતા હતા, |
| ૨૨ | ૨૬ | ધર્મ પ ગી | ધર્મ પામી |
| ૩૦ | ૧૭ | નિયાણુવાલા | નિયાણુવાળા |
| ૪૪ | ૧૫ | કન્ય | કન્યા |
| ૪૯ | ૪ | તૈયર | તૈયાર |
| ૪૯ | ૮ | ગોટ | ગોટા |
| ૫૨ | ૨ | છટ્ટા તપમાં | છઠ્ઠ તપમા |
| ૫૨ | ૪ | સમાવેસરણુની | સમવસરણુની |
| ૫૯ | ૧૪ | ગદીપતિ | ગાદીપતિ |
| ૭૨ | ૨૪ | ગાવર | ગારવ |
| ૭૩ | ૧૦ | સતં | સાત |
| ૮૦ | ૨૦ | પચ | પાચ |
| ૮૩ | ૧૭ | જૈનશાસન | જંનશાસન |
| ૮૭ | ૧૧ | આદારીટ | ઔદારીક |
| ૮૯ | ૫ | મન | માન |
| ૯૮ | ૯ | ફળપાટ | ફળવિપાક |
| ૯૮ | ૧૧ | કર્મસતા | કર્મસત્તા |
| ૯૯ | ૭–૮ | — | ( કાઢી નાખવી. ) |
| ૧૦૦ | ૨૬ | પાવારંભી | પાપારંભી |
| ૧૦૧ | ૧૧ | દેવપ્રતિ | દેવગતિ |
| ૧૦૫ | ૧૪ | તેમ ક્રા | તેમ કહ્યા |
| ૧૧૫ | ૨૭ | કર્મસત્તાની | કર્મસત્તાથી |
| ૧૨૨ | ૨૭ | હેય | હોય |
| ૧૩૬ | ૨૮ | અભિનિબોધિકજ્ઞાન | આભિનિબોધિક જ્ઞાન |
| ૧૩૯ | ૧૧ | અઠ્ઠાવીશ ભેદ | ચોવિશ ભેદ |
| ૧૩૯ | ૧૨ | છે, તેથી | છે, તેમા વ્યંજનાવગ્રહના ચાર ભેદ ઉમેરે, તેથી |
| ૧૬૦ | ૩ | તેને ગણુ | તેના પણુ |
| ૧૬૨ | ૨૯ | મહારાજા | મહાજન |
| ૧૭૦ | ૨ | યશોદાનું ૯ | યશોદાનું ૯૦, |

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦૦ | – | ( સ્વત્માવલંબન ) | ( સ્વાત્માવલંબન ) |
| ૨૭૭ | ૬ | રાખ્યો, | રાખ્યો નથી. |
| ૨૯૮ | ૧૦ | કહે અગ્નિભૂતિ | હે અગ્નિભૂતિ |
| ૩૦૧ | ૨૩ | સુધર્મ | સુધર્મા |
| ૩૦૪ | ૧૧ | પરિભ્રમણ છતો | પરિભ્રમણ કરતો છતો |
| ૩૪૭ | ૨૩ | એક | એ |
| ૩૬૦ | ૧૬ | ભાવ | ભામ |
| ૩૯૩ | ૧૨ | અણુવિશ્વાસવાળા | દૃઢ વિશ્વાસવાળા |
| ૩૯૪ | ૩ | અત્યાર | આગ્રહ |
| ૪૦૭ | ૧૧ | ખેદક | ખંદક |
| ૪૧૪ | ૧૪ | પુત્રી | પુત્ર |
| ૪૨૯ | ૧૫ | સાક્ષીઓ | સાક્ષીએ |
| ૪૫૨ | ૧૮ | રહેક્ષો | રહેલો |
| ૪૬૪ | ૧૨ | વાણુકને | વણિકને |
| ૪૭૨ | ૧૦ | તેઆ | તેઓ |
| ૪૭૬ | ૧૦ | કાલ | કામ |
| ૪૮૮ | ૨૪ | ( ૪ ) ઋજુવ્યવહારી | ( ૪ ) અનાભિનિવેશી |
| ૫૦૪ | ૨૦ | આદેશ | આ દેશે |
| ૫૦૫ | ૧૦ | અનદાદિ | આનંદાદિ |
| ૫૦૯ | ૩ | નામાકત | નામાંકિત |
| ૫૧૦ | ૪ | સદાલપુત્રનો ગોશાળા સાથે | સદાલપુત્રનો પ્રભુ સાથે |
| ૫૧૫ | ૧૯ | વ્યધિથી | વ્યાધિથી |
| ૫૨૩ | ૨૨ | જમાળીની | ઢંકની |
| ૫૨૯ | ૧૩ | પાટીલ અણગાર | પોટીલ અણગાર |
| ૫૩૨ | ૨૧ | અપરોક્ષ રીતે | પરોક્ષ રીતે |
| ૫૩૬ | ૨૮ | શિવ | શિવા |
| ૫૫૧ | ૧૪ | આજ્ઞાન | આજ્ઞાના |
| ૫૮૪ | ૧૭ | મની | તેમની |
| ૫૮૭ | ૬ | સંકાર | સંસ્કાર |
| ૬૨૦ | ૨૭ | બાજુ | બીજી |
| ૬૩૨ | ૨૪ | શક્ય છે | શકાય છે. |